

સત્સંગ દૃષ્ટિથી લખાયેલો શ્રીમદ્ભગવદ્ ગીતાનો આ **વાર્તાલાપ** મારા મનની પ્રસન્નતા માટે; ભક્તો, સંતો અને સજ્જનોના આનંદ માટે; આમ જનતાને પ્રભુપ્રેમની રૂચિ ઉત્પન્ન કરવા માટે; પ્રભુપ્રેરણાથીજ લખાયેલો છે. વિદ્વત્તા પ્રકાશવા માટે નથી. જે કાંઇ લખાયુ છે, તે વિદ્વાનોની બુદ્ધિનું અનુકરણ કરીને, ભક્તજનોના ચરિત્રોના મહિમાને જાણીને, તેમના ચરિત્રોને વર્ણવીને લખાયુ છે. મારી બુદ્ધિનું તેમાં જરાયે બળ નથી. આવી સ્થિતિમાં આ **વાર્તાલાપ**માં આનંદ મળે, તે મહિમા પ્રભુનો, ભક્તોનો અને વિદ્વાનોનો છે; કંટાળો આવે એ દોષ મારો છે; મારો પ્રમાદ છે; મારું અજ્ઞાન છે.

ભારદ્વાજ.



# પ્રસ્તાવના

પૂજ્યપાદ મુનિ મહારાજશ્રી ભારદ્વાજજી વિરચિત 'ગીતા-વાર્તાલાપ યાને જો સુખી થવું હોય' નામક ગ્રંથના પાંચમા ભાગની આ બીજી વિસ્તૃત લખાણની આવૃત્તિ જનતા જનાર્દનના ચરણે ધરતા અમો વ્યવસ્થાપકોને હર્ષ થાય છે

આ ભાગની પહેલી આવૃત્તિ કરતા આ બીજી આવૃત્તિના પુસ્તકના રૂપ-રંગ-બાઈન્ડીંગ-સાહિત્ય તથા લખાણ બધુ ફેરવાયનુ આપના જોવામા આવશે તેમા લખાણ સબધી 'વાર્તાલાપ' ના વાચકગણે પૂજ્યપાદશ્રીને ટૂંક લખાણ વિસ્તૃત રીતે લખી સમજાવવા જે વિનતી કરેલી, તેનો ઉલ્લેખ પહેલા ભાગની વિસ્તૃત લખાણની ત્રીજી આવૃત્તિમા કરવામા આવ્યો હોઇ, વધુ પિષ્ટપેષણ ન કરવાના હેતુથી ટૂંકાણમા પુસ્તકનો સર્વે પ્રકારે-બાઇન્ડીંગ, જેકેટ, છપામણી તેમજ ગુજરાત વિદ્યાપીઠના જોડણીકોશ અનુસાર વ્યાકરણાદિ દોષો શોધી સુધારના-એવા શકય પ્રયત્ન કરી 'વાર્તાલાપ' ગ્રંથના યોગ્ય વિકાસ તરફ વ્યવસ્થાપકો પ્રયત્નશીલ રહ્યા છે

વળી પુસ્તકના પ્રકાશનમા જે અક્ષમ્ય ઢીલ થઈ છે, તે નિવારવા વ્યવસ્થાપકોએ પોતાનાથી બનતા એના સર્વ પ્રયાસો કર્યા છે છતા એકીસાથે બબ્બે ત્રણ ત્રણ પુસ્તકોના પ્રકાશનની અનિવાર્યતા આવી પડેલી હોઇ વ્યવસ્થાપકોએ એનો કાળજીપૂર્વક ઉકેલ લાવવો રહ્યો છતા આશા છે કે વાચકગણ આ કાર્યક્ષમતા સામે દોષની દૃષ્ટિએ નહીં જોતા હસ સમી વૃત્તિથી અમારા પ્રયત્નોને આવકારશે

આ વખતે આ પુસ્તકની વેચાણ કિમત પણ આપને વધુ પડતી તો લાગશેજ, પણ લગભગ ૭૦૦ પાનાનુ પાકુ બાંધણીવાળુ પુસ્તક થયેલુ હોઇ અને દાનમા આવતી રકમો મર્યાદિત હોઇ પુસ્તકને પડતર કિમત કરતા તો થોડે અંશે પણ સસ્તુ કરી શકયા છીએ હવે પછી અમારે ફાળે ગ્રંથના બીજા ભાગનુ વિસ્તૃત લખાણ છપાવવાનુ (ત્રીજી આવૃત્તિનુ) આવ્યુ છે તે અરસામા અમારો સસ્તુકરણનો ઉદ્દેશ અને 'વાર્તાલાપ ફડ' મા દાનની અપીલ પરમકૃપાળુ પરમાત્મા શ્રદ્ધા અને શક્તિશાળી દાનવીરોના હૃદયમા પ્રેરો એવી પ્રાર્થના કરીએ છીએ કે જેથી અમારો ઉદ્દેશ, પ્રયત્નો અને મનોરથ

પૂર્ણ થયા. અમોને આશા છે કે જનતાજનાર્દનને ચરણે ધરેલો આ ગ્રંથ આમ વર્ગના લાભાર્થે શ્રદ્ધા અને શક્તિશાળી દાનવીરોદ્વારા વધુ સસ્તી કિંમતનો થઈ પ્રચાર પામશે. सुज्ञेषु किं बहुना ?

અમારા 'વાર્તાલાપ ફંડ' માં આ પુસ્તક સસ્તું કરવા વડોદરાનિવાસી નામાંકિત નિવૃત્ત વકીલ ભગવદીય શ્રી રા. ચુનીલાલ પ્રભુદાસના શુભ પ્રયાસથી 'મીસીસ ચંચળ ગીરધરલાલ પરીખ ચેરીટેબલ ટ્રસ્ટ' માંથી વડોદરાના અગ્રગણ્ય વકીલ ગો. વા. વકીલ ગીરધરલાલ ડોસાભાઈ પરીખના પુણ્ય સ્મરણાર્થે જે રૂા= ૧૦૦૦) અ કે એક હજાર રૂપિયાની ઉદાર બખાવત મળી છે, તે બદલ અમો સદરહુ ચેરીટેબલ ટ્રસ્ટના સંચાલકોનો અને ગં. સ્વ. ચંચળબેન ગીરધરલાલ પરીખનો આભાર માનીએ છીએ અને ભવિષ્યમાં એમના ઉદાર હાથે આવાં પુણ્યશાલી કાર્યો થતાં રહો અને તે દ્વારા આવાં ધાર્મિક પુસ્તકો સસ્તી કિંમતે ઘેરેઘેર પ્રચાર પામો એવી શુભેચ્છાઓ રાખીએ છીએ.

તદુપરાંત આ સાથે દાનવીરોની શુભ નામાવલિમાં જાહેર થયેલા સર્વે દાનદાતાઓનો અમે સહૃદય આભાર માનીએ છીએ. તેમાં પણ ન્યુઝીલેન્ડમાં વસતા આપણા હિંદી ભાઇઓએ એકત્ર મળી રૂ૦ ૧૪૨૦) જેવી નાદર રકમ ભગવતી ગીતામૈયાના ચરણે ધરી પોતાનો માતા ભારતીનાં સંતાન તરીકે સ્વધર્મ, સ્વદેશ અને સ્વજનો પ્રત્યેનો પ્રેમ જે અદા કર્યો છે, તે સાચેજ અનુકરણીય અને પ્રશંસનીય હોઇ અત્રે એનો ઉલ્લેખ અસ્થાને નહીં ગણાય. અમે તે સર્વે ગીતાપ્રેમીઓનો આભાર માનીએ છીએ.

અંતમાં —

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥

એવી શુભેચ્છાઓ ઇચ્છી વિરમીએ છીએ.

લી૦

'ગીતા વાર્તાલાપ' ના વ્યવસ્થાપકો.

# ગીતાપ્રેમી દાનવીરોના મુબારક નામો.

| રકમ રૂા. | નામ | ઠેકાણું |
|---|---|---|
| ૧૦૦૦) | શે. વા. વકીલ ગીરધરલાલ દાસાભાઈના પુણ્યસ્મરણાર્થે "મીસીસ ચંચળ ગીરધરલાલ પરીખ-ચેરીટેબલ ટ્રસ્ટ" ના સંચાલકો તરફથી હા. ગં. સ્વ. ચંચળબેન ગીરધરલાલ પરીખ. | વડોદરા. |
| ૫૧) | રા. શેઠ ચુનીલાલ ગોકળદાસ–ભાઈ હીરાલાલના સ્મરણાર્થે | મુંબઈ |
| ૫) | સૌ. અનસૂયાબેન ગણપતિશંકર પંડ્યા | ,, |
| ૧૧) | રા. ચુનીલાલ ભૂખણદાસ સૂરતવાલા | સાન્તાક્રૂઝ |
| ૧૧) | રા. નટવરલાલ ગીરધરલાલ ગાંધી | ,, |
| ૫) | રા. વનમાલીદાસ પરમાનંદદાસ શાહ | ,, |
| ૧૫) | એક સજ્જન | વાપી |
| ૫) | રા. વૈદ્ય રામપ્રસાદ બાપાલાલ | અમદાવાદ |
| ૫) | રા. જેકીસનદાસ બાબરભાઈ ત્રવાડી | ,, |
| ૧૦) | રા. હિંમતલાલ એમ. પરીખ | ધ્રાંગધ્રા |
| ૨૫) | મેસર્સ બી ટી પટેલ એન્ડ કંપની | કોચીન |

૧૪૨૦ાાા૯ ન્યુઝીલેન્ડમાં વસતા સત્સંગીઓ તરફથી (નીચે મુજબ)

| નામ | (હિંદી વતન) | પા. શિ. |
|---|---|---|
| રા. ભાણાભાઈ પ્રેમાભાઈ | સીમોદ્રા | ૧૫– ૫ |
| " છનાભાઇ ભગાભાઇ | ,, | ૩– ૫ |
| ,, ડાહ્યાભાઈ નાથાભાઇ | ,, | ૨– ૧ |
| ,, ડાહ્યાભાઇ અંબરભાઇ | ,, | ૨– ૦ |
| ,, નાગરભાઇ ભગવાનજી | ,, | ૨– ૦ |
| ,, માધવભાઇ હીરાભાઇ | ,, | ૧–૧૦ |
| ,, રઘાભાઈ નાગરજી | ,, | ૧– ૬ |

| નામ | (હિંદી વતન) | પા શિ. |
| --- | --- | --- |
| રા મોરારભાઈ ભૂલાભાઇ | સીસોદ્રા | ૧– ૦ |
| „ રવાભાઇ ભૂનાભાઇ | „ | ૧– ૦ |
| „ દુર્લભભાઇ નારણજી | „ | ૧– ૦ |
| „ લાલભાઇ અધરભાઇ | „ | ૧– ૦ |
| „ ખુશાલભાઇ નારણજી | „ | ૧– ૦ |
| „ ડાહ્યાભાઇ વાઘાભાઈ | „ | ૧– ૦ |
| „ મોરારભાઇ હીરાભાઇ | „ | ૦–૧૦ |
| „ ગોપાળભાઈ છીગાભાઈ (ચોખડ) | | ૦– ૫ |
| „ ગોવિંદભાઈ નારણભાઇ (કાછિયાવાડી) | | ૧૦– ૫ |
| „ ગોવિંદભાઇ દુર્લભભાઇ | કપુરા | ૫– ૫ |
| „ પરભુભાઇ નાગરભાઇ | ખડસૂપા | ૫– ૦ |
| „ પરભુભાઈ પ્રેમાભાઇ | „ | ૩–૧૦ |
| „ છીતારામ ભિખારીદાસ | „ | ૧– ૫ |
| „ નારણભાઈ હીરાભાઇ | „ | ૧– ૦ |
| „ રામાભાઈ રણછોડભાઇ | „ | ૦–૧૦ |
| „ બુધીઆભાઇ જેરામભાઇ | છાપરા | ૫– ૦ |
| „ રણછોડભાઈ રામાભાઇ | પારડી | ૩– ૦ |
| „ હીરાભાઈ ગલાલભાઇ | „ | ૧– ૫ |
| મેસર્સ પરાગ એન્ડ કંપની | „ | ૧– ૦ |
| રા રણછોડભાઇ દયાળભાઈ | „ | ૦–૧૦ |
| „ ભૂનાભાઇ માધવભાઇ | સાતેમ | ૨– ૦ |
| „ રતનજીભાઇ હીરાભાઇ | કાદીપોર | ૨–૧૦ |
| „ ભાણાભાઇ કેશવભાઈ | „ | ૧– ૫ |
| „ ડાહ્યાભાઇ ગોપાળભાઇ | „ | ૧– ૦ |
| „ છગનલાલ ડાહ્યાભાઇ | તવડી | ૦–૧૦ |
| „ કેશવભાઈ પરસોત્તમ | અષ્ટગામ | ૧–૧૦ |
| „ દયાળભાઇ નારણભાઇ | „ | ૦–૧૦ |

| નામ | (હિંદી વતન) | પા. શિ. |
|---|---|---|
| રા ખડુભાઇ પરભુભાઇ | આમરી | ૦–૧૦ |
| ,, પાંચાભાઈ ઉકાભાઈ | પીરાવલ | ૦–૧૦ |
| ,, દુર્લભભાઇ જેરામભાઈ<br>,, દુર્લભભાઇ પરભુભાઈ | ,,<br>ઉન | ૧– ૦ |
| ,, બાલાભાઇ છીમાભાઈ | દાતેજ | ૨– ૦ |
| ,, પરાગભાઈ નાનાભાઇ | સાગરા | ૩– ૦ |
| ,, રણછોડભાઇ છના હરી | ,, | ૨– ૦ |
| ,, ઉકાભાઈ છીમાભાઈ | ,, | ૧–૧૦ |
| ,, ગોપાળભાઈ રણછોડભાઇ<br>,, હરીભાઇ માધવભાઇ માસ્તર | ઓરણા દીગશ<br>આટક સીસોદ્રા | ૨– ૦ |
| ,, કાનજીભાઇ રઘાભાઇ | સીકેર | ૧– ૦ |
| ,, છગનલાલ પરાગભાઇ | કોથમડી | ૧– ૦ |
| ,, હીરાભાઇ વલ્લભભાઇ | મસાડ | ૧– ૦ |
| ,, છીમાભાઇ બાલાભાઇ | ,, | ૧– ૦ |
| ,, ચંદુલાલ માવજીભાઇ | મુનસાડ | ૦–૧૦ |
| ,, છીમાભાઈ પરભુભાઇ | બોદાલી | ૦–૧૦ |
| ,, જેરામભાઈ રવજીભાઇ | કરાડી | ૦–૧૦ |
| ,, કાનજીભાઇ નાથાભાઇ | ,, | ૩– ૦ |
| ,, દયાળભાઈ મકનભાઇ | ,, | ૬– ૦ |
| ,, લાખુભાઇ વસનજી | ,, | ૧– ૦ |
| મેસર્સ નટવરલાલ બ્રધર્સ | ,, | ૬– ૦ |
| રા શ્રીમોવન ગીરધરદાસ | ,, | ૦–૧૦ |
| ,, રિવજીભાઇ પટેલ | ,, | ૦–૧૦ |

કુલ્લે પા. ૬૦૮–૧૭–૦



# નિત્ય સવારે.

નિત્ય સવારે વ્હેલા ઉઠી વંદન શ્રી પ્રભુજી ને કરીયે
પુરણ પ્રેમે પુરૂષોત્તમને ચરણે મસ્તકને ધરીયે—નિત્ય.
કુમતિ કાપો સુમતિ આપો એવું મુખથી ઉચ્ચરીયે
કામ ક્રોધ મદ મોહ તજીને ભક્તિ પ્રભુની દીલ ભરીયે—નિત્ય.
સત્યનારાયણુની સન્મુખ રહીને શુભ કર્મો કરીયે
સકળ મૃષિનાં સંત જનોને પ્રેમ ધરી વંદન કરીયે—નિત્ય.
તન મન ધનથી સેવા કરીયે હુંપદને અળગું કરીયે
કેશર કૃષ્ણ પ્રભુનું કીર્તન કરીને ભવસાગર તરીયે—નિત્ય.

(રચયિતા) કેશરબેન ગોપાલજી (પોરબંદર)



### નામસ્મરણ ધૂન

(વાગે છે, હો વાગે છે, વૃંદાવન મોરલી વાગે છે—રાહ)

જય રાધેશ્યામ રાધેકૃષ્ણ રાધેકૃષ્ણ રાધીકા (૨)
જય રાધેકૃષ્ણ રાધીકા (૨) જય રાધેકૃષ્ણ રાધેશ્યામ—રાધેકૃષ્ણ.
જય કેશવ માધવ મુકુન્દ
જય ગોપાળ હરિ ગોવિન્દ
જય ગોવિન્દ હરિ રાધેશ્યામ... .... ... .. ....રાધેકૃષ્ણ.
જય કેશવ મોહન મોરારી
જય ગોવર્ધનના ગીરીધારી
જય ગીરીધારી હરિ રાધેશ્યામ... .... ... ... ....રાધેકૃષ્ણ.

ॐ

# नमाम्यहम्

अखण्डं परमाद्वैतं स्वतन्त्रं परमं शिवम्।
सर्वगं सच्चिदानन्दं जीवन्मुक्तं नमाम्यहम्॥ १ ॥
निरालंबं निरातंकं द्वैताद्वैतविवर्जितम्।
सर्वात्मानं सदाशान्तं जीवन्मुक्तं नमाम्यहम्॥ २ ॥
चिन्मयं परमंतीर्थं सुनित्यं निर्मलं शिवम्।
ब्रह्मविदं सतां सेव्यं जीवन्मुक्तं नमाम्यहम्॥ ३ ॥
सर्वसद्गुणसंपन्नं शुद्धसत्त्वमयं शुभम्।
जन्ममृत्युजरातीतं जीवन्मुक्तं नमाम्यहम्॥ ४ ॥
धन्यं धन्यं सदाधन्यं स्वरूपावस्थितं परम्।
स्वस्वरूपं सदापूर्णं जीवन्मुक्तं नमाम्यहम्॥ ५ ॥
द्वेष्यो नास्ति प्रियो नास्ति यस्य नास्ति शुभाशुभे।
स्वार्थहीनं समं शुद्धं जीवन्मुक्तं नमाम्यहम्॥ ६ ॥
भवन्ति यस्य कर्माणि लोककल्याणहेतवे।
मायातीतं गुणातीतं जीवन्मुक्तं नमाम्यहम्॥ ७ ॥
चित्स्वभावं स्वतन्त्रं च हेयोपादेयवर्जितम्।
निष्कलं परमानन्दं जीवन्मुक्तं नमाम्यहम्॥ ८ ॥
नैव निन्दाप्रशंसाभ्यां यस्य विक्रियते मनः।
आत्मतृप्तं सदा तुष्टं जीवन्मुक्तं नमाम्यहम्॥ ९ ॥
नित्यं जाग्रदवस्थायां सुप्तवद् योऽवतिष्ठते।
पुण्यापुण्यविहीनं तं जीवन्मुक्तं नमाम्यहम्॥ १० ॥
यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः।
हर्षामर्षभयैर्मुक्तं जीवन्मुक्तं नमाम्यहम्॥ ११ ॥
माया नास्ति जगन्नास्ति यस्य ज्ञानमहोदधेः।
सर्वदोषविनिर्मुक्तं जीवन्मुक्तं नमाम्यहम्॥ १२ ॥
शुद्धचैतन्यरूपं तं भारद्वाजं महामुनिम्।
नित्यमुक्तं चिदाभासं जीवन्मुक्तं नमाम्यहम्॥ १३ ॥

# અંજલિ



(રાગ-ગઝલ-દુર્ગા) (રાહ-જેનું નામ છે કનૈયો)

એનું નામ, સંત સાચા,
પરમારથે જે રાચા, (વળી) સોઽહમ્ ભૂલે ન પાછા—એનું નામ સંત સાચા.

ચંદનતરૂ સમાએ, માને ન દુઃખ કાંઇ એ,
(વળી) સુખડાં દીયે એ સાચા —એનું નામ સંત સાચા.

(સાખી)

તરવર, સરવર, સંતજન, ચોથા વર્ષે મેહ,
પરમારથને કારણે, એ ચારે ધરતા દેહ—એનું નામ સંત સાચા.

ગામેગામ એ વિચરતા, ગીતાનાં જ્ઞાન દેતા,
(વળી) હરિનામ જેની વાચા —એનું નામ સંત સાચા.

(સાખી)

વાર્તાલાપ ગીતા તણાં, વળી શીખવે ગીતા ખાસ.
ગીતાગાયકનું સ્મરણ, અને ગીતા જેને શ્વાસ—એનું નામ સંત સાચા.

"દેહો નથી તમે કાંઈ, આત્મા તમે છો ભાઇ!"
ભૂલાવે માર્ગ કાચા —એનું નામ સંત સાચા.

(સાખી)

નરમાંથી ઘડતા કંઇ, નારાયણનાં રૂપ,
ટાંકણુ ગીતા જ્ઞાનનું, શિલ્પી છે અનુપ—એનું નામ સંત સાચા.

નમતા સહુ એ ચરણે, જાતાં એ સંત શરણે
"ભારદ્વાજ" સંત સાચા —એનું નામ સંત સાચા.

## શ્રીમદ્ ભગવદ્ ગીતાના નિત્યપાઠ કરનારા માટે ઉપયોગી

ન્યાસઃ- ॐ अस्य श्रीमद्भगवद्गीतामालामंत्रस्य भगवान्वेदव्यास ऋषिः ॥ अनुष्टुप् छंदः ॥ श्री कृष्णःपरमात्मा देवता ॥ अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे इति बीजम् ॥ सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रजेति शक्तिः ॥ अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच इति कीलकम् ॥

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावक इत्यंगुष्ठाभ्यां नमः ॥ हृदयाय नमः ॥ न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति तर्जनीभ्यां नमः ॥ शिरसे स्वाहा ॥ अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति मध्यमाभ्यां नमः ॥ शिखायै वषट् ॥ नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इत्यनामिकाभ्यां नमः ॥ कवचाय हुम् ॥ पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति-कनिष्ठिकाभ्यां नमः ॥ नेत्रत्रयाय वौषट् ॥ नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति करतलकरपृष्ठाभ्यां नमः ॥ अस्त्राय फट् ॥

श्रीकृष्णप्रीत्यर्थे पाठे विनियोगः ॥



### ધ્યાન વંદન.

ॐ पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं ।
व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारतम् ॥
अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनीं ।
मंब त्वामनुसंदधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥
नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविंदायतपत्रनेत्र ।
येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥
यं ब्रह्मा वरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैः स्तवैः ।
वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ॥
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो ।
यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥

# अध्याय १६ मो–दैवासुरसंपद्विभागयोग

श्रीभगवानुवाच

अभय सत्त्वसशुद्धिर्ज्ञानयोगव्यवस्थिति ।
दान दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥

अहिंसा सत्यमक्रोधस्त्याग शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्व मार्दव ह्रीरचापलम् ॥ २ ॥

तेज क्षमा धृति शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति सपद दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

दम्भो दर्पोऽभिमानश्च क्रोध पारुष्यमेव च ।
अज्ञान चाभिजातस्य पार्थ सपदमासुरीम् ॥ ४ ॥

दैवी सपद्विमोक्षाय निबन्धायासुरी मता ।
मा शुच सपद दैवीमभिजातोऽसि पाण्डव ॥ ५ ॥

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।
दैवो विस्तरश प्रोक्त आसुर पार्थ मे शृणु ॥ ६ ॥

प्रवृत्ति च निवृत्ति च जना न विदुरासुरा ।
न शौच नापि चाचारो न सत्य तेषु विद्यते ॥ ७ ॥

असत्यमप्रतिष्ठ ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसभूत किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥

# અધ્યાય ૧૬ મો—દૈવાસુરસંપદ્વિભાગયોગ.

### શ્રીભગવાન બોલ્યા.

(૧) નિર્ભયતા, અંતઃકરણની સારી રીતે શુદ્ધિ, જ્ઞાન (અને) યોગમાં વિશેષ સ્થિતિ, દાન, ઇંદ્રિયનિગ્રહ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરળતા,

(૨) અહિંસા, સત્ય, અક્રોધ, (કર્મફળનો) ત્યાગ, (અંતઃકરણની) શાંતિ, ચાડી નહિ કરવાપણું, ભૂતો પર દયા, અલોલુપતા, મૃદુતા, લજ્જા, અચપળતા,

(૩) તેજ, ક્ષમા, ધીરજ, પવિત્રતા, અદ્રોહ અને અત્યંત અમાનીપણું, આ (૨૬ ગુણો) હે ભારત! દૈવી સંપત્તિને ઉદ્દેશી જન્મેલાના હોય છે.

(૪) હે પાર્થ! ધર્મઢોંગીપણું, ગર્વ, અભિમાન, ક્રોધ, કઠોરતા અને અજ્ઞાન (આ અવિદ્યાના ગુણો) આસુરી સંપત્તિને ઉદ્દેશી જન્મેલાના હોય છે.

(૫) દૈવી સંપત્તિ મોક્ષ માટે અર્થાત્ બંધનથી છોડાવવા માટે થાય છે અને આસુરી સંપત્તિ બંધન માટે થાય છે, હે પાંડવ! તું દૈવી સંપત્તિને ઉદ્દેશીને જન્મેલો છે, (માટે) શોક ન કર.

(૬) આ લોકમાં દૈવી તથા આસુરી એમ બે પ્રકારની પ્રાણીઓની સૃષ્ટિ છે, હે પાર્થ! તેમાં દૈવી સૃષ્ટિ વિસ્તારથી કહી, (હવે) આસુરી સૃષ્ટિને તું મારી પાસેથી સાંભળ.

(૭) આસુરી મનુષ્યો પ્રવૃત્તિને તથા નિવૃત્તિને જાણતા નથી, તેઓમાં પવિત્રતા, સદાચાર અને સત્યપણું હોતાં નથી.

(૮) આ જગત અસત્ય છે, આશ્રયરહિત છે, ઈશ્વર વિનાનું છે, પરસ્પર (કાર્ય-કારણના) સંબંધ વિના ઉત્પન્ન થયું છે અને વિષયોપભોગરૂપ હેતુવાળું છે; બીજું શું હોય? એમ તેઓ કહે છે.

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥

काममाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥१०॥

चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥११॥

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसञ्चयान् ॥१२॥

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥१३॥

असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥१४॥

आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥१५॥

अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥१६॥

(૯) આ પ્રકારની દૃષ્ટિનો આશ્રય કરી નષ્ટ થયેલા સ્વભાવવાળા, અલ્પબુદ્ધિવાળા, ઉગ્ર કર્મ કરનારા તથા (સર્વનું) અહિત કરનારા (તેઓ) જગતનો વિનાશ કરવા માટે થાય છે.

(૧૦) કદી તૃપ્ત ન થનારી કામનાનો આશ્રય કરીને પાખંડ, માન અને મદથી યુક્ત થયેલા અને અપવિત્ર વ્રતોવાળા (તેઓ) મોહથી ખોટા આગ્રહો પકડીને પ્રવૃત્તિ કરે છે.

(૧૧) મરણ સુધીની અમાપ ચિંતાને ધારણ કરનારા, વિષયભોગોને જ શ્રેષ્ઠ માનનારા, આટલો જ (પુરુષાર્થ) છે એવા નિશ્ચયવાળા,

(૧૨) સેંકડો આશારૂપી પાશોથી બંધાયલા તથા કામક્રોધમાં પરાયણ રહેનારા (તે લોકો) વિષયભોગો માટે અન્યાયથી ધનના સમૂહોને (મેળવવા ઇચ્છે છે.)

(૧૩) "મેં આજે આ મેળવ્યું અને (હવે) આ મનોરથ પ્રાપ્ત કરીશ, આ ધન મારૂં છે અને આ ધન પણ મારૂં થશે,

(૧૪) આ શત્રુને મેં માર્યો; બીજાઓને પણ હું મારીશ; હું ઇશ્વર (સમર્થ) છું, હું ભોગવાળો છું, હું સિદ્ધ છું, હું બળવાન અને સુખી છું;

(૧૫) હું ધનાઢ્ય છું, કુળવાન છું, મારા જેવો બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, દાન દઇશ, તથા મોજ કરીશ" આવા અજ્ઞાનથી મોહિત થયેલા,

(૧૬) ચિત્તના અનેક સંકલ્પોથી ભ્રાંતિવાળા, મોહજાળથી વીંટાયલા અને કામભોગોમાં આસક્ત થયેલા (તે લોકો) અપવિત્ર નરકમાં પડે છે.

आत्मसभाविता स्तब्धा धनमानमदान्विता ।
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥ ॥१७॥

अहकार बल दर्पं काम क्रोध च सश्रिता ।
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयका ॥१८॥

तानह द्विषत क्रूरान्ससारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥१९॥

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमा गतिम् ॥२०॥

त्रिविध नरकस्येद द्वार नाशनमात्मन ।
काम क्रोधस्तथालोभस्तस्मादेतत्त्रय त्यजेत् ॥२१॥

एतैर्विमुक्त कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नर ।
आचरत्यात्मन श्रेयस्ततो याति परा गतिम् ॥२२॥

य शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारत ।
न स सिद्धिमवाप्नोति न सुख न परा गतिम् ॥२३॥

तस्माच्छास्त्र प्रमाण ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्त कर्म कर्तुमिहार्हसि ॥२४॥

॥ इति श्री दैवासुरसपद्विभागयोग नाम षोडशोऽध्याय ॥

(૧૭,૧૮) પોતાની મેળેજ પૂજ્ય થઈ બેઠેલા, અક્કડ રહેનારા, ધન માનના મદવાળા, અહંકાર, બળ, ગર્વ, કામ તથા ક્રોધનો આશ્રય કરી રહેલા, પોતાના તથા બીજાના દેહમા (રહેલા) મારો દ્વેષ કરનારા અને બીજાના ગુણોમાં દોષારોપ કરનારા, તેઓ દંભથી માત્ર નામના યજ્ઞોવડે અવિધિપૂર્વક યજન કરે છે.

(૧૯) દ્વેષ કરનારા, ક્રૂર તથા અશુભ એવા તે નરાધમોને સંસારમા હું વારંવાર આસુરી યોનીઓમાંજ નાખું છું.

(૨૦) હે કૌંતેય! જન્મોજન્મમા આસુરી યોનિને પામેલા તે મૂઢ લોકો મને નહિ પામીને પછી અધમગતિનેજ પામે છે.

(૨૧) કામ, ક્રોધ તથા લોભ આ પ્રકારનું નરકનું દ્વાર આત્માનો નાશ કરનારૂં છે; માટે એ ત્રણેનો ત્યાગ કરવો જોઈએ.

(૨૨) હે કૌંતેય! એ ત્રણે નરકનાં તમોદ્વારથી મુક્ત થયેલો મનુષ્ય પોતાનું કલ્યાણ આચરે છે અને તેથી પરમગતિને પામે છે.

(૨૩) જે (મનુષ્ય) શાસ્ત્રવિધિનો ત્યાગ કરી ઇચ્છા પ્રમાણે વર્તે છે, તે સિદ્ધિ પામતો નથી અને સુખ કે પરમ ગતિને પ્રાપ્ત કરતો નથી.

(૨૪) માટે કર્તવ્ય અને અકર્તવ્યની વ્યવસ્થામા શાસ્ત્ર પ્રમાણભૂત હોવું જોઈએ. શાસ્ત્રવિધિથી કહેલું કર્મ જાણીને અહીં તે કરવાનેજ તું યોગ્ય છે.

આ પ્રમાણે "દૈવાસુરસંપદ્વિભાગયોગ" નામનો ૧૬ મો અધ્યાય સંપૂર્ણ.

ૐ

# ❋ અધ્યાય ૧૬ મો. ❋



## દૈવાસુરસંપદ્વિભાગયોગ.

**વાર્તાલાપ-શ્લોક ૧ થી ૩ સુધીનોઃ—**

ૐ પ્રભુપ્રેમીઓ! અનિવાર્ય પ્રેરણાથી જ મનુષ્યો મસાણમાં, કબ્રસ્તાનમાં કે દફનમાં જાય છે. એ વખતે તો એ ઝાઝા મનુષ્ય સાથે હોય છે. એનામાં નથી હોતો ભય અને નથી હોતી ગંભીરાઇ. નીકટનું કોઇ સગું મરી ગયું હોય તેને પહોંચાડવા આવનારાઓમાં જ કાંઇક ગંભીરાઇ અગર શોકની લાગણી જોવામાં આવે છે. બીજાઓ તો જાણે સીનેમા જોવા આવ્યા હોય એવી હાલતમાં જોવામાં આવે છે. ગંભીરાઇ અને શોકની લાગણી ધરાવનારાઓમાંથી પણ ત્યાંને ત્યાં થોડો વખત વીત્યા પછી શોક અને ગંભીરાઇ ચાલ્યાં જાય છે, જે પછી તો એ લાગણીઓ એક યા બે મનુષ્યોમાં જ દેખાય છે. જેમનો સ્વાર્થ બગડી ગયો હોય તેવાઓ જ અને તેવાઓ પણ બગડેલા સ્વાર્થને ઠીક કરવાનો યા નવો કરવાનો બીજું સાધન શોધવાની તૈયારીમાં પડી જાય છે અને અમે સાધનની પ્રાપ્તિ થઇ ગઇ કે એવાઓનો પણ શોક અને ગંભીરાઇ ઉડી જાય છે અને હસતા મુખવાળા થઇ જાય છે. આમ શોક પછી હર્ષ અને હર્ષ પછી શોક એવી ઘટમાળા સંસારવૃક્ષ પર લટકેલાંની ચાલ્યા કરે છે. એનું કારણ માત્ર ગુણ છે. એ ગુણોના ત્રણ વિભાગો છે, જેનાં નામો સત્વ-રજ અને તમ છે. આ ત્રણે ગુણોના સંગથી રહિત થવાને માટે 'નિર્વિશેષ પરમબ્રહ્મનું સ્વરૂપ-એ ત્રણે ગુણો છે' એવી માન્યતાવાળી નિષ્ઠા કરવી યોગ્ય છે. ગુણ એ મૂળ પ્રકૃતિનો છે, માટે ત્રણે ગુણો એ બ્રહ્મનાં સ્વરૂપો છે, એવી નિષ્ઠા કરવી જોઇએ એવું કહેવામાં આવ્યું. આ ત્રણે ગુણોના દેવતાઓ અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ અને શંકર છે. આ

કારણથીજ આ ત્રણે દેવોને પ્રકૃતિથી ઉપજેલા કહેવામા આવ્યા છે આ ત્રણે દેવોને બ્રહ્મના સ્વરૂપો યા અવતારો કહેવામા આવે છે આ કારણથી મોક્ષાર્થી સાધકને જો એ ત્રણે દેવોમાના એકને પોતાના ઇષ્ટદેવ માન્યા વિના જો નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરતા ન આવડતું હોય તો એ ઇષ્ટદેવનેજ પરમબ્રહ્મ માનીને ઉપાસના કરવાનુ કહેવામા આવે છે 'પુત્રીની પાછળ દોડનાર બ્રહ્મા નહિ, વૃંદાને ભ્રષ્ટ કરનાર વિષ્ણુ નહિ, ભીલડીને પકડી પાડનાર શંકર નહિ'–આવા રૂપોને ત્યાગવાનુ યા એના રૂપનો સંગ નહિ કરવાનુ કહેવામા આવ્યુ છે, એવી રીતની ઉપાસના કરવાથી મોક્ષ બગડી જાય એવો નિયમ છે કે–જે જેને ભજે તે તેના જેવો થાય='યથા યથા भजन्ति तथा तथा भवति' ॥ 'જેવુ કરે તેવો થાય'='यत्कुरुते तत्सपद्यते ॥'

જે સ્વરૂપને ભજવાનુ હોય તે સ્વરૂપને પરમબ્રહ્મ જો સમજવામા આવે તો તેનુ ફળ મોક્ષ મળે છે જાણવાના પ્રકારનો યા માનવાના પ્રકારનો આમા ભેદ છે જો શંકરને ત્રણે લોકને ઝેરથી ભસ્મ થતા બચાવનાર છે, એમ ભજવામા આવે તો સાધક સર્વનો સુહૃદ અને તારક બની જાય છે જો રામને એકપત્નિવ્રતધારી અને સત્યપ્રતિજ્ઞ ભજવામા આવે તો મનુષ્ય પ્રાણીમાત્ર પર પ્રેમ કરનારો થાય છે આમ સગુણ બ્રહ્મનો ઉપાસક થાય અને પરંતુ એ પોતાના ઉપાસ્ય દેવ જેવો થાય અરે! એ પોતાના ઇષ્ટદેવ રૂપજ થઇ જાય પણ બ્રહ્મ તો નજ થાય પરમબ્રહ્મ–નિર્ગુણને ભજે તોજ નિર્ગુણ થાય અને નિર્ગુણ શાંતપદને પામનારો થાય

નિર્ગુણબ્રહ્મની ઉપાસના કર્યા વિના વિદેહકૈવલ્ય સંપાદન કરી શકાયજ નહિ આમ ભગવાન શ્રીકૃષ્ણ જે શ્રુતિના આચાર્ય અને જગદ્ગુરુ છે તેમને સ્વમુખથી અર્જુનને બોધ આપતા પ્રતિપાદન કર્યું છે આમ પ્રતિપાદન થાય એટલાજ માટે પોતે વ્યાખ્યાન કરતા હોવાથી યા અર્જુનને બોધ આપતા હોવાથી પોતે પોતાનેજ પુરૂષોત્તમ હોવાનુ કહે છે શ્રીકૃષ્ણજ પુરૂષોત્તમ છે એવુ જાણનારનેજ મૂર્ખો નથી એમ કહે છે યા પુરૂષોત્તમને જાણનારો અધિકારી યાને લાયકાતવાળો છે એવુ કહે છે 'यो मामेवमसमूढो जानाति पुरुषोत्तमम् ॥' એમ પંદરમા અધ્યાયના ઓગણીસમા શ્લોકમા કહ્યુ છે, જેનો અર્થ એ છે કે 'મૂર્ખો ન હોય એજ મને જાણે છે'

હવે પુરૂષોત્તમને જાણવાનો અધિકાર ધરાવનાર જે, મુમુક્ષ યોગી હોય, એનું મમતા રહિતપણું યાને એનું મૂર્ખપણું મટાડવાને માટે અને પુરૂષોત્તમના સ્વરૂપને સમજાવવાને માટે પ્રથમ જે કરવું ઘટે તે કરવાનું કહેવામાં આવ્યું છે, અને આ બધું આ સોળમા અધ્યાયમાં છે. આ અધ્યાયમાં જે ત્યાગવાનું કહેવામાં આવ્યું છે, તે-આસુરીસંપત્તિ અને જે ગ્રહણ કરવાનું કહેવામાં આવ્યું છે, તે-દૈવીસંપત્તિ.

આ બે સંપત્તિઓમાંથી પ્રથમ આસુરીસંપત્તિને નહિ કહેતાં, દૈવીસંપત્તિનેજ પ્રથમ કહેવામાં ઉચિત જણાયાથી એના સ્વરૂપને કહેવામાં આવ્યું છે. કારણકે દૈવીસંપત્તિનું જ્ઞાન મોક્ષનું સાધન છે. મોક્ષનું ઉત્તમ સાધન હોવાથી એને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે. બેઉ સંપત્તિઓ મોક્ષપ્રાપ્તિના ઉપાયનો પણ ઉપાય છે. એ બેને ઓળખ્યા વિના પુરૂષોત્તમનું સ્વરૂપ ઓળખાય નહિ. એ કારણથી એ બેઉને પુરૂષોત્તમના સ્વરૂપને જાણવાના ઉપાય તરીકે કહેવામાં આવ્યાં અને એ સ્વરૂપનું જ્ઞાન એ મોક્ષપ્રાપ્તિનો ઉપાય છે, એમ કહેવામાં આવ્યું છે.

આ જ્ઞાન જેને થાય છે તે પછી જો સ્મશાન, કબરસ્તાન કે દખમામાં જાય તો તેની પૂર્વોક્ત હાલત-પોતાના સંબંધીના મૃતદેહને પહોંચાડવા જાય ત્યારે-થતી નથી. અજ્ઞાની કે મૂઢ હિંદુ તો સ્મશાનમાં એકલો આવા કારણ વિના જતોજ નથી, અને જો જાય તો એની હાલત એ એકલો સ્મશાનમાં ભૂલેચૂકે આવી પડેલો હોઇને, દખમામાં કે કબરસ્તાનમાં જનારની હાલતના જેવી, થઇ જાય છે; કારણકે એ આત્મજ્ઞાન વિનાનો છે. આ બધાની હાલત એવી થવાનું કારણ સ્મશાનમાં બાળવામાં આવેલાના વિયોગના કારણે દીલગીરીથી થાય છે, યા ત્યાં દટાયેલાના વિયોગને કારણે થાય છે, એવું બીલકુલ માની લેવા જેવું નથી. એ બની જાય છે ગંભીર અને ગમગીન તથા શોકની લાગણીવાળો, કારણકે એના અંતઃકરણમાં ત્યાં ભસ્મ થયેલાં અને દટાયેલાંના જેવી એની પોતાની હાલત થવાની છે, એવો ભય ઉપજવાથી. એ ભયજ એ ગુણનું કર્મ છે. એ ગુણનેજ અવિદ્યા કહેવામાં આવે છે. એ અવિદ્યા વડેજ એ નથી જાણતો કે એ પુરૂષોત્તમ છે.

પોતે પુરુષોત્તમ છે એવું હિંદુ ન જાણે તો બીજા કેમ જાણે? કોઈપણ મનુષ્ય એવું જાણતો નહિ હોવાથી એ ભયભીત થાય છે. છતાંપણ જેને મરણનો ભય છે એવા શરીર માટે–બીજાના ભોગે ભોગવિલાસને સંપાદન કરવાને છ વિકારોનું અવલંબન કર્યા વિના–રહેતો નથી. અવલંબન કર્યા વિના રહેતો નથી માટેજ તે સુખી થવાની ભાવનાવાળો હોવા છતા તે સુખી થતો નથી: એ સુખી થતો નથી માટે એનું દુઃખ મટે અને સુખી થાય એટલાજ માટે એને એના સ્વસ્વરૂપનું જ્ઞાન કરાવવામા આવે છે. એ સુખરૂપ અને શોકમુક્ત સ્વસ્વરૂપવાળા થવા માટે દુ:ખી મનુષ્યે આસુરીસંપત્તિથી અળગા થઇને દૈવીસંપત્તિવાળા થવું ઘટે એવું અગાઉ પણ કહેવામા આવ્યું છે.

**ભયરહિતપણું (૧), અંતઃકરણની આરપાર સફાઇપણું (૨), જ્ઞાનયોગ (૩), વ્યવસ્થિતપણું (૪), દાતાપણું (૫), હાથપગ વિગેરે કર્મેંદ્રિયો પર કાબુ રાખવાપણું (૬), ભજન, પૂજન, અર્ચન વિગેરે અને અગ્નિમાં હોમ–યજ્ઞ (૭), જ્ઞાન મેળવવાને માટે અને જ્ઞાનને ટકાવી રાખવાને માટે ગ્રંથોનુ સતત પઠનપાઠન (૮), તપ (૯), આર્જવતા–સીધાપણું, ભોળાપણું (૧૦), અહિંસા (૧૧), સત્ય (૧૨), અક્રોધ (૧૩), ત્યાગ (૧૪), શાંતિ (૧૫), બીજાના મર્મને–દોષને ઉઘાડો ન પાડવો (૧૬), ઉપજેલાં પ્રાણીમાત્ર પર દયાળુતા (૧૭), અલોલુપ્ત્વ–લાલચરહિતપણું (૧૮), કઠીણતારહિતપણું માધુર્ય (૧૯), લજ્જા (૨૦), ચપળતારહિતપણું (૨૧), તેજ (૨૨), ક્ષમા (૨૩), ધૃતિ (૨૪), શૌચ (૨૫), અદ્રોહ (૨૬) અને પોતાની અતિપૂજા-રહિતપણું (૨૭).** આ પ્રમાણેના સત્તાવીસ સાત્વીક ધર્મો છે, જેઓ સત્વગુણની સંતતી છે. તદ્દન સત્વગુણી મનુષ્યમા આ સત્તાવીસ ગુણો હોય છે. જે મનુષ્યમાં આ ગુણો ન હોય તેમણે પોતાનામા સત્વગુણ લાવવાને માટે અને ગુણો ઓછાવત્તા હોય અગર પુરતા પ્રમાણમા ન હોય તો પોતાના સત્વગુણને ટકાવી રાખવાને માટે યત્ન સતત કરવોજ જોઇએ. યત્ન એટલે અભ્યાસ. અભ્યાસ એટલે આચાર અને સત્સંગ.

દૈવી એટલે—સ્વભાવડે જે પ્રકાશમાન રહે તે દેવ કહેવાય છે, એના દેવને લગતું જે કાઇ હોય તે દૈવી. મતલબકે સત્વગુણને સંબંધ રાખતી

સંપત્તિ આણીને ઉત્તમ પ્રકારનું બનાવતી હોવાથી એને દૈવીસંપત્તિ કહેવામાં આવે છે. શ્રુતિ પણ એની વ્યાખ્યા એવીજ કરે છે–'तत्र सत्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ॥'

આવી દૈવીસંપત્તિ માત્ર એજ મનુષ્યમાં હોય છે કે જેણે પૂર્વજન્મોમાં અધિકાધીક પુણ્યો કરેલાં હોય છે. સત્કર્મો યાને પવિત્ર કર્મો, જેનાથી પ્રભુ અને લોકો રાજી થાય, એવાં કર્યાં હોય એનું ફળ અંતઃકરણને તદ્દન સત્‌ગુણવાળું બની જવાનું આવે છે. આવી ઘટનાને અનુસરીને જે મનુષ્યનો જન્મ થયો હોય તેને સત્વગુણી યાને દૈવીસંપત્તિવાળો કહેવામાં આવે છે, અથવા દેવનો ગુણ યાને દેવની સંપત્તિ જે મનુષ્યમાં ઉતરી આવી હોય એને પૂર્વનો પરમપુણ્ય પુરૂષાર્થી, પુણ્યપુરૂષ, ઉત્તમ કુળમાં જન્મેલો, પવિત્ર શ્રદ્ધા અને વિશ્વાસ રાખવા જેવો, સર્વનું ભલું ઇચ્છનારો, સર્વનું ભલું કરનારો પુરૂષ કહેવાય છે.

પ્રભુપ્રેમીઓ! હવે દૈવીસંપત્તિના સત્તાવીસ ગુણોનાં નામો તમને કહેવામાં આવ્યાં, તે દરેકનાં નામોમાં રહેલો જે અર્થ તે સમજવો બહુ જરૂરનો છે. એના સમજ્યા વિના એ અર્થવાળા ભાવનું રક્ષણ કરવું બરાબર સમજી શકાય નહિ. સાંભળો:—

(૧) અભય:—એટલે ભયરહિતપણાનો ભાવ અને બીજાને પોતાનાથી કોઈ પ્રકારનો ભય ન થાય એવા પ્રકારનું આચરણ રાખવાનો ભાવ, તથા સર્વશાસ્ત્રોના જ્ઞાતાપણાવડે સર્વ કર્મો દોષરહિતપણા વડે કરવાની સમજવાળો ભાવ. આધ્યાત્મિક ઉપદ્રવ આવી પડ્યા છતાં મનમાં કોઈપણ ભયની લાગણી ઉદ્‌ભવે નહિ, તેવો ભાવ–આ બધા પ્રકારના ભાવોને ભયરહિતપણું યાને અભય કહેવાય છે.

ધારોકે તમે કોઈ અમુક જગ્યાએ એક રૂમમાં છો અને ત્યાં સાપ આવી ચઢ્યો, વાઘ આવી ચઢ્યો કે તમારી હિંસા કરે એવું જનાવર આવી ચઢ્યું. તમને કોઈએ માણસ લુંટવા આવ્યો યા વેરના કારણે તમારું ખૂન કરવા આવ્યો અથવા તો ધારોકે કોઈને દાવ જેવો જીવલેણ વ્યાધિ લાગુ પડ્યો અને આમણનાં પણ 'હું મરી જઈશ' એવી બીક નહિ લાગવાનો

ભાવ રિાય એને અભય કહી શકાય એવીજરીતે ન્યાયશાસ્ત્રનુ યાને કાયદાનુ જ્ઞાન હોવાના કારણે કે ધર્મશાસ્ત્ર અને કર્મકાંડશાસ્ત્રનુ જ્ઞાન હોવાના કારણે કાંઈ ભૂલથાપ આચરણ થઇ જવાની બીક ન હોવાનો ભાવ યાને સર્વજ્ઞાતાનો ભાવ મનમા હોવાથી કોઇ શંકા કે સદેહ ન હોય એવો ભાવ—એને અભય કહેવમા છે

માનવજીવનને નિર્ભયતા કેવીરીતે મળે તે જાણવાનુ બહુ જરૂરનુ છે અગાઉ સક્ષેપમા થોડા શબ્દોમા બહુ ભાવ સમાયેલો એવુ કહ્યુ છે, છતા રોજની જીવનની વાતો ન કરવામા આવે તો ઘણા લોકો એવા હોય છે કે એમને એવા પ્રકારનુ કથન સમજમા આવતુ નથી જે કારણે એમને બાળકની પેઠે સમજાવવુ પડે છે જુઓ જે લોકોમા તમે વસો છો તેમનાથી જો તમારો રીવાજ અને રહેણીકરણી જુદા હોય છે તો તમને તેમના તરફથી ટીકા અને મશ્કરીનો ભય રહે છે પરતુ જો તમે તેમના જેવા બની જાઓ તો પછી તમે ભયરહિત બની જાઓ છો જ્યા વસો ત્યાના કાયદાને અનુસરીને વર્તો તો સમને ભય હોતો નથી મજુરો વખતસર મજુરી કરયા કરે તો તેને ઓછા પૈસા મળવાનો ભય રહેતો નથી પ્રમાણીકપણાથી નોકરી કરનાર નોકરને નોકરીમાથી બરતરફ થવાનો ભય રહેતો નથી જો વિદ્યાર્થી નિયમ નિશાળે જાય અને અભ્યાસમા બરાબર ધ્યાન આપે તો એને નાપાસ થવાનો ભય રહેતો નથી નિશાળનો માસ્તર નિયમીત પ્રેમાળ અને મહેનતુપણાથી શિક્ષણ આપતો હોય તો એને નાલાયકનો શેરો મળવાનો ઉપરી અધિકારી તરફનો ભય રહેતો નથી ખેડુત વખતસર વાવે તો એને ભૂખે મરવાનો ભય રહેતો નથી વખતસર વરસાદ આવે તો દુષ્કાળનો ભય રહેતો નથી ઋતુઓ વખતસર વર્તે તો રોગનો ભય રહેતો નથી ધોબી વખતસર કપડા ધોઇને આપે તો તેને ઓટકીનો ભય અને કપડાંના માલીકને ગંદાપણાની ટીકાનો ભય રહેતો નથી એવીજરીતે સુથાર લુહાર, મોચી વાણીક અને બીજા ધંધાવાળાઓ નિયમીત અને પ્રમાણીક રીતે ધંધા કરતા હોય તો એમનો નિર્વાહ અટકી પડવાનો એમને ભય રહેતો નથી વખતસર ટપાલમા કાગળો નાખવામા આવે તો સમાચાર મોડા મળવાનો ભય કે કામનો નિષ્ફળ થવાનો ભય રહેતો નથી, નિયમીત અને મિતાહાર ભોજનથી તદુરસ્તી બગડવાનો ભય રહેતો નથી વખતસર દવા અને સારવાર થાય તો

રોગથી મરવાનો ભય રહેતો નથી. વખતસર ભાષણ સાભળવા જનારને દૂની છેલ્લી કે પાછળની જગ્યા મળવાનો કે ભાષણ નહિ સભળાવાનો ભય રહેતો નથી વખતસર હવેલીમા દર્શન કરવા જનારને દર્શન કર્યા વિના પાછા ફરવાનો ભય રહેતો નથી વખતસર બદરપર અગર રેલ્વે સ્ટેશન પર જવાય તો બોટ કે ગાડી ચૂકવાનો ભય રહેતો નથી મતલબ કે **નિયમીતપણાથી કશો પણ ભય ઉપસ્થિત થતો નથી.**

પ્રભુપ્રેમીઓ! ભયરહિતપણુ દુનિયામા રોજીદા જીવનને અનુલક્ષીને સમજાય છે નિયમીતપણાના ફાયદાને બહુધા સમજાવવો પડતો નથી પ્રમાદથી થતા નુકશાનને સમજાવવાની જરૂર છે છતા મનુષ્ય એક વખત ઠોકર ખાધા પછી તો સમજેછેજ, છતાયે પ્રમાદના કારણે ઠોકર ખાધા છતા પણ માનવીઓ નિયમીતતા જાળવી શકતા નથી

**ભગવદ્‌ગીતા પ્રમાદને નહિ કરવાનુ, નિયમીત રહેવાનુ અને ભયરહિત રહેવાનુ શિક્ષણ આપે છે. દાખલા તરીકે-"મમતાને ત્યાગવાનુ, પ્રભુને સ્વાર્પણ કરવાનુ. ભગવાનનુ દાસપણ કરવાનુ અને તનમનધનથી પુણ્યકર્મો કરવાનુ; ભક્તિયોગ અને કર્મયોગનો આશરો કરીને કર્મો સતત્ કરવાનુ; તમે દેહથી જૂદા હોવાનુ; તમારૂ સ્વસ્વરૂપ આત્મા હોવાનુ, 'તમે આત્મા છો' એવા જ્ઞાન વડે યમાદિ સાધનો વડે ઉપાસના કરવાનુ, સમાધીસ્થ રહીને નિષ્ક્રિય થઇને નૈષ્કર્મ્યપણુ સપાદન કરવાનુ."**

**આ શિક્ષણનુ પરિણામ આત્માનુ હનન ન થવાનુ આવ્યાથી મનુષ્ય અભય બને છે. અભય થયાથી મોક્ષાર્થી નિર્વાણને પામે છે. નિર્વાણશાંતપદ નિત્ય ભય-રહિતપણાવાળુ છે**

**(૨) સત્વસશુદ્ધિ"**—એટલે 'અતઃકરણની આરપાર પૂર્ણ શુદ્ધિ વાસનારહિતપણાની અતઃકરણની હાલત અથવા અતઃકરણની મમત્વશૂન્યતાવાળી હાલત યા અતઃકરણની કામનારહિતપણાની હાલત મતલબ કે-રાગ દ્વેષ લોભ, મોહ ઇર્ષા, મત્સર, અહકાર વિગેરેના દોષો વિનાની અતઃકરણની શુદ્ધ હાલત "

પ્રભુપ્રેમીઓ! અંતઃકરણની શુદ્ધિ—જે મુમુક્ષુ માનવી શારીરીક ભોગ વિલાસો, ઇન્દ્રિયારામો અને વિષયાનંદોની અભિલાષા વિનાનો બને તો જ—થાય છે ત્યાગનું જેટલું પ્રમાણ તેટલી માનવ અંતઃકરણની શુદ્ધિ હોય છે મનુષ્યથી જેટલાં પાપો થાય, દુરાચરણો થાયે અને એને જેટલું 'અન-ઇચ્છેલું' સહન કરવાનું આવી પડે યા કોઈ આપત્તિ આવી પડે એનું મૂળ એના અંતઃકરણમાં રહેલી અભિલાષા છે આ અભિલાષાને ઇચ્છા, વાસના, કામના અને ભાવનાના નામોથી ઓળખાવવામાં આવે છે

ઉપરોક્ત અભિલાષા પણ બે પ્રકારની હોય છે એક તો એવી હોય છે કે જેનાથી થતી પ્રવૃત્તિ બીજા પ્રાણીઓને અગવડતા ઉભી ન કરે તેવી યાને 'બીજાને ભોગે પ્રાપ્ત નહિ કરવાની—નિર્દોષ હોય છે. તેમ છતા પણ એનું પરિણામ તો આખરે તેવી અભિલાષા કરનારને માટે શોક કરવાનું જ આવે છે બીજા પ્રકારની અભિલાષાથી થતી પ્રવૃત્તિમા કાર્યાકાર્યનો વિવેક હોતો નથી તેમજ તેમા બીજા મનુષ્યોને ઉપદ્રવ થવાનો વિચાર સરખો પણ આવતો નથી અને તે કારણે કર્તાને પોતાની પ્રવૃત્તિથી પાછા હટવાનો પણ ખ્યાલ આવતો નથી દોષાદોષનો વિચાર કર્યા વિના બીજાના ભોગે પ્રાપ્ત કરવાનો એમા નિશ્ચય હોય છે આવી અભિલાષાનુ પરિણામ આખરે દુઃખ જ આવે એનું શું કહેવુ?

અભિલાષા કર્યા વિના પ્રારબ્ધવશાત્ આવી પડેલા શારીરીક ભોગો, ઇન્દ્રિયારામો અને વિષયાનન્દોને માટે પણ હિતાહિતનો, લાભહાનિનો વિચાર કરવાનો હોય છે અધિકાઇને સર્વથા ત્યાજ્ય ગણવામા આવી છે ભક્ષ્યાભક્ષ્ય અને યોગ્યાયોગ્યનો પણ વિચાર કરવાનો હોય છે. આ હાલતમા પણ જો સંયમ ન હોય તો શરીર અને આત્મા બેઉનો નાશ થવાનો સંભવ ઉપસ્થિત થાય છે અને એથી પણ સમજી લેવું ઘટે કે અંતઃકરણની શુદ્ધિ બરાબર થઈ નથી. વળી જો મનુષ્યમા સંયમ ન હોય તો પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થયેલ માટે હર્ષ થાય છે, અને જેને હર્ષ થાય તેને દુઃખ પણ થાય છે એ નિયમથી પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થયેલી વસ્તુનો વિયોગ થતા દુઃખ થાય છે. આ વસ્તુનુ મૂળ ભલે અભિલાષા ન કહેવામા આવે પણ મમત્વ તો જરૂર કહેવાય જ છે જ્યા મમત્વ ત્યા સુખ કેમ હોય? આથી અનુભવીઓ એવુ કહે

છે કે અભિલાષા કર્યા વિના આવી પડેલી વસ્તુપર જો મમતા ન થાય તો માનવી, તે વસ્તુનો ઉપભોગ કર્યા છતા પણ, સુખીદુખી થતો નથી.

વળી સંસારમા એક એવો નિયમ જોવામા આવે છે કે જેને જોઇતું નથી તેની પાસે તે આવે છે અને જોઇએ તેનાથી તે દૂર રહે છે એ કારણે કહેવત છે કે 'ત્યાગે તેની આગે, માંગે તેની આઘે.' આ કહેવત અંતકરણની શુદ્ધિ ઇચ્છનારને બહુ ઉપયોગી છે જે મનુષ્યને આ કહેવત હરદમ યાદ રહે છે તે પોતાના અંતકરણને કામનામય કરીને કલુષીત કરતો નથી વળી જેની માન્યતા દૃઢ હોય છે કે—આ શરીર ભોગાયતન છે અને તે કર્મફળને ભોગવવાને માટે મળ્યુ છે, માટે જો કર્મ કરીશ તો અન્ય શરીરો ધારણ કરવા પડશે અને મુક્તિ મારાથી દૂર જશે–તોપણ એનુ અંતકરણ શુદ્ધ રહી, નવીન વાસનાથી મલીન થતુ નથી

અંતકરણની આરપાર શુદ્ધિ થતાની સાથે ચિત્તવૃત્તિરૂપી નદીનો પ્રવાહ સંસારસાગર તરફ નહિ જતાં વિલક્ષણ માર્ગમા વળીને પરમાનંદસાગર તરફ વહેવા માંડે છે આવા મનુષ્યો પરમભક્તો અને પરમપદના અધિકારી હોય છે આવાં મનુષ્યો પ્રભુપ્રસન્નતાના પાત્રો હોય છે ભક્તિમાર્ગ એટલે બહુધા સગુણબ્રહ્મની ઉપાસનાનો સંપ્રદાય, જે સર્વ સામાન્ય માનવીઓને માટે પણ સુગમ છે જ્ઞાનમાર્ગ એટલે બહુધા નિર્ગુણોપાસના, જે સર્વસામાન્ય માનવીઓ માટે સુગમ નથી એ સંપ્રદાય માગે છે વૈરાગ્ય અને અંતકરણની આરપાર શુદ્ધિ અને મમતારહિતપણુ જ્યારે ભક્તિમાર્ગ માગે છે માનવી પાસેથી—પ્રેમ અને સરળ હૃદય

દૃષ્ટાંત:–ભક્ત ધનાજી જાટ જાતિના હતા એ ભોળા અને અનુરાગી હતા એમણે કોઈ પાઠશાળા યા નિશાળમા અભ્યાસ કર્યો ન હતો તેઓ નિરક્ષર અને શાસ્ત્રોના શિક્ષણથી અજ્ઞાત હતા સ્વામી વિવેકાનંદના ગુરુ રામકૃષ્ણ પરમહંસ પણ નિશાળે કે પાઠશાળાએ ભણવા ગયેલા ન હતા પ્રભુની ભક્તિ કરવામા ખાસ નિશાળ કે પાઠશાળામા ભણવા જવાની જરૂર હોતી નથી વળી ચિત્તવૃત્તિનો પ્રવાહ જ્યારે પરમાત્મા તરફ વળે છે ત્યારે અને જ્યારે આત્માનો સાક્ષાત્કાર થાય છે ત્યારે એ બ્રહ્મનિષ્ઠથી કશુ અજાણ્યુ રહેતુ નથી જે માયા, ઇશ્વર અને બ્રહ્મને જાણે છે, જે કોઈ ભોક્તાન

ઓળખે છે, ભોગ્યને ઓળખે છે, પ્રેરણા કરનારને ઓળખે છે, તેને પછી જાણવાનું કશું બાકી રહેતુ નથી એથી ઉલટુ જે કોઇ ચૌદ વિદ્યા ભણ્યો હોય અને ચોસઠ કળા શીખ્યો હોય છતાં પણ જો તેણે અંતરાત્માને 'હુ બ્રહ્મ છુ' એવો ન જાણ્યો હોય તો એ વિદ્યાઓ અને એ કળાઓ એને શુ કામની થઇ? માનવીમાત્રે મોક્ષના અર્થી થવુ ઘટે અને 'હુ બ્રહ્મ છુ' એમ પોતાના આત્માને માનીને આત્માની ઉપાસના કરવી ઘટે. એવી ઉપાસના કરે છે તે માનવમુમુક્ષ પરમપદને પામે છે. આ બાબતમા બે શ્રુતિઓ આ પ્રમાણે છે —

"एतज्ज्ञेय नित्यमेवाऽऽत्मसस्थ नात पर वेदितव्य हि किचित् ।
भोक्ता भोग्य प्रेरितार् च मत्वा सर्व प्रोक्त त्रिविध ब्रह्ममेतत् ॥"
"ऋचो अक्षरे परमे व्योमन्यस्मिन्देवा अधि विश्व निषेदु ।
यस्त न वेद कि ऋचा करिष्यति य एतत् विदुस्त इमे समासते ॥"

પ્રભુપ્રેમીઓ! તમને માલમ હશે કે જેના હૃદયમા પ્રેમબીજ ન હોય એવા મનુષ્યના દીલમા કોઇ સમયે પ્રેમ કોઇપણ ઉપાયથી ઉગતોજ નથી પરતુ જે મનુષ્યના દીલમા પ્રેમનુ બીજ હોય છે તેના પર સતસમાગમરૂપ અમૃતનુ સિંચન થતાની સાથે એ બીજમાથી શીઘ્ર અકુર ફુટી નીકળે છે કદાચ બીજમાથી અકુર ફુટ્યો અને પ્રતિકુળ વાતાવરણ રૂપ કુસગ થયો તો અકુરમાથી ઝાડ થયા છતા એ સુકાઈ જાય છે અને જો સતસમાગમ થયો, તો એ ઝાડ સસારને સુખ પહોચાડે છે અને પ્રતિકુળ વાતાવરણમા રહેલુ ઝાડ સસારને સુખ પહોચાડયા પહેલા સુકાઈ જાય છે

ભક્ત ધનાજીના હૃદયમાનુ પ્રેમબીજ નાની વયમાજ સતસમાગમરૂપી અમૃતના સીંચનથી જીવનશક્તિ પ્રાપ્ત કરી ચૂક્યુ હતુ પ્રેમબીજને જરૂર છે સત્સગરૂપી અમૃતનુ સીંચન ભગવદ્સ્મરણરૂપી અનુકુળ વાતાવરણ રૂપ વાયુ, દૃઢ શ્રદ્ધા અને વિશ્વાસ રૂપ છાયા આ સજોગમા ઉછરેલુ પ્રેમવૃક્ષ વિશાળ અને અમર બને છે અને પછી એ પોતાની સુગધથી અને મીઠા ફળોથી વિશ્વને રાજી અને તૃપ્ત કરે છે

ભક્ત ધનાજી સરળ અને શ્રદ્ધાળુ હતા એમના પિતા ખેતીનું કામ કરતા હતા અને શક્તિ પ્રમાણે એઓ સાધુ સંત અને બ્રાહ્મણોની સેવા કરતા હતા આ કારણથી મહાત્માઓનું એમને ઘેર આવવાનું થતું હતું

એક વખતે એમને ઘેર એક સાધુ આવ્યા એમના નિત્યકર્મ ઉપર ધનાજીએ ખાસ ધ્યાન આપ્યું સાધુ મહારાજે કુવામાંથી જાતે પાણી ખેંચી પોતે સ્નાન કર્યું અને પછી પોતાની ઝોળીમાંથી શાલિગ્રામજીની મૂર્તિને કહાડી તેમને સ્નાન કરાવી તેમને પોતાની સન્મુખ આસન પર પધરાવી તેમનું ચંદનપુષ્પ આદિથી પૂજન કર્યું અને પછી ભગવાનને ભોગ ધરાવી પોતે ભોજન કર્યું ।

પ્રભુપ્રેમીઓ! શાલિગ્રામજીની પત્થરની મૂર્તિ, જેનો આકાર મનુષ્ય જેવો નહિ પણ પાપડીના શાક સાથે બનવવામાં આવતી કણેકના આટાની બાટી યાને ઢોકળાની આકૃતિ જેવો હોય છે આવા આકારની મૂર્તિને પાણીથી સ્નાન કરાવવું વળી તેનું પૂજન કરવું અને ચંદનપુષ્પ ચઢાવી તેને નમસ્કાર કરવા અને પછી ભોજન નિવેદન કરીને પ્રસાદ જમવો—આ પ્રકારનું પરમાત્માની પ્રીતિ સંપાદન કરવાનું ચિત્તશુદ્ધિ માટેનું કર્મ એ સાધન હોઇ મુમુક્ષુએ મોક્ષ માટે આરંભવાનું છે આ ક્રિયાનું તત્વજ્ઞાન નેવું ટકા આ વારના હિંદુ આર્ય સનાતનધર્મીઓ જાણતા નથી તો મુસલમાનો ખ્રિસ્તીઓ બૌદ્ધો જૈનો યાહુદીઓ કે ઇતરધર્મીઓ શી રીતે જાણે? એમાં ભાવ રહ્યો છે— સર્વગત નિર્ગુણ પરમબ્રહ્મની પ્રાથમીક ઉપાસના કરવાનો

બાળભક્ત ધનાજી સાધુબ્રાહ્મણની આ બધી ક્રિયા કુતુહળથી જોઈ રહ્યા હતા ધનાજીનો સંગ આ સતપુરૂષથી થયો અને તેમ થતાંજ એમના અંતઃકરણમાં આવા શાલિગ્રામ એમને મળે તો એ પણ આ પ્રમાણેની સેવા કરે એવી ભાવના ઉદ્‌ભવી અને એમણે મીઠા નમ્ર અને વિનય ભરેલા શબ્દોથી તે બ્રાહ્મણસાધુને એના શાલિગ્રામ મંગાવી આપવા પ્રર્થના કરી પ્રથમતો સાધુએ એમની વિનતી પ્રત્યે લક્ષ ન આપ્યું, પણ જ્યારે બાળકે જમીનપર પડી વારંવાર દંડવત્ કરી સાધુને બેચેન બનાવી દીધા, ત્યારે તેમણે તેનો પીછો છોડાવવા પોતાના શાલિગ્રામ જેવો ભળતોજ બીજો કાળો પત્થર

શોધી કહાડી ધનાજીને આપ્યો, અને કહ્યું કે—"बच्चा ! यह है तुम्हारा भगवान ! इसीका पूजन करो"।

પ્રભુપ્રેમીઓ ! ભગવાન શ્રીકૃષ્ણ ઉદ્ધવને સત્સંગનો મહિમા આ પ્રમાણે કહે છે—

न रोधयति मां योगो न सांख्यं धर्म एव च ।
न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्तं न दक्षिणा ॥
व्रतानि यज्ञश्छन्दांसि तीर्थानि नियमा यमा ।
यथावरुन्धे सत्संगः सर्वसंगापहो हि माम् ॥
(શ્રી ભા. ૧૧-૧૨-૧ અને ૨)

"હે ઉદ્ધવ ! સમસ્ત સંગને છોડાવવાવાળા સત્સંગ દ્વારા જે પ્રકારે હું પૂર્ણરૂપથી વશ થાઉં છું એવો બીજો—યોગથી, સાંખ્યથી, ધર્મથી, વેદાધ્યયનથી, તપથી, ત્યાગથી, અગ્નિહોત્રથી, કુવા તળાવ ખોદવાથી, બાગબગીચા અને છાયાવાળા ઝાડો રોપાવ્યાથી, દાનદક્ષિણાથી, વ્રત યજ્ઞ મંત્ર કે તિર્થયાત્રાથી યમનિયમાદિથી કે બીજા સાધનોથી થતો નથી."

પેલા સતપુરૂષે એ કાળો પથ્થર ધનાજીને આપીને આજ્ઞા આપી એમની આજ્ઞાથી આ ઘટનામાં બન્યું શું તેનો બેઘડી વિચાર કરો 'तद्विद्धि प्रणिपातेन'—દિક્ષા લેનારે ગુરૂ સમીપ જઈને જે કરવું જોઈએ તે પ્રમાણે આ સતપુરૂષના ચરણોમાં આળોટી પડીને ધનાજીએ શાલિગ્રામ માગ્યારૂપ દિક્ષાયાચના કરી અને ગુરૂએ उपदेक्ष्यन्ति ते ज्ञानम् પ્રમાણે આજ્ઞા કરી—"बच्चा ! इसीका पूजन करो" ધના ભગતે ગુરૂનું શરણું લીધું ગુરૂએ શરણું સ્વિકારી બોધ આપ્યો આ અલ્પકાળનો સત્સંગ અને સરળ ભક્તિનો પ્રભાવ ભગવાનને બહુ જલ્દી પ્રસન્ન કરવા લાગ્યા બાળક ઉપર પ્રભુ પ્રસન્ન થયા.

દરેક યુગમાં દૈત્યો રાક્ષસો પક્ષી-મૃગ, ગાંધર્વો, અપ્સરાઓ નાગો, સિદ્ધો ચારણો યક્ષો વિદ્યાધરો અને મનુષ્યોમાં રાજસી તેમજ તામસી

પ્રકૃતિના વૈશ્યો, શૂદ્રો તેમજ સ્ત્રીઓ અને અંત્યજો–બધાયે કેવળ સત્સંગના પ્રભાવથી પરમપદને પામ્યા છે ભગવાન શ્રીકૃષ્ણે ઉદ્ધવને આ વાત દૃઢ કરવા બીજી વખત પણ પરમપદ પામનારાઓના નામો આપ્યા —

सत्सङ्गेन हि दैतेया यातुधाना मृगा खगा ।
गन्धर्वाप्सरसो नागा सिद्धाश्चारणगुह्यका ॥
विद्याधरा मनुष्येषु वैश्या । शूद्रा स्त्रियोऽन्त्यजा ।
रजस्तम प्रकृतयस्तस्मिंस्तस्मिन्युगेऽनघ ॥
बहवो मत्पदं प्राप्तास्त्वाष्ट्रकायाधवादय ।
वृषपर्वा बलिर्बाणो मयश्चाथ विभीषण ॥
सुग्रीवो हनुमानृक्षो गजो गृध्रो वणिक्पथ ।
व्याध कुब्जा व्रजे गोप्यो यज्ञपत्न्यस्तथा परे ॥

(શ્રી ભા૦ ૧૧-૧૨ ૩, ૪, ૫ અને ૬)

" વૃત્રાસુર પ્રહ્લાદ, વૃષપર્વા, બળી બાણાસુર મયાસુર, વિભીષણ સુગ્રીવ, હનુમાન, જાંબવાન ગજરાજ, જટાયુ તુલાધાર વ્યાધ કુબ્જા વ્રજ વનિતાઓ, ગોપીઓ યજ્ઞપત્નિઓ વિગેરે વિગેરે તેમજ કાલીયનાગ યમલાર્જુન વૃક્ષો વ્રજની ગાયો પશુ પક્ષીઓ વૃક્ષો વનસ્પતિઓ તરુઓ લતાઓ "

પ્રભુપ્રેમીઓ! આ બધા અજ્ઞાનીઓ વેદને નહિ ભણેલાઓ હતા ન્હોતા કર્યાં તેમણે યજ્ઞો ન્હોતા તપ્યા તેમણે તપ, ન્હોતા કર્યાં વ્રતો તેમજ ન્હોતી કરી તેમણે ઋષિમુનિઓની સેવા માત્ર સત્સંગથી અને પ્રેમથીજ પરમાત્મા સુલભ છે

આ પ્રમાણે બાળકભક્ત ધનાજીના જીવનચરિત્ર સાથે સાથે મે તમને ભગવાન શ્રીકૃષ્ણની ઉદ્ધવપ્રતિની વાણીદ્વારા સત્સંગના મહિમાને વર્ણવ્યો કારણકે ધનાજીના જીવનચરિત્રને તે વધુ સુસંગત છે આગળ વધીને શ્રીકૃષ્ણે ઉદ્ધવને કહ્યું કે:—

"मामेकमेव शरणमात्मानं सर्वदेहिनाम् ।
याहि सर्वात्मभावेन मया स्या ह्यकुतोभय ॥"

(श्री भा ११-१२-१५)

**"હે ઉદ્ધવ! શરીરધારીઓનો જે આત્મા, 'તે હું પોતે, પરમાત્મા છું.' તે આત્માની ઉપાસના કરી, એને તમારો આશ્રય બનાવો અને તેમ કર્યાથી તમે ભયથી છૂટી જશો. એકેએક વસ્તુ આત્મા છે અને તે 'હું છું.'"**

લક્ષ આપો! ગીતા મોક્ષશાસ્ત્ર છે 'બ્રાહ્મીસ્થિતિ' ને 'પરમપદ યાને મોક્ષનું સાધન' ગીતા કહે છે, અને વાસનાક્ષયથી બ્રાહ્મીસ્થિતિ ઉદ્ભવે છે નિષ્ક્રિયતા એ બ્રાહ્મીસ્થિતિનું લક્ષણ છે નિષ્ક્રિયતાનું મૂળ વાસનાક્ષય છે અને વાસનાક્ષયનું મૂળ વૈરાગ્ય છે વૈરાગ્યનું મૂળ બ્રહ્મનિષ્ઠા છે આ જોતા સત્સંગ કરનારા અને ભક્તિ કરનારાઓને પરમપદપ્રાપ્તિ ભગવાન શ્રીકૃષ્ણે ઉદ્ધવને કહી તેથી ભ્રમણામાં પડવાનું નથી એમ ન સમજશો કે જેઓના નામો લીધા તેમને આત્મજ્ઞાન વિના અને બ્રહ્મનિષ્ઠા વિના પરમપદની પ્રાપ્તિ થઈ હતી બીજા જન્મમાં યા બીજા લોકમાં પોતાના ઇષ્ટદેવના લોકમાં ગયા પછી તેઓએ ત્યાં શમાદિ સાધનો કરીને કામાદિ ષડ્વિકારો ત્યજીને અને સ્વસ્વરૂપનું જ્ઞાન મેળવીનેજ પરમપદ મેળવ્યું હોય એવું હોય જેમ જ્ઞાન વિના મુક્તિજ નથી, જેમ વાહન વિના નિયત જવાય નહિ તેમ સાધન કર્યા વિના પરમપદને પમાય નહિ પ્રેમ અને **ભક્તિ-વૈરાગ્યનું સાધન છે. વૈરાગ્ય સ્વસ્વરૂપનું શોધનનું સાધન છે. સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર-એ જ્ઞાન છે અને એ જ્ઞાનજ મુક્તિ અને પરમપદનું સાધન** છે. આ ખુલાસો થવાની જરૂર છે, કારણકે ઘણાખરા લોકો વૈકુંઠ સાકેત, દેવલોક પિતૃલોક બ્રહ્મલોક અને શિવલોકને પરમપદ માને છે એ તેમનું અજ્ઞાન છે न तद्भासयते सूर्यो न शशांको न पावकः ॥ 'જ્યાં સૂર્ય, ચંદ્ર અને અગ્નિના પ્રકાશની જરૂર નથી' એવું વર્ણન કરીને એ ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે 'तद्धाम परमं मम ॥' 'તે પદ મારું છે' ઉદ્ધરીને આનો વિચાર કરવો ઘટે છે

જુઓ! બળી બંધાયો હતો ત્યારે ત્યાં પ્રહ્લાદ આવ્યો હતો; જટાયુ સીતાને માટે રાવણ સાથે લડી મુઓ, અને વિદ્યાધર હતો-તે વૃત્રાસુર થયા પછી ઇન્દ્ર સાથે લડતાં મુઓ. આટલાં દાખલા તમને સમજાવવાને માટે બસ છે. જો પ્રહ્લાદને મોક્ષ યા પરમપદ મળ્યું હોત તો તે બળીના પ્રસંગ પર કેમ હાજર થાત? સીતાને છોડાવવાનો યત્ન એ જટાયુનું પરોપકારી કામ કહેવાય. પરોપકારી કર્મ કરવાથી ચિત્તશુદ્ધિ થાય છે અને ત્યારપછી જીવનના ત્યાગરૂપી વૈરાગ્યથી (ચિત્તશુદ્ધિથી) સ્વસ્વરૂપનું 'જ્ઞાન' થાય. મરતી વખતે જટાયુએ રામને સ્વામી માન્યા છે તેથી તે સાકેતમાં ગયો છે. સ્વામી અને સેવક-એ દ્વિધાભાવ-દ્વૈતભાવ મટ્યો નહિ તેથી એ પરમપદ ન પામ્યો. વૃત્રાસુરનો અપરાધ ઇન્દ્રે કર્યો ન હતો. પોતાના પિતાની આજ્ઞાથી વૈરબુદ્ધિને લીધે તે ઇન્દ્ર સાથે લડતો હતો. એને પરમપદ કેમ મળે? પરમપદ તો માગે છે 'હું બ્રહ્મ છું.' એવી માન્યતાની ઉપાસના વડે ઉપજેલી બ્રહ્મનિષ્ઠાથી ઉપજતું સર્વત્ર બ્રહ્મદર્શન અને બ્રહ્મદર્શન પછી પોતાના આત્માની પરમાત્મા સાથેની ઐક્યતા અને ત્યારપછી પ્રયાણકાળના સમયની બ્રાહ્મીસ્થિતિ. જો પ્રયાણકાળે આ બ્રાહ્મીસ્થિતિ ન રહે તોપણ બધો ખેલ બગડે છે. શ્રીમદ્ ભાગવતમાંથી વ્યાસજીના કથનથી સમજાય છે કે વૃત્રાસુરનો અંતસમયે દેહાધ્યાસ છૂટ્યો હતો અને તેની આત્મૈક્યના થઈ હતી, જેથી તે નિર્વાણ પામ્યો હતો.

વાહ! શાલિગ્રામની પ્રાપ્તિથી બાળક ધનાજીના આનંદનો પાર ન રહ્યો. તે કદી પોતાના પ્રિય શાલિગ્રામને માથે રાખીને ફરે, તો કદી છાતીએ લગાવી ફરે અને આમ જ્યાં જ્યાં જાય ત્યાં શાલિગ્રામને સાથે લઈનેજ ફરે. વળી, તેની પૂજાનો ઠાઠ પણ દિવસે દિવસે વધવા લાગ્યો અને આરતે આરતે બીજા બાળકોની સાથે રમવાનું પણ છોડી દીધું. પરોઢિયે વ્હેલા ઉઠી સ્નાન કરી પૂજામાજ ચિત્ત પરોવે-ભગવાનને સ્નાન કરાવે અને સુખડનું ચંદન વાપરવાને બદલે પીળી માટીનું ચંદન તીલક કરે અને પછી ફુલ મળે તો ગમે તે ફુલ અને તુલસીદળને બદલે ગમે તે ઝાડના પાંદડા ચઢાવવા માંડ્યા. છેવટે આમ પૂજન બાદ ભગવાનને નૈવેદ્યમાં માતાએ પોતાને માટે આપેલો બાજરીનો રોટલો ભગવાનને ધરાવે અને આંખ મીંચી ભગવાનને તે સ્વિકારવાની પોતાની વાણીમાં વિનતી કરે. વચ્ચે-વચ્ચે જરા આંખ ઉઘાડી 'ભગવાન તે આરોગે છે કે નહિ' તે જોઈ લે અને રોટલાને તેમજ પડેલો

જોઈ 'હમણા ખાશે' એમ ધીરજ ધરી પાછા આખ મીંચી લે છેવટ કટાળે અને રોટલાને એમજ પડેલો જોઈ, પોતે પૂજામા કાઇક ભૂલ કરી હશે એમ માની રોટલો ફેકી દે અને બીજે દીવસે બરાબર પૂજા કરી ભગવાનને પ્રસન્ન કરી ભોગ ધરવાનો નિશ્ચય કરી પોતે ભૂખ્યા રહી ઉપવાસ કરે આ રીતે બીજે, ત્રીજે, ચોથે એમ રોજે કરતા રહેવાથી પોતાને ઉપવાસ પર ઉપવાસ થવા માડ્યા અને ખોરાક વિના શરીરનુ બળ ઘટવા લાગ્યુ. એ શક્તિહીનતાએ ધનાજીના મન પરતો કાઈ અસર કરી નહિ, પણ ઠાકોરજીને ધનાજીની પરવા થવા લાગી અને તેમને કલેશ થવા લાગ્યો બીજી બાજુ 'ઠાકોરજી બહુ દિવસોના ભૂખ્યા છે' એમ મનમા આણી ધનાજીને પણ અધિકાધીક કલેશ થવા લાગ્યો અને એ દુ ખથી પોતે રડવા લાગ્યા, આખો માથી સતત્ આસુઓની ધારા વહેવા લાગી

પરિણામમા ભગવાનનુ આસન ડોલવા માડ્યુ સરળ બાળભક્તની બહુ કઠણ પરિક્ષા થઇ ગઇ ભક્તના દુ ખથી દ્રવીત થતા ભગવાન પ્રગટ થયા અજમાવ્યા વિના અશ્રદ્ધા ન કરો. 'अशब्द अस्पर्श अरुप अव्यय सच्चिदानन्द घन' જે જપ તપ, વ્રત, યજ્ઞ, પુણ્ય, દાન, ઇષ્ટિપૂર્તથી દુર્લભ છે, બધા ઋષિમુનિઓને પણ પ્રત્યક્ષ થવા દુર્લભ છે અને માત્ર યોગીઓને સમાધિમા આત્માથી અનુભવાય છે—એવા ભગવાન પોતાની યોગમાયા વડે ધનાજીના પ્રેમાકર્ષણથી અપૂર્વ મનમોહનરૂપ ધારણ કરીને પ્રેમી ભક્તે ધરેલો બાજરીનો રોટલો જમવા લાગ્યા, પણ જ્યારે અર્ધો રોટલો જમી ગયા ત્યારે ધનાજીએ ભગવાનનો હાથ પકડી લીધો અને કહેવા માડ્યુ કે—' ઠાકોરજી! આટલા દિવસ આવ્યા નહિ અને મને પણ ભૂખે માર્યો અને આવ્યા ત્યારે એકલાજ આખો રોટલો ખાઇ જાઓ છો? જો એમ બધુ ખાઇ જશો તો તો આજે પણ મારે ભૂખ્યા રહેવુ પડશે થોડો રોટલો મને નહિ આપો?"

ભક્તવત્સલ ભગવાને બાળકના પ્રેમાળ વચનો સાભળી મદહાસ્ય કરી બચેલો રોટલો ધનાજીને આપ્યો ધનાજીએ પ્રભુએ આપેલો પ્રસાદ (રોટલો) ખાવા માડ્યો અને તે એટલો બધો સ્વાદિષ્ટ લાગ્યો કે જેનુ વર્ણન અવર્ણનીય છે

હવે તો આ પ્રમાણે ભગવાન રોજે આવીને ધનાજીએ ધરાવેલો ભોગ જમવા લાગ્યા અને રોજબરોજ ભક્તનો મોહ તેમના પ્રતિ વધવા માડ્યો

જ્યાસુધી મનુષ્ય ભગવાનનુ આવુ મનમોહક મનમોહન સ્વરૂપ નથી જોતો ત્યાસુધી તે પોતાના મનવાળો હોય છે, પણ જ્યારે એ રૂપની ઝાખી થાય છે ત્યારે તેનુ મન સદાને માટે હાથથી ચાલ્યુ જાય છે એ રૂપ વિના બીજા કોઇ રૂપના વખાણની વાત સાભળવી તેને ગમતી નથી ભક્ત ધનાજીની પણ આવીજ હાલત થઈ ગઈ

એક ક્ષણભર પણ એ મનમોહનને આંખો સામે યા હૃદયમા ને જોયા કે ધનાજી મૂર્છિત થઇને પૃથ્વિ પર પડી જતા હતા આમ એક પળનો પણ પ્રભુવિયોગ એમને અસહ્ય થઇ પડતો હતો આ કારણથી ભગવાનને સદા એમના હૃદયમદિરમા યા એમની સાથે રહેવુ પડતુ હતુ ધનાજીએ ભગવાનને પ્રેમદોરીથી આ પ્રમાણે બાધી લીધા આ કારણથી ભક્તોના પરમધન ભગવાન પણ ધનાજીને એકપળ પણ પોતાનાથી અલગ રહેવા દેતા ન હતા આવી મતલબનુ ભગવાન શ્રીકૃષ્ણે ગીતામા કહ્યુ છે કે – જે મને સર્વત્ર જુએ છે અને જે મારે આશ્રયે રહે છે તેનાથી હુ દૂર નથી અને તેઓનો નાશ થતો નથી "यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति। तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥"

ધનાજી કાઈક મોટા થયા પછી માતા તેમને ગાયો દોહવાનુ કામ આપતી હતી ગાયો બહુ હતી અને એક વખત તેઓ ગાયો દોહતા હતા 'એવામા એક દિવસે ભગવાને આવીને એમ કહ્યુ ભાઈ! તને બહુ કષ્ટ પડતુ હશે તારી ગાયો હુ આવીને દોહી આપીશ'

પ્રભુપ્રેમીઓ! કહો અશ્રદ્ધાળુઓને અભક્તોને અને અવિશ્વાસુઓને કે— ભગવાન તો આવા છે નમ્ર કરો એમની સાથે જો કો મુક્તિ ઇચ્છતા હો તો ઘણી રીતવો તમો પ્રમદી અને આળસુ ન થવા માટે અને ભગવાનના ગોઠ ન બનવા માટે કહો તેમને પ્રભુ પર પ્રેમ કરવા માટે અને એમની છાયા ને શરણે રહેવા માટે'

જુઓને કે સુરમુનિવંદિત, ચરાચરસેવ્ય, વિશ્વના સ્વામી ભગવાન પોતાના ભક્તભક્ત અર્થે રહીને તેની સેવા કરવા લાગ્યા ધન્ય છે એ ધનાજીને! એમના ભજનનુ શુ કહેવુ! તેઓ નિરતર એ પરમસુખરૂપ પરમાત્માની સાથે રહીને અહર્નિશ અવિચલ આનદને અનુભવવા લાગ્યા

યાદ છે ભગવાન શ્રીકૃષ્ણનુ ગીતાદ્વારા કથન? 'अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते। तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्॥' — 'જેઓ બીજા કોઈનું નહિ પણ મારૂજ ચિંતન કરીને મારીજ ઉપાસના કરે છે તેવા નિત્ય મને જોડાયલાના યોગ અને ક્ષેમ હું નિભાવું છું.'

હવે કેટલાક દીવસો પછી ધનાજીના પેલા ગુરુ-બ્રાહ્મણ સાધુ ફરતા ફરતા ધનાજીના ઘેર આવી ચઢ્યા ગુરૂએ પૂછ્યુ, "બચ્ચા! ભગવાનની પૂજા કરો છો કે?" ધનાજીએ ઉત્તર આપ્યો, "તમે બહુ ભલા છો ભગવાન આવી ગયા હો! કેટલાક દીવસ સુધી તો આવ્યાજ નહિ અને મને બહુ તલસાવ્યો અને ભૂખે પણ માર્યો અને દર્શનેય ન દીધા વળી પોતે પણ ભૂખ્યા રહ્યા પણ એક દિવસ આવીને ખાવા મંડ્યા ગુરૂજી! ખાના બેઠા ત્યારે આખો રોટલો ચટ કરવા મંડી પડ્યા પણ મેં મુશ્કેલીથી તેમનો હાથ પકડી રાખ્યો અને બાકીનો અર્ધો રોટલો મે ખાધો પણ મહારાજ! એ તો બહુ પ્રેમી છે અને હવે તો સદા મારી સાથેજ રહે છે હો બેઉ વખત આવી મારી ગાયો દોહી આપી જાય છે અને હુ આપુ છુ તે ખાઈ પણ જાય છે હવે, તો હુ એમની સાથે એવો હળી ગયો છુ કે એમને છોડી શકતો નથી તેઓ બહુ સુંદર છે અને મને બહુ વ્હાલા લાગે છે વળી મારૂ મન પણ તેમનામાજ રહ્યા કરે છે ગુરુદેવ! આ બધો તમારાજ પ્રતાપ છે" ધનાજીની આ વાત સાંભળી તે બ્રાહ્મણ સાધુએ પૂછ્યુ, "ધના! ક્યા છે તારા ભગવાન?" ધનાજી બોલ્યા, "આ રહ્યા કેમ તમે તેમને દેખતા નથી? મારી સામેજ આ ઉભા છે ને!" બ્રાહ્મણ-સાધુને દર્શન ન થયા મુંઝાઇને કહેવા લાગ્યા, 'ધના! ક્યા છે? હું તેમને કેમ દેખતો નથી?" ધનાજી ભગવાન પ્રતિ કહેવા લાગ્યા કે, "નાથ! આ મારા ગુરૂ છે એમણેજ આપની મૂર્તિ આપી હતી આપ એમને કેમ દર્શન આપતા નથી?" ભગવાને જવાબ આપ્યો, "હે પ્રિય ભક્ત! તમને તો જન્મોજન્મના મહાપુણ્યો અને શુદ્ધ ભક્તિથી મારા દર્શન થયા છે, જ્યારે આ સાધુનુ એટલુ તપોબળ નથી, પરંતુ એણે તમારા ગુરૂ થઇને બહુ મોટા પુણ્યનો સંચય કર્યો છે, જેનાથી આજે એમને પણ દર્શન થશે જાઓ! તમે તેમના ખોળામા જઈ બેસો જેથી એ પવિત્ર થશે અને દિવ્ય નેત્રથી એમને મારા દર્શન થશે" આ ભક્ત બ્રાહ્મણ-સાધુ ભક્તવત્સલ ભગવાનની અપૂર્વ કૃપા જોઇને કૃતકૃત્ય થઈ ગયો અને ભગવાન ત્યારબાદ અંતર્ધાન થયા

ધનાજીની બાળવય પુરી થતાં ભગવાને સમયોચિત એમનો સંબંધ છોડી દીધો, અને જગતની પ્રણાલીનું રક્ષણ ગુરૂ પાસે જઇ, ગુરૂ કરી, ગુરૂમંત્ર ગ્રહણ કરવાની આજ્ઞા કરી. ધનાજી તે મુજબ કાશી જઇ, ત્યાં ભક્તશ્રેષ્ઠ આચાર્ય રામાનંદજીને ગુરૂ કરી, તેમની પાસેથી દિક્ષા ગ્રહણ કરી, પછી પોતે ઘેર આવ્યા. હવે ભગવાનનું તત્વજ્ઞાન પ્રાપ્ત થયેલું હોઈ ધનાજી એ પોતાના ગુપ્તધનને હૃદયના ગુપ્તમંદિરમાં એટલે બુદ્ધિગુહામાં દેખવા લાગ્યા. પણ તેથી સંસારી કાંઈ ઓછા મળ્યા હતા?

એક વખત ધનાજીને પિતાએ ખેતરમાં ઘઉં વાવવા મોકલ્યા રસ્તામાં કોઇ સંત મળ્યા. એ ભૂખ્યા સંતે ધનાજી પાસે ભિક્ષા માંગી અને સર્વને ભગવાન જોનાર ધનાજીને એ સંત પણ ભગવાન જણાયા. ભલા! ભગવાનને આપવાને ભક્ત પાસે શું ન હોય? ધનાજીએ વાવવાના બીના બધા ઘઉં સંતને આપી દીધા.

પ્રભુપ્રેમીઓ! જરૂર યાદ રાખો. જ્યારે અછતથી પીડાતો ગરીબ ખાવા માટે અન્ન માંગે ત્યારે માની લેશો કે સાક્ષાત્ ભગવાનેજ એના રૂપમાં તમારી પાસેથી સેવા ઇચ્છે છે. આવી તક મળ્યા છતાં જે એ તકનો લાભ નહિ લેવાની ચૂક કરે તેને બહુ પસ્તાવું પડે છે. ધનાજી જેવો આવી તક કેમ ચૂકે?

આ પ્રમાણે ધનાજીએ ઘઉં તો આપીજ દીધા, પણ માબાપના ડરથી ખેતરમાં જઇને એમજ ખાલી હળ ચલાવ્યું અને ઘેર આવ્યા. ભક્તકલ્પતરૂ ભગવાને વિના યાચના એનું ગૌરવ વધારવા પોતાની **અઘટીત ઘટના પટીયસી માયાથી** પોતાના ભક્તનું ખેતર બીજાં બધાંના ખેતરો કરતાં વધુ લીલુંછમ કરી દીધું. ધનાજીના ખેતરનાં બહુ વખાણ થવા લાગ્યાં, જ્યારે ધનાજી તો વિચારવા લાગ્યા કે–' વાવ્યા વિના સુંદર ખેતી કેમ થઇ? ખરેખર! લોકો મારી મશ્કરીજ કરતા હશે.' પરંતુ જ્યારે એમણે પોતે જઇને જોયું ત્યારે લોકોની વાતો સાચી પડી; તેમના આનંદનો પાર રહ્યો નહિ અને મનથીજ તેમણે પ્રભુની માયાને સમજી પ્રભુને પ્રણામ કર્યા. ધનાજીના હૃદયમાં પ્રેમનો સમુદ્ર ઉભરાવા માંડ્યો ભલા! પ્રભુ શું ન કરે?

પ્રભુપ્રેમીઓ! તમે જોઇ શકયા? ભગવાનની સગુણ ઉપાસના આટલી સુખમયી છે. તો પછી નિર્ગુણ ઉપાસના કેટલી વિશેષ સુખમયી અને આનંદ-

મચી હોય? વણુનાવ્યુ ખેનર ભગવાને ઉગાડયુ. આવા ભગવાનને છોડીને કોણ મૂર્ખ બીજી વસ્તુ પર પ્રેમ કરે? મનુષ્ય ભયરહિત થઇ શકે છે ચિત્તશુદ્ધિથી અને એ ચિત્તશુદ્ધિ બને છે–' આત્માનું હનન અવિદ્યાથી થશે ' એવો ભય રાખવાથી.

હવે આપણે આપણા અસલ વર્તાલાપ પર આવીએ તમને (૧) અભય અને (૨) સંશુદ્ધિ કેમ થાય તે બતાવ્યુ. હવે આગળ જુઓઃ—

**(૩) જ્ઞાનયોગ** એટલે શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવું તે વિશેષે કરીને જ્ઞાનયોગમા સ્થિતિ

**(૪) વ્યવસ્થિતિ** એટલે એજ પ્રવૃત્તિ પરંતુ યાદ રાખવાનુ એ છે કે જ્ઞાનથી યોગ સિદ્ધ થાય છે અને યોગથી જ્ઞાન સિદ્ધ થાય છે ' હુ પ્રભુનો અંશ છુ, હુ પ્રભુનો દાસ છુ, હુ આત્મા છુ '–એવી સમજને જ્ઞાન કહેવામા આવે છે. આમ ' અલ્પતા, સમાનતા અને ઐક્યતા '–એવો જ્ઞાનનો પ્રકાર મોક્ષાર્થી સાધક પોતાની લાયકાત અને રૂચિ અનુસાર પોતે તેવો હોવાનો સ્વિકારી લે છે અને જ્ઞાનનો વિકાસ થતા થતા સાધક વિશાળ જ્ઞાનવાળો થઇ જાય છે જો તે પોતાને અંશ માને છે તો પોતાને વિશ્વરૂપ સમજે છે. તેથી તે બધા વિશ્વને ચાહવા લાગે છે, ઉપાસવા લાગે છે અને નિર્દોષ જીવન વિતાવનારો બની જાય છે જો તે પોતાને દાસ માને છે તો તે આખા વિશ્વનો સેવક બની જાય છે અને જો તે પોતાને આત્મા માને છે તો નિષ્ક્રિય બની જાય છે આવા પ્રકારની સાધકની હાલતને પણ ' વ્યવસ્થિતિ ' કહેવામા આવે છે પોતાને દાસ માનનારને અને અંશ માનનારને મોક્ષપ્રાપ્તિ અને પરમપદની પ્રાપ્તિ માટે સાધન કરવા પડે છે, વિજ્ઞાની થઇને બ્રહ્મ-નિષ્ઠાયુક્ત રહેવાને યત્ન કરવો પડે છે અને પોતાને આત્મા માનનારને માત્ર ધ્યાન યા સમાધિમાજ રહેવાનું હોય છે.

વારૂ આ પ્રમાણે વ્યાખ્યા કરેલ જ્ઞાનયોગ અને વ્યવસ્થિતિથીજ મનુષ્યની ચિત્તશુદ્ધિ થાય છે અને ચિત્તશુદ્ધિથીજ બીજાઓને એ અભયદાન આપે છે અને પોતે ભયરહિત બની જાય છે

જુઓતે રાજાશીબીએ પોતાને શરણે આવેલ પક્ષી (કબુતર) ને પણ શરણ આપ્યુ અને પોતાના ભોગે શરણાગતને બાજપક્ષીથી બચાવ્યું. રામે

વાલીના ભયથી સુગ્રીવને મુક્ત કર્યો જો કે વાલી પણ ભક્ત હતો, પણ તે બળના અભિમાનવાળો હતો સુગ્રીવે હનુમાનના આપેલા જ્ઞાનવડે સખ્ય યાને મિત્રતા કરી મિત્રતાના ધર્મને સમજી રામે સુગ્રીવનુ રક્ષણ સદાને માટે કરવા એકજ બાણથી વાલીને હણ્યો નારદમુનિ અને નરનારાયણ ઋષિઓએ તપનો ભંગ કરવાને યત્ન કરનાર અપ્સરાઓને અને કામદેવને મારી માગણીથી શાપ નહિ આપીને અભય કરી દીધાં, કારણકે તેઓમાં ક્રોધ ન હતો, બલ્કે સહિષ્ણુતાનો ગુણ હતો અક્રોધ અને સહિષ્ણુતા સત્વસશુદ્ધિ એટલે અંત કરણની શુદ્ધિ વિના ન હોય.

ભક્તા શબરી અને અગસ્ત્યઋષિનો સુતીક્ષ્ણ—એ બેઉએ પોતપોતાના ગુરુ પાસેથી શ્રવણ કરીને જ્ઞાન મેળવીને જ્ઞાનમાજ સ્થિતિ કરીને ઘણા વર્ષો સુધી તપ કરીને અંત કરણની આરપાર શુદ્ધિ કરીને માત્ર ભગવાનના દર્શનની અભિલાષાજ બનાવી રાખ્યુ હતુ અને એથી એમને ભગવાન રામચંદ્રજીના દર્શન થયા

સત્વશુદ્ધિ માટે આહારશુદ્ધિ પણ બહુ જરૂરની છે મે ક્ષાર્થીએ સત્વસશુદ્ધિ માટે આહારશુદ્ધિને મુખ્ય સાધન બનાવવુ ઘટે

દૃષ્ટાંત—એક ગામમા બહુ સારી પ્રતિષ્ઠાને પામેલ બહુ વિદ્વાન બ્રાહ્મણ પંડિત રહેતો હતો ધર્મને જાણનારો, નીતિમાન અને ધર્મોપદેશક હતો એણે થોડા હજાર રૂપીઆના સોનાના ઘરેણાની લાલચથી એક વાણીયાના છોકરાને મારીને ઘરમા દાટી દીધો બાળકના માતાપિતા શોધવા લાગ્યા શોધમા નિરાશ થયેલા તેમણે પોલીસને જાહેર કર્યું અંતે આ વાત ઠેઠ રાજા પાસે પહોંચી બહુ તપાસને અંતે એ બાળકનુ ખૂન થયાનુ અનુમાન થવા લાગ્યુ રાજા તરફથી ગુન્હેગારને શોધી કાઢવાનુ બહુ દબાણ થવા લાગ્યુ ચતુર પોલીસે આ પંડિતના ઘરમાથી દાટેલા બાળકના શબને શોધી કાઢ્યુ અને પંડિતને ખૂની તરીકે ન્યાયકચેરીમા રજુ કર્યો પંડિતની પ્રતિષ્ઠા જોતા જનતાને બહુ અજાયબી થવા લાગી જનતાના કેટલાક માણસો તો આ બીનાને સાચી માનવાને તૈયારજ ન થયા એટલુંજ નહિ પણ આખી રાજધાનીમા કોલાહલ મચી રહ્યો અને આખાયે રાજ્યની પ્રજાને મહાન વિસ્મય થયુ

પંડિતે ગુન્હો કબુલ કર્યો. કબુલ ન કરે તોયે બચાવ થઇ શકે એવું હતુંજ નહિ, તેમજ તેણે પોતાનો બચાવ કરવાનો યત્ન સરખો પણ ન કર્યો. "મને ઘરેણાંની લાલચ થઇ અને મેં બાળકને મારી નાંખી દીધો; મને સજા થવીજ જોઇએ; મેં મહાન ઘોર કર્મ કર્યું છે; મારા મનમાં આ કામ કરવાનું કેમ સૂઝ્યું એ પણ મને સમજ પડતી નથી; બીજું શું કારણ બતાવું ?" આ પ્રમાણે એણે કોર્ટને ઉત્તર આપ્યો. "મને એ બાળક પ્રિય હતો, અત્યારે પણ છે અને એના મૃત્યુથી મને દુ:ખ થાય છે" એવું પણ એણે કોર્ટને કહ્યું. આવા ઇરાદાપૂર્વકના ખૂન માટે તો ફાંસીની સજાજ હોય. અલબત્ત એણે એકરાર કર્યો ત્યારે પણ એ સજા થશે એમ જાણતો હતો, છતાં બચાવ ન કરતાં ફાંસીની સજાજ ઇચ્છી પસ્તાવો કરતો હતો. પણ રાજા ચતુર, શાણો અને ધર્મિષ્ટ હોઈ બુદ્ધિશાળી પણ હોવાથી ગુન્હાનું કારણ શોધવાને સ્વયં તપાસ ન કરી રહે ત્યાંસુધી પંડિતની ફાંસીની સજાને અમલમાં મુકવાની હાલતુર્ત મના કરી.

રાજાની તપાસમાં સાદ્યંત આ પ્રમાણેની હકીકત નીકળી આવી:—' તે ગામના પ્રખ્યાત ધર્મિષ્ટ સોનીએ કોઇએક કસાઇનાં હજારો રૂપીયાનાં સોનાનાં ઘરેણાં ઘડેલા હતા અને તેમાંથી તે સોનીને જે મજુરીના રૂપીઆ મળ્યા હતા, તેમાંથી તેણે આ પંડિતને ઘણા દિવસ ચાલે તેટલી ભોજનસામગ્રી અને દક્ષિણા આપી હતી. આ પ્રમાણે સોનીદ્વારા તે કસાઇનું અન્ન અને દ્રવ્ય આ પંડિતે પોતાના ઉપયોગમાં લીધેલું હતું અને તેથી પંડિતની બુદ્ધિ બગડતાં તેણે પેલા બાળકનું ખૂન કરેલું.'

રાજાએ ન્યાયની પરિપાટીનું રક્ષણ કર્યું. બ્રાહ્મણ અને વળી વિદ્વાન-ને મૃત્યુદંડ દેવા કરતાં પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત થતા, એક યુક્તિ શોધી કાઢી અને કહ્યું, "હે વિપ્ર! કોઇ પૂર્વના પાપનો પરિપાક થયો અને એ કારણે તમારાથી કસાઇનું અન્ન તથા દ્રવ્ય વપરાયું, જે કારણે તમારાથી આ ગુન્હો થયો છે. જાઓ! સંસારને ત્યાગો. ઘરબાર બધું ત્યાગી સંન્યાસી થઈ 'હું બ્રહ્મ છું,' એવી ભાવના કરી આત્મોપાસના કરો અનન્ય યોગી, અનન્ય ચેતા બનો. તમારાં બધાં પાપ બળી જતાં તમારી દુર્ગતી નહિ થાય." રાજાએ આ પ્રમાણે પંડિતને અભયદાન આપ્યું અને ત્યારબાદ પંડિતને પસ્તાવો

થવાથી ખૂબનું પ્રાયશ્ચિત થયું આત્મોપાસનાથી ચિત્તશુદ્ધિ થઈ બ્રહ્મજ્ઞાન થયું અને એ પરમપદ નિર્વાણ કૈવલ્યને પામ્યો.

(૫) દાન એટલે અન્નવાળાઓને અને જરૂરીયાતવાળાઓને શ્રદ્ધા અને શક્તિ પ્રમાણે અન્ન, વસ્ત્ર, દ્રવ્ય વિગેરે આપવું તે દાનના બે પ્રકારો હોય છે ઉપકાર કર્યો હોય તેને, ઉપકાર કરી શકે તેવાને અને 'એનો બદલો ભગવાન પાસેથી મળશે' એવી ભાવનાથી અર્થીને આપવું એ એક પ્રકાર છે અને બીજો પ્રકાર એવો છે કે-'મારી પાસે છે અને તે જરૂઆતથી વધુ છે, માટે મારે આપવુંજ જોઇએ' એમ સમજીને ઉપકારની કે બદલાની આશા વિના અને તે પાત્ર સામો ઉપકાર કરી ન શકે, એવી ફળની ઇચ્છા વિના આપવું તે.

પ્રથમના પ્રકારથી દાનના દાતાને ફળ ભોગવવાને માટે બીજો જન્મ ધારણ કરવો પડે અને આમ કરવાથી તેનું જન્મમરણ મટતું નથી અને મોક્ષ દૂરદૂર જાય છે, જ્યારે બીજા પ્રકારથી ચિત્તશુદ્ધિ થાય છે અને તેમ થતા આત્મજ્ઞાન થતા પરમપદ પમાય છે

દૃષ્ટાંત—દૈત્યોનો રાજા બલી દાતાપણાનું અભિમાન કરનારો અને ફળની ઇચ્છા (ઇન્દ્રપદ) રાખનારો હતો બલી અને ઇન્દ્રને-દૈત્યો અને દેવોને સદાય દુશ્મનાવટ અને હરિફાઈ ચાલ્યાજ કરતી હતી દેવોની માતાએ કશ્યપને દેવો અને ઇન્દ્રનું, શોંકયના પુત્રો-દૈત્યોથી રક્ષણ કરવાની પ્રાર્થના કરી કશ્યપે અદિતીને પયોવ્રત કરીને ભગવાનને પ્રસન્ન કરવાને પુત્રોની રક્ષા કરવાને ભગવાનની પ્રાર્થના કરવાની આજ્ઞા આપી. અદિતીના પયોવ્રતથી પ્રસન્ન થઇને ભગવાન એના પુત્ર થઇને અવતર્યા, જેનું નામ હતું 'ત્રિવિક્રમ' અથવા 'વામન' પોતાના મોટા ભાઈ ઇન્દ્રના પદનું રક્ષણ કરવાને બલીને છળવા પોતે બટુક-બાળબ્રહ્મચારી વિદ્યાર્થી બનીને જમીનની યાચના કરવા ગયા અને ત્રણ ડગલાં પૃથ્વિની યાચના કરી દાતાપણાનું અભિમાન સેવનાર બલી બોલ્યો, "હે બ્રહ્મચારી! મને ઓળખો આવી ત્રણ ડગનાં પૃથ્વિ જેવી ક્ષુદ્ર માંગણી ન કરો આ આખો દેશ કે ખંડ માગો. આવું ક્ષુદ્રદાન આપતાં તો મને સંકોચ થાય છે ભગવાનના તો-ઇન્દ્ર અને બલી-એ બેઉ ભક્ત હતા, પરંતુ ભગવાને પક્ષ લીધો નહિ અભિમાનીનો અભિમાનીથી પ્રભુ દૂર

રહે છે પણ અભિમાની છતાં પોતાનો ભક્ત હોવાથી પ્રભુએ એનું અભિમાન ઉતારી એને પોતાનો બનાવવા વિચાર્યું હતું "મને તો ત્રણ જ ડગલાં જોઈએ. હું નાના શરીરવાળો છું એટલે એટલી પૃથ્વી મને બસ છે મને વધુ ન જોઈએ." વામને જવાબ આપ્યો બલીનો આગ્રહ કોઈ કામ ન આવ્યો ભગવાન વામનજી પોતાની યાચનાને વળગી રહ્યા સંકોચ કરતો બલી નિરુપાય થયો ત્રણ ડગલાં પૃથ્વી આપવાનો સંકલ્પ કર્યો સંકલ્પ થયા બાદ વામનભગવાને પોતાનું વિરાટરૂપ બનાવ્યું, પગ પાતાળમાં અને માથું આકાશમાં પ્રથમ પગ પહોંચ્યો બ્રહ્મલોકમાં અને બીજો પાતાળમાં ત્યારે ભગવાને પૂછ્યું, "અભિમાની દાતા! બતાવ ત્રીજો પગ ક્યાં મૂકું?" તરત જ ભગવાનની આજ્ઞાથી ગરુડે પ્રતિજ્ઞા પુરી નહિ કરી શકનાર બલીને બાંધ્યો પણ પોતે પ્રભુનો ભક્ત હાજરજવાબી અને ચતુર હોઈ બલી બોલ્યો 'પ્રભુ! મારું શરીર પૃથ્વી છે મૂકો પગ મારી છાતી પર' ભગવાને બલીની છાતીપર ત્રીજો પગ મૂક્યો અને આ પ્રમાણે તેણે ભગવાનને સમર્પણ કર્યું પછી તો શું કહેવું? ભગવાન પ્રસન્ન થયા તે પૃથ્વીના યાચકને બલીએ પૃથ્વી તો આપી પણ સમસ્ત રાજપાટ સહિત ધન દોલત, પુત્ર દારા-બધું આપી દીધું ભગવાન બોલ્યા 'પ્રિય બલી! માંગ! તારી જે ઇચ્છા હોય તે માગ!" બલીએ જવાબ આપ્યો ભગવન્! હું જ તમારો થઈ ગયો તો હવે મારે શું જોઈએ? જો આપવાની ઇચ્છા હોય તો આપ મારું રક્ષણ કરવા સદાય સાથે રહો' ભગવાન બોલ્યા મને આપનારને હજારોગણું મળવું જોઈએ ચાલ તું પાતાલનું રાજ્ય ભોગ ભોગવી લે હું તારી સાથે રહીશ' આમ રાજના દર્શનથી બલીનું અંતઃકરણ શુદ્ધ થયું આત્મજ્ઞાની થઈને શરીર છૂટ્યા પછી એ પરમપદને પામ્યો

(૬) દમ એટલે દુષ્ટવૃત્તિઓનું હૃદયમાંથી બહાર નીકળવું સામાન્ય રીતે મનુષ્ય જ્યારે કામી થાય છે ત્યારે આવી દુષ્ટવૃત્તિઓનું વધુ જોર થાય છે એ ખરાબ વૃત્તિઓ બહાર નીકળીને અવયવોને ચેષ્ટા કરાવતી થાય ત્યારે તે અવયવોની ક્રિયાઓને રોકી દઈ રાકવાનો પ્રયત્ન કરવો અને અવયવોને દુષ્ટ કર્મો કરતા રોકવા તેમને અધર્મી કાર્યો કરતા રોકવા અને તેમની એવી ક્રિયાઓ કે જે પોતાને અને પારકાને હાનિ કરે તેવી ક્રિયાઓ બંધ કરવી અને એવી જે કોઈ ક્રિયાઓ અગાઉ થઈ ગઈ હોય તેનો મનવડે પશ્ચાતાપ

કરવો, વળી ફરીને અનુપવો એવી ક્રિયાઓ કરવાને બળવાન ન થાય કે જેથી તેઓ મનના કાબુની બહાર ચાલી જાય તેટના માટે મિતાહારથી, રોકવાના અભ્યાસથી, ઓછા આહારથી કે ઉપવાસથી તેમને શીથીલ બનાવવાની જે ક્રિયા તેને દમ કહેવાય છે 'मन जाये तो जाने दो, पर मत जानें दो शरीर'– આ મહાવાક્યને યાદ કરવાની ક્રિયા કરતા કરતા સાવધાન રહેવાને ચીવટ રાખવાની ક્રિયા તે દમ.

યોગીઓનો અનુભવ છે કે 'દુઃસગથી દૂર રહેવામા આવે, સારા વિચારો કરવાની ટેવ પાડવામાં આવે, નિર્લોભી–નિષ્કામી–નિર્માની મનુષ્યોનો સગ સેવવામા આવે, પ્રભુના ઠ્ઠધી માંડીને કોઇપણ નામનુ સ્મરણ એકાંતમા બેસીને કરવામા આવે અને મનને હ્રદયથી બહાર જવા દેવામાં ન આવે, તો અતરાત્મા સાથે યોગ થઇ જવાથી, દુર્વૃત્તિઓની વાસનાજ દીલમાં ઉઠતી નથી.' એર, કોઇપણ પ્રકારથી જે મનુષ્ય આ 'દમ' નામની સપત્તિ પોતાનામાં આણે તો આ દુનિયામા અને પરદુનિયામાંયે એ શોકમુક્ત બની જાય છે. આ શોકમુક્ત બનવાના દમના ગુણને તેથીજ દૈવીસપત્તિ કહેવામા આવી છે સાભળો —

દૃષ્ટાન્ત–જુનાગઢના રાજા રા'ખેંગારની રાણી બહુ રૂપાળી હતી જેના પર ગુજરાતનો રાજા સિદ્ધરાજ આશક થયો હતો એ પોતાની દુર્વૃત્તિઓને ન રોકી શક્યો રાણકદેવીને પોતાની સ્ત્રી બનાવવા એણે રા'ખેંગારના ભાણેજોને ફોડ્યા રા'ને ચઢાઈ કરીને માર્યો ખૂદ રાણકદેવીની સામેજ એણે એના બે પુત્રોને માર્યા, પણ રાણકદેવી અધમાચરણવડે રાણી બનવા લલચાઈ નહીં પુત્રોના કે પોતાના નાશના ભયથી તેણી બીલકુલ ડગી નહીં અને આખરે પતિવ્રતપણુ સિદ્ધ કરવા અને સિદ્ધરાજની વારવારની માગણીઓનો અત લાવવા પોતે સતી થઇ

આ પ્રમાણે રાણકદેવીએ પોતાનો 'દમ'–દૈવીસપત્તિનો ગુણ આખર સુધી ટકાવી રાખ્યો અને પરસ્ત્રીને ભોગવવાની દુર્વૃત્તિને બહાર નીકળતી રોકી નહિ શકનાર ગુજરાતના સિદ્ધરાજે પોતાના જીવનમા દૈવીસપત્તિના અભાવે ઇતિહાસમા મહાકલકી કામનુ પાનુ ઉમેર્યું એજ સિદ્ધરાજે એવુ

બીજું પણ કંઇક વ્હોર્યું છે અને તે જશમા નામની ઓડ' જાતિની એક સ્ત્રીને રાણી બનાવવાના કારણે. જશમા ઓડણ હતી, તેણી પરણેલી હતી; તેણે જવાબ દીધો, "રાજા! તમે તો રાજા હોઇ મારા પિતાતુલ્ય છો. મને તમારો વૈભવ વ્હાલો નથી મારો ધણી મને પ્રાણ કરતાયે પ્યારો છે. પિતા! આ તમારી પુત્રીને માફ કરો પુત્રીને સ્ત્રી બનાવવા કે તેવી કલ્પના કરવી તેપણ પાપ છે મારે તમારી રાણી નથી થવુ "

તમે જોઇ શક્યા કે દૈવી સંપત્તિના 'દમ' ના ગુણથી એક નીચ વર્ણમા ઉત્પન્ન થયેલી સ્ત્રીની દૃઢતા? આનુ નામ દમ.

આવીજ રીતે વ્યાસજીના યુવાન અને મનોહર રૂપવાળા પુત્ર શુકની સાથે રમવાને ઇચ્છા કરનાર રંભા નામે અપ્સરાનુ વૃતાંત પણ જાણવા જેવુ છે "શુકદેવ! જુઓ મારા સામે. હું સમસ્ત સુંદરીઓથી પણ અતિ-સ્વરૂપવાન છુ જુઓ આ સ્તનો, જુઓ આ ઉદર"-રંભાએ શુકદેવજીને લલચાવવા કહ્યું પણ શુકદેવજીએ શું જવાબ આપ્યો તે જાણો છો? તેમણે કહ્યુ, હે રંભે! તારા સ્તનો અને ઉદર મને બહુ ગમે છે. અરે, તે એટલાં બધા સુંદર છે કે જો તું મને પ્રથમ મળી હોત તો હું તારા ઉદરમાં ગર્ભ-વાસમા રહ્યો હોત અને જાબાલી (શુકની માતા) નાં સ્તનોને નહિ ધાવતાં તારા સ્તનોને ધાવ્યો હોત "

જુઓ! આ ત્રણે દૃષ્ટાંતોમા દૈવીસંપત્તિના ગુણ 'દમ' ની પૂર્ણતા અને એની હાજરીની શૂન્યતા છે. એક પાત્રો એકબીજાથી વિલક્ષણ છે જેટલા પ્રમાણમા વાસનાબળ ઓછુ તેટલા પ્રમાણમા 'દમ' રૂપ દૈવીસંપત્તિની વિશેષતા મનુષ્યમા હોય છે

પ્રભુપ્રેમીઓ! જ્યાંજ્યાં તમે નિરીક્ષણ કરો ત્યાંત્યાં દરેક દેશોના માનવી ઓમા આ દૈવી અને હવે પછી કહેવાશે એની આસુરી સંપત્તિ હોય છે. એ સંપત્તિ એટલા માટે કહેવામા આવી છે કે જે વડે મનુષ્ય પોતાનું અને એનાં સંબંધમા આવતા પ્રાણીમાત્રનુ ભલુ બુરૂં કરનારો થાય છે; એવી સમજ તમારામા આવે એ બેઉ સંપત્તિઓ પ્રકૃતિના ગુણથીજ ઉપજેલી છે, જેમાની ભલુ કરનારી દૈવી અને બુરૂં કરનારી સંપત્તિને આસુરી કહેવામા આવી છે

સનાતનધર્મના વેદાન્ત પ્રાધાન્ય ધર્મને માનનારા આર્ય હિંદુઓમા દુનિયાની બધી મનુષ્યજાત કરતા દૈવીસપત્તિ વિશેષ અને પૂર્ણપણે હોય છે એનુ કારણ વેદાન્તશિક્ષણથી શિક્ષીત થવાથી ચીવ્યટવાયા તેઓ હોય છે દૈવીસપત્તિને આર્યો પોતાના ભૂષણરૂપજ માને છે જો કે દુનિયાના બધા ધર્મો છે તે સનાતનધર્મનાજ અગો, પરન્તુ અનુયાયીઓ એવુ માનતા નથી, તે વાત સાચી છે અને જો એ બધા ધર્મના અનુયાયીઓ માને, તો તે પછી આખા વિશ્વમા બધુત્વભાવ માનવીઓમા આવે આપણે જુની પ્રજા છીએ દુનિયાની બધી પ્રજાને આપણા પૂર્વજોદ્વારા શિક્ષણ મળ્યુ છે અને તેને અનુસરીને તેમજ તેમના દેશની આબોહવાને અનુસરીને તેમજ અનુકુળતા અને પાળી શકાય તેવી સગવડતા પ્રમાણે તેમના ધર્મો રચાયા છે એથી એ ધર્મના અનુયાયીઓ-હિંસાને, મારી નહિ આપવાના ગુણને કઠિનતાના ગુણને, છળકપટને, લજ્જારહિતપણાને, અત્યાગને તથા વેર લેવાના ગુણને મનુષ્યનુ ભૂષણ માની રહેના છે એઓનો દૃઢ વિશ્વાસ છે કે આ સપત્તિ માનવીઓમા હોવી જોઇએ મતલબ કે એઓ આર્યશિક્ષાવર્જીત છે તેઓ બળ, લક્ષ્મી અને ભોગને મનુષ્ય કર્તવ્યતા માની રહેના છે એઓમા 'દમ' એવી કોઈ વસ્તુ છે એવુ માનવાની ભાવનાજ નથી અને જો એ તમારી પાસેથી સાભળે તો તમને, એવો ઉત્તર આપવાના કે-'દમ' હોય કમજોરમા, 'દમ' હોય નામર્દમા કે પદમા, 'દમ' હોય મૃત્યુથી ડરનારમા આવા કારણેથી પરદેશીઓએ હિંદુની સ્ત્રીઓની ભીરૂતાનો લાભ લઇને એમને ભોગવવાનો હક્ક જેવો માની લીધો છે જેટલા એગ્લો-ઇન્ડીયનો કહેવાય છે તે બધા હિંદુ સ્ત્રીઓના સતાનો છે જેટલા મુસલમાનો છે તે બધા હિંદુ સ્ત્રીના સતાનો છે, જ્યારે જેમ એગ્લો-ઇન્ડીયનોનો પિતાવર્ગ યુરોપીયનોનો છે તેમ મુસલમાનોનો પિતાવર્ગ પઠાણ મોગલ કે આરબોનો હોય છે આ પ્રમાણે બાપના ધાર્મિક શિક્ષણને પામેલા આ ખ્રિસ્તીઓ અને મુસલમાનો માતા એક છતા પિતા ભિન્ન ભિન્ન સસ્કૃતિના હોવાથી, હિંદુઓ પોતાની સસ્કૃતિના હોવાથી હિંદુઓ પોતાની સસ્કૃતિનુ રક્ષણ કરવા તેમનાથી અલગ રહેવા પ્રયત્ન કરે છે, જ્યારે આ લોકો આવા અલગપણાને તિરસ્કાર માને છે હિંદુઓ 'દમ' ના ગુણને સેવે છે તે સનાતન ધર્મસસ્કૃતિનુ રક્ષણ કરવા માટે અને આ લોકો હિંદુઓ એવુ કરે એ ઇચ્છતા નથી

આવી ઉપરોક્ત ખેંચાખેંચથી હિન્દુસ્તાનમાં દિલ્હીના તખ્ત ઉપર બીરાજતા ક્ષત્રિયોના પરસ્પર કુસંપના કારણે પૃથ્વિરાજના ઉપર ચઢી આવેલા પઠાણ શાહબુદ્દીન ઘોરીની દશદશ વખત હાર થયા પછી અગીયારમી વખત જીત થઈ ત્યાંથી હિંદુઓની અશાંતિનો આરંભ થયો છે ખ્રિસ્તીઓ-યુરોપીયનો હિંદુઓ પાસેની લક્ષ્મી કોઈપણ રીતે મેળવવાનો દૈવી હક્ક માને છે સ્ત્રીઓને ભોગવવાનો હક્ક હવે સોલ્જરો સિવાય બીજા ગૌણ માને છે, કારણ કે તેમનામાં હવે સ્ત્રીઓની સંખ્યા વધુ પ્રમાણમાં છે લક્ષ્મીથી તેમને સંતોષ નથી તેથી બળ અને કળ વડે એઓ હિંદુઓ પાસેથી ખેંચી જાય છે વારૂ, મુસલમાનો પાસે લક્ષ્મીયે નહિ અને સ્ત્રીયોયે નહિ, એટલે તેઓ હિંદુઓની લક્ષ્મીને અને સ્ત્રીઓને બળથી, લૂંટથી ભોગવવાનો હક્ક સમજે છે પૃથ્વિરાજના પતન પછી મુસલમાનો અને યુરોપીયનો હિન્દુસ્તાનમાં આવવાનું કારણ, તેમનામાં 'દમ' નામની દૈવીસંપત્તિની ગેરહાજરી અને નિર્બળો સામે બળજબરી કરીને રહેવાથી સ્ત્રીઓ અને લક્ષ્મીનો ભોગ ભોગવવાનો હક્ક માન્યાથી અને હિંદુસ્તાનમાં વસીને હિંદુઓના ભોગે મઝા ઉડાવવાની માન્યાથી એઓ તેમ વર્તતા આવ્યા છે અને હિંદુઓ તેઓમાંની આસુરી સંપત્તિઓ પોતાનામાં ન આવે એ કારણે અલગ રહેવા ઇચ્છે છે આ પ્રમાણેનું હિંદુઓ પરનું આક્રમણ અને હિંદુઓનો એવા આક્રમણથી રક્ષણ કરવાનો યત્ન-એ સારાયે હિન્દુસ્તાનની અશાંતિનું કારણ થઇ પડયું છે

આ અશાંતિ મટવી જોઇએ એમ પાદરીઓ ઇચ્છે છે અને એમ તેઓ ક્રિશ્ચીયન ધર્મમાં પોષણ કરવાની લાલચ આપી હિંદુઓને પોતાના ધર્મ તરફ ખેંચે છે, જ્યારે મોલ્વીઓ મુસલમાનો મારફત દગા મચાવીને, ભય બતાવીને હિંદુઓને વટલાવી મુસલમાન બનાવે છે હિંદુઓ ત્યારે પોતાના સનાતન ધર્મ જે દૈવીસંપત્તિઓવાળો છે તેના શિક્ષણથી મુસલમાનો અને ખ્રિસ્તીઓ દૈવી દૈવીસંપત્તિવાળા થાય અને તે પ્રમાણે વર્તે એવું ઇચ્છે છે, પણ આવું સનાતન ધર્મનું વર્તન આકરૂં પડવાથી તેઓ હિંદુઓ થવા ઇચ્છતા નથી અને આ ખેંચાખેંચી હિન્દુસ્તાનની અશાંતિ અને હિંદુઆર્યજાતિનું અશાંતિનું કારણ બને છે

જ્યારે સંસ્કૃતિના કારણે રક્ષણ કરવાનો કોઈ રસ્તો ન રહ્યો ત્યારે યુરોપીયનોને હિન્દુસ્તાનમાંથી કાઢવાને માટે કોન્ગ્રેસદ્વારા રાજકારણ ઉભું

થયુ અને એમા હિદુઓ ફાવી ન જાય તેટના માટે અગ્રેજોએ હિદુઓ અને મુસનમાનોને પરસ્પર લડાવવાનુ આરભ્યુ અગ્રેજોના કાવાદાવાને નહિ સમજનારા અને ઓછા શિક્ષણવાળા મુસનમાનોએ મુસલમાન સસ્કૃતિનો પ્રચાર બહુ જોરશોરથી હિદુઓ સામે કરવા માડયો છતાપણ પ્રારબ્ધવશાત્ સને ૧૯૩૯ મા બીજુ વિશ્વયુદ્ધ શરૂ થયુ જેથી અગ્રેજો નબળા પડ્યા અને સને ૧૯૪૭ મા હિન્દુસ્તાન સ્વતત્ર થયુ પણ જતા જતાયે અગ્રેજોએ એમની આસુરીસપત્તિનો ભાર પૂરો ભજવ્યો અને એ આસુરભાવથી હિદુઓ અને મુસનમાનોને જૂદા પાડયાજ પાડયા પરિણામે મુસનમાનોને પાકિસ્તાન પ્રદેશ બનાવના દઇને હિદુઓને પાકિસ્તાનથી, પાકિસ્તાનના પહેલી મુસલ માનોથી અને હિન્દુસ્તાનમા રહેલા મસલમાનોથી—આફતો ઉપર આફતો પડવા માડી બીજી બાજુ સર્વધર્મની ઐક્યતાવાળુ એક રાજ્યકારણ ઇચ્છતી કોન્ગ્રેસને સહાય કરવા હિદુઓના આર્યસનાતનધર્મના સિદ્ધાતો પૂર્ણસ્વરૂપે હોવા છતા, ગાધીજીએ કુરાન, અવસ્તા અને બાઇબલનો આદર કરી પ્રાર્થનામા તેનો પ્રચાર કરતા હિદુઓમા ખળભળાટ થયો અને તેને પરિણામે પુનાના વતની અને ગ્રેજ્યુએટનુ શિક્ષણ પામેલા નથુરામ ગોડસે નામના યુવાને સને ૧૯૪૮ ના જાન્યુઆરીની ૩૦ મી તારીખે સાજે સાડાપાચ વાગે રીવૉલ્વરમાથી ગોળીઓ છોડી ગાધીજીનુ ખૂન કર્યું અને આમ 'દમ'—દૈવીસપત્તિની શૂન્યતા, મુસનમાનોની હિદુઓની સ્ત્રીઓ અને લક્ષ્મીને ભોગવવાની ભાવના અને હિદુઓના બધા ભોગે મુસનમાનોને ખુશ કરવાના યત્નોના કારણે એક હિદુએ બીજા હિદુનુ ખૂન કર્યું

ગીતાપ્રેમીઓ! આ કથનથી હુ ગાધીજી મહત્મા ન હતા એમ કહેતો નથી તેમને હુ હિદુ લેબાસમા એક ખ્રિસ્તી પાદરી, બુદ્ધ સાધુ કે મુસલ માન ફકીરના જેવા માને સનાતન ધર્મે સૂચવેલા ત્યાગની ઉચ્ચ શ્રેણી પર પહોચેલા સન્યાસી માનુ છુ, કારણકે તેમનો ત્યાગ એક ઉચ્ચકોટિના સન્યાસી જેવોજ હતો.

છતા હિદુઆર્યસનાતનધર્મના શાસ્ત્રોના કથનાનુસાર નહિ ચાલતા અને Conscionce (કૉન્શ્યન્સ)= ચિત્ત કહે તે પ્રમાણે ચાલવાનો આગ્રહ કરનાર મનુષ્ય જીવનમા જાણેઅજાણે મોટી ભૂલ કરી નાખે છે આમ ચિત્તની દોરવણી પર ચાલવુ એવુ સનાતનધર્મ કહેતો નથી, પણ એ ચિત્તનો નિરોધ કરી

શાસ્ત્રશિક્ષાનુસાર આચરણ કરવું એ શ્રેયસ્કર, સુખકર અને પરમશાન્તિદાયક છે એમ કહે છે. જો એમ ન હોત તો યોગશાસ્ત્રનો કર્તા પાતંજલ શા માટે વ્યાખ્યા કરે –'योगश्चित्तवृत्ति निरोधः।' ચિત્તને પરમાત્મા સાથે જોડીને વ્યવહાર કરવો એવી શિક્ષા મોક્ષપ્રાપ્તિને માટે છે. આ વાતમાં ગાંધીજીનું મંતવ્ય જૂદું હતું. તેઓ શાસ્ત્રવિધિનો અર્થ 'ધર્મગ્રંથોએ કહેલી ક્રિયાઓ' એમ માનતા ન હતા પણ 'ચિત્તની વૃત્તિઓ અનુસાર ઉપાસના અને અનુભવના જ્ઞાનવાળા સત્પુરુષોએ ખેડેલા સંયમમાર્ગ' ને માનનારા હતા. એ માન્યતાને આધારે પોતે તો ચાલતાજ હતા પણ એમના અનુયાયીઓમાંથી બહુજ જૂજ એમને સમજી શક્યા છે. પરિણામે એઓ સનાતનધર્મને ભોગે, વર્ણાશ્રમધર્મની હિંદુ સંસ્કૃતિના ભોગે, પરદેશીઓને હિંદમાંથી કાઢી શક્યા છે, પણ પાછળ એક એવું બળ મુકી ગયા છે કે જેઓનો સનાતનધર્મસંસ્કૃતિ સાથે સંબંધ નથી, બલ્કે તેમનામાં સ્વચ્છંદીપણું, અવિવેક અને સર્વજ્ઞાનાપણાનું અભિમાન તેમજ પોતાનું વર્ચસ્વ રાખવાનું અને મહત્તા સાચવવાનું માનસ પેદા થયું છે ખરીરીતે ઉપદેશકના સાચા સિદ્ધાંતોને ભૂલ્યા છે, જે પરિણામ તેમની ગીતાના શિક્ષણમાંની 'દમ' નામની દૈવીસંપત્તિથી વિમુખતા દર્શાવે છે. ખરેખર, આ સંપત્તિ મનુષ્યને બહુ જરૂરની છે, જે પ્રત્યેક માનવીને શોકમુક્ત અને સંસારબંધમુક્ત કરે છે તેની ગેરહાજરી નથ્થુરામ ગોડસેના કૃત્ય માફક માનવોને અનર્થ કરે છે આવી ભૂલ તમે ન કરો એટલા માટે ચેતવણી આપવા આ વૃતાન્ત તમને કહ્યું છે.

યાદ રાખો કે 'અમુક થવુંજ જોઇએ' એવી ભાવનાવાળો સંકલ્પ બળવાન બનીને 'દમ' નામની દૈવીસંપત્તિને દાબી દઇને બીજાઓ ઉપર દબાણ કરે છે. બીજાઓ આ માનસીક બળને ન સમજી શકતા બેચેન બને છે અને સંકલ્પ કરનાર ધીરેધીરે સંકલ્પને ક્રિયામાં લાવવાને માટે વાચીક ઇસારા કરે છે અને પછી શારીરીક આચરણો કરવા લાગે છે જોયા છે કોઈ ઓઘડ બાવાઓને કોઇ દુકાનદારો પાસેથી ફક્ત એક પૈસો લેવાને આડ કતરી રીતે જબરદસ્તીઓ કરતા? તેમાના કેટલાક પોતાનો ચિપીઆ પીવાનો કે પોતાની પીંડીઓ પર અસ્ત્રાવડે લોહી કાઢવાનો કે ગળામાં સોયા ભોંકવાનો પ્રયાસ કરે છે, જ્યારે આવા પ્રકારના બળને તાબે થઇને દુકાનદારો તેમને પૈસો આપીને બલા ટાળે છે પરિણામે આવાં બાવાઓમાં જેમનું ચઢી વાગેલું

હોય છે એવા બાવાઓ હદ વટાવી તોફાન પર ચઢી કોઈ ગરીબ સોની કે એવાજ ધંધાવાળા પાસે જઈ પોતાનુ ઇચ્છિત બળજબરીથી કઢાવવા જાય છે અને આજુબાજુના દુકાનદારો ટોળે મળી તેનો ટાંગાઓ ગામમાથી કાઢી નાખે છે આ બધુ થાય છે 'દમ'–શૂન્યતાથી, જેનુ પરિણામ આવે છે કર્તાને કે કરાવનારને હિંસક થવાનુ

વણમાગ્યે મનુષ્યોને ક્રાઇસ્ટે અને વણમાગ્યે પ્રજાને અને ઉદેપુરના રાણાને ઉપદેશ આપ્યો સ્વામી દયાનદજીએ બેઉના સકલ્પોએ બળ પકડયુ અને બેઉનુ માનવીઓએ ખૂન કર્યુ ગાધીજીનુ ખૂન પણ 'દમ'–દૈવીસપત્તિ શૂન્યતાના કારણેજ થયુ મુસલમાનો ખ્રિસ્તીઓ, બુદ્ધો યાહુદીઓ વિગેરે ધર્મીઓની સાથે હિંદુઓ ઐક્ય નહિ કરતા હોવાથી ગાધીજીએ હિંદુઓ ઉપર સાકલ્પીક ઉપવાસનુ બળ વાપર્યુ ત્યારે આ બળને નહિ સહન કરી શકનારાઓમાથી હિંસાએ ડોકીયુ કર્યુ અને તેમના સકલ્પનો નાશ કરવા નથ્થુરામ ગોડસે નિમિત્ત બન્યો બધુ થાય છે ભગવાનનુ ધાર્યુ, ત્યા શોક શાનો? શોક કોનો? આત્મા નિત્ય છે શરીરો નાશવત છે રામનુ ગયુ, કૃષ્ણનુયે ગયુ, ક્રાઇસ્ટનુયે ગયુ, દયાનદનુયે ગયુ તો પછી ગાધીજીનુ પણ શરીર કેમ ન જાય? એ બધાનુ જેટલુયે શારીરીક હતુ તેટનુ સમયે નાશ થવાનુજ અને જેટનુ આત્મિક તે બધુ રહેવાનુ જગત આવુ છે સસાર આવોજ છે, માનવદેહ આવોજ છે શરીર વિનાના થવાની ભાવના કરીને આત્મોપાસના કર્યાથી આત્માની બ્રહ્મ સાથે એકતા થયાથી માનવજીવ બ્રહ્મ થઇને શાતિ ભોગવતો બ્રહ્મમા સમાય છે અને ત્યારે શાત થાય છે નદી પણ સ્થિર અને શાત થાય છે સમુદ્રમા

બુદ્ધનુ ખૂન કેમ ન થયુ?'–આ પ્રશ્નનો જવાબ જાણવા જેવો છે યજ્ઞમા રાજાઓજ પશુઓ હોમતા હતા રાજા વિના આવા બહુ ખ્યાળ યજ્ઞો કોણ કરી શકે? અને બુદ્ધ પણ હતા રાજા પણ પછીથી તે થયા હતા સન્યાસી, એ રાજાઓ પર કેમ કરી બળ વાપરી શકે? એના ત્યાગથી પ્રેરાયલા રાજાઓએ એકદમ યજ્ઞ બધ કર્યા નથી પણ ધીરે ધીરે બધ કર્યા અને પ્રજાએ તેમનુ અનુકરણ કર્યુ. શાસકની આજ્ઞા પ્રજા માને. શ્રીકૃષ્ણ રામ, બુદ્ધ–બધા ક્ષત્રિયો હતા, પણ શ્રુતિઓને અનુસરનાર

હતા જો તેઓએ શ્રુતિનો ભંગ કર્યો હોત તો તેમને પણ બ્રાહ્મણો અગર પ્રજા તરફથી દંડ થયો હોત જુઓને વેનરાજા અને નહૂષના અને થયા હતા કે નહિ? શ્રુતિને માનવાને હિંદુમાત્ર બંધાયેલો છે. વેદમાં સકામીઓને માટે પશુયજ્ઞનુ વિધાન છે, પ્રાયશ્ચિત્તને માટે પશુયજ્ઞ વિધાન છે—પણ તે માત્ર સકામીઓ માટેજ, પરંતુ એમ ન માનતા કે વેદમાં કેવળ પશુયજ્ઞનું જ વિધાન છે તેમા નિષ્કામ યજ્ઞવિધાન, ઈશ્વરાર્પણ વિધાન તથા દ્રવ્યવાનો માટે અહિંસક યજ્ઞવિધાન પણ છે પરંતુ એ યજ્ઞવિધાન છે ગૃહસ્થીઓ માટેજ, ત્યાગી માટે નહિ દ્રવ્ય હોય તો ત્યાગી કહેવાયજ કેમ? ત્યાગીને માટે તો છે તપ અને એ તપ છે મોક્ષાર્થી માટે પ્રભુરાર્પણતા વડે ચિત્તશુદ્ધિ થાય છે, ફળ ભોગવવા માટે નહિ

પ્રભુપ્રેમીઓ! તમે જોઈ શકયા? "દમ"—સંપત્તિની માનવીને જગતની શાંતિ માટે કેટલી જરૂર છે તે? પણ સાથે સાથે એ પણ કહીશ કે દૈવી સંપત્તિની વ્યાખ્યાને પુરી સમજી આચરણમાં મુકવાની ખાસ જરૂર છે જુઓ! જ્યાં બીજાઓ પ્રત્યે નિવારણ કેળવવાની ભાવના ઉદ્‌ભવી કે તેની સાથે હિંસા ડોળાયુ કર્યા વિના રહેતીજ નથી આ ન સમજાયુ દયાનંદથી કે ન સમજાયુ ગાંધીજીથી નિવારણનું કામ યા ફરજ છે ક્ષત્રિયોની, રાજાઓની ક્ષત્રિયો વિના બીજાની નથી ગાંધીજીમાં નિવારણ કરવાનો સંકલ્પ ન હોત તો સુરત હિંદુઓની ભાવનાઓ પર તેમનું આક્રમણ ન થયુ હોત જુઓ! ગાંધીજીના અહિંસાના શિક્ષણને ઠોકરે મારી તેમના ખૂનનો બદલો લેવા કેટલાયે ધર્મઝનુનીઓ ખૂન, લૂંટ અને આગના આસુરીસંપત્તિના કાર્યમાં પ્રવૃત થયા તે! આ ફુસ તેમનામાં "દમ"—સંપત્તિશૂન્યતાનું છે.

દુનિયાનો મોટો ભાગ બહુ વિચિત્ર છે, જૂઠો છે, દગાબાજ છે, જ્યારે જે દુનિયા પ્રભુપ્રેમી છે એની સંખ્યા ઓછી છે. જનતાનો એક ભાગ ગાંધીજીના પ્રમાણીકપણાના ગુણ માટે એમની સત્ય પ્રત્યેની પ્રીતિ માટે, મનુષ્યમાં વિશ્વાસપૂર્ણતાની માન્યતા માટે, દેશપ્રેમ માટે અને ક્ષમાના ગુણ માટે, તેમના મૃત્યુથી દીલગીર થાય એ તો બરાબર છે પણ Quit India= "હિંદ છોડો! જાઓ!" એ જેહાદ ઉપાડનાર શ્રી ગાંધીના મૃત્યુથી દીલગીરી જણાવનાર, જેમણે હિંદ છોડવુ પડયુ છે એવા અંગ્રેજો, ધરવાડના રાજા અને

વડા પ્રધાન તથા દક્ષિણ આફ્રિકાના ગોરાઓની દીલગીરી? હિંદુમુસલમાનોમાં ફાટફૂટ પડાવી પડાવી લડાવવાનું કાવત્રું કરીને હિંદુસ્તાનના માલમલીદા છોડીને જેમને ચાલ્યા જવું પડયું એમની દીલગીરી? આ બહુ ઉંડા ઉતરીને વિચારવા જેવું છે. મુસલમાનો તો દીલગીર થાય કારણકે એમને ગાંધીજીદ્વારા ચુસ્ત હિંદુઓ પાસેથી યાચનાથી, બળથી, યુક્તિથી અને કળથી તેમની લક્ષ્મિ, સ્ત્રીઓ અને હકો વિગેરે બહુ મેળવ્યું છે. ગાંધીજીએ આવી લુંટ, આગ અને સ્ત્રીઓ પરના બલાત્કાર માટે એક શબ્દ પણ બોલ્યા નથી. તેમને મનમાં સંતોષ થયો હિન્દુસ્તાનને સ્વરાજ મળ્યાથી, પણ તે સંતોષ પૂરો થયો નહિ રામરાજ્યની ઇચ્છા પુરી ન થવાથી, કારણકે ઉલ્ટું થયું પાકીસ્તાનનું તોફાન અને સહન કરવું પડયું ચુસ્ત હિંદુઓને. આમ અસમાનતા ઉભી થઇ અને આજે કોંગ્રેસમેનોએ રાજસત્તાના શોખમાં ગાંધીજીનો માર્ગ ભૂલવા માંડ્યો છે. આ બધું છે 'દમ' નામની સંપત્તિની શૂન્યતા.

ગીતાપ્રેમીઓ! બહુ વર્ષો પહેલાં એક નૉવેલમાં વાંચેલું છે તે યાદ કરીને, સનાતન ધર્મના રક્ષણ અર્થે મૌન નહિ સેવતાં, ગીતાનો ઉંડો અભ્યાસ કરી સાવધાન થવા અને મોક્ષપ્રાપ્તિ તરફ વળવા દૈવીસંપત્તિઓ પુરેપુરી સમજવા જાણેઅજાણે દૈવી અને આસુરી સંપત્તિઓ ભેળસેળ રહી જાય છે, તેની સમજ પડે તેટલા માટે એક દૃષ્ટાન્ત કહીશ —

પ્રભુપ્રેમીઓ! તે પૂજારીને આ કારણ માનવાનું કારણ આ પ્રમાણે મળ્યું. "માત્ર કર્મને માનનારા, એક અદ્વૈત બ્રહ્મને નહિ માનનારા, તપ કરે તે પરમેશ્વર થાય એવું માનનારા, યજ્ઞમાં હિંસાજ થાય છે અને હિંસા વિના યજ્ઞ થાયજ નહિ એવું માનનારા, યજ્ઞો અટકાવનારા બુદ્ધના અનુયાયીઓના માત્ર યોગ અને તે વડે પ્રાપ્ત થયેલી સત્તાવડે અવળે રસ્તે ગયેલાના સનાતન વેદધર્મની સંસ્કૃતિનો નાશ કરનારા આચરણોને જોઇને આદ્યશંકરાચાર્યે જ્યારે એમના નાસ્તિકમતનું ખંડન કરવા માંડ્યું અને વેદધર્મને પાછો પ્રચારમાં આણ્યો તે સમયે જનતા બુદ્ધ મટી વેદીકધર્મી થવા લાગી અને 'બુદ્ધમૂર્તિઓનું અપમાન થશે' એમ માનનારા બુદ્ધોએ બુદ્ધમૂર્તિઓને જમીનમાં દાટી દીધેલી હતી, જેમાંની આ મૂર્તિ હોવી જોઇએ અને આ મૂર્તિઓ સંસારવૃદ્ધિમાટે અમંગળ હોઈ, સંસારીઓને હાની કરે છે એ મૂર્તિ માટે મંદિર બાંધનાર, એમ મૂર્તિ પધરાવી પ્રતિષ્ઠા કરનાર અને તન્મયતાથી પૂજા કરનાર બધા પાંઝીયા કે ભીખારી બની જાય છે, વિ."

આ પ્રમાણે બધા બ્રાહ્મણોએ વિચાર કરી, તે બુદ્ધમૂર્તિને જમીનમાં પાછી દાટી દેવાનો નિશ્ચય કરી તેમ કર્યું.

જમીનમાં દાટ્યા પછી પેલી મૂર્તિ જમીનમાર્ગે અદ્દશ્ય રસ્તો કરતી ગઇ સીયેનમાં. ત્યાં એક ખ્રિસ્તી થઈ ગયેલા બુદ્ધિષ્ઠના હાથમાં, પોતાની જમીનના ખોદકામ કરતાં, તે મળી આવી પણ હવે તો તે ખ્રિસ્તી થઇ ગયેલ હતો એટલે એણે એ મૂર્તિનો ઉપયોગ, ટેબલ ઉપરના કાગળો પવનથી ઉડી જાય તેને અટકાવવા, પેપરવેઇટ તરીકે કર્યો. આ ગૃહસ્થ માલદાર ખેડુત હતો, પણ તેની સમજમાં આવવા માંડ્યું કે એના પશુઓ, મીલ્કતો અને ખેતરના અનાજ અને વળી કુટુંબના સ્વજનોમાંથી પણ કોઇ નહિંનો કોઈ પર આફત આવી ઓછા થતા જાય છે ધીમેધીમે એ સુખી માણસ દુઃખી હાલતમાં આવવા લાગ્યો પોતને આનું કાંઇ કારણ સુઝ્યું નહિ. બહુબહુ વિચાર કરી પરેશાન થઇ ગયો.

આ સમયે તેને એક માણસ મળ્યો તે વિચિત્રવેશવાળો, જાણે સંન્યાસી હોય એવો દેખાતો હતો. વળી તેણે કપાળમાં બહુ જાતના-શૈવ, વૈષ્ણવ આદિ સંપ્રદાયોના તિલક કરેલાં હતા અને પોતાની પાસે તુલસી, રુદ્રાક્ષ,

સ્ફાટીક, વિ ની માળાઓ, તસ્બીઓ અને ઝોળીમા કુરાન બાઇબલ, કલ્પ સુત્ર, ભગવદ્ગીતા, વીષ્ણુપુરાણ, રામગીતા વિગેરે ધર્મગ્રથો રાખ્યા હતા છતા એનુ માનસ સન્યાસીના જેવુ ન હતુ પરન્તુ બહુ વ્યવહારકુશળ, આગ્રહી દઢ નિશ્ચયી અને મહાન સકલ્પબળવાળો હતો તે દુખીઓને આશ્વાસન આપનારો અને સુખને અતરાય કરનાર વસ્તુનુ સકલ્પથી નિવારણ કરવાની શક્તિવાળો હતો તે એ બોધને માનતો હતો કે જેમા બધા ગ્રથો સમત હોય તે એવા બોધવાક્યો છોડી દેતો હતો કે જે દેશ, કાળ અને દ્રવ્યને અનુસરીને ભિન્ન ભિન્ન દેશના લોકોને પોતાની આબોહવા પ્રમાણે રૂચિકર, અનુકુળ અને જરૂરના હતા અને જેના આચરણથી ત્યાના લોકોના આત્માની ઉનતિ થાય એવા હતા તે માણસના સકલ્પમા એટલુ બધુ બળ હતુ કે જે જે મનુષ્યો એના સમાગમમા આવે તે તેના જેવા થઈ જાય તેમને પાછી સમજ પણ ન પડે કે તેમના માનસ કેમ બદલાઇ ગયા જ્યા તેમના મન તો ડખેજ અને એમ વિચારે પણ ખરા કે તેમની ઇચ્છા વિરૂદ્ધ તેમને કોઇ વસ્તુ બીજીબાજુ ખેચી રહી છે

ગીતાપ્રેમીઓ! આ વિચિત્ર માણસની આપણે પણ એક નહિ તો બીજી રીતે પણ નકલ કરીએ છીએ વૈષ્ણવને કહી તીલકની જરૂર ન જણાય અને કાઢી નાખે અને બ્રાહ્મણને જરૂર ન જણાય એટલે ખોટો દોરડો માની જનોઇને કાઢી ખીંટીએ ભેરવી દે મૂર્તિઓના દર્શન કરવા ન જાય દેવમદિરમા અને ગીતારૂપી શસ્ત્ર હાથમાજ રાખી લોકો સાથે બહુ ચતુરાઈ ભર્યા સબધ રાખે એક પાઇનો પણ ધક્કો ખમે નહિ અને લીધી વાત મુકે નહિ અને છેવટે આવા આગ્રહી સ્વભાવથી બૈરી કે બધુજનો પણ તગ આવી જાઇ ઇત્યાદિ

આમ છતાયે પેલા વિચિત્ર માણસના બોધ પ્રમાણે ચાલવાથી એક ચમત્કાર એવો થતો કે ડાક્ટરો વકીલો, વેપારીઓ, નોકરો અને અર્થદાસો ખૂબ પ્રવૃત્તિવાળા થઈ ધમધમાટ ધધાવાળા થઇ ખૂબ પૈસાદાર થઈ જતા હતા કળથી, બળથી કે જ્ઞાનથી આ લોકો પોતાનો સપ્રદાય વધારતા હતા આગ્રહ સકલ્પ અને યુક્તિથી બીજાઓ પાસેથી પોતાનુ કરી લેવામા, તેમના મન દુખાય એની એમને જરાયે પરવા ન હતી

પેલો સીલોની ગૃહસ્થ પેલા વિચિત્ર માણસને મળતાં પોતાનું દુઃખ રડી કહેવા લાગ્યો કે—"થોડો વખત પહેલાં હું કેવો સુખી હતો? અને આજે આ થોડા વખતમાં મેં મારાં ધન, દોલત, પશુઓ અને સગાંસંબંધી બંધુવર્ગને કેટલો બધો ખોયો? હું સમજી શકતો નથી કે આ બધું થવાનું શું કારણ છે?" દુઃખીનું દુઃખ જોઇને દ્રવીત થનાર આ વિચિત્ર માણસની નજર ગઈ પેલા ગૃહસ્થના ટેબલપર પડેલી પેપરવેઇટ તરીકે વપરાતી મૂર્તિ પર. તેણે કહ્યું, "ચિંતા ન કરો. પાંચ મીનીટમાં હું તમારૂં દુઃખ દૂર કરીશ." આમ કહી પોતાની કોથળીમાથી તેણે એક જાદુગરની જાદુ કરવાની લાકડી જેવી એક ફુટ લાંબી લાકડી કાઢી અને પેલી મૂર્તિને વારવાર તે અડકાડતાં મનમાં કાઇ મંત્ર જેવો સંકલ્પ કરવા લાગ્યો. પાચજ મીનીટમાં એક મોટી તોપ ફુટવાના જેવો અવાજ થયો અને ટેબલપરની પેલી મૂર્તિના ચૂરેચૂરા થઇ ગયા. તેમાથી એક સિહની નાના અંગૂઠા જેવડી, છાયા જેવી, આરપાર દેખાય તેવી, આસમાની રગની, કમલાસનથી બેઠેલી ધ્યાનસ્થ મૂર્તિ આકાશ તરફ જતી જોવામાં આવી. માલમ ન પડયું કે કેવીરીતે અને કયાંથી તે આવી. પેલા સીલોની ગૃહસ્થને ત્યાર પછી ધીમે ધીમે ખોયેલું પાછું મળવા માંડયું. વળી એ મૂર્તિ જે મલબારના શહેરના મદિરના પૂજારીએ પાછી દાટી દીધી હતી, તેના મંદિરમા પણ જે જે મૂર્તિઓ અદ્રશ્ય થયેલી હતી તે બધી પાછી આવી ગઈ હતી અને તે બાબતમાં પૂજારીને પણ ખબર ન પડી કે એ મૂર્તિઓ કયાં ગઈ હતી અને કયાથી પાછી આવી.

હવે આ બાબતમા જાહેર પ્રજામા જે પ્રત્યાઘાતો પડ્યા તે સમજવા જેવા છે. પેલા વિચિત્ર માણસના અનુયાયીઓ પેલા સીલોની ગૃહસ્થને ત્યાના બનાવને ચમત્કારનુ મોટું સ્વરૂપ આપી લોકોમાં તેનો પ્રચાર કરવા મંડી પડ્યા અને આમ દુઃખી, બેકાર લોકો તે પથમાં વધવા લાગ્યા. પરન્તુ જનતાનો મોટો-ભાગ આવા લોકોના કહેવાથી એ સપ્રદાયમાં ન આવ્યો. કારણકે 'મંત્રો ભણીને, જાદુઈ લાકડી ફેરવીને, જાદુ કરીને, સ્પર્શથી સકલ્પ વડે એણે પેલા ગૃહસ્થના દુઃખનો તો અંત આણ્યો, પણ મૂર્તિ જેવી પવિત્ર વસ્તુ તોડી એણે પોતાના હાથ ગોઝારા કર્યા છે એ એક મહાપાપનું કામ છે. અમે ભલે ભૂખે મરીએ પણ આવા પ્રયત્નોથી હમારે સુખી નથી થવું. વળી એનો કોઇ એક ધર્મ નથી ખરેખર! એ તો ઢોંગીજ છે આખી દુનિયાના

ધર્મોને કોઇપણ માણસ કેવી રીતે માની શકે? ધર્મ તો એકજ હોય,'—આવું માની તે લોકો પેલા પંથમાં ભળવા ના પાડતા, જ્યારે પેલા અનુયાયીઓ પંથ વધારવા જાતજાતના ભેદભર્યા દાવ લડવા લાગ્યા. તેમની સમજાવવાની રીતમાં વાણીદ્વારા તો તેઓ ગમે તેને મ્હાત કરતા 'શું તરવારથી કે હથોડાથી કે કુહાડાથી તે સતપુરૂષે મૂર્તિનો નાશ કર્યો છે કે પાપ લાગે? અરે! જરા સમજો તો ખરા. ખરેખર, એ મહાન યોગીપુરૂષ છે. જેનો જે સંકલ્પ કર્યો તે વસ્તુ હાજર કરવી એ કાંઇ નાનીસુની વાત છે? પોતાના સંકલ્પબળથી મૂર્તિ જેવો જડ પદાર્થ નાશ થયો તેમાં શું પાપ લાગતું હશે?' આમ તેમણે ઠસાવતા છતાં જ્યારે પ્રજાએ ન માન્યું, ત્યારે તેમની ધાર્મિક ક્રિયાઓમાં દખલગીરી ઉભી કરી. તેમને તંગ કરવા લાગ્યા અને એમના વ્યવહારમાં ખલેલ પાડવા લાગ્યા.

નિરૂપાય બનેલા આ લોકો પોતાના ધર્મને વળગી રહેનારાઓએ છેવટે ભગવાનની પ્રાર્થના કરવા માંડી. ભલે જડ હોય પણ મૂર્તિ તો ખરીજને? એનો નાશ કરવાથી ક્રૂરતા આવે એવું માનનારા અને સામા પક્ષના કાળા દાવાથી ત્રાસી ગયેલા તેમણે સાચા હૃદયથી ભગવાનનું શરણું લીધું અને જેમ રામ અવતર્યા, કૃષ્ણ અવતર્યા તેમ પ્રભુએ જાણે તેમની પ્રાર્થના સાંભળી હોય તેમ આ લોકોમાં એક અદ્વૈતબ્રહ્મનો ઉપાસક નીકળી આવ્યો. એણે આ દુખીઓને આત્મોપાસના શીખવી. આત્મોપાસના પરિપક્વ થયા પછી આ તંગ આવેલો, દુખી થયેલા માનવીઓનો વર્ગ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થતાં અને ભગવદ્ગીતાના સાચા બોધને સમજતાં, બ્રહ્મનિષ્ઠ થઇ સંસાર અને શરીર પ્રત્યે બેપરવા બની ગયો. પરિણામમાં જેવી રીતે ભગવાને ન્યાયનો આશરો લેતા જેમ જડભરત અને માંડવ્ય વિગેરે ઘણાનું રક્ષણ કર્યું હતું તેમ આ બ્રહ્મજ્ઞાનીના રક્ષણાર્થે, પેલા વિચિત્ર માણસ પર એક દિવસ ઓચિંતી વીજળી પડી અને પૃથ્વિને ફાડી તેને લઇ સાથેજ પૃથ્વિમાં સમાઇ ગઇ. આમ માન રીક સંકલ્પથી હિંસાવૃત્તિ કેળવનારનું વીજળી પડવાથી અકાળ મૃત્યુ થયું.

'दैहीक दैवीक भौतिक तापा। रामराज काहु नहि व्यापा।'=
'જેના હૃદયમાં રામરાજ્ય છે એને દેહના, દૈવના અને કર્મના પાપો લાગતા નથી.' બીજાઓને વશ કરવાનો સંકલ્પ પણ 'દમ' શૂન્યતાથી થાય છે. પોતાની વૃત્તિઓને નિવારણ કરવાની બનાવટમાં હિંસા રહેલી છે.

પ્રભુપ્રેમીઓ ! મનુષ્ય સ્વભાવ એવો છે કે– એના દૃઢ થયેલા સંકલ્પને બદલવો માયાળુ શબ્દોથી પણ, એના હિતનો હોય છતાં પણ, અને એના હિતરથી જનથી અપાતો હોય તોપણ, કોઈ બોધ કરવામાં આવે તો એ માનતું જ નથી, તો જે મનુષ્ય પોતાના મંતવ્યને સાચું, ભૂલ વગરનું અને હિતકર માનતો હોય એ કેમ બોધને માને ? અનેક પ્રકારે આડકતરી રીતે શરમાવી, ભરમાવી કે જબરદસ્તીથી એના મંતવ્યના આચરણમાં ડખલ કરવામાં આવે તો તે માને તો નહિ જ પણ પછી રોષે ભરાયા વિના પણ કેમજ રહે ? આમાં દમ –સંપત્તિશૂન્યતા, સામી શૂન્યતાને વિનાશનેજ નોતરે છે. અસ્તુ.

હવે આપણો વિષય ' દૈવીસંપત્તિઓ ' માંથી સાતમી સંપત્તિ ' યજ્ઞ ' વિષે સાંભળો. યજ્ઞ એટલે વિષ્ણુની ઉપાસનાનું વિષ્ણુનું આરાધનનું, યજ્ઞપુરૂષના આરાધનનું, મહાવિષ્ણુ પરમાત્માને પ્રસન્ન કરવાનું, એમની પ્રીતિ યજ્ઞકર્તા પ્રત્યે થવાનું; દ્રવ્યથી થતું અગ્નિમાં હુતદ્રવ્યનો હોમ કરવાનું કર્મ; બ્રાહ્મણોને યજ્ઞમાં કર્મ કરવાને રોકીને તેમને ભોજન, વસ્ત્ર અને દક્ષિણા આપવાનું કર્મ; એ ઉપરાંત વિદ્વાન બ્રાહ્મણોને એ સમયે બોલાવીને દાન, ભોજન, વસ્ત્ર, દક્ષિણા આપવાનુ કર્મ; ભાગવત સપ્તાહ, રામાયણ નવાન્હ પારાયણ; નામ સપ્તાહ, કિર્તન સપ્તાહ આદિ સત્કાર્યોના સમયે પણ દામ માન પાન વડે સાધુઓ, સંન્યાસીઓ અને બ્રાહ્મણોનો સત્કાર કરવાનું કર્મ; પુરોડાશ– માલપુડા, દુધપાક વિગેરે બનાવી જમાડવાનું અને હોમવાનું કર્મ; અને ટુંકાણમા પ્રભુપ્રીતિ સંપાદન માટે કરવામાં આવતું કોઇપણ કર્મ—આ યજ્ઞની વ્યાખ્યા છે.

પ્રભુપ્રેમીઓ ! ' यज्ञाद्भवति पर्जन्यः '=' યજ્ઞથી વરસાદ થાય છે '— આ મતલબનું ગીતામાંનું કથન ભગવાન શ્રીકૃષ્ણનું છે, છતાં અવિદ્વાનને શંકા થાય છે. હિન્દુસ્તાન બ્હાર જનાર અને જોનારને આ સંબંધી અશ્રદ્ધા અને શંકા થાય છે; માટે આ વિષે જાણવું જરૂરનું છે. બર્મા, આફ્રિકા વિગેરે દેશોમાં જનારાઓનો અનુભવ છે કે આ દેશોમાં લગભગ છ કે આઠ માસ સુધી ચોમાસું ચાલે છે અને વરસાદ વર્ષ્યાજ કરે છે, જે થોડો થોડો નહિ પણ મુશળધાર પડે છે ત્યારે આવા મનુષ્યો જરૂર પ્રશ્ન પૂછે કે આવા દેશોમાં યજ્ઞો જેવું તો કાંઈ થતુંજ નથી તો ત્યાં કેમ આટલો બધો વરસાદ

**પડે? ઉત્તર આ પ્રમાણે છે કે 'હિન્દુસ્તાનમાંજ યજ્ઞો કરવાથી આખી દુનિયામાં વરસાદ વરસે' એવુ કાંઇ નથી, પણ સૃષ્ટિમાં મનુષ્યને ઉપકારક જે કુદરતી ક્રિયા થાય તેનુ નામ યજ્ઞ છે અને એ યજ્ઞના નામથી મનુષ્ય પોતાને ઉપકારક અગર ગામ, શહેર કે દેશમાં જે કાંઇ કરે તે બધુ યજ્ઞજ કહેવાય છે**

જડચેતન માત્રનુ, પ્રાણીઓ વનસ્પતિઓ, જળચરો, વૃક્ષો ઇત્યાદિ બધાનુ જીવન વરસાદ છે પ્રકૃતિ વડે ઉષ્ણતાથી બાફ ઉદ્ભવે છે અને એ બાફથી વરસાદ વરસે છે એમ પણ ન સમજશો કે સૂર્ય હોય તોજ તાપ પડે અને તેટલીજ જગ્યામા વરસાદ થાય સૂર્યના તાપથી પાણીમા બાફ થઇ, વરાળ થઇ વાદળા થતા છેક ઉત્તરધ્રુવની દિશામા છ છ મહિના સુધી સૂર્ય ઉગતોજ નથી છતા ત્યાંપણુ વરસાદ તો થાયજ છે સૂર્ય પહેલા સૂક્ષ્મરૂપે પાણી પેદા થઇ ચૂકયુ હતુ પાણી-મામાશમલ માથીજ સૃષ્ટિનો આરભ થયો છે સૂક્ષ્મ પાણી વરાળથી પણ સૂક્ષ્મતર છે એનીરીતે-તેજ અને પૃથ્વિ-પણ એમના સૂક્ષ્મ રૂપો-રૂપ અને ગધ-થી પણ સૂક્ષ્મ છે આ બધાના સૂક્ષ્મ રૂપોનાં નામો-રૂપ, રસ અને ગધ-છે એમને તન્માત્રા કહેવાર છે આ તન્માત્રાઓથી પણ એમના સૂક્ષ્મ રૂપો છે

વાફ, બાફ થવાની ક્રિયાને યજ્ઞ સમજવો અને એનાથીજ વરસાદ થાય છે-એવી વાત તમને ગીતા કહી રહેલી છે પરન્તુ કુદરત એટલે પ્રકૃતિ-એ આધળી અને જડ છે કોઇ જગાએ ઓછો અને કોઇ જગાએ વધુ એમ વરસાદ પડે છે આ ખામી દૂર કરવાને માટે રૂષિઓ પ્રેરણાથી વરસાદ ન વરસે ત્યારે અને ઓછો વરસે ત્યારે તમે જે જુઓ છો એને જાણો છો તેના યજ્ઞો બ્રાહ્મણોદ્વારા કરાવી ખામી સુધારી લે છે આ યજ્ઞ એક હુન્નર યાને કળા છે આ કળાથી પ્રકૃતિની વિષમતા દૂર થાય છે આ વિષમતા દૂર કરવાનુ ફળ પ્રભુની પ્રસન્નતાથી વરસાદના દેવની ખામી દૂર કરવાથી તમને કાંઇપણ અમરતો-સુખ, આરામ અને આનદનો બદલો આ જન્મમા અદિ અગર મૃત્યુબાદ ઇતર જન્મમા તમને મળે છે બધા યજ્ઞોમા પશુનો હોમ હોતો નથી બધા યજ્ઞો પાપ ધોવાને થતા નથી બધા યજ્ઞો વરસાદ વરસાવવા પણ થતા નથી છતાપણ અગ્નિમા ફૂતદન્ય ગોમાય અને વેદમ ત્રો

ભણાય તો કુદરતની ખામી દૂર થઇ વરસાદ વરસે છેજ. હવે તો મેકસીકોનો એક સાયન્ટીસ્ટ યજ્ઞ જેવી ક્રિયા કરીને વરસાદ વરસાવીને કુદરતની ખામી દૂર કરે છે આ ક્રિયા તમારા યજ્ઞ કરતા વધુ ખર્ચાળ છે પરન્તુ યજ્ઞકર્તાનો ઉદ્દેશ અને વૈદીક વીધી એના દેવતાને પ્રસન્ન કરે છે અને દેવતા ઇચ્છીત ફળ આપે છે જુઓ ગીતામા એનુ પણ સમર્થન થયેલુજ છે–'इष्टान्भोगान्हि वो देवा दास्यते यज्ञभाविता'='યજ્ઞવડે સંતુષ્ટ થયેલ દેવો તમને ઇચ્છીત ભોગ આપશે'

ફળનો ઉદ્દેશ ન હોય તો, યજ્ઞો ઇશ્વરનેજ અર્પણ કરવામા આવતા હોય તો એમા કોઈ વિઘ્ન આવતુ નથી એમજ દેવલોકમા વસવાનેજ જો યજ્ઞો કરવામા આવતા હોય તોપણુ કોઇ વિઘ્ન આવતુ નથી, પરન્તુ ઇન્દ્ર થવાને માટે અને દેવલોકથી ઉપરના લોકમા વસવાને માટે યજ્ઞો કરવામા આવતા હોય તો એવા યજ્ઞોમા વિઘ્ન આવે છે કારણ કે ઇન્દ્ર પોતાનુ પદ છોડવા ઇચ્છતો નથી અને દેવો મનુષ્ય જીવોને એમનાથી ઉપરના લોકમા જવા દેવાને ઇચ્છતા નથી મનુષ્યો આવા યજ્ઞો કરે એનાથી દેવોને એમાથી હિસ્સો મળે છે તેથી તેઓ ઇચ્છે છે કે–'મનુષ્યો મર્ત્યલોકમા અને દેવલોકમાજ આવજાવ કર્યા કરે' પૂર્વે સગર રાજાને, પૃથુ રાજાને અને ઘણાઓને વિઘ્નો ઉભા કરીને દેવોએ અને ઇન્દ્રે પજવ્યા છે, યા એમના યજ્ઞો અધુરા રખાવ્યા છે યજ્ઞોના સાધનો–પશુ–ઇત્યાદિ ખરી વખતે જરૂર હોય ત્યારે છુપાવી દઇને પોતાની નેમ પાર પાડી છે ઘેરેઘેર થતા રોજના હોમ, વૈશ્વદેવ વિગેરે પણ યજ્ઞોજ કહેવાય છે એ પણ સસારસુખ માટેજ કરાય છે

૮ સ્વાધ્યાય એટલે મનુષ્ય ઐશ્વરી ક્રિયામા પોતાને મરે રોમયેનો હોય તે ક્રિયા આ સ્વાધ્યાયનુ બીજુ નામ પચમહાયજ્ઞો છે અગાઉ જણાવ્યા મુજબના આ યજ્ઞો બહુ મોટા કે બહુ ખર્ચાળ હોતા નથી, બલ્કે એવા યજ્ઞોનુ બીજુ લક્ષણ યા નામ તે સ્વાધ્યાય જો કે એને મહાયજ્ઞો કહેવામા આવ્યા છે પણ અહિ 'મહા' નો અર્થ 'મોટા' એવો લેવાનો નથી, પણ 'મહાન' માને 'મહત્તાવાળો' સમજવો એવા યજ્ઞો પાચ છે, જેના નામો–'બ્રહ્મયજ્ઞ દેવયજ્ઞ પિતૃયજ્ઞ અતિથિયજ્ઞ અને મનુષ્યયજ્ઞ છે દરેકને જરા છુટા પાડી તમને સમજાવીશ–

બ્રહ્મયજ્ઞઃ—ઘરમાં રાખેલા ઇષ્ટદેવનું પૂજન, અર્ચન, ધ્યાન, નામસ્મરણ, સ્તવન, કિર્તન આદિ ઔપચારિક ક્રિયાઓ; રામ-રક્ષા સ્તોત્ર, વિષ્ણુસહસ્ત્રનામ, ભગવદ્‌ગીતા, ભાગવત કે રામાયણનું પઠન; ગુરૂપૂજન અને દેવમંદિરે જઈ દેવદર્શન કરવાં તે.

દેવયજ્ઞઃ—પ્રત્યેક ગૃહસ્થીએ પોતાની અન્ન અને દ્રવ્યાદિની જે કમાણી આવે અને તેમાંથી જે ખર્ચ માટે અલગ કરાય તેમાંથી દશાંશ ભાગ અલગ કાઢી બાકી રહેલામાંથી પોતાનો નિર્વાહ કરવો અને પેલા દશાંશ ભાગમાંથી દેવોની પ્રસન્નતા માટે અન્નક્ષેત્રો, પાણીની પરબો, ધર્મશાળાઓ, પાઠશાળાઓ, જળાશયો, ઓવારાઓ ઇત્યાદિ બંધાવવા તે.

પિતૃયજ્ઞઃ—પોતાનાં પૂર્વજો અને મરી ગયેલાં હોય તો માતાપિતાને પણ રોજ યાદ કરીને તેમને શ્રદ્ધાપૂર્વક જળાંજલિ આપવી અને જો હયાત હોય તો એવા વૃદ્ધ વડિલોને ખાનપાનમાન અને વસ્ત્રવડે સંતુષ્ટ કરવા, તેમની સંભાળ લેવી, તેમને જમાડી પછી જમવું, તેમનો તિરસ્કાર ન કરવો બલ્કે આજ્ઞામાં રહેવું, તેમનું મન ન કચવાય તે પ્રમાણે આચરણો કરવાં, તેમનું અપમાન ન કરવું બલ્કે પૂજન કરવું યાને મૂર્તસ્વરૂપે તેમનામાં ઇષ્ટદેવ કે દેવ માની વર્તાવ રાખવો. વળી તેમનાં મરણ બાદ શ્રાદ્ધાદિ ક્રિયાઓ કરી, તેમની મિલ્કત જે તમે વાપરી રહ્યા છો, તેમાંથી તે દિવસે પુણ્ય, દાન, અન્ન, વસ્ત્રાદિથી ગરીબોને સંતોષવાં અને વિદ્વાન બ્રાહ્મણોદ્વારા શ્રાદ્ધક્રિયા કર્યા પછી તેનું પણ ભોજન, દક્ષિણાથી સન્માન કરવું વિગેરે.

અતિથિયજ્ઞઃ—અચાનક દિવસ કે રાત્રિના ગમે તે સમયે કોઈ મેમાન, પરોણો, મુસાફર, સાધુસંત, કે સગાંસંબંધી કે મિત્રબંધુનું તમારે ત્યાં આવવું થાય ત્યારે તેનું પ્રેમથી અને માનથી સ્વાગત કરી તેના ભોજન, શયનાદિની વ્યવસ્થા કરવી અને ખાસ કરીને તમારો જમવા બેસવા અગાઉ જે અ-તિથિ યાને વાર દિવસ કે મુહૂર્ત જોયા સિવાય પણ આવેલો હોય તેવાનો સત્કાર કરી ભોજન કરાવવું વિગેરે આતિથ્યયજ્ઞ કહેવાય છે.

મનુષ્યયજ્ઞઃ—મનુષ્યમાત્ર ઉપર પ્રેમ કરવો તે. પછી ભલે તે ભક્ત ન હોય, દુરાચારી હોય, વિધર્મી હોય છતાં તમારે બારણે આવ્યો અને

અન્નવસ્ત્રની ટહેલ નાખતો હોય તો તેવાઓને ધુત્કારી ન કાઢતાં તેમને સંતોષપૂર્વક તમારી યથાશક્તિ મુજબ આપવું. બધાંતેજ નવાં વસ્ત્રો કે થેલી ભરી દ્રવ્ય આપવાનો એમાં સવાલ નથી. વળી એમાં સાધુસંત, મહાત્મા કે બ્રાહ્મણોને આપવાને માટે નહિ પણ ભિક્ષુકો અને યાચકો કે જે થોડામાં સંતોષવાળાં હોય છે અગર તો જેઓ એકજ ઘરના અતિથિ બનતા નથી પણ આખા ગામમાં ફરી પોતાનું મેળવે છે, એવાઓને નિર્મુખ પાછા ન કાઢવા તે ક્રિયાને મનુષ્યયજ્ઞ સમજવો.

યાગ, યજ્ઞ અને સ્વાધ્યાય વિષે જાણવા જેવું અને લક્ષમાં રાખવા જેવું છે દરેક મનુષ્ય, સ્ત્રી કે પુરુષે, પોતાની કમાણીમાંથી અવશ્ય પરમાર્થ માટે અને પરોપકાર માટે દશાંશ કાઢી તે દ્રવ્ય તેણે તેમાં વાપરવુંજ જોઇએ. જ્યારે પ્રયાણકાળ નજદીક આવે ત્યારે અગર સંન્યાસ લેવો હોય ત્યારે જે મિલ્કત પોતાની કહેવાતી હોય તે બધી પરમાર્થ માટે ખર્ચી મુક્ત થવું જોઇએ. આ વખતે તેણે પોતાના ઉંમરલાયકના વારસોનો વિચાર નહિ કરતાં તેમને માટે કશું રાખવું નહિ જોઇએ વારસો આળસુ અને પ્રમાદી બને છે, તે આમ કર્યાથી ન બને અને સંસારને ઉપકારક એવું એ કર્મ થાય. વળી એ દ્રવ્ય પરમાર્થે અને પરોપકારાર્થે વપરાય એ પણ સંસારને ઉપકારક કર્મ થાય તેમજ 'મારૂં' અને 'મારા'–ઉપરની આસક્તિ દૂર થાય. આ પ્રકારના કર્મને વિશ્વજિત યજ્ઞ કહે છે. આવું એક વૃતાંત કઠોપનિષત્‌માં ઋષિ વાજશ્રવસ્ અને તેમના પુત્ર નચિકેતાનું છે.

આ પ્રકારનો વિશ્વજિત યજ્ઞ સંસારને તો ઉપકારક છેજ પણ એ એના કર્તાને પણ ઉપકારક છે. એ મિલ્કત વપરાઈ ગયા પછી એનામાં બહુ રહેવાથી વૈરાગ્ય આવે છે અને તેમ થવાથી ચિત્તશુદ્ધિ થાય છે ચિત્તશુદ્ધિ થવાથી ગુરુએ આપેલું આત્મજ્ઞાન અંતઃકરણમાં ઠરે છે અને તેમ થયે સમાધિ લાગવા માંડે છે. સમાધિ લાગ્યાથી આત્માની પરમાત્મા સાથે એકતા થાય છે અને તે સ્થિતિએ પહોંચેલો મોક્ષાર્થી અનન્યયોગી બની જઇને વિશ્વમાં એકેએક પદાર્થ અને પ્રાણીમાત્રને આત્મા જુએ છે. આવા આત્મ-વિદ્‌માં દૈવીસંપત્તિ પૂર્ણતયા વર્તે છે. આવો મહાત્મા સંસારમાં માનવીમાત્ર, પ્રાણીમાત્ર સાથે નિર્દોષપણે વર્તે છે અને જગતને પાવન કરે છે 'જે કોઇ

નિરક્ષર હોય, નિશાળમા ભણેલો ન હોય, વાચી લખી શકતો ન હોય, એવો માનવી પણ સત્સગ અને ગુરૂસેવાથી દૈવીસંપત્તિયુક્ત બનીને પરમપદને પામે છે સ્વાધ્યાયનું ફળ પણ પરમપદને આપનારૂં થાય છે એનું શુ કહેવુ ? કારણકે સ્વાધ્યાયી શ્રુતિના અર્થને કહેનારો, શીખવનારો ધર્માચાર્ય બનીને પોતાના આચરણથી જ્ઞાનથી અને દિક્ષશિક્ષાથી હજારોની બુદ્ધિને સુધારીને ઘણા માનવીઓનુ કલ્યાણ કરે છે

(૯) તપઃ-એટલે તપવું યાને શ્રમ વેઠવો-મહેનત કરવી કોઇપણ હેતુ સાધ્ય થવા માટેજ તપ થાય છે તપ શારીરીક ભોગો, ઇન્દ્રિયાગમો અને વિષયાનંદો માટે પણ સાધન બને છે અને મોક્ષાર્થીઓ મોક્ષને સાધ્ય કરવા માટે જે કાંઈ કરે છે તે પણ તપજ કહેવાય છે, જ્યારે એ તપમા સ્વાર્થને સ્થાન ન હોતા એ તપને બ્રહ્માર્પણ કરવુ પડે છે તપ વિના કોઈ વસ્તુની પ્રાપ્તિ થતી નથી, તપથી આ સંસારમા કશું દુર્લભ નથી ગીતાના સત્તરમા અધ્યાયના ૧૪ માથી ૧૯ મા શ્લોક સુધીમા ભગવાન શ્રીકૃષ્ણે તપને-શારીરીક, વાચીક અને માનસીક તેમજ સાત્વિક, રાજસીક અને તામસીક એમ જૂદું જૂદું પૃથક્કરણ કરી વર્ણવ્યુ છે તપથી ઇચ્છેલી વસ્તુ શીઘ્ર મળે છે જુઓ સગરરાજા સો વર્ષ સુધી ઋષિઓની સેવા કર્યાથી વાંઝીયાપણું મટાડી શક્યો દિલીપરાજા પણ વશિષ્ઠની કામધેનુ શબનાની ચાકરીરૂપ તપથી વાંઝીયાપણું મટાડી શક્યો એકે રાજાઓએ પુત્રનુ સુખ મેળવવા તપ કર્યું હતુ તપથી પાર્વતિ ત્રિલોકીનાથ ભગવાન શંકરને પરણી શકી તપથી સ્વાયભુ મનુ અને પ્રજાપતિ પૃષ્નિ બેઉ માયીક ભગવાનને પુત્ર કરી શક્યા તપથી રાક્ષસો સમૃદ્ધ થઈ શક્યા તપથી પદભ્રષ્ટ રાજાઓ પોતાના ગયેલા રાજ્યની પાછી પ્રાપ્તિ કરી શક્યા તપથી રાજાઓ સ્વેચ્છાથી રાજ્ય ત્યાગી વાનપ્રસ્થ થઈ, પાવન થઇને પરમ બ્રહ્મનીષ્ઠો થઈ પરમપદને પામ્યા તપથી ઋષિમુનિઓ માનવગનને ધર્મ, અર્થ, કામ અને મોક્ષપ્રાપ્તિનું જ્ઞાન આપી શક્યા તપથી ભક્તો નવધા ભક્તિનો ભાવ પ્રાપ્ત કરી ભગવાનને વશ કરી શક્યા તપથી જ્ઞાનીઓ વિરાગી અને બ્રહ્મજ્ઞાની થઇને સમાધિવડે દેહાધ્યાસ નીવારી ને અશ્વત્થ સંસારને, આત્મજ્ઞાન વડે વાસનારહિત થઇને સંસારવૃક્ષના મૂળને, 'હું આત્મા છુ ' એવા નિશ્ચયાત્મક જ્ઞાનવડે સમૂળ છેદી નાખી શકી નિર્વાણ પામ્યા તપથી એટલે ત્યાગ અને આત્મોપાસનાથી બ્રાહ્મણો, ક્ષત્રિયો અને

પૈસ્મો તો બ્રહ્મવિદ્ થઇને નિર્વાણ પામ્યા, પણ સ્ત્રીઓ, શૂદ્રો અને અંત્યજો પણ નિર્વાણને પામી વિશ્વવંદ્ય બની શક્યા છે સાંભળોઃ-દ્રષ્ટાંતોઃ-

(૧) યોગીની સુલભા કૌમાર્ય અને શમાદિ ષડ્સાધનયુક્ત બની ગઇ તે બ્રહ્મચર્ય પાળીને. જનકની આંખમાં સૂક્ષ્મરૂપે પ્રવેશીને તેને જોઈ લીધો અને છેવટે દેહાધ્યાસ ત્યાગ કરવાનો બોધ આપીને ચાલી ગઈ વિદેહમુક્તોની કક્ષાસને જાણી લઇને, તદ્દન નિવૃત્ત બનીને, સમાધીસ્થ રહીને, સર્વકાળાય મટાડીને, દેહાધ્યાસ ત્યાગીને નિર્વાણને પામી.

(૨) મીરા પ્રેમલક્ષણાભક્તિ વડે સંસાર ભોગવી અને પછી વૈધવ્ય પાળીને તરવારની ધાર સમાન વૈધવ્ય અને ભક્તિમાર્ગ પર ચાલી. પ્રભુના ગુણોના વ્યાખ્યાન અને સ્મરણ વડે તન્મયતા પામી અને રણછોડજીની મૂર્તિમાં એનો આત્મા પ્રયાણકાળે સમાઇ ગયો 'लेह लागी मने तारी अल्याजी' 'हीरापणुं तव जाणीये आपण सौनां मे'ळलां सहीयेरे। बाई मीरा कहे'प्रभु गीरधरना गुण आपण चरणकमल चित्त देयेरे॥' આવા વાક્યો તપસ્વિના મુખમાંથીજ નીકળે

(૩) તુલાધાર શૂદ્રે ગરીબાઇમાંજ રહેવાનું તપ કર્યું. નામદેવના કહેવાથી ભગવાને સ્વયં એના રસ્તામાં નદીકિનારે સોનામહોરો અને કપડાં મુક્યાં પણ તુલાધારે ન ઉપાડયાં ત્યાગરૂપી તપથી અને પ્રભુપરાયણતા વડે પરમપદને એ પામ્યો જ્યારે ભગવાન જોશી થઇને એને ઘેર આવ્યા ત્યારે તેણે કહ્યું "ભગવાન! અહિંના અને સ્વર્ગના ભોગો બેઉ અનિત્ય છે હું નિર્ધન રહીનેજ સુખી રહી શકું છું મને શું કરવા મોહમાં પાડી રહ્યા છો? તમારૂં આ કપટી રૂપ છોડીને ભક્તોને પ્રિય એવું વિશ્વમોહન રૂપનાં દર્શન કરાવી આ દાસને કૃતાર્થ કરો." તપસ્વિ વિના આવું બોલાય?

(૪) અંત્યજ ભક્ત રૈદાસ ધનાઢ્ય હતો. એક વખત મકરસંક્રાંતિના રોજ ત્રિવેણી સ્નાન કરવા ગયો ત્યારે વર્ણો સ્નાન કરતા હતા ત્યાં નહિ જતાં, એણે કોઇએક બ્રાહ્મણને ત્રિવેણીધારાનું પાણી સ્નાન કરવા આણી આપવા પ્રાર્થના કરી બ્રાહ્મણે પાણી આણી આપ્યાથી સ્નાન કરી એણે પેલા તેમજ બીજા બ્રાહ્મણોને સોના મહોરોથી સત્કાર કર્યો અને પછી પેલા

બ્રાહ્મણને એક સોનામહોર ત્રિવેણીમાં ગંગાને અર્પણ કરવા આપી. બ્રાહ્મણ જેવો એ સોનામહોર ગંગામાં નાખવા જાય છે, તેવોજ ગંગાજીએ પોતાનો હાથ બહાર કાઢી તે મહોર હાથોહાથ લીધી ધનાઢ્ય હોવા છતાં ગર્વ નહિ કરીને, દૂર ઉભા રહીને, બ્રાહ્મણને પાણી આપવા પ્રાર્થીને, સ્નાન કરવામાં એના ગર્વરહિતપણાનું, વર્ણાશ્રમધર્મને અંતરાય નહિ કરવાનું, પવિત્ર થવાની ભાવનાનું અને બ્રાહ્મણો પ્રત્યે પૂજ્યભાવ રાખવાનું રૈદાસનું એ તપ હતું એ તપથી એ શુદ્ધ અંતઃકરણવાળો થઇને આત્મજ્ઞાની થયો અને ગાયું કે—

'प्रभुजी, तुम चंदन हम पानी। जाकी अँगअँग बास समानी॥' प्रभुजी॥
'प्रभुजी, तुम घनवन हम मोरा। जैसे चितवत चंद चकोरा॥' ,,
'प्रभुजी, तुम दीपक हम बाती। जाकी जोति बरै दिन राती॥' ,,
'प्रभुजी, तुम मोती हम धागा। जैसे सोनहिं मिलत सुहागा॥' ,,
'प्रभुजी, तुम स्वामी हम दासा। ऐसी भक्ति करै रैदासा॥' ,,

(૧૧) અહિંસા એટલે હિંસા ન કરવી તે. આમાં પણ આવી જાય છે. પવિત્ર સ્થાનોમાં, મંદિરોમાં યા તીર્થના સ્થાનોમાં પ્રાણીમાત્રની હિંસા ન કરવી એ તો અહિંસાનો નાનામાં નાનો પ્રકાર છે, પણ શરીરનાં અંગોથી ઇશારા કરીનેયે સામાનું મન ન દૂખવવું, મર્મના શબ્દોને બોલીને બીજાઓનું મન ન દુખવવું, અરે, મનથી પણ સામાનું પછી તે ભલે શત્રુ હોય, દુરાચારી હોય કે આતતાયી હોય તેનુંયે અહિત ન ઇચ્છવુ એનું નામ સાચી અહિંસા છે. બાકી હાલતાચાલતાં, સ્પર્શથી કે દાબીને, કચરીને, કે ગરમ પાણીથી બાળીને કીડી, મંકોડી, મચ્છર, માંકડ જેવા નાનાં સમજનાં પ્રાણીઓને મારવાં એ અટકાવી શકાય તેટલી અહિંસા છે. અરે, આ પ્રમાણે થતું હોય તો તે ન કરવું, કરાવવું કે તેમાં અનુમોદન પણ ન આપવું જોઇએ. બળદ, ઘોડા, ગાયો, ભેંસો, બકરા, કુતરાં અને બીલાડાને માર મારી હાંકતાં કે મારીને કાઢી મુકતા પણ હિંસાજ થાય છે. એ તો સાધારણ થયું. પણ એવા ઉપદ્રવ કરનારના કાર્યને અનુમોદન તો નજ આપવું, પણ પોતે રાજી પણ ન થવું, એ અહિંસાની સાચી દૈવીસંપત્તિ ગણાય છે.

(૧૨) સત્ય એટલે યથાર્થ ભાષણ. જેવું જોયેલુ અગર સાંભળેલું હોય તેવું અને તેટલુંજ વર્ણન કરવું, પોતાની સાચા હોવાની ખાત્રી હોય તેટલું તેનુ તેવુંજ વર્ણન કરવું, મીઠુ મરચું ભભરાવ્યા વિનાનું, સાંભળનારને રંજ પડે યા નહિ તેની દરકાર રાખ્યા વિનાનું, કશા પણ ઉચાટ કે ભય વગરનું, બોલવુ તે, વળી પોતાના મતવ્ય પ્રમાણે નીડર થઇને આચરણ કરવું અને લાલચ કે ભયને વશ થઈ અસત્યનો આશરો ન લેના આચરણ કરવુ તે, તેમજ મનથી પણ જૂઠાણાને દેશવટો દેવો તે—મળી સત્યની વ્યાખ્યા થઇ શકે આમ કાયીક, વાચીક, માનસીક સત્યતાને સત્ય કહેવાયું છે.

દૃષ્ટાંત (૧):–એક જજને એક પ્રતિવાદી પોતાના લાભમા હુકમનામું યા ન્યાય કરે–તે માટે એક લાખ રૂપીયાની લાચ આપવા તે જજને ઘેર ખાનગી રીતે ગયો એઉ એકમેકના પડોશીઓ હતા. તેમજ બેઉ કુટુંબો વચ્ચે ત્રણ ચાર પેઢીથી સારો નાતો ચાલ્યો આવતો હતો છતાં જજે તે રૂસ્વત ન લીધી, ન સ્વિકારી આ ઘટના અમદાવાદમાં ઘણાં વર્ષો પહેલાની બનેલી છે. પેલો પ્રતિવાદી બોલ્યો, "સેતલવડ! મારા જેવો એક લાખ રૂપીયા

આપનારો કોઇ મળવાનો નથી અને આ તમારા પગારથી લાખ રૂપીયા આખી જીંદગીમાયે ભેગા નહિ થાય, માટે સમજી જાઓ. લક્ષ્મી ચાંલ્લો કરવા આવી સમજો. કપાળ ધોવા ન જાઓ!" જજે જવાબ આપ્યો, "કાંઈ નહિ, કાકા! મારે લખપતિ નથી બનવું અને સાથેસાથે તમે પણ એટલું ધ્યાનમાં રાખજો કે મારા જેવો ના પાડનારોયે તમને નહિ મળે. હું લાંચ લઇ સત્યના હાથ કલંકીત નહિ કરૂં, અસત્ય ન્યાય નહિ આપું."

**દૃષ્ટાંત (૨):**–ગુરૂ ગોવિંદસીંહના બે પુત્રોને લાહોરના મુસલમાન સુલતાને મુસલમાન ધર્મ માનવા અને મુસલમાન બનવા મોતનો ભય આપી હુકમ કર્યો. બેઉ કુમારો સત્ય પંથ પર અચળ રહ્યા અને મરવાનું વ્હોરી લીધુ અને તેમનો કરપીણ રીતે દેહાન્ત કર્યો છતાં સત્ય પર અડગ રહ્યા.

**દૃષ્ટાંત (૩):**–એક વખત 'દુનિયામાં મૃત્યુના ભયથી કે વિષયની લાલચથી પોતાની સત્ય પ્રતિજ્ઞા હોય તો તે પાળી શકે નહિ' એવી અર્જુનની દલીલને જૂઠી પાડવા એવા સત્યપ્રતિજ્ઞો હોય છે તેની ખાત્રી કરાવવા, શ્રીકૃષ્ણ તથા અર્જુન બેઉ જણા સાધુનો વેશ લઇ કોઇએક ગામમાં એક બ્રાહ્મણ કે જેને સકારણ બે પત્નિઓ કરવી પડેલી, તેને ઘેર ગયાં.

બેઉ સાધુઓએ ત્યાં જઈ '*भवतिभिक्षान्नदेहि*' ની ટહેલ નાંખી. બ્રાહ્મણે બેઉ જણાનો સારો સત્કાર કરી માન આપી તેમની અર્ઘ્યપાદ્ય વિગેરેથી પૂજા કરી અને તેમને ઓસરીમાં બેસાડી 'ટુંક વખતમાં ભોજન તૈયાર થશે' એવી ધીરજ આપી ઘરમાં જઈ તેમના ભોજનનો બંદોબસ્ત કરી, પાછળે બારણેથી પોતાની ઝવેરાતની દુકાને ચાલ્યો ગયો.

ભોજન તૈયાર થતા, બેમાથી એક સ્ત્રીએ બ્હાર આવી, બેઉ સાધુઓને આસન પર પધારી ભોજન લેવા પ્રાર્થના કરી. બેઉ જણા આસન પર જઇ બેઠા અને ભોજનના બેઉ થાળ આવી ગયા, એટલે સાધુરૂપ શ્રીકૃષ્ણે પૂછ્યું. "બેટા! આ ઘરના માલીક હતા તે કયા ગયા? એમણે હમારી સાથેજ ભોજન લેવા બેસવુ જોઇએ, નહિતો હમે ભોજન લઇ શકીશું નહિ." બેમાથી મોટી સ્ત્રીએ જવાબ આપ્યો, "મહારાજજી! હમારા સ્વામી એમની ઝવેરાતની દુકાને અગત્યના કામ માટે ઓચિંતા ચાલ્યા ગયા છે અને એમને ત્યાં ખડ

સામે વખત રોકાવું પડે એવું - હોઇ, હમને આપને જમાડવાની આજ્ઞા આપી ગયા છે, તો કૃપા કરી આપ જમી લ્યો." સાધુઓએ પોતાની હઠ પકડીજ રાખી. 'માલીક વિના હમે ભોજન લેવાનાજ નથી, માટે તેમને જલ્દી બોલાવો! હમે અહિં બેઠાજ રહીશું'-આવી મક્કમ વલણ જોઈ તે સ્ત્રીઓએ પોતાના નોકરને શેઠને બોલાવવા મોકલ્યો અને પેલો બ્રાહ્મણ ઝવેરી ઘેર આવી પહોચ્યો.

આ બ્રાહ્મણે પણ સાધુઓને જમવાનો બહુ આગ્રહ કર્યો, પણ એના જમવા બેઠા સિવાય સાધુઓ કદીપણ જમશેજ નહિ એવો હઠાગ્રહ જોતાં, અતિથિનાં મન ન દુભવવા, બ્રાહ્મણે પોતાનું આસન અને થાળ લાવવા પત્નિઓને આજ્ઞા કરી. તે મુજબની વ્યવસ્થા થઇ અને પછી ભોજન શરૂ કરવા આચમન લેવા જાય છે, ત્યાં પેલો બ્રાહ્મણ આચમનનું જળ પાછું મુકી બોલી પડયો, "અરે! આમા પેલી નવી બરણીનું કેરીનું અથાણું કેમ કાઢયું નથી. ચાલો હું જ માળ પર જઇ લઇ આવું," કહી બ્રાહ્મણ માળ પર ચડયો. ચડયો તે ચડયોજ, પાછો ઉતર્યોજ નહિ બહુ વાર સુધી રાહ જોઇ પોતાના પતિ ન આવ્યાથી કે કાંઇ અણસારો પણ ન સમજાવાથી મોટી સ્ત્રી માળ પર ચડી અને તેપણ પાછી ન ઉતરી ત્યારે બીજી નાની સ્ત્રી પણ માળ પર ચડી અને આમ ત્રણે જણા માળ પર ચડેલાં ઉતર્યાંજ નહિ.

બંને સાધુઓ પાટલા પર બેઠા બેઠા આ કુતુહલથી ઉત્સુક બનેલા માળ પર દૃષ્ટિ માંડી બેઠેલાજ રહ્યા. પણ હવે એમની અધીરાઇનો અંત આવ્યો. એકે બીજા સાધુને લઇને માળ પર ચડવા માંડયુ. માળ પર ચડતાજ પેલા બ્રાહ્મણ અને બંને સ્ત્રીઓના નીર્જીવ શરીરો પડેલાં જોયા. ત્રણે મૃત્યુ પામ્યાં હતા. સાધુરૂપ અર્જુને મશ્કરાઈ પૂછયુ, "મહારાજ! આશો ભેદ છે? આ લોકો આમ પ્રાણહીન કેમ થઈ ગયા છે? એક ઘડી પહેલા તો બધાજ સારા હતા? શું થયું હશે?" સાધુરૂપ શ્રીકૃષ્ણે જવાબ આપ્યો, "અર્જુન! હું આ ઘટનાનો સ્ફોટ કરું, તે ન કરતા તેમને મુખેજ તું સાંભળીશ તે વધુ ઠીક થઇ પડશે" આમ કહી તેમણે પોતાનો વરદ હસ્ત તે ત્રણે જણા પર ફેરવ્યો અને જાણે નિદ્રામાંથી ઉઠતા હોય તેમ તે ત્રણે જણા ઉઠી બેઠા થયા. સાથે સાથેજ ભગવાને પોતાના ત્રિભુવનમોહન સ્વરૂપના દર્શન આપ્યા અને

પૂછ્યુ "હે શ્રેષ્ટ બ્રાહ્મણ! તુ તથા આ તારી પત્નિઓ મને શ્રીકૃષ્ણ અને સાથે ઉભેલા સાધુને અર્જુન તરીકે જાણો આ અર્જુન તમારા ત્રણે જણાનુ આ કુતુહલ પૂર્ણ વર્તન અને મરણના કારણ જાણવા ઇચ્છે છે, તો તે તુ સવિસ્તર જણાવ

બ્રાહ્મણ બેઉ નરનારાયણની જુગનજોડીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી કહેવા લાગ્યો કે, 'મહારાજ! શુ કહુ? છતા આપની આજ્ઞા થઈ હોવાથી જણાવુ છુ કે મારા માતાપિતાએ મારા બાળપણથી આ મોટી સ્ત્રી સાથે લગ્ન કરી દીધાં હતા મોટાં થયા પછી હુ એને મારે ઘેર તેડી લાવવા સાસરને ગામ ગયો નાનપણનુ કશુજ યાદ નહિ એટને તે ગામના ગોંદરે એક યુવતી છાણનો ટોપલો ભરી કોઈ માથે ચઢાવવા મદદ કરનારની રાહ જોતી હતી તેટલામા મને જોતા મને મદદ કરવા બોલાવી કહ્યુ કે 'હે ભાઈ! હુ પરિણીત સ્ત્રી છુ અને કોઇ પરપુરૂષનો સ્પર્શ થાય તેવુ ઇચ્છતી નથી માટે આ ટોપલો મારા માથા ઉપર અદ્ધર ઉચેથી મુકી દો અને તેમ કરતા જો મને સ્પર્શ કરો તો તમને ઇશ્વરના સોગન છે' મે પણ તે યુવતીને સ્પર્શ ન કરવાના ઈશ્વરના સોગદ લઈ તેણીની ઇચ્છા મુજબ અદ્ધરથી ટોપલો માથે ચઢાવ્યો

હુ ઘોડા ઉપર બેઠેલો મારા સાસરાના ઘર પર જલ્દી પહોચી ગયો અને ત્યા મારો સત્કાર કરી મને ખાટલા પર બેસાડ્યો હતો, તેટલામા મારા આશ્ચર્ય વચ્ચે મે જોયુ તો તેજ યુવતી છાણના ટોપના સાથે ઘરમાં ગઇ અને પાછળથી ખબર પડી કે જેને સ્પર્શ ન કરવાના મે સોગદ લીધા હતા તેજ યુવતી મારી પત્નિ હતી મુગે મોઢે હુ મારી સ્ત્રીને લઇ મારે ઘેર આવતો હતો ત્યારે રસ્તામાથીજ મે એને લીધેલી પ્રતિજ્ઞાઓ યાદ દેવરાવી પણ તેણી પણ જો કે ઉમરમાં એક યુવતિ હોવા છતા પ્રતિજ્ઞાનાં મૂલ્ય સમજતી હતી. એને ઘેર આવ્યા પછી હમોએ ટેક ચાલુ રાખી એકબીજાને જાણે અજાણે પણ સ્પર્શ ન થાય તેવીરીતે જુદુજ જીવન ગુજરવાં લાગ્યા

બ્રહ્મચર્ય અને સયમના બેગા બને હમારી જીવનનાવ ને સંસાર સાગર તરવમા પસાર થવા લાગી પણ વચ્ચે વાસ્નાઓના વમળોએ હમારા નાવને ઘેરવા માડ્યુ મારી પત્નિ વધુ લાગણીવશ થઈ પોતનુ અપુત્રવતી

હોવાનું સાચું કારણ ન દર્શાવતા પુત્ર દર્શનની લાલસા પુરી કરવા પોતાની માતાને આ એની નાની બ્હેનના મારી સાથે લગ્ન કરવા દબાણ કર્યું. મેં સંમતિ આપી અને મારા બીજીવારના લગ્ન આ એની નાની બ્હેન સાથે થયા

છતાંયે મનુષ્યના કર્મયોગે ઐચ્છીક વસ્તુઓ પ્રાપ્ત થતી હોય તો પ્રભુઇચ્છાનો ભાર કોણ પૂછે? આગ વિષયમાં પણ પ્રભુઇચ્છા જરૂર હશે મારી સત્યપ્રતિજ્ઞા અને ટેકની પ્રભુ કસોટીજ લેવાના હશે, તેમ દ્વિતીય પત્નિને મારી સાથે વળાવતા ગામને ઝાંપે મારી સાસુએ મને શિખામણ આપી કે, 'જમાઇરાજ! જુઓ આ મારી નાની દીકરી મારે દીકરા સમાન છે અને બધા કરતા બહુ લાડકી છે, માટે એને જરાપણ દુઃખી કરશો નહિ હો! જેવીરીતે આ જે મારી મોટી દીકરીને સુખમાં રાખી છે, તેવીજ રીતે આને પણ રાખજો બેઉ સગી બ્હેનો છે પણ શોકનો ભાવ રાખે તેવું જરાયે વર્તન ન રાખશો અને જો રાખશો તો તમને પ્રભુ પૂછશે..પણ તમે અત્યારે મારા દેખતાજ સોગંદ ખાઓ કે તમે બેઉને એકજ આંખે જોશો, કે જેથી મને ટાઢક વળે' મે વાત રહેવા ઘણુંયે કર્યું પણ મારી સાસુ એકના બે થયા નહિ અને છેવટે મે પ્રતિજ્ઞા લીધી કે-'જો તમારી મોટી દીકરી' સાથે જેવું વર્તન રાખું છું, તેવુંજ વર્તન આ તમારી નાની દીકરી સાથે ન રાખું તો મને ઇશ્વરના સોગંદ છે' મારી સાસુ ઘેર ગયા અને હમે હમારે ઘેર આવ્યા

બધી સત્યઘટનાનો ઉલ્લેખ કરતા મારી પહેલી પત્નિએ નસીબને દોષ દીધો અને ત્યારથી આ બીજી પત્નિ સાથે પણ અગાઉના જેવોજ ભિન્ન માર્ગ લઇ સંયમના રસ્તે હમો ત્રણે જણા ચાલવા લાગ્યા

હું મારૂ ભોજન શયન અને આખુય જીવન આ બે બ્હેનોથી જૂદુંજ ચલાવતો હતા, હમારો ગૃહસ્થાશ્રમ ઘણોજ શાંતિ અને સંતોષપૂર્વક ચાલતો આજેજ આપના પધારવાથી અને હૃદયથી હિત આવ્યું અથાણું લાવવાના બ્હાને હું માળ પર ગયો અને મે પ્રભુને વિનતી કરી કે 'હે પ્રભો! તમારા સોગંદની દૃઢ પ્રતિજ્ઞાથી જીવન જીવવામાં આજે પ્રતિજ્ઞા તૂટવાનો વખત આવ્યો છે, તો તે પહેલા મને બચાવો, મારી પ્રતિજ્ઞા તૂટે તેના કરતા મારા પ્રાણની મને પરવા નથી હે ભગવાન! મારા પ્રાણ હરી લ્યો હું તમારે

આશરે છું ' અને આમ કહેતાંજ હું બેભાન થયો ત્યારથી અને શું થયું તે મને ખબર નથી પણ ઉઠતાંજ આપના દર્શન થયા, હું કૃતકૃત્ય થયો મારી પ્રતિજ્ઞા ટળી જોઈ હું બહુ ખુશ થયો છું મહારાજ! મારી ભૂલ થઇ હોય તો મને ક્ષમા કરો "

બ્રાહ્મણના આ નિવેદન પછી પેલી બેમાની મોગી સ્ત્રીએ સ્વામીની જીવીતહીન દશા જોઇ, પોતાના પ્રાણુત્યાગની પ્રભુને વિનતી કરી અને અને તે સ્વિકારાઇ તેમ જણાવ્યું અને પછી નાની સ્ત્રીએ પણ બેઉના શમ જોઇને પોતે પણ પ્રાણુત્યાગની વિનંતી કરી અને પ્રભુએ તે સ્વિકારી એમ જણાવ્યુ

શ્રીકૃષ્ણ બોલ્યા, "હે બ્રાહ્મણ તથા બાળાઓ! હુ તમારી આ દૃઢ-પ્રતિજ્ઞા જાણતો હતો, પણ આ અર્જુનને એના પારખા બતાવવા હતા અને તમારી પ્રતિજ્ઞાનો અંત લાવવો હતો તેથી હમે સાધુસ્વરૂપે આવી આ બધું કર્યું છે, હવે મારી આજ્ઞાને તમે ધ્યાનપૂર્વક સાંભળો તે એ છે કે હવે તમારી પ્રતિજ્ઞાનો તમારા ગતજીવન સાથે અંત આવ્યો છે તમારા ત્રણે જણાના પ્રાણો બીજી વારના આવ્યા હોવાથી હવે તમારે તે પ્રતિજ્ઞા પાળવાની રહેતી નથી, માટે આજથી તમે મારાપરાયણ રહી સુખપૂર્વક ગૃહસ્થાશ્રમધર્મ પાળો તમને તે બાધકર્તા થશે નહિ " બ્રાહ્મણે, તથા તેની પત્નિઓએ તે આજ્ઞા સહર્ષ વધાવી લીધી અને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને ત્યાંથી શ્રીકૃષ્ણ અર્જુનને અચંબામાં પમાડતા તેની સાથે અંતર્ધાન થયા

આ ઘટનાથી અર્જુન શરમાઇ ગયો હતો, છતા પોતાના પરમપ્રિય સખાને-કૌઇના પુત્ર એવા સગાને-પોતાનાજ ભક્તને આ જ્ઞાન થવાની જરૂર સમજીને તેમજ જ્યારે પોતાની તરફ જીવને ખેંચવાની ઇચ્છા થાય છે ત્યારે ભગવાન કોઇપણ યોગ્ય અને ઘટતા વિધાનો કરીને, દયા કરીને ભૂલો સુધારે છે, તેવીજ રીતે અર્જુનની પણ આ પ્રત્યક્ષ પ્રમાણુથી ભૂલ સુધારી આ પ્રમાણેના ભગવાન શ્રીકૃષ્ણના વિધાનનુ પણ એક મરણ ઉપસ્થિત થયુ હતુ –

વનવાસ ભોગવતા કૌઇના પુત્રો-પોતાના ભક્તો-ની ખબર કાઢવા જવાની એક દિવસ શ્રીકૃષ્ણની ઇચ્છા થઇ પોતે જ્યા પાંડવો હતા ત્યા

જ્યારે પધાર્યા, તે વખતે પાડવો કાંઇક ગમગીનીનો અનુભવ કરતા હતા. પરસ્પર મળ્યા અને પાડવોએ શ્રીકૃષ્ણનુ સ્વાગત કર્યું. જમ્યા પછી બધા ભાઇઓ સાથે વાત કરતાં કરતા શ્રીકૃષ્ણને યુધિષ્ઠિર કહેવા લાગ્યા, "કૃષ્ણ! તમે કહ્યા કરો છો કે જે ગૃહસ્થો સદાચારી હોય છે તેમને કોઇ પ્રકારની વિટંબણાઓ આવતી નથી અને તે ઉપરાત જોકે આ ચારે ભાઇઓ અને પાચાલીની સેવાથી મને પણ કશી વિટંબણા નથી પરન્તુ આ પાચે જણાને જે કષ્ટ થય છે તે જોઇ મને દુખ થાય છે, એ પણ વિટંબણા તો ખરી કેની? તેનુ શું કારણ હશે?" શ્રીકૃષ્ણ મદ મદ સ્મિત કરતા બોલ્યા, "રાજન્! હા. એ પ્રશ્ન તો થાય, પ ણ મને તો એમાં કાઇક પ્રમાદનુ, શુદ્ધ સત્યપ્રતિજ્ઞાની ટેકમા ખામીપણાનુ કારણ લાગે છે. આ ભૂન મનુષ્ય જોઇ શકતો નથી કારણ કે જો તે આ ભૂન જોઇ શકતો હોય તો પોતાના દોષ જોઇ શકતો હોઇ બીજાને દોષીત કરે નહિ અને જુએ પણ નહિ. જુઓ! ઉડા ઉતરીને વિચાર કરો સદાચાર અને તેના ટેકનુ મોળાપણું એ તમારા દુખનું કારણ છે"

પ્રભુપ્રેમીઓ! શ્રીકૃષ્ણનુ આ મર્મયુક્ત વચન હતું. યુધિષ્ઠિર ધર્મથી અને સદાચારથી વર્તવાનો દાવો કરતા હતા, પણ કૌરવોના ચઢાવ્યાથી પ્રમાદના કારણે જુગાર રમ્યા આ એમની ભૂલ-સદાચારના ટેકનું મોળાપણુ-સર્વ ગુણોને ઢાંકી, આગળ આવી તેમને તો દુખીત કર્યા પણ તેના ફળ તેમના ચારે ભાઇઓને અને દ્રૌપદીને પણ ભોગવવા પડ્યા. યુધિષ્ઠિરને આ ભૂલ ન સમજાઇ અને કૃષ્ણને પુછતા કૃષ્ણે જે જવાબ આપ્યો તે સાભળી, સમજીને શાત થયા અર્જુન સિવાય ભીમસેનાદિ ભાઇઓ અને દ્રૌપદી પણ શાત રહ્યા, પણ અર્જુનથી આ સમર્થન સહન થયું નહિ. તે બોલ્યો, "ભાઇ! પણ હુ તો હમેશા મારી ટેકને ચુસ્ત વળગી રહુ છુ ટેકના પાલનમા હુ જરાયે હઠતો નથી, છતા મારે શા કારણે દુખી થવુ પડે?" શ્રીકૃષ્ણ પૂર્ણ વાત્સલ્યભાવે બોલ્યા, "અર્જુન! તને તારી ટેકનુ બહુમાન હશે ખરૂ પણ તે ચુસ્તપણે પાળી શકતો નહિજ હોય હશે, હુ તને તે સાબીત કરી આપીશ કે તુ ટેકમા કેવો મોળો છે ચાલો! હવે જરા આરામ કરીએ"

આ વાત થયે થોડો વખત જવા દીધો અને અર્જુન આ વાત ભૂલી ગયો હતો તેવે વખતે અર્જુન અને શ્રીકૃષ્ણ પોતાના નિત્યનિયમાનુસાર ગગાતટપર

ફરતા ગયા હતા. અર્જુનના ગળામાં ઇન્દ્રે આપેલી એક માળા હતી, તે જોઇ શ્રીકૃષ્ણે તેનાં વખાણ કર્યાં અને અર્જુન પાસે માળા માંગી. અર્જુન બોલ્યો, "કૃષ્ણ! આ માળા તો મારા પિતા ઇન્દ્રે મને આપેલી છે અને તે મેં બીજા કોઇને પણ નહિ આપવાનું નક્કી કર્યું છે. ભલે મારા પ્રાણ જાય પણ હું એ માળા કોઇને આપી શકતો નથી, માટે હું લાચાર છું." શ્રીકૃષ્ણ બોલ્યા, "ભલે, ભાઇ! મારે તારી આ ટેક તોડાવવી નથી. મને તારી ટેકથી બહુ પ્રસન્નતા થાય છે; પણ 'હું! પ્રાણ જાય' શબ્દોથી શરત ન કર. જો નિતિશાસ્ત્ર કહે છે કે 'आत्मानं सततं रक्षेत् दारैरपि धनैरपि'—'આત્માનું રક્ષણ સ્ત્રી કે ધનથી પણ થતું હોય તો કરવું જોઇએ,' જ્યારે તું તો આત્માની કુરબાનીથી પણ આગળ જઇ માળા સાચવવાનું કહે છે, માટે તું પ્રાણસંકટની વાત રહેવા દે."

અર્જુને આ શિખામણ ન માનતાં કહ્યું કે, "ના મહારાજ! મારી પાસે એવી ભલી વાતો ન કરશો. એ તો ટેક તે ટેકજ. આ માળા પ્રાણાન્તે પણ હું બીજાને નહિ આપું."

સંધ્યા વધતી જતી હોવાથી આમ વાત કરતા કરતા બેઉ મીત્રો પોતાના મુકામ પર પહોંચી ગયા. અર્જુન પોતાનો વિજય સમજી મસ્ત બની રહ્યો હતો, પણ શ્રીકૃષ્ણને તો અર્જુનની સાન ઠેકાણે લાવવી હતી. તેમણે એક વિધાન રચ્યું.

પ્રભુપ્રેમીઓ! આપણે પણ આપણા જીવનમાં આવી અર્જુનના જેવી, વગર સમજની ટેક લઇએ છીયે. એક મુસલમાન વિધવા પોતાના એકના એક દીકરાને મરણ પથારી પર પડેલો જોઈ પ્રભુને પ્રાર્થના કરે કે, 'હે અલ્લાહ! મેરા લડકા અચ્છા હો જાયગા, તો મેં તેરેકુ એક આજ જેસી બડી રોટી બનાકે ખીલાઉંગા' અગર કોઇ અપુત્રવાન પતિપત્નિ પ્રભુને પ્રાર્થના કરે કે, 'હે ઇશ્વર! મને જો પુત્ર યા પુત્રી પ્રથમ થશે તેનો તને ભોગ આપીશ' તેના જેવી વાત થઈ. નથી તે વિધવા આકાશ જેવી રોટલી બનાવી શકતી કે નથી પેલાં પતિપત્નિથી પોતાના પુત્ર કે પુત્રીનો ભોગ આપી શકાતો. યે તો કહેનેકી બાતાં. અને પછી નાની રોટલી બનાવી આકાશનું એમાં આરોપણ કરવું કે ઘઉંના લોટનું કે અડદના લોટનું મનુષ્ય બનાવી તેનો ભોગ આપી, ભગવાનને

સમજાવવાની; પોતાની ટેકની અચળતા (?) બતાવવાની માન્યતાઓ છે. શ્રીકૃષ્ણે અર્જુનને 'પ્રાણાન્તે'— શબ્દ કાઢી નાંખવાની સમજ આપી; પણ અર્જુન ન માન્યો. હવે તેમાંથી આગળ વિધાન જુઓ:

અર્જુન ઉપરોક્ત વાત ભૂલી ગયો છે. થોડા દિવસ વીતી ગયા છે. ત્યારબાદ એક દિવસ સંધ્યાને વખતે શ્રીકૃષ્ણ અને અર્જુન ગંગા કિનારે ફરતા ફરતા ઘણા દૂર નીકળી ગયા હતા. પાછા ફરતાં અર્ધે રસ્તે સૂર્યાસ્ત થઇ ગયો. અર્જુનની એક એવી ટેક હતી કે પ્રાતઃ કે સાયં ગમે તે સંધ્યાને ટાણે જ્યાં હોય ત્યાં સ્નાન કરી સંધ્યા કરવી. શ્રીકૃષ્ણને પોતાનો નિયમ કહી; પોતે ગંગાસ્નાન કરવા જવાની ઇચ્છા વ્યક્ત કરી; શ્રીકૃષ્ણ ગંગાકિનારે થોડે દૂર બેઠા. અર્જુન તેમની પાસેજ પોતાનાં વસ્ત્રો, શસ્ત્રો ઇત્યાદિ મુકી એકવસ્ત્રે સ્નાન કરવા ગંગાજીમાં પડ્યો: બીજી બાજુ ભગવાને પોતાની યોગમાયાને પ્રેરણા કરી. જે જગ્યાએ અર્જુન ન્હાતો હતો, તેની બરાબર સામે કિનારા પર એક જબરદસ્ત કાયાવાળો, મોટા મોટા વાળના વાળના ભારાથી જેનું ગળું એકદમ ભારે દેખાતું હતું એવો, ધુરકતો મોટા આંખના ડોળાવાળો અને મેઘ સમાન ભયંકર ત્રાડ પાડતો એવો એક સિંહ આવી ઉભો રહ્યો. અર્જુને પાણીમાંથી બહાર ડોકું કાઢ્યું. આવા ભયંકર વનરાજને જોઇ સ્વરક્ષણ માટે ઉપાય શોધવા લાગ્યો. પોતાનું ગાંડીવ ધનુષ પોતાથી ઘણું દૂર છે; વચ્ચે કેશરી ઉભો છે. કૃષ્ણને બુમ પાડી, બીજી પાડી, ત્રીજી પાડી પણ વ્યર્થ. પવનનું જોર અને વળી કૃષ્ણ તો દૂર હતા એટલે બુમ કેમ સંભળાય? પાસે પત્થર પણ નથી. હાથના પ્રસારાથી જેમ સિંહને ડરાવવા પ્રયત્ન કરતો ગયો તેમ તેમ તો સિંહ વધુને વધુ ચીડાતો ગયો. અર્જુનને પ્રાણાન્ત નજદીક દેખાયો.

'आत्मानं येन केन प्रकारेण रक्षेत्।'='આત્માનું કોઇપણ પ્રકારે રક્ષણ કરવાનું' સૂઝ્યું. અર્જુન ટેક ભૂલ્યો. પ્રભુના વિધાનથી યોગમાયામાં અટવાયો. ગળાપરની માળા ઉપર નજર પડી. તુરતજ ગળામાંથી કાઢી તેનો શસ્ત્ર તરીકે ઉપયોગ કરવા હાથમાં લઇ સિંહ ઉપર છુટ્ટો ઘા કર્યો. માળા સિંહની ડોકમાં જઈ પડી અને પછી માળા અને સિંહ બેઉ અદૃશ્ય થયાં. અર્જુન વિસ્મીત થતો થોડો વાર તો પાણીમાંજ ઉભો રહ્યો. માળા જવાથી

ચિંતાગ્રસ્ત હૃદયે સંધ્યા કરી લીધી અને પછી આસ્તે આસ્તે ધોતીયું બદલવા કૃષ્ણની પાસે કપડાં હતાં ત્યાં ગયો. શ્રીકૃષ્ણ તરફ પીઠ રાખી વસ્ત્ર બદલે છે એટલે શ્રીકૃષ્ણ બોલી ઉઠ્યા, "અરે, અર્જુન! કેમ આમ તારી ડોક માળા વગરની ખાલી કેમ દેખાય છે? તેં શું તારી ટેક ત્યજી દીધી? માળા કોઇને આપી દીધી?" શરમથી સંકોચ પામતો અર્જુન પીઠ રાખી કપડાં બદલતાં બદલતાં કહેવા લાગ્યો, "શું કહું? આજે ભારે થઇ. સ્નાન કરવા જતાં આજે તમારો અર્જુન હતો ન હતો થઇ જતે. એક ભયંકર સિંહે એવું ભયંકર તોફાન ઉભું કર્યું કે મને તો મારા પ્રાણની રક્ષાનો સવાલ ઉભો થઇ ગયો. મેં તમને પણ બે ત્રણ બુમો મારી પણ આટલે આઘે તમે ક્યાંથી સાંભળી શકો? છેવટે મેં ગળામાંથી માળા કાઢી તેના ઉપર છુટી મારી અને સિંહ તો નાશી ગયો, પ...ણ સાથે મારી માળાયે..." એટલું કહી કપડાં પહેરી રહેતાં ફરીને શ્રીકૃષ્ણ તરફ જોઇ વાત કરવા જાય છે, ત્યાં અર્જુને પોતાની માળા શ્રીકૃષ્ણના ગળામાં જોઇ.

અર્જુન ઝંખવાણો પડી ગયો. શ્રીકૃષ્ણે તેના વાંસાપર હાથ ફેરવતાં સસ્મિત કહ્યું, "અર્જુન! 'પ્રાણાન્તે' માળા ન કાઢવાની પ્રતિજ્ઞામાં તું મોળો પડ્યો. તારી ટેક, તારી સત્યપ્રતિજ્ઞા ડગી ગઇ. મારા કરતાં સિંહ વધી ગયો. મેં માંગી ત્યારે ન આપી અને સિંહની ઘુરકાઘુરકીને તું વશ થઇ ગયો. આવી તારી ટેક?" અર્જુનથી જવાબ ન આપી શકાયો પણ શ્રીકૃષ્ણને 'આવી ભૂલ નહિ થાય' એવું કહ્યા વિના રહ્યો નહિ.

પ્રભુપ્રેમીઓ! શ્રીકૃષ્ણ તો અંતર્યામી હતા એટલે એમને તો ખાત્રીજ હતી કે અર્જુન આવી ભૂલ કર્યાજ કરવાનો એટલે જેમ સુવર્ણમાંના તાંબાના કે ઝારણના ભેગથી સુવર્ણને જૂદું પાડવા એને વારે ઘડીયે ભઠ્ઠીમાં નાખી ઓગાળી શુદ્ધ કરવું પડે છે, તેવી રીતે શ્રીકૃષ્ણને પોતાના મિત્રને શુદ્ધ કરવો હતો એટલે એની એક વધુ કસોટી લેવા થોડા દિવસો પછી બીજું નવું વિધાન ઉભું કર્યું:—

ચૈત્ર વૈશાખનો ધોમધખતો તાપ પડતો હતો તેવા અરસામાં મધ્યાન્હકાળ પહેલાંજ કાંઇક કામ કાઢી શ્રીકૃષ્ણ અર્જુનને સાથે લઇ ચાલતા બહારગામ જાવા લાગ્યા. વચ્ચે રસ્તામાં એક એવો લાંબો પટ આવ્યો કે જ્યાં એકે ઝાડ કે

જળપ્રાપ્તિનું સ્થાન આવેજ નહિ ચાલતાં ચાલતાં ખરો બપોરનો વખત થઇ ગયો હતો. ચાલતા તો અર્જુન થાકે તેવો નહતો, છતાયે સૂર્યનારાયણના પ્રખર તાપથી તેને તૃષાની પીડા થવા લાગી અને તે પ્રતિક્ષણે વધતા તીવ્રતમ થઈ પડી. છેવટે અર્જુનના ગળામાં કાચકી બાઝવા લાગી અને આંખે લાલ-પીળા દેખાવા લાગ્યાં. પેટમા ભૂખ અને તેપણ તીવ્ર, તરસ પણ અસહ્ય, ઉપરથી તાપ પણ ઉગ્ર–આ બધી પીડાએ અર્જુનને ચક્કર આવવા લાગ્યા. શ્રીકૃષ્ણ પણ 'હવે થોડું દૂર છે, થોડું દૂર છે' કહી બહુ ખેંચી લાવ્યા પણ હવે તો લાચારીએ અર્જુન અટકી પડ્યો. સામેજ એક વૃક્ષ દેખાયું ત્યાં નીચે જઈ બેસી પડ્યો. "ભાઈ! હવે તો મારા પ્રાણો અન્ન અને જળ વિના વધુ ટકી શકે એમ નથી, માટે કૃપા કરી કાંઇક બંદોબસ્ત કરી જલદી લાવો તો સારૂં. બાકી હવે ઉઠાય તેમ નથી." શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો, "અર્જુન! એમા ગભરાવાનું શું કારણ છે? આ પાસેજ ગામ દેખાય છે. હું હમણાજ બધો બંદોબસ્ત કરી ખોરાક અને પાણી લઇ જલદી આવું છુ, પ..ણ તુ અહિંજ બેસી રહેશને? નહિ તો પછી મારે તારી શોધમાં નીકળવુ પડશે, માટે તુ ક્યા બેસી રહેશે તે કહે" અર્જુન બોલ્યો, "કૃષ્ણ! હવે આગથી અહિંથી ખસવાની હામજ રહી નથી, તો પછી ક્યા જવાનો હતો? છતા તમારી ખાત્રી માટે આ સત્યવાતજ કહુ છું કે તમે આવશો ત્યાસુધી અહિંથી ખસીશજ નહિ, તેમ તમારા વિના એકલો કાંઇ ખાઇશ પણ નહિ" શ્રીકૃષ્ણ ત્યાથી ગામ તરફ ગયા અને અર્જુન પેલા ઝાડ નીચે બેસી રહ્યો

પ્રભુપ્રેમીઓ! પ્રભુની अघटित घटना पटियसि माया તો જળમાં સ્થળ અને સ્થળમા જળ દેખાડે ત્યા અર્જુનનુ શુ ગજું? બ્રહ્મા ભૂલ્યા, શીવજી ભૂલ્યા, નારદ જેવા પણ તેમા અટવાઇ જાય તો બીચારા અર્જુનને એ માયામા શી સમજ પડે?

થોડો વખત ગયો પણ ક્ષુધા અને તૃષાથી આતુર અર્જુનને તો એ કાળ એક યુગ સમાન થઈ પડ્યો. આંખો ખેંચીખેંચીને આતુરતાથી શ્રીકૃષ્ણનું પ્રત્યાગમન નિરીક્ષવા લાગ્યો, એટલામા એની દૃષ્ટિ કોઇએક માણસોના આવતા ટોળા તરફ ગઇ. એણે જોયું કે ઘણા માણસો એક માણસને લૂંટીને પછી તેની પાસેથી કાંઇક ખાવાનું મેળવી ખાતા હતા અને પેલો માણસ

તેમને પોતાના પાણીના ચંબુમાથી પાણી પણ પાતો હતો. અર્જુન જોઇ રહ્યો પોતાની પ્રતિજ્ઞા યાદ આવી એટલે શ્રીકૃષ્ણના આગમન પ્રત્યે નજર દોડાવી પણ નિરર્થક નીવડી એક બાજુ ખાવાનુ અને પાણી પોતાની સામેજ લુટાઈ રહ્યા હતા, જ્યારે 'શ્રીકૃષ્ણ કોણ જાણે કયારે આવશે? એમના આવ્યા પહેલા છતે અન્ન પાણીએ પ્રાણ ચાલ્યા જશે તો?' એવી ગડમથલમા પડી, તુરતજ ઉઠ્યો, બેસવાનુ સ્થાન છોડ્યુ અને પેલા દુકાળીઆઓની વચ્ચે જઇ મુકી પાણીચણા માગી લાવી, ત્યાજ ખાવા મડી પડ્યો, 'પ્રાણાન્તે' ટેક નહિ છોડવાનુ બીજી વખત ભૂલ્યો

બરાબર એજ અરસામા શ્રીકૃષ્ણ એક માણસ પાસે પકવાનનો થાળ અને પાણી ઉપડાવી ત્યા આવી પહોચ્યા. અર્જુનને પાણીચણા ફાકતો જોયો અને અર્જુને શ્રીકૃષ્ણને પણ જોયા "અરે, અર્જુન! આ શુ! તુ તો તદ્દન એકતપેગીઓ થઇ ગયો કે શુ? હુ તારે માટે ભૂખ્યો અને તરસ્યો રહી, તારા વચન પર વિશ્વાસ રાખી આ બધુ લઇ અહિ આવ્યો અને તુ તો તારૂ પેટ ભરવામા બધુજ ભૂલી ગયો ને? વાહ, ભાઇ! વાહ એક તો તારી જગ્યા ઉપરથી ખસવાનો નહોતો અને બીજુ મારા વગર ખાવાનો નહોતો અને આ શુ? કયા ગઇ તારી ટેક અને કયા ગઈ તારી પ્રતિજ્ઞા? બધામા પેટજ વહાલુ લાગ્યુ ને?" શ્રીકૃષ્ણે ટકોર કરી અર્જુન ઝખવાણો પડી ગયો નીચેથી ઉચુ જોવાય નહિ છેવટે શ્રીકૃષ્ણે 'પ્રાણાન્તે' ટેક સાચવવાની, સત્યપ્રતિજ્ઞ થવાની કઠિનાઇઓ અર્જુન પાળી શકતો નહોતો એમ પુરવાર કરી, અર્જુનને શાન્ત કરી, પોતાની માયા સમેટી લીધી અસ્તુ

પ્રભુપ્રેમીઓ! વેદ એ વેદબ્રહ્મની વાણી છે એ મિથ્યા થાયજ નહિ. જેમ અહિંસાની વ્યાખ્યા સમજાવતાને મે તમને કહ્યું કે "કોઈનુ ભલુ કરવાની ભાવનાથી તમે તેને નિવારવાનો સકલ્પ કરો એ હિંસામા ગણાય છે અને જેનુ ભલું કરવા તમે ધારો છો એને તમારા પર શ્રદ્ધા ન હોવા છતા ભલે તમે તેમ કરવા તમારા સાકલ્પિક બળનો ઉપયોગ કરો-દાખલા તરીકે 'તુ આમ નહિ કરે તો હુ મારા પ્રાણોનુ બલિદાન આપીશ' કહી તમારી ઇચ્છા મુજબ સામાને વર્તવાને આડકતરી રીતે બળ વાપરવુ તે-તો આવા બળથી તમારી મરજી પ્રમાણે ચાલવાને તેનું મન દુખાય છે એ એક હિંસાજ છે

અને એની હિંસાનો બદલો કોઈ પણ વ્યક્તિ ભોગવવો પડે છે" તેવીરીતે સત્યને વિષે પણ એમજ સમજવુ

સત્ય એ ધર્મના ચાર પાયામાનુ એક પાદ છે, જેને તમે સત્યવાદી તરીકે ઓળખો છો તે રાજા હરિશ્ચંદ્રે પણ સત્ય-પાલનમા ભૂલો કરી હતી પુત્રપ્રાપ્તિને માટે વરૂણદેવને આર્યા, જો આવશે તો તેમને અર્પણ કરવાની તેણે પ્રતિજ્ઞા કરી હતી પુત્ર રોહિત પ્રાપ્ત તો થયો પણ વ્હાલો હતો એટલે એ એકના એક દીકરાને ભોગને કેમ આપી દેવાય? પરિણામે પ્રતિજ્ઞાભંગનુ નિંદ્ય કર્મ કર્યું અને એ અસત્યતાના પાપનો બદલો-જળોદર થવાનુ અને ભગીને ત્યા વેચાવાનુ આવ્યુ ભક્તોને કે ચારિત્ર્યવાનોને દુઃખ પડતા તમે જુઓ છો ત્યારે ભગવાનને ઠપકો આપો છો, પરન્તુ તે દુખીયાઓ પોતાની વૃત્તિઓના એક માર્ગે વહન થવાના કારણે આવી સૂક્ષ્મ ભૂલોનો વિચાર કરતા નથી, બલ્કે તેમને પોતાની ભૂલ જણાતીજ નથી, સમજાતીજ નથી એથી કહ્યુ છે કે 'મનુષ્ય મોટો મહાત્મા કહેવાતો હોય, પણ તે છે અલ્પજ્ઞ' આવા મહાત્મા પણ જીવનમા એકાદ ભૂલ કરેજ અને તેને તેનો ભોગ થવુજ પડે સફેદ કપડે ડાઘ જલદી પડે અને તે દૂર પણ થઈ શકે, કાળા કપડાને ડાઘ કેમ દેખાય? તેવાઓ તો નરકના કીડાજ હોય અને એવા દુરાચારીઓની તો અહિં વાતજ નથી

ભગવાનની માયા મહાપ્રબળ છે 'હું કરતા હરિ કરતા' સર્વકાંઈ હરિઇચ્છાથી થાય છે નથી સમજતો માનવીને પોતાનો દ્રોહ ભલાભલા વિદ્વાનોએ ભૂલ ખાધી છે જગજગમા માનવી દોડ કરે છે અને દુનિયાને મીઠી કરનાર મથે મથવામા પણ શ્રમ છે અને શ્રમ વિના તો સૃષ્ટિએ થઈ નથી તો જ્યા શ્રમ હોય ત્યાં સુખ ક્યા? જેનુ મૂળજ શ્રમ છે તેમા સુખ ક્યાંથી હોય? અરે સુખની કલ્પના પણ કેમ હોય? અને તેથીજ વેદાન્તે એને મોક્ષાર્થીઓ માટે, પરમાર્થીઓ માટે, પરમાનંદીઓ અને નિત્યાનંદીઓ તેમજ પરમસુખેચ્છુઓ માટે ત્યાજ્ય ગણ્યુ છે અને એમ ગણીને વેદાન્તે ઇશ્વર ભાવને પ્રાપ્ત કરીને પરમપદ પ્રાપ્ત કરવાની શિક્ષા આપી છે

આમ 'દરેક વસ્તુ પ્રાપ્ત કરવાને તપ કરવાની જરૂર છે' એવુ જે તમને કહેવામા આવ્યુ તે યથાર્થ છે, પરન્તુ આ બધુ ગુરુગમ્ય છે અભક્તોની

વાત એક બાજુ રાખીને તપનો વિચાર કરો. ભક્તો પણ તપ કરવામા ભૂલે છે. તપને દૈવીસ પત્તિ ગણનામા આવ્યુ છે. દૈવીસ પત્તિ એ માનવીમા તપથી આવે છે એમ થોડા ભક્તો જાણે છે અને ઉપાસના કરવી એ તપ ગણાય છે એવું થોડા માણસો જાણે છે. ઉપાસના કરવાના પ્રકાર પણ થોડા માણસો જાણે છે. યા૦ કરો શ્રુતિ–યથા યથા भजति तथा तथा भवति–જેવીરીતે માનવી ભગવાનને ભજે, તેવી રીતનો તે થાય છે. છતાં તમે ભક્તને ભગવાનથી ભિન્ન જોશો અને ભક્ત તેના ભગવાનના જેવો બનતો નથી. એ હાલતમા ગુરુ કે અવતારને ભજનારાઓ પણ તેમનાથી ભિન્ન હોય છે, એવું પ્રત્યક્ષ થાય છે. કારણ એનુ એક છે. તે એ છે કે–ભક્ત પોતાને પોતાના ઇષ્ટદેવનુ રૂપ માનતો નથી, જેથી તે પોતાની ઇચ્છીત વસ્તુ ઇષ્ટદેવ પામે યાચે છે.

દુનિયામાં તપાસો ભક્તોને અને ભક્તોના ઇષ્ટદેવને વળી તપાસો ગુરુને, અવતારોને, પયગબરોને, શિષ્યોને અને અનુયાયીઓને. તમને કાઇ ભિન્નતા લાગે છે? તપાસો ઉડા ઉતરીને એક પછી એક ઇષ્ટને અને તેના ઉપાસકને જુઓ. બુદ્ધ અને બૌદ્ધો, જીન અને જૈનો, રામ અને રામાનુરાગીઓ, કૃષ્ણ અને કૃષ્ણાનુરાગીઓ, શકર અને શકરાન દીઓ તેમજ બ્રહ્મ અને બ્રહ્માન દીઓ પરસ્પર વિલક્ષણતા દેખાય છે? એવી રીતે ક્રાઈસ્ટ અને ક્રિશ્ચિયનો, મહમદ અને મુસલમાનો. છે એમા વિલક્ષણતા? ઉપાસકોનો મોટો ભાગ પ્રેમથી નિષ્કામનાથી ભાવથી નમન–વદન–ચિતન અને સ્મરણ કરતો નથી પણ દ્વૈતભાવથી ઉપાસક અને ઉપાસ્ય ભાવથી ભજે છે અને પોતાને જેવા થવુ હોય તેવુ માગે છે. આ માગણી બેઉની વચમા પડદો બને છે. આ પડદો સમાન થવામા અતરાય થાય છે. જ્યા વિકૃતિ ત્યાં ભિન્નતા અને વિલક્ષણતા હોય છે. જુઓ એક કોડીયામા દીવો કરી તેને દિવાલથી સ્હેજ દૂર રાખી વચ્ચે એક કાગળ ધરો. એ કાગળની મધ્યમા એક ઝીણુ છીદ્ર પાડજો. પછી દિવાલ ઉપર દીવાની જ્યોતની પ્રતિકૃતિ જુઓ. જ્યોતની અણી ઉપરને બદલે નીચી એટલે ઉધી દેખાશે. આજ પ્રમાણે ઉપાસક અને ઉપાસ્યની વચ્ચે ભાવનાનો પડદો રહેવાથી ઉપાસકની સ્થિતિ પણ ઉધી યાને નીચી યાને અધોગામી દેખાશે. નરસિંહ મહેતાએ આવીજ મતલબનુ ગાયુ છે કે–

'जीव' ने 'शिव' तो आप इच्छाए थया
रची प्रपच चौद लोक कीधा,

'भणे नरसैंयो ए : ते ज तुं, ते ज तुं'
एने समर्यायी कँइ संत सीध्या.

આ કારણથી ગીતા ઉપદેશ આપે છે–મારો ઇષ્ટદેવ 'હું છું' એમ સમજીને ઇષ્ટદેવને નિરાકાર માનીને ઉપાસના કરવી. સગુણબ્રહ્મનો ઉપાસક એટલે સેવક. કોઇ દિવસ પોતાના સ્વામી જેવો હોઇ શકે ખરો કે? અરે, અત્યારના પંથોના આચાર્યો અને પંથસ્થાપકો અને એમના અનુયાયીઓને જુઓ. અનુયાયીઓ તેમને નમન–વંદન–પૂજનાદિ કરીને આશીર્વાદ મેળવવા યત્ન કરે છે; તેમના જેવા થવા માટે નહિ; પછી તેઓ કેવીરીતે તેવા થાય?

(૧૩.) અક્રોધ એટલે ક્રોધ ન કરવો તે. કોઇએ આપણા ઉપર અપકાર યા અપરાધ યા ગુન્હો પણ કર્યો હોય છતાં તેને ગાળ ન દેવી, કઠોર વચનો ન કહેવાં, આંખો લાલ નહિ કરવી, ચ્હેરો બગાડી નહિ નાંખવો કે ધક્કો, પાટુ, મુક્કી, લાત કે લપડાક ન મારવી કે તેના પ્રત્યે વેર કે ડંખ રાખી તક મળે ત્યારે પણ બદલો ન લેવો તે. 'પૂર્વે મેં એને કાંઇક કર્યું હશે જેથી એણે આમ કર્યું; કારણ વિના કાર્ય કેમ બને? મારી ભૂલ થઇ હશેજ. દોઢ-વાંક વિના તકરાર થાયજ કેમ?'–આવા વિચારો કરી અપકારીના અપકાર, અપરાધીના અપરાધ અને ગુન્હેગારના ગુન્હા વિસારે પાડવા તે અક્રોધ.

અગાઉ હું કહી ચૂક્યો છું કે દૈવીસંપત્તિનું મૂળ શિક્ષા, ઉપાસના અને તપ છે; અને તપ કહેવાય છે પ્રતિકૂળતામાં પણ શિક્ષા પ્રમાણે આચરણ રાખવાની ક્રિયાથી.

દૃષ્ટાંત:–એક વખત પાંડવો અને કૌરવો જ્યારે ગુરુ દ્રોણ પાસે ભણતા હતા ત્યારે પરિક્ષકે યુધિષ્ઠિરને હંટર વડે બહુ માર માર્યો. યુધિષ્ઠિર પરિક્ષક કરતાં મજબૂત હતો. જો એણે ઇચ્છ્યું હોત તો પરિક્ષકના હાથને પકડી રાખ્યો હોત અગર સામો થઇને તેને મારી શક્યો હોત. છતાંયે માર સહન કરી લઇ ક્રોધ ન કર્યો. ગુરુ દ્રોણે શિક્ષણ આપ્યું હતું કે કોઇપણ સંજોગમાં ક્રોધ ન કરવો. પરિક્ષકે દ્રોણને કહ્યું કે, "યુધિષ્ઠિર ગાદીવારસ છે, ભવિષ્યનો રાજા છે, છતાં બહુ ભૂલો કરે છે; કશું શીખ્યોજ નથી." દ્રોણે જવાબ આપ્યો, "મહાશય! મારૂં પ્રથમ શિક્ષણ એ હતું કે એણે ક્રોધ ન કરવો.

એ તમારી પરિક્ષામા પાસ થયો છે એને તમે આટલો બધો માર માર્યા છતા તમારી સામે કાંઈ ક્રોધ ન્યો?" પરિક્ષક શરમાઈ ગયો

તમે સમજી શક્યા? યુધિષ્ટિરે દ્રોણની શિક્ષાથી અક્રોધ નામની દૈવી સંપત્તિ આમ મેળવી. યુધિષ્ઠિર ગુરુની શિક્ષાનુ ચિંતન કરી તેમ આચરવા અને ગુરુના જેવા થવાનુ અનુકરણ કરવા આચરતો હતો, 'ગુરુજી આશિષ આપો મને તમારા જેવા થવાને" આમ તેને યાચના કરી ન હતી આચરી બતાવ્યુ હતુ

દૃષ્ટાંત (૨):–પૂર્વે વિષ્ણુકાંચી નામની નગરીમા દામોદરદાસ નામનો એક પરમ ભક્ત બ્રાહ્મણ રહેતો હતો પ્રભુ ભજન સિવાય એ બીજુ કામ કરતો નહિ અને પ્રભુ ચિંતન વિના બીજુ કશુયે એની બુદ્ધિમા આવતુ નહિ ફક્ત શરીરયાત્રા નિભાવવા પુરતી ભિક્ષા માગી લાવતો હતો એની સાધ્વી પત્નિ પતિના માર્ગને બરાબર અનુસરનારી હોઈ પૂર્ણ સંતોષી હતી ભિક્ષા ન મળે ત્યારે ભૂખ્યા રહેવામાયે એકે જણને ક્લેશ થતો ન હતો 'આપણે આટલી આટલી ભક્તિ કર્યા છતાંયે પ્રભુ ભૂખ્યા રાખે છે'–એવો કુવિચાર કદીયે તેમને આવતો નહિ બલ્કે પ્રભુભજનમા વધુ ને વધુ મસ્ત રહેતા હતા

પોતે ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણ હોઈ તેમજ ભિક્ષાયાચનથી નિર્વાહ કરતા હોવા છતા પોતાનો ગૃહસ્થધર્મ યથાર્થ પાળી રહ્યા હતા ગૃહસ્થીએ કરવાના પંચમહાયજ્ઞો અને તેમાયે અતિથિયજ્ઞ બહુ પ્રેમથી આચરતા હતા પોતાને યત્ન કરવા છતાં ભિક્ષા ન મળી હોય તો ભલે તેઓ ભૂખ્યા રહે, પણ અતિથિના આવ્યા પછી પાછી ભિક્ષા લેવા જાય અને જે મળે તેનાથી અતિથિ સત્કાર કરતા 'હમારી પાસે કાંઈ નથી અરે આજે હમે પણ ભૂખ્યા છીયે'–આવુ પણ કોઈને કહે નહિ અતિથિ એટલે ધર્મોપદેશક ધર્મનો જ્ઞાતા અને સનાતન ધર્મશાસ્ત્રો અને ગીતાનો જ્ઞાતા ' દરેક ગૃહસ્થે એનો યથશક્તિ અન્નવસ્ત્ર અને જો સન્યાસી નથી તો દ્રવ્યથી પણ સત્કાર કરવો ઘટે આ અતિથિ તમને ધર્મામૃત પાય છે અંતઃકરણમા જ્ઞાનદીવો પ્રગટાવી અજવાળુ કરાવે છે અને તમને પરમશાંતિનુ આશ્રયસ્થાન અપાવે છે

બીજા દેશો કરતાં હિંદમાં આવા ઉપદેશકો–અતિથિઓનું જીવનધોરણ બહુ ઉચ્ચ પ્રકારનું અને જુદીરીતે ઘડાયલું છે. બીજા દેશોમાં સરકાર આવાઓને પગાર આપી તેમની વાણીસ્વાતંત્ર્યતા ઝૂંટવી લે છે અને તેમના મંતવ્ય પ્રમાણેનો ઉપદેશ કરવાની ફરજ પાડે છે. એજ પ્રમાણે એ લોકોને એમના પેટની ફીકર રહેતી નથી, જ્યારે તે સરકારો પ્રજા પાસેથી કરદ્વારા વસુલ કરેલાં નાણાં તેમને પગાર કરે છે. આપણા પવિત્ર ભારતમાં આ ઉપદેશકો જ્યાં જાય ત્યા અતિથિ તરીકે પૂજાય છે, પોષાય છે તેમજ માન લેતા બને છે. પ્રજા પોતાનું ઋણ પોતાની મેળેજ વાળી ગૃહસ્થાશ્રમની સાર્થકતા પુરી કરે છે, જ્યારે ઉપદેશકો પોતે વાણી, વિચાર અને દેહની સ્વાતંત્ર્યતા વડે જનસમુહનું કલ્યાણ કરે છે અસ્તુ

હવે ભક્ત દામોદરદાસ તથા એમના સાધ્વી પત્નિના જીવનમાં તેમનાં કર્મોના ફળનો પરિપાક થતા, ભગવાને તેમની કસોટી કરવાનો વિચાર કર્યો. જેમ સાપણ ભૂખી થાય ત્યારે ક્રોધ કરે અને કુતરી ભૂખી થતાં, ક્રોધમાંને ક્રોધમા પોતાના બચ્ચાને ખાઇ જાય, તેમ શું મનુષ્યને અતિથિસત્કાર કરતાં કષ્ટની હદ ઓળંગાય તો શું તે અતિથિનો ઉપરે તિરસ્કારેય ન કરે? ગાળો ન સંભળાવે? ભગવાનને અન્યાયી ન કહે?

ચીંથરેલ દશા, હાથમા પાતળી વાંકીચુકી લાકડી, દુર્બળ થરથરતી કાયા અને આંખ તેમજ ડાચા જેના બેસી ગયા છે એવો એક જઇફ બ્રાહ્મણ, 'નારાયણ! નારાયણ!' કહેતો દામોદરદાસના ઘરના બારણે આવી કાકલુદી ભર્યા અવાજે કહેવા લાગ્યો, "હું બહુ દુરથી આવ્યો છું, આજે ત્રણ દિવસના ફાકા પડ્યા છે, બહુ થાકી ગયો ગયો છુ, હવે ચાલવાનીયે શક્તિ નથી. ભાઇ! આજનો દિવસ ભોજન તથા આશરો આપશો? હુ બહુ નિરાધાર છુ" કરુણા ભર્યો અવાજ અને અતિથિની દશા જોઇ ભક્ત દામોદરદાસ વિહ્વળ બન્યો આજે તેમને પણ ભિક્ષામા કાંઇ મળ્યુ નથી. ઉપવાસ હોવા છતા પૂર્ણપ્રેમથી પતિપત્નિએ સત્કાર કરી તેમને ઘરમા લઇ ઠંડા પાણીથી પગ ધોઇ, લુછી, એક ભાંગ્યાતુટ્યા ખાટલા ઉપર આસન આપી તેમનું પૂજન કરી, તેમને શાન્તિપૂર્વક આરામ લેવાની વિનંતિ કરતા કહ્યું,–"મહારાજ! ધન્ય છે તમને હમારા ઉપર બહુ કૃપા કરી. આપ સુખેથી આરામ કરો

એટલામાં ભોજન તૈયાર થશે ત્યારે તમને ઉઠાડીશું ' અતિથિ બ્રાહ્મણ સુતા તો ખરા પણ ભૂખ્યાને ઉંઘ કેમ આવે ?

બીજીબાજુ દામોદરદાસ પતિ સાથે મસનત કરી ફરી ભિક્ષા લેવા ગામમાં બધે ફર્યો પણ કાંઇ પ્રાપ્તિ ન થતાં નિરાશાહને ઘેર આવ્યો. પતિએ નિરાશ ન થતા પતિને પ્રોત્સાહન આપતા કહ્યુ, ' નાથ! નિરાશ ન થશે મને એક યુક્તિ મળી આવી છે આપણે એક ટંકનુ ભોજન પ્રાપ્ત કરી શકીશું. કૃપા કરી પડોશના દરજી પાસેથી કાતર થોડા વખત માટે માગી લાવો ' દામોદરદાસે કાતર મંગાવવાનુ કારણેય ન પૂછતા, અતિથિને ભોજન આપી શકાશે એના આનંદમાં દોડી દરજીને ત્યાંથી કાતર લાવી પતિ આગળ રજુ કરી દીધી બ્રાહ્મણીને બહુ હર્ષ થયો. પોતાના માથા ઉપરથી એ બેડો છોડી વાળ છુટા કરી પતિને કહેવા લાગી ' સ્વામીનાથ! કૃપા કરી આ કાતરવડે મારા માથાના મધ્યભાગના વાળને કાપી આપો નાશવંત શરીરના નાશવંત વાળો આના કરતા બીજા કયા સત્કર્મમાં વપરાશે?' દામોદરદાસે હૈયુ કઠણ રાખી સૂચીત અમલ કર્યો અને તુરતજ પ્રસન્નવદના બ્રાહ્મણીએ તે કપાયેલા વાળમાંથી સુંદર દોરીઓ ગુંથી તૈયાર કરી અને પતિના હાથમાં મુકી ' નાથ! આટલી દોરી બજારમાં વેચી તેના ઉત્પન્નમાંથી ભોજનની સામગ્રીઓ લેતા આવો, એટલામાં હું અહિ ચુલાની વ્યવસ્થા કરૂ છુ

ભક્ત દામોદરદાસ દોરી વેચી તેના ઉત્પન્નમાંથી દાળચોખા લોટ ઇ ત્યાદિ લઇ ઘેર આવ્યો અને બ્રાહ્મણીએ રસોઇ કરી અતિથિ બ્રાહ્મણને ભોજન લેવા પધારવા કહ્યુ દામોદરદાસ સામે બેસીને મીઠીમીઠી વાતો કરતા હતા અને તેમના પતિ પૂર્ણ પ્રેમથી પીરસતા હતા અને સાથેસાથે વીંઝણાથી ઠંડો પવન નાખી અતિથિને વધુ ઠંડક કરાવતા હતા. શાન્તિ અને પ્રેમથી વાતાવરણમાં વિપ્રઅતિથિને કેટલુ જમ્યો તેનુ ભાન ન રહ્યુ તેમના ભોજનાન્તે બધુંજ ખવાસ થઇ ગયેલુ હતુ છતાયે તેમના સંતોષમાં સંતોષ માની બેઉ પતિ પતિ તેમની સેવા કરવા લાગ્યા બેઉ જણાએ પગચંપી કરી અને વીંઝણાથી પવન નાખી વૃદ્ધઅતિથિને નિંદ્રા આવી ત્યાંસુધી સેવા કરી, પછી પોતે સુતા

બીજે દિવસે સ્નાન થતાંજ અતિથિને આનંદીત જોતા એક વધુ દિવસ રહેવાની બન્ને જણાએ પ્રાર્થના કરી અને અતિથિએ પણ સ્વિકાર કર્યો

ભક્તજનોની કસોટી હતી એટલે બીજે દિવસે પણ દામોદરદાસને ભિક્ષા ન મળી નિરાશ પતિને જોઇ પત્નિએ પાનું પ્રોત્સાહન આપ્યું, પછી કાતર મંગાવી માથાના રહેલા બધા વાળ કપાવી તેની દોરીઓ વણી પતિના હાથમાં મૂકી, ગયાલાલ પ્રમાણેજ બધું કરવાનું કહ્યું.

અંર્તયામી ભગવાન બધુંજ જાણતા હતા ભોજન તૈયાર થતા અતિથિને આસન પર બેસાડી ભોજન કરાવ્યુ અને આ વખત કસોટી પુરી કરી કાંઇ વધવા ન દીધુ. પોતે ખાટલા ઉપર સુતા જાય છે ત્યાંતો પતિપત્નિ પાછળજ સેવા કરવા ચાલ્યા આવ્યા છે. બબ્બે દિવસના ઉપવાસની તેમના મુખ ઉપર જરાયે અસર નથી. પ્રસન્ન મુખે તેઓ પગચંપી અને પંખો નાખ્યા કરે છે અને અતિથિદેવ નિદ્રાધીન થતાજ અશક્ત પતિપત્નિ પણ ત્યાંજ સેવા કરતા કરતા નિદ્રાવશ થાય છે.

મધ્યરાત્રિનો વખત હતો. અતિથિસ્વરૂપ શ્રીભગવાને બેઉ ભક્તોને ઘસઘસાટ ઉંઘતા જોઇ તેમને મનમાં ને મનમાં ધન્યવાદ આપ્યો જરાપણ નારાજગી બતાવ્યા વિના, ક્રોધ કર્યા વિના, તિરસ્કાર કે સંકોચ બતાવ્યા વિના, અતિથિધર્મને પાવન કરનાર આ દંપતિ પ્રત્યે પોતે પોતાનો વરદહસ્ત લંબાવી આશિર્વાદોની વર્ષા વર્ષાવી તેઓ બ્રાહ્મણી પ્રત્યે બોલ્યા, "હે માતા! ધન્ય છે તને તારા વાળ હતા તેવા ઉગી આવો ભૂખથી કૃશ થયેલું તારૂં શરીર તરૂણ થાઓ" પછી દામોદરદાસના પ્રત્યે બોલ્યા "હે પુત્ર! તારૂં શરીર ભૂખમરાથી નિસ્તેજ તથા કૃશ થયેલું છે તે તરૂણ થાઓ અને તારો ગૃહસ્થાશ્રમ સુખી થવા સર્વપ્રકારના વૈભવ તથા સાધનોથી સંપૂર્ણ થાઓ આ તમારી વાડીના ફળફુલઝાડો નવપલ્લવીત થાઓ અને પ્રયાણકાળ સુધી મારૂં સ્મરણ કરતા રહો તમે પાછા દરિદ્ર ન થાઓ" આમ આશિર્વાદોથી નવાજી તેમને ઉંઘતાજ મુકી પોતે અંતર્ધાન થયા.

બીજે દિવસે બ્રાહ્મમુહુર્તમાં બ્રાહ્મણ પત્નિ એ પ્રથમ ઉઠતાજ પ્રભુના વરદાનોનો સૌથી અનુભવ કરવા લાગ્યો પ્રથમતો પોતાની નજદીકમાં સુતેલા પોતાના પતિનું ચંદ્ર સમાન ચેમકતું મુખ તેનું યૌવનભરપુર અંગ અને તપ્તકાંચન સમાન કાયાના દર્શન કર્યા વળી પોતાના ઝુંપડાને એક વૈભવસામગ્રીથી ભરપુર મહેલમા ફેરવાયેલો જોયો આશ્ચર્યમા બેબાકળી બનેલી

વનિતાએ અતિથિની પથારી ખાલી જોઈ અને તેથી તેણીને વધુ આશ્ચર્ય થયું. પતિને ઢંઢોળીને ઉઠાડયા. પતિએ પત્નિને નવયૌવના અને તેના માથાપર સુંદર વાળોના અંબોડાને જોયો. ઉંઘમાંથી તુરતનો ઉઠેલો બ્રાહ્મણ 'આ શું હશે?' નો વિચાર કરતો આંખો ચોળવા લાગ્યો. એને દહેશત લાગી કે કદાચ સ્વપ્નું ન હોય. આખરે બેઉ જણાં ઘરની બ્હાર જોવા નીકળ્યાં તો પોતાનો આંબોચે વાડો નવપલ્લવીત અને સુંદર રંગબેરંગી પુષ્પો અને ફળોથી ભરેલો જોયો. મહાન કુતૂહળથી આશ્ચર્યમુગ્ધ થયેલાં તેઓએ નિશ્ચય કર્યો કે–'જરૂર! અતિથિસ્વરૂપે પરમાત્માજ આવ્યાં હોવાં જોઇએ, નહિતો બીજો કોઇથી આવું થઇ શકેજ નહિ.' વળી વધુ વિચાર ન કરતાં બેઉ જણાને ભક્તહૃદયો હોઇ અત્યંત દીલગીરી થઇ કે–'અરેરે! પ્રભુએ આ શું કર્યું? નિજસ્વરૂપનાં દર્શન આપ્યાં નહિ અને આવું નાશવંત સુખ આપી મોહમાં નાંખ્યાં?' છેવટે નિર્ણય કરી આર્તસ્વરે ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યાં કે 'હે પ્રભો! હે દીનબંધો! હે દીનાનાથ! આપનાં દર્શન નહિ થાય ત્યાંસુધી, આ સુખવૈભવતો હમે ભોગવીશુંજ નહિ, પણ હવે તો હમે અન્નપાણી પણ લઇશું નહિ.'

આવાં દૃઢ નિશ્ચયથી બેઉ પતિ પત્નિને આઠ આઠ દિવસના ઉપવાસ થયા અને અંતે શ્રીપ્રભુને આવ્યા સિવાય ચાલ્યું નહિ. ઘરમાં અચાનક આંખ અંજાય તેવો પ્રકાશ પડયો. બારણાં તો બંધ હતાંજ એટલામાં એ પ્રકાશની મધ્યમાં શંખ–ચક્ર–ગદા–પદ્મધારી શ્રી ઘનશ્યામ મૂર્તિ પ્રગટ થઇ અને અક્રોધી નામક દૈવીસંપત્તિના સંપત્તિવાન દંપતિ પ્રભુચરણોમાં લેટી પડયાં; પોતાનાં નેત્રોદકથી પ્રભુનાં પાવન ચરણો ધોવા લાગ્યાં.

બંને જણા ઉપર પોતાની કૃપાદૃષ્ટિ અને અમૃત સમાન વરદ હસ્ત ફેરવી તેમને બેઠાં કરી શ્રીપ્રભુજીએ કહ્યું, "પ્રિય ભક્તો! તમે બહુ કષ્ટ વેઠયું. હવે તેનો બદલો ભોગવી લ્યો. મારૂં સ્મરણ કરી આ જીવન ટકાવો અને ઉતાવળા ન થતાં પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી, 'હું બ્રહ્મ છું' એવાં થશો ત્યારે તમે મારામાં સમાઇ જશો; તમે મુક્ત થશો."

આ પ્રમાણેનું બાકી જીવન વ્યતીત કરી તે દંપતિ તે પદ પામ્યા કે જ્યાં યોગીઓ જાય છે અને પાછા આવતા નથી. તેમના આત્મા પરમાત્મામાં સમાયા. અસ્તુ.

શેખરેએ તેને આશ્વાસન આપ્યુ અને તેને લઈ બજારમા જઇ એકજ કલાકમાં જોઈતા નાણાં ઉધરાવી આપી તેને જમાડીને વિદાય કર્યો

(૧૪) ત્યાગ એટલે નિત્ય કરવામા આવતા કર્મો-શૈવ યા વૈષ્ણવી સપ્રદાયને અનુસરાતા-ના ફળનો ઇશ્વરાર્પણ બુદ્ધિ વડે ત્યાગ કરવો તે. આ કર્મોમા સ્નાન, સધ્યા, વૈશ્વદેવ, પચમહાયજ્ઞો, જપ-તપ-વ્રત-યોગ, ઇષ્ટાપૂર્ત, પૂણ્યદાન વિગેરેનો સમાવેશ થાય છે ભગવન્નામસ્મરણ-કિર્તન-કથાશ્રવણ-પ્રભુચરણસેવા-આત્મનિવેદન-પૂજન-દર્શન-સખ્ય તથા ધ્યાન-સમાધિ-મૂર્તિ-પૂજા, ધૂપ-દીપ વિગેરે વિગેરેનો સમાવેશ થાય છે બ્રાહ્મણોનુ શાસ્ત્ર રચવાનું કર્મ પણ જનતા માટે કલ્યાણકારક હોઇને ફળની ઇચ્છા વિનાનું હોઇ નિત્ય-કર્મ કહેવાય છે પરન્તુ આજીવિકાનુ સાધન કોઇની પાસેથી નહિ મેળવીને પણ પ્રજા માટે કરવામા આવે તે ઉત્તમ કોટીનો ત્યાગ સમજવો ઘટે

કન્યાદાન કરવું હતુ નાહ અપ્રાપ્ય હતું શેખરેના ગામની દાનશૂર તરીકેની અતિશા સારી હતી અને તેથી આ બ્રાહ્મણ કોઇનો પ્રેરાયો આવ્યો હતો પણ તેના આગમન પહેલાજ ગામ લોકોએ કોઇ બીજા શાળામા એક મોટુ ફ ડ કરી મદદ કરેલી એટલે આ બ્રાહ્મણને નિરાશા થઇ માડી પૂર્ણ હતોત્સાહ થતા પ્રભુને પ્રાર્થના કરતો કરતો ગામના બજારમા ફરતો હતો, એટલામા તેની નજર પેતા વાણીવાની જાહેરાત ઉપર ગઇ પોતાને હજાર રૂપીઆ મળે તો પોતાનુ બધુ કામ થઈ જાય એવું હતુ મનમાનેમનમા શેખરેને ક્રોધી કરવાનુ બીડું ઝડપ્યુ

બીજે દિવસે, તે શેખરેને ત્યા ગયો યજમાને અતિથિનુ પાદ્ય, અર્ધ, આમનાદિથી પૂજન કરી પોતાને ત્યા ભોજન લેવા વિનતી કરી, જે બ્રાહ્મણે કબુલ રાખી, મનમા તો ક્રોધ ઉપજાવવાની તકરૂપી અગ્નિ પ્રજ્વળતો હતો પણ કાઇ યુક્તિ જડતી ન હતી એટનામા ઘરમાંથી શેખરેની પત્નિએ પાટલા માડ્યાંનુ અને થાળીઓ પીરસવાનુ કહ્યું બેઉ જણા જમવા બેઠા. યજમાનપત્નિ બહુ પ્રેમથી પીરસતી હતી અને તેમ કરતા કર્મરેથી વાંકું વળવુ પડતુ હતુ, જે તકે અતિથિ બ્રાહ્મણના મગજનો કીડો સળવળી ઉઠયો તરતજ ઉભો થઇ એ સ હાથ સાથેજ શેખરેની પત્નિ જે વાકી વળી હતી, તેના ઉપર ઘોડેસ્વા રની માફક બેસી ગયો તેજ સ્થિતિમા પત્નિએ પતિ સામુ જોયુ શેખરે બોલ્યા, "રમા! ગીસ કરીશ નહિ. અતિથિ દેવને બાલ્ય ભાવ પ્રાપ્ત થયો છે. પુત્ર માતા સાથે આવા લાડ ન લડે કે?" પત્નિએ જવાબ દીધો, "નાથ! મને કાંઇ આપદા નથી, ઉલટે હુ બહુ ખુશ થઈ છુ"

આ વાતચીત સાભળી બ્રાહ્મણ ઉઠી પોતાના આસન ઉપર બેસી ગયો પતિપત્નિ તો જાણે કઈ જાણતાજ નહોય તેમ વર્તવા લાગ્યાં પણ બ્રાહ્મણ નાસીપાસ થયેલો એટને એનાથી ભોજન વધુ લઇ શકાયુ નહિ પોતે પોતાની મકસદમા હાર્યો હતો એટને નજર સન્મુખ આવેલા હજાર રૂપીઆ દૂર ને દૂર ઠેલાતા સમજાયા, તેણે વ્હેલા વ્હેના હાથ ધાઇ નાખ્યા અને શેખરે સાથે ગાદી ઉપર મુખવાસ લેવા બેઠો પણ શેખરેએ તેની આખમા આસુ જોયા બ્રાહ્મણ પશ્ચાતાપ કરી રહ્યો હતો શેખરે પુછવા લાગ્યો, હે પુત્ર! આ શુ? કેમ આખ ભીની થઈ રહી છે? શુ કાઇ ખોટુ લાગ્યુ? જો કાઇ હમારી ભૂલ થઇ હોય તો ક્ષમા કરો" બ્રાહ્મણે છેવટે બધી બીના કહી દીધી પોતાનો કૃત્યનું કારણ કહી, તે પતિપત્નિની ક્ષમા માગતા મુક્તકંઠે રડી પડ્યો

કોપરેએ તેને આશ્વાસન આપ્યુ અને તેને લઈ બજારમા જઈ એકજ કલાકમા જોઈતા નાણા ઉધરાવી આપી તેને જમાડીને વિદાય કર્યો

(૧૪) ત્યાગ એટલે નિત્ય કરવામા આવતા કર્મો-શૈવ વા વૈષ્ણવી સપ્રદાયને અનુસરાતા-ના ફળનો ઇશ્વરાર્પણ બુદ્ધિવડે ત્યાગ કરવો તે. આ કર્મોમા સ્નાન, સધ્યા, વૈશ્વદેવ, પચમહાયજ્ઞો, જપ-તપ-વ્રત-યોગ, ઇષ્ટાપૂર્ત, પૂણ્યદાન વિગેરેનો સમાવેશ થાય છે ભગવન્નામસ્મરણ-કિર્તન-કથાશ્રવણ-પ્રભુચરણસેવા-આત્મનિવેદન-પૂજન-દર્શન-સખ્ય તથા ધ્યાન-સમાધિ-મૂર્તિપૂજા, ધૂપ-દીપ વિગેરે વિગેરેનો સમાવેશ થાય છે બ્રાહ્મણોનુ શાસ્ત્ર રચવાનું કર્મ પણ જનતા માટે કલ્યાણકારક હોઇને ફળની ઇચ્છા વિનાનું હોઇ નિત્ય-કર્મ કહેવાય છે પરન્તુ આજીવિકાનુ સાધન કોઇની પાસેથી નહિ મેળવીને પણ ફક્ત માટે કરવામા આવે તે ઉત્તમ કોટીનો ત્યાગ સમજવો ઘટે

દૃષ્ટાંતઃ-વૈશેષીક શાસ્ત્રના કર્તા ૠષિ કણાદ જગલમા એકાતમા રહેતા હતા અને ગ્રથ રચના કરતા હતા ગ્રથરચના એકાત સ્થાન, નિયતન્મયતા અને ચિત્તની એકાગ્રતા માગે છે ૠષિજી પોતાનો નિર્વાહ, ખેડુતોના પોતાના ખેતરોમાથી અનાજ લઇ ગયા પછી જમીન પર જે અનાજના કણ પડી રહેતા હતા તે વીણીને ભેગા કરી, તેના ઉપર ચલાવતા હતા તેમનુ નામ આ કૃત્યથી કણાદ પડ્યુ હતું પોતે નિસ્પૃહ હતા.

એક વખત તે પ્રદેશના રાજાને કોઇએ જઇને કહ્યુ કે 'તમારા રાજ્યમા એક વિદ્વાન બ્રાહ્મણ દારિદ્ર્યનુ કષ્ટ ભોગવે છે અને તમારે એ બ્રાહ્મણની સભાળ લેવી જોઇએ' રાજાએ સલાહ માન્ય રાખી પોતાના અનુચર સાથે એક થાળ ભરી સુવર્ણમહોરો કણાદને ત્યા મોકલી કણાદે તે ન સ્વિકારી રાજા સમજ્યો કે 'અનુચર મારફત મોકલી તેથી નહિ લીધી હોય,' તેથી તેણે મત્રીને તે થાળ લઇ મોકલ્યો ગ્રથરચનાના કાર્યમા પૂર્ણ નિમગ્ન એવા કણાદે મત્રી સામુયે ન જોયુ મત્રી પાછો ગયો 'કદાચ દ્રવ્ય ઓછુ પડતુ હશે' એમ માની રાજાએ બે થાળ ભરી મત્રી સાથે મોકલ્યા પણ કણાદે તે ન લીધા

છેવટે ત્રણ થાળ સુવર્ણમ્હોરો તથા અન્ય દ્રવ્યાદિસ પાત્રએ અનુચરોને માથે ચડાવી, રાજા જાતે પાલખીમાં બેસી કણાદને આશ્રમે ગયો કણાદ તો

એના તન્મય થઈ નીચુ જોઈ લખતા હતા કે કોણ આવ્યું છે તેની પણ ખબર તેમને ન પડી રાજા શાંત ચીત્તે બેઉ હાથ જોડી થોડીવાર ઉભો રહ્યો કણાદની નજર ગ્રંથ સિવાય બીજે ક્યાય ન હતી એટને એ રાજાને શીરીતે જોઇ શકે? રાજા થાક્યો અને થાળ ત્યા મુકી પાછા જવાની તૈયારી કરતો હતો એટલામા કણાદે લેખનકાર્ય બધ કરી ઉચુ જોયુ રાજાને જોયા અને સાષ્ટાંગ દડવત્ પ્રણામ કરતા આશિર્વાદ આપ્યા રાજાએ ત્યારપછી કહ્યુ, "હે વિપ્ર! મારા રાજ્યમા રહી આપ ગરીબાઇનુ દુ ખ ભોગવી રહ્યા છો એ ઠીક નહિ મે સાભળ્યુ એટને મને અપાર કષ્ટ થયુ છે અને તેથી આ દ્રવ્ય હુ આપને માટે લાવ્યો છુ તો કૃપા કરી સ્વિકારો અને બીજી કાઇ સેવા કરવાની હોય તો મને કહો કણાદ બોલ્યા ' રાજન્! મને કશુ જોઇતુ નથી ' અભિમાન અને ગર્વથી ઠપકાના રૂપમા રાજાએ કણાદના નકારનો જવાબ આપ્યો કે ' મહારાજ ! આપની બધી ગરીબાઇનુ દુ ખ ભોગવી રહ્યા છો અને તે દૂર કરવા હુ આપની પાસે આ દ્રવ્ય લાવ્યો છુ, છતા તમે ના શા માટે પાડો છો? હા, જો દ્રવ્ય ઓછું લાગતુ હોય તો મને કહો. હુ રાજા છુ આપ માગશો તેટલું આપીશ પણ મારા રાજ્યમા કોઇપણ બ્રાહ્મણ ગરીબાઇ ભોગવે તે જોવા હુ રાજી નથી " કણાદે પછો તેજ જવાબ વળ્યો "રાજન્! મને કશુ જોઇતુ નથી ' બ્રાહ્મણનો અ ગ નિશ્ચય અને નિશ્ચયાત્મક નકારથી નારાજ થઇ અપમાન થયું ' એમ સમજતો તે રાજા ભેટસામગ્રી પાછી લઈ પોતાના રાજગઢમાં ચાલ્યો ગયો

રાત્રે પલગમા સુતો તો ખરો પણ ઉઘ ન આવવાથી અસ્વસ્થચિત્ત પડખા ફેરવ્યા કરતો હતો તેની આ હાલત જોઇ રાણીએ કારણ પૂછતા રાજાએ કણાદ સાથે બનેલી બધી સવિસ્તાર વાત કહી અને પરિણામમા ' એ અભિમાની ગરીબ બ્રાહ્મણે મારી ભેટનો અસ્વિકાર કરી મારૂ અપમાન કર્યું ગરીબાઇ છતા આટનો તોર? –કહી અપમાનની આગથી ઉઘ નહિ આવવાનુ કારણ કહ્યુ

રાણીએ બધુ વૃત્તાંત સાભળી લીધુ વિચાર કરી તેણી રાજાને કહેવા લાગી રાજન્! સ્વામીનાથ! આપ નહક હેરાન થાઓ છો આપે વિચાર નથી કર્યો જે બ્રાહ્મણ ત્રણ ત્રણ થાળ ભરેલી સુવર્ણમ્હોરોને લાત મારે એ

બ્રાહ્મણની મિલ્કત તમે નથી સમજી શક્યા એની પાસે કાંઇક એવુ છે, જે તમારી પાસે નથી અને વધુ વિચાર કરશો તો માલમ પડશે કે ખરેખર એ બ્રાહ્મણ પાસે સર્વકાંઈ છે, જે તમારી પાસે નથીજ અને ખરેખરા ગરીબ તો તમેજ છો બ્રાહ્મણ ગરીબ નથી મારૂ કહેવુ આપને ઠીક નહિ લાગતુ હોય, છતા મારી વિનતી છે કે આપ કાલે સવારે એમની પાસે જઇ સાષ્ટાંગ દંડવત્ કરી, શિષ્ય થવા કહો અને પછી એમની પાસે શુ છે તે તમને મળી આવશે '

કુતૂહલ અને જીજ્ઞાસાથી ઘેરાયલો રાજા સવાર પડતા ઘોડેસ્વાર થઇ કણાદના આશ્રમે ગયો અને ત્યા બહુજ વિવેક નમ્રતા દાખવી સાષ્ટાંગ દંડવત્ કરી શિષ્યદિક્ષાની યાચના કરી કણાદે સ્મિતપૂર્વક પૂછ્યુ, "રાજન્! યાચના કરે તે ગરીબ હવે કહો આપણા બેમા કોણ ગરીબ, તમે કે હુ?" રાજાએ પોતાની ગરીબાઇનો સ્વિકાર કર્યો

દૃષ્ટાંત (૨)–પાતંજલ અને વ્યાકરણ પર ભાષ્ય લખનાર ઋષિ કૈયટનો નિર્વાહ તેમના પત્નિ જંગલમાથી સુકા લાકડા વીણી લાવી તેનો ભારો શહેરમા વેચી તેની આવકમાથી થતો તેમનો આશ્રમ બે રાજ્યોની હદની પાસે એક રાજાની જમીનમા હતો એકાએક તે રાજા કૈયટના આશ્રમ પર આવી ચઢ્યો અને બોલ્યો ' હે વિપ્ર! આપ મારા રાજ્યમા રહી આવી ગરીબાઇ ભોગવો છો તે જોઇ મને બહુ દુઃખ થાય છે તો હુ આપને માટે કાંઇ કરી શકુ તેમ હોયતો મને આજ્ઞા આપો ઋષિ કૈયટ આ વખતે કોઇ બહુ ઉંડા વિચારમા હતા રાજાનુ–'મારા રાજ્યમા'–સંભળાયુ પણ બધુ ધ્યાનબહાર રહ્યુ રાજાને કાંઇપણ જવાબ ન દેતાં પોતાની પત્નિને કહેવા લાગ્યા "દેવી! આ રાજાના રાજ્યમા આપણે રહીયે છીયે તેથી તેમને બહુ દુઃખ થાય છે, માટે ચાલો આપણે બીજે ક્યાંઇક જઇએ '

પતિપત્નિએ પોતાનો બહુ જુજ સામાન–ચટાઇ, પુસ્તકો, ખડીયો કલમ જળપાત્ર–ઉપાડી ત્યાથી ચાલવા માંડ્યુ રાજા જોઇજ રહ્યો કૈયટે હદ વટાવી બીજા રાજ્યની હદમાં મુકામ કર્યો—અસ્તુ

પ્રભુપ્રેમીઓ! હનુમાન પણ એવાજ ત્યાગી હતા સીતાએ માળા પહેરાવી તેના મોતીમા રામ છે કે નહિ તે જોવા એકેએક મોતી દાતથી તોડી જોયુ અને

રામ વિનાની માળા નકામી ગણી. આવો ત્યાગ પ્રભુપ્રેમ; ભોગવિલાસની તૃપ્તિ, વૈરાગ્ય અને વિદ્વત્તા વિના મનુષ્યમાં ન આવે. હનુમાન વિદ્વાન, યોગી, પ્રભુ-પ્રેમી અને બ્રહ્મચારી હતા.

(૧૫) શાન્તિ એટલે અંતઃકરણની સર્વથી રાગરહિત હાલત, મમતા-રહિત હાલત, અને "મારૂં, મારૂં" એવું જેના મનમાંથી ચાલી ગયું છે, એવા પુણ્યશાળી માનવીના અંતઃકરણની હાલત. વળી સર્વત્ર સર્વને આત્મસ્વરૂપ એટલે પોતાનાં સ્વરૂપે માનવાની અંતઃકરણની હાલત.

આવી હાલતવાળાં માનવીઓ વિદેહી કહેવાય છે. વિદેહી એટલે અંતઃકરણમાં રાગદ્વેષથી ઉપજતા વિકારોની શૂન્યતાવાળું પ્રભુભક્ત માનવી. તેનામાં આવું વિદેહીપણું આવવાનું કારણ દુનિયામાંના ભોગો, આરામો અને આનંદો પ્રત્યેની લાલસારહિતપણું હોય છે. આ લાલસારહિતપણું મોક્ષની તીવ્રભાવનાથી આવે છે અને અભક્તોમાં એ ઉપજે છે મૃત્યુના ભયથી. આવા મૃત્યુના ભયથી ઉપજતા લાલસારહિતપણાથી અંતઃકરણમાં શાંતિ આવતી નથી, કારણકે ત્યાં લાલસારહિતપણાનું સ્થાન લે છે ભય. એ મૃત્યુભય અંતઃકરણને ડોલાયમાન કરે છે. તીવ્ર મોક્ષાર્થીનું ભાવિ અંતઃકરણની લાલસારહિતપણાની હાલતમાં કોઇપણ પ્રવૃત્તિ વિનાનું હોય છે. તેના અંતઃકરણની વૃત્તિઓ ચલાયમાન હોતી નથી તેથી એ શાંતિમાં હોય છે.

દૃષ્ટાંતઃ—એક દિવસ રાજા જનક વિદેહીને એમના મંત્રીએ પૂછ્યું, "રાજન્! શરીર હોવા છતાં લોકો આપને દેહ વિનાના કેમ કહે છે?" રાજાએ ઉત્તર આપ્યો, "મંત્રીજી! આનો ઉત્તર હું તમને કોઇ દિવસ આપીશ."

ઉક્ત વાતચીત થયાને થોડા દિવસ થઇ ગયા પછી રાજાએ એક દિવસે ઓચિંતો પોતાના શહેરમાં ઢંઢેરો પીટાવ્યો કે આવતી કાલે મંત્રીને ફાંસીની સજા આપવામાં આવશે. તદનુસાર જે દિવસે સાંજના ચાર વાગે મંત્રીને ફાંસી આપવાની હતી તે દિવસની સવારે રાજાએ છત્રીસ જાતનાં વ્યંજનો વાળું ભોજન તૈયાર કરાવ્યું અને અંદર મીઠું બીલકુલ નંખાવ્યું નહિ. બરાબર ભોજનના સમયે મંત્રીને ભોજન કરવા બોલાવી ભોજન કરાવ્યું.

ભોજન લીધા પછી રાજાએ મંત્રીને પૂછ્યું, "મંત્રીજી! ભોજન બરાબર હતું ને? અંદર મીઠું બીઠું બરાબર હતાં ને?" મંત્રી બોલ્યા, "મહારાજ! જ્યારે બે કલાક પછી મને ફાંસીજ મળવાની છે, ત્યાં તેની ફીકરમાં ભોજનની મને શી પડી હોય? બે કલાકની આ દુનિયાની મહેમાનગીરી ચાખું કે તમારા ભોજનના સ્વાદ ચાખું? રાજન્! મને તો ખરેખર મારા દેહની શુધબુધ નથી. મારા શોકનો કોઇ પાર નથી. ખરેખર મેં એક યંત્રવત્ ભોજન લીધું છે એટલે મને ભોજનમાં મીઠાના સ્વાદની કાંઇ ગમ પડી નહિ. મહારાજ! હું વિદેહી થતો ચાલ્યો છું."

જનકરાજા હસીને બોલ્યા, "મંત્રીજી! તમને યાદ છે તમારો પ્રશ્ન? વિદેહી લોકો મને કેમ કહે છે તેનો જવાબ આ પ્રસંગથી તમે મેળવી લીધો? જુઓ! તમને તો બે કલાક પછી મોત થવાની જાણ પડવાથી તમે વિદેહી બન્યા, પરન્તુ મને તો મારી જીંદગીનો એક ક્ષણભર પણ ભરોસો નથી, એ કારણથી હું પ્રભુચિંતન કરતો ચોવીસે કલાક વિદેહ રહું છું."

પ્રભુપ્રેમીઓ! તમને માલમ તો હશે કે જનકરાજાને દેવલોકના રાજા ઇન્દ્ર જેવા, બલ્કે તેનાથી પણ વધુ ભોગો પ્રાપ્ત હતા. વિશાળ રાજવૈભવ પ્રાપ્ત હતો તેમજ રાજ્યવ્યવસ્થા પણ સુંદર હતી. તેના રાજ્યમાં સર્વત્ર શાંતિ હતી તેમજ પ્રજા પણ શાંત, આનંદી, સુખી અને તંદુરસ્ત હતી બહારના શત્રુઓ જનકની સીમાડા ઉપર હલ્લો લાવવાને ડરતા રહેતા હતા. એમ રાજ્યભાર અને પ્રજાપાલનનો ભાર હોવા છતાંએ જનકરાજા શાંતિનો અનુભવ કરતો હતો અને તેનું માત્ર એકજ કારણ હતું કે–'એનું અંતઃકરણ કોઇપણ શુભાશુભના વિકાર વિનાનું આત્માનંદી હતું.' એ સંન્યાસી ન હતો, બલ્કે એને સુનયના રાણી તેમજ લક્ષ્મીનિધિ નામનો પુત્ર અને સિદ્ધિ નામની પુત્રવધુ આદિ પરિવાર હતો.

અંતઃકરણની અશાંતિનું કારણ લાલસા કહેવામાં આવી, પરન્તુ 'કુકર્મ કરવાની વૃત્તિ' એમ કહીયે તોયે તે ઠીક છે. કારણકે કોઇ વખતે ઇચ્છાવૃત્તિ વિના પણ કર્મ થઇ જાય છે અને કર્મનું ફળ ભોગવવાનો સમય આવે છે ત્યારે શાંતિનો ભંગ થાય છે. તમે કર્મ ભલે ન કરો પણ કર્મ થાય છે. દાખલા તરીકે—તમે મુસાફરી કરી રહ્યા છો. થાક લાગવાથી તમે એક નાળી-

થેરીના ઝાડ નીચે થડને ટેકવીને બેઠા. તમે ઉઘાડે માથે બેઠા છો. અચાનક નાળીયેરી પરથી નાળીયેર તૂટીને પડયું તમારા માથા પર. તમને અશાંતિ થઈ નાળીયેરના પડવાથી તમને થયેલી વેદનાથી. આ નાળીયેર ઉપરથી કોઈએ પાડયું ન હતું. તમે પોતે તો એ નાળીયેરને તમારા ઉપર પાડેલ નહિ. તમારા અંતઃકરણમાં અશાંતિ થઇ તે ન થતાં શાંતિ શાથી આવે તેનો વિચાર કરો. એનો જવાબ એ છે કે એ શાંતિ આવે વિદેહી પણાથી. અને એ વિદેહીપણું જ્યારે આવે ત્યારે અંતઃકરણમાં રહેલાં મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર આત્મા સાથે જોડાઇ જાય છે અને આ કારણે વ્યથા થતી નથી. અંતઃકરણની વ્યથારહિત હાલત એ શાંતિનું પરમ કારણ છે.

અશાંતિના થોડા દાખલા જુઓ—જ્યારે કોઈ મનુષ્ય કંગાળ હાલતમાં હોય છે, ત્યારે તે મનમાં વિચાર કરે છે કે 'અરેરે! જો મને ખાવાને સૂકો રોટલોયે રોજ મળે તો હું મારું પેટ ભરીને સુખી થાઉં.' હવે જો તેને રોટલો મળ્યો કે તેને થશે કે 'રોજ સૂકો રોટલોજ મારા નસીબમાં? કોઈ દિવસ રોટલીયે નહિ?' પછી જો તેને રોટલી મળવા લાગી કે તેને મિષ્ટાન્ન મેળવવાથી સુખ થશે એમ લાગે. મિષ્ટાન્ન મળવા લાગે એટલે તે વિચાર કરે કે 'એમ તો હાથીને પણ લાડવા ખાવાને મળે છે, તેમાં શો દહાડો વળ્યો? ખાવાને રોટલો મળ્યો પણ કાંઈ ઓટલા પર સુવાથી સુખ થાય? છેવટે કાંઈ નહિ તો એક નાનું સરખું ઝુંપડું યે હોત તો સારું.' ઝુંપડું મળ્યું, એટલે તેને બે માળનું ઘર અને તે મળ્યા પછી હવેલી વગર સુખ નહિ મળે. પછી તેના વિચાર આગળ વધે. 'અરેરે! આ ઘર તો મળ્યું પણ એકલા ઘરને તે શું મધ મુકી ચાટે? કરડવા ધાય છે કરડવા. એ ઘર તે વળી ઘર કહેવાય? 'गृहिणी गृहमुच्यते', કાંઇ ખોટું કહ્યું હશે? ઘરમાં ગૃહિણી–સ્ત્રી–પત્નિ ન હોય તો પછી ઘર શાનું?' ઈશ્વરકૃપાએ તેની એ ઇચ્છા પણ પૂરી પડે, પણ તેનાથી તો તેના સુખનો છેડો ઘણો આઘો લંબાય. 'ભગવાને બધું આપ્યું, પણ હવે આ વેલો વધારવો એકાદ દીકરો આપે તો ઘણું સારું. 'अपुत्रस्य गतिर्नास्ति', પુત્ર વિના કાંઈ સદ્‌ગતિ મળે? અરેરે, જે ઘરમાં પુત્ર નહિ તે ઘરને ઘર કહેવાયજ કેમ? દુનિયામાં અપુત્રવાનના જેવું દુઃખ નહિ.' આમ બળાપો કરતાં પુત્ર થાય એટલે તેને ઘડપણનાં ચિન્હો દેખાવા માંડે એટલે પાછો ફીકરમાં પડાય કે 'હજી તો કીકો નાનો છે અને

હવે મારી તબીયત કથળતી જાય છે એટલે એનું કાંઈ ગોઠવાઈ જાય તો સારૂં' અને ગોઠવાયા પછી 'લગ્ન થઈ જાય, પુત્રને પરણાવવાનો લ્હાવો લેવાય, વહુ ઘેર આવે' ઇત્યાદી સુખમાં સાધન પ્રાપ્ત થાય એટલે 'હજી વહુને સીમંત આવ્યું નથી, છોકરો આવે તો સારૂં' એવી અશાંતિ માણસને ઘોર અસુખમાં ધકેલી દે છે તેનું શરીર ઘરડું થાય છે, પણ તેની આશા, તેની લાલસા, તેની તૃષ્ણા ઘરડી થતીજ નથી એની કાંઈ હદજ નથી દીનબદીન એ વૃદ્ધ થવાને બદલે બળવાન અને જુવાન બનતી જાય છે પરિણામમા માનવી આશા, તૃષ્ણા લાલસામાં ફસાયેલો પોતાની જાતને દુખી માનતો, અશાન્તિનો અનુભવ કરતો 'હાય, હાય! અરેરે!' કરતો ચાલ્યો જાય છે, આખાયે જીવન દરમીઆન તે ઐશ્વરીભાવ આણવાની અને અંતઃકરણમાં દૈવીસંપત્તિ આણવાની માનુષી કર્તવ્યતાને વિસારી મુકે છે કબીર સાહેબે બહુ ઠીક કહ્યું છે કે—

'मन मरे माया मरे मीट मीट जाय शरीर'
'आशा तृष्णा न मीटे कह गये दास कबीर'

વળી એક વિદ્વાને કહ્યું છે કે 'तृष्णाक्षय स्वर्गपद किमस्ति' તૃષ્ણાના ત્યાગમાંજ સુખ છે અને 'ત્યાગમાંજ શાંતિ છે. 'ત્યાગમાં શાંતિ છે' એ સમજવું બહુ મુશ્કેલ છે છતાં સમજાય તો એવી સમજ પણ માનવીને આજીવન શોકમુક્ત રાખે છે આ સમજાય છે સત્સંગથી. કડવા વચનો સાંભળીને તેના ઉપર વિચાર કરવાથી કુસંગથી તે સમજાતુંજ નથી કે ત્યાગ એ શી વસ્તુ છે અને ત્યાગ કહેવો કોને?

દૃષ્ટાંત:—કોઈએક રાજાએ બહુ રૂપીઆ ખર્ચીને એક સુંદર મહેલ બનાવ્યો એ મહેલના મુકાબલે તેને બીજા મકાનો તુચ્છ ભાસવા લાગ્યાં. પોતાનો બંધાવેલો મહેલ બરાબર શોભાવાળો છે કે કેમ કે એમાં કાંઇ ખામી છે કે કેમ તે જાણવા રાજાએ એ મહેલમાંજ એક સભા ભરી અને દરેક સભાસદને એના ગુણઅવગુણનું વર્ણન કરવાનું કહ્યું હાજર રહેલા સર્વે સભાસદો રાજાના નોકરોજ હોઇ દરેકનાં વર્ણનમાંથી એકજ સુર નીકળ્યો કે—'આવો મહેલ તો બ્રહ્માની સૃષ્ટિમાં અત્યારસુધી કોઇએ બનાવ્યો નથી'

આ વાટાઘાટ દરમીઆન કોઇ એક સંત આ સભાગૃહ સુધી આવી પહોંચ્યા અને તેમને જોવાથી રાજાએ પણ તેમને માનપૂર્વક બેસાડી આસન

આપ્યુ. બધાના અભિપ્રાય પુરા થયા પછી રાજાએ આ મહાત્માને પણ અભિપ્રાય આપવા કહ્યું. જવાબમા તેમણે કહ્યું, "રાજન્! આ મહેલમા બે ખામીઓ છે, જે તમને પોતાને જણાતી નથી તો આ તમારા નોકરોને તો કેમ જણાય? તમને રાજા હોવાનુ અભિમાન છે અને આ નોકરોને રાજ્યના કર્મચારીઓ હોવાનુ અભિમાન છે એક ખામી તમે નથી જાણતા તે એ છે કે-એક દિવસ આ મહેલ જમીનદોસ્ત થઈજ જવાનો છે, અને બીજી ખામી એ છે કે-જમીનદોસ્ત થયા પછી આ જગ્યાપર મડદા બળશે સ્મશાન થશે અને મહેલમા રહેનારો મૃત્યુ પામશે એટલે આ બધુ ભૂતખાનુ થશે" મહાત્માના આ વચનો સાંભળી રાજા તો નિરુત્તર રહ્યો પણ મહાત્માએ ખામી સુધારવા માટે પાછુ કહેવા માડયુ કે, "રાજા! આ બેઉ ખામીઓ સુધારી શકાય તેવી છે જો તુ આશા, તૃષ્ણા અને મમતારહિત થાય તો આ મહેલમા રહ્યા છતા તુ શોકમુક્ત જીવી શકીશ અને સસારબધમુક્ત બની શકીશ' આટલુ કહી મહાત્માએ ઉઠીને ચાલવા માડયુ રાજાએ તેમને રોકાવા કહ્યુ પણ ન રોકાયા રાજા અને સભાજનો ખામીઓ સમજી આશ્ચર્યચકિત થઇ પોતપોતાને ઘેર ગયા જગતને જો નાશવંત સમજવામાં આવે તોજ મનુષ્યના અંતઃકરણમાં શાંતિને અવકાશ મળે છે.

(૧૬) અપૈશુનમ્ એટલે ચાડી ન કરવી તે પડળથી કોઇના નીંદ્ય કર્મો યા દોષોને બીજા સમક્ષ કહેવા નહિ તે. આ બાબતમા આટલુજ જાણવુ અને તેમ કર્યાથી મૂળ હેતુ સરી જાય છે એવુ નથી પરન્તુ માનવી શા માટે ચાડી કરે છે અને શા માટે બીજાના દોષોને કહે છે એ જાણવુ જરૂરનુ છે જો કે આ વાત દરેક મનુષ્ય જાણે છે છતા એ કર્યા વિના રહેતો નથી માનવીથી આ દોષ સહજમા થઇજ જાય છે એનુ કારણ એ છે કે આવા વર્ણન કરતી વખતે જેનુ વર્ણન કરે છે તે સામો માણસ હાજર હોતો નથી અને તેની ગેરહાજરીના કારણે બોલનારને સંકોચ ભય, લજ્જા વિગેરેનો પ્રસગ ઉભો થાય તેમ હોતુ નથી વળી બોલનારની જીભ આ કારણે બેકાબુ હોવાથી તેણે બનેલુ જોયેલુ અને સાભળેલુ હોય તેમા ઉમેરો કરીનેજ તે વાત કરે છે આ સર્વનુ કારણ એ સામા માણસની ખરતા સાખી નહિ શકતો હોવાનુ હોય છે

ખરીરીતે તો કોઇપણ પ્રકારે કોઇએ કોઇના પણ દોષોને આગળપાછળ ન કહેવા એજ ધર્મ છે.

દૃષ્ટાંતઃ—એક વખત રાજા પરીક્ષિત દિગ્વિજય કરવા નીકળ્યો હતો, એટલામાં પોતાના રાજ્યની ભૂમિ ઉપર કોઈએક રાજા જેવો દેખાતો માણસને એક બળદને લાત અને સોટાથી માર મારતો જોયો. વળી તેણે જોયું કે જે બળદને માર મારવામાં આવતો હતો તેના ત્રણ પગ કપાઇ ગયેલા હતા. પરીક્ષિતને આ દૃશ્ય બહુજ આશ્ચર્યજનક થઇ પડયું. એક તો પોતાના રાજ્યની ભૂમિ; બીજું તેમાં બીજો રાજા ક્ષત્રિયના ધર્મથી વિરૂદ્ધ આચરણ કરતો અને ત્રીજું એક પગના ટેકાથી ઉભો રહેલો માર ખાતો અપંગ બળદ. એકદમ ક્રોધાન્વીત થઇ તેણે પોતાનું ધનુષ હાથમાં લઇ તેને સજ્જ કરવા માંડ્યું અને પેલા રાજાને મારવા તૈયાર થતાં બોલ્યો, "હે ક્ષત્રિયાધમ! ક્ષત્રિયને અનુચિત એવું આ ઘાતકી કર્મ કરનાર તું કોણ છે? આ ભૂમિનો માલીક અને રાજા તો હું છું, છતાં મારાજ રાજ્યમાં મારી સામું તું ગાય કે બળદનું રક્ષણ કરવાને બદલે તું તેને કેમ મારી રહ્યો છે? તું કોણ છે? જલદીથી જવાબ આપ! નહિ તો આજે ક્ષણે હું તારા પ્રાણ લઇશ." પરીક્ષિતના તાપને નહિ જીરવી શકવાથી ભયભીત થયેલો તે ધ્રૂજતા અવાજે બોલ્યો કે, "રાજન! હું કળીયુગ છું અને મારો સમય આવ્યો છે, માટે એ પ્રભાવશાળી રાજા! મને રહેવાનું સ્થળ આપો." પરીક્ષિતે એને શરાબખાનું, જુગારખાનું વિગેરે સ્થળો બતાવ્યાં અને ત્યાંથી તે ચાલ્યો ગયો.

કળીયુગના ત્યાંથી ગયા પછી પરીક્ષિતે બળદને પૂછ્યું, "હે બળદ! તું કોણ છે અને આ તારા પગ કોણે કાપ્યા તે તું મને કહે." બળદે જવાબ ન આપ્યો. એ બળદ પોતે ધર્મ હતો. પરીક્ષિતે વિચાર કરતાં તે બધું સમજી શક્યો.

પ્રભુપ્રેમીઓ! માનવી માત્રને જે કાંઈ ભોગવવાનું આવે છે તે તેના કર્મનું ફળ હોય છે. પોતાનું કર્યું જ પોતાને ભોગવવાનું હોય છે. ધર્મને જાણનાર ધર્મ કાંઇ ન બોલ્યા, છતાં પરીક્ષિત જેમ સમજી ગયો તેમ આપણે પણ સમજી જવું જોઇએ. એ હાલતમાં 'મને ફલાણાએ આમ કર્યું અને ફલાણાએ તેમ કર્યું' આમ કહી બીજાના દોષોને કહેવા, તે ચાડી કરવી યા નિંદા કરવી કહેવાય છે, અને તેમ કરવાનું કારણ આમ કરનારને પોતાની શ્રેષ્ઠતા બતાવવાનું હોય છે.

જ્યારે યુધિષ્ઠિરે રાજસૂયયજ્ઞ કર્યો ત્યારે ભીષ્મપિતામહના અને બીજા વડિલોના સૂચન મુજબ તેમણે શ્રીકૃષ્ણનુ પ્રથમ પૂજન કર્યું, પણ શીશુપાળથી શ્રીકૃષ્ણની શ્રેષ્ઠતા સાખી શકાઇ નહિ તે એકદમ ઉભો થઈ યુધિષ્ઠિરને આખી સભા વચ્ચે કહેવા લાગ્યો કે "અહિ આટલા બધા કુળવાન અને વીર્યવાન ક્ષત્રિયો બેઠેલા છે છતા આ એક આહીરનુ પૂજન કરવામા આવે છે, એ તદ્દન અનુચિત છે અને આમ કરવાથી તો તમે બધા ક્ષત્રિયોનુ અપમાનજ કરી રહ્યા છો" શીશુપાળે શ્રીકૃષ્ણ પ્રત્યે આવા ઘણાંયે ઝ્હેરીલા અપમાનજનક વાક્યો કહ્યા અનમત્ત એના બોલવામા વાક્યાર્થ ખોટો ન હતો પણ તેની વાણી ઈર્ષાથી ભરેલી હતી

મતલબ કહેવાની એ છે કે મનુષ્ય ચાડી કરે છે ઈર્ષાથી અરે! એમ બોલવું કે 'ઇશ્વરને ઘેર ન્યાય નથી, તેણેજ મને દુખ આપ્યુ' એપણ ચાડી કહેવાય છે. તુલસીદાસે પોતાના સર્વજ્ઞપણાનો પરિચય રામાયણમા નીચેની ચોપાઇ લખી કરાવ્યો છે –

जे कोई सवकी निंदा करेही ते चमदागर होई अवतरहिं। અર્થાત ચાડી યાને નિંદા કરનાર તેનાબીજા જન્મે 'ચામચીડીયુ' થઈ જન્મે છે

(૧૭) દયાઃ–એટલે દીન, દુખી, અપગ વિગેરે પર કરૂણા કરવી તે દૈવીસ પત્તિ કહેવાતા આ શ્રેષ્ઠગુણને સનાતન ધર્મ પ્રથમ સ્થાન આપે છે તુલસીદાસજી કહે છે કે –

'दया धरमका मूल है पाप मूल अभिमान।'
'तुलसी दया न छाडीए जव लग घटमें प्रान॥'

મહર્ષિ ગૌતમ પણ આત્માનો ગુણોનું વ્યાખ્યાન કરતા દયાના ગુણને પ્રથમ સ્થાન આપે છે—'दया सर्व भूतेषु' પ્રાણીમાત્ર પર દયા કરવી એ આત્માનો ગુણ છે

દયા નામની સપત્તિ જેના દીલમા હોય છે તે મનુષ્ય દયા કરવામાં અપકારી–ઉપકારી–એવો ભેદ રાખતો નથી એ બેઉના ઉપર સમાનદ્રષ્ટિથીજ દયા કરે છે ઉપદ્રવ કરનાર પર દયા ન કરવી અને નિર્દોષ ઉપર કરવી

એવું પણ એના દીનમા હોતુ નથી બ્રાહ્મણ યા સાધુ પર કરવી અને કસાઇ, દુષ્ટ, ચોર, લુંટારા કે ખૂની પર ન કરવી એવું પણ એના દીલમા હોતુ નથી, કારણકે તે મોક્ષાર્થી છે તેને આ પ્રપચથી દુનિયામા ફરીને આવવુ નથી એતે જોઇએ છે નિર્વાણ શાતપદ અને તેથીજ એ બન્યો છે આત્માનો ઉપાસક જ્યા શ્રુતિ 'आत्मैव सर्वम्' કહે છે ત્યા વિષમતા કેવી? જ્યા પોતેજ સર્વરૂપ છે ત્યા દયારહિતપણુ, અપ્રીતિપણુ અને શત્રુપણ કેમ હોય? શુ કોઇ પોતાના પગ પર કુહાડો મારે? પોતાને આફતમાથી ઉગારી લેવાને યત્ન કર્યા વિના કોઇ રહે? બીમારી મટાડવા કોઇ દવા લીધા વિના રહે? આ ન્યાયે આત્માનો ઉપાસક વિશાળ દૃષ્ટિવાળો, અભેદી અને પ્રેમી બની જાય છે. એની નજરમા આત્મા વિના બીજુ કાંઈ દેખાતુ નથી તેમજ અન્ય કાઇ સભાતુ નથી

**દૃષ્ટાંતઃ**—એક સન્યાસીએ નદીના પ્રવાહમા તણાતા વીંછીને હથેલીમા ઉચકી લઇ ઉગાર્યો સ્વભાવ પ્રમાણે વીંછીએ પોતાના ઉપર ઉપકાર કરનાર સન્યાસીની આગળી ઉપર ડખ માર્યો. વ્યથા થયા છતા સન્યાસીએ વીંછીને ફેકી ન દીધો અને જળબહાર લાવી કિનારા ઉપર છોડ્યો. આ બધો ખેલ કિનારા ઉપર ઉભેલા એક આદમીએ જોયો હતો તેણે સન્યાસીને કહ્યુ, "મહારાજ! ખરેખર તમારા જેવો કોઇ મૂર્ખ માણસ મારા જોવામા ન આવ્યો આ એક ડખ દઇ વ્યથા કરનાર પ્રાણીને બ્હાર કાઢતા તમને વિચાર પણ ન આવ્યો કે 'મને ડખ મારશે?' અરે! એને મારી નાખવામા પાપ હશે પણ પાણીમા તણાતો હતો તેને તણાવા દેવો હતોને? જેનો સ્વભાવજ ઉપદ્રવ કરવાનો છે એવા પ્રાણીનો દુનિયામાથી નાશ કરવાથી તો બીજાઓ સુખી થાય શુ દુનિયામા આવાઓથી થતો ઉપદ્રવ એમજ રહેવા દેવો? તમારા જેવા 'દયા' ના ઢીંગ મારનારા સાધુડાઓએજ આવા ઉપદ્રવી જીવોનો વધારો કરી માનવીઓને સસારમા દુખીઆ બનાવ્યા છે જાણે તમે સસારનો ત્યાગ કર્યો તેમા તમને દુનિયાની કશી પડીજ નથી છોને તમારા વિના જગત દુખમા સબડ્યા કરે કેમ એમજને મહારાજ?" સન્યાસીએ જવાબ આપ્યો, "ભાઇ! વીંછી જેવા પ્રાણીએ એનો ડખ મારવાનો સ્વભાવ ન છોડ્યો તો દયા કરવાનો મારો સ્વભાવ હુ કેમ છોડુ? આવા પ્રાણીથીજ માનવીઓને દુખ છે અને એ ન હોય તો દુનિયામાં દુખ ન હોય—એવુ

સમજવું ભૂલભરેલું છે. સત્સંગ કરતા શીખશો તો સમજશો કે માનવી દુનિયાને કોઈ દીવસ મીઠી યાને કાયમની દુઃખ વિનાની ઉત્તમ બનાવી શકતોજ નથી એની ઉત્પત્તિમાંજ દુઃખનું મૂળ યા બીજ રહેલું છે જે બીજ કડવુ હોય એનું ઝાડ મીઠું સંભવેજ નહિ. અન્યત્ર, મારે દુનિયામા ફરી જનમવુજ નથી એવી મારી ઇચ્છા જરૂર છે અને અત્યારે તો જો કે મારો દુનિયા સાથે સંબંધ છે, છતા હવે પછી હુ મારો જન્મ જોતો નથી જો પ્રાણીમાત્ર ઉપદ્રવ કરવાના સ્વભાવવાળા જન્મે તોજ દુનિયા દુઃખરૂપ મટે પણ તેમ થતુ નથી દુનિયા એટલે બે વસ્તુયુક્ત સ્થાન યા વસ્તુ આ વસ્તુ આ પ્રમાણે છે—' શુભાશુભ ઇષ્ટાનિષ્ટ, રાગદ્વેષ સજ્જનદુર્જન, વ્યક્તાવ્યક્ત, આત્માનાત્મા, જીવઇશ્વર, આત્માપરમાત્મા, ગરીબતવંગર, બ્રાહ્મણકસાઇ, ચોરશાહુકાર, નર નારી—કેટના ગણાવું ? આટલા તો તમે જાણો છોને ? દુનિયામાથી કોને કાઢશો ? બધું એક આત્માજ છે તમારામા અને મારામાં બધુ ભલુજ છે ? સુગંધ અને દુર્ગંધ છે કે નહિ ? વિષ્ટાનુ સ્થાન કાઢી નાખીને જીવી શકશો ? બધું આત્માજ છે જે બુરૂં દેખાય છે તે વિકાર છે વિકાર આત્માને અભડાવતો નથી અભડાવે છે વિકાર આપણને માટે એ વિકારથી આપણે દૂર રહેવુ ઘટે દયાથી ઉતરી હિંસા હિંસા એ વિકાર છે, માટે હિંસાને તજીને મે દયા કરી અને આ વીંછીને બચાવ્યો કારણકે એપણ મારૂં સ્વરૂપ છે, હું આત્મા છુ "

આ પ્રમાણેનું જ્ઞાનયુક્ત વિવેચન સાંભળી પેલા આદમીએ સન્યાસીને મહાત્મા માની પોતાના અવિવેક માટે માફી માગી તેમને ગુરૂ તરીકે સ્થાપી પોતે શિષ્ય થઇ દૈવીસંપત્તિયુક્ત બનવા યત્નશીલ થયો

દૃષ્ટાંત (૨):—જ્યારે અર્જુનદ્વારા શ્રીકૃષ્ણના સ્વધામ જવાના સમાચાર યુધિષ્ઠિરે સાંભળ્યા એજ સમયે પરીક્ષિતનો રાજ્યાભિષેક કરીને સર્વનો ત્યાગ કરીને તે ઉઘાડે માથે હિમાલય તરફ પાગલ જેવો ચાલી નીકળ્યો કેટલાક દિવસની મુસાફરી પછી એના ધર્માચરણની કસોટી થવાનો પ્રસંગ આવ્યો ' આખા શરીરમાં કીડા પડેલો એક કુતરો રઘવાયો દોડતો સામેથી એની પાસે આવ્યો પીડાથી પીડાતો, હતાશ થયેલો, થાકેલો એવો તે યુધિષ્ઠિરના જોવામા આવતાજ એનામા દૈવીસંપત્તિ પ્રકાશી ઉઠી કુતરાને કીડાની પીડાથી મુક્ત

કરવા નિરધાર્યું પણ કીડાને કાઢી મૂકવા ક્યાં? ભૂમિ ઉપર ફેંકી દે અને તે બધા મરી જાય તો તો તેમનો નાશ કરવાનો દોષ પોતાના ઉપર આવે, કારણકે કીડાનો, કુતરાનો તેમજ પોતાનો આત્મા સરખો છે એમ એ પોતે જાણતો હતો. હજારો કીડાને મારી એક કુતરાને સુખી કરવાનું ઠીક ન લાગ્યું.

અંતે બધા જીવને બચાવવાનો વિચાર કરી પોતાની પાસેની કીરપાણથી પોતાની જાંઘ ચીરી અને કુતરાના ઘણોમાંથી કીડા કાઢી પોતાના ઘણમાં મુકતો ગયો. પરિણામે કુતરોએ બચ્યો અને કીડાએ બચ્યા.

ઉપરોક્ત ઘટનાથી યુધિષ્ઠિરનું શું થાય એનો વિચાર તમે કરી શકો છો અને પરિણામને પણ તમે અનુમાની શકો છો, તેમ કરતા તમારું હૃદય કંપી ઉઠવાનું ખરૂં કે નહિ? પરન્તુ તમારૂં મન અને તે વખતનું યુધિષ્ઠિરનું મન-બેઉ હાલતમાં વિલક્ષણતાવાળા ગણાય. કારણ કે—શ્રીકૃષ્ણના સ્વધામ ગયા પછી યુધિષ્ઠિરને પૃથ્વિપર રહેવું અણગમતું થઇ ગયું. શ્રીકૃષ્ણ ઉપર તેનો આટલો પ્રેમ હતો. જેને પ્રભુપર પ્રેમ થાય તેને પોતાનું શરીર વ્હાલું નથી લાગતું, જો શરીર વ્હાલું ન લાગે તોપછી રાજવૈભવ-બંધુ ઇત્યાદિ કેમ વ્હાલા લાગે? મનની મમતા મરી ગઇ અને મમતા મટતા મન લય થઇ ગયું, જેથી દયા પ્રકાશી અને નિર્દોષરીતે દયાનું પવિત્ર કામ નિષ્કામ ભાવથી કર્યું. યુધિષ્ઠિર ધર્મનો અંશ હતો, ધર્મને એ બરાબર સમજતો હતો. ધર્મીઓને ધર્મ પ્રાણથીયે વ્હાલો હોય છે આવી ઉચ્ચ કક્ષાના ધર્મપાલન વિના પ્રભુના પ્યારા કેમ થવાય?

એના અંતઃકરણમાં દયા જાગી ઉઠી એનું કારણ પણ જાણવા જેવું છે એના મનમાં આવ્યું કે—'શરીર નાશવંત છે. શરીરનું ચામડું દોલ મઢવાને કે એના હાડકા ખુરશીટેબલ બનાવવાનાયે કામમાં આવવાના નથી હવે જ્યારે શ્રીકૃષ્ણ ગયા તો મારે પણ આ ભૂમિપર રહેવું નથી બધું ત્યાગ્યું છે, તો આ શરીર આથી બીજા કયા ઉત્તમ સત્કર્મમાં વાપરી શકાશે?'

પ્રભુપ્રેમીઓ! દયા કરવાના બહુ પ્રકાર હોય છે જુઓ—

**દૃષ્ટાંત (૩)**:—જ્યારે રાવણ સીતાને હરી રથમાં બેસાડી આકાશમાર્ગે લઇ જતો હતો અને સીતા પોતાને છોડવવા આક્રંદ કરતા સ્વરથી રામલક્ષ્મણને

પોકારતી હતી ત્યારે દશરથનો મિત્ર જટાયુ, જેની સાથે રામને પરિચય થયો હતો અને જે સીતાને પંચવટીમાં ઓળખતો થયો હતો, તે રાવણની સામે થયો અને બહાદુરીથી લડ્યો. પણ અતિવૃદ્ધ થયેલો હોવાથી રાવણને પહોંચી શક્યો નહિ. રાવણે એની પાંખો કાપી નાંખી અને તેથી જટાયુ પૃથ્વીપર પડ્યો.

બીજાને માટે પોતાનો જાન ન્યોછાવર કરનાર પરમાર્થી, દયાળુ જટાયુ ફક્ત રામને સંદેશો આપવા પ્રાણ ટકાવી રહ્યો. એટલામાં સીતાને શોધતાં રામલક્ષ્મણ ત્યાં આવી ચઢ્યા. જટાયુની દશા દેખી રામે તેને પોતાના ખોળામાં લઈ, તેના શરીર ઉપરની ધુળ સાફ કરી. જટાયુએ સીતાને રાવણ હરી લઈ ગયાની વાત કહી અને પોતે સીતાને ન છોડાવી શક્યો એમ કહી નીસાસા નાંખવા લાગ્યો. રામે તેને આશ્વાસન આપી જીવતદાન આપવા કહ્યું પણ જટાયુ બોલ્યો, "હે યોગેશ્વર! મારે હવે જીવવાનું શું પ્રયોજન છે? આપના ખોળામાં સુઈ મરવા જેવો પ્રસંગ મને ક્યારે મળશે? પ્રભો! એમ કરતો તો મને લઈ જાઓ તમારા લોકમાં—સાકેતમાં કે જ્યાં મને રોજ દર્શન થાય અને હું ત્યાં તમારીજ સેવા કર્યા કરૂં એવી મારી ઈચ્છા છે." રામ બોલ્યા, "જટાયુ! તમે એ મારો લોક તમારા દયાના કર્મવડે મેળવી લીધો છે. એમાં મારો તમારાપર બીલકુલ અનુગ્રહ નથી." જુઓ! રામની આજ્ઞા થતાં જટાયુના શરીરમાંથી રામના જેવીજ અંગુઠાના માપની આકૃતિ નીકળી આકાશમાં જઈ, રામની પુરૂષસુક્તના મંત્રોથી સ્તુતિ કરી ચાલી ગઈ. જિજ્ઞાસુ:

પ્રભુપ્રેમીઓ! દયા કરવામાં શારીરીક ભોગ આપવો પડે છે, તેમજ ધન-દોલત-કીર્તિનો પણ ભોગ આપવો પડે છે. વળી પોતાની મમતા અને ઈચ્છાનો ભોગ આપવો પડે છે. પ્રીતિવિના, મિત્રતાવિના, બંધુત્વભાવ વિના, માનવી દયા કરવા પ્રેરાતો નથી.

(૧૮) અલોલુપ્ત્વ:—આ દૈવીસંપત્તિ બહુ ઉચ્ચ કોટીની છે. એકાંતિક સ્થાનમાં પડ, જંગલમાં કે નિર્જન રસ્તામાં સોનામહોરો, યાને દ્રવ્યનું દર્શન, જુવાન પુરૂષને આવીજ રીતનું એકાંતિક સ્ત્રી સાથેનું મીલન, સુંદર મઘમઘતા મિષ્ટાન્નોનું ભોજન, ઇત્યાદિ જે ઇન્દ્રિયારામો, ઇન્દ્રિયવિષયો, અને વિષયાનંદો આપનારા પદાર્થોનું દર્શન થતાં અંતઃકરણમાં જરાપણ વિકાર થતોજ નથી એટલે કે તે તે પદાર્થોનો ઉપયોગ કરવાની લાલચ થતી નથી તે સ્થિતિને અલોલુપ્ત્વ કહ્યું છે.

આ વિષયમા સસારી, અભક્તો, વિષયી, અજ્ઞાની અને નાસ્તિકો તરફથી સદેહ કરતા બહુ પ્રશ્નો થાય છે કે,—'શુ દ્રવ્ય વિના ચાલેકે?' 'સ્ત્રી વિના ચાલેકે?' 'આહાર વિના ચાલેકે?' શરીરને ઉપકારક વસ્તુઓ વિના ચાલેકે?' 'જો આ બધા વિના ચલાવી લેવાનુ હોય, તો એ બધુ છે કોના માટે?' 'ઇશ્વરે એને ઉત્પન્નજ કેમ કર્યાં હશે?'—આનો ઉત્તર આ પ્રમાણે છે—'જે વસ્તુ તમે ઉપજાવી નથી, જે વસ્તુ તમારા માટે નીયત થયેલી છે એવુ તમને કોઇએ કહ્યુ નથી અને જે વસ્તુનો કોઈ માલીક નથીજ એવુ નિશ્ચયથી તમે જાણતા નથી, તે વસ્તુનો ઉપયોગ કરવાની ઇચ્છા પણ કરવી એ નિર્વાણશાતપદની પ્રાપ્તિને અતરાય કરનાર છે કોઇનુ જમેનુ અને એંઠેનુ મિષ્ટાન્ન અને ઝેર—એ બેઉ કોઇની માલીકીના નથી, છતા તમે એને કેમ ખાતા નથી? અરે, કોઇ એનો ઉપયોગ કરવાને તમને દબાણ કરે છતા તમે તેનાથી દૂર કેમ ન્હાસો છો? કારણકે તે અનર્થ કરનારા છે એવીજરીતે જેનામા આ 'અનોનુજત્વ' નામની સપત્તિ છે તે પૂર્વોક્તોનો ઉપયોગ અનર્થ કરનારો જાણે છે, માટે એમની ઇચ્છા કરતો નથી

મોક્ષાર્થીઓ તો આ બધુ લોકશાસ્ત્ર વેદશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને એ સમયના ન્યાયશાસ્ત્ર પ્રમાણેજ ઉપયોગમા લે છે અને ત્યાગીઓ તો મોક્ષાર્થી હોવાથી પેટપુરતા જીવનનિર્વાહ પુરતા સાદા અન્ન વિના બધુ અનર્થ કરનાર સમજનારા હોય છે આ જોતા એ બધુ ઉપયોગમા લેવાય છે ચોરસ્વભાવી, વ્યભિચારસ્વભાવી, લૂટસ્વભાવી, પ્રમાદી, આળસુ, બેઈમાની, લાલચુ અને નાસ્તિક માનવીઓથી

'અનર્થ શુ?' એ પ્રશ્નનો ઉત્તર અપાઇજ ગયો છે, છતાં આ પ્રમાણે એનો ઉત્તર છે—'અમાનીપણુ, અસજ્જનપણુ, અવિશ્વાસ કરવા લાયક વ્યક્તિહોવાપણુ અને હેવાનીયતપણુ જે તમારામાં આવેછે તે, તમે શોકરહિત બની શકતા નથી તે અને દુનિયાના પ્યારા અને પ્રભુના ભક્ત બનતા નથી તે

૧ પ્રભુપ્રેમીઓ! આવી દૈવીસ પત્તિઓ મનુષ્યમા સત્સગ કર્યા વિના, પૂર્વના સત્કર્મોના ફળનો પરિપાક થયા વિના આવતી નથી જપ-તપ-વ્રત-યજ્ઞ-યોગ—ઇષ્ટાપૂર્ત—પૂણ્યદાન—આ આઠ સાધનો માનવીઓમા દૈવીસપત્તિ આવવાનુ કારણ હોય છે

**દૃષ્ટાંતઃ**—કપોળ જ્ઞાતિના વૉરા અટકના સગાળશા શેઠ કાઠીયાવાડના જાફરાબાદ નામે હબ્શી—સંસ્થાનના તાબાના શિયાળબેટના વતની હતા. તેમની સ્ત્રીનું નામ ચંગાવતી અને પુત્રનું નામ ચેલૈયો હતું. આ શેઠ ગૃહસ્થધર્મમાં સૂચવેલા પંચમહાયજ્ઞોનું નિત્ય પાલન કરનારા હતા અને તેમાંયે અતિથિ યજ્ઞ માટે તો એક એવો નિયમ હતો કે દરરોજ ભોજનના સમયે કોઇપણ એક અતિથિસાધુને જમાડયા વિના પતિપત્નિએ ભોજન લેવું નહિ. આ વ્રતનું એમણે કેટલાયે વર્ષો સુધી પાલન કર્યું હતું, જેના ફળરૂપે તેમને હરિદર્શન થવાના હશે તે મુજબ શ્રીહરિએ તેમની કસોટી કરી દર્શન આપવાનું વિધાન રચ્યું

ચોમાસાની ઋતુ બેગી ગઈ હતી તે અરસામાં સગાળશા શેઠના ગામના વિસ્તારમાં વરસાદની આઠ દિવસ સુધી ભારે હેલી થઇ, જેના પરિણામે કોઠથી બ્હાર નીકળી શકાયું નહિ, તેમ કોઇ અતિથિ તેમના દ્વારે આવી શક્યો નહિ વ્રતપાલનમાં દૃઢનિશ્ચયી પતિપત્નિને ઉપવાસ પર ઉપવાસ થવા માંડયા વર્ષાદ બંધ પડતાંજ અતિથિને શોધવા સગાળશા ગામમાં ફરવા લાગ્યા. એટલામાં ત્યાંની ધર્મશાળામાં એક રક્તપીત્તના રોગથી વ્યથીત વૃદ્ધ સાધુને જોયા જેમનાં શરીરમાંથી લોહી અને પરૂ વહી રહ્યા છે, વ્રણો ઉપર પુષ્કળ માખીઓ બેઠી છે, આખુંયે વાતાવરણ દુર્ગંધથી ભરાઈ ગયું છે, એવી સ્થિતિ જોઇને પણ સગાળશાએ મુખ ઉપર જરાયે વિકાર બતાવ્યાં વિના, પ્રેમથી તેમને પોતાને ઘેર ભોજન લેવા પધારવા આમંત્રણ કર્યું, પણ અશક્ત અને બીમાર સાધુ એમને ઘેર શી રીતે જઈ શકે? મુશ્કેલીમાં મુશ્કેલી વધી પત્નિને ત્યાં બોલાવી પણ બેજણાથી એમને ઉચકી ઘેર લઇ જવાનું અશક્ય જણાયું બીજા તો એના દર્દીનો છાંયોયે ન લે તો મદદ તો શાના કરે? અતિથિને ઘેર લઇ જવાનું કઠણ હતું, પણ એમનું આતિથ્યવ્રત તેનાથીયે વધુ કઠણ હતું. છેવટે વિચાર કરતા રસ્તો સૂઝ્યો —

બજારમાંથી એક માણસ સુઈ શકે એવો મોટો કરંડીયો વેચાતો લાવ્યા અને તેમાં રૂ ભરી પથારી કરી, તેમાં સાધુને ઉચકી સુવડાવ્યા અને એ કરંડીયો સગાળશાએ ચંગાવતિને સાથે ચઢાવ્યો અને આ રીતે તેમને ઘેર લાવ્યા. ઘેર લાવી અતિથિનો સુખ થાય એ પ્રમાણે તેમને સ્નાન કરવા પાણી ગરમ કરી સહેવાતા પાણીથી તેમના બધા વ્રણ ધોઇ સાફ કરી સ્નાન કરાવ્યું.

આમ કરવામાં પતિપત્નિને સેવા કરવામાં ઘણોજ ઉત્સાહ આવ્યો અને પૂર્ણ-પ્રેમથી તેમણે સેવા ઉઠાવી અતિથિને સુખ આપવા પ્રયત્ન કર્યા.

આ સમય દરમીઆન ચંગાવતિએ બધી રસોઇ કરી નાંખી અને થાળ ભરી અતિથિ સન્મુખ મૂકયો. થાળને જોઇ સાધુ બોલ્યા, "મહાજન લોકો ! હું આવી રસોઇ જમતો નથી હું શાકાહારી નથી પણ હું તો માંસાહારી છું માટે આ થાળ પાછો લઇ જાવ એનાથી મને તૃપ્તી થશે નહિ."

અતિથિનું આવું કથન સાંભળી શેઠ પતિ પૂબ મુંઝાયા. 'માંસ' શબ્દ સાંભળતા જેને કંપારી વછૂટે અને પાપ લાગે, અરે! ખાતાં જો આ શબ્દ સંભળાય તો પોતાના ખાધેલા ખોરાકની પણ ઉલટી થઇ જાય એવા ચૂસ્ત વૈષ્ણવોના શરીરનાં રોમેરોમ ખડાં થઇ ગયા. શેઠાણી તો શીયાવીયા થઇ ગઇ. બેઉ જણાને ધર્મસંકટ આવી પડયું. 'પોતાના વ્રતનો ભંગ કેમ થાય? અતિથિની અવગણના પણ કેમ થાય? શું તેને ભૂખ્યોજ કાઢી મુકવો?'— આવા વિચારો કરી સાધુને સમજાવવા માંડયા પણ સાધુ હઠ પર ચઢેલો તે કેમ માને? સગાળશા નાસીપાસ થઇ વિચાર કરવા લાગ્યા, છેવટે કોઇ ઉપાયજ ન રહ્યો ત્યારે પોતે વ્રતપાલનના દઢ નિશ્ચયથી ગયા કસાઇની દુકાને, અને ચોરીછુપીથી માસ લઇ આવ્યા. ચંગાવતીએ તેની રસોઇ કરી થાળ તૈયાર કરી અતિથિ આગળ ધર્યો. સાધુએ પૂછ્યું, "શેઠ! આ કોનું માસ રંધાવ્યું છે? કોઇ જાનવરનું માંસ મને ખપે નહિ. ભાઇ! હમે તો અઘોરી કહેવાઇએ અઘોરી હમને તો નરમાંસજ જોઇએ. આ થાળીમાં કોણ હાથ ઘાલે? ફેંકી દ્યો એને અને મને જો જમાડવોજ હોય તો કોઈ માણસને મારી એનું તાજું માસ લાવો."

પ્રભુપ્રેમીઓ! અતિથિસાધુની ઉપરોક્ત માંગણી સાંભળીને શેઠશેઠાણી તો એકદમ સ્થંભીજ ગયાં અને તેમની હાલત એવી થઇ ગઇ કે કશું સમજાયજ નહિ. 'શું આ સ્વપ્નું છે કે સત્ય છે? શું આ સાધુ સાચું કહેતો હશે કે જૂઠું? હવે આપણે શું કરવું?'—આવા મનમાને મનમાજ વિચારો આવતાં જાણે ઘડીભર માટે બંને જણાં વિદેહી થઇ ગયા હોય તેવી સ્થિતિમાં મુકાયા. આખરે 'આ બધું સત્યજ છે' એમ સમજી પૂર્વે ધર્મમાટે થયેલાં આત્માર્પણનાં ચિત્રો તેમની સમક્ષ ઉભાં થયાં. જેવીરીતે તમે આ 'ગીતા

વાર્તાલાપ' ગ્રંથમા અન્યસ્થળે મયૂરધ્વજ, કર્ણ, શીબી તથા રાજા રંતિદેવના જીવનવૃતાંતો અને આત્મભોગોની કથાઓ સાંભળી છે તેવા બધા ઉદાહરણો સગાળશા અને ચંગાવતિને યાદ આવ્યા છેવટે અતિથિદેવને તેમનુ મનપસંદ-નરમાંસભોજન આપવાનો સ્વિકાર કર્યો આથી અતિથિના મુખપર સંતોષ અને પ્રસન્નતા જોવામા આવી

આમ શેઠશેઠાણીએ અતિથિને પ્રસન્ન કરવાનો સંકલ્પ તો કર્યો, પણ સંકલ્પના બેલગામ ઘોડા જોઇએ તો ધરતીપર પગ ન મુકતા આકાશમા ઉડવા માડે પણ તેના ઉપર કાર્યવ્યવસ્થાની લગામ અને અંધારી પહેરાવી એટલે તેને સીધે રસ્તે જવુ પણ મુશ્કેલ પડે ભક્તદંપતિ પણ આવી મુશ્કેલીમા મુકાયા નર કહેતા જીવતાજાગતા માણસનુ માંસ તે કોણ આપે? પૈસા ખરચતા પણ પોતાનો જીવ કોણ આપે? કદાચ શીબીરાજાની માફક પોતાનુ માંસ આપી શકાય પણ તે તો ક્ષત્રિય હતો એટલે તેણે પોતાનુ શરીર કાપ્યુ પણ વાણીયો કે જેણે શાક સમારવા સિવાય બીજે કશે પણ છરીનો ઉપયોગ કર્યો નથી, તેનાથી શરીર પર કાપ કેમ મુકાય? તોપણ કદાચ અને પણ પછી એ માંસ રાંધી કોણ આપે?—આવા વિચારમા છેવટે બેઉ જણાએ પોતાના એકનાએક પુત્રનો ભોગ આપવા નિશ્ચય કર્યો અને બહાર રમવા ગયેલા ચેલૈયાને શોધવા લાગ્યાં

પ્રભુપ્રેમીઓ! અતિથિ—એ અતીત, અઘોરી સાધુના વેશમા ભગવાન પોતેજ હતા એમણે સર્વાંતર્યામી હોઈ દંપતિના મનોભાવને સ્હેજમા જાણી લઈ વધુ કસોટી અર્થે, બીજુ નિશાળના મહેતાજીનુ રૂપ લઇ ચેલૈયો જ્યા ભણવા ગયો હતો ત્યા જઇ તેને સમજાવવા લાગ્યા “ચેલૈયા! જો! આજે તારે ઘેર એક સાધુ આવ્યો છે તે ખડો ધૂતારો છે અને તે તારા પ્રાણ માગે છે અને તારા માબાપ તને મારી નાખવા તૈયાર થયા છે એવી મે વાત સાંભળી છે માટે તારા બાપ તને બોલાવવા આવે ત્યારે તુ સાફ ના પાડી દેજે, નહિતો તમને બધાને પસ્તાવાનુ થશે.”

ભક્તા માતા ચંગાવતિના ઉદરમા પાકેલો ચેલૈયો આવો ધર્મપાલનનો સમય કેમ ચૂકે? 'માતા પિતાની ઇચ્છા અને એક અતિથિસાધુને સંતોષ—એના કરતા આ નાશવાન શરીરનો બીજો કયો ઉત્તમ ઉપયોગ થાય?'—આવુ

એનો મનમાં આવ્યું આત્મભોગ આપવાનો ઉત્સાહ ઉભરાવાથી ચેલૈયો સહજ રમતો રમતા મૃત્યુ સાથેની રમત રમવા પણ તૈયાર થઈ ગયો. એણે મહેતાજીનું કહ્યું ન માન્યું. પોતે વગર બોલાવ્યે પાટી લઈ ઘેર ગયો. ચંગાવતિએ પુત્રને છાતીસરસો દબાવી નિસાસા પર નિસાસા નાખવા માંડ્યા. ચેલૈયો માતાની આંખમાંના આંસુ લુછતાં કહેવા લાગ્યો, "માતાજી! પિતા! આમ શા માટે દીલગીર થાઓ છો? ધર્મના પાલનમાં મારો ભોગ થશે નિશ્ચિંતમાં છે? એનાથી બીજું રૂડું જીવન ધન્ય હશે? વ્રતનો ભંગ થાય એ તો આપણા કુળમાં કલંક લાગે, માટે તેમ ન કરતાં, દીલગીર ન થતાં, સાચા સનાતનધર્મનું પાલન કરો અને મને કરવા દો, સંકોચને ત્યાગી દો અને અતિથિદેવને પૂર્ણરીતે સંતોષો."

સંસ્કારી બાળકપુત્રના વચનો સાંભળી માતાપિતાને સંતોષ થયો અને આખરે પિતાએ કઠણ હૈયે બાળકની ગરદન ઉપર તરવાર ચલાવી, ધડથી માથાને દૂર કર્યું. માતાએ વધુ કઠોર થઈ પુત્રના શરીરનું માંસ રાંધી, થાળ પીરસી અતિથિને ધર્યો પણ પરિણામમાં અતિથિદેવતાને સંતોષીને થઈ મુખ ફેરવતાં

ભાવનો ભોગ આપવાનું પણ કર્તવ્ય હતું. હૈયું પથ્થરનું કરવાનું હતું. સાંભેલાથી હસતે મ્હોંએ પુત્રનું માથું ખાંડણીયામાં ખાંડવાનું હતું.

માતાપિતાએ એ પણ કર્યું. આંખમાં આંસુ નથી, હાલરડાં ગાય છે અને આમ અતિથિદેવતાની પ્રસન્નતા માટે તેમની શરત મુજબ પુત્રનું માથું ખાંડી, ભોજન બનાવી, થાળ પીરસી અતિથિ સામે મૂક્યો; પરન્તુ સાધુ ઓચિંતો બોલી ઉઠ્યો કે, "અરે! તમે તો અપુત્રવાન છો, એટલે તમારું, વાંઝીઆનું ભોજન જમવું એ પાપ છે. મારાથી ભોજન લઇ શકાશે નહિ." સગાળશા મુંઝાયા. 'અતિથિ જમ્યા વિના પાછા જશે' એ વિચારે તેમને અપાર કષ્ટ થયું. પણ હવે કોઇજ રસ્તો નહતો.

એટલામાં ચંગાવતિ રસોડામાં જઇ ધારદાર છૂરી લાવી અને બોલી, "મહારાજ! હમે વાંઝીયા નથી. મારા ઉદરમાં પાંચમાસનું બાળક છે, જુઓ!" કહી તેણીએ છૂરી ઉગામી પોતાનું પેટ ચીરવા તત્પરતા દેખાડી.

ચંગાવતિનો ઉગામેલો હાથ એકાએક કોઇએ પકડી લીધો. ઉંચું જોઇ હાથ પકડનારને જુએ છે તો પોતાની સામે ભગવાન જગન્નાથ નિજસ્વરૂપે ઉભેલા દેખાયા. અતિથિ અને તેપણ દુર્ગંધ મારતા લોહી અને પરૂવાળી શરીરવાળા અલોપ થઇ ગયા હતા.

પતિપત્નિએ પ્રભુનાં દર્શન પામીને બધી વાત વીસરી જઇ, તુરતજ ગદગદ્ કંઠે શ્રીચરણોમાં પડ્યા. ભગવાને 'वरं ब्रूहि! वरं ब्रूहि!' કહી વરદાન માંગવાનું કહ્યું, જેના જવાબમાં સગાળશા બોલ્યા કે, "પ્રભો! હવેથી આવી આકરી કસોટી સંસારી જીવોની ન કરશો." આજ સમયમાં ચેલૈયો રમતો કૂદતો નિશાળેથી આવી પહોંચ્યો. આવતાંની સાથેજ માતાપિતા સાથે ઉભેલાં પ્રભુને જોયા અને ઓળખી ગયો. પ્રથમ માતાપિતાને પગે લાગી એણે પ્રભુને નમસ્કાર કર્યા. ત્યારબાદ વરદાનોનો વરસાદ વર્ષાવી ભગવાન અંતર્ધાન થયા.

આ પ્રમાણે પ્રભુનાં દર્શન કરી ત્રણે જણા અનન્યભક્ત, અનન્યયોગી અને અનન્યચેતા થઇ પરમપદને પામ્યા; કારણકે એકજ સ્વાત્માર્પણના આચરણ વડે એઓ નિર્મમતારહિતપણું, અલોલુપ્ત્વપણું સિદ્ધ કરી સર્વ દૈવી-સંપત્તિયુક્ત બની ગયાં. અસ્તુ.

પ્રભુપ્રેમીઓ ! પ્રકૃતિના પૂજકોને, અભક્તોને અને નાસ્તિકોને તેમજ ભૂખ્યા ભીખારીઓને અન્ન આપવુ બંધ કરીને કામે વળગાડવા અને ભીખ માગતા બંધ કરવાનો કાયદો કરવાના મતવાળાઓને આ વૃતાંત ચમકાવનારું, કાલ્પનીક અને જો સત્ય હોયતો તેવા ધર્મનો ત્યાગ કરવાનું જણાય કારણકે તેઓ શરીરને પૂજનારા હોય છે જો કે તેઓ શરીરને નાશવંત જાણે છે છતા આવી ધર્મભાવનાને ઘેલછા માને છે અને માને આવી માન્યતાવાળા લોકમાથી–દાતાઓ શૂરવીરો, દેશભક્ત અને સ્વતંત્રતાના પૂજકો પ્રભુના પ્યારાઓ, પ્રાણીમાત્રપર પ્રેમ કરનારાઓ, પ્રાણીમાત્રપર દયા કરનાર દયાળુ વ્યક્તિઓ પેદા ન થઇ શકે જડવાદીઓ જડવાદને પોતાના જડવાદનેજ જન્મ આપે આવા લોકો એકપક્ષી, સ્વાર્થી અને લોલુપતાવાળા હોય છે

સનાતનધર્મ ભગવદ્ગીતા અને હું–હમે ત્રણે એકમતથી મોક્ષના તત્વજ્ઞાનને અને તેના સાધનોને કહીયે છીયે અને તમને પુછીયે છીયે કે— પરતંત્રતામાંથી છૂટવા માટેના યુદ્ધમા હોમાઇ જનારા માનવીઓ તેમજ પોતાના પુત્રોને યુદ્ધમા હોમાઈ જવાને મોકલનારી માતાઓ શુ બધા મૂર્ખાઓ હતા અને છે ? સંસ્કૃતિ અને ધર્મનુ રક્ષણ કરવાના યુદ્ધમા હોમાઇ જતા માનવીઓ પણ શુ મૂર્ખ છે ? શરીર અને શરીરના ભોગોને મીથ્યા ને અનાશવંત જાણીને ઐશ્વરી ભાવનાવાળા થવાને મમતારહિતપણાનુ રક્ષણ કરવાને ધન, દોલત, બંધુ, દારા, પુત્રનો ત્યાગ કરનારાઓ શુ મૂર્ખાઓ છે ? વિચાર કરો.

તમને જરૂર સમજાશે કે દુનિયા તો નાશવંત છેજ, પરિણામને પામનારી છે ત્યા શરીરના અમરપણાની વાત શી ? શારીરીક ભોગો, સુખો અને આનંદો કરતા કોઈગણા સુખ અને આનંદ માટે સાધન કરનારા પ્રભુપ્રેમી માનવીઓનુ સાધનરૂપ અનોલુપ્તપણાની કસોટીમાથી પાસ થવુ એ શુ મૂર્ખાઈ છે ? યાદ રાખો કે કોઇપણ પ્રકારનો મોક્ષ માગે છે પ્રથમ તમારું કોઇપણ પ્રકારનુ બલીદાન ત્યા નિર્વાણપદની પ્રાપ્તિ તમારી પાસે માગે આત્મબલીદાન યાને શરીરનોહોમ અને સ્વાત્માર્પણ એનુ શુ કહેવુ ? ડરો જડજ્ઞાનથી અને અવિદ્યાથી; ન ડરો આત્મજ્ઞાનથી. આત્માનંદ નિત્ય છે.

(૧૯) માર્દવ:–એટલે માધૂર્ય, મૃદુતા, કોમળતા યાને ચિત્તની કઠણાઈ વિનાની હાલત, શીતળતા આ મૃદુતા નામની દૈવીસંપત્તિ જેનામા હોય નહિ

તે દયાળુ હોઇ શકતો નથી દયાળુ હોતો નથી. તેથી તે ધર્મીષ્ઠ પણ હોતો નથી. તે સ્વાર્થજીવી, એકલપેટો, પ્રપંચી, દંભી, અભિમાની, ક્રોધી, પક્ષપાતી અને સમય આવતા ક્રૂર થઇ બેસનારો હોય છે.

મોક્ષાર્થીઓએ દરેક દેવીસંપત્તિના કારણ સૂક્ષ્મ અને સ્થૂલને સમજવાની જરૂર હોય છે એકના સ્થૂલરૂપને જાણવાથી સિદ્ધિ થતી નથી જુઓ–

દૃષ્ટાંત:–ગાંધીજીએ જેમને ગુરૂ તરીકે સ્વિકારેલા તે દેશસેવક અને, મહારાષ્ટ્રના રત્નોમાના એક રત્ન રૂપી પ્રોફેસર ગોખલે જ્યારે વિદ્યાર્થી હતા ત્યારનો આ બનાવ છે. તેમના શિક્ષક કહેવાતા હતા શિક્ષક પણ શિક્ષણ આપવાની કળામાં પાવરધા ન હતા. અત્યારના સુધરેલા જમાનામા પણ એવા શિક્ષકો હોય છે. તો ગોખલેના સમયમા કેમ ન હોય? બાળકોને નિશાળમા ભણવાનું તો ભણવાનુ પણ ઘેર પણ ભણવાનું હજી મટયું નથી બાકી ઘેર આવ્યા પછી તો રમવુ, ખાવુ, ઉંઘવું અને શરીરવિકાસાર્થે ઉત્સવો માણવા ઇત્યાદી હોવુ જોઇએ આમા સુધારો ન થાય ત્યાસુધી બાળકો સારા તંદુરસ્ત શહેરી કેમ થઇ શકે? જે વાત નિશાળમા શિક્ષકે સમજાવી હોય તેને ઘેર ચોપડીમા માથું મારી ગોખવાની શી જરૂર?

અત્યારે જેમ આઠઆઠ દસદસ ગણિતના દાખલા બાળકોને ઘેરથી કરી લેવાને અપાય છે, તેમ ગોખલેના સમયમા પણ હતુ. એક દિવસ તેણે આઠ દાખલા ગણી લઇ જવાના હતા, જેમાનો એક પણ તેમને આવડે નહિ, એટલે અને બીજાં લેસનો કરવાના રહિ જાય એટલે તેમણે પોતાના પડોશી પાસે દાખલા ગણાવી લીધા બીજા દિવસે શિક્ષકે વિદ્યાર્થીઓનું લેસન તપાસ્યુ અને ગોખલેને બધા કરતાં વધુ માર્ક મળતા તેમનો નંબર પહેલો આવ્યો

મેળવેલા માર્કના નંબર પ્રમાણે જ્યારે ગોખલે પહેલે નંબરે બેસવા ગયા ત્યારે તેમના પગ ભારે થઇ ગયા અને પોતે રડવા લાગ્યા રડવાનું કારણ એ હતું કે પોતાનો પહેલો નંબર અન્યાયથી આવ્યો છે, જ્યારે બીજા સાચા મહેનતુ છોકરાઓનો ઉતરતો નંબર આવ્યો છે તેમના મન દુખાશે–એમ એ પોતે સમજ્યો અને તુરતજ શિક્ષક પાસે જઈ ખરી હકીકત કહી પોતે છેલ્લે નંબર જઇ બેઠા આ દિવસથી એ પ્રમાણિક ગણાવા લાગ્યા

આમ ગોખલેજીની મોટાઈ અને પ્રમાણિકતાનું કારણ એમના અંતઃકરણમાં રહેલી દૈવીસંપત્તિ–મૃદુતા–માર્દવ–હતું. આ સંપત્તિમાં રહેલો છે પ્રેમ, દયા અને કોમળતા. એ કર્મેન્દ્રિયોથી અનુભવાય છે અને મુખાકૃતિ પરથી માલમ પડી આવે છે વળી આ સંપત્તિ અંતઃકરણમાં હોવાથી મનવડે એની કર્મેન્દ્રિયોના સંચારથી યા મ્હોંના દેખાવથી જાણી શકાય છે. ધારો કે તમને કોઈ નુકશાન થયું છે અને એ સમયે તમારો મિત્ર તમારી પાસે આવી, બેસીને તમારા શરીરપર હાથ ફેરવીને, વાણીથી આશ્વાસન આપશે અને તેના ચ્હેરાનો રંગ અને આકૃતિ ખુશાલી વિનાનાં દેખાશે, વાણીમાં મીઠાશ અને એના હાથનો તમારા શરીર પરનો સંચાર દબાણવિનાનો હશે.

જો તમારામાં માર્દવ નથી હોતું તો તમે કોઈ અપંગ–કાણાં, લુલાં, લંગડા, માંજરા, બ્હેરા અને આંધળાઓને તેવીજ સંજ્ઞાથી સંબોધન કરશો. એથી તેમનું મન દુઃખાશે. એટલામાટેજ કહ્યું છે કે સત્ય બોલવું પણ કડવાશ વિનાનું, લાગણી ન દુઃખાય એવી શબ્દરચનાનું બોલવું ઘટે. જો તમે સાવધાન નથી રહેતા તો શત્રુને પેદા કરો છો.

काणांने काणो नव कहीये कडवा लागे वेण।
पेरे पेरे पुछीए तारां शाने गयां नेण॥

'ભાઈ તમારી આંખે શું થયું હતું!' આ રીતે પુછવાથી કાણા માણસનું દીલ નહિ દુઃખાય.

(૨૦) હ્રીઃ–એટલે લજ્જા. નહિ કરવા લાયક કર્મ કરતાં અટકવાની ક્રિયા. ચિત્તનું સંકોચાવું, પ્રવૃત્તિરહિતપણાનું કારણ અને ક્રિયા કરતાં શરમાવું તે.

દ્રષ્ટાંતઃ–એક વણીકની છોકરીને કપડાજ પહેરવાનાં ગમે નહિ બાળાકા મટી કૌમારાવસ્થામાં આવી અને પછી યુવતિ થઈ છતાં તદ્દન નગ્નજ ફરે. માબાપ લડીલડીને કપડાં પહેરાવે તો પહેરે તો ખરી પણ થોડીવારમાં નજર ચુકાવી કાઢી નાંખે. આમ કરતાં કરતાં તો એના અવયવો સ્ત્રીના જેવા થઈ ગયા છતાં પોતાની ટેવ છોડે નહિ. માબાપ બહુએ ઠપકો આપે, 'બ્હેન! હવે તું જુવાન થઈ, તારે સમજવું જોઈએ, હવે આમ નાગી ફરે તે સારૂં કહેવાય? તને શરમેય નથી લાગતી?' ઇત્યાદિ કહી સમજાવે. છોકરાઓ હસે. પડોશની

બીઓ સમજાવે-પરન્તુ તેણીને કશી અસર જ થતી નહિ આમ તે કાંઇ મૂર્ખ કે ગાંડી પણ નહતી પરન્તુ બધુ કામકાજ બહુ ચતુરાઇથી કરતી, વાતો પણ ડહાપણ ભરેલી કરતી પણ કેણ જાણે કપડા એના શરીરપર ગોઠેજ નહિ કોઇ તેને પૂછે કે 'તુ જુવાન થઇ છુ, આમ નાગાં ફરતાં તને પુરૂષોની લજ્જા આવતી નથી ?' તો તે તેનો જવાબ એમ આપે કે, 'કોની શરમ કરવાની ? બધા પુરૂષો વિષયી છે, સ્ત્રી જેવાજ છે, પછી તેમની શરમ શી ? મારામા અને પુરૂષમાં મને તો જરાયે ફરક લાગતો નથી હુ કોની શરમ ધરૂ ?' કોઈ વિષયી કે લુચ્ચો જુવાન એ છોકરીની છેડ કરવાની હિંમત કરી શકતો નહિ અને જો કોઇએ કરી તો તેણી તેવાઓને લાતો મુક્કી કે તમાચા મારી એવો મેથીપાક જમાડતી કે ફરીપાછો કોઇ તેની છેડતી કરે નહિ

અચાનક એ ગામમા એક નૈષ્ઠિક બ્રહ્મચારી આવી ચડ્યો આ છોકરીએ એને જોઇ તરત કપડાં પહેરી લીધા અને તેની લાજ કાઢવા માડી લોકોને બહુ કુતૂહલ થયુ, પણ માબાપ તો ખુશ થયા પડોશની સ્ત્રીઓએ એને આમ કરવાનુ કારણ પૂછતા તેણીએ કહ્યુ, 'આ પુરૂષ છે, નૈષ્ઠિક બ્રહ્મચારી છે માટે એમની લજ્જા કરવી જોઇએ '

દૃષ્ટાંત (૨)-જ્યારે શ્રીરામચન્દ્રજી સીતા અને લક્ષ્મણ સહિત ચિત્રકૂટ ઉપર ગયા ત્યારે વાલ્મીક મુનિ પોતાના આશ્રમમાથી બહાર નીકળી ત્રણેને સામે લેવા ગયા અને આશ્રમમા લાવી સત્કાર કર્યા પછી બોલ્યા કે 'હે રામ ! હુ જાણુ છુ કે તમે વિશ્વરૂપ છો, સર્વના હૃદયમા રમી રહેના છો, સર્વને રમાડો છો અને સર્વને ધારણ કરી રહેલા છો, તમે અજન્મા નિત્ય શુદ્ધ, બુદ્ધ મુક્તસ્વભાવ પરમાત્મા છો છતાં તમે તમારી યોગમાયા વડે માનુષીદેહ ધારણ કરીને સાધુઓ, મુનિઓ બ્રાહ્મણો અને દેવોનુ રક્ષણ કરવા દુષ્ટોનુ દલન કરવા ભક્તોનુ મન રંજન કરવા અને ધર્મની પુનઃસ્થાપના કરવા તમારી આ સત્વગુણીમાયારૂપી સીતા અને અનંત એવા આ લક્ષ્મણની સાથે આ વનમા આવ્યા છો તમારા માયીક સ્વરૂપને ઓળખવુ એ બધાથી બની શકતુ નથી અને તમારૂ આ માયીક સ્વરૂપ જોકે ઓળખવુ સહેલુ છે પણ તેને પામવુ અઘરૂં છે જેના ઉપર તમારી કૃપા થાય છે તેને તમે તમારૂ સ્વરૂપ બતાવો છો અને જે તમને જાણે છે તે તમારૂ સ્વરૂપ થઈ જાય છે

"तुमरी कृपा तुम दियो जनाई । जो जाने तुमही होइ जाई ॥"

પ્રભુપ્રેમીઓ ! ભગવાન રામચંદ્રજી મર્યાદાપુરુષોત્તમ હતા ધર્મની પુનઃસ્થાપના કરવા અવતારીત થયા હતા એમની મનુષ્યલીલા એ નાટ્યલીલા હતી એથી એક સજ્જન અને ધાર્મીક મનુષ્ય જેમ પોતાની મહત્તા સાંભળીને સંકોચને પામે તેમ તે શરમાઇ ગયા વાલ્મીક મુનિએ એ જાણીને વાત બદલી નાખી અસ્તુ.

તમને આ બે દ્રષ્ટાંતોમાં બતાવ્યાં પ્રમાણેના લજ્જાના બીજાં કારણો પણ હોય છે અપરિચીત માણસો સાથે પરિચય કરતાં, તેમની સાથે વાતો કરતાં, તેમને કાંઇ પૂછતાં, તેમની સમક્ષ કોઇ વ્યવહારીક સત્કર્મ કરતાં અને દોષરહિત કામ કરતાં, વળી તેમની સાથે છૂટથી હરતાં, ફરતાં કે બોલતાં પણ તમે સંકોચ અનુભવશો કોઇ અપરિચીત યા વિરુદ્ધ મતાવલંબીઓ સાથે ધાર્મીક, ઉપાસનીક યા ઈશ્વરાધીન કર્મ કરતાં પણ સંકોચ થશે, માળા ફેરવતાં, પ્રભુભજન કરતાં, નમસ્કારોચ્ચાર કરતાં, આનંદમાં તાળી પાડતાં, ગીત ગાતાં પણ લજ્જા આવે છે. આનું કારણ અભિમાન, દંભ, ઓછી આવડત, મિથ્યાભિમાન અને એક પ્રકારની સ્વભાવીક મૂઢતા હોય છે. પરન્તુ અધર્માચરણ કરતાં, અમાનુષી કર્મ કરતાં, અનીતિ યુક્ત કર્મ કરતાં, દુષ્ટાચરણ કરતાં, ઐશ્વરીભાવ આણવામાં પ્રમાદ કરતાં અને પ્રભુભજન નહિ કરતાં શરમ–સંકોચ થવો બરાબર છે બ્રહ્મોપાસનાની કોઈ ક્રિયા થવામાં કે કરવામાં લજ્જા સંકોચ કે શરમ ન થવી ઘટે ઈશ્વરોપાસના કરવામાં ઉત્સાહ થવો એ મનુષ્યનું દૈવીભૂષણ છે

શારીરીક ભોગોની પ્રાપ્તિ માટે યજ્ઞોમાં પશુ હોમવાની ક્રિયાઓ કરવી એ પશુઓ પર અન્યાય કરેલો ગણાય એ અન્યાય અટકાવવા પૈસાદારો, અમીરો અને રાજાઓને બોધ આપવા ભગવાન બુદ્ધે રાજ્યસત્તા અને રાજ્યભોગો ત્યાગી ભિક્ષુજીવન સ્વિકાર્યું. આ પ્રકારનો ઐશ્વરીભાવ બુદ્ધમાં આવ્યો એનું મૂળ 'દયા' નામની દૈવીસંપત્તિ હતું જે 'દયા' નું મૂળ 'હ્રી' હતું 'અરે ! પોતાનો શરીરના આનંદ, સુખ અને આરામ માટે શું બીજા પ્રાણીઓનો હોમ કરવો ? અરેખર, શરમ થવી ઘટે માણસને' આવો વિચાર જો મનુષ્યમાં સંકોચ અને લજ્જા હોય તોજ આવે

(૨૧) અચાપલમ્:-એટલે ઇન્દ્રિયો અને મનનું નિયમીત વ્યવહારપણું આથી એ નહિ સમજવાનું કે-ઝાડાપિશાબનું, શ્વાસોચ્છવાસનું, સુંઘવાસાંભળવાનું, ખાવાપીવાનું, જોવાકરવાનું કે બોલવાનું સદંતર અટકી બંધ થઇ જાય, પરન્તુ ઇન્દ્રિયોની ક્રિયાઓની ઉગ્રતા અને જોઇએ તે કરતા વધુ ક્રિયાવાન ન બનતા દઈ નિયમીત કાર્યથી વપરાય-એનું નામ અચાપલમ્

પ્રશ્ન:-શું માણસ આંખે પાટા બાંધે? કાનમા પુમડાં ખોસે? જવાબ-ના, એમ નથી. ન જોવા યોગ્ય ન જોવું અને જોયા પછી જોયેલા પર ન લોભાવું ન સાભળવા લાયક-નિંદા, ચાડી-વિગેરે ન સાભળતા, હરિકિર્તન, મહાત્માઓના સદુપદેશ આદિ સાભળવા-આવા નિયમને ચપળતારહિતપણુ સમજવું ઘટે અલબત્ત, આ વાત સબંધ ધરાવે છે સનાતનવેદીકધર્માવલબી ગૃહસ્થોના આશ્રમધર્મોને

પરન્તુ ઐશ્વરીભાવ આ દેહમા આણવાને મથનારાઓ અને નિર્વાણ શાતપદ પ્રાપ્તિ માટે મથનારાઓને સમાધિદશામા રહેવાની જરૂર હોવાથી એમને ઇન્દ્રિયોનો અને મનનો વ્યાપાર બીલકુલ બંધ કરવાનો હોય છે જેને આ દૈવીસંપત્તિ પ્રાપ્ત થઇ હોય તે સહજમા કૈવલ્યસંપાદન કરે છે, પરન્તુ આહાર તો કર્યા વિના એને ચાલે નહિ અને આહાર વિના ચાલે નહિ તેથી ઝાડોપિશાબ પણ તેને થયા વિના રહે નહિ, પણ બહુ ઓછા થાય

છતા ભગવદ્‌ગીતા મોક્ષશાસ્ત્ર હોવાથી ચપળતારહિતપણુ એનેજ કહે છે કે-જે મનનું અને ઇન્દ્રિયોનું સંયમન ફક્ત ભગવાનની સેવામાજ કરે અને એ દિનરાત થાય તો ભગવાન સાથે અનન્યયોગી રહે

દૃષ્ટાંત-કોઇએક પ્રભુભક્તને એકની એક પુત્રી હતી તેને તેણીના પિતાએ કોઈ ધનવાનને ત્યા ન પરણાવતાં, એક નિર્ધન ભક્ત સાથે પરણાવી સાસરે આવતાવેંત તેણીએ જોયુ કે પોતાના પતિ એક ચટાઈ પર સુઈ રહ્યા હતા, જ્યારે ઘરના એક ખુણામા એક વાસણમા એક ટુકડો રોટલી અને પ્યાલામા થોડુ પાણી ઢાકી રાખેલા હતા. પત્નિએ પતિને આ સંઘરવાનુ કારણ પૂછતા તેણે જવાબ દીધો કે, "ગઇ કાલે મળેલી રોટલીમાંથી બચેલો ટુકડો અને પાણી આજને માટે સંઘરી મૂક્યા છે" પતિની નિર્ધનતા તરફ

તો તેમનુ ધ્યાન આમ ખેચાયુ પણ સાથે સાથે પતિની પ્રભુ પ્રત્યેની અગાધ શ્રદ્ધાભક્તિના પણ જાણી લીધી પોતે બાપને ઘેર પાછી જવા તૈયાર થઇ ત્યારે પતિએ ટાણો માર્યો કે ' એ તો હુ પ્રથમથીજ જાણતો હતો, કે માબાપના સુખવૈભવમા ઉછરેલી તુ મારી નિર્ધનતાને નહિ સહી શકે અને તે જોતાં મે તો તારા પિતાને લગ્ન માટે નાજ પાડી હતી, પણ એમણે ખાત્રી આપી કે ગમે તે સ્થિતિમાં તુ રહી શકશે જ્યારે તારી ઇચ્છા છે તો ખુશીથી તારા પિતાને ત્યા જા મને કાંઈ વાંધો નથી " પત્નિએ આનો જવાબ આપતા કહ્યું, " નાથ' એમ નથી તમારી નિર્ધનતાને મે સહર્ષ વધાવી લીધી છે અને લગ્ન પહેલાથીજ હું આ વાતતો જાણતી હતીજ, પણ આપ પ્રભુના ભક્ત છો છતા પ્રભુના ઉપર અશ્રદ્ધા રાખો છો તે હુ જાણતી નહતી શુ ભગવાન પર એટલોયે ભરોસો નહિ કે બીજે દિવસે એ ખાવાનુ આપશે કે નહિ? ભોજનપાણીનો આવો તમારો સચય બતાવી આપે છે કે તમારી ભક્તિમા કચાશ છે તમારા હૃદયના ખુણામા પ્રભુ પ્રત્યેના અવિશ્વાસે સ્થાન લીધુ છે શુ જેણે પેટ દીધુ છે તે ખાવાનુ નહિ આપે? અલબત્ત પુરૂષાર્થ તો કરવોજ પડે હાથપગ જોડીને બેસીને ન રહેવાય પણ શ્રદ્ધાળુ આવો સચય ન કરે ' પતિને પોતાની ભૂલ સમજાય ત્યારબાદ બેઉજણા સંસારમાં રહી પૂર્ણ શ્રદ્ધાથી પ્રભુભજન કરવા લાગ્યા

દૃષ્ટાંત (૨)—ભગવાને એક એવો સખત નિયમ કર્યો છે, જે જોવા જેવો છે કોઇએક સાધુ એક પહાડની ગુફામા એવી પ્રતિજ્ઞા લઇને બેઠો કે જો પ્રભુ જાતે ખાવાનુ આપવા આવે તોજ ખાવુ, નહિતો ઉપવાસ કરવો. આ પ્રમાણે તેણે સાત દિવસ તો ખાધા વિનાના કાઢ્યા અને આખરે છેવ મુઝાવા લાગ્યો ત્યારે આકાશવાણી થઇ કે, " હે મૂર્ખ ! જેવી તે પ્રતિજ્ઞા લીધી છે તેવી મારી પ્રતિજ્ઞાને પણ તુ સાભળ તે એ છે કે જ્યાસુધી તુ વસતીમા ન જાય અને ખાવાનુ ન માગે, ત્યાસુધી મારા ભક્તોદ્વારાયે હુ તને ખાવાનું નહિ આપુ તુ મારી ગુફામાના જણના માગે છે અને હુ એ લીલા પ્રગટ કરૂ એવુ તુ ચાહે છે, પરન્તુ તે બનવાનુ નથી ( )

ભગવાનની આ અપ્રસન્નતા જાણીને સાધુ થરથરવા લાગ્યો અને તેજ વખતે વસતીમા જઇ ભિક્ષા માગવા લાગ્યો ત્યા જતાજ બહુ જગ્યાએથી

એમને ભોજન મળવા લાગ્યું અને એણે એજ પ્રભુનો પ્રસાદ સમજી એનો આદર કરવા લાગ્યો.

દૃષ્ટાંત (૩):–કોઈએક વિદ્વાન ભકતે યાત્રાર્થે બહાર જતાં, રસ્તામાં કોઈ અભણ સાધુની મઢુલીમાં મુકામ કર્યો. સાધુએ ભોજનના સમયે પેલા વિદ્વાનને પોતાને ત્યાં હતું તે રોટલો અને મીઠાની કાંકરી જમવા આપ્યાં અને વિદ્વાને તે સ્વિકારી જમવાનું શરૂ કર્યું. એટલામાં એક ભિખારી, ઘણા દિવસનો ભૂખ્યો, અન્નયાચના કરતો આ મઢુલી આગળ આવી ઉભો અને અન્નની યાચના કરી. સાધુએ મે'માન વિદ્વાન આગળ ધરેલો થાળ ખેંચી, તેમાંનો રોટલો અને મીઠું પેલા ભિખારીને આપી દીધું. પેલો મે'માન બોલી ઉઠ્યો, "મહાત્માજી! આપ જો ભણ્યાગણ્યા હોત તો આવું ન કરત. મે'માનને ભૂખ્યો રાખીને, ભીખારીને ભોજન ન આપી દીધું હોત. થોડું રાખીને થોડું આપ્યું હોત. પણ બધું તો નજ આપ્યું હોત. આ કૃત્ય તમારૂં અતિથિસત્કારના નિયમ અને સિદ્ધાંત વિરૂદ્ધનું છે."

આ પ્રમાણે પેલો વિદ્વાન હજી એનો રોષનો ઉભરો હૈયામાંથી પૂરો કાઢી રહ્યો હતો રહ્યો, એટલામાં પેલા સાધુનો એક ભક્ત પકવાનોનો ભરેલો થાળ લઈ ત્યાં આવી પહોંચ્યો. આ થાળમાંથી યજમાનસાધુ અને અતિથિવિદ્વાને ભોજન કર્યું. ત્યારબાદ હાથ ધોતાં સાધુ બોલ્યો, "પંડિતજી! અવશ્ય તમે ભક્ત છો, પ્રભુ પર પ્રીતિ કરવાવાળા છો પણ તેના ઉપરની પ્રતીતિ વિનાના છો, નહિ તો ભીખારીને ભોજન આપી દીધા પછી તમને ભોજન મળવા સંબંધે અવિશ્વાસ આવ્યો ન હોત. ભાઈ! પ્રતીતિ વિના ઉમંગ આવતો નથી. મનુષ્યે સદા મનથી પ્રભુમાં વિશ્વાસ અને શ્રદ્ધા રાખવી ઘટે. આ શ્રદ્ધા અને વિશ્વાસનીશૂન્યતા પણ ચપળતાની નિશાની છે. શરીરની અવિશ્રાંત અતિપ્રવૃત્તિજ ચપળતા કહેવાય એવું સમજવું નહિ, પણ શારીરીક ભોગોની ભાવશૂન્યતાને અચાપલમ્ કહેવાય છે.

(૨૨) તેજઃ–એટલે બુદ્ધિની સૂક્ષ્મતા અથવા તીવ્રતા યા પ્રકાશનું અધિકપણું. એમ કહેવાય છે કે જ્યારે રામચંદ્રજી વનવાસ ભોગવતા હતા અને ઋષિમુનિઓ એમને જોતાં, એ સમયે એમને ભેટવા તેઓ ઈચ્છા કરતા હતા, પરન્તુ રામની પાસે જવાને કોઈની હિંમત ચાલતી ન હતી. રામને

બેગવાની ઇચ્છા થવાનું કારણ તેમનું મોહક શરીર અને વિવેક ભરેલી મીઠી વાણી, તેમજ પિતાની પ્રતિજ્ઞાનું પૂર્ણપાલન કરવાને રાજ્યત્યાગ હતુ. એમના જેવું આચરણ તે સમયે ઋષિઓએ કોઇ માનવીમા જોયેલું ન હતુ. એકરીતે જોતા 'તેજ' એને 'સર્વ પ્રકારનું મહત્વ જે બીજામા પૂજ્યભાવ પેદા કરે છે તે યાને સર્વેસદ્‌ગુણસમ્પન્નતાવાળી મનુષ્યતા '

ગરીબ પૈસાદારથી દબાય છે, અવિદ્વાન વિદ્વાનથી દબાય છે, નમણી સમજણથી દબાય છે, બીક શારીરીક વ્યથા કરનારથી દબાય છે અને જડવાદી, અનાત્મવાદી, મદ, અનાત્મજ્ઞાની, શારીરીકભોગવિલાસનો લાલચુ અને અશ્રદ્ધાળુની ક્રૂર હિંસક અને ખૂનીથી દબાય છે દબાવાનું કારણ તેજ શૂન્યતા અને અસહિષ્ણુતા છે જેનામાં અસહિષ્ણુતા હોય છે તે સ્વરક્ષણ અને સંરક્ષણ માટે વાકાચુકાં, અનીતિવાન અને અધર્મી સાધનનો ઉપયોગ કરે છે

દાખલા તરીકે આદ્યશંકરાચાર્ય શાસ્ત્રાર્થમા ન જીતાયા અને એમના અનુયાયીઓ વધવા માડ્યા, ત્યારે પોતાનું મતવ્ય સાચું માનનારાઓએ સ્વમતવ્યના રક્ષણાર્થે શંકરાચાર્યને દગાથી ઝેર આપ્યુ, ભીમસેન બળથી પરાજીત થાય તેમ ન હતું તેથી દુર્યોધને એને ઝેર આપ્યુ હતુ, સ્વામી દયાનંદને રાજધાનીમાથી કઢાવી શકતા ન હોવાથી વેશ્યાએ બીજા માર્ફતે તેમને ઝેર અપાવ્યુ અને અતિશય ક્ષમાનો ગુણ હિંદુઓને ભીરૂમા ખપાવશે અને મુસલમાનો બળવાન થઇ દબાવી દેશે અને રાજ કરવા લાગશે અને હિંદુઓ પાછા પરતંત્ર થઇ જશે એવી બીકની મતવ્યતા સાચી માની, ગાંધીજીના ક્ષમા અને સહનતાના ગુણમા તેમને આગળ ન વધવા દેવા તેમને હિંદુઓએજ ગોળીથી ઠાર માર્યા

મોક્ષાર્થીઓએ આ બધામાથી અળગુ થઇ જવુ ઘટે પોતાના મતવ્યને મનાવવા કદાપિ આગ્રહ કરવો કે કરાવવો ન ઘટે પરિણામ હિંસાનું આવે છે.

પ્રભુપ્રેમીઓ! ફક્ત બ્રહ્મજ્ઞાનીઓ અને ઉત્તમ ભક્તોજ પોતાની માન્યતા બીજાઓ પર ઠોકી બેસાડવાનો આગ્રહ કરતા નથી સનાતનધર્મમા દરેક જાતની માન્યતાઓ છે અને તે યોગ્ય દ્રવ્ય ક્ષેત્ર અને કાળના પ્રમાણમા અનુસરવાની હોય છે વળી તે મનુષ્યવ્યક્તિઓ માટે, ગામ માટે, દેશ માટે

ખડ માટે, આમોહવા માટે માનવામા આવેલી હોય છે પોતાનીજ ઇચ્છા પ્રમાણે નહિ ચાલતા હરિઇચ્છાને અનુસરવુ અને લાન્ચ વિના વર્તવુ એ મનુષ્યની માન્યતા બરાબર છે, ખોરાકની, આચરણની, ઇશ્વરનાં સ્વરૂપોની અને તેને માટે કરાતા સાધનોની માન્યતાઓ સમાન હોઇ શકે નહિ 'તમે આમ કરશો તો ફાનશો અગર ખત્તા ખાશો' આવી પોતાની માન્યતાનો આગ્રહ હિસાનુ પરિણામ લાવે છે માણસ પોતાનુ ધ્યેય ભિન્નભિન્ન રીતથી સપાદન કરે છે જેણે ધ્યેય સપાદન કર્યું હોય તેનામા એ પ્રાપ્ત વસ્તુનુ જે ઓજસ ચમકે છે તેને તેજ કહેવામાં આવે છે જેનામા આવુ ઓજસ છે તેણે બીજાને આવુ ઓજસ આણવા કહેવુ ઘટે નહિ, આગ્રહ કરવો ઘટે નહિ જો કોઇ નકલ કરતુ હોય તો તેને રોકવુ નહિ, તેમ પ્રોત્સાહન પણ આપવુ નહિ

(૨૩) ક્ષમા:–એટલે શરીર પર આવી પડલી આફતોને સહન કરી લેવાનો ગુણ આફતો આવી પડશે એવુ સભળતા મનમા ડર ન આણવાનો ગુણ ગભરાઇ ન જવાનો ગુણ, અત કરણની વિકારરહિતપણાની હાલત

હિંદુસ્તાનનો છેલ્લો દિલ્હીનો ગાદીપતિ પૃથ્વિરાજ ચૌહાણ મહાબળવાન સમ્રાટ હતો તેના તેજ અને બળને સહન નહિ કરી શકવાથી શાહબુદ્દીન ઘોરી વારવાર ચઢાઇ લઇ આવતો હતો, પણ વીર પૃથ્વિરાજ તેના હુમલાને ખાળીને, લડાઇમા જીતી, તેને કેદ કરી લેતો અને દરેક વખતે માફી માગતા તેની નીચતાને મનમા ન લાવતાં છોડી પણ દેતો હતો. 'ક્ષમા વીરસ્ય ભૂષણમ્' ના ન્યાયે દોષ કરનાર કોઇપણ હોય, ગમે તેવા અને તેટલા દોષ કર્યા હોય, છતાં માફી માગનારને વીરપુરૂષ તો માફી આપીજ દે છે, તેમજ તેના અપરાધો જાણેજ ન હોય તેમ વર્તે છે આમ કરવુજ જોઇએ એ ક્ષમાનો સિદ્ધાંત પણ છે બહુધા તેજને નહિ સહન કરનારાઓ પોતાના ઇર્ષાના અવગુણથી અપરાધી થાય છે થવાનુ થાયજ છે એને મિથ્યા કરવાનો યત્ન નકામો જાય છે આ કારણથી બહેતર છે કે બચવાને યત્ન કરવા કરતા યા પ્રતિકાર કરવા કરતા મુકાબને સહન કરી લેવુ એ વધુ હિતકારક છે જે શરીરને અને દુનિયાને મિથ્યા અને નાશવત માને એવા મોક્ષાર્થીએ આવી પડેલા અણગમતાને દૂર કરવાને યત્ન કરવા કરતા સહન કરી લેવુ એ વધુ ડહાપણભરેલુ છે.

દૃષ્ટાંત:–એક રાજાને એકનો એક ગાદીવારસ પુત્ર હતો, જેને માટે એક જોશીએ એ રાજકુમારની જન્મપત્રિકાના ગ્રહો જોઈને એનુ મોત વાઘથી થશે એમ કહેલુ. આમ પુત્રના મોતનુ કારણ જાણવાથી રાજા પોતાના કુંવરને જંગલમાં શિકારે તો જવાજ નહોતો દેતો, પણ રાજમહેલનીયે બહાર જવા દેતો નહિ તેના દીલને ખુશ કરવા દરેક જાતની રમતગમતો, કુદરતના જેવી નકલી રચનાઓ જેવીકે ઉદ્યાન, ઉપવન, તળાવ, વિગેરે બધુ રાજમહેલમાજ રચાવ્યુ રાજકુંવર કોઇક વખત મહેલના શીખરની અગાસીમા જતો અને ચારેબાજુ નજર નાંખતો તો એને દુનિયાં બહુ વિશાળ લાગતી હતી, પણ પોતાના મોતના કારણથી પોતે વફાદાર હોઇ મૃત્યુ નિવારવા પિતાની ઇચ્છા મુજબ બહાર જતો નહિ.

એક દિવસ પોતાના મહેલની દીવાલ ઉપરના ચિત્રો જોવામા તલ્લીન હતો, એટલામાં તે રાજકુમારનુ ધ્યાન દીવાલ પર આલેખેલા પશુપક્ષિઓના ચિત્રોમાથી એક વિકાળમુખવાળા વાઘના ચિત્ર પર ગયું. આ જોતાજ તેને પુષ્કળ ક્રોધ ઉત્પન્ન થયો

પ્રભુપ્રેમીઓ! જ્યારે માણસને ક્રોધ થાય છે ત્યારે તે ક્રોધ જરા જરા કરતા વધતો જાય છે અને પરિણામે તેને કશાની–સારાનરસા–સાચાજૂઠાની–આજુબાજુની–કાંઇપણ ગતાગમ રહેતી હતી તેની બુદ્ધિ બહેર મારી જાય છે અને બુદ્ધિ ભ્રમીત થતાં ન કરવાનું કરતાં તે ક્રોધ કરનારનો નાશ થાય છે ભગવાન શ્રીકૃષ્ણે ગીતામા પણ આ વાતનુ સમર્થન કરતા કહ્યુ છે કે–

'क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥

ઉપરોક્ત રાજકુંવર પણ આજ પ્રમાણે ક્રોધાન્વીત થતા તેની સ્મૃતિનો નાશ થવા માંડ્યો દીવાલ ઉપરના વાઘના ચિત્રને જોઈ 'આ જડ છે, ફક્ત ચિત્રજ છે, સાચો વાઘ નથી'–એવું એને ભાન રહ્યું નહિ, પણ આજુબાજુ નજર નાંખતા પાસે એક કહાડી પડેલી હતી તે હાથમા લઇ ચિત્ર ઉપર ઘા કરવા લાગ્યો અને સાથે બોલવા પણ લાગ્યો કે "હે દુષ્ટ! તારા કારણેજ હુ આ મહેલમા ગોંધાઇ રહ્યો છુ તેજ મારી આ કેદીની દશા કરાવી છે, માટે આજે તને નહિ છોડુ "

આ પ્રમાણે તે બોલતો જાય છે અને વધારેનેવધારે જોરથી કુહાડીના ઘા ચિત્ર ઉપર કરે છે, એટલામા કુહાડીનું પાનું તેના હાથામાથી છૂટું પડી દીવાલ ઉપર અથડાઇ જોરથી રાજકુવરના કપાળમાં આવી વાગ્યું પોતાની તીક્ષ્ણધારથી બહુ મોટો ઘા પડતા પુષ્કળ લોહી વહેવા માડયુ અને પરીણામે રાજકુવર ત્યાજ બેભાન થઇ અને મરણ પામ્યો અસ્તુ

જોયું ? વાઘથી થવાના મૃત્યુનો પ્રતિકાર કરવા રાજાએ કેટલો બધો પરિશ્રમ ઉઠાવ્યો ? કેટકેટનું દ્રવ્ય અને કેટકેટલી રચનાઓએ કરી, છતા કશુ વળ્યું નહિ રાજકુમારે પણ ચિત્રમાના વાઘપર પોતાનો રોષ ઠાલવ્યો એની બુદ્ધિ બ્હેર મારી ગઇ છેવટે જ્યોતિષ સાચુ ઠર્યું. એના મૃત્યુનું નિમિત્ત વાઘ થયો થવાનુ તે થાયજ છે. તેના માટે અસહિષ્ણુ બનીને **ધમાલ મચાવી મુકવી બીનજરૂરી છે. જે વસ્તુ આપણા હાથમાં નથી, જે વસ્તુ અનિવાર્ય છે, જે વસ્તુ કુદરતના હાથમાં છે, તેનો વિચાર અને તેની ચિન્તા મગજમાં ન આવવા દેવી અને બેપરવાહ બનવું એમાંજ મઝા છે.**

**होइहि सोइ जो राम रुचि राखा। को करि तर्क बढावै साखा॥**

**નકામા સંકલ્પવિકલ્પ કરી વખતનો નિરર્થક વ્યય કર્યો એના કરતાં પ્રભુનામસ્મરણ અને ચિંતન કરવું એ વધુ સુખદાયક છે.**

**દૃષ્ટાંત:**–ઉત્તર હિન્દુસ્તાનના કોઇએક જંગલમા પ્રક્ષોની વ્યવસ્થા રાખનારો અને સુકાયેલાજ ઝાડોને કાપવાની પરવાનગી આપનારો જગલમાજ સરકારી બગલામા રહેનારો, બહુ ક્ષમાવાન અને સહિષ્ણુ એવો એક ફૉરેસ્ટ રેન્જર Forest Ranger નોકરી કરતો હતો

એક દિવસ જગલમા ફરતા ફરતા અચાનક એક વાઘનુ તુરતનુ જન્મેલુ બચ્ચું મળી આવ્યુ, જેને ઉચકીને તે પોતાને બગલે લાવ્યો અને બીજા કુતરાઓની સાથે તેને રાખી તેને પાળવા લાગ્યો કુતરાના નાનાનાનાં ગલુડીયાની સાથે આ વાઘનુ બચ્ચુ પણ હળી ગયુ અને પેલા રેન્જરને પણ તેના ઉપર અધિકાધીક પ્રેમ ઉપજવા લાગ્યો અને તે એટલે સુધી કે પોતાની ખાવાની, બહાર ફરવા જવાની અને સુવાની વખતે પણ પોતાની સાથેજ

રાખવા લાગ્યો અને ખાવાનામાંથી ખાવાનું અને સુવા માટે પોતાની પથારીમાં સાથેજ સુવડાવવા લાગ્યો વાઘનું બચ્ચુ એને સુખદુ, ચાટતુ અને નાના પ્રકારની ગેલ કરતું હતું. બેઉને પરસ્પર બહુ મહોબત જામી હતી.

એક દિવસ આ ફૉરેસ્ટ રેન્જર પોતાના મકાનાના વરંડામાં આરામચેરમાં સુતોસુતો કોઇક નૉવેલ વાંચી રહ્યો હતો અને નૉવેલમાની કાલ્પનીક વાતમાં એવો તલ્લીન થઇ ગયો હતો કે એને પહેલા તો કશી ખબર ન પડી, પણ પાછળથી પોતાનો જમણો હાથ જે ખુરશીના હાથાપરથી લટકતો હતો તેમાં મધુર મધુર દર્દ થવાથી તે સચેત થયો નૉવેલ જરાક આઘી કરી પોતે જોયુ તો પોતાની ખુરસીની જમણી બાજુએ પેલુ વાઘનુ બચ્ચુ, જે હવે મોટું મનો જુવાન વાઘ થયેલો હતો, તે પોતાના હાથને ચાટતો હતો અને હાથની આંગળીઓમાથી લોહી ટપકતુ હતુ તે બહુ મીઠુ લાગવાથી એ ચાટીચાટીને ચટતો હતો. તેણે જોયુ કે પોતાના હાથની આંગળીમાનું માસ પણ બહાર નીચાઇ આવેનું છે વાઘતો કોઇ દિવસ નહિં ચાખેનું એવું મીઠું લોહી ચુસી રહ્યો છે પણ હવે રેન્જરને હાથમાં દર્દ વધવા લાગ્યુ હતું, એટલે વાઘના મોમાંથી હાથ છોડાવવા જરા પ્રયત્ન કરી જોયો હાથ બ્હાર કાઢ્યો પણ ખરો પણ વાઘને એ ન ગમ્યુ, ગર્જના કરી તેણે ફરી હાથ મોમાં લીધો

રેન્જરે સાવધાન થઇ પોતાના શીપાઇ દેવીસીંગને ત્યાં પડ્યા પડ્યાજ ધીમે અવાજે બોલાવી હુકમ કર્યો "દેવીસીંગ! રાઇફલ લા કે સાવધાનીસે યહાં શેરકો મારો" દેવીસીંગ સમજી ગયો તુરતજ રાઇફલ લાવી, બરાબર નિશાન સાધી એ ગોળાથી વાઘને ઠાર કર્યો ત્યાર પછી સાહેબનો હાથ ધોઇ દવા લગાની પાટો બાંધી દીધો અને થોડા દિવસમાં હાથ સુધરી ગયો.

જો દેવીસીંગને ન બોલાવ્યો હોત અને સીફતથી કામ લીધુ ન હોત, બલ્કે રેન્જરે જબરદસ્તી કરી હાથ ખેંચી લીધો હોત કે ત્યાંથી નાશી જવાનો કે વાઘ સાથે બાથ ભીડવાનો પ્રયત્ન કર્યો હોત, તો જાતપર ગયેલો વાઘ વધુ વીફરેત અને કદાચ અસહાય રેન્જરનું મોત નીપજાવ્યુ હોત.

જેનામાં ક્ષમાનો ગુણ નથી હોતો એવી સ્રીઓને ઝેર ખાઇને, કુવામાં પડીને કે ક્રેરોસીન છાંટીને બળી મરી, આપઘાત કરનારી મેં સાંભળી છે

તેવીજરીતે અસહિષ્ણુ, અહંભાવવાન પુરૂષોને પણ પોતાની અપકીર્તિ ન સહન કરી શકવાથી ઝેર ખાઇને, ફાંસો ખાઇને, પેટમાં કીરપાન ઘોંચીને કે માથા સામે રીવૉલ્વરમાંથી ગોળી છોડીને મરતા મેં સાંભળ્યા છે અણીનો ચૂક્યો સો વર્ષ જીવે-એ માનવી ન ભૂલે, ઉતાવળો ન થાય, આવી પડેલુ સહન કરવાની હિંમત ધીરજથી કરે- અને આમ કર્યે એ સુખી થાય છે, એનુ દુઃખનુ વાદળ વેરાઇ જાય છે

(૨૪) ધૃતિ-એટલે ધીરજ યા ધૈર્ય જ્યારે દેહ, ઇન્દ્રિયો અને મનને વિક્ષેપ થાય એવુ બને ત્યારે વિકારરહિત રહેવાની શક્તિને, ગભરાઇ નહિ જવાની શક્તિને, પ્રતિકાર નહિ કરવાની સમજશક્તિને ધૃતિ કહેવામાં આવે છે. ધૃતિશૂન્ય મનુષ્ય વિક્ષેપની અસરથી મગજ ખોઈ બેસે છે, ગાંડો થઇ જાય છે, ક્રોધ કરીને હિંસા કરે છે યા સદાને માટે નકામો થઇ જાય છે અનિષ્ટના વિક્ષેપથી જે પરિણામ આવે છે એનેજ મળતુ ઇષ્ટપ્રાપ્તિના હર્ષથી પરિણામ આવે છે દાખલા તરીકે લાંબા સમય સુધી પ્રજોત્પત્તિ ન થવા પછી ઓચિંતો સ્ત્રીને ગર્ભ રહી પુત્ર પ્રાપ્ત થવાના સમાચારથી કે કોઇ ગરીબ માણસને ડર્બીની લૉટરીની ટીકીટ ખરીદ્યા પછી આશા નષ્ટ થતા પહેલા ઓચિંતો લાખો રૂપીયા મળ્યાના સમાચારથી માણસ ગાંડો બને છે

દૃષ્ટાંત.-કોઇએક પવિત્ર સ્થાનમાં છૂટી છૂટી જગ્યાઓએ આશ્રય કરી રહેતા તપસ્વિઓએ તે રસ્તેથી પસાર થતા નારદમુનિને જોઈ, ભેગા મળી વિનતી કરી કે "હે મુને! તમે પ્રભુની નીકટમા રહેનારા હોઇ કૃપા કરી ભગવાનને પૂછી ન જુઓ કે તેઓ હમને દર્શન ક્યારે આપશે?" મુનિએ વિનતીનો સ્વિકાર કરી, પાછા એજ રસ્તે આવશે ત્યારે જવાબ આપશે એવુ વચન આપ્યુ

કેટલોક સમય વીત્યાબાદ નારદજી ઉપરોક્ત સ્થળે પાછા આવ્યા ત્યારે દરેક તપસ્વિને જૂદા જૂદા મળી તેમને અમુક અમુક સમય પછી પ્રભુ દર્શન આપશે એમ કહ્યુ તેમા કોઇને એક વર્ષ, કોઇને પાચ કોઇને પચીસ અને કોઇને સો વર્ષનો સમય બતાવ્યો વળી એકને કે જે એક આંબલીના ઝાડ નીચે તપ કરતો હતો તેનેતો આંબલી ઉપરના જેટલા પાંદડા તેટલા વર્ષો પછી હરિદર્શનનો અવસર બતાવ્યો આ છેલ્લો તપસ્વિ સિવાય બીજા

બધાંઓએ તો કાંઈ ખાસ હર્ષ ન બતાવ્યો, બલ્કે તેઓ નાસીપાસ થઇને નારદજીએ બતાવેલો સમય કેવીરીતે પસાર કરવો તેના વિચારમા પડયા. ફકત એકજ તપસ્વિ અને તે કે જેને આમલીના ઝાડના પાંદડા જેટલા એટલે અગણ્યે વર્ષના જેટલા સમય સુધી રાહ જોવાનુ નારદજીએ કહ્યુ હતું તે એકલોજ ઉત્સાહમા આવી નાચવા મંડી ગયો 'શું મને પ્રભુ દર્શન આપશે? આટલા વર્ષો તો એમનુંજ નામસ્મરણ કરીશ'–એમ બોલતો તે કૂદવા લાગ્યો, હર્ષાન્વીત થઈ ગયો

પ્રભુપ્રેમીઓ! આવી ધીરજ તેજ ધૃતિ, તેજ દૈવીસંપત્તિ હવે સાભળો બીજું દૃષ્ટાંત શબરીનુ –

દૃષ્ટાંત (૨):–શબરી જન્મે ભીલડી, ભગવાન રામચંદ્રજીની ભક્તા અને રૂષિ મતંગની શિષ્યા હતી. ભીલ માબાપે એના લગ્ન ગોઠવ્યા અને તે પ્રસંગે ઘણા નિર્દોષ પશુઓને ભોજન માટે ભેગા કરવામા આવ્યા. શબરી કમકમી ઉઠી બાળપણથીજ રૂષિબાળકોના સહવાસથી અને પૂર્વજન્મના સંસ્કારથી તેનામા દયા ઉપજી આવી આ નિર્દોષ પ્રાણીઓ પર રાત્રે નાસી ગઇ જંગલમા. માતાપિતાએ અને ભાઇભાભીએ પહેલેથીજ એને પોતાનાથી વિરૂદ્ધ વિચારવાળી માનેલી એટલે તેને શોધવા પ્રયત્ન ન કર્યો અને આમ અનાથ શબરી સ્વતંત્ર થતા ગુપ્તરીતે રૂષિમુનિઓની અને તપસ્વિઓની સેવા કરવામા ઉદ્યુક્ત થઇ રોજ મળસ્કે ઉઠી, રૂષિમુનિઓનો નદીએ જવાનો રસ્તો કાંટાકાંકરા કાઢી સાફ કરતી અને તેઓ નદીએ ગયા હોય ત્યારે છૂપીરીતે તેમના આશ્રમો પાસે સૂકા લાકડાના ભારા નાખી આવતી–ઇત્યાદિ સેવાઓ કરતી. છેવટે મતંગરૂષિએ એની સેવાની કદર કરી પોતાના આશ્રમમા રાખી અને ત્યાં રહી શબરી રૂષિની સેવા બદલ રૂષિના મુખે રામાયણ સાભળી રામપરાયણા થઇ રહેવા લાગી. જ્યારે મતંગ પોતાનુ શરીર છોડી બ્રહ્મલોકમાં જવા તૈયાર થયા ત્યારે શબરી ગીચારીયા થઈ રોઇને કહેવા લાગી, "પ્રભુ! મને પણ તમારી સાથે લઈ જાઓ" મતંગે આશ્વાસન આપતા કહ્યુ, "શબરી! તું અહિં આજ આશ્રમમા ભગવાન રામચન્દ્રજીનુ ધ્યાન અને ભજન કરતી રહે એક દિવસ એજ 'ભગવાન' રામચન્દ્રજી પોતે અહિં આવી તને દર્શન આપી તારો ઉદ્ધાર કરશે. તારાથી બ્રહ્મલોકમાં મારી સાથે આવી શકાય નહિ"

"ભગવાન રામચન્દ્રજી પોતે અહિં આવી તને દર્શન આપી ઉદ્ધાર કરશે"–ઋષિજીના આ વચનો ઉપર દૃઢ શ્રદ્ધા અને વિશ્વાસ તેમજ ધીરજ ધારણ કરીને શબરી રામચન્દ્રજીના આવવાની રાહ જોતી ત્યા એક હજાર વર્ષ રહી ફક્ત સવારથીસાંજ સુધી સામે રસ્તા તરફ મીટ માંડવી, રસ્તો સાફ રાખવો, પ્રભુને માટે મીઠા ફળો–બોર–નો પ્રસાદ તૈયાર રાખવો, પોતાનો આશ્રમ વાળીઝૂડી, લીંપીગુપી સાફ રાખવો અને રામચન્દ્રજીનુ ધ્યાન ધરતા પ્રતિક્ષણ માર્ગપ્રતિક્ષા કરવી—આ શબરીનું રોજનુ કાર્ય એક હજાર વર્ષ સુધી ચાલુ રહ્યું

'ધીરજનાં ફળ મીઠાં હોય છે.' એક દિવસ અચાનક શ્રીરામચન્દ્રજી આવ્યા લક્ષ્મણજીની સાથે શબરીએ બોરથી સત્કાર કર્યો, નેત્રજળથી અર્ધ-પાદ્યાદિ પૂજન કર્યું અને રામચન્દ્રજીએ એને નવધાભક્તિના પ્રકાર સભળાવી આત્મબોધ કર્યો પ્રભુના દર્શન અને વાણીથી કૃતાર્થ થયેલી શબરીએ ધ્યાન અને સમાધિમા રહી શેષજીવન વીતાવ્યું અને અંતે પરમપદ પ્રાપ્ત કર્યું

આનુ નામ ધૃતિ યાને ધીરજ અને એજ દૈવીસપત્તિ છે

(૨૫) શૌચ એટલે શરીરપરના અને શરીરની અદરના મળને દૂર કરવાની ક્રિયા. શૌચ બે પ્રકારનું હોય છે–શરીરની અંદરનું અને બહારનુ બહારનું શૌચ ખારાથી, સોડાથી, સાબુથી અને આ ત્રણ વસ્તુની ગેરહાજરીમા માટીથી અને પાણીથી થાય છે, આ પ્રમાણે શરીર ઉપરના ભાગને શુદ્ધ, પવિત્ર યા મૈલ વિનાનો બનાવવાની ક્રિયાને શૌચ કહેવાય છે શરીરની અદરની શૌચક્રિયા–સત્ અને અસત્‌ના વિવેકના વિજ્ઞાનવડે ચિત્તની દુર્વાસનાને મટાડવાથી થાય છે જે ચિત્તને બહાર જતું અટકાવવા માટે અને બહાર ગયેલાને પાછુ હૃદયમા આણવાને માટે કરવામાં આવે છે તે ક્રિયાને પણ શૌચ કહેવાય છે નિવાસસ્થાનને અદરથી અને બહારથી વાળીઝૂડીને શુદ્ધ રાખવાની ક્રિયા અને ઘરમાંના કચરાને સાવરણાથી સાફ કરવાની ક્રિયાને પણ શૌચ કહેવામા આવે છે આ પ્રમાણેની જે બાહ્યાભ્યતર ક્રિયા જે પ્રમાણે થાય છે, તેને માટે મનુભગવાન આ પ્રમાણે કહે છે –

अद्भिर्गात्राणि शुध्यन्ति मन सत्येन शुध्यति।
विद्यातपोभ्या भूतात्मा बुद्धिर्ज्ञानेन शुध्यति॥

અર્થાત્ 'પાણીથી શરીર, સત્યથી મન અને વિદ્યા અને તપથી આત્મા તથા જ્ઞાનથી બુદ્ધિ શુદ્ધ થાય છે.'

(૨૬) અદ્રોહ એટલે પોતાના ઉપર અપકાર કરનારને મારવાની ઈચ્છાનો અભાવ

દૃષ્ટાંત (૧):–દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી ઉપર હુમલો કરી લાઠી મારનાર પઠાણને પોલીસે પકડ્યો અને તેને ન્યાયાધીશ સામે સજા થવાને માટે રજુ કર્યો, પણ ગાંધીજી ફરીયાદી ન થયા. વધારામાં એમણે તો કોર્ટને જાહેર કર્યું કે 'એને સજા થાય એવું હું ઈચ્છતો નથી.'

દૃષ્ટાંત (૨):–દેવસભામાં દક્ષપ્રજાપતિએ પોતાના જમાઈ–ભગવાન શંકરનું અપમાન કર્યું, છતાં તેઓ જરાપણ નારાજગી નહિ બતાવતા રોષે ભરાયલા નંદી અને પોતાના ગણોને વારીને ચાલ્યા ગયા કૈલાસમાં.

દૃષ્ટાંત (૩):–કૈકેયીએ રામચન્દ્રજીનું યુવરાજપદ મળતું અટકાવી વનમાં મોકલ્યા, છતાં જરાપણ નારાજગી કે રોષ એમણે એના પ્રત્યે કર્યો નહિ.

દૃષ્ટાંત (૪):–સ્વામી દયાનંદ સરસ્વતિએ પોતાને ઝેર દેનાર રસોઈયાને સજામાંથી બચાવી લેવા તેને ચાલી જવા કહી ભગાડી મૂક્યો, તેમજ એણે ઝેર આપેલું એવું પોતે પણ બોલ્યા નહિ.

દૃષ્ટાંત (૫):–બુંદીકોટાના રાજા ચાપરાજ હાડાની પતિવ્રતા રાણી સોનપર વ્યભિચારનું આળ ચઢાવી એઉની અપકીર્તિ કરી અપકાર કરનાર શેરખાં નામના એક જૂઠા માણસને પોતાનું પોકળ ખૂલી જતાં રાણી પર ચઢનાર વખત આવતાં રોષ નહિ કરતાં બાદશાહ અકબરને વિનંતી કરી તેને શિક્ષામાંથી મુક્ત કરાવ્યો.

પ્રભુપ્રેમીઓ! આ પાંચ દૃષ્ટાંતોથી તમે સમજી શકો છો કે અદ્રોહ નામની દૈવીસંપત્તિ કોને કહેવી. પરન્તુ જેનામાં ક્ષમાનો ગુણ અને સહન શીલતાનો ગુણ હોય તે માનવીજ અદ્રોહી હોઈ શકે છે. અપકાર કરનારને દંડ કર્યા વિના જતો કરવો યા એના અપકૃત્ય પ્રત્યે લક્ષ આપવું નહિ, એની સાથે વેરબુદ્ધિ ન રાખવી, એને સજા ન કરાવવી, વળી માફી માગે તો તેને

જરૂર માફી આપી દેવી અને આમ અપકારી પર ઉપકાર કરવો–આવા સમગ્ર આચરણો–અક્રોધ શબ્દની વ્યાખ્યામા આવી જાય છે જેનામા અક્રોધ નામની સંપત્તિ હોય છે એ ક્ષમી અને સહિષ્ણુ હોય છે

બહુધા સત્વગુણી મનુષ્ય અક્રોધી સ્વભાવનો હોય છે રાજસગુણી સ્વભાવના ક્ષત્રિયો વૈશ્યો અને શૂદ્રો પણ જો ભગવાનનુ ભજન કરનારા અને મોક્ષાર્થીઓ જ્યારે થાય છે ત્યારે તેઓ પણ અક્રોધી સ્વભાવના બની જાય છે જુઓ ભક્તા શબરીનો અપકાર ઋષિઓએ બહુ કર્યો પણ શબરીએ ન તો નારાજગી બતાવી કે ન કાંઈ રોષ કર્યો. મુસલમાનોએ હિંદુઓ ઉપર બહુએ અપમાનો કર્યા છતા ગાંધીજીએ મુસલમાનો પર ન તો નારાજગી બતાવી કે ન તો રોષ કર્યો અને હિંદુઓને સહિષ્ણુ ક્ષમી અને અક્રોધી રહેવાનો ઉપદેશ જ એ આપતા રહ્યા વશીષ્ટના સો પુત્રો વિશ્વામિત્રે મારી નાખ્યા છતા વશીષ્ટે વિશ્વામિત્રનો દ્રોહ ન કર્યો ખેર વશીષ્ટ બ્રાહ્મણ હતા છતા આવા મહાન અપકાર સામે અક્રોધી રહેવુ એ બહુ કઠણ છે

દુર્યોધને વિદુરને ઘણા હલકા શબ્દોનો પ્રયોગ કરી રાજસભા તેમજ હસ્તિનાપુર છોડી જવા કહ્યુ, છતા વિદુરે પણ નારાજગી કે રોષ દાખવ્યા નહિ એને ક્ષત્રિય હતા ક્ષત્રિયોને અપમાન સહન કરવુ એ મૃત્યુ બરાબર હોય છે તેની પાસે ધનુષબાણ પણ હતા તેણે ધાર્યું હોત તો દુર્યોધન સાથે યુદ્ધ કર્યું હોત પણ તેમ ન કરતા હસ્તિનાપુર છોડી ચાલ્યા ગયા અસ્તુ

(૨૭) નાતિમાનિતા–એટલે અતિમાનતગીપણુ પોતાનુ અતિપૂજ્યપણુ થવાનો અભિનિવેશ કરવો યાને પોતાનુ બહુ માન થાય એવો ભાવ બતાવવો પોતાનુ માન થાય એવો યત્ન કરવો એવુ સામાન્યરીતે માનવીઓમા જોવામા આવે છે તે ન હોવુ યાને તેના અભાવને નાતિમાનિતા કહેવાય છે પોતાની પ્રતિષ્ઠા થવાનું અપેક્ષારહિતપણુ અભિમાનીના જેવો સ્વભાવ હોય છે એવા સ્વભાવ વિનાનો જે હોય તો નિરઅભિમાની નાતિમાની કહેવાય છે

દૃષ્ટાંત–સંત તુલસીદાસ જ્યારે અયોધ્યામા રહી રામાયણનો પ્રચાર કરતા હતા ત્યારે ભક્ત નાભાજીએ, એમની ખ્યાતિ સાંભળી અને પોતાને ત્યાના એક ભંડારામા ભોજન લેવાનુ આમંત્રણ આપી અમુક સમયે આવવા

કહ્યું. તુલસીદાસે આમંત્રણનો સ્વિકાર કર્યો. ભંડારાના દિવસે બતાવેલ વખતે તુલસીદાસ ત્યાં પહોંચી ગયા. જતાં જોયું તો સાધુઓની પંગત બેસી ગઇ હતી અને પીરસણ નીકળવાની તૈયારી હતી. પોતે વખતસરજ આવ્યા હતા એટલે પંગતને છેક છેડે કોઇને કહ્યા કારવ્યા વિના જમવા-બેસી-ગયા અને પાસે પડેલી પત્રાવળી લઈ લીધી. પીરસણ નીકળતા માલપૂડા તો પત્રાવળીમાં લઇ લીધા પણ ખીર લેવા સાધન હતું નહિ. એટલામાં પાસેજ કોઇ સાધુના પગનો જોડો પડેલો હતો, તે લઇ પીરસનારને તેમાં ખીર પીરસવાનું કહ્યું.

નાભાજીએ પરિક્ષા કરવાજ તુલસીદાસને આમંત્રણ આપેલું હતું. તેઓ જરા આઘેથી આ દૃશ્ય જોઇ રહ્યા હતા. તુલસીદાસજીનો નાતિમાનિતાનો સદ્ગુણ જોઈ નાભાજી દોડતા આવી પહોંચ્યા અને સંતનું બહુમાન કર્યું.

પ્રભુપ્રેમીઓ! કોઈપણ સમારંભો, ભલે તે નાના કે મોટા પ્રમાણમાં થતાં હોય ત્યાં ભિન્ન ભિન્ન ક્રિયાઓના અને વ્યવસ્થાઓના કરનારા હોય છે. છતાં આવા સમારંભોમાં એક વ્યક્તિને ખાસ આમંત્રણ આપવામાં આવે છે કે જેની હાજરીથી આવેલાં ઈતર સભાજનો મર્યાદામાં રહે છે, વિવેકથી વર્તે છે અને આખો કાર્યક્રમ પાર પાડે છે. આથી સમારંભકર્તાનુ કાર્ય નિર્વિઘ્ને પાર ઉતરે છે. આવી વ્યક્તિના સ્થાનને પ્રમુખ કહેવામાં આવે છે. આ પ્રમુખસ્થાન સમારંભ, સમારંભની કાર્યપ્રણાલી અને ઉદ્દેશને પહોંચી વળવા યોગ્ય વ્યક્તિને અપાવું જોઇએ, કારણકે ઘણુંકરીને એ સ્થાન સામાન્ય દૃષ્ટિએ રાજાના માથાપર શોભતા તાજ જેવું હોય છે, પણ વાસ્તવિક દૃષ્ટિએ એ તાજ કાંટાળો હોય છે. છતાં કેટલાક વિઘ્નસંતોષીઓ, માનના લાલચુઓ અને અણસમજુ હરિફો આવું સ્થાન ઝડપવા કેટલાયે કાવાદાવાઓ કરે છે. આનું કારણ એમના અંતઃકરણમાં પોતાને માન મળવાની ભાવના પ્રબળ થયેલી હોય છે; એમનું હૃદય ઈર્ષાના અગ્નિથી સળગતું હોય છે.

દૃષ્ટાંત:-જુઓને મહાભારતનું આવું એક વૃત્તાંત તમે વાંચ્યું કે સાંભળ્યું યાદ કરો. જે વખતે યુધિષ્ઠિરે રાજસુય યજ્ઞ આદર્યો, તે વખતે દેશદેશના રાજાઓને આમંત્રણ આપવામાં આવ્યાં હતાં. આવેલા રાજાઓની લાયકાત પ્રમાણે શ્રદ્ધા અને વિશ્વાસથી દરેક પ્રકારનાં કામો અને ક્રિયાઓ કરવાની તેમને સોંપણી થયેલી હતી.

આખાયે યજ્ઞકાર્યના પ્રમુખ તરીકે વ્યક્તિગતરીતે ભગવાન શ્રીકૃષ્ણની પ્રતિષ્ઠા જામેલી નહતી. એમને પૂજ્ય માનનારાઓમાના કોઇએ પૂર્વે આવો યજ્ઞ કર્યો નહતો વળી શ્રીકૃષ્ણની આગેવાનીથી યાદવોની ચઢતી થાય તે જરાસંધ અને તેના મળતીયા રાજાઓ સાખી શકતા નહતા આથી તેમને શ્રીકૃષ્ણના માસીના દીકરા શીશુપાળને હાથમાં રાખ્યો હતો. એ સમયે શીશુપાળનું ક્ષત્રિયકુળ પ્રતિષ્ઠાને પામેલું હતુ. આવા કુળના આગેવાનનુ આવા સમારંભમાં પ્રમુખ તરીકે વરણુ કરવામા આવતું હતું.

યુધિષ્ઠિરના આ રાજસૂય યજ્ઞ સમયે આમંત્રણથી આવેલો પોતાના મળતીયા સાથે શીશુપાળ હાજર હતો. પાડવોને શ્રીકૃષ્ણ અને શીશુપાળ બેઉ સમાન સગપણના હતા, પરન્તુ શીશુપાળ દુર્યોધન પક્ષનો હતો, અપકારી પક્ષનો હતો, પાડવો પ્રત્યેના દુર્યોધનના વર્તણુનો સહાયક તો નહિ પણ ઉદાસીન પણ ન હતો જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ પાડવોના સહાયક, હમદર્દી અને જન્મથીજ સુહૃદ હતા આવાજ કારણથી નહિ પણ પાડવોને શ્રીકૃષ્ણમા શીશુપાળ કરતા વિશેષ શ્રદ્ધા, વિશ્વાસ અને પ્રભુતાના કારણે વિશેષ પૂજ્યભાવ હતો. શ્રીકૃષ્ણના ઐશ્વર્યની ઓળખ એમને બાળપણથીજ હતી. પ્રતિસ્પર્ધીપણું જરાયે ન હતુ. વસુદેવ અને દેવકીનો, વિધવા બ્હેન કુંતીના પુત્રો–પાડવો પ્રત્યે લાગણી હતી શ્રીકૃષ્ણપર માબાપની શિક્ષાના સસ્કાર પડેલા હતા

"હે પુત્ર! તેં અમને તો કંસને મારીને એના ત્રાસમાથી અને બધનમાથી છોડાવ્યા, પણ હવે કંસના મળતીયા દુર્યોધનના ત્રાસમાથી તારા ફોઇના પુત્રો–પાડવોને કે જેઓ અસહ્યનુ મહાન કષ્ટ વેઠી રહેલા છે, તેમને દુઃખમાથી મુક્ત કર, તેમના કષ્ટો કાપી નાખ!"–આ પ્રમાણે કેદખાનામાથી મુક્ત કરાયલા વસુદેવ અને દેવકીના કહેણથી શ્રીકૃષ્ણે અક્રૂરને આ કામ કરવા માટે એજ વખતે ધૃતરાષ્ટ્ર પાસે મોકલ્યો અને પરિણામે પાડવો માટે અર્ધું રાજ્ય ધૃતરાષ્ટ્ર પાસેથી મેળવી આપ્યું હતું.

આ સસ્કારથી, પાડવોની પ્રભુભક્તિથી અને ભક્તવત્સલતાથી તેમજ માનવતાપૂર્ણ ગુણસપન્નતાથી એ માનુષીનાટ્ય ભજવતા શ્રીકૃષ્ણે પાડપક્ષી સમાનતા છોડી વિષમતા ગ્રહણ કરી હતી. એવા શ્રીકૃષ્ણને સર્વે ભાઇઓ અને માતાની સમતિથી યુધિષ્ઠિરે યજ્ઞકાર્યની પૂર્ણતા માટે આખાયે સમારંભનું

પ્રમુખસ્થાન આપી પ્રથમપૂજન કરવાનો આરંભ કર્યો. આ સમયે જેનું હૃદય ઈર્ષાગ્નિથી સળગી ઉઠ્યું છે એવો શીશુપાળ બોલી ઉઠ્યો, " અરે ! આ કેવું અનુચિત થવા લાગ્યું છે ? અહિં ઘણા કુળવાન રાજાઓ પૂજન કરવા લાયક હાજર હોવા છતાં, આહીરોમાં ઉછરેલા હીનકુળના સામાન્ય પુરૂષનું પૂજન શું અન્યાય નથી ? "

મોટાપણે લીધે જેને કોઈપણ સેવા ન સોંપી અને આમ બહુમાન મળ્યા છતાં અસંતોષી શીશુપાળને પોતાને પ્રમુખવ્યક્તિ તરીકેનું પ્રથમ પૂજાનું માન ન મળવાથી, તે વધુનેવધુ અપમાનીત શબ્દો વડે શ્રીકૃષ્ણનો તિરસ્કાર કરવા લાગ્યો. ત્યારબાદ હજી સુધી શાંત બેઠેલા શ્રીકૃષ્ણે યોગ્ય સમય જાણી પોતાના સુદર્શનચક્રનું આવાહન કરી મંગાવ્યું અને ભરસભામાં એમણે 'શીશુપાળની માતાને તેના દીકરાના સો અપરાધ સહન કરવાનું અને તે ઉપર એક પણ અપરાધ વધતાં તેનો વધ કરશે એમ જે વચન આપ્યું હતું '-તે કહી પોતાના વચનની અવધી પુરી થયેલી જાણી તુરતજ શીશુપાળનું માથું ચક્રવડે ધડથી જુદું કરી નાંખ્યું. સભામાં હાહાકાર થઇ ગયો. અપમાન કરનાર અને એના મળતીયાં ભગવાનની આ મહત્તાથી સભામાં હલકા પડી ગયા, જ્યારે એમના પૂજકોમાં વધુ પૂજ્યભાવ પેદા થયો.

પ્રભુપ્રેમીઓ ! અત્રે 'ભગવાન શ્રીકૃષ્ણ જો પરમાત્મા હતા અને શીશુપાળ પણ આત્મા હતો, તો એ પરમાત્માએ આત્માને-શીશુપાળને-પોતાના અપમાન માટે, વૈરભાવ કરીને, શત્રુ માનીને એનો શીરચ્છેદ કરી કેમ બદલો લીધો ?'-આવી શંકા અસ્થાને છે. ઉત્તર એ છે કે-' ભગવાન શ્રીકૃષ્ણ જે ક્ષત્રિય અને મનુષ્યદેહવાળા થયા હતા તે પોતાના ભક્તોનું રક્ષણ કરવાને, તેમના મન રંજન કરવાને અને ધર્મની પુનઃસ્થાપના કરવાને થયા હતા. વળી આ પ્રકારનો અવતાર લે એટલે બધી સ્વાભાવિકતા-નંદયશોદા, તેમજ વસુદેવ-દેવકીનું પુત્રભાવથી મનરંજન કરવું, ક્ષત્રિય તરીકે ક્ષાત્રવટ ટકાવવી અને ક્ષત્રિય તરીકે અપમાનનો બદલો લેવો, વળી પૂજાયા વિના મનુષ્યોમાં પૂજ્યભાવ પેદા ન થાય અને ધર્મની ગ્લાનિ મટાડવા તેમજ ધર્મની પુનઃસ્થાપના કરવા પૂજન સ્વિકારવું-હોવીજ જોઇએ, તેથી તેમણે જે કરવું જોઇતું હતું તેજ કર્યું હતું. અહિં એમને માટે समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः

નો બોધ લાગુ પાડી શકાય નહિ એ પોતે ભક્ત નથી, એ તો ભગવાન છે, બોધના દાતા છે અસ્તુ

પ્રભુપ્રેમીઓ! આ પ્રમાણે અત્યારસુધીમા આ અધ્યાયના પ્રથમ ત્રણ શ્લોકમાના સત્તાવીસ સાત્વિક ધર્મો, જેમને દૈવીસંપત્તિના નામથી વર્ણવવામા આવ્યા છે તે દરેકની વ્યાખ્યાઓ સાથે યોગ્ય દષ્ટાંતો વડે તમને સમજાવ્યા છે. આ સાત્વિક ધર્મ એટલે ગુણ જેનામા હોય તે માનવી દેવ સમાન સમજવુ ઘટે. જે માનવીમા દેવનો એટલે ઇશ્વરનો ભાવ હોય એનામાજ આ સત્તાવીસ સાત્વિક ધર્મો હોય છે કારણકે સત્વગુણ મલીનતા વિનાનો હોય છે, પ્રકાશક હોય છે અને વિકાર વિનાનો હોય છે આ સંપત્તિઓ વડે મનુષ્ય દીપી નીકળે છે કારણકે એનુ અંતઃકરણ પાપ વિનાનુ, અવિદ્યા વિનાનુ અને તૃપ્ત હોય છે એવો સાત્વિકગુણી મનુષ્ય કે જેનમા રાજસ, કે તામસ ગુણનુ નામોનિશાન નથી એ દૈવીજ કહેવાય છે દૈવી એટલે દેવનો સબંધી, દેવગુણવાળો, દેવની સંપત્તિવાળો આવો મનુષ્ય પૂર્વના જન્મોમા અધિકાધીક પુણ્યો કર્યાથી અંતઃકરણની અધિક સાત્વિકવૃત્તિઓના ઉદય સાથે આ જન્મમા અવતરે છે ત્યારેજ તે દૈવી થાય છે અને દૈવી કહેવાય છે આના એક દૈવી યાને સાત્વિકગુણોવાળા મહાત્માનુ દષ્ટાંત આપી આપણે આગળ વધીશુ

દૃષ્ટાંત:-કોઇએક ઉદ્ધત યુવાને પોતાના ગામના તળાવની પાળ ઉપર ઝાડ નીચે તપ કરતા મહાત્માને જઇ કહ્યુ, "મહારાજ! અહિં કેમ પડી રહ્યા છો? ચાલો મારે ઘેર." મહાત્માએ ઉઠી તેની સાથે ચાલવા માંડયુ ઘર આવ્યુ એટલે જ્યા પેલા મહાત્મા ઓટલો ચઢવા જતા હતા ત્યા પેલા યુવકે મશ્કરી કરતા કહ્યુ, "કેમ બાવાજી! રજા વગર કોઇના ઘરમા પેસવા તૈયાર થયા છો? આ કાંઇ તમારા બાપનુ ઘર નથી કે જાણે મોટા માત્રીકની માફક ઉપર ચાલ્યા આવો છો પધારો અહિંથી" મહાત્મા પાછા ફરી અર્ધેરસ્તે ગયા હશે એટલામાં પેલો યુવક તેમની પાછળ પાછળ આવી તેમનો રસ્તો રોકી કહેવા લાગ્યો "હે મહાપુરૂષ! આમ રીસાઇ શુ જાઓ છો? ચાલો પધારો મારે ઘેર" મહાત્મા વળી પાછા ફર્યા અને પેલાજ ઘર આગળ આવી પગથીયા ચઢવા લાગ્યા પાછુ યુવક બોલ્યો 'એ બામટા! આ ઘરમાં તારુ કાંઇ દાટયુ છે કે વારંવાર અહિંજ આવે છે? ચાલ, ઉતર અહિંથી"

મહાત્મા પાછા વળ્યા અને થોડે છેટે જઇ પેલા યુવકે પાછા ફેર બોલાવ્યા. મહાત્મા પાછા ગયા અને યુવકે પાછા તેવાજ—નિષ્ઠુર, નિર્લજ્જ, ધૂતારો, ઢોંગી—શબ્દોથી નવાજી ચાર પાંચ વખત પાછા કાઢ્યા. આમ ઉપરાઉપરી થવા છતાંયે મહાત્માના મુખ ઉપર ન તો કાંઇ વિકાર આવ્યો કે ન તો તે કાંઇ મુખથી બોલ્યા. જે સ્થિતિમાં ઝાડ નીચેથી ઉઠ્યા હતા તેજ સ્થિતિમાં પેલા યુવકે મહાત્માને દીઠા.

આખરે પેલા ઉદ્ધત યુવકને ભાન થયું. મહાત્માના માનરહિતપણાના, સહિષ્ણુતાના, ક્ષમાના, નિર્લોભીપણાના ઇત્યાદિ દૈવી ગુણોના બળથી તે મ્હાત થઇ તેમને પગે પડ્યો; રડીને પુષ્કળ માફી માંગવા લાગ્યો. તેને હૃદયથી પશ્ચાત્તાપ થતો હતો. મહાત્માએ તેને કહ્યું, "ભાઇ! એમાં મારી શી મહત્તા છે? શું એક કુતરાના કરતાં કાંઇ વધારે મેં કર્યું છે? શોચ ન કર." યુવકને આશ્વાસન મળતાં પોતાના અવગુણ યાને આસુરીસંપત્તિ સમજાઇ અને તેને છોડવા નિશ્ચય કર્યો.

પ્રભુપ્રેમીઓ! દૈવીસંપત્તિની સાથે જન્મેલા મનુષ્યો બહુધા આ જીવનમાં મોક્ષનો અનુભવ કરનારાઓ, શોકમુક્તો અને વર્તમાન શરીર તેમનું છેલ્લુંજ હોય એવા ઉત્તમ કોટીના બ્રહ્મનીષ્ટો હોય છે—આ વાત અત્યારસુધીમાં પ્રતિપાદન કરાયેલી તમે સમજી શક્યા છો.

હવે આસુરીસંપત્તિ કોને કહેવી, તેના અવગુણો યાને આસુરીગુણો કોને કહેવા અને એ અવગુણોવાળા માનવીઓ કેવા હોય તે તમને કહીશ. વળી તેવા શબ્દોની વ્યાખ્યા પણ બરાબર સમજવી ઘટે છે. તેમજ આવા માનવીઓની શી ગતિ થાય અને તેઓ દુનિયામાં કેવી આફત ઉભી કરનારા હોય છે તે પણ બહુ સારીરીતે સમજવું ઘટે છે.

વાર્તાલાપ શ્લોક ૪ થી ૨૪ સુધીના:—

દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, પારુષ્ય અને અજ્ઞાન—આ છ અવગુણો માનવીઓની આસુરીસંપત્તિ ગણવામાં આવી છે. સાંભળો—

(૧) દંભઃ–એટલે વેશથી-પહેરવેશથી; વાણીથી અને આચરણથી પોતાની મોટાઇ સિદ્ધ કરવાને-યા બતાવવાને પોતેજ–પોતાનું કુળ, શીલ, આચાર વિગેરેથી શ્રેષ્ઠ છે એવું કહેવું અગર પ્રગટ કરવું એને દંભ કહેવાય છે.

આ અવગુણ હાલમાં સામાન્યરીતે ઘણા મનુષ્યમાં જોવામાં આવે છે. વણ પૂછ્યાં–જો કે પૂછવું એ પણ જરૂરીયાત વિનાનું થાય તે પણ અયોગ્ય ગણાય છે–લોકો બીજાને પોતાની મોટાઇ જણાવ્યા વિના રહેતા નથી. માયા મહાબળવાન છે. દંભ કરવામાં ઘણા મનુષ્યોનો હેતુ સ્વાર્થ સાધવાનો હોય છે.

આવા દંભી માનવીઓની રીતભાત અને વાકચાતુર્ય આપણા જીવનમાં ઘણીયેવાર અનુભવવામાં આવે છે, છતાં થોડા દાખલાઓ આપીશ, સાંભળોઃ–

પોતાના ગામમાં કોઈ અજાણ્યો માનવી આવી ચડે છે ત્યારે દંભી મનુષ્ય તેને મળવા જાય છે અને જો કોઈ બીજું ત્યાં હાજર ન હોય તો પોતાની વાણીરૂપી ઘોડાની લગામ છૂટી મુકી દે છે. આ વખતે જો કોઇ માણસ છૂપાઇને તેની વાતો સાંભળતો હોય તો તે નીચેમાંની કાંઇક કરતો હોયઃ–

"આ પેલો તમને મળવા આવી ગયા તે અમારીજ ન્યાતના છે, પણ તેમના કરતાં ન્યાતજાતમાં અને આખાયે ગામમાં અમારી કાંઇક આબરૂ વધુ ખરી. એવું મૂળ કારણ તો એ કે એના બડવાઓ આજથી બસો વર્ષ પહેલાં આવેલા ત્યારે ફક્ત દોરીલોટો લઇ આવેલા. અરે, ખાવાનાયે ફાંફાં વળી બીચારા નેવાસવા આવેલા એટલે વાતવાતમાં એમની અટક પૂછતાં તેઓ અટક અમેડીયાની કહેતા હતા. વળી દેશમાં વેપારમાં ખોટ જવાથી લ્હેણદારની બીક લાગતાં અહિં નાશી આવેલા; દેવાળું કાઢેલું તે પહેલાં તો કોઇને ખબર નહિં પડવા દીધી. પણ તમે તો જાણો છો. ને કે 'વાતને તો વા લઈ જાય.' આખરે આ ભાઇના બાપના જનમ સુધી તો એમના ઘરમાં 'હનુમાનજી હડીયો કાઢતાં હતા' પણ કાંઇક હાથ ઉંચોનીચો પડવાથી દશા બદલાઇ ગઇ તે આજે છાતી કાઢીને ફરે છે. વળી એમની બ્હેનને તો મારી જાણુંમાંજ સારે પરણાવેલી. કોઈ છોકરો છોકરી ન આપે તો પછી સાટાંત્રેખડાં વગર આરોયે કેમ આવે? હવે આજે પૈસાદાર થઇ ગયા એટલે જાણે બધું ભૂલી ગયા હોય તેમ કોઇને ગણતા નથી;

વળી સ્વભાવના એટલા બધા કંજુસ છે કે ધરમ ખાતર પણ જો પાઇ ખરચવી પડે તોયે તેમને વસમું લાગે છે. કોઇ મે'માન પરોણો આવ્યો હોય તો પાણીનો ભાવ ન પૂછે પાણીનો અને તેથી મેં તો એને ઘેર કોઇને મે'માન જતાં જોયું નહિ. વળી ન જવું દેવમંદિરે કે ન જવું કોઇ સંત મહાત્માના વ્યાખ્યાને. કોણ જાણે ધરમ પણ કયો પાળતા હશે, બાકી જો............ હમારી વાત પૂછો તો:—

હમારી આ પેઢીનું નામ આજે કેટલીયે પેઢીઓથી ચાલતું આવે છે. જ્યાં 'શેઠ' નું નામ આવે ત્યાં નાનું છોકરૂંયે આ ઘર બતાવી દે. કોઇ તમારા જેવો અજાણ્યો મુસાફર આવે, કે કોઇ ટીપ લઇ રૂપીયા મુકાવવા આવે, કે કોઇ સાધુસંત આવે તો તેને આ ઘર પહેલુંજ જોવું પડે. વળી મે'માન તો રોજના પચ્ચાપચાસજ રહે. ઘરમાં ચુલો ઓળવવાનોજ નહિ. કાંઇ શારોપુરી નહિ તો રોટલી રોટલામાંથીયે જાય ? વળી વેપાર રહ્યો મોટો. બસો, પાંચસોની જરૂર પણ પડે, પણ હમારે કાંઇ વ્યાજે લાવવાના નહિ હોં ? આ છોકરાને મોકલ્યો કે રૂપીયાજ રૂપીયા. હમારી આંટજ એવી કે કોઇ નાજ પાડે નહિ. ઉલટા લોકોને ના કહીયે છતાં વગર વ્યાજે રૂપીયા નાંખી જાય, અરે !, હમણાંજ છોકરાનું વેવિશાળ કરવા.........ગામના નગરશેઠ આવી ઉપરથી દશ હજાર આપવાના નક્કી કરી બધું ગોઠવી ગયા.

વળી તમે તો શું જાણતા હશો પણ આ ગામને નાકે જે પરબ ચાલે છે તે હમારા દાદાએ બંધાવેલી અને પેલો ચબુતરો પણ એમણેજ હજાર રૂપીઆ ખર્ચી બંધાવેલો. વળી ગાંધીજીના માણસો કાંઇ ફાળો લઇ આવે કે ફલાણું કામ કરવું છે, એટલે આપણાથી કાંઇ ના પડાય ? એક તો મોટા રહેલા અને બીજું ભણેલામાં ખપીયે એટલે વધુ ઘસાવું પડે. પહેલાં જરા મકાન નાનું પડતું હતું અને અસલ ફેશનનું હતું તે તોડાવી પચાસ હજાર રૂપીઆ ખર્ચી આ બનાવડાવ્યું. વળી રોજ દિવસમાં ચારછ આંટા સ્ટેશનના થાય એટલે ચાલતાં જતાં તો માણસ થાકી જાય અને વખતની ખોટી ખરાબી થાય. આ હેતુથી એક લેન્ડોગાડી વસાવી લીધી એટલે ખટપટ મટી. વળી હમારો પિત્રાઇ આઇ. સી. એસ. થઇ કલેકટર થયો છે અને તેનો ભાઇ હમણાંજ ડાક્ટર થયેલો છે, તે જો અહિં આવે ત્યારે પણ ગાડી તો જોઇએજ.

પ.. ણ હવે હમારો મોટો છોકરો મોટર લાવવાજ મથામણ કરી રહ્યો છે એટને એક મોટર અને એક બૅટરીસેટનો રેડીયો વસાવ્યા વિના છૂટકો નથી"

પ્રભુપ્રેમીઓ! આ તો તમને સમાજના એક મધ્યમ વર્ગનાની વાત કહી, પણ આવીજ દશા, આવીજ વાંકપટુના બધાજ વર્ગોમા-શિક્ષકો, કારકુનો, અમલદારો એન્જીનીયરો, વકીલો, બૅરીસ્ટરો, વિજ્ઞાનીઓ, પુરાણીઓ, શાસ્ત્રીઓ સંન્યાસીઓ, મહતો વિગેરેમા પણ માલમ પડી આવે છે પુરાણોમા પણ આવી વાતો આવે છે

દૃષ્ટાંત—જ્યારે લંકામા ભગવાન રામચન્દ્રજી અને રાવણનુ યુદ્ધ થયુ અને તેમાં રાવણના પક્ષમાથી કુંભકર્ણ, ઇન્દ્રજીત વિગેરે મરાયા હતા ત્યારે યુદ્ધનાં છેલ્ને તબક્કે રાવણ જાતે રથમાં બેસી યુદ્ધ કરવા બહાર પડયો બીજી બાજુ રામચન્દ્રજીએ પોતાના પક્ષના બધા ધીરો-હનુમાન, લક્ષ્મણ સુગ્રીવ, અંગદ, જાબવત, વિભીષણ આદિને કહ્યુ કે 'સખાઓ! અત્યારસુધી તમે બહુ શ્રમ ઉઠાવ્યો છે હવે આરામ કરો અને બેઠાબેઠા હમારૂ બેઉનુ યુદ્ધ જુઓ'

આમ કહી રામચન્દ્રજી ધનુષબાણ લઇ ઇન્દ્રે મોકલેના રથમા બેસી યુદ્ધ કરવા બહાર પડયા સામે જેના વીશ હાથમા જાતજાતનાં હથીયારો હતા એવો રથમા બેઠેલો દશમુખ રાવણ લડવાને તૈયારજ હતો રામચન્દ્રજીને લડવા આવતા જોઇ તેણે બડાશ હાકવી શરૂ કરતા કહ્યુ, "હે તપસ્વિ! તુ જાને આવ્યો, પણ પાછો માનભેર ચાલ્યો જા આ કાઈ નાનીસુની વાત નથી અત્યાર સુધીમાં તે જેને જેને માર્યા છે તેના જેવો હુ નથી હુ તો રાવણ, લંકાધીપતિ નામ સાભળ્યુ છે કોઇ દિવસ? અલ્યા, હજી તો તારા મ્હોંપરથી માનુ દુધ સુકાયુ નથી, એટલામા મારી સાથે યુદ્ધ કરવા નીકળ્યો છે? લાગ કરતા તો શ્રેષ્ઠ એવા દેવતાઓ મારા બદીખાનામા સબડયા કરે છે અને, ખુ. બ્રહ્મા મારે ત્યાં પાણી ભરે છે પાણી બીચારા ખર દૂષણ જેવાઓને મારીને તેમજ નિરપરાધી વાલીને પારધીના માફક છૂપાઇને મારીને તું મારો સમોવડીયો થવા માગે છે? છતાં આજે હુ એ બધા, તેમજ મારા પ્રાણપ્રિય ભાઇ કુંભકર્ણ અને પુત્ર ઇન્દ્રજીતના મરણનો પૂરો બદલો તારા પાસેથી લઇશ બરાબર વેરની વસુલાત કરી તને કાળને હવાલે કરીશ ખરેખર! એ કાજેજ તને આજે જગતના શ્રેષ્ઠ યોદ્ધા-રાવણની સન્મુખ મોકલી દીધો છે."

ભગવાન રામચંદ્રે જાણી લીધું કે રાવણ કાળને વશ થયેલો હોવાથી દુર્વચનો બોલી રહ્યો છે, તેથી જરા હાસ્ય કરીને બોલ્યા, "રાવણ! સાચેજ તું તારી જે મોટાઈઓ બકી રહ્યો છું, તેને તું બતાવી આપજે. મૂર્ખ! પોતાની મોટાઈ પોતાનેજ મુખથી કહેવાથી સારી કીર્તિ નષ્ટ થાય છે, તે તું વિદ્વાન હોવા છતાં, ભૂલી જાય છે? આનો કરતા હું તને પૂછું તેનો જવાબ આપ કે-" આ સંસારમાં ત્રણ પ્રકારનાં માનવીઓ હોય છે, તેમાંનો તું કયા પ્રકારનો છે તે કહે. જો પહેલો પ્રકાર પાટલાના વૃક્ષ જેવો હોય છે જે ફુલજ આપે અને તે ફુલ પણ ખરી જાય-તેના જેવો છું? કે શું તું બીજો પ્રકાર જે ફણસના વૃક્ષ જેવો હોય છે, જે ફુલે નહિ પણ ફળે-તેના જેવો છું? કે શું તું ત્રીજો પ્રકાર આંબાના વૃક્ષ જેવો કે જે ફુલે અને ફળે-તેના જેવો છું? રાવણ! તું ફક્ત બોલ્યાજ કરે તેવો, કે બોલે નહિ અને કરી બતાવે, કે બોલે અને કરી બતાવે તેવો-કોણ છે? જવાબ આપીશ?"

ભગવાનના વચનો સાંભળી રાવણ હસીને બોલ્યો, "યુદ્ધ કરવા આવતા ડર્યો નહિ અને હવે જ્ઞાનબોધ કરવા લાગ્યો છે, તો અલ્યા રામ! શું મારાથી બી ગયો કે શું કે પછી પ્રાણ વ્હાલા લાગ્યા?"

(૨) દર્પઃ-એટલે ભણતર, રૂપ, કુલીનતા, ધન અને ધંધો-આ પાંચ વસ્તુનું ચિત્તમાં મગરૂર હોવાપણું હોઈને સ્વમાનભંગ ન થવાનો ભાવ દાખવી તરીકે ગ્રેજ્યુએટ થયેલો શિક્ષક બજારમાં દાતણ ચાવે નહિ કે ગમે તેવા રસ્તે જનાર સાથે બેસે નહિ, લક્ષાધિપતિ હોય તેનાથી જાતે શાક લેવા જવાય નહિ કોઈ મીટીંગ હોય અને ત્યાં જનાર કોઈ મોટા અધિકારીને પ્રમુખની સાથેની ખુરસી પરજ બેસવું જોઈએ, મોટા માણસોથી મશ્કરી કોઈની થાય નહિ-ઈત્યાદિ ભાવ સેવવો તે

(૩) અભિમાનઃ-એટલે પોતાનામાં પોતાની શ્રેષ્ઠતા હોવાની બુદ્ધિ

(૪) ક્રોધઃ-એટલે બીજાનું બુરું કરવાના હેતુની અનર્થ ઉભો કરવા ચિત્તમાં થતો ક્ષોભ.

(૫) પારુષ્યમઃ-એટલે સાંભળનારને અપમાન લાગે તેવી, દુઃખ ઉપજે તેવી, નિંદાપૂર્ણ, તોછડાં સંબોધનયુક્ત, ગાળગલોચ ભરેલી વાણી કે જે સ્વપ્નામાંયે બીજાને મીઠી ન લાગે તેવી વાણીનો ભાવ

(૬) અજ્ઞાન:-એટલે અસત્ અને સત્‌ના વિવેકનો અભાવ અને અભાવથી ઉપજતું કાર્ય.

પ્રભુપ્રેમીઓ! આ ૭ અવગુણો માનવીમાં આસુરીસંપત્તિ કહેવાય છે. તે છયે રાજસ અને તામસ ગુણોની સંતતિ છે આ આસુરીસંપત્તિ માનવીમા કેવીરીતે પ્રતીત થાય છે તે એકજ દૃષ્ટાંતથી હુ તમને સમજાવવાનો યત્ન કરીશ. એમા વર્ણન છે મહાભારતના પાત્રોનું.

તમે જોશો દંભ કુંતીના પતિવ્રતાપણાનો; દર્પ કર્ણનો; ક્રોધ દુર્યોધનનો; પારુષ્યમ્ કર્ણને સૂતપુત્ર કહેનારનું અને અજ્ઞાન મહાભારતનાં બધા પાત્રોનું, કે જેઓ જાણતા નથી કે પરમાત્માની શું ઇચ્છા છે, તેમની માયા બધાને કેવા ભમાવે છે અને શ્રીકૃષ્ણ નિર્ગુણ તત્વે કોણ છે.

દૃષ્ટાંત:-કુંતી એ રાજા કુંતિભોજની પુત્રી હતી. કુમારાવસ્થામાં એના પિતાને ત્યાં મેમાન તરીકે જઇ ચડેલા ઋષિ દુર્વાસાએ તેણીની કરેલી સેવાથી પ્રસન્ન થઇ તેણીને કોઇપણ દેવનું આવાહન કરી પુત્ર પ્રાપ્ત કરવાને મંત્ર આપ્યો હતો આ મંત્ર તેણીનાં પરીણિત જીવનમાં ખાસ ઉપયોગી નીવડવાનો હોઇ અપાયો હતો, છતા બાલ્યસ્વભાવની અધીરાઇથી કુંતીએ મંત્રનું બળ માપી જોવા વિચાર કરી સૂર્યનુ આવાહન કર્યું. મંત્રાધીન દેવ સૂર્યનારાયણે પ્રગટ થઇ મંત્રપ્રભાવ દેખાડ્યો. કુંતીને ગર્ભ રહી જે બાળક અવતર્યો તે કર્ણ. દેખાવમાં અતિ સુંદર એવા પુત્રને, પોતાની શરમ છુપાવવા, પેટીમા પુરી યમુનામાં વહેતો મૂકી દીધો.

આમ કુમારાવસ્થામા પુત્રપ્રાપ્તિની શરમ અને એક પાપને ઢાંકવા પુત્રનો નાશ કરવા નદીમા હડસેલી દેવાનું બીજું પાપ એ પાપ તો હતુંજ પણ દીર્ઘદ્રષ્ટા દુર્વાસાએ આપેલા મંત્રનો ઉપયોગ કરવાનો જ્યારે પ્રસંગ ઉભો થયો—પાંડુ પોતે અપુત્રવાન હતો ત્યારે પત્નિના સમાગમ વખતે મોતનો શાપ મળેલો હતો અને તેનામા અપુત્રવાનપણાનો અગ્નિ પ્રજ્વળી રહ્યો હતો—ત્યારે કુંતીને પોતાને મળેલો મંત્ર અને તે દ્વારા થયેલા પુત્ર (કર્ણ) ની પ્રાપ્તિ છુપાવવી પડી કદાચ તેમ કરતાં પાંડુને અપ્રિય થઇ પડે તો! આ બીકે પોતે પોતાનો પતિવ્રતા તરીકેનો દંભ ચાલુ રાખી ફક્ત મંત્ર પ્રાપ્ત કર્યાની વાત જાહેર કરી.

પ્રભુપ્રેમીઓ ! બાલ્યકાળમાયે જાણ્યેઅજાણ્યે થયેલું પાપ મોટા થતા માણસને ભોગવવું પડે છે કુંતીનો દાખલો તમને તે સમજાવી શકશે, તેમજ આજના જીવનમાયે ડોકિયું કરશો તો આ સત્ય તમે બરાબર જોઇ શકશો જો કે કુંતી તો પ્રભુભક્તા હતી, શ્રીકૃષ્ણપરાયણા હતી, છતાં તેણીએ આ દંભ કરવો પડેલો તેથી એમ ન માનશો કે કુંતી વ્યભિચારીણી હતી એનો દુરાચાર તો સુદુરાચાર હતો અને ભગવાને ગીતામાં પણ ગાયું જ છે કે–

"अपि चेत्सुदुराचारो भजते मां अनन्यभाक् ।
साधुरेव स मन्तव्यो सम्यग्व्यवसितो हि सः ॥"

હવે કર્ણને નદીમાં વહેતો કરી દીધો તે એનું મોત થાય કે ન થાય, પણ પાપ છુપાવવાની દૃષ્ટિએ એ કર્મ થયેલું, પણ અપકીર્તિનું પાત્ર બનવાનું હોવાથી કર્ણ મરે કેમ? એ પાપ છુપાય શી રીતે? વહેતી વહેતી તે પેટી પહોંચી હસ્તિનાપુરના યમુનાકાંઠે, જ્યાં એક રથ હાંકનાર–અધિરથના જોવામાં આવી અને તેણે કિનારે લાવીને ખોલતાં બાળકને જોયો અપુત્રવાન સૂતને દયા આવી બાળકને ઘેર લઇ જઇ પોતાની સ્ત્રી–રાધાને આપી, પોતાને માટે ભગવાનેજ પુત્ર મોકલ્યો છે એમ માની તેનું લાલન પાલન કરવા કહ્યું. આમ ક્ષત્રાણીનો પુત્ર સૂતપુત્ર તરીકે મોટો થતાં ઓળખાવા લાગ્યો, અને સમાજમાં કુંતીનો દંભ ઉઘાડો ન પડ્યો

જ્યારે કર્ણ પંદરસોળ વર્ષનો થયો ત્યારે–સૂર્યપુત્ર, વળી ક્ષત્રાણીના ઉદરે જન્મેલો અને રાજલક્ષણી હોય તેનામાં વીરતાનો ઉદય થવા માંડ્યો. એને ક્ષત્રિયોચિત વિદ્યા અને યુદ્ધકળા શીખવાની અપેક્ષા થઈ અને તેથી ગુરૂ દ્રોણ પાસે શિક્ષાયાચના કરી દ્રોણાચાર્યે એની વિનતી સાંભળી ન સાંભળી કરી અને તેથી નિરાશ ન થતાં પોતે ગયો પરશુરામ પાસે પોતે જાણતો હતો કે, પરશુરામ ક્ષત્રિયોના વિરોધી હોય તેને યુદ્ધશિક્ષણ આપશે નહિ એટલે બ્રાહ્મણ કુમારના વેશમાં જઇ શિષ્યદિક્ષાની યાચના કરી

પ્રભુપ્રેમીઓ! કર્ણમાં ઉપર જણાવ્યા મુજબ સૂર્યપુત્ર તરીકેના અને ક્ષત્રાણીના પુત્રના લક્ષણો હોઈ વીરતાનો ઉત્સાહ છલોછલ ભરેલો હતો. બધી વિદ્યા શીખવા ઘેર પોતે પણ અપૂર્વ મહેનત કરતો હતો, છતાં રેવય

અભ્યાસ કરવામાં કોઇ વિદ્યાનાં ગૂઢતત્ત્વો અજાણ્યા રહી જાય છે; નિપુણતા આવતી નથી અને કાંઇક પણ ખામી રહી જાય છે. તેથીજ ગુરૂદ્વારા શિક્ષણ લેવું ખાસ જરૂરી છે. 'गुरु-विन कौन उतारे पार' એ અયુક્ત નથી.

કર્ણે બ્રાહ્મણનો વેશ બનાવ્યો એ એનો પ્રપંચ હતો, ચોરી હતી. એ એનો દંભ હતો. આવા છૂપાં પાપોથી કર્ણના સારા ગુણો કેમ ન ઢંકાય? આમ તો એ હતો કુંતીપુત્ર છતાં કહેવાયો સૂતપુત્ર. ઉદારતામાં, દાનવીરોમાં, ચારિત્ર્યની ભવ્યતામાં અને મોટાઇમાં હતો સર્વશ્રેષ્ઠ, પણ કૌરવોનો પક્ષ કરવાથી એના ગુણોને ધબ્બો લાગ્યો. એનામાં દર્પ હોવાથી જગતમાં એની કીર્તિ ન ગવાઇ. દુરાચરણી દુર્યોધનની મૈત્રી કર્યાથી અને એ મૈત્રી નીભાવવા એ કર્તવ્યાકર્તવ્યનું ભાન ભૂલ્યો. ચક્રવર્તીરાજની લાલચને ઠોકર મારીને, દ્રૌપદીને પરણવાની લાલચ એણે ઠોકર મારી છે. માતૃપ્રેમ ખાતર એણે એના શૂરવીરપણાનો ભોગ આપ્યો છે, છતાં બધું કુસંગમાં ધોવાઈ ગયું છે. સારાયે એના જીવનમાં એનો દર્પ ગયો નથી. એ હંમેશાં કહ્યાજ કરતો કે—

"सूतो वा सूतपुत्रो वा यो वा को वा भवाम्यहम् ।
दैवायत्ते कुले जन्म मदायत्ते तु पौरुषम् ॥"

કર્ણનું આ દર્પ ભરેલું બોલવાનું સતત ચાલુ ન રહ્યું હોત, તો ભલે એણે અન્યાયી અને જૂઠા કૌરવોની મૈત્રી કરી હતી, ભલે તે માતાવડે ત્યજાયેલો અને સૂતવડે ઉછરેલો હોત, ભલે એણે દંભથી બ્રાહ્મણનો વેશ લઇ પરશુરામ પાસેથી ધનુર્વિદ્યા સંપાદન કરી હતી, છતાં એ તિરસ્કારનું પાત્ર ન બન્યો હોત, બલ્કે દયાનું પાત્ર બન્યો હોત એમાં જરાયે સંદેહ કરવા જેવું નથી. પણ એના પૂર્વના કોઈ કર્મો આડે આવવાથી એની વિધાતા એના પર રૂઠેલી હતી, નહિતો ભગવાન શ્રીકૃષ્ણનું કહેવું એણે માની લીધું હોત અને પોતે યશસ્વી, ચક્રવર્તી અને મહાન કીર્તિવાળો થઇ ગયો હોત. પ્રભુથી અળગું જે કોઇ રહે છે તેનું બધું બગડે છે.

પ્રભુપ્રેમીઓ! જો તમે કોઇ જ્ઞાતિ કે મંડળ કે સંસ્થાના આગેવાનોની કાર્યપ્રણાલિ વિષે બારીક નજર નાખશો તો તમે તેમાં સીધી વા આડકતરી

હરિફાઈ થતી જોઇ શકશો. એ હરિફાઈ તેઓમાં શ્રેષ્ઠસ્થાન—પ્રમુખસ્થાન પ્રાપ્ત કરવા માટેનીજ હશે અને આ હરિફો તેમ કરવામા પોતાના કુદરતી ગુણો, પ્રકૃતિજન્ય ચારિત્ર્યોને ઠોકર માની તે શ્રેષ્ઠસ્થાનને લાયક થવા ચિબ્બટ ધરાવનારા દેખાશે દાખલા તરીકે કર્ણ–તેને પોતાના સદાચારોનું અભિમાન ન હતુ પણ રાજાઓમા સ્થાન લેવા અને રાજછત્ર ધારણ કરવા તેનામા મદાયત્તં તુ પૌરુષમ્ કહેવાનો ભારે દર્પનો અવગુણ ભરાઇ બેઠો હતો લોકશાસ્ત્ર અને નીતિશાસ્ત્રની વિરૂદ્ધ જેનો જન્મ થયો છે અને જેનામા હરિફાઈ છુપાઇ રહેલી હોય છે એનામા કુદરતી દૈવીસંપત્તિના ગુણધર્મો હોયજ કેમ?

જુઓને કાઇસ્ટે એમના વખતના રાજાની ગુપ્તરીતે હરિફાઇ કરવા માડતા, એના અનુયાયીઓની સખ્યા વધવા માડી અને પરિણામમા એમની હરિફાઇ જાહેર પડતા એઓ જાહેરમા આવ્યા પિલાતે એમને પૂછ્યુ, "તમે રાજા છો?" પ્રભુએ જવાબ આપ્યો 'હા! પણ આ દુનિયાનો નહિ" જો એ લાબુ જીવ્યો હોત તો એના અનુયાયીઓએ એક દિવસ રાજાને પદભ્રષ્ટ કરી પ્રભુને રાજા જાહેર કર્યો હોત અને પ્રભુએ એ પદનો અધિકાર કર્યો ન હોત

પ્રભુપ્રેમીઓ! અત કરણની ઉડી ઉર્મિઓ બીચારી જનતા શુ જાણે? પરન્તુ અન્તર્યામી આત્મા અને મહાદેવજીની માયા તો આ બધુ જાણેજ. જેનામા પ્રભુતા હોય એ પ્રભુતા માટે છૂપીરીતે પણ હરિફાઈ ન કરે નથી કરી રામે કે નથી કરી કૃષ્ણે રામે રાજ્ય ત્યાગ્યુ ભરતને માટે ભરતે રાજ્ય ન લીધુ કૃષ્ણે કસને જીતી ઉગ્રસેનને કેદમાથી છોડવી રાજ્ય સુપરત કીધુ એમાથી એકકેને રાજ્ય માટે હરિફાઇ ન હતી રામ અને કૃષ્ણની રાજ્યપ્રવૃત્તિજ ન હતી માત્ર પ્રવૃત્તિ કરનારાઓની વાતો તેઓ સાભળતા અને જ્યારે સમતિ કે સલાહ પૂછવામાં આવતા તેઓ પોતાનો અભિપ્રાય જણાવતા. રાજ્યનો ટોપલો માથે લઇને ફરતા ન હતા મનથી તેઓ પ્રવૃત્તિનિવૃત્ત હતા અને જ્યારે મનથી રાજા થવાની ઇચ્છા ન હોય તો પછી છૂપી હરિફાઇનો પ્રશ્નજ ક્યા રહે? જેવીરીતે કર્ણ, તેવીરીતે કાઇસ્ટ પણ કુવારીનો છોકરો હતો આ કારણથી એ મોઢુ ઢનક ઢાકવા એ સામાન્ય માનવીઓથી વધુ ગુણવાન થવા મથતો હતો કર્ણ નો દર્પ પણ આવોજ હતો આ વખતે

જો કૃષ્ણ ન હોત તો કર્ણના રાજસત્તામિસે ગુણધર્મો ઢંકાઇ ગયા હોત અને દુર્યોધન, જરાસંધ અને શીશુપાળની ટોળકીએ કર્ણને આગેવાન બનાવી દુનિયાપર મહાન અનર્થ ઉતાર્યો હોત. આ આખીયે ખટપટ શ્રીકૃષ્ણ અને પાંડવોની હરિફાઇ કરતી હતી. જેનામાં સદ્‌ગુણોની ઉણપ હોય છે એવા લોકોજ હરિફાઇ કરવા લાગે છે અને વળી પોતાને સજ્જન, સદ્‌ગુણી, અને ધર્મીષ્ટ હોવાનો દંભ બનાવે છે.

અંગ્રેજોએ હિન્દુસ્તાનમાં રાજ્ય ટકાવવા, પોતાનો પગદંડો જમાવવા, ભાગલાનીતિ અખત્યાર કરી અને અંત્યજો અને મુસલમાનોને પડખે લીધાં તેમને ઉંચા હોદ્દાની નોકરીઓ મળવાથી તેઓ સમૃદ્ધ થયા અને પરિણામે હિંદુઓની વિરૂદ્ધ હરિફાઇ જામી. જેમ પાંડવોને સહન કરવું પડેલું તેમ ચારે બાજુએથી હિંદુઓને સહન કરવું પડ્યું. પાંડવોએ 'દમ'-દૈવીસંપત્તિથી નિર્વાહ ચલાવ્યો તેમ હિંદુઓનું પણ થયું. હજી પણ હિંદુઓને સહિષ્ણુતા નામની દૈવીસંપત્તિની જરૂરીયાત છે. સંસાર દૈવાસુરસંપત્તિયુક્ત ઉત્પન્ન થયો ત્યારથીજ અને તેથીજ તે કદી એકલો દૈવી કે એકલો આસુરી બની શકેજ નહિ.

હવે સાંભળો કર્ણનો પ્રપંચ. પરશુરામને ત્યાં ભણવા રહ્યા પછી એક દિવસ કર્ણના ખોળામાં માથું મુકી પરશુરામ સુતા હતા. ઓચિંતો એક ભમરો ગણગણતો ત્યાં આવી ચડ્યો અને કર્ણની જાંઘ ઉપર બેસી ધીમેધીમે છિદ્ર પાડી અંદર પેસવા પ્રયત્ન કરવા લાગ્યો. ગુરૂદેવની નિદ્રાનો ભંગ ન થાય તેટલા માટે કર્ણ જરાયે ડગ્યો નહિ. ભમરો લાકડું કોતરે તેમ અંદરનેઅંદર ઉતરતો જાંઘની આરપાર નીકળી ગયો. વ્રણમાંથી રૂધિરની ધારા વહેતા પરશુરામને લોહીની ગરમી લાગી અને પોતે ઝબકીને જાગી ઉઠ્યા. તેમને ભારે આશ્ચર્ય થયું. આશ્ચર્યની સાથેજ નિશ્ચય પણ થઇજ ગયો—'આ શિષ્ય બ્રાહ્મણ ન હોય. બ્રાહ્મણમાં આવી સહનશક્તિ ન હોય.' તુરતજ ક્રોધાવેશમાં આવી કર્ણને પૂછ્યું, "સાચું બોલ! તું કોણ-છું? તું બ્રાહ્મણ નથીજ, ક્ષત્રિય હોવો જોઇએ, મારી સાથે પ્રપંચ? જા! મારી શીખવેલી યુદ્ધકળા તને અણીના સમયે નિષ્ફળ જશે, યુદ્ધમાં જ્યારે તારા રથનું પૈડું જમીનમાં ખુંચી જાય ત્યારે તારૂં મોત થશે."

પ્રભુપ્રેમીઓ! 'ધર્મીને ઘેર ધાડ' એ કહેવત ધાડનું કારણ નહિ જાણવાથી આગળ મુકાય છે. બાકી ચારે બાજુનો વિચાર કરનાર તો સમજી

શકે કે જેવું બીજ તેવું જ ફળ થાય; દુરાચારોત્પન્ન કે વ્યભિચારોત્પન્ન માનવી દંભી હોય, દર્પી હોય, હરિફાઇ કરનારો હોય, અભિમાની હોય—આસુરીસંપત્તિઓથી ભરપુર હોય. આવાઓને ગુરુની આશિષને બદલે શાપજ મળે. ગુપ્ત પાપોનું ફળ ધર્મીષ્ઠોને પણ આમ મળે છે. પછી-બીચારી જનતા 'ધર્મીને ઘેર ધાડ'ની કહેવત કેમ લાગુ ન પાડે?

દુર્યોધનની મિત્રતાનો સ્વિકાર કરવાનું કારણ-પણ કર્ણનો આ દોષ હતો. જ્યાં કૃષ્ણ-હતા ત્યા કેમ ન ગયો? ભલે ધર્મી હતો પણ ભક્ત તો નજ હતો **ધર્મની સાથે ભક્તિની પણ જરૂર છે.** ભલે તે બળવાન હતો અને ધર્મી પણ હતો પણ ઉત્પત્તિના કારણે અને કુસંગદોષના કારણે પાપના ફળથી એની શરાતનની કીર્તિ ધૂળમાં મળી ગઇ. વિદ્યાર્થીઓની પરિક્ષા વખતે, દ્રૌપદીના સ્વયંવર વખતે અને એના મરણસમયના યુદ્ધ વખતે એણે અર્જુન સાથે હરિફાઇ તો કરી પણ આસુરીસંપત્તિના અવગુણે કરીને, પાપના ફળે કરીને પરમાત્માએ એને ચુકાવ્યો અને દૈવીસંપત્તિવાળો અર્જુન એનાથી બચી ગયો; **સાચા—કુદરતી—દંભરહિત ધર્મ અને ભક્તિથી જ બધી રક્ષણ થાય છે.**

જો કર્ણમાં માતાના અણસમજમા થયેલા દુરાચારથી ઉદ્દભવેલી અને સૂતને ત્યા ઉછરી મોટા થવાથી તેમજ દુર્યોધનાદિના કુસંગથી ફાલીફુલેલી આસુરીસંપત્તિ ન આવી હોત, રાજસતામસથી ઉદ્દભવેલા છયે અવગુણો ન આવ્યા હોત, તેમજ ફક્ત હરિફાઇ ખાતેજ ઉદારતાવાળો અને ચારિત્ર્યશીલ ન બન્યો હોત તો એની મહત્તાનો ઇતિહાસ જુદોજ લખાયો હોત, પણ વિજ્ઞાનથી ઉપરૂ બનેજ કેમ? જુઓ! જો ખેતરમા હાડકાંનું ખાતર નાંખી પાક વધુ ને વધુ અને મોટા આકારનો ઉત્પન્ન કર્યો હોય અને બીજું ખેતર કે જેમા નૈસર્ગીક ઉપચારોથી ધાન્ય ઉપજાવ્યું હોય, તો એ બે ઉત્પાદનોના ગુણોમા ફરક ન હોય, એવું જો તમે સમજો તો તમે મોટી ભૂલ કરો છો. ભલે અત્યારનું વિજ્ઞાન, શ્વેત જાતિના વૈજ્ઞાનિકોદ્વારા મેળવાયેલું એ સૂક્ષ્મભેદ પારખવાની પરવા ન કરે પણ જ્યારે તેઓ આત્મવિદો થવાને મથશે, જડવાદનો ત્યાગ કરશે, ત્યારે તેમને પ્રકૃતિના ગુણ વિનાના થવાની જરૂર પડશે અને ત્યારેજ આવી ઝીણી બાબતો સમજમાં આવતાં 'અન્ન તેવો ઓડકાર' કહેવા લાગશે.

કર્ણનું આ ચરિત્ર 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' તરફથી પ્રગટ થતા એક ગ્રંથ 'આદર્શ ચરિત્ર સંગ્રહ' મા છે, જેમા એક 'વાણી' નામના માસીકમા લખાયેલો લેખ છે આ લેખના લખનાર કોઇ વ્યાસજીથી ડાહ્યા વિદ્વાને કર્ણને પૂજ્ય વ્યક્તિ ગણી છે તેને ફેરવીને જેમ સમજવુ જોઇએ તેમ હું તમને કહી રહ્યો છુ રાજ્યલોભ, સ્વાતંત્ર્યસિદ્ધિ અને ઐશ્વર્યપ્રાપ્તિ માટે ઋષિપ્રણીત ગ્રંથો પર ચૂંથણા ચૂંથવાં અને સમાજના બંધારણમા વંધ્યુંસ કરતા ધાર્મી સંસ્કૃતિમાં ફેરફાર કરવા મથવુ એ અયોગ્ય છે આમ કરવા કરતાં સંસ્કૃતિના રક્ષણ માટે મરણીયા થઇ મથવુ, વિજય આપનારૂ થઈ પડે છે. " निर्दोषं सेम अभयं वै ब्रह्म " ॥ સિદ્ધિમાટે વાંકાચુંકા રસ્તા લેવા એ પણ આસુરીસંપત્તિ કહેવાય છે

પ્રભુપ્રેમીઓ ! જો કે મોક્ષાર્થીઓએ આ બેઉ આસુરી અને દૈવી સંપત્તિઓને માયાના કાર્યજ સમજવાનાં છે, તોપણ દૈવીસંપત્તિ મોક્ષ માટે ઉપકારક છે અને આસુરીસંપત્તિ સંસારમાંજ બંધન કરાવનારી એટલે જન્મ મરણની રેંટમાળમાંથી છૂટવાને જરાપણ ઉપકારક ન હોતાં આપત્તિમા ઉતારનારી છે.

જુઓ ! મહાભારતના યુદ્ધમા ભક્તિના પ્રભાવથી વિજય મળ્યો ત્યાસુધીનું કુંતીનુ અને પાંડવોનું જીવન પૂર્ણ કલેશથી ભરેલું હતું કે નહિ ? તો તમે મને સ્હેજે પ્રશ્ન પૂછી શકો કે નહિ—એનુ કારણ શું ? શુ પાંડવો બધા કુળીન હતા ? જવાબમાં હું તમને હા કહી કાંઇક ઉંડા ઉતરી આંખો ઇતિહાસ કહીશ. પાંડવોના પિતા પાંડુ અને કૌરવોના ધૃતરાષ્ટ્ર અને વિદુર—એ ત્રણેની ઉત્પત્તિ વિધવાના નિયોગવડે થયેલી ખરી કે નહિ ? કુંતીના કર્ણ સાથે છયે પુત્રો પરણેલા પતિથી થયેલા નહતા ગતજન્મા પાચ વખત પતિની માગણી કરવાથી બીજે જન્મે દ્રૌપદી પાંચ પતિને પામી ભૂલથીએ અગ્નિમા હાથ પડે તો માઈ દાઝયા વિના રહે ? ધર્મ કહેવાતા યુધિષ્ઠિર ભલે એક વખત પણ જૂઠું બોલ્યા ભીમ પણ સ્થિરચિત્તનો ન હતો અર્જુન પણ સત્યપ્રતિજ્ઞ ન હતો સહદેવ અને નકુલ પણ ઉતરતી કોટીની સ્ત્રીથી ઉછરેલા હતા. આમ દુષ્ટીત ઉત્પત્તિના કારણેજ બધા કલેશી જીવનવાળા હતા

માનવી માત્રનુ કારણશરીર સંસારનો નિર્વાહ કરનારૂ છે એ કારણ—શરીરજ દીપવાળું છે કૌરવોના હાથમાં રાજ્યનગામ હતી તેથી તે સત્તાના

કારણે નિર્ભય હતા એટલે કારણશરીરના દોષો સ્થૂળશરીરવડે બહુબહુ પ્રમાણમાં પ્રગટ થતા હતા અને કુંતી અને પાંડવોના દોષો રાજ્યસત્તાની ગેરહાજરીથી કવચિતજ પ્રગટ થતા હતા. કૌરવો અભક્તો પ્રપંચી, દેહ અને ધર્મકર્મને માનનારા હતા, જ્યારે પાંડવો ભક્તો હતા, આત્માના ધર્મના ઉપાસક હતા, તેથી તેઓ આખરે તર્યા "न मे भक्त प्रणश्यति"—ગીતાનું આ વાક્ય ભગવાને સાચું ઠરાવ્યું. અભક્તો અને પ્રકૃતિના ધર્મકર્મને પાળનારા એવા કૌરવો અને કર્ણનો નાશ થયો. તેઓ આત્માના ઉપાસક ન હતા. પુરુષાર્થનેજ—કર્મનેજ—તેઓ માનનારા હતા એ કારણથી એમનો નાશ થયો. જૂઠ અને પ્રપંચ કયાં સુધી નભે?

જેમ કોઇએક બગીચો—ઝાડોની ફ્લમો ફરીફરીને બગાડી નાખવામા આવે છે તેમજ નીચે જમીનને ખોદીખોદીને તથા ઝાડનાઓને ફેરવીફેરવીને કસ વિનાની કરી મુકવામા આવે છે અને કેટલાક વૃક્ષો બહુ વૃદ્ધ થઇ જતા એ બગીચો મેદાનજ કરી નાખવાની જરૂર પડે છે તેમ આ દુનિયાનુ સમજી લેવુ પડે છે. જેમ મેદાનને પાછો બગીચો કરવાને માટે ફરી બાગરચના કરવી પડે છે, ફરીને નવા ઝાડો લાવીને રોપવામા આવે છે અને ઠીક ઉછેર માટે કાળજી કરીને વ્યવસ્થા કરવામા આવે છે ત્યારે એ બગીચો પાછો રમણીય થાય છે તેમ દુનિયા—બગડેલા કારણશરીરો—શૂન્ય ન થાય, દુનિયાના મુક્તજીવો આ દુનિયા છોડીને બીજી દુનિયામા ન જાય અને પછી પાછી નવી કારણશરીરવાળા માનવદેહોથી ન વસાય ત્યાસુધી રમણીય થાયજ નહિ નવી દુનિયામા પ્રથમ દૈવીસ પત્તિયુક્ત કારણશરીરવાળા માનવીઓ પેદા થાય છે. પછી ધીરેધીરે દૈવીસ પત્તિ બગડતી બગડતી આસુરી થવા લાગે છે અને તે દૈવીસ પત્તિને બગાડવા બળ વાપરે છે એ વખતે બેઉનુ ઘર્ષણ થાય છે એ ઘર્ષણને યુદ્ધ કહેવામા આવે છે સ્થૂલશરીરો યુદ્ધમા નષ્ટ થવાથી કારણશરીરો—ભક્તો ભગવાનમા અને અભક્તો માયામા જાય છે. પ્રલય સમયે ભગવાન પણ માયીક હોવાથી પરમબ્રહ્મમાં સમાય છે અને એ વખતે એમની સાથે ભક્તો પણ સમાય છે. આ અભક્તો માયામા સમાયલા હોવાથી માયા પણ પ્રલય સમયે પરબ્રહ્મમા સમાયેલી હોઇને એના નિયમ પ્રમાણે જ્યારે માયા જગતરચના કરે છે એ વખતે અભક્તો માયામા રહેતા છતા પરબ્રહ્મના સંજોગથી દૈવીસ પત્તિવાળા બનીને સૃષ્ટિના આરભમા દુનિયાને લાયકના હોઇને પાછા આવે છે અને આમ નવી દુનિયા પ્રથમ પેઠે ચાલુ થાય છે

સુખ, આરામ અને આનંદ—જેમ બાલ્ય, કુમાર અને યુવાવસ્થા મળીને સ્થૂલશરીર આયુષ્યના અર્ધા ભાગ સુધી પહોંચે છે—ત્યાંસુધીજ હોય છે અને પછી જીવતની મજા મટતી જાય છે તેમ આ દુનિયા જ્યાંસુધી દૈવીસંપત્તિવાળી હોય છે ત્યાંસુધી ક્લેશમુક્ત હોય છે અને પછી આસુરીસંપત્તિવાળી થતાં શોકયુક્ત થતી જાય છે. જેમ દુનિયાનું, તેમ એક માનવીનું દેવાસુરસંપત્તિ સંબંધી સમજી લેવું ઘટે. મતલબ કે માનવી દૈવીસંપત્તિથી મરણમાં જીવતો ઉપર ઉપરના લોકમાં જઇ મરણથી મોક્ષસાધન કરવા સમર્થ હોય છે. માનવીમાં જો દૈવીસંપત્તિ ન હોય તો સત્સંગથી પાછી આવી શકે છે અને પ્રભુભક્તિદ્વારા તેની આસુરીસંપત્તિ બદલાઈ દૈવી બને છે. આમ, માનવીનું મહાન થવાનું મૂળ દૈવીસંપત્તિ છે.

તમે જાણો છો? જમીનના દોષથી સારા ભાલના ઘઉં પણ પાતળા અને જરા લાલાશ પડતા રંગના નીપજે છે. નાગપુરી સંતરાં અને મોસંબીના બીજ કજગ્યાએ વાવ્યાથી ઝાડતો ઉગશે અને ફળ પણ લાગશે પણ બીજીજ જાતનાં નીપજશે. આની વિરુદ્ધ તદ્દન નાના ફળનુ કે ઓછા સ્વાદવાળા ફળનુ બીજ તાજી કે માફક જમીનમા વાવતા તેના ફળો મોટા, રસકસવાળા અને સ્વાદિષ્ટ આવે છે. ગુજરાતના મૂળાનું બીજ પંજાબમા વાવ્યાથી મૂળો અધીશેર વજનનો નહિ પણ વધુ કુમળો અને અધમણ વજનનો થાય છે.

બીજનો વિચાર કરો. સત્યવતી સાથે પારાશરનો સંયોગ થવાથી વ્યાસ ઉપજ્યા. વ્યાસથી વિધવાઓના નિયોગથી પાંડુ, ધૃતરાષ્ટ્ર અને વિદુર ઉપજ્યા અને પાંડુની સંમતિથી કુંતીના નિયોગથી પાંડવો પેદા થયા. આમ કૌરવ પાંડવોની ઉત્પત્તિ દુષીત થયેલી છે. પરણેલા માતાપિતાથી તેમની ઉત્પત્તિ ક્યાં છે?

દૈવીસંપત્તિનું મૂળ પ્રેમમાં છે. પ્રેમ પરમેશ્વર છે. કુંતી અને અર્જુનમા દોષ તો હતાજ પણ બેઉ પ્રભુપ્રેમી હતાં. એથીજ અર્જુનને શ્રીકૃષ્ણે દૈવીસંપત્તિવાળો કહ્યો. વળી પૂર્વજન્મના સત્કર્મના કારણથી એનામાં આસુરીસંપત્તિ ન હતી. એજ કારણથી કોઇપણ માનવીએ જો એનામા આસુરીસંપત્તિ નથી હોતી તો એનો માનવદેહ છેલ્લોજ નહિ હોય અને તેને પરમપ્રાપ્તિ નહિ થાય એવુ મનમા લાવીને શોક કરવાનુ કોઇ કારણ નથી. **મોક્ષ માંગે છે પ્રભુપ્રેમ અને પ્રેમથી ઉપજતું બ્રહ્મજ્ઞાન. આસુરીગુણો નષ્ટ થયા વિના પ્રભુપ્રેમ ઉપજેજ નહિ.**

પ્રભુપ્રેમીઓ! અત્યારસુધી વાર્તાલાપ થયો. દુનિયાને દોરનાર–બ્રાહ્મણો–વ્યાસ જેવાનો, અધર્મીનું અન્ન ખાનારા દ્રોણ, અશ્વત્થામા, કૃપાચાર્ય જેવાનો અને પાંડવકૌરવો તથા કર્ણ જેવાનો. પણ ભીષ્મનુ શું? પોતે ભક્ત હોવા છતા દૈવીસંપત્તિવાળો છતા, અધર્મીઓનુ અન્ન ખાવાથી દુષીત થયો. એ તો છમાસ સુધી બાણશય્યા પર સુઇને તપ કરવાથી અને પ્રભુપ્રેમથી એના ચારિત્ર્યમાં ડાઘ નથી એ દેન થઇ ગયો.

અગાઉ કહેવામાંથી તમને શંકા થશે કે, શું રાજાઓ અને બ્રાહ્મણો પણ આસુરીસંપત્તિવાળા? ઉત્તર એ છે કે બધા રાજાઓ અંબરીષ જેવા

ન હોય તેમ બધા વેન જેવા પણ ન હોય. ભલે ગરીબ, ભલે સામાન્ય, ભલે વર્ણથી ઉંચ કે નીચ, હાલતમાં સત્તાવાન અને સમૃદ્ધ—ગમે તેવો મનુષ્ય હોય, પણ તેનો અહિં સવાલ નથી. અહિં જાણવાનું એ છે કે—'કોઇપણ મનુષ્ય જેનામાં દૈવીસંપત્તિ હોય તેનેજ બ્રહ્મજ્ઞાનની લાયકાત હોય એ સિવાયનાને નહિ.'

હવે સાંભળો એક સંસારમાં ઉતરતા દરજ્જાના પણ દૈવીસંપત્તિથી દેદિપ્યમાન થતા એક ભક્તનું ચરિત.

દૃષ્ટાંતઃ—મીરાંરપ્રાંતમાં ધામણગાવના વતની પટેલ મનકોજી બોધરાજ, પોતાની પતિવ્રતા પત્નિ મામાતાઇ અને એક આજ્ઞાંકિત પુત્ર તથા એક પુત્રી મળી ચાર જણા હતા રહેતા હતા. આ ચારે જણાનું મન વિષયભોગનિવૃત્ત થયેલું હતું. બધાજ ભગવાન પંઢરીનાથના પરમભક્ત હતા 'ચે તુ સર્વાણિ कर्माणि मयि संन्यस्य मत्पराः' ના ભગવાનના કથનાનુસાર પ્રભુપ્રીત્યર્થે કર્મ કરવાનું તેમનું ધ્યેય હતું. જેમ ગુજરાતના ભક્તો દર પૂર્ણિમાએ ડાકોર રણછોડજીનાં દર્શન માટે નિયમવાળા હોય છે, તેવીરીતે દરેક એકાદશીએ ભગવાન પઢરીનાથના દર્શન કરવાને ત્યાંના ભક્તો નિયમીત જાય છે મનકોજી તેમાના એક હતા. દર એકાદશીએ પંઢરપુર ચાલતા જઇ પહોંચી ચંદ્રભાગામા સ્નાન કરી ભગવાનના દર્શન કરવાં અને આખો દિવસ વ્રતી રહી, ઉપવાસ કરવો, રાત્રે જાગરણ અને ભજન અને દ્વાદશીના રોજ પારણાના નિયમાનુસાર બ્રહ્મભોજન, દાન આદિથી પરવારી પ્રભુપ્રસાદ ગ્રહણ કરી ચાલતા ઘેર જવું —આ એમનો ઘણાલાંબા સમયથી નિયમ ચાલ્યો આવતો હતો. પોતે ભગવાન પાસે લેવા નહિ પણ ભગવાનને અર્પણ કરવા જતા હતા, એમનુ બધુ ભગવાનનીજ માલિકીનું ગણતા હતા.

સર્વમાં પોતાના ઇષ્ટદેવ પંઢરીનાથને જોનારા મનકોજી એક સમૃદ્ધ ખેડુત હતા પોતાને ત્યાં ધાન્યના પુષ્કળ કોઠારો ભર્યા હતા તેમજ તેમનુ ગૌધન પણ વિશાળ હતુ. આ સમૃદ્ધિનો સદુપયોગ કરવાનો મોકો મનકોજીને એકાએક મળ્યો

તેમના દેશમાં ભીષણ દુષ્કાળ પડ્યો અન્નની ભારે તંગી પડી અને લોકો ભૂખે મરી ટપટપ મરવા માંડ્યા; विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि। शुनि चैवश्वपाके च पंडिताः समदर्शिनः॥ ભગવાન શ્રીકૃષ્ણના

સાચી વિદ્યા અને વિનય યુક્ત પંડિતની આ વ્યાખ્યા આપણા ચરિત્રનાયકને બરાબર લાગુ પડતી હતી મનુષ્યના અને ઢોરના પેટ ભરવાના અભાવના કારણે કલ્પાંતે તેમનુ હૃદય દ્રવી ગયુ પોતાની પત્નિ તથા પુત્ર સાથે નિશ્ચય કરી ધાન્યના કોઠારો ખુલ્લા મૂકી દીધા

પતિવ્રતા આમાતાઇ પતિના મતે સહમત થઇ 'આવા તે આપણા શા ધનભાગ્ય' કહી પ્રસન્નમને ગરીબ અને દુ ખીઓની તન, મન અને ધનથી સેવા કરવામા તત્પર થઇ ગઇ જેમ કોઇ ગોળની કાકરીની ગધ પારખી આજુબાજુથી કીડીઓ ભેગા દોડતા આવે છે, જેમ કોઇ પાણીથી તરસે ટળવળતો આઘેથી જળાશય જોતા દોડી જાય છે જેવીરીતે કોઇ રેતીના રણમા ચૈત્ર-વૈશાખના પ્રખર તાપથી અને પથના શ્રમથી કટાળેલો અને થાકેલો પથિક એકાદ વૃક્ષ જોઈ આશ્રય લેવા દોડી જાય છે–અને આ બધા શાતિ મેળવે છે, તેમ દુષ્કાળપીડિતો મનકોજીના ઉદાર વર્તનથી આકર્ષાઇ ગામેગામથી દોડી તેમનો આશ્રય લેવા લાગ્યા અને તેઓને શાતિ પ્રાપ્ત થતા તેમના દ્વારા કર્ણોપકર્ણ ખ્યાતિ સાભળતાં દૂરદૂરના ગામથી પણ ભૂખ્યાઓના ટોળેટોળાં તેમને ઘેર જમા થવા લાગ્યા ભક્તરાજ મનકોજી બોધરાજનુ ઘર એક યાત્રાધામ સમુ બની ગયુ પરિણામે તેમણે સઘરેલો અનાજનો જથ્થો તો ખલાસ થઇ ગયો તો ગયો પણ છેવટે તેમણે પોતાના ઘરમાનુ દ્રવ્ય, દરદાગીના, જરઝવેરાત અને અ તે રાચરચીલુ પણ વેચીને ધાન્ય ખરીદી ભૂખ્યાને ખવડાવવા માડ્યુ પોતે તર્દ્દન નિષ્કિચન થઈ ગયા એક દિવસનુ પણ તેમને માટે અન્ન ઘરમા ન રહેવા પામ્યુ છેવટે દુષ્કાળનો કાળ તો પુરો થઇ સુકાળ બેઠો પણ મનકોજીને તો મજુરી કરીનેજ કુટુબનિર્વાહ ચલાવવો પડ્યો

પ્રભુપ્રેમીઓ! એમ ન માનશો કે મનકોજીને કે તેના કુટુબના કોઇને પણ ઉપરોક્ત કાર્ય બદલ લેશપણ પશ્ચાતાપ થયો હશે અરે! પૂર્વના કરતા વધુ આનદ અને વધુ શાતિથી તેમણે જીવનનિર્વાહ ચલાવ્યો એમનુ એ કર્મજ એમને આનદ સુખ અને શાતિનુ મૂળ હતુ એ મૂળ એમની ઉદારતા અને દયાથીજ પોષાયુ હતુ એટલે વિષાદને સ્થાન ક્યાથી હોય? આ કર્મ એમનુ શોકમુક્તિ ઇચ્છતા માનવીઓને માટે આદર્શપૂર્ણ અને અનુકરણીય હતુ

સસારીજીવો અને ભોગભૂખ્યા માનવીઓ ન જાણી શકે ત્યાગના આનદને એઓ ન જાણે કે શારીરીક ભોગનો આનદ ક્ષણીક, નાશવત અને નર્કમા

લઇ જનારો છે બીચારાં માયામાં ફસાયેલાં આવા માનવજંતુઓ શું જાણે કે નિત્યાનંદ પરમાનંદ પરમસુખ પરમાત્માના બ્રહ્મતત્વમાજ છે? ત્યાગમાજ આનંદ છે માટેજ ભગવાનના પ્રેમીભક્તો ત્યાગી હોય છે. અને તેથીજ તેઓ શારીરીક ભોગોનો ત્યાગ કરી પરમાત્માની સાથે યોગ સાધે છે તેઓ અભિમાનથી હજારો ગાઉ દૂર રહે છે એવા ભક્તોને અભિમાન-દાન કે જ્ઞાનનું હોતુ નથી તેઓ તો ભગવાનનો દીધેલો બોધ —यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्। यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम्॥ હૃદયમા કોતરી રાખે છે પણ હવે દ્રૌપદીના શ્રીકૃષ્ણાર્પણ કરી ફાડેના ચીરના ૯૯૯ તાણાવાણાના તારના બદલામા ૯૯૯ ચીર પુરનાર માયાપતિ ભગવાનની માયા જુઓ ભક્ત બોધરાજના આવા ઉત્કટ પ્રભુપ્રેમનો બદલો પરમાત્મ દર્શનમા કેવીરીતે આવે છે તે જુઓ-

પ્રભુપ્રેમીઓ! ભક્ત બોધરાજનો દર એકાદશીએ પંઢરપુર જવાનો નિયમ તો મે તમને આગળ કહ્યો છે આ નિયમ અતૂટ રીતે ચાલ્યાજ કરતો હતો પણ પોતાની સ્થિતિ બદલાવાથી હવે તેમને નિયમપાલનમા વિઘ્નો આવવા લાગ્યા 'ખાલી પગે ચાલીને પંઢરપુર તો જવાય, પણ તીર્થ સ્થાનમા સ્નાન કરી તીર્થગોરને દક્ષિણાવિમુખ કેમ રખાય? ખાલી હાથે પ્રભુદર્શને કેમ જવાય? વળી એકાદશીના ઉપવાસ અને જાગરણ ભજન પ્રસાદિમા પૈસો ન બેસે પણ બીજે દિવસે વગર પૈસે બ્રહ્મભોજન શી રીતે થઇ શકે? પ્રભુને પ્રસાદ શી રીતે નિવેદાય?'—આ પ્રશ્નો સુઝતા હતા છતા ભક્તરાજની ટેક ડગી નહિ લક્ષ્મી નથી પણ લક્ષ્મીનાથે શુ શક્તિ આપી નથી?' આમ વિચારી પોતે મજુરી કરી કમાવાના સાધન તરીકે પોતાની પાસે જે કુહાડી હતી તે લઇ એક એકાદશીએ પંઢરપુર જવા નીકળ્યા પાસેના જંગલમા આવતાજ સુમાર્ગને જમીન પર પડેલા લાકડાં વીણી ભેગા કર્યા જગતના અણુએઅણુમા વિશ્વપતિનો વાસ છે તોપછી લીલા ઝાડમાં પણ જીવ છેજ, એટલે એને ન કાપતા સુકા ડાળાખાંખરાં ભેગા કરી તેને કાપી સરખા કરી ભારો બાંધી માથે ઉપાડી ગયા પંઢરપુર બજારમાં તે ભારાનો વિક્રય કરવા માંડ્યો ભગવાનની કસોટી પર ચડેલા ભક્તને આ વિક્રયમા માત્ર ત્રણ પૈસા મળ્યા બોધરાજને સંતોષ થયો પોતાનું ચાલશે એ વિચારથી ભગવાન શું કાંઈ ભક્તના મહાપ્રસાદથીજ રીઝે છે? ક્યાં તેમને

પકવાન્નોનો ઢગ જોઈએ છે? पत्रं पुष्पं फलं तोयम् જેવા બીનખર્ચથી પ્રાપ્ત થયેલ વસ્તુ પણ જો શુદ્ધ ભાવ અને ભક્તિથી અર્પણ કરવામાં આવે તો શું તેમને સંતોષ થતો નથી? અરે, તેઓ હોંસથી સ્વિકારે છે, ખાય છે.

ભક્ત મનકોજી ઉપજેલા ત્રણ પૈસા લઈ ખુશ થતા ચંદ્રભાગામાં સ્નાન કરી, તીર્થગોરને એક પૈસો દક્ષિણા આપી, વધેલા બે પૈસાનો પ્રસાદ લઈ ગયા પંઢરીનાથના દર્શને. ત્યાં દર્શન અને પૂજન આદિ કરી સ્વસ્થચિત્તે પ્રભુનામ-સ્મરણ કરતા કરતા એકાદશીનો દિવસ વીતાવી, દ્વાદશીના દિવસે પ્રાતઃકાળે પાછા જંગલમાં જઈ, ભારો લાવી, વેચી, મળેલા ત્રણ પૈસાથી દ્વાદશીવ્રત પૂર્ણ કરવા ઉદ્યુક્ત, યથા સ્નાન કરી ત્રણ પૈસાનો લોટ લઈ આવી, નિત્યનિયમાનુસાર કોઈ બ્રાહ્મણને ભોજન કરાવવાની આતુરતાથી રાહ જોઈ રહ્યા.

બે પ્રહર વીતી ગયા છતાં કોઈ બ્રાહ્મણ ન આવ્યો. એકલો લોટ ખાવા કોણ આવે? પોતે મનમાં વિચાર કરતા હતા કે "આજે આ ફક્ત લોટ સિવાય મારી પાસે કશું નથી. બ્રાહ્મણદેવતાને શી રીતે પ્રસન્ન કરી શકાશે? અરે, ઘી તેલ તો આઘા રહ્યા પણ નથી મીઠાનો કણ કે નથી કોઈ શાક છેવટે દક્ષિણા માટેયે કશું નથી. હે પ્રભો! હે પંઢરીનાથ! હે, લક્ષ્મીપતિ! આજે મારો નિયમ શે જળવાશે?" ભક્તરાજની આંખમાં પાણી ભરાઈ ગયાં; એમનું હૃદય રડવા લાગ્યું. પણ હૃદયને જાણનારા, હૃદયના ભાવોને ઓળખનારા, હૃદયમાં વસતા સર્વાન્તર્યામી સર્વગત પરમાત્માએ, એ ભક્તની મનોવાણી સાંભળી અરજી સ્વિકારી. એક વૃદ્ધ બ્રાહ્મણના વેશમાં થરથરતી કાયાને લાકડીના ટેકેટેકે ખેંચતા ત્યાં આવી ચોનરવા લાગ્યા, "હે ભગત! મને બહુ ભૂખ લાગી છે. તું મને કાંઈ ભોજન કરાવીશ? જે હશે તે ચાલશે. હું ગઈકાલનો ઉપવાસી છું જે હોય તે ચાલશે."

ભોપરાજ હર્ષમાં આવી ગયા. મનોમન-પ્રભુનો પાડ માની બ્રાહ્મણને પ્રભુપ્રેરીત માની, પોતાની પાસેનો લોટ નિવેદીત કરતા બોલ્યા, "મહારાજ! ખોટું ન લગાડશો. મારી પાસે માત્ર આ થોડો આટો જ છે. બીજું કાંઈ નથી. છતાં આપ તે સ્વિકારો અને ભોજન કરો, એટલી મારી યાચના છે." બ્રાહ્મણે જવાબ દીધો, "અરે ભાઈ! જે હોય તે આપી દેને? આ માટે વિલંબ કરે

છે ? મને દાલ, ભાત કે શાક, ઘી કાંઈ જોઈતું નથી મને બહુ કકડીને ભૂખ લાગી છે જે હશે તે ચાલશે આટાની બાટીઓ બનાવીને ખાઇ લઇશ લાવો ! જલદી કરો "

પ્રભુપ્રેમીઓ ! આ પહેલાની એકાદશીઓ પર મનોજ્ઞ દ્વાદશીના રોજ જે પુરી સામગ્રી આપી બ્રાહ્મણદ્વારા રસોઇ કરાવી બ્રહ્મભોજન કરાવતા અને જેવો તેમને આનંદ થતો હતો, તે બધુ આ વખતે તેમને સાભરી આવ્યુ. પોતાની અંતર્દષ્ટિ પર એનાએ દશ્યો આલેખાવા લાગતાં તે વિચારમગ્ન થયેલા હતા, એટલામાં અતિથિ બ્રાહ્મણે વધુ આર્જવતાપૂર્વક કહેવા માંડયુ, "હે ભાઇ ! કેમ આમ વિચારમા પડી રહ્યો છુ ? જરા મારા આ પેટના ખાડા સામુ તો જો અરે ! હું બહુ ભૂખ્યો થયો છુ. ચાલ, જલદીથી થોડા છાણા વીણી આપ એટલે હું સ્નાન કરી અહિ જ બાટી બનાવી ખાઈ લઉ "

ભક્તની મનોકામના પૂર્ણ થઈ તરતજ આજૂબાજૂથી છાણા ભેગાં કરી લાવ્યા એટલામાં પેલા બ્રાહ્મણે ચદ્રભાગામા સ્નાન કરી ભીના વસ્ત્રેજ આવી છાણા સળગાવી, આટો બાધવા માડયો

પ્રભુપ્રેમીઓ ! જુઓ ભગવાનની ભક્તવત્સલતા. સકલેશ્વર, સર્વેશ્વર, સર્વાધાર, સર્વૈશ્વર્યાધાર, સદા લક્ષ્મીથી સેવ્યમાન, મહાન સતો જેમના નામ સ્મરણને સૌભાગ્ય માને છે એવા, વેદવેત્તા ઋષિઓ જેમને પ્રસન્ન કરવા અગ્નિમા આહુતિઓ આપે છે એવા—એ મહાન પ્રભુએ પોતાના ભક્તે આપેલો આટો સ્વહસ્તે ગુંદવા માડયો એજ પ્રભુએ વિદુરને ઘેર ભાજી, વિદુરના પત્નિના હાથે કેળાના ગર્ભને બદલે કેળાની છાલ, અને દ્રૌપદીના અક્ષયપાત્રમાના ભાજીના પાતરાથી પૂર્ણ સતોષ માની આરોગ્યા હતા 'भक्ताधीन भगवान' કાંઈ ખોટુ છે

હવે જ્યા ભગવાન બ્રાહ્મણ વેશે બાટીઓ બનાવવાની શરૂઆત કરે છે, ત્યા ઓચિતા લક્ષ્મીજી એક ડોશીના સ્વરૂપે આવી ભગવાનને મીઠો ઠપકો આપવા લાગ્યા, "નાથ ! આમ એકલા એકલા અહિ પ્રસાદ બનાવવા બેસી ગયા ? શુ આપ એકલાજ એ આરોગશો ? મારો તો એમાં અવશ્ય ભાગ છે ચાલો ! હું હમણા બાટીઓ બનાવી નાંખુ છુ આપ જરા વિશ્રામ

કરો ” ભગવાને મંદમંદ હસી લક્ષ્મીજીની માગણી સ્વિકારી. લક્ષ્મીજીએ બાટીઓ બનાવી અગ્નિના શેકવા મુકી અને તે જલદી તૈયાર થઈ ગઈ.

પ્રભુપ્રેમીઓ! તમે જાણો છો કે પ્રભુના પ્યારા ભક્તોએ અર્પણ કરેલી કોઈ દુર્લભ વસ્તુમાં તો લક્ષ્મીજી પણ ભાગ લેવાને લલચાય છે. બીચારા સુદામાજીના તાદુલ પણ એમણે ભગવાનના હાથમાંથી ઝુંટવી ખાધા હતા, અને નરસીંહ મહેતાના પુત્ર શામળશાના લગ્નમાં માણેકમહેતાની જગ્યાએ વરની મા પણ થયા હતા.

હવે જ્યાં બાટીઓ તૈયાર થવા માંડી ત્યાં મનકોજી વિચાર કરવા લાગ્યા કે, “અરેરે! ત્રણ પૈસાના આટાથી જ્યાં એક પેટ ભરાવાની મુશીબત હતી, ત્યાં આ માતાજી વળી વધ્યાં. હવે બેઉને શીરીતે સંતોષ થશે?” આમ વિચાર કરે છે એટલામાં તો બાટીઓ શેકાઇ ગઇ એટલે ડોસાએ ડોસીને ત્રણ પત્રાવળીઓમાં બાટી પીરસવાનું કહ્યું. મનકોજી બોલી પડ્યા, “મહારાજ! આપ બેઉ જણા જમી લ્યો. હું પાછળથી વધેલું જમી લઇશ.” પ્રભુ રહસ્યમય હાસ્ય કરીને બોલ્યા, “ઠીક, ભાઇ! તારી મરજી.”

જગન્નાથ અને જગર્જનની જમવા બેઠા ભક્ત થોડે દૂર બેસી પ્રભુસ્મરણમાં તલ્લીન થતા એકધ્યાન થઇ ગયા અને બીજીબાજુ ભક્તનો પ્રેમથી આપેલો પ્રસાદ આરોગી બેઉજણાં અંતર્ધાન થઇ ગયા બોધરાજ થોડીવારમાં ભાનમાં આવી જ્યાં જોવા જાય છે, ત્યાં નથી ડોસો કે ડોસી. બેઉ પત્રાવળી ખાલી છે, પણ પોતાને માટે નિર્માણ કરેલી ત્રીજી પત્રાવળી બાટીઓથી ભરેલી પડી છે તેઓ તો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. “આ શું? સ્વપ્નું કે સત્ય? બેઉ પત્રાવળી ખાધા પછીની ખાલી છે. અરે, એ બે જણા કોણ હશે? ક્યાં ગયા હશે? મારા પ્રભુ તો માતાજી સાથે નહિ આવ્યા હોય? જરૂર, તેજ હોવા જોઇએ.” આમ નિશ્ચય કરી ભગવાનની ભક્તવત્સલતાનો નિશ્ચય કરી, પોતાને માટે રાખેલો પ્રસાદ લઈ, બાટીઓની અપૂર્વ મધુરતા ચાખી, તેમનો વિશ્વાસ દૃઢ થયો આંખમાં આનંદાશ્રુ સહિત તેઓ મંદિરમાં જઇ પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા જવાબમાં તેમણે જોયુ કે પઢરીનાથ મંદમંદ હાસ્ય કરી રહ્યા છે ગદ્‌ગદ્ કંઠે પોતે પ્રભુને ધન્યવાદ આપતાં બોલ્યા, “હે ભગવાન! હે રમાનાથ! આજે હું ધન્ય થયો છું વળી ધન્ય

આપનો પ્રેમ અને ધન્ય આપની ભક્તવત્સલતા. નાથ! ધનાઢ્યોના પકવાનો છોડી મારી ગરીબની સૂકી બાંટીઓથી આપ રીઝયા! ધન્ય પ્રભો ધન્ય. આજે આ સેવક કૃતાર્થ થયો."

ભગવાને જવાબ આપ્યો, "ભાઈ! હું તો સર્વ સ્થળે જવા ઇચ્છું છું, પણ મોટામોટા જમણવારોમાં મારો કોઈ ભાવેય પૂછતું નથી. બાકી સાચી ભક્તિથી આપેલું, તો હું પ્રેમથી ગ્રહણ કરું છું." મનોહરજીને સંશય પડ્યો, "મહારાજ! એવું તે કાંઈ બનતું હશે કે જ્યાં આપજ ભુલાઓ?" પ્રભુ હસીને બોલ્યા, "બોધરાજ! હું અસત્ય નથી કહેતો. આવતી કાલેજ તું એનું પારખું જોજે. કોઈએક શેઠીયો કાલે બ્રાહ્મણોની વાડીમાં હજારો બ્રાહ્મણો જમાડવાનો છે. હું ત્યાં જઈશ. તું પણ ત્યાં આવી બધો તમાશો જોજે." મનોહરજી પ્રભુની આજ્ઞા શિરે ચઢાવી, પોતાના મુકામ પર ગયા.

બીજે દીવસે મનોહરજી બોધરાજ નિર્દિષ્ટ સ્થાને પહોંચી ગયા અને આઘેથી જોયું કે બહુ સુંદર રીતે બાંધેલા મોટા મંડપમાં જૂદીજૂદી કીનાર અને રંગનાં અબોટીયાં પહેરી કાંઈ સેંકડો બ્રાહ્મણો મંડપમાં દાખલ થાય છે અને કોઈએક મુનીમ જેવો દેખાતો ગૃહસ્થ આવનાર બ્રાહ્મણને પોતાની પાસેની નિમંત્રણની યાદીમાં નામ સરખાવી બરાબર મળતાં બ્રાહ્મણને આસન બતાવે છે. આ પ્રમાણે હજારેક ભૂદેવો પોતાના આસન પર બેસી ગયા પછી પત્રાવળીઓ અને પડીયા દરેક આસન આગળ મૂકાઈ ગયા. પીરસણ શરૂ થતાં પહેલાં કોઈએક મોટો શેઠ જેવો ગૃહસ્થ પીતાંબર અને કસબીશાલ ઓઢી ચાંખડી પહેરી ચટપટ અવાજ કરતો બેઉ પંગતોની વચમાં આવી ઉભો રહ્યો: પેલો મુનીમ તેમની પાછળપાછળ આવતો હતો. ચાલતાંચાલતાં શેઠે મુનીમને પૂછ્યું, "મુનીમજી! કેમ બધા બ્રાહ્મણો આમંત્રણ આપેલા તે મુજબનાજ આવ્યા છે કે અંદર કોઈ મફતીયામહારાજ પણ દાખલ થયા છે? બરાબર ચોકસાઈ રાખી છે ને?" મુનીમજીએ જવાબ આપ્યો, "હાજી! એ બાબતની તો મેં પહેલેથીજ તપાસ રાખી છે."

આ અરસામાં કોઈએક વૃદ્ધ લાકડીના ટેકાથી ડગ ભરતો અને જેને ચાલવાથી શ્વાસ ભરાઈ આવતો હતો એવો અને જેણે કમ્મર પર ફક્ત એક ફાટેલા કંતાનનો ટુકડો વીંટાળેલો હતો એવો ત્યાં આવી ચઢી પેલા મંડપના

દરવાજામાં પ્રવેશ કરવા જવા લાગ્યો. બીજીબાજુ પંક્તિમાં બેઠેલા બ્રાહ્મણો બધું પીરસણ આવી જવાથી "વિઠ્ઠલ પંઢરીનાથકી જય" બોલવા લાગ્યા ત્યારે દરવાજા ઉપર ચોકીદારોએ પેલા કોઈની રજા વિના અંદર પેસવા જતા વૃદ્ધને એકદમ આડા ફરી અટકાવી પૂછવા લાગ્યા, "એઇ ડોકરા ! કાંઈ આંધળો થયો છે કે શું ! દેખાતું નથી પેલા બ્રાહ્મણદેવો જમે છે તે ? જાણે મોટો શહેનશાહની અદાથી અંદર ઘુસવા જાય છે ? ચાલ, બહાર જા અહિંથી, નહિતો કોઈ અડકી જશે તો બીચારાને ન્હાવું પડશે." ડોસાએ જવાબ આપ્યો, "ભાઈઓ ! હું તો બ્રાહ્મણ છું બ્રાહ્મણ. આ જુઓ મારા ગળામાં જનોઈ પણ છે. વળી તમારા શેઠ બ્રાહ્મણોને જમાડે છે તે સાંભળી ઘણે દૂરથી હું આશાભર્યો આવ્યો છું. મને બહુ ભૂખ લાગી છે, માટે મને જવાદો." એમ કહી વૃદ્ધે જરા જોર કરી અંદર જવા માંડ્યું અને દરવાનોએ તેને જબરજસ્તીથી પકડી બહાર ધક્કો માર્યો. "અરેરે ! જ્યારે આમ હજારો માણસ જમે છે તો શું હું એક જણ જમીશ તેથી તમારા શેઠને ખોટ આવી જશે ? નહિ નહિ, ભાઈઓ ! મને બહુ ભૂખ લાગી છે; હું જમ્યા સિવાય અહિંથી જવાનોજ નથી"—આમ કહેતાં વૃદ્ધે અંદર પેસવાનો પ્રસારો કર્યો પણ આ ગરબડ ચાલતી હતી તે અગાઉથી સાંભળી પેલા શેઠ ત્યાં આવી પહોંચ્યા હતા તેમણે કહ્યું, "અરે ! ગરીબ માણસ આવો હોય ? ચોરીની ચોરી અને પાછી ઉપર શિરજોરી ? શું તારા બાપનું અહિં કાંઇ દાટી રાખ્યું છે કે પાછો જોર કરી અંદર ઘુસવા આવે છે ? અરે, તમે બધા જોઇ શું રહ્યા છો ? એને ધક્કા મારી દૂર લઇ જઈ પક્વાન્નને બદલે સારો મેથીપાક જમાડો કે જેથી વિઘ્ન દૂર થાય." માણસો તો તૈયારજ હતા. વૃદ્ધને ધક્કાપાટુ મારતા બહુ દૂર લઇ જઇ એક ખાડામાં નાંખી દીધા.

પ્રભુપ્રેમીઓ ! મનકોજી આ બધું જોતા હતા. તેમના દીલમાં દયા આવી. દોડતા તે ખાડા આગળ ગયા અને મારથી અર્ધ બેભાન વૃદ્ધને માથે હાથ ફેરવી તેમને બહાર લાવી આશ્વાસન આપવા લાગ્યા. "ભક્ત બોધરાજ ! કેમ જોયું ? મેં કાલે વાત કહી હતી તે સત્ય છે ને ?" આ અવાજ વૃદ્ધના મુખમાંથી સાંભળતાજ મનકોજી ચમકી પડ્યા. પોતાના ખોળામાં જગતના નાથનું માથું હતું એની સમજ પડી. વહેલા વહેલા ઉભા થઇ આંખમાં પાણી સાથે પ્રભુને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. મુખથી કાંઇ બોલાયું નહિ. "હવે

આ બીજો પણ ચમત્કાર જો" કહી ઋષિ મનકોજીને ભોજનના મંડપ સામે જોવા કહી પોતાની દૃષ્ટિ પણ તેબાજુ ફેરવી

મંડપમાં જમવા બેઠેલા બ્રાહ્મણો ધીમેધીમે હાસ્યયુક્ત વાતો કરતા કરતા જમ્યા કરે છે એટલામાં ત્યાં ઓચિંતો પવન ફુંકાવા લાગ્યો અને ધીમેધીમે તેણે એવું ભયંકર સ્વરૂપ પકડવા માંડ્યું કે ધુળ અને કાંકરા ઉડી ઉડી તેમના ભાણામાં પડવા લાગ્યા અને આખરે બાજોઠ પડીયા બધું જ ઉડવા માંડ્યું બ્રાહ્મણો ભયના માર્યા નાસભાગ કરવા લાગ્યા અને આખો મંડપ આમતેમ હાલીડોલીને જમીનદોસ્ત થઈ ગયો શેઠનું બ્રહ્મભોજન નષ્ટ થઈ ગયું

ભગવાને બોધરાજને કહ્યું, "પ્યારા ભક્ત! અભિમાની અને દંભી મનુષ્ય પોતાને ધર્મિષ્ટ બતાવવા આવાં નાટકો રચ્યા કરે છે તેમને માન વહાલું છે હું વહાલો નથી તેમ હું તેવાઓનું અન્ન પણ ગ્રહણ કરતો નથી મને તો તારા જેવા પ્રેમીભક્તે ભાવથી ધરેલી લૂખીસૂકી બાટીઓમાંજ જે આનંદ આવે તે આવાઓના મિષ્ટાન્નમાં પણ ન આવે જોયું અભિમાનનું ફળ?" ત્યારબાદ ભગવાન ત્યાંથી અંતર્ધાન થઈ ગયા

પ્રભુપ્રેમીઓ! ભક્ત મનકોજીને અત્યાર સુધીમાં એકાદશી, દ્વાદશીનો અર્ધો દિવસ અને ત્રયોદશીના આમ પાંચ ટંકના ઉપવાસ થયા હતા ચતુર્દશીના રોજ પોતે ધામણગામ જવા નીકળ્યા, પણ પગ ચાલી શકતા ન હતા જીવ આકુળ વ્યાકુળ થતો હતો પંઢરપુરથી થોડે દૂર જતા બપોર થઈ ગયા અને તડકો સખત લાગતા પાસે કોઈએ એક બગીચો બનાવ્યો હશે તેની વાડ પાસેના એક મોટા ઝાડના છાયા નીચે આરામ કરવા બેઠા પોતે ભૂખ્યા અને તરસ્યા હતા, છતા કોઈની માલીકીના બગીચામાં કેમ જઈ શકાય? એમ મનમાં વિચાર કરવા લાગ્યા કે "આજ રસ્તે હું દર એકાદશીએ જાઉં છું પણ અગાઉ મેં આ બગીચો બીલકુલ જોયેલોજ નહિ, અને આજે કેમ જોવામાં આવે? એમ તો નહિ હોય કે હું પહેલા જતો હતો ત્યારે પ્રભુના ધ્યાનમાં આંખો મીંચીનેજ ચાલતો હતો કે પછી આજે આ સ્વપ્નું તો નહિ હોય? પણ ના ના, આ મારી સગી આંખે જે જોઉં છું તે તો બગીચોજ છે આ પેલા એના માલીક કુવામાં કોશ ચલાવે છે આ કોઈ સ્ત્રી પણ ઉભેલી દેખાય છે શું એ કાંઇ

સ્વપ્નું હોઇ શકે? વિઠ્ઠલા! વિઠ્ઠલા! તમારી માયાને કોણ પાર પામ્યું છે? હશે, ચાલો હવે આગળ વધું નહિ તો અંધારૂં રસ્તામાંજ થઇ જશે."

આમ વિચાર કરતાં પોતે જ્યાં ઉઠી ચાલવા જાય છે, તેટલામાં બગીચામાંથી પેલી જોયેલી સ્ત્રી માથા પર ટોપલો મૂકી મનકોજીના રસ્તા સામે આવી કહેવા લાગી, "ભગતજી! કયાંથી પંઢરપુરથી આવો છો? આપ બહુ થાકેલા જણાઓ છો. ચાલો, આ બગીચામાં. એ અમારોજ છે. ત્યાં પેલા દેખાય છે તે મારા પતિ છે, હું તેમને માટે આ ટીમણ લાવી છું, પણ તમે ભગવાનના ભગત છો એટલે મારા પતિએજ તમને બોલાવવા મને મોકલી છે. માટે પધારો, અમારી ઝૂંપડી પાવન કરો, અમારા ગરીબનો લૂખોસૂકો રોટલો સ્વિકારી અમને કૃતાર્થ કરો." મનકોજી માલણનાં વચન સાંભળી ગદ્‌ગદ્‌કંઠીત થઇ ગયા. બગીચામાંની ઝૂંપડીમાં જતાં બેઉ પતિપત્નિએ તેમનો સત્કાર કરી એક પત્રાવળીમાં દૂધ, રોટલો, ફળો ઇત્યાદિ મૂકી તેમનો સત્કાર કર્યો. મનકોજીએ પ્રભુને અર્પણ કરી પ્રસાદ ગ્રહણ કર્યો અને પછી થોડો સમય આરામ કરી યજમાનયુગલની રજા લઇ આગળ ચાલવા બગીચામાંથી બહાર નીકળ્યા. થોડે ચાલતાં જગા યાદ રાખવા બગીચો જોવા પાછા વળી જોયું તો ત્યાં બગીચોયે નહોતો કે માલીમાલણ પણ ન હતાં. મનકોજી આશ્ચર્ય પામતાં પાછા ઇશ્વરની કૃપાનેજ મનથી સાચી માની પ્રભુને ત્યાંથીજ પ્રણામ કરતા અને પ્રભુનાજ ગુણગાન ગાતા ગાતા ઘેર પહોચ્યા.

પ્રભુપ્રેમીઓ! પ્રભુના પ્રેમીભક્તોના યોગ અને ક્ષેમને માટે પ્રભુનેજ ફીકર હોય છે. ભગવાન શ્રીકૃષ્ણે પણ આજ વાત કહી છે કે,

"अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥"

અર્થાત્ 'જેઓ મારૂં અનન્યભાવથી ચિંતન કરતા સર્વ પ્રકારે મારીજ ઉપાસનામાં સદૈવ રહે છે તેનો યોગ એટલે તેને જે વસ્તુની જરૂર છે તે હુંજ સમજી જઇને મેળવી આપું છું અને ક્ષેમ એટલે તેને પ્રાપ્ત થયેલી તે વસ્તુનું રક્ષણ કરૂં છું અને આમ તેના યોગ ક્ષેમનો ભાર હુંજ વહન કરૂં છું.'

આ છે પ્રભુની પ્રતિજ્ઞા; તેમનો પોતાના ભક્તો પ્રત્યેનો પ્રેમપૂર્ણ ભાવ. જુઓ! મનકોજીને પ્રભુની સાથે પંઢરપુરમાં પરિચય થયો, તેમણે પ્રભુની શક્તિનો પરચો જોયો. પ્રભુ શું ન કરી શકે? છતાં માંગ્યું ભૂખ્યા મનકોજીએ અન્ન? સાક્ષાત્ રમાપતિ અને સ્વયં રમાએ માળીમાલણનો વેષ લઈ ભક્તની ભૂખ ભાંગી આ વૃતાંત ભગવાન પર પ્રતીતિ ન રાખનારા અલ્પવિશ્વાસુઓ "મને છોકરાં આપો, ધન આપો અને તેમ થતાં હું તમારું અમુક વ્રત કરીશ" એમ કહેનારાઓને જરૂર માર્ગસૂચક થઇ પડશે. ભગવાન પોતે ગીતામાં કહે છે કે "अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति" પ્રભુ વિષેનું અજ્ઞાન, અશ્રદ્ધા કે સંશય ગમે તે માનવીને નાશના રસ્તે લઈ જાય છે. ફક્ત સત્સંગ અને આવા ભક્તના ચરિત્રોનું શ્રવણ એ રસ્તે જનારને ઉગારે એમાં શંકા શી કરવાની? વળી એમ પણ ન માનશો કે એકલા મનકોજી ખેચરાજનું જ આ ચરિત્ર તમને પ્રભુના યોગક્ષેમના વહેવાની વાત પુરવાર કરે છે. રામાયણમાં જુઓ વિભીષણનું ચરિત્ર. રાજકુળમાં જન્મેલો પણ રાવણે લાત મારી વિમુખ કરેલો તે ભગવાન રામચન્દ્રજીને શરણે ગયો. તેણે ફક્ત શરણું જ માંગેલું પણ પ્રભુએ તેનો લંકાધિપતિનો યોગ સાધ્યો. શું વિભીષણે લંકાનું રાજ્ય માંગ્યું હતું? રાવણને મારીને તેનું રાજ્ય પ્રભુએ પોતાનાં ભક્તને આપ્યું. પણ વિભીષણ પોતાની દિનચર્યા કે રાત્રે ઉંઘમાંયે 'રામ' ને ભૂલતો ન હતો, પ્રભુની પરિ-ઉપાસના અને અનન્ય ચિંતન કરતો હતો તે ભૂલવા જેવું બીલકુલ નથી.

હવે મનકોજીના જીવનની બીજી ઘટના જુઓ. પોતે સાધારણ મજુરી કરતાં એક નાના ખેતરના પાછા માલીક બન્યા છે: There are no gains without any pains. ખેતર ખેડી તૈયાર કરતાં પુષ્કળ શ્રમ વેઠ્યો છે અને તેના જવાબમાં પરમાત્માએ આ વર્ષે તેનું ખેતર મોતીના દાણા જેવી જુવારના ડુંડાઓથી ભરપૂર બનાવ્યું છે. મનકોજી ખેતરની રખવાળી કરવા ખેતરમાં રોજ આવે છે, પણ હવે તેમની સ્થિતિ ઉચ્ચતર કક્ષા પર પહોંચી છે. પ્રભુના સર્જેલા સર્વે જીવોમાં તે પ્રભુદર્શન કરતાં થયા છે. આ કક્ષા હાયરફુલ કે કૉલેજના શિક્ષણમાં આવતી નથી. સંત તુકારામ, જ્ઞાનેશ્વર મહારાજ કે મનકોજીને આવું શિક્ષણ મળ્યું ન હતું. છતાં તેમના જ્ઞાનની કસોટી ભગવાનેજ કરી છે અને તેમાં તેઓ ઉત્તીર્ણ નીવડ્યા છે. મનકોજીની

પણ કુસોગી થઇ ભર્યું ભાદર્યું ખેતર માણસના દીનને બોલાવે તેવુ હતુ તેથી દૂરથી ચમ્લાઓનુ ટોળુ ત્યા આવી ટુકેટુકે બેગી ગયું મનકોજીએ વિચાર્યું કે "જે ભગવાને એકજ દાણામાથી આવા અનેક દાણા ઉપજાવ્યા, તેજ ભગવાનના આ સ્વરૂપો છે તો માલીકનુ માલીક ખાય તેમા મારે શા માટે વિઘ્નકર્તા બનવુ જોઇએ ?" પોતે પ્રભુના ધ્યાનમા એકચિત્ત થઈ બેસી ગયા બીજી બાજુ તેમના પત્નિ મામાતાઈ પતિને માટે ભાતુ લઈ આવ્યા ત્યારે ખેતરની અવદશા જોઇ બહુ ખિન્ન થઈ ગયા પતિને ધ્યાનમાથી જાગ્રત કરી કહ્યુ "નાથ ! આમજ જો ખેતરની રખવાળી કરશો અને ભીખારીઓને અનાજ લુટાવી દેશો તો આપણી સ્થિતિ પહેલાના કરતાયે વધુ કફોડી થશે. આપણે કોઈનુ હરામનુ તો મેળવ્યુ નથી કાળી મજુરી કરીયે છીયે તો પછી આમ બેધ્યાન રહેશો તો આપણે પણ ભીખારી બની ભટકવુ પડશે, છતા તમે મારૂ કહ્યુ નહિ માનો અને તમારે હાથે એક પણ ડૂડું કોઇને આપશો તો તમને વિઠ્ઠલનાથ ભગવાનની આણ છે" આટલું કહી મામાતાઈ તો ઘેર ચાલી ગઇ પણ મનકોજીને ભગવાનની આણનો મનમા બહુ વસવસો રહી ગયો છેવટે ભગવાનનીજ ઇચ્છા પર મુસ્તાક રહેનારો ભક્ત 'જેવી પ્રભુની મરજી' કહી પ્રભુના ધ્યાનમા પાછો નિમગ્ન થઈ ગયો

થોડો વખત ગયો એટલામા પોતાના ખેતર પાસેથી યાત્રાળુઓનો એક સઘ પઢરપુર જઇ રહ્યો હતો તેમણે મનકોજીનુ આ ખેતર લીલી જુવારથી ભરેલુ જોયુ અને તેમાથી થોડા સાધુએ બુમ મારી કહ્યુ, "ભગતજી ! તમારી જય હો. દુકાળના વખતમા પણ અમારા જીવ બચાવ્યા હતા, તો આજના દિવસનુ પણ પુણ્ય લો બહુ ભૂખ લાગી છે, માટે થોડા જુવારના ડુડા આપો તો તેને શેકીને પોક પાડીને ખાઇ પેટ ભરીએ" મનકોજીને તો ક્યા ના હતી, પણ હાથે તોડી આપવામા ભગવાનની આણ નડતી હતી તેથી તેમણે કહ્યુ, "ભાઇઓ ! તમારી વાત તો હુ માન્ય રાખુ છુ પણ હુ ડુડા જાતે તોડી આપી શકીશ નહિ તેના કરતા તમે ખેતરમા આવી તમારે જોઇએ તેટલા તમારા હાથેજ તોડી લઇ લ્યો" બધા સાધુઓ ખેતરમા પેઠા અને થોડા થોડા ડૂડાં તોડતાં, પરિણામે આખુ ખેતર સાફ થઇ ગયુ 'ભગનજી કી જે' બોલાવી બધા પઢરપુરના રસ્તે પડ્યા

વાતને તો વા લઇ જાય-કહેવત પ્રમાણે ઉપલી વાત ગામમા પહોચી અને તે સાંભળી મામાતાઈ અને મનકોજીનો પુત્ર દોડતા ખેતરે આવી પહોચ્યા ઉજ્જડ ખેતરને જોઈ બેઉ નિરાશ થઇ ગયા પણ પાછળથી મનકોજીએ પંઢરપુરના યાત્રાળુઓનુ કારણ બતાવવાથી બેઉને સતોષ થયો

આખા ગામમા વાત ચાલી ભક્તોએ મનકોજીને યશ આપ્યો, જ્યારે કેટલાક છાંછળુઓએ આ તકનો લાભ લઇ તેમને હેરાન કરવાનો નિશ્ચય કર્યો બધા ભેગા થઇ તે તાલુકાના તહેસીલદાર પાસે જઇ કહેવા લાગ્યા કે "સાહેબ! તમે જ્યારેત્યારે જમીન મહેસુલ માટે અમારા ઉપર પહેલો તગાદો કરો છો, પણ આ વખત તો અમારી વિનતી છે કે આપ પહેલા મનકોજી પટેલને બોલાવી તેની પાસેથી મહેસુલ વસુલ કરો અને પછી અમો બધા વગર બોલાવ્યે અમારુ મહેસુલ ભરી જઇશુ." તહેસીલદારે આ વાત માન્ય રાખી પોતાના પગવાળા મારફત મનકોજીને જમીનમહેસુલ તરતજ ભરવા કહેવડાવી દીધુ અને તેનો જવાબ તેમણે બીજે દિવસે ભરી જવાનો આપ્યો પોતે ઘેર જઇ આ વાત સતી મામાતાઇને કહી તેણી પોતાની પાસે જે કાંઈ રકમ હતી તે લઇ ગામના એક શાહુકાર પાસે ગઈ અને કહ્યુ, "શેઠજી! આવતી કાલે જમીન મહેસુલ ભરવાનુ છે, તો કૃપા કરી મહેસુલ જેટલા રૂપીયા વ્યાજે આપો તો તમારી કૃપા એના વ્યાજની જે રકમ થાય તે હુ તમને અત્યારેજ આપી દઉ અને તમારા આપેલા રૂપીયા કટકે કટકે ભરી દઇશ, તો કૃપા કરો તો સારૂ" શેઠે તેને રૂપીયા આપવાની હા પાડી અને બીજે દિવસે રકમ લઈ જવા કહ્યુ

પ્રભુપ્રેમીઓ! ષડ્રિપુઓથી ગ્રસીત એવા દુર્જનો જો કોઈનુ બગાડવા બેઠા હોય તો તેમનાથી બને તેટલા ઉપાય કરીને પણ તેઓ તેનુ બગાડવા ચૂકતા નથી કારણ કે તેમનુ કોઇ એકજ અગ ઝેરથી ભરેલુ હોતુ નથી, પણ તેમનામા તો આખા શરીરમા એ ઝેર પ્રસરેલુ હોય છે એક શ્લોક આ વાતનુ સમર્થન કરતા કહે છે કે—

तक्षकस्य विष दन्ते मक्षिकाया विष शिरम् ।
वृश्चिकस्य विष । पुन्छ सर्वांगे दुर्जनो विष ॥

પેલા ઈર્ષાળુ લોકોને તો મનકોજીની લાજ લૂંટવી હતી એટલે તેમને ચાલુકારવાળી વાતની ખબર પડી જતાં તરતજ તેમણે તેને ઘેર જઇ વાત કરી કે “ શેઠજી ! આપ મનકોજીને રૂપીયા ધીરવા તો નીકળ્યા છો, પણ પછી એ રકમ લેશો ક્યાથી ? આ વર્ષે એનું ખેતર એણે તો સાધુડાઓને ખવડાવી ઉજ્જડ બનાવી દીધું છે તો પાકની આવક તો આવવાની નથી. માટે જરા સમજી જાઓ, નહિતો ખતા ખાશો. ” શેઠના મનમાં આ વાત વસી ગઇ. બીજે દિવસે મામાતાઇને ચોકખી ના સંભળાવી દીધી. ખોધરાજને ખબર પડતાં તેઓ પાસેના ગામ રલેરાસ જઈ ઉધાર રૂપીયા લેવા ગયા, જ્યારે ગામના લોકોએ તે નાસી ગયાની ગપ ઉરાડી અને તે વાત તહેસીલદાર સુધી ગઇ.

તહેસીલદારે તરતજ મનકોજીને ઘેર જઇ બધા માણસોને બહાર કાઢી, ઢોરઢાખર, બકરાં ઇત્યાદિ કબ્જામાં લઇ ઘરપર સરકારી સીલ મારી બધુ જપ્ત કર્યું. બીચારી મામાતાઇ શું કરી શકે ? તેણી તો ભગવાન પંઢરીનાથને યાદ કરતી ઘરની બહાર પડી રહી. પણ આ આખીયે ઘટના સર્વાન્તર્યામી પ્રભુને માટે અસહ્ય થઇ પડી. તહેસીલદાર મનકોજીના ઘરની જપ્તી પુરી કરી કચેરીમાં પાછા આવી આરામ લેવા જરા આડા પડ્યા હતા, એટલામા બહારથી કોઇ અવાજ આવતો સાભળ્યો, “ એ બાપજી ! એ તો હું આપણા ગામનો વિઠૂ મહાર આવેલો છું ભાઇશાબ ! મનકોજી પટેલે આ મહેસુલના રૂપીયા મારી સાથે મોકલાવેલ છે. જરા મહેરબાની કરી લઈ લ્યો ને મને રસીદ આપો, બાપજી. ” તહેસીલદાર ચમકી બેઠો થયો. બહાર વીઠુને હાથમાં થેલી લઇ ઉભેલો જોયો. મનમા આશ્ચર્ય પામતો. “ અલ્યા ! હજી હમણા તો હું એને ઘેર સીલ મારીને આવ્યો, એટલામા પટેલ ક્યાથી રૂપીયા લઇ આવ્યો ? ચાલ, લાવ ! જરા આથેથી મુકી દે. ” વિઠુએ આ ઠું જોઇ થેલી મુકી દીધી. તહેસીલદારે રૂપીયા ગણી બરાબર થતાં પહોચ લખી આપી, જે લઇ વિઠૂ ચાલતો થયો, અદૃશ્ય થઈ ગયો. તહેસીલદારે મનકોજીના ઘરની જપ્તી ઉઠાડી મુકી.

થોડીવાર પછી મનકોજી જાતે કચેરીમાં આવેલ જોઇ તહેસીલદારે પૂછ્યું, “ કેમ પટેલ ! હમણા તો રૂપીયા મોકલ્યા અને પાછા આવ્યા તે કાંઇ અરજ કરવા આવ્યા છો કે શું ? ” મનકોજી તો પ્રશ્ન સાભળી દીગ્મૂઢ થઈ ગયા તેમને શો જવાબ આપવો તે સુઝ પડી નહિ. તહેસીલદારે ફરીથી આવવાનુ

પૂછ્યાથી તે બોલ્યા " સાહેબ! કોણ રૂપીયા આપી ગયુ ?' તહેસીલદારે જ્વાબ આપ્યો, " આપણો વીરીયો મહાર આપી ગયો ને પાછા અજાણ્યા થઇને પૂછો છો ? જાઓ જાઓ પટેલ! ઘેર જઇ તપાસ કરો કદાચ તમારી ધણીયાણીએ મોકલ્યા હશે મનકોજી ઘેર જઇ બાઇમાતાઇને પૂછવા લાગ્યા પણ તે બીચારી શો જવાબ આપે ? પોતે દોડના વીઠુને પૂછવા ગયા પણ વીઠુ તો કાંઇજ જાણતો ન હતો ।

હવે ભક્તરાજની અધીરાઇનો પાર ન હતો કોણે રૂપીયા આપ્યા હશે ? કોણ ભરી આવ્યુ હશે ? પત્નિ તો ના પાડે છે અને વીઠૂ તો કોઇના આપ્યા સિવાય ક્યાંથી આપી શકે ? વળી એ તો આખો દિવસ ઘરની બહાર પણ ગયો નથી અને એ તો ચોખ્ખી નાજ પાડે છે ? ત્યારે તહેસીલદારે આમ કેમ કહ્યુ ? આવા મનમા ને મનમા પ્રશ્નો કરતાં છેવટે તેમને ખાત્રી થઇ કે ' આ કામ મારા વિઠ્ઠલપ્રભુનુ વિઠુમહારનુ નહિજ અરે અરે! હે દયાળ! હે ભગવત! હે કરૂણાનિધાન! આ એક તુચ્છ પામર દાસ જીવને કાજે મહાર બની દુ:ખ વેઠ્યુ ? આમ કહેતા કહેતા ભક્તની આંખમાથી ચોધાર આંસુઓ વહેવા માંડ્યા તેમની પત્નિ તથા પુત્ર પુત્રો પણ પ્રભુની આ ઘટનાથી અવાક્ બની પ્રેમમા મસ્ત બની, તેમનાજ ગુણગાન ગાવા મંડી પડ્યા

પ્રભુપ્રેમીઓ! અનન્યચિંતન કરતા ભક્તના ઉપર તે ભક્તવત્સલની વત્સલતા જુઓ એકાએક મનકોજીના પડોશી ખેડુતો દોડતા આવી કહેવા લાગ્યા, ' પટેલ! આમ બેસી શુ રહ્યા છો ? જરા તમારા ખેતરમાં તો જઇને જુઓ જુવારના છોડ ડંડાના ભારથી લચી જમીન પર પડે છે મનકોજીને વધુ આશ્ચર્ય થયુ તેના ઘરના બધા દોડતા જઇ જુએ છે તો વાત સાચી હતી લીલામય ભગવાનની લીલાથી ભક્તનુ ખેતર લીલુછમ અને જુવારથી ભરચક ભરેલુ હતુ પ્રભુ જેવો દાતાર જે માનવીનો બેલી થાય તેનુ દુ:ખ ટકે નહિ ભગવાનની ભક્તિ કરવામા ભગવાનની કૃપા મેળવવામા અને પ્રભુના પ્યારા બનવામા શ્રદ્ધા અને વિશ્વાસથી એમનુ જ શરણુ લેવુ અગત્યનુ છે માનવદેહ મળ્યા છે પ્રભુના પ્યારા થવા માટેજ તેનુ સાર્થક થવુ ઘટે અસ્તુ

આ પ્રમાણે મે આપને દૈવીસંપત્તિયુક્ત ભક્ત મનકોજીનુ દૃષ્ટાંત કહ્યુ પણ આસુરીસંપત્તિવાળા એક વાણીયાનુ વાણીયાનુ અને એક આરબનુ દૃષ્ટાંત પણ સાંભળો —

દૃષ્ટાંતઃ-ઘણાં વર્ષો પહેલાંની આ વાત છે, જે સમયે એડનમાં અને આફ્રિકામાં વાળંદને એક હજામતનો એક રૂપીયો અને વાળ કાપવાના બે રૂપીયા આપવા પડતા હતા. તે વખત પહેલાંનો હિંદુસ્તાનના કોઇએક ગામડાનો હજામ આફ્રિકા ગયો હશે. તેણે આ સમયમાં પચાસ હજાર જેટલી મૂડી ભેગી કરી અને દેશમાં પાછો ફર્યો. આફ્રિકામાં હતો ત્યારે થોડું ભણ્યો પણ હતો અને તે દ્વારા આર્યસમાજનું સાહિત્ય પણ કાંઈક વાંચેલું એટલે સ્વદેશમાં આવતાંજ 'મારો ધર્મ વેદ છે, હું આર્ય છું, મારો દેશ આર્યાવર્ત દેશ છે' આમ સ્વજાતિ, સ્વધર્મ અને સ્વદેશ પ્રત્યેનું તેને અભિમાન થયું હતું અને તેમાં પૈસાની ગરમીના અભિમાને વધારો કર્યો. પોતે પોતાનું દીનીયો નામ છોડીને દીનેશશર્મા તરીકે લોકોમાં ઓળખાવવા લાગ્યો. સુંદર બારીક ધોતીયું પહેરે, ગળામાં જનોઈ પહેરે અને ઉપર ઉપરણો ઓઢી કોઇ બ્રાહ્મણ જેવો તે દેખાતો. પણ કાંઈ ધંધો કર્યા વિના ચાલે? પોતાનો ધંધો અને માલીકી બતાવતાં સંસ્કૃત ભાષામાં 'दिनेशशर्मायाः क्षौरकर्मणमूचनम्' નામનું પાટીયું ચીતરાવી જાહેરમાં મૂક્યું. લોકો વાતો કરવા લાગ્યા કે; "નાનપણનો પેલા વલભાનો દીનીયો આજે દિનેશ થઇ ગયો અને બન્યું દિનેશ તો થયો પણ પાછો બ્રામણ થયો હોય તેમ શર્મા થઇ ગયો. કોણ જાણે ક્યા આંધળાએ એને જનોઇનો દોરડો ગળામાં નાંખ્યો હશે!'

આમ વાતો તો ચાલતી પણ દિનેશશર્મા તો 'ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન' જેવા હતા. બોલવામાં, ચાલવામાં, હરવાફરવામાં બધેજ નવીન ઢબવાળા અને વળી આવતાંની સાથેજ પૈસાની ધીરધાર, વ્યાજવટું ઈત્યાદિથી લોકોમાં મોટા પુરૂષના જેવી ભાત પાડી દીધેલી એટલે ઉપરનો ખુલાસો તેને મ્હોઢામ્હોઢ કોણ પૂછે?

આમ દીનીયો થયો દિનેશશર્મા, વાળંદ મટીને બન્યો વિપ્ર, ગરીબ મટીને બન્યો તવંગર અને આમ તે કહેવાયો ગામનો મોટો માણસ, પણ તેથી બાપનો ધંધો કાંઇ છોડી દેવાય? પોતે વિચાર કરવા લાગ્યો કે 'ક્યાં આફ્રિકામાં અઠવાડીયાના બે વખતનાં એક ઘરાકના મળતા બે રૂપીયા અને ક્યાં આ હિન્દુસ્તાનનાં ગામડામાં અઠવાડીયાનો એક પૈસો? વિલાયતી અસ્ત્રાના પણ પૈસા છૂટશે કે કેમ?' આમ વિચાર કરતાં કરતાં આખા ગામની ઘરાકી પોતાનેજ મળે તેવી એક યુક્તિ શોધી કઢાડી. ગામડું ગામ એટલે ત્યાં

જેમ પ્રકૃતિ બે પ્રકારનુ ગણાય છે, તેમ છે છતા દૈવી જૂદી અને આસુરી જૂદી એમ નથી જેમ વિદ્યા જૂદી અને અવિદ્યા જૂદી એમ નથી આ તો મોક્ષાર્થીઓને બોધ થવા ખાતર જૂદી સમજાવવામા આવે છે જેમ એક બ્રાહ્મણનો કે વૈષ્ણવનો છોકરો સોળ વર્ષનો થયા પછી જુગારી, શરાબી અને અભક્ષ્યાભક્ષી થાય છે અને સત્સગથી એ બધા દૂર્ગુણોથી મુક્ત થઇ પાછો હતો તેવો બની જાય છે તેવી આ વાત છે અને માનવી ભાવના પ્રમાણે દેવ અને રાક્ષસ બને છે એવુ સમજવાનુ એટલાજ માટે મેં ભીષ્મથી માંડી ગાધીજી સુદ્ધાની દૈવાસ્રસપત્તિને વર્ણવી છે આથી એમ સમજવુ કે નિર્દેશ કરેલા આસુર ભાવ વિના બધો દેવ ભાવજ તેમનામાં હતો આ જોતા તમને દૈવીસપત્તિની યોગ્યતા તમારામા લાવવા માટે કેટલો યત્ન કરવો તે સમજ પડશે તમારામા આસુરીસપત્તિઓ કયી કયી છે એ જાણવા માટે શ્રીમદ્ભગવદ્ગીતાનો કેટલો ઉડો અભ્યાસ કરવો ઘટે? આ પ્રશ્ન વિચારવા જેવો છે મનુષ્યાવતાર નિરર્થક તો નથીજ દુનિયામા સુખેથી જીવવાને માટેજ ભગવાને દયા કરીને મનુષ્યશરીર આપ્યુ છે, તો આવા પ્રશ્નોનુ ચિતન કરતા શીખો

આમ ચોથા શ્લોકમા દભ-દર્પ-અભિમાન-ક્રોધ-કડવીવાણી અને અજ્ઞાનને આસુરી સપત્તિ વર્ણવી છે અને છયે પ્રકૃતિના અવગુણોની વ્યાખ્યા મે તમને સમજાવી છે એ માયાએ કોઇને છોડયા નથી એવુ સમજાવવા મે તમને, જેમને માટે તમને માન હોય એવી વ્યક્તિઓમા રહેલી આસુરી સપત્તિ અને સામાન્ય માનવીઓમા પણ એ સપત્તિ હોયજ એ સમજાવવા દષ્ટાતો કહ્યા છે

જેમ ખેતરમાથી લાવેલા ઘઉંમાથી જવના દાણા અને કાકરા કાઢી નાખવાથી ઘઉંજ રહે છે, તેમ આસુરીસંપત્તિને અળગી કરીને દૈવીસપત્તિ વાળાજ રહેવાય એના માટે દુનિયા દોરગી-દૈવી અને આસુરી છેજ, એવુ કહીને આસુરીસપત્તિવાળા કેવા માનવીઓ હોય એ હુ કહુ છુ.

આ સસારમા ઉપજેલાં પ્રાણીમાત્રમા, જેમ આપણી સૃષ્ટિના પ્રકારોમાં ગુણ સર્જાય છે, તેમ તેમના ચિત્તને બાંધીને સ્વભાવ રચેલો હોય છે તે સ્વભાવને સર્ગ કહેવામા આવે છે તે સ્વભાવને પ્રકૃતિ કહેવામા આવે છે

તે પ્રકૃતિને વિષે બે ભાવ રહેલા હોય છે-એક દૈવ અને બીજો આસુર. બેઉ ભાવોને વ્યાખ્યાઓ કરી બહુ સંભાષણપૂર્વક વાર્તાલાપ કરી દષ્ટાંતો આપી મેં દરેકને જુદા પાડી સમજાવ્યા છે, પણ આસુરીસંપત્તિવાળાં માનવી અસુર એટલે દાનવ કહેવાય છે. અસુરોમાં ખાસ કરીને દયા, સત્ય, શૌચ અને આચાર હોતાં નથી, તેથી આસુરભાવને જાણવાથી માનવી વર્તમાનજીવનમાં મૃત્યુપર્યંત શોકમુક્ત જીવી શકે છે અને સંસારબંધમુક્ત પણ થઈ શકે છે.

આસુરીસંપત્તિઓ બાર ભાવોની હોય છે. અસુરો પ્રવૃત્તિ અને નિવૃત્તિ કોને કહેવી તે સમજતા નથી તેમ તેમનામાં શૌચ, આચાર અને સત્ય હોતું નથી. ઉપર કહેલા બાર ભાવો હવે સમજો:-

(૧) પ્રવૃત્તિ:-એટલે શાસ્ત્રની દૃષ્ટિએ કરવા લાયક જે ધર્મ અને કર્મ તે પ્રવૃત્તિ કહેવાય છે. દાખલા તરીકે જપ-તપ-વ્રત-યજ્ઞ-યોગ-પુણ્ય-દાન તથા ઇષ્ટાપૂર્તનાં કર્મો જેવાંકે ગરીબોને અને મુસાફરોને રહેવા તથા ભણવાને ધર્મશાળાઓ બાંધવી, જળાશયો ખોદાવવાં, ગરમીના દિવસોમાં પાણીની પરબો મુકાવવી વિગેરે જનકલ્યાણનાં કામો તેમજ આત્માના કલ્યાણ માટે કરવાનાં કર્મો એ પ્રવૃત્તિ ગણાય છે. અસુરો 'આવાં કર્મો કરવાં જોઇએ' એવું એમને જ્ઞાન હોતું નથી, યા કરવાને તેઓ ઇચ્છતા નથી, યા તે કર્મ કરવામાં તેમને જરા જેટલીયે શ્રદ્ધા થતી નથી.

(૨) નિવૃત્તિ:-એટલે શાસ્ત્રદષ્ટિથી જે ન કરવાં ઘટે તે કર્મો ન કરવાં જોઇએ અસુરોને એવા અધર્મોથી નિવૃત્ત થવાતું જ્ઞાન હોતું નથી. કારણકે તેઓનો રાજસતામસ પ્રધાન સ્વભાવ હોય છે, તેઓ ધર્મને અધર્મ અને અધર્મને ધર્મ માની લેનારા હોય છે, જેમકે 'સાચું બોલવું, ધર્માચરણ કરવું' એવી શ્રુતિની આજ્ઞાઓ પર તેમનો વિશ્વાસ હોતો નથી-સનાતનધર્મને એઓ પ્રમાણ માનતા નથી. એમની બુદ્ધિમાં એવી શ્રદ્ધા અને વિશ્વાસ હોતાં નથી, કારણકે તેમનો આસુર ભાવ તેમ કરવા દેતો નથી.

(૩) અશૌચ:-એટલે કરવા લાયક અને નહિ કરવા લાયક કર્મધર્મ-અર્થજ્ઞાનની શૂન્યતા. શરીરની તેમજ કપડાં આદિની બાહ્યશુદ્ધિનો અભાવ. મલીનતાથી નહિ કંટાળવાનો ભાવ.

આફ્રિકાના જેવા વાળ તો કાપવાનાજ ક્યાના હોય ? ફક્ત પોતાના ટીચણુ પર ઘરાકનુ માથુ મેળીને નાળીયેરનો તરાપો છોલવાનો હોય તેમ આખુ માથુ ચોટલી રાખી સાફ કરી નાખવાનુજ હોય એમાં વધારો કરી માથુ સાફ કર્યા પછી તે, કોઈ કુભાર માટીના વાસણને પારખવા માટે ટપલો મારે તેમ, દરેક ઘરાકના માથા પર ટકોરો મારતો અને ઘરાક ખુશ થતો ચાલ્યો જતો ।

દીનીયાની આ ટેવ એક વાણીયો સહન કરી શક્યો નહિ પોતે મારવાડથી થોડો વખત થયાજ તે ગામમા આવી શાહુકારી કરતો હતો, પણ દીનીયાની શાહુકારીથી એના હાસ્લા બેસી ગયા હતા આમ અદેખાઈ તો શરૂ થઈજ હતી, એટલામા દીનીયાનો ટકોરો એને માથાવાઢ સમો થઈ પડ્યો મનમા ને મનમા એણે એનુ કાસળ કાઢવા નિશ્ચય કર્યો તે ગામના ખેડુતોએ ખેતરો સભાળવા એક આરબને ચોકીયાત તરીકે પગારે રાખ્યો હતો પેલા વાણીયાએ તેની સાથે દોસ્તી બાંધી લીધી બીજી બાજુ દીનીયાના ટકોરાને પણ વખાણતો ગયો અને 'જેને ટકોરો વધુ જોરમા વાગે તેનો બેડો પાર થઈ જાય' એમ ઠસાવતો ગયો દીનીયો ફુલાઈ ગયો અને વધુ જોરદાર ટકોરા મારવા લાગ્યો આમ આડકતરી રીતે વાણીયાએ હજામના મોતનો ટકોરો પણ જલદી આવે તેવો પેતરો રચવા માંડ્યો પેલા આરબ આગળ દીનીયાના વખાણ કર્યા અને દીનીયાને આરબના ઉમરાવ સ્વભાવનો ચિતાર આપ્યો

એક દિવસ પેલો આરબ દીનીયા પાસે હજામત કરાવવા આવી પહોચ્યો. આરબને દીનીયાનો હાથ અને અસ્ત્રો પણ ગમ્યા, પણ ખુશાલીના આવેગમા દીનીયાએ જે જોરમા માથા પર ટકોરો માર્યો કે આરબ એકદમ ક્રોધમાં ઉછળી પડ્યો અને તરતજ કમ્મરપરની મ્યાનમાથી તરવાર કાઢી દીનીયાનુ માથુ ઉડાવી દીધુ, તેનુ ધડ તરફડતુ ચાત પડ્યુ આરબ નાશી ગયો આમ વાણીયાની મુરાદ તો ફળી પણ ઇશ્વર કોઈ આવા ફંદ સાંખે ? તેજ રાત્રે વાણીયાને સાપે ડખ દીધો, તેના ઘરમા આગ લાગી અને બૈરીછોકરા રઝળી પડ્યા આ છે આસુરી ભાવનુ ફળ અસ્તુ

પ્રભુપ્રેમીઓ ! અર્જુન ઇન્દ્રનો અંશ હતો જે કોઈ મનુષ્ય એક હજાર રાજસૂયયજ્ઞ કરે તે ઇન્દ્ર બની શકે આવા ઘણા ઇન્દ્રો થઈ ગયા છે અને થવાના બાકી પણ છે આવાજ એક પ્રભુભક્ત ઇદ્રનો તે અંશ હોઈ શ્રીકૃષ્ણની

સાથે દોરતી હતી. ભાઈ તરીકેનો દુન્યવી સંબંધ તો કુંતી ફોઇ હોવાથી શ્રીકૃષ્ણને બધા ભાઇઓ સાથે હતો, પણ ગીતાનું જ્ઞાન અધિકારી વિના બીજાને અપાતુ નથી, તેથી હું નથી ધારતો કે ભગવાને અર્જુનને ઓળખવામાં ભૂલ કરી હોય. દૈવીસંપત્તિ વિનાનું માનવી પ્રભુપર પ્રેમ કરેજ નહિ. મેં તમને કહ્યું છે કે અર્જુન સત્યપ્રતિજ્ઞ ન હતો. અસત્ય યા પ્રતિજ્ઞાભંગ બેઉ આસુરીસંપત્તિથી ભાવાર્થને જોનાં બીજાં નથી. માનવી પ્રભુભક્તિ માટે આરંભ કરે છે ત્યારથી એની આસુરીસંપત્તિ ઓછી થાય છે અને દૈવીસંપત્તિ તેનું સ્થાન લે છે. આ બેઉ સંપત્તિઓનું મૂળ વિદ્યા અને અવિદ્યા છે. વસ્તુતાએ ફાનસની ચીમની જેટલી મેલી તેટલા પ્રમાણમાં દીવાનો પ્રકાશ ઓછો. એ ન્યાયે દૈવીસંપત્તિ આસુરીસંપત્તિથી ઢંકાઈ જાય છે, જેમ અવિદ્યા વિદ્યાને ઢાંકે છે તેમ. કોઇ પૂર્વ સમયના કુકર્મથી એની ઢંકાયેલી દૈવીસંપત્તિ ખીલતી હતી તેથી એને પ્રોત્સાહન આપવા દૈવીસંપત્તિવાળો કહ્યો છે. 'તારે લડવુંજ જોઇએ, તું ક્ષત્રિય છું, તું ઉચ્ચ કુળનો ક્ષત્રિય છુ, તારે લડવું અને રક્ષણ કરવું એ ધર્મ છે' આવું ભગવાને ગીતાના આરંભથીજ કહેવા માંડયું છે. આથી એ ફલીત થાય છે કે માનવીઓમાં બેઉ સંપત્તિઓ ઓછાવત્તા પ્રમાણમાં સામાન્ય રીતે હોય છે. એકનો સત્વગુણ પ્રધાન યા સત્વગુણી કે દૈવીસંપત્તિના બધાજ ગુણો યુક્ત બહુ થોડા માનવીઓજ હોઈ શકે છે. ઝાઝા ભાગે તો માનવીઓ મોહને પમાડનારી પ્રકૃતિ–માયા–અવિદ્યા જે રાક્ષસી યાને આસુરી છે તેનોજ આશરો કરનારા હોય છે.

નિશ્ચયથી જાણજો–પ્રકૃતિનું રૂપ એકજ હોતું નથી. એ પ્રકૃતિ દૈવી પણ હોય છે અને આસુરી પણ હોય છે. દરેક માનવી પોતાની પ્રકૃતિ વડે આ સંસારમાં જીવત થયેલો હોય છે, જેવો જેનો સ્વભાવ તેવું તેનુ આચરણ હોય છે. એ જોતા પ્રકૃતિઓ ઝાઝી કહેવામાં આવેલી છે. જેટલાં માનવીઓ તેટલી પ્રકૃતિઓ એવું સમજાય છે. આ હાલતમાં એનો નિર્ણય કેમ સમજવો?

આ નિર્ણય મેં તમને અગાઉ સમજાવ્યો છે, છતાં વેદાંત અઘરું હોઇ, એને વારંવાર કહેવું જરૂરનું થઈ પડે છે, અર્જુન જેવાને પણ એકની એક વાત ત્રણ ચાર વખત ફેરવી ફેરવીને ભગવાને કહી છે. તો હવે સાવધાન થઇ સાંભળો. "પ્રકૃતિ એકજ છે, છતાં દૈવી અને આસુરી એમ બે પ્રકાર,

જેમ પ્રલય બે પ્રકારનુ ગણાય છે, તેમ છે. છતાં દૈવી જૂદી અને આસુરી જૂદી એમ નથી. જેમ વિદ્યા જૂદી અને અવિદ્યા જૂદી એમ નથી આ તો મોક્ષાર્થીઓને બોધ થવા ખાતર જૂદી સમજાવવામાં આવે છે. જેમ એક બ્રાહ્મણનો કે વૈષ્ણવનો છોકરો સોળ વર્ષનો થયા પછી જુગારી, શરાબી અને અભક્ષ્યાભક્ષી થાય છે અને સત્સંગથી એ બધા દુર્ગુણોથી મુક્ત થઇ પાછો હતો તેવો બની જાય છે તેવી આ વાત છે. અત્રે માનવી ભાવના પ્રમાણે દેવ અને રાક્ષસ બને છે એવું સમજવાનુ. એટલાજ માટે મેં ભીષ્મથી માંડી ગાંધીજી સુદ્ધાની દૈવાસુરસંપત્તિને વર્ણવી છે આથી એમ સમજવું કે નિર્દેશ કરેલા આસુર ભાવ વિના બધો દેવ ભાવજ તેમનામા હતો આ જોતા તમને દૈવીસંપત્તિની યોગ્યતા તમારામા લાવવા માટે કેટલો યત્ન કરવો તે સમજ પડશે તમારામા આસુરીસંપત્તિઓ કયી કયી છે એ જાણવા માટે શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો કેટલો ઉંડો અભ્યાસ કરવો ઘટે ? આ પ્રશ્ન વિચારવા જેવો છે મનુષ્યાવતાર નિરર્થક તો નથીજ. દુનિયામા સુખેથી જીવવાને માટેજ ભગવાને દયા કરીને મનુષ્યશરીર આપ્યુ છે, તો આવા પ્રશ્નોનુ ચિંતન કરતા શીખો

આમ ચોથા શ્લોકમા દંભ-દર્પ-અભિમાન-ક્રોધ-કડવીવાણી અને અજ્ઞાનને આસુરી સંપત્તિ વર્ણવી છે અને છયે પ્રકૃતિના અવગુણોની વ્યાખ્યા મે તમને સમજાવી છે એ માયાએ કોઇને છોડ્યા નથી એવું સમજાવવા મે તમને, જેમને માટે તમને માન હોય એવી વ્યક્તિઓમા રહેલી આસુરી સંપત્તિ અને સામાન્ય માનવીઓમા પણ એ સંપત્તિ હોયજ એ સમજાવવા દૃષ્ટાંતો કહ્યા છે.

જેમ ખેતરમાંથી લાવેલાં ઘઉંમાંથી જવના દાણા અને કાંકરા કાઢી નાખવાથી ઘઉંજ રહે છે, તેમ આસુરીસંપત્તિને અળગી કરીને દૈવીસંપત્તિ વાળાજ રહેવાય એટલા માટે દુનિયા દોરંગી-દૈવી અને આસુરી છેજ, એવું કહીને આસુરીસંપત્તિવાળા કેવા માનવીઓ હોય એ હુ કહુ છું.

આ સંસારમા ઉપજેલાં પ્રાણીમાત્રમાં, જેમ આપણી સૃષ્ટિના ફૂલોમા ગંધ સર્જાય છે, તેમ તેમના ચિત્તને આધીને સ્વભાવ રહેલો હોય છે તે સ્વભાવને સર્ગ કહેવામા આવે છે તે સ્વભાવને પ્રકૃતિ કહેવામા આવે છે

તે પ્રકૃતિને વિષે બે ભાવ રહેલા હોય છે-એક દૈવ અને બીજો આસુર. બેઉ ભાવોને વ્યાખ્યાઓ કરી બહુ લંબાણપૂર્વક વાર્તાલાપ કરી દૃષ્ટાંતો આપી મેં દરેકને જુદા પાડી સમજાવ્યા છે, પણ આસુરીસંપત્તિવાળાં માનવી અસુર એટલે દાનવ કહેવાય છે. અસુરોમાં ખાસ કરીને દયા, સત્ય, શૌચ અને આચાર હોતાં નથી, તેથી આસુરભાવને જાણવાથી માનવી વર્તમાનજીવનમાં મૃત્યુપર્યંત શોકમુક્ત જીવી શકે છે અને સંસારબંધમુક્ત પણ થઈ શકે છે.

આસુરીસંપત્તિઓ બાર ભાવોની હોય છે. અસુરો પ્રવૃત્તિ અને નિવૃત્તિ કોને કહેવી તે સમજતા નથી તેમ તેમનામાં શૌચ, આચાર અને સત્ય હોતું નથી. ઉપર કહેલા બાર ભાવો હવે સમજોઃ-

(૧) પ્રવૃત્તિઃ-એટલે શાસ્ત્રની દૃષ્ટિએ કરવા લાયક જે ધર્મ અને કર્મ તે પ્રવૃત્તિ કહેવાય છે. દાખલા તરીકે જપ-તપ-વ્રત-યજ્ઞ-યોગ-પુણ્ય-દાન તથા ઇષ્ટાપૂર્તનાં કર્મો જેવાંકે ગરીબોને અને મુસાફરોને રહેવા તથા ખાવાને ધર્મશાળાઓ બાંધવી, જળાશયો ખોદાવવાં, ગરમીના દિવસોમાં પાણીની પરબો મુકાવવી વિગેરે જનકલ્યાણનાં કામો તેમજ આત્માના કલ્યાણ માટે કરવાનાં કર્મો એ પ્રવૃત્તિ ગણાય છે. અસુરો 'આવા કર્મો કરવાં જોઇએ' એવું એમને જ્ઞાન હોતું નથી, યા કરવાને તેઓ ઇચ્છતા નથી, યા તે કર્મ કરવામાં તેમને જરા જેટલીયે શ્રદ્ધા થતી નથી.

(૪) અનાચાર એટલે દયાશૂન્યતા; દયાના કર્મો કરવાના ભાવની શૂન્યતા; અન્નદાન, વસ્ત્રદાન તથા દવાદાન ગરીબોને અને બીમારીઓને નહિ આપવાની ઇચ્છાનો ભાવ યા ધર્મદરિદ્રિતપણું.

(૫) અસત્ય એટલે સત્ય નહિ તે; યથાર્થ ભાષણ નહિ તે; જોયેલું યા સાંભળેલું ફેરવીને કે વધારો ઘટાડો કરીને, મીઠું મરચું ભભરાવીને બોલવું તે, હોય તેજ ન કહેવું તે.

આ પાંચ ભાવવાળા માનવીઓના સ્વભાવ અનુરૂપ તેમની બુદ્ધિમાં તેમના નિશ્ચયો પણ હોય છે. આવા માનવીઓમાં દયા–તપ–સત્ય–શૌચ નહિ હોવાથી તેઓ અસુરો એટલે રાક્ષસો કહેવાય છે. તેઓ અસત્યપરાયણ હોય છે; જૂઠાણાથી ભરેલા હોય છે. એઓ જગત બધાને અસત્યજ કહે છે. એઓ 'વેદો, વેદમાં વર્ણવેલા ધર્મો અને એ ધર્મપાલનથી મળતા લોકો–સ્થાનો–પદો' સર્વે મિથ્યાજ છે એવું કહેનારા હોય છે. નિશ્ચયપૂર્વક સુખ અને દુઃખ એવા ભેદવાળું, વિચિત્રતાવાળું આ દેખાતું જગત ધર્મ અને અધર્મના કારણથી બન્યું છે એવું નરી આંખે દેખાય છે અને એનું મૂળ જે વેદો, તે ઉપરના અને નીચેના ચૌદ લોકો સત્ય છે, એવું સમજી પણ શકાય છે, છતાં આ સત્યને માનવાને, તેઓ શ્રદ્ધાવાન થતા નથી. 'સુખદુઃખની જગતની વિચિત્રતા એ ધર્માધર્મથી કે તેના નિમિત્તપણાથી નથી પણ વસ્તુના સ્વભાવથીજ છે,' એવું તેઓ કહે છે વળી આગળ વધીને તેઓ 'જગતની ઉત્પત્તિનું કારણ ઈશ્વર નથી' એમ કહી જગતને અનીશ્વર કહે છે, પરન્તુ અનુભવથી એ નિશ્ચય થયો છે કે 'કર્તા વિના કાર્યની હયાતિ હોયજ નહિ.' જગતમા કે પહાડમાંથી નીકળતો ધુમાડો અગ્નિ વિના હોયજ નહિ તેમ જગતનો કર્તા ઈશ્વરજ હોવા જોઇએ એવું સિદ્ધ સત્ય છે અને શ્રુતિ 'यतो वा इमानि भूतानि जायन्ते' પણ કહે છે, છતાં પણ એઓ જગતનું કારણ–એક બીજાનું મિથુન, અપરનું એટલે દેખાય એવાનું અને પર એટલે દેખાય નહિ એવાનું મિથુન કહે છે, સ્ત્રી અને પુરૂષના સંયોગથી જગત ઉત્પન્ન થયું એમ કહે છે.

અસુરોના ઉપરોક્ત મંતવ્યના જવાબમાં જ્યારે કહેવામાં આવે છે કે એ એક બીજાના મિથુનને પ્રેરનાર નિમિત્તકારણ ઈશ્વર છે, ત્યારે તેઓ

તેનો ઉત્તર આપે છે કે 'પ્રજાના સર્ગમાં કામજ કારણ છે. સ્ત્રીપુરૂષને કામ ઉત્પન્ન થાય છે અને એ કામ બેઉને મિથુન માં સંભોગ કરવાને પ્રેરે છે કામ વિના બીજું કોઇ કારણ કે હેતુ પ્રજોત્પત્તિ માટે નથી, એમ અમે નરી આંખે જોઇએ છીએ. એવા કામને છોડીને ન દેખાય એવા ઇશ્વરને પ્રજોત્પત્તિનું કારણ કલ્પવું એ કોઇપણ રીતે યુક્ત નથી '

આ બધી આસુરીસંપત્તિ–આવા નિશ્ચય વડે એમના અંતઃકરણમાં ઘર ઘાલીને બેઠેલી હોય છે. અત્યાર સુધીમા આસુરીસંપત્તિ માટે તમને જે વ્યાખ્યાન કર્યું તે બધી આ પ્રમાણેની છે. આ વાર્તાલાપ સાવધાનપણાથી જો વિચારવામા ન આવે તો તમે પણ આ નિશ્ચયોને સાચા માની લ્યો તેવુ છે. વધારાની બીજી પણ આસુરીસંપત્તિ આ પ્રમાણેની છે

(૬) જગતને અસત્ય માનવુ.

(૭) જગતમાંનું સુખદુ ખવિચિત્રપણું ધર્માધર્મને નહિ પણ વસ્તુના સ્વભાવને માનવુ.

(૮) જગતને અનીશ્વર માનવું. ઇશ્વરને જગતકર્તા ન માનવું પણ અપર અને પરના જોડાવાથી જગતનીઉત્પત્તિને માનવી

(૯) પ્રજોત્પત્તિનું કારણ સ્ત્રીપુરૂષના સંભોગથી માનવું

(૧૦) સ્ત્રીપુરૂષના સંભોગને પ્રેરક ઇશ્વર નહિ-પણ કામને માનવું. કામથી ઉશ્કેરાયલા પ્રજોત્પત્તિ કરે છે એવું માનવુ

(૧૧) વિવેકબુદ્ધિશૂન્યતાવડે આત્મહત્યારા હોવું.

(૧૨) ઉગ્ર કર્મ કરનારા હોઇને જગતનુ અહિત કરનારા બનવુ

પ્રભુપ્રેમીઓ ! ઉપરોક્ત છેલ્લા સાત આસુરી નિશ્ચયોના જવાબો પણ તમારે જાણવા જોઇએ. જુઓ –

(૭) જો સુખદુઃખનું કારણ સ્વભાવ માનો છો તો તાવ ઉતારવા કે દરદને મટાડવા સ્વભાવનો ઉપયોગ કેમ નથી કરતા? દવાનું સેવન કેમ કરો છો? તમે ઇચ્છો છો તમને ટી બી (ક્ષય) થાય એવું?

(૮) તમે જે ઓફીસમાં કામ કરો છો તે ઓફીસનો શું કોઇ સ્થાપકજ નથી? પિતા વિના પુત્ર થયો? હારમોનિયમ એન્જીન અને વિમાન આદિનો કોઇ કર્તાજ નથી?

(૯) તમે વાઝીયા સ્ત્રીપુરુષો જોયા નથી? શું તેઓ સંભોગ કરતા નથી? કરતા હોય તો તેઓને છોકરા કેમ થતા નથી?

(૧૦) કામ જાગ્યા વિના શું મૈથુન શક્ય છે? એ કામ જાગવાનું કારણ બીજુંજ હોય તો સંભોગનું કારણ કામ કેમ હોઇ શકે?

આવા પાચ નિશ્ચયો હોવાનું કારણ એમની અલ્પબુદ્ધિ છે અને તે કારણે તેઓ ભયંકર કર્મો કરનારા હોય છે હવે છેલ્લા બે એમના નિર્ણયોના જવાબ જુઓ —

(૧૧) અરે ભાઇ! તમે જે બોલો છો તે જ્યાં અને જે સમયે બોલવું જોઇએ તે તમારાથી બોલાતું નથી તમે ન્યાય વેદાન્ત, વૈશેષિક, યોગ, પૂર્વ તેમજ ઉત્તર મીમાંસા વાચ્યા છે? એમને વાચીને વિચારીને તમારાથી શ્રેષ્ઠ જ્ઞાનીની પાસેથી સમજીને તમારો પ્રશ્ન કરવા જેવો નિશ્ચય કરવા તૈયાર થયા છો? શું તમે આ બધું છયે શાસ્ત્રોનો સમન્વય કરીને બોલો છો? વિચારી તો જુઓ! શું તમે ચોપડવાની દવા પીવાની જેવું તો નથી કરતાને? કે પછી હાથીના જુદાજુદા અંગ જોનાર છ આંધળાઓએ જેવી અનભવેલા અંગ ઉપરથી હાથીની પરખ કરી તેના જેવું તો તમે નથી કહેતાને?

(૧૨) બીજાનું અને બધાનું ભુંડું કરીને ભુંડું થવા દઇને ભુંડું કરવા કરાવવાને અનુમોદન આપીને, તમે તમારૂં પોતાનુંજ ભલું નથી કરતા?

પ્રભુપ્રેમીઓ! આ પ્રમાણે પૂર્વોક્ત પ્રત્યક્ષને પ્રમાણ માનનારા દેવીસંપત્તિશૂન્ય શરીરને આત્મા માનનારા અસુરોનો નિશ્ચય તમને કહ્યો અને હવે આવા નિશ્ચયનું પરિણામ જાણવું જરૂરનું છે જુઓ —

પ્રત્યક્ષપ્રમાણને માનનારા, શરીરીને આત્મા માનનારા અને ન દેખાય એની હસ્તિજ નથી એવું માનનારા આસુરીસંપત્તિયુક્ત માનવીઓ—અસુરો, જેમનો તમને પરિચય કરાવ્યો છે તેઓ એવી માન્યતાવાળી સમજને અવલંબીને; ઓછી બુદ્ધિવાળા હોઇને, રાજસ અને તામસ ગુણવાળા હોઇને, કામ-ક્રોધ-લોભ-મોહ-ઈર્ષા-અભિમાની લક્ષણવાળા હોઇને—એમણે એમના આત્માનું હનન કરેલું હોય છે. પ્રભુપ્રાપ્તિના લાભને મુકાબલે શારીરીક ભોગો, ઇન્દ્રિયારામો, વિષયાનંદો તુચ્છ છે એવું નહિ જાણનારા તેઓ મળ-માંસ-અસ્થિયુક્ત દેહને વિષે "હું દેહ છું" એવી બુદ્ધિ કરનારા ઉગ્ર કર્મ પણ કરે છે. બીજું આત્મા છે એવું જ્ઞાન નહિ હોવાથી એઓ એમનું અને જગતનું અહિત કરનારા હોય છે. એઓ સાધુ પુરૂષો અને સંતોના શત્રુઓ હોય છે. એઓ નથી પોતાનું કે નથી જગતનું રક્ષણ કરતા જગતનું રક્ષણ કરવાને એ અસુરો સમર્થ થતા નથી. એઓતો જગતનો નાશ કરવાને માટેજ પેદા થયેલા હોય છે. એમનાથી કોઈનું ભલું થતુંજ નથી.

દેહને આત્મા માનનારે એટલે પરમાત્મા પરમબ્રહ્મની હયાતિને માનવી એવું જેમની બુદ્ધિમાં નથી એવા, જેમના આત્માનું હનન થયું છે એવા, એટલે જેમના આત્મા ઉપર અજ્ઞાનનું આચ્છાદન આવ્યું છે એવા, જેમનામાં વિવેકબુદ્ધિ રહી નથી એવા અલ્પબુદ્ધિવાળાઓ એટલે શરીરમાં અને દૃશ્યમાન વિશ્વમાં કોઇ ચૈતન્ય છે એવું માનનારાઓ, ઉગ્રકર્મ કરનારાઓ, શાસ્ત્રના વિરોધીઓ, સનાતનઆર્યધર્મની આજ્ઞા નહિ માનનારાઓ, પોતાના દેહનાજ પોષણના પ્રયોજનવાળાઓ, બીજાના ભોગે આનંદ લેનારાઓ, બીજાની હિંસા થાય એવાં જેમનાં કર્મો હોય એવાઓ, સાધુના શત્રુઓ એટલે ન્યાયી, નીતિમાન અને ધર્મીષ્ટ પુરૂષોના શત્રુઓ—આ બધા જગતનો નાશ કરનારાઓ હોય છે. કેવી રીતે? ઉત્તર:—જગતને નાશથી બચાવનારા અને જગતનું પાલન કરનારાં—શાસ્ત્રો અને વેદો—તેમાં આજ્ઞા કરાયલા ધર્મકર્મનો નાશ કરનારાઓ હોય છે; જગતપર ઉપકાર નહિ કરતાં અપકારક હોય છે; જગતના રક્ષક નહિ હોતાં ભક્ષક હોય"છે.

પ્રભુપ્રેમીઓ! ઉગ્ર કર્મ કરનારાઓ કેવા કહેવાય એને જો સમજવું હોય તો સને ૧૯૧૦ થી ૧૯૪૭ સુધીનાં વર્ષોમાં થયેલી લડાઇઓનાં મૂળ,

લડાઈઓ જગાવનારાઓ અને લડનારાઓના હેતુઓને શોધી કાઢો બોઅરો અને અંગ્રેજોનું યુદ્ધ, રૂસો-જાપાનીસ યુદ્ધ, ચીની-જાપાનીસ યુદ્ધ, ઇટાલી-એબીસીનીયાનું રાજ્ય વિસ્તાર વધારવાનું યુદ્ધ, જર્મનીનું બે વખતનું મહત્વાકાંક્ષી યુદ્ધ, જાપાન અને અમેરિકાનું યુદ્ધ અને ઇંગ્લાંડનું પડદા પાછળ રહી બીજાઓને દોરીને પોતાના શત્રુઓને નબળા પાડી સર્વોપરી રહેવાનું યુદ્ધ

આ બધાનું કારણ અને હેતુ-દ્રવ્ય વધારવાનો, શારીરીક ભોગો ઉચ્ચ કક્ષાના બનાવવાનો, બીજાના ભોગે અને બીજાને લૂંટીને કે દબાવીને આરામ અને આનંદ મેળવવાનો, કામના વધારીને, લોભ વધારીને, હિંસા કરીને, અભિમાની બનીને, ઇર્ષાળુ બનીને, મહાન લડાયક પ્રવૃત્તિ આદરીને, સુખ અને આનંદ ભોગવવાનો-હતો એ હેતુ એક માણસના જેવો બધી એક પ્રજાનો હતો તેમાં પરમાર્થનો ઢોંગ કરી બેઉના ઇંગ્લાંડ અને અમેરીકાનો હેતુ તપાસીને કદિ ધ્યાન ધરી બેઠેલા સફેદ બગલાના જેવોજ હતો અમેરિકાને જાપાન ખુંચતું હતું અને ઇંગ્લાંડને જર્મની આંખમાંના કણા જેવું સાલતું હતું. જો કોઈ લુટારો ઘણા માણસને લૂંટે ત્યારે કાયદાથી એનો કેસ ચાલે અને એને સજા થાય, પણ એક દેશ બીજા દેશોને લૂંટે કે ઉંદરની માફક ફુંકીફુંકી કરડે ત્યારે કાયદો એકબાજુ રહી જાય કાયદો કરનારજ કાયદો તોડે ત્યાં ઇન્સાફ બળવાનનોજ કરેલો થાય, નબળાનું કોઈ સાંભળે નહિ

સને ૧૯૪૭માં પાકિસ્તાન મેળવવા મુસલમાનોએ હિંદુઓ ઉપર અત્યાચારો કર્યા તેમની સ્ત્રીઓનું હરણ કરી તેમના ઉપર બળાત્કાર કરી ધર્મપલટો કરાવ્યો, વ્યભિચાર કર્યો અને નહિ માનનારને મારી નાખ્યા, હિંદુઓના ઘર સળગાવી મૂક્યા અને લક્ષ્મી લૂંટી લીધી છે એમાંના કોઇ ગુન્હેગાર પકડાયેલા કે છે કોઈ એમાંનું સજા પામેલું ? કાયદો ક્યાં ગયો ? गरीबकी जोरु सबकी भाभी ખરૂં કે નહિ ? પણ યાદ રાખો 'निर्बल के बल राम' ઈશ્વર તો એનો ઇન્સાફ જરૂર કરે છેજ

પ્રભુપ્રેમીઓ! જ્યાંસુધી તમને અનુભવ નથી જ્યાંસુધી તમે માનવીઓના સ્વભાવનો પરિચય કર્યો નથી અને જ્યાંસુધી તમને કુસંગ થયો નથી ત્યાંસુધી તમારા મનમાં 'શું માનવીઓ આવા હોઇ શકે ખરાં ?' એવો પ્રશ્ન ઉદ્ભવશે અને એવા બનાવોના વૃત્તાંતો સાંભળ્યા પછી એના ખરાપણા વિષે તમને

સંદેહ રહેવાનોજ, પરન્તુ તમે જો મોક્ષાર્થી થાઓ છો અને મુક્તિનાં સાધનોને જાણવાની ઇચ્છા કરો છો ત્યારે તમને આ આસુરીસંપત્તિવાનો વિષેનું મારૂં કહેવું જરૂર સમજાશે અને તેમ થતાં તમને આ દુનિયા પરથી પ્રીતિ ઓછી થતી જશે અને તમને મુક્તિનાં સાધનો પર વિશ્વાસ વધતો જતાં તમે પૂર્ણ શ્રદ્ધાવાળા થવા લાગશો. આ કારણથી એકજ દષ્ટાંતમાં આ બે ભાવોની પરાકાષ્ટા બતાવતું એક વૃત્તાંત હું તમને કહું છું; જેમાંથી વિવેકબુદ્ધિ કેવી હોય અને અલ્પબુદ્ધિ કેવી હોય એ તમે જાણી શકશો.

દષ્ટાંતઃ—ઉત્તર હિંદુસ્થાનમાં કૃષ્ણચંદ્ર નામના એક જાગીરદાર હતા. તેમની પત્નિનું નામ લક્ષ્મી હતું. પતિવ્રતાપરાયણતામાં અને સેવા કરવામાં નામ પ્રમાણે તેણી ભગવાન વિષ્ણુની લક્ષ્મી સમાન હતી. કૃષ્ણચંદ્ર પણ ભગવાન કૃષ્ણ જેવા પ્રેમની મૂર્તિજ હતા. પોતે ભગવાનના પરમભક્ત હતા. એ દંપતિને એક દશ વર્ષનો પુત્ર હતો, જેનાં લગ્ન એમની જાગીરથી ચાલીસ માઇલ દૂરની બીજી રીયાસતના રાજધાનીના શહેરના નગરશેઠની પુત્રી અન્નપૂર્ણા સાથે થયાં હતાં. બાલ્યકાળમાંજ જાગીરદારોના પુત્રો ઝડપાઇ ન જાય તો કલંક લાગે, અને તેમાં રઘુનાથ તો કૃષ્ણચંદ્રનો એકનોએક લાડકવાયો પુત્ર એટલે બહુજ નાની ઉંમરમાં લગ્ન થયેલાં. આમ જગતની દૃષ્ટિએ તો કૃષ્ણચંદ્રનું કુટુંબ સુખી હતું, પણ ઇશ્વરીભાવના જૂદીજ હતી.

પ્રભુપ્રેમીઓ! જ્યારે ભક્તવત્સલ ભગવાન પોતાના પ્રિય ભક્તોને પોતાનાં કરી લઇ પોતાનામાં સમાવી દેવાને ઇચ્છે, ત્યારે દુનિયાદારીઓ ડરે, તેમને કંપારી છૂટે અને 'ભક્તિનું ફળ આવું?' કહી ભક્તિને નવગજના નમસ્કાર કરે, એવી ઘટના ભગવાન કરે છે, ભગવાનનાં સાચા ભક્તો એવી ઘટનાથી ડરતા નથી, બલ્કે તેમને આનંદ આવે છે. એવી ઘટનાથી તેઓ સંસારના શોકથી મુક્ત થાય છે; પ્રભુ ઉપર અધિકાધીક પ્રેમ કરવા લાગે છે. એમને દુન્યવી શારીરીક ભોગોનાં આનંદ કરતાં પ્રભુની નીકટતાનો આનંદ વધુ પ્રિય હોય છે. એ આનંદ નિત્ય, પરમ અને અખંડ છે. તેમની બુદ્ધિમાં સત્યાસત્યનો વિવેક આવેલો હોય છે. એમની બુદ્ધિ અલ્પ નહિ પણ વિશાળ હોય છે.

અચાનક ઉપરાઉપરી દુષ્કાળ પડ્યા. પોતાના ખેડુતોને અને પશુધનને બચાવવા કૃષ્ણચંદ્રે પોતાનાં ઘરબાર અને ઝવેરાત વિગેરે બધું ફના કર્યું.

છેવટે રાજ્યમાંથી રદ બની સ્વદેશનો ત્યાગ કરવાનું ઉત્તમ માની પત્નિ તથા પુત્રને લઈ 'જેવી પ્રભુની મરજી તે જે કરતા હશે તે સારાને માટેજ' એવો પ્રભુ ઉપરનો દૃઢ નિશ્ચય વધુ દૃઢ કરી પ્રભુના ધામ શ્રીજગન્નાથજી તરફ ચાલી નીકળ્યા ઘરમાં રહે તો એમને કોઈ હાંકી કાઢનાર ન હતુ પણ સંસાર-વ્યવહારમાં રહેવું પડે પોતાની અસલ ખાનદાનીના હિસાબે મેમાન પરોણાની માવજત કરવી પડે અને પાછું પોતાનાજ માણસો-ગરીબ ખેડુતોનું અને જાનવરોનું દુખ નજરે નીહાળવું પડે, તેના કરતા આ બધું ત્યાગવામાજ પોતાને વ્યાજબી રસ્તો દેખાયો જગન્નાથજીમાજ વસવું જીવાય તેમ જીવવું અને જગન્નાથ પ્રભુનું પૂજનભજન કરવું—એજ ભાવના રાખી પોતે નીકળી પડયા હતા રસ્તામાં પણ ત્રણેને પ્રભુનું નામસ્મરણ અને કિર્તન ભજન સિવાય બીજું કાંઈ ધ્યાનમાં આવતુંજ નહિ એમાજ એમને આનંદ આવતો હતો ઘરબાર વિનાના થઈ ભીખારી બનવા સબંધી કોઈને પણ પસ્તાવો કે દુખ હતાજ નહિ એને બદલે પોતાનું સર્વસ્વ પરાર્થે વપરાયા બદલ તેમને અનેરો આનંદ થતો હતો

આ હાલતમાં આનંદ ઓ પ્રભુપ્રેમીઓ! દૈવીસંપત્તિયુક્ત માનવીઓ માંજ હોય તમને જો તેમની આ હાલત ગમે અને તમે પણ આ પ્રમાણે પરાર્થે જીવન જીવતા હો તો જરૂર તમે પણ પ્રભુના પ્યારા થાઓ શું સંસારીઓને આવી હાલતમાં આવવાનું ગમે ?

હવે કૃષ્ણચંદ્રને અને લક્ષ્મીને ચાલતાંચ ત્તા પણ પ્રભુદર્શનનીજ ભાવના દૃઢ થઈ તેમણે ચોવીસે કલાક મનને અને બુદ્ધિને પ્રભુમાજ પરોવી દીધા તેમને દર્શન કરવાની અધિરાઈ વધવા લાગી સાથેસાથે અંતઃકરણમાં મોક્ષની ભાવના પણ દૃઢ થઇ ગઈ પરિણામમાં યાદૃશી ભાવના તાદૃશી સિદ્ધિ । મુજબ રસ્તામાં એક રાત્રે આ ત્રણે જણા એક ઝાડ નીચે આરામ કરતા હતા અને તેમાં પુત્ર રઘુનાથ ઉંઘી ગયો હતો ત્યારે પતિપત્નિ પ્રભુનામસ્મરણમાં મસ્ત હતા તે વખતે તેમની ધ્યાનસ્થ સ્થિતિમાં તેમણે પોતની સામે એક દિવ્ય પ્રકાશ જોયો આંખો અંજાઈ ગઈ એટલામાં જેમ અંધારા સીનેમાના થીએટરમાં સફેદ પડદા ઉપર દૃશ્ય દેખાય તેમ તે બેઉ જણાને પ્રકાશની મધ્યમાં શંખ-ચક્ર-ગદા-પદ્મધારી ચતુર્ભુજ ભગવાનના દર્શન થયા

ભક્ત કૃષ્ણચંદ્ર અને સતી લક્ષ્મીએ પોતાના ઈષ્ટદેવને જોયા. આજે એમને બહુ જન્મોના સત્કર્મોનું ફળ મળ્યું પ્રભુનું મંદહાસ્ય અને કૃપાયુક્ત દૃષ્ટિ જોઈ બેઉ કૃતકૃત્ય થઈ ગયા ઉઠીને પ્રભુના પાવન ચરણોમાં લોટી પડ્યા અને પ્રેમાશ્રુથી પ્રભુચરણો પખાળવા લાગ્યા પ્રભુએ બેઉને ઉઠાવી પોતાના હૃદય સાથે લગાવ્યા અને પછી પોતાનો વરદ હસ્ત ફેરવી પૂછ્યું, "પ્રિય ભક્તો! તમારી ભક્તિથી હું બહુ પ્રસન્ન થયો છું. અને મહાન દાની માનીને તમે જે જોઈએ તે માગી લ્યો" બેઉ બોલ્યા, "પ્રભો! જો માગીએ તે આપવું છે, તો હૃદય સાથે લગાવેલા હમને હવે હૃદયમાંજ લગાવેલા રાખો તમારા કરો હમને સંસાર જોઈતો નથી આ સિવાય બીજી કાંઈપણ ઇચ્છા નથી" ભગવાને પુત્રૈષણાની પરિક્ષા કરવા પૂછ્યું, "પણ આ પુત્ર સુતો છે, તેની સંભાળ કોણ લેશે?" બેઉએ હસીને જવાબ આપ્યો, "પ્રભો! તેની સંભાળ તો જે લેતું આવ્યું છે તેજ લેશે આપ વિશ્વંભર છો જગત્પિતા છો, જગન્માતા છો પછી પ્રશ્નજ રહેતો નથી શું માતાપિતા વિનાના બાળકો મરી જાય છે? શું પૂર્વે એ હમારો પુત્ર હતો? આ બધા હમે તો કાંઈ ઋણાર્સંબંધે આ વખતે એકબીજાના સગા થઈ અવતર્યા છીયે, પણ હવે તો તૃપ્ત છીયે માટે પ્રભો! હવે તો આપની કૃપા હોય તો હમને આપો શોકમુક્તિ, સંસાર બંધમુક્તિ અને સમાવી દો આપનામાં"

પ્રભુપ્રેમીઓ! બેઉ બોલી રહ્યા એટલે એમનામાંના આત્મા શરીરોમાંથી નીકળી પ્રવેશી ગયા પરમાત્મામાં દેહના ખોખા ત્યાંજ પડી રહ્યા અને પ્રભુ અંતર્ધાન થઈ ગયા બાળક રઘુનાથ ત્યાં સુતેલોજ હતો શું આ ઘરના સંસારીઓને ગમશે? કહો જોઈએ? આ પરિણામ આવ્યું દૈવીસંપત્તિવાળા બેઉ ભાગ્યશાળી માનવીઓને

સવાર પડ્યું બાળક રઘુનાથ શ્રીહરિનું સ્મરણ કરતો ઉઠ્યો અને માતાપિતાને સુતેલા જોઈ અજાયબ થયો પાસે જઈ જોયું તો બેઉ અચેત હતા એને મૃત્યુ ન સમજાયું એથી રડવા પણ ન બેઠો છેવટે માતાપિતાને ઢંઢોળવાથીયે ન ઉઠ્યા ત્યારે એ હોશિયાર થઈ ગયો થોડાં આંસુ આવ્યા પણ યાદ આવ્યું अशोच्यानन्वशोचस्त्वम्। 'નાશ માટે પેદા થયેલા શરીરનો શોક શું? એ તો અનિવાર્ય છે આ શરીર પણ જતે દીવસે પડશેજ તો

એનો શોક કે મોહ શો? બાકી આત્મા તો સર્વનો અમર છે'–આવા વિચાર કરતો રઘુનાથ ઉઠ્યો અને જંગલમાંથી લાકડા વીણી લાવી ચિતા તૈયાર કરી માતાપિતાના દેહોને ઉપર ચઢાવી અગ્નિસંસ્કાર કર્યો તંદુરસ્ત, મિતાહારી બેઉ ભક્તોનાં શરીરો કપુરની માફક થોડીવારમા સળગી ગયા, અને આખરે માટીમા માટી મળી ગઇ રહ્યો ફક્ત રઘુનાથ પ્રભુનું સ્મરણ કરતો પોતે ચાલ્યો જગન્નાથજી તરફ ત્યા પહોચ્યા પછી પ્રભુનું ભજન, સમુદ્રસ્નાન અને પ્રભુનો ઉચ્છિષ્ટ પ્રસાદ એ તેનો નિત્યક્રમ રહ્યો દશ વર્ષની ઉમરમાં એક રાજકુવરને યોગ્ય ખાનપાન, લાડ, વૈભવ અને આનંદમા મ્હાલેલો રઘુનાથ બીજસસ્કારથી આ સ્થિતિમા પણ વધુ આનંદીન રહેવા લાગ્યો પોતે કેવો હતો અને કેવો થઇ ગયો એવુ એના બાળકહૃદયમા કદાપિ આવ્યુ નહિ અંતઃકરણ વિકાર રહિત હતુ એટલે એવો ક્ષોભ કેમ થાય? જાણે તે આમજ જીવવાને સર્જાયેલો હતો

પ્રભુપ્રેમીઓ! રઘુનાથને આ સ્થિતિમા જગન્નાથમા છોડી, આજ વૃતાંતમા રહેલી આસુરીસંપત્તિ પણ તમને બતાવીશ તેને માટે તમારે રઘુનાથના સાસરાપક્ષને જાણવો પડશે.

'પોતાના વેવાઇ કૃષ્ણચંદ્ર રસ્તાના રખડતા ભીખારી થઇ ગયા છે અને ગામ છોડી નાસી ગયા છે' એવી વાત સાભળી રઘુનાથના સસરાને દીવગીરીને બદલે આનંદ થયો એમે તેવી સ્થિતિમા હોય પણ તેથી કાઇ પરણાવેલી પુત્રી–અન્નપૂર્ણાને સાસરે મોકલાવ્યા વિના ચાલે? અને પુત્રી ભીખારીને ત્યાં જાય તેથી તે પણ સુખી ન થાય અને પોતાનો વેવાઇ આવો ગરીબ છે, એવુ લોકો જાણે તો? આ બધા પ્રશ્નો કૃષ્ણચંદ્રના ચાલી જવાથી ઉપસ્થિત ન થયા, તેથી પોતે આનંદીત થયો થોડા વર્ષો બેસી રહી પુત્રી મોટી થતા એનો પુનર્વિવાહ ત્યાના રાજાના મંત્રીના પુત્ર સાથે ગોઠવી દીધો લગ્નની થોડી વાર હતી એટલામા એમની પડોશમાના કેટલાક માણસો જગન્નાથજી યાત્રાએ ગયા હશે અને ત્યા રઘુનાથને જોઇ ઓળખ્યો હશે, તેમણે સર્વ વાત પેગ આપી રઘુનાથના સસરાને કરી અન્નપૂર્ણાએ પણ આ વાત સાભળી પિતાને રઘુનાથ જીવતો હોવાની વાત ન ગમી, પણ અન્નપૂર્ણાને તો બહુ આનંદ થયો હવે પુત્રીને જલદી પરણાવી દેવાનો નિશ્ચય બાપે પોતાના દીકરાઓને

કહ્યો અને બધા તે માતમા સંગત થયા કદાચ રઘુનાથ તે પહેલા આવી અન્નપૂર્ણાને પોતાની સાથે લઇ જવા માગણી કરે એવી આ અસુરસ્વભાવીઓને ભીતિ ઉત્પન્ન થઇ અને તેથી મનીતે મળી જલદીથી લગ્ન ગોઠવવાની યાચના પણ કરી બીજી બાજુ અન્નપૂર્ણાને બહુ તાનાવેલી થવા લાગી પોતાના પતિદર્શનની તેણીએ જીવતાજીવે એક ભવમા બે ભવ ન કરવાનો પાકો નિશ્ચય કર્યો મનમાજ પ્રભુને વિનવવા લાગી "હે દીનબંધો! આ અબળાની અરજી અરજ સ્વિકારજો મારા નાથ આપની નગરીમા વસી રહ્યા છે, તેઓ મારૂ અભાગિનીનુ જેવા અત્રે આવી શરણ સ્વિકારે, મને પોતાની કરે, એવુ કાઇ કરો પ્રભો! મારા અંતરની વ્યથા આપ સિવાય બીજુ કોઇ સાભળે તેમ નથી" અને ખરેખર પ્રભુ શ્રીજગન્નાથજીએ એની વિનતી માન્ય રાખી હોય તેમ થોડીવાર પછી તેની એક પડોશણ આવી અને પોતે જગન્નાથજી જાત્રાએ જવાની છે એવી વાત કરી અન્નપૂર્ણા તેને એકાંતમા લઇ જઇ પોતે રઘુનાથ ઉપર એક ચિટ્ઠિ આપે તે પહોચાડવા તેણીને વિનતી કરી અને તે પહોચાડવાની પેલી પડોશણે હા પાડવાથી અન્નપૂર્ણાએ બહુજ વિનતીપૂર્વક નમ્રતાભર્યો એક પત્ર પાઠવ્યો તેમા તેણીએ રઘુનાથને એક માસમા આવી તેડી જવાનુ લખ્યુ ને તેમ ન થતા તેણીના માબાપ પુનર્લગ્ન કરવા તૈયાર થશે તો પાતિવ્રત્યને ખાતર પોતે પોતાનો જાન આપશે, આપઘાત કરશે એવુ પણ લખ્યુ

અન્નપૂર્ણાની પેલી પડોશણ બાઇ યાત્રા કરતા કરતા જગન્નાથજી પહોચી અને સર્વથી પ્રથમ કાર્ય તેણીએ રઘુનાથને શોધવાનુ કર્યું, પણ રઘુનાથ ક્યા સતાવેનો હતો કે કોઈ મકાનમા રહેતો હતો? પ્રભુમંદિરના સિંહદ્વારના પગથિયા તેજ એનો વાસ અને યાત્રાળુએ પ્રથમ તો પ્રભુના દર્શન કરવાજ જવાનુ, એટલે પેલી બાઇને રઘુનાથ ત્યાજ મળી ગયો તેને જોઈ ચિટ્ઠિ આપી પેલી બાઇએ મ્હોંડે પણ કહ્યુ, 'બેટા! શા માટે અહિં એકલો દુખ ભોગવ્યા કરે છે બીચારી અન્નપૂર્ણાને તો તારી અહિં દયાતિની ખબર મળી ત્યારથી તો તે તારા દર્શન માટે વલખા મારર્યા કરે છે માટે ભાઇ! જા જલદી જા અને જઇને તે બીચારીને લઈ આવી ઘર માંડ. જો તુ નહિ જાય તો એનો બાપ એના બે ભવ કરવા તૈયાર થયો છે એટલે તે છોકરી આપઘાત કરીને મરી જવાનો નિશ્ચય કરી બેઠી છે અને તેમ થશે તો તને સ્ત્રીહત્યાનુ પાતક લાગશે આમ કહી તે બાઇ તો દર્શન કરવા અંદર ચાલી ગઇ

રઘુનાથે ચિઠ્ઠિ વાંચી. અન્નપૂર્ણાને જોઈ હતી તો બાલ્યકાળમાં પણ તેની નમ્રતા અને વિવેકભર્યું લખાણ-વાંચી તેની પતિભક્તિની મનમાંજ પ્રશંસા કરી. પોતે કામી કે વાસનામય તો હતોજ નહિ, છતાં એક અબળાનું દુઃખ અને સ્ત્રીહત્યાનું પાતક મનમાં વિચારતાં રઘુનાથ સાસરાના ગામે જવા તૈયાર થયો. સાસરાનું ગામ જગન્નાથજીથી બહુ દૂર હતું, એટલે દિવસનો બહુ થોડો આરામ લઈ રાતદિવસ સતત ચાલતો પંથ કાપવા લાગ્યો. અન્નપૂર્ણાની ચિઠ્ઠિમાં આપેલી એક મહિનાની અવધિ પુરી થવામાં ફક્ત એકજ દિવસ બાકી રહ્યો, જ્યારે પહોંચવાનું સ્થળ તો બહુ દૂર હતું.

રાત્રિ પડી ચૂકી હતી. આખો દિવસ ચાલવાથી થાકીત થયેલો રઘુનાથ એક ઝાડ તળે આરામ લેતો હતો, ત્યારે એણે મનથીજ પ્રભુની સ્તુતિ કરતાં કહેવા માંડ્યું, "હે દીનબંધો! હે નાથ! એક અબળાને બચાવવા હું આપની રજા લઈ નીકળ્યો છું. પણ પ્રભો! બચાવનાર હું કોણ? મારાથી શું થઈ શકવાનું છે? ચાલ ચાલ કરતાં મહિનામાં એકજ દિવસ બાકી રહ્યો છે અને હજી તો હું બહુ દૂર છું. શું થશે! ભગવન્! મારી લાજ શે રહેશે? એક નિર્દોષ અબળાનો બચાવ શી રીતે થઈ શકશે? અરેરે, સ્ત્રી હત્યાનું પાતક ન લાગે તેટલા માટે મેં આ બધી જફા ઉઠાવી, પણ હવે? પ્રભો! બચાવનાર તો તમેજ છો. હમારી બેઉ જણની લાજ રહે તેમ કરજો." આમ પ્રાર્થના કરતાં કરતાં તે ગાઢ નિદ્રામાં પડી ગયો. પણ ભગવાનની પોતાના ભક્તની લાજ રાખવા માટેની પ્રતિજ્ઞા ભક્ત સૂરદાસે ગાઈ છે, તે તમે જાણો છો? સાંભળોઃ—

हम भक्तनके भक्त हमारे,
सुन अर्जुन परतिग्या मोरी; यह व्रत टरत न टारे ॥ हम.
भक्तै काज लाज हिय धरीके पाँई पयादे धाऊं ।
जहँ जहँ भीर परै भक्तनपै तहँ तहँ जाई छुडाऊं ॥ हम.
जो मम भक्तसों बैर करत है सो निज बैरी मेरो ।
देख विचारी भक्तहीतकारन हाँकत हौं रथ तेरो ॥ हम.
जीते जीत भक्त अपनेकी हारे हार विचारौं ।
सूरदास सुनि भक्त विरोधी चक्र सुदर्शन जारौं ॥ हम."

પ્રભુપ્રેમીઓ! ભગવાનની આ પ્રતિજ્ઞામાં કાંઇ તૂટ નથી, જુઓ, ભક્ત નરસિંહ મહેતા, સંત નામદેવજી, મનકોજી બોધરાજ, મીરાંબાઈ ઇત્યાદિના ચરિત્રો—પ્રભુએ બધાની લાજ રાખી છે ભક્ત રઘુનાથનો આર્તનાદ પહોંચી ગયો ત્યાં તરતજ ભક્તવત્સલ ભગવાને ત્યાં આવી રઘુનાથને અદ્ધર ઉંચકી મૂકી દીધો તેના સાસરાના ઘરની સામે ।

બીજે દિવસે સવારે જ્યાં બધા જાગ્યા છે ત્યારે રઘુનાથ પણ આંખ ચોળી પ્રભુસ્મરણ કરતો બેઠો થઇ ગયો પોતે ક્યાં હતો અને ક્યાં છે એનો વિચાર કરવા લાગ્યો જંગલની જગ્યાએ વસ્તીવાળુ ગામ જોઇ આશ્ચર્યચકિત થઇ ગયો આંખ ચોળી ચોળી જુએ છે અને મનમાં વિચાર કરે છે કે 'હું અહિં ક્યાંથી?' સામે જોતાંજ પોતાના સાસરાનું ઘર ઓળખ્યુ એટલામાં સામેના મકાનના લોકો જાગ્યા અને બહાર નીકળતાંજ રઘુનાથને જોઇ ઓળખી લીધો એક અન્નપૂર્ણા સિવાય બીજા બધાના પેટમાં ઉકળતું તેલ રેડાયું, પણ હવે જમાઇને આદરસત્કાર ન કરે તો કેમ ચાલે? વારાફરતી બધા રઘુનાથ પાસે જઇ પહોંચ્યા અને આગ્રહપૂર્વક તેને ઘરમાં લઇ ગયા રઘુનાથના સસરા હેતના સ્ટગ ન્યોછાવર કરતા બોલ્યા, 'દીકરા! અરેરે, ભગવાને હમારી સામું જોયું ખરૂં ભાઇ! બહુ દુઃખ પડ્યું નહિં? કેટના બધા વર્ષો થઇ ગયા? હમે તો આખાયે દેશમાં તમારી તપાસ કરાવી પણ પત્તા વગર કોણ ભાળ મેળવી શકે? રઘુનાથ! અરેરે, તમે બહુ નખાઇ ગયા જરા હમને તો ખબર કરવી હતીને? આ મારી દીકરી અને એની માને તો ખાવાનું યે ભાવતું હતું નહિં ચાલો? ભગવાને આખરે લાજ રાખી (દીકરાઓને) ચાલો હવે તમે રઘુનાથની સારીપેરે આગતાસ્વાગતા કરો, એમને સ્નાન કરાવો વસ્ત્ર પહેરવા આપો અને એમની બરાબર સંભાળ રાખજો આમ કહી પોતે બીજા ઓરડામાં ગયા અને એક પછી એક પુત્ર પણ ત્યાંથી ખસી પિતા પાસે ગયા

ચંડાળચોકડી ભેગી થઈ રઘુનાથનું કાસળ કાઢવા માટે છેવટે એને ખાવાનામાં વિષ દઈ મારી નાખવા પછી ગુપ્તરીતે દાટી દેવાનું નક્કી કર્યું અન્નપૂર્ણાના મનમાં શંકા તો ઉભીજ થઇ હતી, કારણ કે પિતાએ આજે બહુ મીઠી વાણીથી પતિનો સત્કાર કર્યો હતો પણ निह्वाग्रे मधु तिष्ठति हृदये तु हलाहलम् ની પિતાની નીતિથી તેણી અજાણ ન હતી બારણાની ફાટમાંથી

એણે બધી વાતચીત સાંભળી લીધી હતી. સાંજ પડતાં પિતા અને પુત્રો એક પછી એક એક રાત્રિ પુરતા બહારગામ જવાનું બહાનું કાઢી ખસી ગયા. રાતે અન્નપૂર્ણા અને તેની માએ રસોઇ કરવા માંડી. માએ બહાનું કાઢી દીકરીને બહાર મોકલી ઝેરનું પડીકું દુધપાકના વાડકામાં નાખી દીધું. અન્નપૂર્ણાએ બહાર જઈ એક તાડપત્રના કટકા ઉપર 'આમાં ઝેર છે ખાશો નહિ' લખી પોતાની સાથે લઈ રસોડામાં પેઠી. માએ ભાણું તૈયાર કરી જમાઇના ઓરડામાં મુકી આવવાનું કામ અન્નપૂર્ણાને સોંપ્યું. અન્નપૂર્ણાએ ભાણું તૈયાર કરી, ઉપરની પુરીને ફોડી અંદર પેલો તાડપત્રનો કટકો સેરવી દઈ, ભાણું પતિના ઓરડામાં મુકી આવી. રઘુનાથે હાથપગ ધોઇ પ્રથમ થાળમાનું ભોજન પ્રભુને નિવેદીત કર્યું અને પછી પોતે જમવા પુરીનો કટકો કરવા જાય છે ત્યાં હાથમાં પેલો તાડપત્રનો કટકો હાથમાં વાગ્યો. પોતે સચેત થયો. કટકા ઉપર લખેલું વાંચ્યું. મનમાં વિચાર કરવા લાગ્યો. અરેરે! પહેલાં ખબર ન પડી અને પ્રભુને ઝેરવાળું ભોજન અર્પણ કર્યું અને હવે શું આ નાશવંત દેહને બચાવવા પ્રભુના પ્રસાદને ફેંકી દઉં? જેમણે મીરાબાઇના વિષના અમૃત કર્યા તે પ્રભુ શું મને નહિ બચાવે? અરે પણ આ વિષ તો પ્રભુને મેં જ આપ્યું માટે જે થાય તે પણ મારે એજ અન્ન ગ્રહણ કરવું જોઇએ. રઘુનાથ બધું ખાઈ ગયો. બહાર ઉભી ઉભી અન્નપૂર્ણા કમકમી ઉઠી. વૈધવ્યના વિચારે બેહોશ થઈ ગઇ.

ભોજન પુરું થતાંજ રઘુનાથને ચક્કર આવવા લાગ્યા. થોડીવારમાં આખું શરીર લીલુંછમ થઇ જઇ બેભાન થઈ જમીન પર તૂટી પડ્યા. રઘુનાથના પ્રાણ ચાલ્યા ગયા. બીજીબાજુ અન્નપૂર્ણા જરા હોશમાં આવી બારણાંની તરડમાંથી રઘુનાથને જોવા લાગી. પતિને મરણ પામેલો જોતાં ભારતની કયી પતિવ્રતા નારીને આઘાત ન પહોંચે? અન્નપૂર્ણાના મુખમાંથી ચીસ પડવાની તૈયારી થતી હતી એટલામાં તેણીએ કાંઈક કૌતુક જોયું.

એકદમ રઘુનાથના ઓરડામાં પ્રકાશ ફેલાવા લાગ્યો અને તે વધતા વધતા કોટિસૂર્યના પ્રકાશ કરતાં વધી ગયો. આખો ઓરડો ઝગમગાટ દેદીપ્યમાન થઇ ગયો અને અંદરથી દિવ્ય સુગંધ આવવા લાગી. અન્નપૂર્ણા એકટસે જોવા લાગી. થોડીવારમાં એ પ્રકાશના મધ્યમાં ભગવાનની શ્યામસુંદર મનોહર

મૂર્તિનાં દર્શન થયા પ્રભુજીએ પોતાના ઘુંટણ પર બેસી રઘુનાથનું મસ્તક પોતાના ખોળામાં લીધુ અને આખા તેના શરીર પર હાથ ફેરવ્યો. રઘુનાથને દેહ તપ્તકાંચન સમાન ફેરવાઇ ગયો અને અ દર હલનચલન શરૂ થયું. થોડીવારમાંજ રઘુનાથ બેઠો થઇ ગયો. પોતાના ઇષ્ટદેવનાં દર્શન કરી મુગ્ધ થઇ ગયો. તરતજ તેણે પ્રભુના ચરણો પકડી દંડવત્ પ્રણામ કરી તેમજ પડી રહ્યો મુખથી કાંઇપણ બોલી શકયો નહિ. ભગવાને કહ્યું, " પુત્ર રઘુનાથ! કાલે સવારે તારી પત્નિને લઇ જગન્નાથ ચાલ્યો જજે. રસ્તામાં વિઘ્ન આવશે, પણ ડરીશ નહિ મારૂ સ્મરણ કરજે. હુ તને દુ:ખમાથી મુક્ત કરીશ " આટલું કહી પ્રભુ અંતર્ધાન થઇ ગયા. રઘુનાથ ભગવાનની આ અસીમ કૃપાના ફળ જોઇ તેમનુ જ ધ્યાન ધરતો ધરતો ત્યાંજ બેસી રહ્યો, એકચિત્ત થઇ ગયો. વખત કેટલો ગયો તેનું તેને ભાન રહ્યુ નહિ

પ્રભુપ્રેમીઓ! પેલા અસુરો, આસુરીસંપત્તિથી છલાછલ ભરાઇ અંધ બનેલા, પોતાનીજ દીકરીના વૈધવ્યમાં સુખ માનનારા, નરરાક્ષસ પિતાપુત્રો તો મધ્યરાત્રિ પછી ઉચાનીચા થવા લાગ્યા. તેમણે તો માનીજ લીધુ કે પોતાનુ કામ થઇ ગયુ હશે એટલે અધીરા થતા ધીમેધીમે બધા ઘરમા આવવા લાગ્યા. મોટો પુત્ર રઘુનાથના ઓરડામા ચુપકીદીથી પેઠો, પણ તેણે તો જોયું કે રઘુનાથ તો જીવતો બેઠેલો છે એન ઢઢોળી જાગ્રત કર્યો. આમ કરવામાં તો એને રઘુનાથ જીવતો છે કે નહિ તે જાણવું હતુ, પણ રઘુનાથે તો જાગ્રત થઈ કહ્યુ, "કેમ ભાઈ! મને ઉઠાડ્યો કેમ? હુ તો પ્રભુના ધ્યાનમા તલ્લીન હતો અહાહા! પણ શુ સવાર પડયા આવ્યુ છે? તો તો હવે ભાઇ! જરા ઉતાવળ કરી તમારી બહેનને તૈયાર કરો હમારે અત્યારેજ અહિંથી નીકળી જવું જોઇએ " રઘુનાથ તો આટલું કહી તે ઘરમાથી નીકળી, પોતે આગલી સવારે જ્યાથી ઉઠ્યો હતો તે જગાએ જઇ બેઠો. આના જવાબમા પિતા અને પુત્રો રઘુનાથને સમજાવવા તૈયાર થતા હતા, પણ તે પહેલા બીજી બાજુ અન્નપૂર્ણા તૈયારજ હતી. આ વખતે તેણીએ મર્યાદા તોડી નાખી. સિંહણ જેવા અવાજથી તેણીએ ગર્જના કરી કહ્યુ, "ઓ દુષ્ટ માતાપિતા! ઓ નરાધમ રાક્ષસો! હે અસુરો! લક્ષ્મી અને વૈભવના લાલચુઓ! ધીક્કાર છે તમને કે તમે તમારી દીકરીને વૈધવ્ય અપાવવા પાછીપાની કરી નહિ હવે તેમા નહિ ફાવવા કાંઇ બીજો ઉપાય લેવો હશે,,કેમ? ,પણ ના, હવે હું

અહિ નથી રહેવાની હું જાઉં છું મારા પતિની સાથે અમાનત હજો તમારી કરણી પર." આમ કહી અન્નપૂર્ણા ઘરની બહાર નીકળી અને પોતાના પતિને પગે લાગી પોતાને સાથે લઈ ચાલવા વિનંતી કરી

રઘુનાથ અને અન્નપૂર્ણા પ્રભુનું નામ દઇ ત્યાંથી ચાલવા માંડયા જગન્નાથજી તરફ. પેલી બાજુ પેલા અસુરો જોઇજ રહ્યા ન બોલ્યા એક શબ્દ પણ થોડીવાર પછી પાછી સતલસ કરવા માંડી અને છેવટે મંત્રીને ઘેર જઈ બધી વાત કરી.

પોતાનુ નાક કપાવાની બીકે મંત્રીએ અસોઅડીમો સ્વારોને રઘુનાથ અને અન્નપૂર્ણાને શોધવા રવાના કર્યો આ બાજુ ભક્તદંપતિ જગન્નાથજી વહેલા જવા માટે તલપાપડ થતા જોરમા ચાલતા જાય છે અને થાક લાગતા થોડો આરામ લઇ પાછા આગળ વધે છે, રસ્તામા જે કાંઇ ફળ ફળાદિ મળે છે તે ખાઇ વખત પસાર કરે છે અને આમ એક દિવસ ચાલતા શ્રમીત થવાથી એક ઝાડ તળે આરામ કરે છે, ત્યા પેલા ઘોડેસ્વારો આવી પહોચ્યા અન્નપૂર્ણાને ઓળખી કાઢી તરતજ રઘુનાથને અન્નપૂર્ણાને સોપવા હુકમ કર્યો રઘુનાથે તરતજ હાથમા પાસે પડેલી ડાગ ઉગામી કહ્યુ, "હે નરાધમો! તમે પારકી સ્ત્રીને બળજબરીથી લેવા આવ્યા છો? આવી જાઓ! મારામા પ્રાણ છે ત્યાંસુધી તો હું તમને એના તરફ આંગળી પણ ચીંધવા દઇશ નહિ" આમ કહી પ્રભુનુ સ્મરણ કરતા કરતા તેણે ડાગ વીંઝવા માંડી કોઇએક કુશળ યોદ્ધાના જેવી ડાગ વીંઝાતી જોઇ, ઘોડેસ્વારો ઘડીભર તો સ્થભી ગયા પણ જ્યા હથિયાર સજવા જાય છે, ત્યાંતો રઘુનાથની ડાગ પડવા માંડી એક પડ્યો, બીજો પડ્યો, ત્રીજો પડવાની તૈયારીમા છે, એટલામા રઘુનાથ તો જરા થાકેયો હતો, પણ ઓચિંતા બે ઘોડેસ્વારો તેની મદદે આવી પહોચ્યા

એક સ્વાર શ્યામવર્ણના અને બીજો ગૌરવર્ણના હાથમા ધનુષ લઇ સામેના લશ્કર પર ઉપરાછાપરી બાણોની વર્ષા કરવા લાગ્યા અને ઘોડેસ્વારો ટપોટપ પડવા માંડ્યા રઘુનાથ અને અન્નપૂર્ણા જોઇજ રહ્યાં મંત્રીના અડીસોમાથી બહુ જૂજ બાકી રહ્યા અને તેમણે પાછા હઠી નાસવા માંડ્યું. પેલા બેઉ ઘોડેસ્વારો તેમની પાછળ પડી અદશ્ય થઇ ગયા

પતિપતિ અવાક્ થઇ ગયા ' કોણ હશે ? આમ આપણુ દુખીયાંની વ્હારે ધાનાર પેલા રાજકુમારો કયાના હશે ? અત્રે કયાથી આવી ચઢયા હશે અને હવે કેમ દેખાતા નથી ? આવો વિચાર કરવા લાગ્યા છેવટે પ્રભુના સાસરાના ઘરમાના વચનો યાદ આવ્યા અને આ મદદ પણ શ્રીહરિનીજ એમ નિશ્ચય કરી પ્રભુના ઉપકારો યાદ કરતા કરેતા તેમનુજ ચિંતન, સ્મરણ અને ભજન કરતા બેઉ શ્રીજગન્નાથજી પહોચી ગયા

પ્રભુપ્રેમીઓ ! હવે જુઓ દૈવીસ પત્તિવાન ભક્તોનું જીવન નાવ તેમણે તો તે શામળીયાવાળાનેજ તેનુ સુકાન સોપ્યુ છે, ' शामळा ' सुकानी थईने समाल नैया भरदरिये डूबती ' એ નાવ તો ભવસાગરની પારજ પહોચે, જેણે તેનામા પૂર્ણ વિશ્વાસ રાખી તેનેજ સુકાન સોપ્યુ છે. તે કરૂણામય છે, ભક્તવત્સલ છે, ભક્તના યોગ ક્ષેમનો પોતે વહન કરનારો છે.

વાત એવી બની કે આટલા આટલા વર્ષો વીતી ચૂકયા હતા, છતા જાગીરદાર કૃષ્ણચંદ્રને એના બે તો ભૂલ્યા ન હતા સારો દિવસ આવતા, પોતાની પાસેની આવકમા ચાલુ વધારો થતા, તે નિમકહલાલ ખેડુતોએ જોગા થઇ, જગન્નાથજી જઇ, રઘુનાથને શોધી કાઢ્યો પોતાના પિતાએ કરેલી મદદનાં સર્વ નાણા પાછા મલ્યા, એટલુજ નહિ, પણ પેલા લોકો એને એના પિતાની જાગીરમા લઇ જઈ, બધી મિલ્કત દેવામાથી છોડવી, રઘુનાથને સોંપી અને ભક્ત રઘુનાથ પિતાની જગાએ જાગીરદાર થયો આમ રઘુનાથ અને અન્નપૂર્ણાની દૈવીસ પત્તિના લોગ મળે ભગવાને તેમને યારી આપી. અસ્તુ

પ્રભુપ્રેમીઓ ! અત્યાર સુધીના વાર્તાલાપ વડે તમે દૈવી તેમજ આસુરી સ પત્તિઓને બહુ સારીરીતે સમજી શકયા છો એવુ હુ માની લઉ છુ આસુરીસ પત્તિ મેળવવા શ્રમ કરવો પડતો નથી તેમજ એને શીખવા વિદ્યાલયમા જવુ પડતુ નથી આસુરીસ પત્તિ વિનાના થવા માટે સત્સગ કરવો પડે છે અને પ્રભુકૃપા અને ગુરૂકૃપા સપાદન કરવાની જરૂર પડે છે આસુરીસ પત્તિ–આચાર્યોમા, સાધુઓમા, બ્રાહ્મણોમા, અધ્યાપકોમાં, સ્નાતકોમા અને ભક્તોમા બીલકુલ ન હોય એ જરૂરી છે, પણ નજ હોય એવુ કાઇ ખધારણ નથી, અગર નથી હોતી એમ સમજવુ નહિ જરૂર એમના સ્થાનો આસુરીસ પત્તિશૂન્ય હોવા મનાયેલા છે લજ્જા, શરમ અને દભથી બહાર

એમની આસુરીસંપત્તિની પ્રતીતી થતા એમને અટકાવવાની ફરજ પડે છે, પરન્તુ વિચારી જુઓ જોઇએ કે દંભથી ક્રોધને અટકાવવો પડે એ દંભ આસુરીસંપત્તિ ખરી કે નહિ? બધાઓમા પોતાને શ્રેષ્ઠ માનવાનુ અભિમાન તમે જુઓ છો કે નહિ? અભિમાન એ આસુરીસંપત્તિ ખરી કે નહિ? એઓમા જેઓ બહુ જન્મના અંતસુધી ઈશ્વરના આરાધનના સત્કર્મો કરેલા હોય એવા વિરલ પુરૂષમાજ આસુરીસંપત્તિશૂન્યતા હોય

એટલા માટેજ ભગવદ્‌ગીતા મોક્ષાર્થીઓને બ્રહ્મવિદ્ બનીને બ્રહ્મનિષ્ઠા વડે દૈવાસુરસંપત્તિને માયાનુ કાર્ય ગણીને પ્રથમ આત્મોપાસના વડે આસુરી સંપત્તિનો નાશ કરી અને દૈવીસંપત્તિને પણ દૂર કરીને સમાધિમાજ રહેવાનો ઉપદેશ કરે છે

આસુરીસંપત્તિથી જગતનો નાશ કેમ થાય છે એ જાણવુ ઘટે છે પરન્તુ એના વિષે આપણા વાર્તાલાપ વિના પણ રૂસો-જાપાનીસ યુદ્ધથી માંડી સને ૧૯૪૭ ના બીજા વિશ્વયુદ્ધ સુધીની જગતની તવારીખ જુઓ અને છેલ્ને છેલ્ને પાકિસ્તાન માટે મુસલમાનોએ હિન્દુઓ પર કરેલો-સ્ત્રીઓના અપહરણ, બળાત્કાર, લક્ષ્મીની લુટ, આગ અને ખુનામરકી-અત્યાચાર જુઓ જો તમે વિચારી જોશો તો જેઓને સહન કરવુ પડયુ છે, એઓના સ્થાનમા તમે હો અને તમને એવુ વિતક વીત્યુ હોય તો તમને સમજ પડી જાય એવુ છે કેટલા માણસો મુઆ કેટલી મીલ્કતો બરબાદ ગઇ કેટલા ગામો જમીનદોસ્ત થઈ ગયા અને ભૂમિ વેરાન થઇ-આ સર્વ બાબત તો ઇતિહાસ પણ તમને કહેશે, પરન્તુ ભગવાન કહે છે 'એ' જાણ્યાથી બધુ જાણ્યામાં આવી જવાનો સંભવ હોય છે

## વાર્તાલાપ શ્લોક ૯ થી ૧૬ સુધીનો —

અસુરીસંપત્તિવાળા માનવીઓ જગતનો નાશ કરવાને માટેજ સમર્થ હોય છે તેઓ કેવીરીતે જગતનો નાશ કરે છે એ પણ જાણવા જેવુ છે કરોડો વર્ષો સુધી અનેક શરીરો વડે વિષયો ભોગવીને મનુષ્યશરીરમા આવ્યા પછી પણ આસુરીસંપત્તિવાળા જીવો તૃપ્ત થયેલા હોતા નથી કારણકે એમણે આશરો લીધેલો હોય છે-કામનો, ધર્મનો નહિ 'કામ' એટલે વિષયભોગેચ્છા

'વિષયભોગેચ્છા' એટલે શારીરીક જરૂરીયાતનું બહુપણુ, શરીરને બહુ જરૂર ન હોય એવા પદાર્થોની ભાવના, ઇન્દ્રિયારામો અને વિષયાન દોની અણછાજતી ભાવના.

આવા અસુરો બહાર બહારથી પોતાને ધર્મીષ્ટ બતાવીને માન મેળવી મદમસ્ત બને છે વળી પોતાને સર્વશ્રેષ્ટ બતાવવા, પોતાનામા વિદ્યા છે એવુ બતાવવા, પોતે ઐશ્વર્યવાન છે એવુ બતાવવા દંભ પણ કરે છે અને સાથેસાથે તેનામા દર્પ અને અભિમાનના અવગુણ ઘર કરતા તેમનું ચિત્ત વિકારી બને છે અને પરિણામે વિવેકહીન બને છે વિવેકશૂન્યતા જગતનો નાશ થવાનું કારણ છે જે કોઈ માનવીમા પૂર્વોક્ત અવગુણો વડે વિવેકશૂન્યતા આવે છે તે બધાં અસુરો કહેવાય છે આવા આસુરીગુણોથી ભરેલા હોઈ એઓ અજ્ઞાનથી સદ્બુદ્ધિને ગ્રહણ કરતા નથી, અનર્થોત્પાદક દુર્બુદ્ધિનેજ ગ્રહણ કરે છે એમના નિશ્ચયો વેદશાસ્ત્ર વિરૂદ્ધનાજ હોઈ અમ ગળકારી હોય છે અને છેવટે એમની ગતિ નરકમાજ થાય છે એમના સર્વ કર્મો દુનિયાને મહાન અનર્થકારી થઇ પડે છે. એમના વ્રતો અને નિયમો પણ અશુચિતા–એટલે ગંદા, અધર્મી હોય છે આ સર્વ દુનિયાનો નાશ કરે છે.

આ દુનિયાના ભોગોનીજ એમની ચિંતા એટલી બધી બહુપણાવાળી હોય છે કે જેનું માપ કાઢવુ મુશ્કેલ હોય છે, એમની ચિંતા 'આટલી' એવુ કહી શકાતુ નથી અવસાનના છેલ્લા શ્વાસ સુધી પણ એનો અંત આવતો નથી 'આ સારૂ અને આ નઠારૂ, આ સિદ્ધ થયુ પણ આ હજી સિદ્ધ થયુ નથી'–આ ભાવની ચિંતા છેલ્લી ઘડીએ પણ દીલમાથી જતી નથી નઠારૂ સારૂ કરવા અને અસિદ્ધને સિદ્ધ કરવા આવા સમયે પણ મૃત્યુની મહાન પીડામા પણ આ અસુરો જીવવા પ્રચ્છે છે શરીરને છોડવા ઇચ્છતા નથી પુરૂષ અને સ્ત્રી બેઉ એવાજ હોય છે

*દૃષ્ટાંત*–એક એંસી વરસના ડોસાના છોકરાના છોકરાને ડબલ ન્યુમોનીયાનો અસાધ્ય રોગ લાગુ પડ્યો હમદર્દી માનવીઓ જ્યારે છોકરાની ખબર લેવા આવે ત્યારે ડોસાને આશ્વાસનના બે શબ્દો કાઇ કહે, ત્યારે એના જવાબમા આસુ સારતો ડોસો બોલતો, "અરેરે, પણ ભાઇ! આ બીચારા કુમળા ફુલને ભગવાન આમ ઉપાડી લેવા તૈયાર થયો, તેના કરતા મને આ રોગ

આપી ઉપાડી લેતે તો કેવું સારૂં ? હજી પણ મારો દીકરો સારો થઇ જાય અને એ રોગ મને લાગુ પડે; અરે! મોતને બદલે મોતજ આપે અને તે મારૂં થાય તો કેવું સારૂં ? આ બધું આવળગોવળ મુકીને જાઉં." છોકરાની માંદગીનો આજે છઠ્ઠો દિવસ છે. રાત્રે બધાં સગાંવ્હાલાં સુવાને માટે આવેલાં હતાં. આખું ઘર ભરાઈ જવાથી અને આટલાબધા ઉજાગરા પછીથી ડોસો ઓસરીમાં ખાટલો ઢાળી જરા આડો પડ્યો હતો એટલામાં ઘસંઘસાટ ઉંઘી ગયો.

મધ્યરાત્રિએ ગામનો મહાજનીયો પાડો ફરતો ફરતો ડોસાના ખાટલા આગળ આવી પાયા સાથે માથું ઘસવા લાગ્યો. ડોસાની આંખ ઉઘડી ગઇ. ગરૂડપુરાણમા સાંભળેલું કે જમરાજા જ્યારે કોઇનો જીવ લેવા આવે ત્યારે પાડાના વેશમાં આવે એટલે ડોસો પેલા પાડાને જમરાજા સમજ્યો. કદાચ ભૂલમાં અહિં આવ્યા હશે, એમ માની ધીમેથી, કોઇ સાંભળી ન જાય તેવી રીતે પાડાને કહેવા લાગ્યો કે, " માંદાનો ખાટલો તો ઘરમાં છે." થોડીવાર પછી પાડો તો ગયો પણ એટલામાં ઘરમાં દોડાદોડ થઇ રહી. એક જણ ડોસાને ઉઠાડવા આવ્યો. અંદર જઇ ડોસાએ જોયું કે છોકરાને હેડકીઓ આવવી શરૂ થઈ હતી. સગાંવ્હાલાં ફરતે બેસી 'નારાયણ' નું નામ લેતાં હતા. ડોસો પણ માથું કુટતો સામો બેઠો અને 'નારાયણ' બોલતાં વિચારવા લાગ્યો કે 'ચાલો, નારાયણે મને તો બચાવ્યો.' આવી કૃતઘ્નતાથી 'નારાયણ' નું નામ લેતો હતો. અંતે છોકરો તો ગયો અને બધું આવળગોવળ રહ્યું ડોસા પાસે. એક વર્ષ પછી ડોસાને હિંમત આવી મોટી હવેલી બાંધવાની મોતનો દંશ ઓસરી ગયો. અસ્તુ

પ્રભુપ્રેમીઓ! તમને આ વાર્તાલાપમાંથી ઘણા પ્રશ્નો થશે જેવાકે પ્રશ્નો:–શું જગતમાં જીવીયે ત્યાસુધી શરીરની જરૂરીયાત માટે, સુખ અને આનંદ માટે, ખાવા પીવા માટે, પહેરવા ઓઢવા માટે શું કરીએ ધર્મોરોજ-ગારજ ન કરવો? તમે કેમ તમારૂં પેટ ભરવા ભજન, કિર્તન અને પ્રવચનનો ધંધો લઇ બેઠા છો? કોઇ કાંઇ પુછવા આવે કે વાતો કરવા આવે ત્યારે તમને તો જવાબ આપવાનીયે ફુરસદ ન હોવાની વાત કરો છો. વળી તમે શું અમર છો? મરણકાંટે બેઠેલા નથી! શું તમને 'પારકે ભાણે મોટ લાડુ' તો જણ્યો નથીને?

ઉત્તરઃ—સત્સંગપ્રેમીઓ ! તમે તો કાંઈ આજે લડવા આવ્યા હો; તેથી ઢગથી પ્રશ્નો પુછો છો. ચાલો, તે છતાંયે તમારા પ્રશ્નોનો ઉત્તર આપીશ. જાણવા જેવો છેઃ—

હું તમારી સાથે મોક્ષશાસ્ત્રનો વાર્તાલાપ કરી રહેલો છું. ઘણી વખત કહેલું તમે ભુલી ગયા લાગો છો. અનાસક્તિથી, પ્રભુપ્રેમથી, નિર્દોષ અને પોતાને માટે અને જનતાને માટે જેટલી જરૂર હોય તેટલી પ્રવૃત્તિ ન કરવા હું કહેતો નથી. મારૂં કહેવાનું તો એમ છે કે જેવીરીતે કોઇએક શિકારી ભરેલી બંદુક લઇ નદીકિનારે ઉભો રહી કોઇએક કાચબાને મારવાને તૈયાર થાય છે; તેમ મૃત્યુ રૂપી શિકારી તમારા મરણ રૂપી ગોળી ભરીને તમારી જીવનનદીના કાંઠે આવી ઉભો રહ્યો છે. મતલબ કે કાચબા રૂપી તમે અત્યારસુધી નિર્ભયતા રૂપી કાચબાની પીઠમાંથી મ્હોડું અને પગ બહાર કાઢી સુખેથી વિહાર કર્યા કરો છો, પણ પેલો કાચબો જેમ શિકારીને જોઈ ગોળીની બીક સમજી પોતાના અંગો સંકોચી પીઠની નીચે ઘાલી દે છે, તમે તમે હવે સમજો! તમારી ઉંમર પચાસ વર્ષની થઈ ત્યાંસુધી નિર્ભયતાથી વિહાર કર્યો, ઇન્દ્રિયોને બહુ છુટ આપી, પણ હવે પેલા મૃત્યુ રૂપી શિકારીની બીક રાખી ઇન્દ્રિયોના દોર કાબુમાં લ્યો. એનેજ મેં નિવૃત્ત થવાનું કહ્યું છે એમ સમજો. મરણાન્ત સુધી પરમાર્થ કરવામાંથી નિવૃત્ત થવાનું હું કહેતો નથી, પરન્તુ સ્વાર્થ અગર પરમાર્થ માટે પ્રવૃત્તિ કરતાં જો તમને આનંદ ન આવતો હોય તો તેવી પ્રવૃત્તિનો ત્યાગ કરવાનું હું કહું છું. એમાંયે પેલા એક વાંદરાને દ્રાક્ષની વાડીમાં કુદકા મારતાં દ્રાક્ષ ન ખવાઈ ત્યારે દ્રાક્ષ ખાટી હોવાનું જાહેર કર્યું, તેમ હાથપગ ચાલતા બંધ પડતાં કે પથારીવશ થતાં લોકોને તમે નિવૃત્ત થયા એમ ન કહેશો. નિવૃત્તિ એ એકલા શરીરની નહિ, ઇન્દ્રિયોની નહિ, દંભ માટે નહિ, પણ સાચા મનથી, શુદ્ધ સંકલ્પથી પાળવી ઘટે. જે કરવામાં તમારી અશક્તિ છે તે કરવાથી શોક થાય છે. જે કરવાથી બીજાનું અહિત થતું હોય, બીજાને દુઃખ થતું હોય તે કરવું ન ઘટે પરમાર્થ કરવામાં જે શ્રમ થાય છે અને જે ભોગ આપવો પડે છે એનો ત્યાગ કરવાની વાતજ નથી.

જીવવાની ઇચ્છા થાય છે શારીરીક ભોગભાવનાથી અને પ્રભુ-પ્રેમી માનવીને પરમાર્થ કરવાની ભાવનાથી; પરન્તુ જન્મમરણ

માનવીના હાથમાં નથી, જેથી મોતની ચિંતા ત્યાગવાની વાત હું કહું છું. વળી પ્રાપ્ત થવું કે પ્રાપ્ત થયેલું ચાલી જવું એ પણ માનવીના હાથમાં નથી. આ બેઉની ચિંતા ત્યાગવાની વાત હું તમને કહું છું. માનવી પ્રવૃત્તિ કર્યા વિના રહેતોજ નથી. એનું શરીર બન્યું છે પ્રવૃત્તિ કરવા માટેજ. આ પ્રવૃત્તિ અટકે છે બ્રહ્મનિષ્ઠનીજ, કેમકે એને હવે પછી શરીર જોઇતુંજ નથી. માનવીને શરીર મળે છે શારીરીક ભોગ ભાવના નષ્ટ ન થયેલી હોવાથી.

દૃષ્ટાંતઃ—કોઇએક સ્ત્રી બાળવિધવા થઈ ગઈ હતી, ત્યારથી પોતાના પિયરમા પોતાના એકના એક ભાઇ સાથે રહેતી હતી. થોડા વર્ષો બાદ ભાઇની પત્નિ પણ પાંચ છ બાળકો મુકી મરી ગયેલી, એટલે આ વિધવાને માથે આખા ઘરનો બોજો આવી પડયો. પોતે કોઇ નિશાળ કે વિદ્યાપીઠમા ભણી નહતી પણ કર્મોપકર્ણું વૈધવ્યજીવન સાત્વિકતાથી વીતાવવાનું જાણતી હોવાથી, તેમ વર્તતી અને આ સાત્વિકતાના ફળરૂપે ઘરડી થઇ ત્યાસુધી તે સારામા-સારી તદુરસ્તી સાચવી શકી એટલામા પેલો ભાઇ પણ મરી ગયો અને પોતે કુટુંબની વડિલ બની પછી ભાઇના છોકરાઓને પરણાવ્યા, તેમને ઘેર છોકરા થયા અને છેવટે નેવું વર્ષની ઉમર થઇ છતાં ડોસીમા તો જાણે અમરપટો લખાવી લાવ્યાં હોય તેમ મળસ્કે ઉઠે ત્યારથી રાત્રે સુએ ત્યાસુધીમા છોકરાઓને રમાડવામાથી અને રડતા છાના રાખવામાથીજ ન પરવારે વળી ભાઇના છોકરા અને તેમના છોકરા-બધાને પોતાને હાથેજ ઉછેરી મોટા કરેલા એટલે માયા પણ હદપારની અને વહુઓ તેમજ છોકરાઓ ડોસીમાની સેવા પણ પ્રેમથી કરે. એટલે ફોઈબાને મોતની નૉબત સભળાયજ નહિ

છતા નૉબત વાગતી વાગતી પાસે આવવા લાગી વાળ ચાંદી જેવા થઇ ગયા, દાંત પડી ગયા, શરીરે કરચલી વળી ગઇ, હાથપગ ઢીલા પડયા અને ડોસીમા જાણે ધરતીમાને નમતા હોય તેવા ખુંધા થઇ ગયા હવે તો દુધમા સાકર નાખી અદર રોટલો ચોળી પી જતા, કે પેંડો શીરો સેકતી લપલપાવી જતા આમ ગળ્યું અને ભારે ખાવાની ટેવજ પડી ગયેલી એટલામા એક દિવસ કોઇજ ની તબીયત થોડું બગડી એકદંડી શ્વાસ શરૂ થયો. અટકડી આવવા લાગી

આખા ઘરના છોકરાઓ–ભત્રિજાઓ અને ભત્રિજાવહુઓ–સમાચ્હાલા ભેગા થઈ ગયા બધાએ જાણ્યુ કે ડોસી હવે ઘડીબેઘડીના છે, પણ ડોસીને મન તો જરા શરીર કથળેલુજ લાગ્યુ છેવટે એક ભત્રિજાએ મોટેથી કાનમા કહ્યુ, "બા ફોઈ! રામ રામ બોલો! નારાયણ નારાયણ બોલો!" ડોસી સમજી ગયા કે આ લોકોને મારૂ મોત સમજાયુ છે, પણ ડોસી ભગવાનનુ નામ ન લે એટલામા એક વહુ પ્યાલામા ગંગાજળ અને દહીં તથા તુલસીદળ લઈ આવી અને કહ્યુ, "બા! આ ગંગાજળનુ આચમન કરો અને દહી તથા તુલસીદળને આરોગો." આમ કહી ડોસીના મુખમા મૂક્યુ પણ રોજના ગળ્યુ ખાવાની ટેવવાળા ડોસીને બીજોજ સ્વાદ આવતા બધુ થુંકી કાઢ્યુ અને ગભરાયેના બોલી ઉઠ્યા, "હત્ શુ! આ શું મોઢામાં મૂક્યુ? તારૂં ન . ન ન.. .' વાક્ય પુરૂ થાય તે પહેલા મોતના ભયથી ગભરાયેલા, છેલ્લ વગડા બદલના રોષમા ગાળ દેતા દેતા સ્વધામ પહોચી ગયા જેને દુઃખ લાગ્યુ તે સાચું રડ્યા જેને ચોકસાજથી રડવુ પડ્યુ તેણે તેમ કર્યુ અને કેટલાકને ડોસીની સેવા ભારે લાગતી હતી તે રડ્યાયે નહિ, હસ્યાયે નહિ પણ મનમા ખુશ થઈ ચુપ બેસી રહ્યા—અસ્તુ

અસુરો એટલે અ + સુરો, અ = નહિ અને સુર = બ્રહ્મવિદો, આત્મજ્ઞાનીઓ, પ્રભુપ્રેમીઓ કે ભક્તો જે આવા ન હોય તે અસુરો અસુરો શારીરીક ભોગોની પરાયણતાવાળા, ભોગોનીજ કામનાવાળા, ભોગોને માટેજ પુરૂષાર્થ કરવાવાળા અને જીવન–ભોગવિલાસ માટે કામના કરી પુરૂષાર્થ કરવા માટે છે–એવા નિશ્ચયવાળા હોય છે તેઓ મનુષ્યજન્મ મળવાનુ ફળ એટલાજ માટે છે, એવી માન્યતાથી નિશ્ચીત થયેલ પોતાના સિદ્ધાંતને મૃત્યુપર્યંત ટકાવી રાખે છે બસ, કામનાઓ કરવી, પદાર્થો પ્રાપ્ત કરવા ઝૂઝવુ, શારીરીક ભોગો અને ઇન્દ્રિયારામો અને વિષયાનંદો ભોગવવા–આ સિવાય એમના જીવનનો બીજો કોઈ ધ્યેય હોતો નથી અને એઓ એમ માને, એમને ભલે આમ કરવાથી મોક્ષ નહિ મળે છતા એમને બીજા કશાની પરવા નથી અન્યાયથી અનીતિથી અને અધર્મથી કામનાઓ કરી એવોજ પુરૂપાર્થ કરતા હોવાથી તેમજ અતિશય પ્રમાણમા ભોગ, આરામ અને વિષયો ભોગવવાથી આખા જગતને ત્રાસ આપનારો અસુરો અંતે માનવશરીર છોડી મૃત્યુ બાદ બીજા કીટપતંગાદિ શરીરમા અને આખરે નરકમા ધકેલાય છે એઓ પોતાના માત્ર

નાશ માટેજ સર્જાયેલા શરીરને ખાતર આમ દુનિયાને અનર્થ તો કરે છેજ, પણ સાથેસાથે પોતાના આત્માને પણ અનર્થ કરે છે એઓ મનુષ્યશરીરનો ઉપભોગ માનવતા માટે અને એમનામાં ઇશ્વરીભાવ આણવા માટે કરતા નથી, તેથી અસુરો કહેવાય છે.

સંત પુરૂષોનાં વાક્યો શ્રુતિસ્મૃતિને અનુસરીનેજ કહેવાયાં હોય છે. આવા સંતોના વાક્યોનો મહિમા એક શ્લોકમાં કહેવાયો છે કે–

"चलंति तारा प्रचलंति मंदिरं चलंति मेरु रविचंद्रमंडलम् ।
कदापिकाले पृथ्वि चलंति सत्पुरुषवाक्यं न चलति धर्मः ॥"

એવા સંત કબીર પણ માનવીને સમજાવવા કહી ગયા છે કે–

"मन मरे माया मरे मिटमिट जाय शरीर ।
आशा तृष्णा ना मरी कह गये दास कबीर ॥"

છતા અધર્મને ધર્મ માનનારા પત્થરહૃદયી અસુરોને આવા વાક્યો વાંચવાનીયે પુરસદજ ક્યાં છે?

અપ્રાપ્તને પ્રાપ્ત કરવાની અભિલાષાવાળા, આશાના બંધનથી બંધાયેલા, એક નહિ પણ અનેક આશાઓના બંધનોથી બંધાયેલા, કામનાપરાયણતાવાળા, ક્રોધી અસુરો–શારીરીક ભોગો, ઇન્દ્રિયારામો અને વિષયાનંદોની આશાના બંધનથી બંધાયેલા હોય છે એમની કામના દાન કરવાની હોતી નથી તેમજ નથી હોતી એમની કામના ધર્મને ધારણ કરવાની કે ધર્મપ્રચુરપુરષાર્થની અન્યાય વડે, શાસ્ત્રવિરૂદ્ધ માર્ગ વડે અને છળ–કપટ–ઠગાઈ વડે દ્રવ્યસંચયમાજ એમની પ્રવૃત્તિ કેન્દ્રિત થયેલી હોય છે.

રેકાણે પડી ગયોજ સમજો, અને પેલો પરસોતમ પણ હવે કયા જવાનો હતો? એનુ પણ થોડા દિવસમા આવી બન્યુ છે હવે તો એઉને જોઇ લઇશ કારણકે હવે મારામા બધુ કરી શકવાની શક્તિ છે; ગાડી, વાડી અને લાડી છે, ભોગવિલાસો છે, બધી જાતની સિદ્ધિઓ પ્રાપ્ત થઇ છે હવે કેટલો બળવાન ગણાઉં? ધારૂ તેને ચપટીમાં ચોળી નાખુ મારા સમાન બળવાન, ધનવાન, કુળવાન અને વિદ્વાન કોઇ નથી. હવે હુ જ્યોતિષ્ટોમ યજ્ઞ કરીશ, એક મોટો મારા નામનો ટાવર બધાવીશ, અદર ઘડીયાળ મુકાવીશ, ઉપર મારૂ નામ મોટા અક્ષરે કોતરાવીશ વળી લાખ દોઢલાખને ખર્ચે મોટુ રમતગમત માટે અને મહનકુરિત માટે સ્ટેડીયમ બધાવીશ, એમા મારે માટે અને મારા કુટુંબીઓ માટે સ્પેશ્યલ ગોઠવણ કરાવીશ વળી મારો વિચાર કોઇએ ન કર્યો હોય તેવો અતિરુદ્ર યજ્ઞ કરવાનોછે, જેમા ભારતના ખૂણેખૂણેથી વિદ્વાન બ્રાહ્મણોને બોલાવીશ, દરેકને માટે પહેરવા માટે શુદ્ધ રેશમના એકજ રગના અને એકજ જાતના પિતાંબરો વણાવી તૈયાર કરાવીશ, દરેકને માટે ચાંદીના એકજ વજનનાં અને એકજ સાઇઝના તરભાણા, ચાંદીની આચમનીઓ અને ચાંદીના જલપાત્રો તૈયાર કરાવી આપીશ, વળી દરેક બ્રાહ્મણને એકસોએક રૂપીયા તો ઓછામાઓછા દક્ષિણાના આપીશ બ્રાહ્મણો ખૂબ ખૂશ થઇ અને આશિર્વાદ આપશે કે 'धनधान्य लाभम्। पशुपुत्रादि लाभम्। सर्वप्रकारे सुखिन भवन्तु।' એથે એ આશિર્વાદથી ખરચાયેલા કરતા બહુગણા નાણા મળી રહેશે વળી મારા વસતને અને વાસતીને પરણાવતી વખતે રાજામહારાજાઓ શુ કરે, તેના કરતાયે ખુબ દમદમાભરી રીતે પરણાવીશ કાંઇ સગીતની મહેફીલો, રડીઓના નાચ અને ખૂબ રગરાગ ઉડાવીશ"

પ્રભુપ્રેમીઓ! અસુરોના આવા અનેક પ્રકારના શેખચલ્લીના જેવા સકલ્પો હોય છે આ સકલ્પોમા તમને શકા થાય એવો કાઇ ઉલ્લેખ થયેલો તમને લાગશે, પરન્તુ તમે શકાશીલ છો એથી તમને એવુ લાગશે બાકી ઉપરોક્ત ભાવનાના સકલ્પોમા-મજાના સેનક બનાવી પ્રજાપ્રિય બની અદર-ખાનેથી દ્રવ્ય સચય કરવાની ભાવના હોય છે, કીર્તિની ભાવના હોય છે આવાઓને પણ અસુરો કહેવામા આવ્યા છે તમને યાદ છે કે સને ૧૯૧૪ ની લડાઇ સમયે 'કોએલીશન સરકાર' રચનારો જ્યોર્જ લોઇડ એમાજ માનેલુમાર થઇ ગયો? વળી દેશસેવાનો અચળો ઓઢી, ગાંધીજીની દોરવણી

અનુસાર જેલમાં જઈ આવેલા કૉન્ગ્રેસમેનો—કહેવાતા દેશસેવકો, ૧૫ મી ઑગષ્ટ ૧૯૪૭ ના સ્વાતંત્ર્યદિન પછી પોતાને મળેલી યાતનાઓ બદલ આપણી સરકાર મારફત ઉંચા ઓદ્દાનો બદલો ઇચ્છતાં તમે નથી જોયા? કલેક્ટરો અને મામલતદાર જેવા ઓફિસરોની ઉપરવટ થઈ ન્યાય અને કાયદાનું ખૂન કરનારા આવા કૉન્ગ્રેસમેનોનો ઉહાપોહ તમે પેપરોમાં શું નથી વાંચ્યો? આ બધામાં સકામ ભાવના હોઈ એવા કામીઓને અસુરો કહેવામાં આવે છે.

મોક્ષશાસ્ત્ર નિષ્કામ કર્મોને કરવાની સંમતિ આપે છે. મોક્ષશાસ્ત્રનો બોધ મોક્ષાર્થીઓને જ હોય છે. એટલા માટે કે એઓ આસુરી સંકલ્પોને જાણીને એમનો ત્યાગ કરે.

મને આ મળ્યું; હું આ મેળવીશ; એવા રૂપના અનેક પ્રકારના ચિત્તવિકારોથી બાવરા બનેલા, મમતાની જાળમાં ફસાયેલા, અજ્ઞાનરૂપ પડદાથી આચ્છાદિત બુદ્ધિઆત્માવાળા, સત્ અને અસત્‌ના વિવેક વિનાના, નાશ પામેલા આત્માવાળા, એવા અસુરો કે જેમનું સ્વસ્વરૂપ બદલાઈ ગયું છે એવા કામ ભોગોમાં અને વિષયસેવનમાં આસક્તિ રાખી, માનવધર્મ કે આત્મધર્મને વેગળો રાખનાર, રૌ રૌ વિગેરે પ્રકારના નરકમાં પડે છે. હું નથી ધારતો કે કોઈ બુદ્ધિમાન મનુષ્ય ભુંડને જોઈને, વિષ્ટામાં પડેલા કીડાને જોઈને; કે કોઈ પશુના શરીરમાં પડેલા કીડાને જોઈને—પછી શરીર મળે તેવાં કામ કરે. ખરેખર તેઓ તો સારી ગતિ મેળવવા માટે, ઈશ્વરીભાવ આત્મામાં આણવા માટે, આત્મોપાસનાની આ તકને નહિ જ ચૂકે.

વેન જેવા, રાવણ જેવા, હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ જેવા અસુરોની જીવનકથા તેમજ હાલના જમાનાના જડવાદી યુરોપીયન જીવન જેવી કે તેથી પણ ઉતરતી ઈશ્વરને નહિ માનનારી જીવનકથાને વર્ણવવામાંયે શો લાભ? એવાં દોષજનીત વર્ણનોનો વાર્તાલાપ કરવામાં અને સાંભળવામાં આ જમાનાની બાળજનતાને હાનિ થાય છે; તેમનાં અંતઃકરણમાં દુષ્ટ બીજ વવાય તેમ છે; બાળકો આસુરીભાવવાળાં બની જાય તેમ છે. શરીરને આત્મા માનનાર અંગ્રેજોની નાગચૂડમાંથી માંડ તમે છૂટ્યા છો ત્યાં આવા સંસ્કાર બાળકોમાં ન પડે તેજ ઇચ્છાજોગ છે. અસ્તુ.

**વાર્તાલાપ શ્લોક ૧૭ થી ૨૦ સુધીનાઃ—**

પ્રભુપ્રેમીઓ ! અત્રે તમને એક શંકા જરૂર થવાની કે– રાજા વેનને બાદ કરતાં તમે જેને અસુરો કહો છો તે બીજા બધા તો બ્રાહ્મણો હતા અને પોતાના બ્રાહ્મણપણાને માટે–અને તેની વૃદ્ધિના ભાવ વડે શ્રુતિઓ અને સ્મૃતિઓનું અધ્યયન કરતા કરાવતા હતા. એટલું જ નહિ, પણ વેદમાં કહેલાં અનુષ્ઠાનો પણ કરતા હતા, તો તેમને અસુરો કેમ કહેવાય ? વળી આવા વૈદિક કર્મ કરનારાઓ રૌ રૌ નરકમાં શી રીતે જાય ?

આ શંકાનો જવાબ તમે ધીરા થઈને ભગવાન શ્રીકૃષ્ણના ગીતાના કથનોને અંતઃકરણમાં ઉતારીને તમારા આત્મા પાસેથી મેળવી શકો છો અને હું પણ એનો જે જવાબ આપું તે યોગ્ય લાગે તો ગ્રહણ કરજો. સાંભળો, એક શ્રુતિ કહે છે કે ' श्रद्धयाग्निः समिध्यते ' બીજી શ્રુતિ કહે છે કે यो वा एतदक्षरं गार्ग्य विदित्वास्मिंल्लोके जुहोति ' બેઉ શ્રુતિઓનો ભાવાર્થ એ છે કે–' પ્રભુની પ્રસન્નતા માટે, ચિત્તશુદ્ધિ માટે અને દુનિયા પર દેવનો ઉપકાર થવા માટે, શ્રદ્ધા વડે અગ્નિમાં હોમવું ઘટે. ' યાજ્ઞવલ્ક્ય ગાર્ગીને–હે ગાર્ગી ! અક્ષર એવું પરમબ્રહ્મતત્વને નહિ જાણીને અગ્નિમાં હોમ કરનારાઓને મોક્ષનું ફળ મળતું નથી. '

પૂર્વોક્ત અસુરોના વૈદિક કર્મો માત્ર ઐશ્વર્ય, લક્ષ્મી, રાજ્યસત્તા અને વિદ્વત્તા વડે શારીરીક ભોગોની કામનાના અર્થો—પદાર્થો–વસ્તુઓ સંપાદન કરવા માટેના હતા. શીઘ્ર પ્રસન્ન થાય એવા ઇન્દ્રાદિ દેવો પાસેથી આવી વસ્તુઓ મળી શકે છે આ કારણથી અસુરો કર્મને પ્રધાન માનીને, ઈશ્વરને અવગણીને, પોતાનામાં ઇશ્વરીભાવ આણવા માટે નહિ, તેમ ઇશ્વરપ્રાપ્તિ માટે પણ નહિ, પરન્તુ પોતાના શરીર માટેજ આવાં કર્મો કરે છે. ' આત્મા છે ' એવું સ્વપ્નામાં પણ એમની બુદ્ધિમાં આવતું નથી. માટેજ એમને અ=નહિ +સુરો=વિદ્વાન = અસુરો કહેતાં અવિદ્વાન કહેવામાં આવે છે.

પૂર્વોક્ત બે શ્રુતિઓમાં બતાવેલા ભાવથી એટલે એવા લક્ષણવાળી વિધિથી નહિ, પણ એવી વિધિ વિના કરાતા યજ્ઞોથી ઇશ્વર પ્રસન્ન થતા નથી. તે નિયમને ઉલ્લંઘવાથી પણ યજ્ઞ કરનારાઓને અસુરો કહેવામાં આવે છે અને

એથી એને નરકમાં પડવું પડે છે; ઈશ્વર સાથે એમને દુશ્મનાવટ થયેલી માનો, યા ઈશ્વરને અવગણવાના પાપથી દુષીત થયેલા એમને માનો. બેઉ કારણોથી તેઓ નરકમાં જાય છે.

જુઓને મનુને આજ્ઞા થઈ હતી મનુષ્યને પેદા કરવાની, ત્યારે એણે ભગવાન પાસે માંગી માનવીઓએ વસાવવા માટે પૃથ્વિ; જ્યારે હિરણ્યાક્ષે પૃથ્વિ આપવાનો ઈન્કાર કર્યો; રાવણે પણ પૃથ્વિને કબજે કરી લેવાનો યત્ન કર્યો; રાજા વેને પોતાને ઈશ્વર જાહેર કર્યો. આ ત્રણે અસુરો એટલે અજ્ઞાની—બ્રહ્મજ્ઞાનથી અજાણ્યા—અવિદ્વાન—આત્મવિદ્યાના અજાણ્યા હતા. એઓ અને એમના જેવા બીજા પણ એ સમયે હતાજ. અત્યારે પણ જે એવા હોય, કે હવે પછી થાય, તેઓ બધા અસુરો સમજવાના.

જેમને ધન અને માનનો મદ હોય—એટલે પોતાની પાસે ધન હોઈ પોતે મોટો છે; એવો ગર્વ જે પોતાનીજ અનિયતાથી ઉપજેલો છે; એવા, જેમ એક પાગલ પોતાને રાજા માને એવા, જેની મોટાઈનો કે ધનાઢ્યપણાનો સ્વિકાર મહાજનોએ કર્યો નથી એવા, મૂર્ખો, ઉદ્ધત, નમ્રતા અને વિવેક વિનાના, વિધિ વિનાના, ઋત્વિજ વિના–વેદના મંત્રો વિના—અગ્નિમાં હોમ કરનારા આદિ બધા અસુરો સમજવાના.

કુળ અને આચાર પોતાનાં શ્રેષ્ઠ છે; પોતે સર્વશાસ્ત્રનો જ્ઞાતા છે; પોતે ધર્મિષ્ટ છે; પોતે ભય અને લાલચ સમયે સ્વરક્ષણ કરે છે અને સ્વાર્થલાભ માટે ધર્મને નવ ગજના નમસ્કાર કરવામાં પૂર્ણતા માને છે તેમજ પોતે સર્વોત્તમ છે એવું માની લેનારા અહંકારીઓ, અગર અજ્ઞાનીઓ, અસુરો કહેવાય છે. આ અસુરો આવી માન્યતાના બળ વડે, કામ–ક્રોધ વડે, લોભ અને કડવાશ વડે, દુષીત થયેલી બુદ્ધિ વડે, પોતાના દેહમાં રહેલા આત્માનો તેમજ બીજા માનવીઓના દેહોમાં રહેલા આત્માનો દ્વેષ કરે છે. માટેજ તેઓને મૂર્ખો, ઉદ્ધતો, અવિદ્વાનો અને અસુરો કહેવામાં આવ્યા છે. જે કોઈ વસ્તુ, જે કોઈ નામ, જે કોઈ રૂપ–સમસ્ત વિશ્વમાં છે. તે બધાં શરીરથી, રૂપથી, નામથી સર્વ વ્યાપક આત્માને ઢાંકીને રહ્યાં છે, અને એજ આત્મા મનુષ્યના શરીરમાં મનુષ્યનામ ધારી રહ્યો છે, એનું તો શું કહેવું હોય? એ આત્માનો એઓ સ્વિકાર કરતા નથી માટે એમને અસુરો કહેવામાં આવ્યા છે.

આત્મા શરીર વિનાનો, અવયવ કે ઇન્દ્રિયો વિનાનો છે એવું એઓ જાણતા નથી, તેથી આત્માનુ ચૈતન્યપણુ માત્ર, નિત્યપણુ, અકર્તાપણુ, અભોક્તાપણુ એઓ સ્વિકાર કરતા નથી આ કારણે એઓ આવી વાત પણ સાંભળવા ઇચ્છતા નથી અને જ્યા એ વિષેનુ જ્ઞાનજ ન હોય, જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા ન હોય કે કોઇ બળજબરીથી કાઇ સભળાવે તો એક કાને સાંભળી બીજે કાને કાઢી નાખે, તો એમને આત્મા તરફ પ્રેમ થાયજ કેમ? એવા જડવાદીઓનેજ અસુરો કહેવામા આવ્યા છે.

આત્માનુ એકપણુ, પૂર્ણપણુ, અક્રિયપણુ સમજમા નહિ આવતુ હોવાથી એઓ સત્પુરૂષોના ગુણોમા દોષારોપણ કરતા હોવાથી એમને અસુરો કહેવામા આવ્યા છે

"જગતને રચીને ભોગવાને જીવોને અધારા કુવામા ઉતાર્યા છે બ્રહ્મા પોતાની પુત્રી પાછળ દોડનારો, વિષ્ણુ વૃદાને છળનારો, શકર મોહીનિમા ફસાયેલો, રામ રાજનીતિ નહિ જાણનારો અને નિર્દોષ વાલીને મારનારો અને કૃષ્ણ તો બહુ કાળા કામ કરનારો અને બહુ સ્ત્રી ભોગવનારો, અરે આત્મા આત્મા શું કરો છો? તમારા શાસ્ત્રના એ તો ગપગોળા છે, કાઇ નહિ હોય ત્યા આત્માને કોણ બેસાડ્યો બાકી આત્મા હોય તો દેખાય નહિ? આ બધા તમારા ભગવાન? એકને મરાવે અને બીજાને રાજા બનાવે તેવો? અરે, ભગવાન કાંઈ સમદષ્ટિવિનાના હોય?"—આવુ જેના મુખમાથી નીકળે તે બધાને અસુરો કહેવામા આવ્યા છે

સ્વયબોધી–બ્રહ્મનિષ્ઠ પાસેથી પરીપાટી પ્રમાણે શિષ્ય બનીને જ્ઞાન ન મેળવ્યુ હોય એવા, પોતાને ફાવી ગયેલા અવૈદિક સિદ્ધાતને અનુસરી વર્તનારાઓને પણ અસુરો કહેવામા આવે છે 'ભલે સનાતનધર્મમા એમ કહ્યુ છે પણ યુગ બદલાયો છે, આજના હડહડતા કળીયુગમા એમ ચાલતા જતા ન પાલવે'–એવું કહી પોતને ફાવતો સુધારો બતાવનારાઓ પણ અસુરો કહેવાય છે સનાતનધર્મ એટલે વિશ્વરૂપ–નારાયણ–સગુણબ્રહ્મ કહેવામા આવે છે તેમનો ગુણ એટલે ધર્મ અને સનાતન એટલે સદા વિકસીત–જગતના પ્રલય સુધી રહેનારો અને ત્યારપછી પણ નાશ પામનારો નહિ પણ ભગવાન

નારાયણ સાથે નિર્ગુણબ્રહ્મમાં સમાઈ જનારો ધર્મ. એમાં સુધારો કરવાની આવશ્યકતા સમજાવનારા પણ અસુરો કહેવાય છે.

સગુણબ્રહ્મ–વિશ્વરૂપ–નારાયણ ભગવાન સત્સ્વરૂપ છે, જ્ઞાનસ્વરૂપ છે, ન્યાયી છે, સમાનભાવી છે, સમાનદષ્ટા છે, દયાળુ છે, જીવમાત્રના હિતચિંતક છે, પ્રેમસ્વરૂપ છે, અભિમાન રહિત છે, ભક્તોના દુઃખ હરનારા છે, દુષ્ટો પર ક્રોધ કરનારા છે, પ્રાણીમાત્રનુ પોષણ કરનારા છે, જીવોના અપરાધ માફ કરનારા છે, દાતા છે, જીવનના પાલનની ચિંતા કરનારા છે અને જીવોના સ્વભાવ પ્રમાણે અને ગુણકર્મ પ્રમાણે એમના સુખ અને શાંતિ માટે તેમજ પોતાના જેવા થવા માટે, એમનુ વર્ગીકરણ કરીને યત્ન વડે તેમને પોતાના તરફ ખેંચવા સદાયે ચિંતા કરે છે. તો 'હે બુદ્ધિસાગરો! હે કૂપમંડૂકો! આવા ભગવાનના ગુણધર્મને બદલવા તમે યુગને બતાવી તમે પાણીને મથી ઘી કાઢવા માગો છો? એ કળીયુગ અને તેનું હડહડતાપણું કોણે નિર્મ્યું હશે તેનો વિચાર કદી કર્યો છે કે ભગવાનના ગુણધર્મમાં મેખ મારવા નીકળી પડયા છો. તમને અસુરો કહેવાનુ કારણ આ તમારો ખોટો બકવાદ છે અરે, અંતે નરકપ્રાપ્તિ વિના બીજુ કાંઈ ફળ મળશે નહિ, તો નક્કીજ સમજજો'

। ॥ ।

। પ્રભુપ્રેમીઓ! તમે જૂની પ્રજા છો બધા અનુભવ પછી તમારી રહેણીકરણી સનાતનધર્મ પ્રમાણે કરી શકયા છો, તેને ન બદલશો જે પ્રજાના સમાગમમા આવો તે પ્રજા જેવા થવાથી પાછા હટો ગુમાવેલુ પાછુ મેળવવા માટેજ સદા યત્નશીલ રહ્યા કરો તમારા દેશની આબોહવાને અનુકૂળ તમારું જીવન રાખ્યા કરો તમે ગાંધીજીને માનનારા છો અને સ્વામી દયાનંદજીને માનનારા છો તો જુઓ કે બેઉ એમનાજ પોષાકમા રહેતા હતા એક ગૃહસ્થ સંન્યાસી હતા જ્યારે બીજા પાકા સન્યાસી હતા એમની રહેણીકરણીથી એમની માનહાનિયે થઇ નહિ કેએમને કશો અનર્થ પણ ન થયો. તમે એ બેઉ સતોમાથી કોઇનાયે અનુયાયી હશો તો તમે આ સત્ય સમજી શકશો કે તમે બીજાઓને એમના અનુયાયી બનાવવા, અને એમનું કહેવું આચરવા તમે બળ વાપરી માખણને ફેંકી દઈ છાશને વળગી રહો છો, કેળાનો ગર્ભ ફેંકી દઈ છાલ ચાવો છો, તેમ વર્તી રહ્યા છો બાકી તમારા આજના ઢંગ સામે તો નજર કરો! ફેર કયા પડે છે તેતો વિચારો! જુઓ, એકને વાઇસરૉય

સલામ કરતો હતો અને બીજાને પંજાબનો ગવર્નર, સલામો ભરતો. અરે; બધા લોકો તેમને ચાહે. જ્યારે તમારાં આચરણોને લોકો વધાવે તો નહિજ, પણ વખોડે; લોકો ત્રાસી જાય છે, મ્હોડું મચકોડે છે. તમારાં આચરણો અસુરો જેવાં કહી શકાય કે નહિ તેનો ખ્યાલ કરો. ખરીરીતે તો જો તમે એ બેઉ સંતનો અનુયાયી છો તો તમે સ્વયં એમના ઉપદેશોને આચરણમા મૂકો અને તેને ચૂસ્તરીતે પાળો. બાકી કાયીક, વાચીક કે માનસીક રીતો વાપરી કે શારીરીક બળથી કે કાયદાનો દોર હાથમાં લઇ બીજાઓ ઉપર તમારી માન્યતાઓ ઠોકી બેસાડવાના યત્ન ન કરો. સનાતન ધર્મનો ઉચ્છેદ કરવાના માર્ગમાંથી હઠી જાઓ. તમારા મનમાંના એવા સંકલ્પોને ઉખેડી નાખો. ખેર ગમે તે થયું પણ બેઉ મહાત્માઓનું લક્ષ હિંદુસ્થાનની પ્રજાને પરદેશી ધોસરીમાથી, પરદેશી ધર્મની અસરથી અને પરતંત્રની પકડથી તમને મુક્ત કરવાનુ હતુ તે પુરૂં થયું. પણ હવે જેમ શીયાળામા પહેરવાનાં ગરમ ઉનના કપડા ઉનાળામા રાખવાની જરૂર નથી રહેતી, તેમ તમે અત્યારસુધી બ્રીટીશો રૂપી શીયાળાને અનુરૂપ 'સોટા સામે સોટા' ના ન્યાયે પરદેશીઓનો ધર્મ, જડવાદ અને આચરણો રાખ્યા, પણ હવે તો રૂતુ બદલાઇ ગઇ છે. હવે તમે તમારા સનાતન ભારતવર્ષની સનાતન રહેણીકરણી, સનાતનધર્મ અને સનાતન ઇશ્વરવાદ ધારણ કરો. હવે ન આચરણ કરો ટીકા કરવાનું અને ન આચરો નિંદા કરવાનું. હવે આસુરીભાવનાનો ત્યાગ કરી ગીતાગાયક શ્રીકૃષ્ણ પ્રભુના ગીતાના દૈવીસંપત્તિના ગુણો તરફ વળો

**દૃષ્ટાંતઃ**–એક વખતે બ્રહ્માજીને 'एकोऽहं बहु स्याम्'='હું એક છું, બહુ થાઉં' એવી ભાવના પરમબ્રહ્મના સ્વભાવની પ્રેરણાથી થઈ. એ પ્રેરણાથી પોતે સર્વરૂપ થવાની–વિશ્વરૂપ થવાની ભાવના કરતા એમની વિશ્વરચનાનો આરંભ થયો. અચાનક એમના અંતઃકરણમા એવો ભાવ ઉત્પન્ન થયો કે, "આ મારી રચનાને સારીનરસી કહેનાર કોઈ હોય તો તે રચના પ્રમાદ વિના, સાવધાનીથી, ઉત્તમ બનાવવાનું ધ્યેય સચવાય" તરતજ બ્રહ્માએ પોતાનામાથી એક ટીકાકાર ઉત્પન્ન કર્યો. બે હાથ જોડીને ટીકાકારે પોતાનું જે કાર્ય નિર્મીત થયું હોય તે બજાવવાની આજ્ઞા માંગી. બ્રહ્મા બોલ્યા, "વત્સ! હું જે પેદા કરૂં એની તપાસણી તારે કરવી અને તેનો અભિપ્રાય આપવો એ તારૂ કાર્ય છે," ત્યારપછી બ્રહ્માજીએ એક પછી એક વસ્તુ

ઉત્પન્ન કરવા માંડી અને પેલા ટીકાકારને તે તે વસ્તુ બતાવવા લાગ્યા અખત્યાર આપેલા પેલા ટીકાકારે દરેક વસ્તુમાં દોષ બતાવીને પોતાનું જીવન સાર્થક કરવા માંડ્યું.

ટીકાકારની દૃષ્ટિમાં એક પણ વસ્તુ બ્રહ્માની ભૂલ વિનાની અને વસ્તુ દોષ વિનાની દેખાઇજ નહિ તે આ પ્રમાણે કહેતો કે, 'પિતાજી! હાથીને ઉંચું જોતા આવડતું નથી, ઉંટ ઉંચુંજ જોઇ રહે છે, ગધેડામાં નથી ચંચળતા કે નથી બુદ્ધિ અને વાંદરો ચંચળજ છે, જેનાથી ઘડીભર પણ સ્થિર ટકી શકાતું નથી" બ્રહ્માજી આ સાંભળી આભા બની ગયા

છેવટે બ્રહ્માએ પોતાની બધી ચતુરાઇ ખર્ચી નાખીને આખર પ્રયત્ન અજમાવીને મનુષ્ય બનાવ્યો જ્યારે ટીકાકારને મનુષ્ય બતાવ્યો ત્યારે પણ તેને માનવી ભૂલ વિનાનું અને દોષ વિનાનું છે એવી રીતે વખાણવાનું ઠીક ન લાગ્યું. એ બોલ્યા, "પિતાજી! આ માનવીની છાતીમાં એક બારી મુકવી જોઇતી હતી એમ કરવાથી એની સમજમાં બીજાના વિચારો આવી જાત."
બ્રહ્માજી અકળાયા ટીકાકારની ટીકાઓને સહન કરી શક્યા નહિ 'મારા ભોગ લાગ્યા કે મેં તને પેદા કર્યો એકપણ ચીજને વખાણી હોત તોયે મને ટાઢક વળી હોત' એવું બોલીને રોષે ભરાઈ તેને ભગવાન શંકર પાસે લઇ જઇને કહ્યું, 'આને રાખો તમારી પાસે'

આ પ્રમાણે રોષે ભરાયેલા બ્રહ્મા એને મૂકી આવ્યા એ વાત તો ચોક્કસ, અને શંકર-રૂદ્ર પાસે ગયેલો એ ટીકાકાર ભસ્મ પણ થઇ ગયો હોત એ પણ ચોક્કસ હતું, પણ અસુર હોવાથી ભગવાન શંકરને પણ કોઇ પ્રકારે ઠગીને એ બચી ગયો આમ બચ્યો તો ખરો પણ કોણ જાણે કૃપાથી પણ એ અસુરનો વિસ્તાર પણ બહુ વધી ગયો શું બ્રહ્મા અને શંકરને ખબર નહિ હોય કે એમની સૃષ્ટિમાં આ ઠગ અને અસુરનો વિસ્તાર વધીને છૂપીરીતે પ્રજામાં ભળી ગયો છે? કદાચ એમ હશે કે હિંદુઓ પછી બ્રહ્માએ-યાહુદીઓ, બુદ્ધો, જૈનો, ખ્રીસ્તીઓ, બોલ્શેવીકો, ફેસીસ્ટો અને નાઝીઓ રચ્યા હશે એટલે 'પાપો પાપના પાપે જાય' તેમ પેદા કરેલાને નષ્ટ કરવાનું પાપ કોણ લે? શંકરે માન્યું હશે કે 'જો બ્રહ્મા પોતાની અનામત માગે અને તે

પહેલાં તે બળી ભસ્મ થઇ જાય તો હું બીજો ટીકાકાર ક્યાંથી આપી શકીશ?' પરિણામે એને ન માર્યો બ્રહ્માએ કે ન માર્યો શંકરે. બેઉએ જીવતો રહેવા દીધો.

હવે ટીકાકારનો વિસ્તાર વધે તે બધા પણ ટીકાકારોજ હોયને? પરિણામે એક એકની સામે ટીકા કરવા લાગ્યા અને પોતાના પ્રથમ પૂર્વજને આ બધાનું કારણ જાણી બધાએ ભેગા મળી વિચાર કરી એકું જણ મારફત પ્રથમ ટીકાકારનું માથું ઉડાવી દીધું. બ્રહ્મા આ પરિણામ જોઇ ખુશ થયા, હસીને સંતોષ વ્યક્ત કર્યો કે, " ખેર! હવે આ બધા અંદર અંદર માથાં ફોડ્યા કરશે તેમાં શું? મારી સૃષ્ટિનો તો હવે નાશ નહિ થાયને?" બ્રહ્માએ આમ ખુશ થઇ હિંદુઓને સહિષ્ણુતાનો ગુણ આપ્યો. બધા પેલા ટીકાકારના વંશ-વેલા વધતા ચાલ્યા. તેમાં હિંદુઓનો વેશો સહનશીલતાના કારણે બીજા વેલાના ટીકાકારોથી હેરાન થવા લાગ્યો, પણ જવાબ તો આટલોજ આપવા લાગ્યા કે, "तुम बकते रहो। हम सुनते हैं।" બ્રહ્માએ આમ છૂટકારાનો દમ ખેંચ્યો. તે દિવસથી તેમણે આ લોકો તરફ લક્ષ આપવાનું છોડી દીધું. છોડી દેવાનું કારણ પણ બ્રહ્માને સમજાયું કે ટીકાકારને એમણે એવોજ બનાવ્યો હતો કે એને પોતાની ભૂલની કે દોષની ખબર ન પડે અને એ પોતાને સર્વગુણ-સંપન્ન માનો. અસ્તુ.

પ્રભુપ્રેમીઓ! આવા બીજાના ગુણદોષ જોઈ ટીકા કરનારાઓ અને પોતાને સકળગુણસંપન્ન માનનારાઓ અને મનાવનારાઓને પણ અસુરો કહેવામાં આવે છે. ટીકા ત્યારેજ કરી શકાય છે કે જ્યારે બીજામાં ભગવાનને એ ટીકાકાર જોઈ શકતો નથી. એ ભગવાનને જોઈ શકતો નથી તેથી તેની ટીકા કરવાનું કારણ એ છે કે એનામાં નથી દયા, નથી પ્રેમ અને નથી ભગવાનની ભક્તિ. પરિણામે એ ભગવાનની નિંદા કરતો થઈ અસુર બને છે અને અસુર કહેવાય છે.

ભગવાન કૃષ્ણનો એટલે આત્માનો દ્વેષ કરનારા આ અસુરો–ક્રૂરકર્મીઓ, દયા વિનાના, જૂઠા, પ્રપંચી, નાપાક, અનાચારી, અમંગલ આચરણવાળા હોઈ કુદરત પરના રહેંટની ઘટમાળમાં ગોઠવેલાં ડબલાંની જેમ ભરાય છે અને ખાલી

થઇ, પાછા ભરાય, પાછા ખાલી થાય છે અને આ ક્રમ હમેશનો ચાલુજ રહે છે તેમ જન્મમરણની ચક્રમાળમાંથી એઓ છૂટા થતાજ નથી તેમને કદાપિ શાંતિ મળતીજ નથી અને તેઓ કુતરા, બીલાડા, ડુક્કર, સર્પ, વાઘ, વીંછી ઈત્યાદિના શરીરોમા જઇ બીજાઓમા કલેશ ઉત્પન્ન કરી પોતે પણ કલેશના ભોગી બને છે

હવે આ અસુરોની નફફટાઇ નો ખ્યાલ કરો તેમને માટે ગુજરાતીમા કહેવત છે કે '**નફ્ફટને કૂળે બાવળીયો, તો તે કહે કે ભલે મને છાંયડો થયો**' ની માફક આ અસુરો ઉપરોક્ત જન્મમરણની ઘટમાળમા પડ્યા પછી પણ તેમનામા ઈશ્વરીભાવ આવવાને બદલે તેઓ એમ બોલે છે કે, "વહેલા નહિ તો મોડા, પણ હમારોયે મોક્ષ તો થવાનોજ છે ને, તો ભાઈ! તમે વ્હેલો મોક્ષનો દાડો પકડજો, હમે તમારી પછી મોડા આવીશું માળ ઉપર જનારો કોઇ વ્હેલો ચઢી જાય અને કોઈ મોડો ચઢે, એમા શું થઇ ગયું? નકામા ટાયના બધ કરો" એમનુ આ માનવુ પણ ખોટું છે. એમનો આવો આસુરીભાવ, એમને ઉપરથી પછાડી નીચે ગબડાવે છે એઓ ઘાસ–શાક–બાવળ–લીમડા–જળચર–પશુ–કીડા અને પક્ષીઓના શરીરોમા જાય છે અને અનેકવાર એવા શરીરોમા આવજા કર્યાજ કરે છે આમ અધોગતિમાજ ભ્રમણ કરનાર, માટે ભગવાને શ્રુતિમા કહ્યુ છે કે '**म्रीयस्व। जायस्व।**'= 'મરો, જન્મો મરો જન્મો'–તેને સાચી પાડે છે. આમ વેદ વિરૂદ્ધ આચરણ કરવામાથી પાછા નહિ હઠનારા એ અસુરો–કામભોગોની આસક્તિવાળા, અનાચારીઓ, મૂર્ખાઓ–આસુરીયોનિમાજ દરેક વખતે જન્મે છે પ્રભુને પામતા નથી પ્રભુને પામવુ એટલે સ્વસ્વરૂપમા સ્થિત થવુ અને આત્મારૂપે રહેવુ. પ્રભુપ્રાપ્તિ યા આત્મસ્થિતિને પામવાને સાધનરૂપ મનુષ્યદેહને પણ નહિ પામીને પત્થર, ભૂત, પ્રેત યોનિમા જાય છે જ્યાથી કુતરા, ડુક્કર વિગેરે પણ તેઓ થતા નથી

પ્રભુપ્રેમીઓ! આવુ સમજીને બુદ્ધિમાન મનુષ્યો–રાજસ, તામસ, ગુણોથી દૂષીત થયેલા અત કરણવાળાઓ જેવીરીતે પોતાનુ અધ પતન કરે છે તેવી રીતે–પોતાનુ અધ પતન થવા દેતા નથી એ બુદ્ધિમાનો સત્ અને અસત્ના વિવેકવાળા બનીને કરવા લાયક પુરૂષાર્થને સફળ કરવા યત્ન કર્યા કરે છે **યાદ રાખો આસુરીસંપત્તિ બધન માટેજ છે, મોક્ષને માટે નથીજ.**

અહિ એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે 'જે જે અસુરોને ભગવાને માર્યા છે, તેમની હમોએ દુર્ગતિ નહિ પણ સદ્‌ગતિ સાંભળી છે, તો તેનુ કેમ? વળી ઇન્દ્રે વૃત્રાસુરને માર્યો, તે અસુર પણ મોક્ષ પામ્યો, તેનુ કેમ? તો પછી શુ ઇન્દ્ર ભગવાનના કરતા વધી ગયો? ભગવાને મારેલા અસુરોનો મોક્ષ કેમ ન થયો?'

ઉત્તર:-ભગવાનથી મરાયેલા અસુરોનુ મરતા પહેલા પોતાના બળનુ અભિમાન મટી ગયુ હતુ વળી શત્રુતાના કારણે તેઓ ભગવાનનુ ચિંતન કરતા હતા આ કારણે એમણે પ્રભુ પ્રત્યે પૂજ્યભાવ થયો હોવાથી, એમના દોષો બળી ગયા હતા, પણ એમનામા વૃત્રાસુરને મરતી વખતે જે આત્મજ્ઞાન થયુ હતુ, તેવુ આત્મજ્ઞાન થયુ ન હતુ તેથી તેમને મોક્ષ મળ્યો ન હતો, જ્યારે વૃત્રાસુરને તો ઇન્દ્રે માર્યો હતો છતા ઉપના કારણસર તેને મોક્ષ મળ્યો હતો મરણ સમયે પ્રભુને સમીપ દેખે તેની દુર્ગતિ તો નજ થાય, પણ જન્મમરણનો ફેરો મટી જાય અને મોક્ષને પામે

અપ્રમત્ત આખા વિશ્વમા સનાતનધર્મજ હોય છે આ મર્ત્યલોકમા એટલે આપણી દુનિયામા નીચેના સાત અને ઉપરના સાત મળી કુલ ચૌદ લોકોમા સનાતનધર્મ મૂર્તિમંત-'પગ પાતાળમા અને માથુ બ્રહ્મલોકથી પણ પરે-હજારો હાથ હજારો માથા અને સૂર્યચન્દ્ર બે નેત્રોવાળો છે. જે લોકમા જે અંગ એ ધર્મરૂપ સનાતન ભગવાનનુ હોય ત્યા તેવા ગુણવાળા અને તેવાજ સ્વભાવવાળા જીવો હોય છે તેમના શરીરની રચના પણ તેવીજ ત્યાની આબોહવા પ્રમાણેની હોય છે તેથી એક લોકના જીવો બીજા લોકના જીવો કરતા ભિન્નાકૃતિ, ભિન્ન સ્વભાવ અને ભિન્ન ગુણધર્મવાળા હોય છે એમા પણ એકજ લોકમા દેશ અને પ્રાંતવાર ભિન્ન ભિન્ન રચના હોય છે આ પ્રમાણે આપણો લોક (મર્ત્ય), બીજા તેર લોકોથી વિલક્ષણ છે આપણા મર્ત્યલોકમા પણ ખંડ-પ્રાંત-દેશ વિગેરેની આબોહવા અનુસાર આપણ માનવી એમા પણ વિલક્ષણ-ગુણ-આકૃતિ-સ્વભાવ-ભાષા-રહેણીકરણી અને ધર્મ છે, જ્યા એ સનાતન ભગવાનનુ ઉદર છે ત્યા આપણો લોક છે એમા જે નાખ્યુ તે સ્વાહા ઉદરમા 'પેટ કરાવે વેઠ'-આ કહેવત આપણે જાણીએ છીએ એટલે પેટની માફક આપણે લોભીયા બનીએ છીએ અમલોની રહીએ

છીયે, અંતર્લીન બની રહીયે છીયે, દુકાળમાં આપણેજ એનો આહાર છીયે કારણ કે આપણે સમાનગુણી છીયે સનાતનધર્મી સનાતન ભગવાન અનંત છે શેષ પણ એમના હજાર મુખથીયે એમનુ વર્ણન પુરું કરી શકતા નથી, કેમકે તે અપાર સ્વરૂપી છે, જેનુ કારણ એ છે કે તે માયીક છે

તો હવે આપણે બાકીના તેર લોકની વાત છોડી આપણા મર્ત્યલોકના ધર્મ સબંધી વાર્તાલાપ કરવો ઘટે તેમાયે આપણો દેશ-ભરતવર્ષના ધર્મનો વાર્તાલાપ વધુ અગત્યનો છે. એમા વસતા આપણ ભારતવાસીઓને પરાયા દેશ-જેવાકે અરબસ્તાન, ઇરાન, તુર્કસ્તાન, ચીન જાપાન, રશીયા, જર્મની, ઇગ્લાંડ, અમેરિકા-ની પ્રજાના ધર્મો ગ્રહણ કરી, આપણો હિંદુ સનાતનધર્મ ત્યાગવાથી લાભને બદલે હાનિ થાય છે એ લોકોને પણ આપણા દેશમા આવ્યા પછી પોતાની રહેણીકરણી અને ધર્મ છોડવોજ પડે છે દાખલા તરીકે હિંદુસ્થાનમા આવ્યા પછી અહિંનો શિયાળો એમને વધુ પડતો ઠંડો લાગતો નથી, કારણ કે એઓ એવા શીતપ્રદેશમાથી આવ્યા હોય છે કે જ્યા એમને ઘેટાના ચામડાનાજ વસ્ત્રો પહેરવા પડે છે, જ્યારે અહિંનો ઉનાળો તો એમને એવા ગભરાવી મુકે છે કે એઓ બહુજ ઓછા અને બારીક વસ્ત્રો કે જે શરીરના ભાગ કરતા ખુબ પહોળા હોય તેવા પહેરે છે ઘણુંખરૂ તો બને તેટલા મર્યાદા જાળવવા પુરતાજ વસ્ત્રોનો ઉપયોગ તેઓ કરે છે નીકર્સ, પાયજામા, ફ્રૉક્સ, બાય વગરના શર્ટ્સ, લુગીઓ-આ એમનાં પહેરવેશમા મુખ્ય હોય છે આમ દરેક રહેણીકરણી અને કર્મધર્મ તેમજ સાધનભજનની રીતો તેઓએ ફેરવવી પડે છે અને ત્યારેજ તેમને સુખ થાય છે આડંબર અને આગ્રહથી જો કોઈ વળગી રહે તો તેમને નુકશાન થાય છે ભલે ઉપર ઉપરથી આ વાત ન સમજાય, પણ બારીક નિરીક્ષણ કરનારને આ વાત બધી સમજી શકાય તેવી છે

અલબત્ત, આપણા આખા મર્ત્યલોકના આદમીઓમા એક ગુણ સરખો છે અને તે છે 'લોભ' એ તો તમે પ્રત્યેક આદમીમા જોઇ શકશો પરન્તુ તમારે તો છૂટવુ છે આ દુનિયાથી અને તમારે તો છૂટવુ છે તમારા શરીરથી, માટે લોભની અંદર સમાયેલી કામના તમારામાથી કાઢી નાખવા માટે ભજન, સાધન, આરાધનાદિ યત્ન કરવાના છે શાંત-મુક્ત જીવન જીવીને, સંસારબ-

ધર્મયુક્ત થઈને, કાયમ શાંતિ, કાયમ આનંદ અને કાયમ સુખરૂપ એવા સનાતનધર્મરૂપ હજાર માથાં ઇત્યાદિવાળા સગુણરૂપ ભગવાનમાં સમાઈ જવાને યત્ન કરવાનો છે. લોભને ત્યાગ્યા વિના અને કામનાને નષ્ટ કર્યા વિના એ ભગવાનના પદને પમાય નહિ. એ પદને પમાય નહિ તો કૈવલ્યપ્રાપ્તિ થાય નહિ. ભિન્ન ભિન્ન જણાતા માનવીઓમાં રહેલા આત્માનો દ્વેષ, એમનાં આચરણો જોઇને કરવો જોઇએ નહિ; તેમજ તમારે તમારી માન્યતા પ્રમાણે વાળવાને કાયીક, વાચીક કે માનસીક બળ વાપરવાં જોઇએ નહિ.

નિંદા એ એક મોટું દૂષણ છે. બધા મોટા પુરુષો કહી ગયા છે કે 'કોઈની નિંદા કરવી ઘટે નહિ;' પણ અજાણતામાંયે નિંદા થઈ જાય છે. એનું કારણ તમારા અંતઃકરણમાં સહનશક્તિનો અભાવ છે, અને આ અભાવનું કારણ તમારા અંતઃકરણમાં સાચો પ્રેમ નથી, એ છે. 'પ્રેમ નથી' એટલે તમારું સ્વસ્વરૂપ—જે આત્મા છે—તે કામનાના લોભરૂપી પડદાથી ઢંકાઇ ગયું છે. એથી તમારો આત્મા પ્રેમ રૂપી પ્રકાશથી પ્રકાશતો નથી. તો આ પડદો નીવારવો જોઇએ, છેદી કાઢવો જોઇએ, અંધકારનું કારણ દૂર કરવું જોઇએ. આ થાય છે સત્સંગ કરવાથી. સત્સંગ કર્યા વિના—'લોભ ન કરવો; કામના ન કરવી; નિંદા ન કરવી'—આવું બોલવાથી કાંઈ ફળ મળશે નહિ. ઉલટું તમે બીજાપર કાયીક કે વાચીક બળ વાપરો છો એમ સિદ્ધ થશે; પરિણામે તમને અને બીજાઓને અશાંતિ થશે. આને માટે તો રસ્તો એકજ છે; કે 'Example is better than precept' આ કહેવત પ્રમાણે કહ્યાં કર્યાં કરવા કરતાં ચૂપચાપ પોતે આચરવાથી ચિત્તપ્રસન્નતા અને પ્રભુપ્રસન્નતા સંપાદન થાય છે. અપ્રિય થવાતું નથી.

દૃષ્ટાંતઃ—કોઇએક શિષ્ય પોતાના નાના છોકરાને લઈ એક દિવસ સાંજે પોતાના ગુરૂના આશ્રમે ગયો; પ્રણામ કરી બેઠા પછી કોઇ દિવસ નહિ અને, આજે છોકરાને સાથે લાવેલો તેથી ગુરૂએ શિષ્યને પૂછ્યું કે, "હે પુત્ર! આજે તો તું તારા પુત્રને લઇ આવ્યો છે, તો કાંઈ કારણે લાવ્યો છે કે અમસ્તો આજે હઠ કરી, તેથી લાવ્યો છે? વળી એ આટલો બધો ફીકકો કેમ લાગે છે? પેટ પણ કાંઈ ચઢેલું હોય તેવું લાગે છે, તો શું કાંઈ બીમારી તો લાગુ પડી નથીને?" શિષ્યે જવાબ આપ્યો કે, "ગુરૂદેવ! એવી કાંઇ

ખાસ બીમારી તો નથી, પણ વૈદોના કહેવા મુજબે આગળ જતાં બીમારી લાગુ પડે એવી એને એક ટેવ પડી ગઈ છે. આ પેટ જે ચઢી આવેલું છે, તે આજેજ દેખાય છે. એનું કારણ એને ગોળ ખાવાની બહુ ખરાબ ટેવ પડી ગઇ છે. આખો દિવસમાં કાંઇ નહિ તો ચોરીછૂપીથી, રડીકકળીને કે વેચાતો લઇને પણ રોજનો સરેરાશ પાશેર જેટલો ગોળ ખાઇ જતો હશે. એને લઇને એને પેટમાં કરમ થાય છે અને પેટમાં સોજો થઇ આવે છે. પણ વૈદની દવાથી પાછો આરામ થઇ જાય છે, એટલે પાછો ગોળ ખાવા લાગે છે. હમે એને બહુ બહુ કહી થાક્યાં પણ હમારૂં કહ્યું માનતોજ નથી. માટે આજે તો ગુરૂજી ! તમેજ કાંઇ એને બોધ આપો તો સારૂં, કે જેથી એ ગોળ ખાતો બંધ થાય." ગુરૂજી થોડો વખત શાંત રહ્યા અને પછી કહ્યું કે, "ઠીક ભાઇ ! આજે તો તું એને લઇ જા. પંદરેક દિવસ પછી એને પાછું આવું થાય ત્યારે મારી પાસે લઇ આવજે. હું એની ટેવ છોડાવીશ." શિષ્ય પુત્રને લઇને ઘેર ગયો. [illegible]

પંદર વીસ દિવસ પછી પાછું પેલા છોકરાનું પેટ ચઢી આવ્યું ત્યારે તેનો બાપ તેને ગુરૂજીને આશ્રમે લઈ ગયો. ગુરૂજીએ પેલા છોકરાને પાસે બેસાડી રમાડતા હોય તેવા ભાવે કહેવા લાગ્યા, "કેમ દોસ્ત ! તું આજે પાછો આવ્યો કે ? અરમાં આ શું ? હારૂં પેટ તો ગયા વખતના કરતાં બહુ ફૂલી ગયું છે ને શું ? ચાલ મારી સામે જો ! હું જે કહું છું તે આ તારા બાપા અને બીજા બધા માને છે કે નહિ ?" છોકરો બોલ્યો, "મહારાજ ! મારા બાપા તો તમે કહો છો તે બધું હમને ઘરમાં કહી સંભળાવે છે અને પાળે પણ છે." ગુરૂદેવે પૂછ્યું, "ત્યારે હું કહું તે તું પાળે, તો સુખી થાય કે નહિ ?" છોકરાએ જવાબ દીધો, મહારાજ ! કેમ નહિ ? તમે જેમ કહેશો તેમ કરીશ." ગુરૂદેવે આમ વાતમાં ને વાતમાં છોકરાને વચનથી બાંધી ગોળ નહિ ખાવાનું કહ્યું. છોકરો કબુલ થયો. પછી ગુરૂજીએ ખુશ થઇ એને આશ્રમની વાડીમાં મીઠાં ફળ ખાવા અને રમવા મોકલી આપ્યો. ત્યારબાદ એના બાપને કહ્યું, "હે પુત્ર ! તને કદાચ શંકા આવશે કે આની આજે વાત મેં તે દિવસ કરવાની હતી, તો પછી તે દિવસે ન કરી અને આજે કેમ કરી ? તો એનો જવાબ એ છે કે ભાઇ ! હું પણ તારા પુત્રના જેવોજ તે દિવસે ગોળખાઉ હતો, એટલે હું એ દિવસે એને બોધ આપતે તો એને

લાગતે નહિ, પણ આ પંદર દિવસમાં મેં તદ્દન ગોળ ખાવાનો બંધ કરી એનો અનુભવ લઇ લીધો. આ કારણેજ હું એને આજે ઉપદેશી શક્યો બીજું તમારી બાબતમાં મારે કહેવાનું છે તે પણ એજ છે. તમે તમારે ઘરમાં ગોળ ભરો અને ગોળ દાળશાકમાં કે રોટલીવેડમીમાં વાપરો અને છોકરો એ બધું જાણે, પછી એ કેમ કરી ગોળ છોડી શકે? જો તમારે એની પાસે ગોળ છોડાવવો હોય, તો પહેલાં તમે છોડો અને પછી જુઓ કે એ ગોળ છોડે છે કે નહિ?" શિષ્ય નિરૂત્તર રહ્યો. આ ઉપદેશનો મર્મ એની છાતીમાં સચોટ લાગી ગયો અને આખરે આખું કુટુંબ સુખી થયું—અસ્તુ.

**ભુસાઇ જતી સનાતનધર્મની આર્યસંસ્કૃતિને પુનર્જીવીત કરવાને પોતાના આચરણથી આરંભ કરવાની બહુ જરૂર છે.** અમારા એક વડિલ અમે નાના હતા, ત્યારે એક વાત વારેઘડીયે કહેતા હતા, જે સમજવા જેવી હોઇ હું તમને દૃષ્ટાંત રૂપે કહીશ એને માનવું યા ન માનવું એ તમારી મુન્સફી પર છોડું છું.

દૃષ્ટાંતઃ—તેઓ કહેતા કે—"જ્યારથી આ સૃષ્ટિ ઉત્પન્ન થઇ, ત્યારથીજ દેવો અને અસુરો ઉત્પન્ન થયેલા છે. બેઉ વિલક્ષણ અને વિરૂદ્ધ હોઇ એક એકના સુખને જોઇ સાંખી શકતા નહિ. આમ દ્વેષને લીધે સુખમાં વિઘ્નો નાખી, અંતરાયો પાડી, દેવાસુર સંગ્રામ ચાલુજ રહ્યા કરે અને દેવતાઓ જ્યારે હારે ત્યારે વિષ્ણુનો આશ્રય લે. આમ અસુરોને વિષ્ણુ સાથે પણ અદાવત ચાલે.

જ્યારે જ્યારે અસુરોનો ત્રાસ વધે અને તેમના દ્વારા કર્મધર્મનો લોપ થાય, પૃથ્વિ અકળાઇ જાય, દેવતાઓ મુંઝાઇ જાય એટલે બધા ભગવાન વિષ્ણુની સ્તુતિ કરી પ્રસન્ન કરે અને વિષ્ણુ જરૂર પડે ત્યારે તેવાં શરીરો ધારણ કરી ધર્મનું રક્ષણ કરે. અસુરોનું વિષ્ણુ આગળ ચાલે નહિ, એટલે આ અસુરોએ હવે કાંઇક નવો માર્ગ શોધવા માંડ્યો છે.

આ માર્ગ એવો સચોટ શોધ્યો છે કે જેનાથી આખી સનાતનધર્મ સંસ્કૃતિનો સદંતર નાશ થઇ જાય તે એ છે કે—ભગવાનની સ્તુતિ કરી તેમને પ્રસન્ન કરનારાઓ, દેવો—ભક્તો—ધર્મીષ્ટો—બ્રાહ્મણોનાજ છોકરાછોકરીઓ તરીકે તેમણે જન્મ લેવા માંડ્યો છે. બીચારાં માબાપથી પોતાનાં બાળકો ઉપરની

મમતા છૂટે નહિ અને તેથી તેઓ બાળકોને મારી નાખવાની વિષ્ણુને પ્રાર્થના કરી શકે નહિ અને તેનાથી ઉલટુ છોકરાઓના આસુરીકામો જોઈ, કંટાળી, 'હે ભગવાન! હવે તો અમને મોત આપ!' કહી દેવો-ભક્તો-ધર્મિષ્ટોના વર્ગમા ઓછાપણુ થતુ જાય

બ્રાહ્મણનો દીકરો મેટ્રીક ભણ્યો કે પોતાના ભાગ્યમા બ્રાહ્મણ માતા-પિતાને ત્યા જન્મ લેવાનુ મોટામા મોટુ દુ ખ માને, માબાપને ભીખારી સમજે અને પોતાને ગૃહસ્થ માને, ભગતનો દીકરો કૉલેજમા ગયો એટલે ઘેર આવતા બાપના ભજનોને ધતીંગ માને અને ત બુરો કે મ જીરાના અનાજથી તેનુ માથુ દુ ખે ધર્મિષ્ટનો દીકરો સાહેબની સાથે ફરી સવારને બદલે સાજે સ્નાન=Bath લે અને ટેબલ પર બેસી છરીકાંટાથી ખાય અને શુદ્ધ વૈષ્ણવનો દીકરો વિલાયત જઈ બૅરીસ્ટર કે આઇ સી એસ બની ઘેર આવી માબાપને Idiots=મૂર્ખ તરીકે પોતાના મ ડળમા ઓળખાવે

આ બધુ હિ દુસ્થાનમા સવાસો દોઢસો વર્ષો થયા બનતુ આવ્યુ છે આવામાંનાજ કેટલાંક આચાર્યો અને નેતાઓ ધર્મ પ્રશ્નોને પોતાની માફક દોરતી રહ્યા છે અને આમ કડવી તુ બડીના એક બીજમાથી કેટનાયે વેલાઓ ઉગી કડવા તુ બડા થયા છે બધુજ બગડયુ છે સનાતનધર્મમા સુધારો દાખલ કરવાનુ દુર્વીર્ત કર્મ તેઓ કરી રહેલા છે પણ એ બીચારા નથી જાણતા કે એમનો રસ્તો ભૂલભરેલો છે, પાપજનીત છે એમણે સમજવુ જોઇએ કે ભગવાન તેમના આ સુધારાઓ સાખશે નહિ ' અસ્તુ

પ્રભુપ્રેમીઓ! મે અગાઉ કહ્યુ છે અને પાછો કહુ છુ કે આવી વાત માનવી કે ન માનવી તમારી મુન્સફીની વાત છે, પણ મને દેખાય છે કે—"યુરોપના જીવોનો એક મોટો પ્રવાહ એમનાં શરીરો છોડીને એશિયામા આવવા લાગ્યો છે તેમાયે વિશેષે કરીને ઇંગ્લાડ અને જર્મનીના જીવો હિન્દુસ્થાનમા તમારા બાળકો બનીને આવે છે એમની પ્રયાણકાળની ભાવના આરામ, સુખ અને આન દની હોય છે, કારણકે ત્યા કુતરાના જેવુ જીવન જીવી, બાર બાર કલાકની સતત મહેનતના કષ્ટો વેઠ્યા પછી, તેમની આરામની અને સુખની ભૂખ જાગી છે તમને યાદ છે આ વિષે ભગવાન શ્રીકૃષ્ણે ગીતામા ગાયુ છે કે -

यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥ (અ ૮ શ્લો. ૬)

આવા જીવો તમારા બાળકો થાય છે. પેલા તમને પ્રથમ કહ્યા તે તો અસુર મટીને દેવ થવાનાજ નથી, પણ હવે તમે તમારા પોતાના આચરણથી સનાતનધર્મ પાળીને, તમારાં બાળકોમાં તેવા સંસ્કાર પાડીને, વણસેલી બાજી સુધારી શકો તેમ છો, તમારી સંસ્કૃતિનું રક્ષણ કરી શકો તેમ છો જો તમે તમારા બાળકોને સનાતનધર્મનો વારસો આપીને નહિ જાઓ તો એમની હયાતિ હિન્દુસ્થાનમાં પણ જોવા જીવનની થશે અને દેશ ઉજ્જડ થશે સનાતન-ધર્મની પુનઃસ્થાપના કરવામાં તમારી વૃત્તિઓ કેન્દ્રિત કરો છતાં બળથી કામ ન લેશો, કળથી કરશો. કારણ કે હવે તો એ કહેવાતા આસુરભાવી સુધારકોએ 'માબાપનું કહ્યું નહિ કરવાનું, સત્યાગ્રહના નામને કલંકીત કરી એ નામ આગળ મૂકી દુરાગ્રહ કે દુષ્ટ હઠાગ્રહ કરવાનું'' જોરશોરથી કહેવા માંડ્યું છે કારણ કે તેમને સુધારો કરવો છે-પોતાનું ખોઇ, પરદેશી ઘાલીને. સાંભળો, બાળકો સંસ્કારી કેમ થાય તેને માટે, દૃષ્ટાંત

દૃષ્ટાંતઃ-કોઇએક લાખોપતિ વણિક શેઠને તેમની પાછલી અવસ્થાએ એક પુત્ર થયો. મોટી ઉમર, અઢળક દ્રવ્ય અને તેનો ભોગવનારો એકનોએક દીકરો હોય, માબાપે તેને બહુ લાડકોડમાં ઉછેરવા માંડ્યો. જરા મોટો થતાં તે છોકરો તો તદ્દન સ્વતંત્ર મગજનો થઇ ગયો. નીશાળે બીલકુલ જાયજ નહિ, ઘેર માસ્તર ભણાવવા આવે તોયે ભણે નહિ. આખો દિવસ રમતગમત અને ધમ્માચકડી કર્યા કરતો, પણ માબાપ કશું કહે નહિ પરિણામે યુવાન થતાંજ તેને દુર્જનોનો સંગ થવા લાગ્યો અને તેથી કરીને તે દુરાચરણી, શરાબી, કબાબી, જુગારી અને હેવાન થતો ગયો, ધીમેધીમે આ બુરી આદતો પણ વધતી ચાલી

વૃદ્ધ પિતા કોઇ કોઇવાર તો તેને પાસે બેસાડી શિખામણના બે શબ્દો કહે, પણ સાંભળ્યું ન સાંભળ્યું કરી વાત ઉડાવી દઈ પોતાના માર્ગેજ જતો છેવટે બાપનો મરવાનો વખત પાસે આવ્યો। છેલ્લી ઘડીએ દીકરાને બોલાવી તે કહેવા લાગ્યો, "બેટા ! જો હું તો હવે તમને બધાને છોડી ચાલ્યો જવાનો,

પણ મને મનમા એમ થાય છે કે મારી સદ્દગતિ થાય તો સારૂ એ સદ્દગતિ આપવી કે નહિ તે તારા હાથમાં છે જો તુ મારૂ કહેવુ માને અને તેમ વર્તે તો મારી સદ્દગતિ જરૂર થશે માટે બેટા! તુ મને વચન આપ કે હુ કહુ તે પ્રમાણે તુ કરીશ" દીકરાએ જવાબ આપ્યો "બાપાજી! જો મારાથી થાય એવુ કહેશો તો તો હુ જરૂર કરીશ તમને સદ્દગતિ મળે તેમા મને શો વાધો હોય? પણ મારાથી થાય તેવુ કહો"

બાપે બહુ ગભીર સાદે કહ્યુ, "જો દીકરા! મારી આ ચાર વાત તારે પાળવાની છે એક વાત તો એ કે તારે રોજ મીઠુ મીઠુ કરીને ખાવુ, બીજી વાત દર આઠ આઠ દિવસે નવા કપડા પહેરવા, ત્રીજુ દર ૭ મહિને બૈરી કરવી અને ચોથુ રોજ તારે આપણા ગામના નગરશેઠનુ મ્હોઢુ જોઇને ખાવુ બોલ! આ તારાથી બનશે કે નહિ?" દીકરો તો બહુ ખુશી થઇ બોલ્યો, "જરૂર, જરૂર, પિતાજી! આ તો બધુ મારાથી થાય તેવુ છે હુ તો માનતો હતો કે તમે કહેશો કે બધી આદતો છોડી દે, પણ આ તો ઉંધુજ નીકળ્યુ લો, બાપાજી! આ મારી પ્રતિજ્ઞા છે કે તમે કહેલી એ ચારે વાતો હુ જરૂર પાળીશ" બાપને સતોષ થયો, દીકરાને આનદ થયો અને બાપનુ શાતિથી મોત આવ્યુ

પ્રભુપ્રેમીઓ! જેવીરીતે કાઇએક દારૂના નશામા મસ્ત બનેલો દારૂડીયો કોઇ પતિવ્રતા સ્ત્રીને કહે કે 'હુ તને ચાહુ છુ' અને જવાબમા જેવીરીતે તે સ્ત્રી તેને કહે કે 'હા! હુ પણ તમને ચાહુ છુ, પણ . . . ' અને આવા અધુરા રહેના વાક્યને ન સમજતા જેવીરીતે પેલો દારૂડીયો ક્ષણભર ખુશ થાય છે, તેવીરીતે બાપના માર્મિક વચનોને નહિ સમજનારો દીકરો ખુશ થયો તેણે તો બાપને સ્મશાનમા અગ્નિસસ્કાર કરી ઘેર આવી, ગાઠીઓ વેશતાંજ, કસાર બનાવવાનો ઑર્ડર આપી દીધો હાજર રહેનાઓએ તેને બહુ બહુ સમજાવ્યો કે, "ભાઈ! આજે કસાર ન થાય," પણ ચેલો તો હઠ લઈ બેઠો હતો કે "મારી પ્રતિજ્ઞા છે, આજેજ જો મીઠુ ન ખાઉ તો મારા બાપની દુર્ગતિ થાય મારે તો મારા બાપને સદ્ગતિ અપાવવી છે'

આ પ્રમાણે દિવસો જતા તે કુસગમા તો પડેલોજ હતો, તેમા બાપની વાતો પાળવા દર અઠવાડીયે નવા કપડા સીવડાવવા લાગ્યો, અને દરરોજ

નગરશેઠ જાણે નહિ તેવીરીતે તે દુકાને બેઠા હોય ત્યારે તેમનુ મુખ જોઈ લે અને ઘેર આવી જમે આમ બાપની કહેલી ત્રણ વાતો તો પાળવા માંડી અને હજી છ મહિના પુરા થયા નહોતા, તે પહેલા એક દિવસ નગરશેઠને તાવ આવેલો હોઇ દુકાને આવી ન શકાવાથી, પેલા છોકરાએ તેમને ઘેર જવું પડયુ પથારીમા સુતેલા નગરશેઠે તેને જોયો એટલે પાસે બોલાવી બેસાર્યો અને આવવાનુ કારણ પૂછયુ છોકરાએ બધી વાત તેમને કહી અને બાપના વચનો કહી સમજાવ્યા નગરશેઠ બધી વાત સાનમા સમજી ગયા. તે વખતે તો તેમણે પેલા છોકરાને ઘેર મોકલવાની દીધો, પણ મરનાર બાપના વચનોની ગભીરાઇ સમજી છોકરાને સુધારવાનો નિર્ણય કર્યો

બીજે દિવસે નગરશેઠે તે ગામના રાજા પાસે જઇ બધી વાત કરી, છોકરાને સુધારવા બધો કાર્યક્રમ રચાવ્યો અને તે મુજબ રાજાના સીપાઇઓએ પેલો છોકરો જ્યા જુગાર રમતો હતો ત્યાથી પકડી કેદખાનામા નાખ્યો, એનુ ખાવાનુ પણ બધ કરી દીધુ ત્રણ દિવસ પછી જાણે નગરશેઠને તેજ દિવસે ખબર પડી હોય તેમ આવી, પોતાના જામીન આપી, કેદખાનામાથી મુક્ત કરાવ્યો સીપાઇઓ પેલા છોકરાને અને નગરશેઠને રાજા પાસે લઇ ગયા રાજાએ તેને બહુ ઠપકો આપી, ફરી જુગાર રમતા પકડાશે તો ફાસીએ ચઢાવવાની બીક દેખાડી, તેને છોડી મુકયો નગરશેઠ છોકરાને લઇ પોતાને ઘેર ગયા અને ત્યા અગાઉની કરી મુકેલી ગોઠવણ મુજબ તેને સુકા રોટલા અને અથાણુ ખાવા આપ્યુ ત્રણ ત્રણ દિવસનો ભૂખ્યો પેલો છોકરો ભાણામા પીરસેલુ બધુ ઝપાટાબેર ખાઇ ગયો

જમીને ઉઠયા પછી નગરશેઠે પેલા છોકરાને સામે બેસાર્યો અને પૂછયુ, 'કેમ ભાઇ! જમી લીધુ? આજનુ ખાવાનુ કેવુ લાગ્યુ?' છોકરાએ જવાબ દીધો, "બહુ મીઠુ" નગરશેઠે ત્યારપછી તેને સમજ આપવા કહેવા માડયુ કે "જો ભાઈ! તારો બાપ મારો મિત્ર હતો તે બહુ ડાહ્યો હતો મરતી વખતે તેણે જે ચાર પ્રતિજ્ઞાઓ તારી પાસે લેવડાવી હતી તેનો સાર તુ સમજ્યો નહિ, તેથી આજે મારે તને સમજાવવી જોઇએ જો! પહેલા તો તને રોજ '**મીઠુ કરીને**' ખાવાનુ ખાવા કહ્યુ હતુ. પણ મીઠુ ખાવાનુ કહ્યુ ન હતુ ખાવાનુ '**મીઠુ કરીને**' ખાવુ એટલે રુચિ હોય તેટલ સાદુ, હલકુ

ખાવુ ભૂખ ન હોય અને બરફીપેંડા ખાઇયે તે કોઈ મીઠા લાગે? ભૂખ હોય ત્યારે તુ આજે જેવુ જમ્યો તે પણ મીઠુ લાગે કે નહિ? માટે "મીઠુ કરીને" ખાવુ એટને રોજ મિષ્ટાન્ન ખાવા એવો ભાવાર્થ કરવો એ તારી ભૂલ છે તેમ કરવાથી તો બદહજમી થાય, કબજીયાત થાય કે ઝાડા છૂટી જાય અને આયુષ્ય ઓછુ થાય એજ પ્રમાણે બીજી વાત એ છે કે દર આઠ દિવસે 'નવા કપડાં કરી પહેરવાં' એનો અર્થ એમ નથી થતો કે દર અઠવાડીયે કપડા બદલી બદલી નવાજ શીવડાવી પહેરવા પણ 'નવા કરી પહેરવા' એટલે દર આઠ દિવસે પહેરેના કપડાં ધોઈ નવા જેવા બનાવી પહેરવા બાકી જો તુ દર અઠવાડીયે નવાં કપડા સીવડાવીશ, તો તારા બાપની બધી મીલકત તુ કપડામાજ નાંખતા પરવારશે નહિ વળી ત્રીજી વાત પણ તારે સમજવાની જરૂર છે હજી તારા બાપને મરી ગયે છ મહિના પુરા થયા નથી નહિ તો તુ તારી સ્ત્રીને પણ કહાડી મુકી બીજી લાવતે પણ અલ્યા મૂરખ! એ વાતનો તો એવો અર્થ છે કે દર છ મહિને તારે તારી બૈરીને પણ નવા કપડાં આણી આપી એની સાથે નવી સ્ત્રીના જેટલો પ્રેમભર્યો સંસાર ચલાવવાનો છે હવે તારા બાપે જે ચોથી વાત કહી હતી તેમા પણ એણે બહુ સારો વિચાર કર્યો હતો એમ મારે કહેવુ જોઇએ એને પુરી ખાત્રી હતી કે તુ આ ત્રણ કલાની વાતોમા ન સમજતા બળ વાપરશે અને ઉંધે રસ્તે ચડશે એટલે એમણે, હુ એનો ખાસ મિત્ર હોઈ 'મારૂ મ્હોડુ જોઇ' ખાવાનુ કહેલુ હતુ દીકરા! 'મ્હોડુ જોઈ ખવુ' એટને મંદિરમા ભગવાનની ઝાંખી કરી દોડતા ચાલ્યા જવુ, એવો અર્થ થતો નથી, પણ આફતના સમયે મારી સનાહ લઇ કામ કરવુ એવો થાય છે, અને એમ સમજ કે આજે તો તુ ઇશ્વરની કૃપાએ બેઆબરૂ થતો બચી ગયો છે માટે મારી સનાહ એ છે કે હવે તુ સમજી જા અને તારા બાપની વેડફાઇ જતી મીલકતને બચાવી લે અને તારૂ વર્તન સુધારી ગયેલી આબરૂ પાછી મેળવી લે વાણીયાનો છોકરો જેલમા જાય અને બે બદામનો સીપાઇ દોરડા બાંધી અપમાનજનક રીતે બોલે તે તને શોભે કે?

પ્રભુપ્રેમીઓ! નગરશેઠનો ઉપરોક્ત ઉપદેશ સાંભળી પેલા વણીયાના પુત્રની સાન ઠેકાણે આવી અને કળે કરેલુ કામ પાર પડવાથી તે અધમતાના ખાડામા પડેલો છતા ઉગરી ગયો, ભવિષ્યમા અસુર મટી દેવ બન્યો અરથ

તમે જોઈ શક્યા? થોડાં વખતના સત્સંગનું આ પરિણામ હતું. સત્સંગ બહુ બળવાન છે. એક ભક્તકવિ આ સત્સંગનું મહાત્મ્ય આ પ્રમાણે કહે છે.–

"मानवनु सुधरे मन, जो सत्संग मळे।
जाणीने करजो जतन तनना ताप टळे।"

ફક્ત મૂર્ખાઓ આવી વાતો સમજતા નથી વળી માનવદેહની કિંમત તેમને હોતી નથી આ માનવદેહ ફરીફરીને મળે તેમ નથી પ્રભુકૃપાથી મળેના આ દેહનો સદુપયોગ કરવો ઘટે. આદ્યશંકરાચાર્ય પણ આ વાતને નિશ્ચયપૂર્વક કહે છે કે–

'दुर्लभं त्रयमेवैतद्दैवानुग्रह हेतुकम्।
मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुष संश्रय ॥'

અર્થાત્ 'માનવશરીર, મોક્ષ અને મહાત્માઓનો આશ્રય–આ ત્રણે વસ્તુઓ દુર્લભ હોઇ પ્રભુની કૃપા હોય તોજ મળે છે

દ્રષ્ટાંત–કોઇએક ખેડુત હળ વડે પોતાના ખેતરને ખેડતો હતો એટલામા એક મોટા વડના ઝાડના મૂળ આગળ હળની કોશની અણી અથડાઈ આગળ વધતા અટકી પડી પહેલા તો ખેડૂતને સમજણ ન પડી ત્યાસુધી તો બળદને બે ત્રણ પરોણીના ગોદા માર્યા કર્યા પણ જ્યારે બીલકુલ આગળ ન વધ્યા ત્યારે તેણે જમીનમા તપાસ કરવા માંડી તો પાસેપાસે લાગી રહીને છ મોટા પથ્થરો જમીનમાં દટાયેલા જોયા એટલે ધીમેધીમે જમીન ખોદી પથરો કાઢી દૂર ફેંકવા માંડ્યા છેવટે જમીન સાફ થતાજ જ્યા હળ ચલાવવા જાય છે એટલામા પેલી પથ્થરોની નીચેની જમીનમા કાંઈ ચળકતા નાના નાના કાકરાઓ જોયા ખેડૂતે મનમા વિચાર કર્યો કે 'આ પણ પથરા તો ખરાજ ને? એટલી જમીનમા વાવેલું પણ ઉગે નહિ,' એમ એણે થોડા ભેગા કરી બહાર કાઢી પેલા વડની નીચે એનો ઢગલો કરી, ખાડો પૂરી દઈ, જમીન ખેડવા મંડી પડ્યો

ચોમાસુ શરૂ થઈ ગયું અને મેઘરાજાની કૃપા અને ખેડૂતની મહેનતથી જુવારનો પાક બહુ સારો થયો સારા ડુંડાઓથી ભરાઈ લચી પડવા માંડ્યા અને આવી મહામૂલી જુવારનું રખોપું કરવા તેણે ખેતરમાજ વાસ કર્યો.

આમ ચોર તો ફાવી શક્યો નહિ, પણ દૂરદૂરથી આવી લીલી કુંજાર જેવી જુવાર જોઈ પક્ષીઓના ટોળાઓ આવી ડૂંડા પર બેસી જુવારની ઉજાણી કરવા લાગ્યા સ્વાર્થના પાણી પી ઉછરેલો પેલો ખેડૂત આ પક્ષીઓનું કૃત્ય સાંખી શક્યો નહિ એણે માચા પર બેસી ગોફણમાં પથરા લઈ પક્ષીઓને મારવાનો વિચાર કર્યો પણ એવા કાંકરા આવી એતરાઉ જમીનમાં મળે ક્યાંથી? એટલામાં પેલા ચળકતા કાંકરાઓનો કરેલો ઢગ તેને યાદ આવ્યો તરતજ તે વડ પાસે દોડી બધા કાંકરા ભેગા કરી લાવ્યો અને માચા પરથી ગોફણમાં એક એક મૂકી મારવાની શરૂઆત કરી, બે ત્રણ દિવસ તો કાંકરા ચાલ્યા પણ જ્યારે એક જરા મોટો અને બહુ ચળકતો કાંકરો રહ્યો ત્યારે તેને કાંઈક માયા ઉપજી બહુ દિવસથી ઘેર ગયો ન હતો, એટલે પેલા પાચીકા ધોતીયાને છેડે બાંધી ઘેર ગયો અને પોતાની બકરીના ગળામાં તેને દોરાથી બાંધી દીધો.

થોડા દિવસ પછી કોઈએક ઝવેરી એના છોકરા માટે બકરીનું દુધ લેવા પેલા ખેડૂતને ઘેર આવ્યો ત્યારે બકરીને દોહતી વખતે પેલા ઝવેરીએ ગળામાંનો પથ્થર જોયો પોતે સમજી ગયો કે આ ખેડૂતને તેની કિંમત નથી તેતો તેને બહુમૂલ્ય હીરો સમજી ગયો બીચારા અભણ ખેડૂતને સમજાવી સોએક રૂપીયામાં પડાવવા માગણી કરી ખેડૂત અભણ તો હતોજ પણ અબુધ ન હતો તેણે મનમાં વિચાર કર્યો કે 'આ વાણીયો છે કાંઈ સો રૂપીયા મફતના નહિ આપતો હોય જરૂર આ પથરો વધારે કિંમતનો હશે' ઝવેરી પણ પાકો હતો રોજ રોજ આવી થોડા થોડા વધારે રૂપીયા આપવાની લાલચ દેખાડતો ગયો અને રોજ રોજ ખેડૂત ના પાડતો ગયો. એક દિવસ ઝવેરીથી બોલાઈ ગયું કે એ તો હીરો છે, એટલે ખેડૂત મનમાં વિચાર કરવા લાગ્યો કે 'આપણ ગરીબ માણસને ત્યાં આવી ભારે વસ્તુ રાખવી જોઈએ નહિ વળી એને વેચીશ અને થોડા પૈસા મળશે તેથી થોડું વધારે સુખ મળશે પણ એ તો હરામનુંજ કહેવાયને? એ હીરો મેં ક્યાં મહેનત કરી મેળવ્યો હતો? કદાચ હરામનું મળેલું વ્યાજ સાથે હરામમાં ન જાય? તો તો મારું પણ થોડું ઘણું ચાલ્યું જાય માટે ચાલ જીવ, એનો રસ્તો કરવા દે પણ એનો રસ્તો શો હશે? (વિચાર કરી) હા એ હીરો આપ્યો તો ભગવાનેજ, તો પછી ભગવાનનેજ પાછો આપી દઉં, એટલે રોજ ઠાકોરજીના મુગટમાં ચળકતો રહેશે, આપણે મેળવ્યું એ કાંઈ નહિ અને ગુમાવ્યું એ કાંઈ નહિ,'

આ પ્રમાણે વિચાર કરી ખેડને પોતાના ગામના રાધાકૃષ્ણના મંદિરના કારભારીને મળી પેલો હીરો આપી ભગવાનના મુગટમાં જડાવવા વિનંતી કરી કારભારીએ તેમ કર્યું અને પેલો ખેડૂત રોજ હીરાજડિત મુગટ પહેરેલા ભગવાનના દર્શન કરી આનંદ માણતો અસ્તુ

પ્રભુપ્રેમીઓ! આ દૃષ્ટાંત વાંચી વિચારી મનન કરવા જેવું છે, સમજવા જેવું છે પ્રત્યેક જીવ ખેડૂત હોઈ કર્મરૂપી હળથી ખેતી કરે છે આમ સંસારરૂપી ખેતરમાં કર્મરૂપી હળથી ખેતી કરતાં, જીવરૂપી ખેડૂતને પડવિકારો રૂપી પથરાઓ આગળ વધવા દેતા નથી પણ કળાથી અને યુક્તિથી એમને કાઢી દૂર ફેંકી દેતા ઉત્તમ શરીરોરૂપી હીરાનો ઢગ પ્રાપ્ત થાય છે, પણ જ્યાંસુધી કોઇ સદ્‌ગુરૂરૂપ ઝવેરી મળતો નથી, ત્યાંસુધી ઉત્તમશરીરરૂપ હીરાનો પથરા તરીકે ઉપયોગ કરવામાં આવે છે અને તે પણ સ્વાર્થમાં અંધ બની, બીજાઓ ઉપર ફેંકવામાં ઉપટે જ્યારે એ પથરો નહિ, પણ બહુમૂલ્ય હીરો છે એમ સમજાય છે જ્યારે માનવીને માનવદેહની બહુમૂલ્યતા સમજાય છે ત્યારે તે પેલા ખેડૂતની માફક વિચાર કરી, ઇશ્વરપરાયણ બની, માનવદેહને ઇશ્વરાર્પણ કરી, જીવનના સાચા આનંદને માણે છે

પ્રભુપ્રેમીઓ! **માનવજીવનમાં સત્સંગ બહુ અગત્યનો ભાગ ભજવે છે.** એને માટે આપણે આપણા ભારતની ગામડાઓની અસલ પદ્ધતિએ પાછું જવું પડશે તે પદ્ધતિ મુજબ દરેક ગામના મંદિરમાં, અગર મંદિરના અભાવે ચૉરા જેવી જાહેર જગ્યાએ, અમુક સમયે, નરનારીઓએ એકઠા થઇને કોઈ જાણકાર દ્વારા ગીતા ભાગવત કે રામાયણની કથાઓ સાંભળવી જોઇએ એમાયે જો કોઈ બ્રાહ્મણ હોય અને તે આવી કથાઓ, ભગવાનના ગુણગાનો કહી શકતો હોય તો તેના દ્વારા શ્રવણ કરવું જોઇએ આ પદ્ધતિ દ્વારા સત્સંગ થાય છે સત્સંગ એટલે સત્‌નો સંગ સત્ એ પરમાત્માનું નામ છે પરમાત્માનો સંગ કરવો એ ઉપરોક્ત પદ્ધતિ દ્વારા થઈ શકે છે આવા સત્સંગનું ફળ મળ્યા વિના રહેતું જ નથી ભલે અસુરો એવા સત્સંગના સ્થાનમાં ન આવે ભલે તેઓ નીંદાઓ કે નિંદા કરે, પરન્તુ સત્સંગીઓને તો જરૂર ફાયદો થવાનો જ **જીવનને પ્રભુભાવી બનાવવાને મનુષ્યોએ સદ્‌ગુરૂનું શરણું લેવું જોઇએ. સત્સંગ જરૂર કરવોજ જોઇએ.** આ

માનવશરીર પ્રભાવી થવા, શોકમુક્ત બનવા, સંસાર-બંધમુક્ત થવા અને પરોપકાર કરવા માટે માનવીને મળ્યું છે, એનો દુરુપયોગ નજ થવો જોઈએ કામનાનો સદંતર નાશ કરી દેવો જોઈએ

દૃષ્ટાંત—કોઈએક સન્યાસી બહુ પવિત્ર હતા તેમની પવિત્રતા જોઈને દેવો વિચારવા લાગ્યા કે "આપણે આ સંત જેવા ક્યારે થઈ શકીશું?" બહુ બહુ વિચારોના અંતે તેઓ એવા નિશ્ચય પર આવ્યા કે 'આપણે એવા બનવા ભગવાનને પ્રાર્થના કરીએ.' બધાએ ક્ષીરસાગર પર જઈ ભગવાનને વિનંતી કરી પણ ભગવાને તો સાફ ના સુણાવી દીધી—'હું તમને તેના જેવા નહિ બનાવું' દેવતાઓ કફોડી પડયા આખરે તેમને સમજ આપવા એક યુક્તિ કરી કહ્યું, 'દેવો! તમે તે મહાત્મા પાસે જાઓ અને તે જે વરદાન માગે તે તેને આપી મારી પાસે આવજો.

ખુશ થતા દેવો મહાત્મા પાસે આવી તેમને પૂછવા લાગ્યા મહાત્મન્! અમે તમારા ઉપર બહુ પ્રસન્ન થયા છીએ માટે કંઈ વરદાન માગો!" મહાત્માએ કાંઈપણ માગવાની ના પાડી આખરે એક દેવે કહ્યું 'તમારા સ્પર્શથી રોગીનો રોગ મટી જાય, પાપીઓનો ઉદ્ધાર થઈ જાય કુમાર્ગીઓ સન્માર્ગે ચઢે—આવી સિદ્ધિઓ અમે તમને આપી શકીએ છીએ શું "તમને તેની ઈચ્છા નથી?" મહાત્માએ સાફ ના પાડી કહ્યું, ના! જો એ બધું હું મેળવું તો લોકો મને ઈશ્વર માને અને સાચા ઈશ્વરને ભૂલી જાય, માટે એ બધું પ્રભુને કરવા દો ' દેવો નીરાશ થયા છેવટે તેમણે કહ્યું 'મહાત્મન્! શું અમારો ફેરો નિષ્ફળ જાય? તમે નહિ માગો તો જબરજસ્તીથી પણ અમે તમને આપ્યા સિવાય જવાના નથી '

આખરે મહાત્માએ નમતું તોળવું પડયું અને માગ્યું કે 'જો તમારે મને આપવું જ હોય તો એટલું આપો કે મને ખબર પડયા વિના અજાણતાએ મારાથી સત્કર્મો થાય દેવોએ 'તથાસ્તુ' કહ્યું, પણ તેમા યુક્તિ વાપર્યા વિના રહ્યા નહિ તેમણે એવી કરામત કરી કે—મહાત્મા જ્યાંજ્યાં જાય ત્યાં એમની છાયામાં ઉભો રહેનાર ગમે તેવો રોગી હોય પાપી હોય કે દુઃખી હોય અગર જ્યાં વૃક્ષો—વનસ્પતિઓ—જંગલો કે બેબાગો સુકાઈ ગયા હોય તે બધા સારા થઈ જાય દુઃખીઆના દુઃખ દૂર થાય પાપીના પાપ અંજળી

જાય, રોગીના રોગ રામશરણ થાય અને સુકાતું લીલું થાય. પરિણામે જેણે જેણે એ જાણ્યું તેણે બીજાઓને કહ્યું અને આમ લોકોનાં ટોળેટોળાં મહાત્માની ઝુંપડીનો આશરો સેવા લાગ્યાં.

ભગવાનની આ યુક્તિ પોતાને સમજાવવાની હતી, એવું દેવો અંતે સમજી ગયા. તેમને મહાત્મા જેવું થવું હતું પણ તેમના જેટલો ત્યાગ તેઓમાં હતો નહિ; તેટલો ત્યાગ કરવાની હિંમત પણ હતી નહિ. પછી મહાત્મા કેમ થવાય?

**ત્યાગ ત્યાં સત્તા, ત્યાગ ત્યાં શક્તિ, ત્યાગ ત્યાં સુખ, ત્યાગ ત્યાં આશરો, ત્યાગ ત્યાં શોકમુક્તિ, ત્યાગ ત્યાં આનંદ, ત્યાગ ત્યાં અખંડાનંદ, ત્યાગ ત્યાંજ પરમાનંદ—યાદ રાખો ત્યાગ એટલે મોહરહિતપણું.**

પ્રભુપ્રેમીઓ! ભગવાન શ્રીકૃષ્ણનું કથન સત્સંગ કર્યા વિના સમજી શકાય તેવું નથી. તમે પોતેજ વિચારી જુઓ કે જે આસુરીભાવનું વર્ણન કરવામાં આવ્યું છે તે ભાવને આસુરી ભાવ કયા કયા કારણોથી કહેવામાં આવ્યો છે તે. શારીરીક સુખો અને વિષયાનંદોને અનુલક્ષીનેજ એ ભાવને આસુરીભાવ કહેવામાં આવ્યો છે. શંકાજ કર્યા કરવી, શ્રદ્ધાજ ન કરવી અને વિશ્વાસ ન કરવો—એવો જેનો સ્વભાવ છે એવા કુસંગીઓ ઇશ્વરીશક્તિથી અજાણ્યાના મનમાં પણ ન આવે અને જ્યાં છૂટથી બોલી શકે એવા અસુરોજ બોલી શકે કે, સંયમનો બોધ આપનારા અને દૈવાસુરસંપત્તિનો બોધ આપનાર ભગવાન શ્રીકૃષ્ણને તો એક નહિ પણ સોળ હજાર, એકસો ને આઠ બૈરીઓ; દરેકને દશદશ છોકરાછોકરીઓ તેમજ અમરાપુરી કરતાંયે વધુ વૈભવ હતા; તો એમને અને એકપત્નિવ્રત પાળનાર રામચંદ્રજીને એક કક્ષાયે શી રીતે મુકી શકાય? કેટલો બધો ફેરક છે? પરન્તુ એ બીચારા માયાપતિ ભગવાનની દૈવી માયાને સમજતા નથી તથા તેમનાથી બોલાય છે તે બધું મુર્ખાઇથી, અજ્ઞાનથી અને આસુરીભાવથીજ બોલાય છે. તેઓ જાણતા નથી કે संशयात्मा विनश्यति।

આવા બિભત્સ બુદ્ધિવાળા કુત્સીત વિચારોવાળા અને વ્યભિચારમસ્ત માનવીઓજ! 'ઝાણનો કીડો ઝાણમાંજ રાચે'—કહેવત પ્રમાણે ઉપરોક્ત પ્રશ્નો

જેવા પ્રશ્નો કરે. પણ ગીતાના અભ્યાસીઓ, મુમુક્ષુઓએ તો જાણવું જોઈએ કે આ તો મોક્ષશાસ્ત્ર છે અને આપણે મોક્ષશાસ્ત્રનોજ વાર્તાલાપ કરી રહ્યા છીએ. આ મોક્ષશાસ્ત્ર માનવી મુમુક્ષુઓને સિંહગર્જનાથી સંબોધી રહ્યું છે —'તૃષ્ણાનો ત્યાગ કરવાનું, શરીર આત્મા નહિ હોવાનું અને મમત્વનો ત્યાગ કરવાનું'—આ હરગીઝ યાદ રાખવાનું છે.

**દૃષ્ટાંતઃ**—કોઈ એક મહાત્મા ભ્રમણ કરતા કરતા કોઈ એક શહેરમાં આવી ચઢ્યા અને ત્યાંના શિવાલયમાં વાસ કર્યો. પરોપકાર એજ જેનો ખોરાક છે એવા તે મહાત્માને મંદિરે દર્શન કરવા આવનાર જનતાએ જોઈ તેમનો સત્કાર કર્યો અને કાંઈક ભગવાનની કથારૂપી અમૃત તેમનામાં સીંચવા પ્રાર્થના કરી. મહાત્માએ હા પાડી અને દરરોજ મુકરર સમયે ગીતાનો ઉપદેશ મીઠી વાણીથી, દૃષ્ટાંતો આપી, સમજાવવા લાગ્યા. જનતાને તેમની કથા બહુ ગમી ગઈ અને મહાત્માની મીઠી વાણીની સુવાસ ચોમેર ફેલાઈ જતાં છેક તે શહેરના રાજાને કાને વાત પહોંચી. પ્રભુપ્રેમી રાજા પણ કથા સાંભળવા શિવાલયમાં પહોંચી ગયો, અને મહાત્માની મીઠી વાણીમાં મુગ્ધ થયો. પોતાના મહેલ પાસે બગીચા સાથેનો બીજો એક મહેલ ખાલી હતો. આ ખાલી મહેલમાં આવી રહેવા રાજાએ મહાત્માને બહુ વિનંતી કરી, એટલે મહાત્માએ પોતાનો મુકામ શિવાલયમાંથી ઉઠાવી રાજમહાલયમાં કર્યો અને ત્યાં રોજની કથા કહેવી શરૂ કરી.

રાજાએ સેવકો દ્વારા પેલા મહાત્માની પોતાને મળે તેવી ઉચ્ચ પ્રકારની સરભરા કરાવવા માંડી. ધીમેધીમે પરિચય વધતાં રાજા અને મહાત્મા સાંજ પડતાં માઈલોનામાઈલ ફરવા જવા લાગ્યા. એક દિવસ આમ ફરવા નીકળેલા હતા, ત્યારે રાજાએ સહજ પ્રશ્ન ઉપાડ્યો કે, "મહારાજ! હવે આપનામાં અને મારામાં ફેર શો રહ્યો? જે વૈભવ હું માણી રહ્યો છું, તેજ વૈભવ આપ માણી રહ્યા છો; જેવી મારી દિનચર્યા છે, તેવીજ આપની પણ છે; હવે આપ પણ રાજા ખરા કે નહિ?" મહાત્માએ જવાબ ન આપ્યો. રાજાને આજે વધુ આગળ ફરવા જવાનું કહ્યું અને આમ ચાલતાં ચાલતાં રાજાના રાજ્યનો સીમાડો આવી પહોંચ્યો. રાત્રિ પડી ચૂકી હતી અને વાળુ કરવાની વેળા પણ વહી જતી હતી. મહાત્માજી તો ચાલ્યાજ કરતા હતા, પણ રાજા તો

સીમાડાએ આટલી પડયો મહાત્માએ રાજાસામું જોયું એટલે રાજા બોલ્યો, 'મહારાજ! અત્યારે રાત્રિ બહુ પડી ગઇ છે જો કે ચાલતા તો હું થાકયો નથી, પણ હવે પછી બીજા રાજાના રાજની સીમા શરૂ થાય છે, એટલે મારાથી તેમની પરવાનગી સિવાય તેમના રાજમાં નહિં જઇ શકાય વળી ઘેર મારી રાણીઓ અને બધા ફીકર કરતા હશે, માટે હવે આપણે પાછા ફરીયે તો સારૂં"

મહાત્માશ્રીએ જવાબ આપ્યો, "જુઓ રાજન્! તમારા પ્રશ્નનો જવાબ અહિંયાંજ મળી ગયો તમારામા અને મારામા આટલો ફેર હમારે તો 'सबही भूमि गोपालकी' છે કોઇની રજાયે લેવાની નહિ, કોઇની ફીકર પણ કરવાની નહિ અને કોઇ વસ્તુ પરિગ્ર નહિ તુ ખાબોચીયાનો રાજા અને હું તો સાગર સમા આ આખા જગતનો રાજા કેમ ફેર ખરો કે નહિ?" રાજા શરમાઈ ગયો મહાત્માને દંડવત્ કર્યા અને પાછા ફરવા વિનંતી પણ તેઓ તો પાછા ન ફરતાં ત્યાંથીજ આગળ પ્રયાણ કરી ગયા અસ્તુ

પ્રભુપ્રેમીઓ! આસુરીભાવ સત્સંગથી મટી જાય છે એવા મારા કથનની પુષ્ટિ માટે પૂર્વોક્ત ચાર દૃષ્ટાંતો તમને કહ્યા અગાઉ તમને કહેલું હતું કે દૈવી અને આસુર–એ બેઉ સંપત્તિઓ એક પ્રકૃતિમાંથી બને છે એ એકજ પ્રકૃતિ વિદ્યા અવિદ્યા બને છે અને એ એકજ પ્રકૃતિ માયા અને પુરૂષ બને છે એવું પંદરમા અધ્યાયમાંથી તમને જાણવાનુ મળ્યુ છે નિરાકાર ભગવાન પોતેજ સાકાર બને છે જેમ પાણી બરફ થાય છે તેમ એજ કારણથી એમનો સ્વભાવ એનુ બીજું નામજ પ્રકૃતિ છે આ એકજ પ્રકૃતિ દૈવી પણ થાય છે અને આસુરી પણ થાય છે એ પ્રકૃતિ સૂક્ષ્મમે હોય છે, અને સ્થુલ પણ હોય છે જેમ એક ચપ્પુ કટાઇ ગયા પછી શાક સમારવામા કામ આવતુ નથી, પણ સરાણે ચઢાવ્યા પછી કામમા આવે છે, તેમ મોક્ષાર્થીને આસુરી ભાવવાળુ શરીર નકામું હોય છે, જેને સત્સંગરૂપી સરાણ પર ચઢાવ્યા પછી દૈવીભાવવાળુ બનતા તેને ગમે છે શરીરને સત્સંગ વડે દૈવીભાવવાળુ બનાવવાની ખાસ જરૂર છે કારણકે એવા શરીરથીજ મોક્ષપ્રાપ્તિના સાધનો થઈ શકે છે મોક્ષાર્થીએ આત્માના ધર્મમાં સ્થિત થવાને પરમપુરૂષાર્થની સિદ્ધિ માટે કેવુ બનવુ જોઇએ, શું જાણવુ જોઇએ અને શું ત્યાગવુ જોઇએ તે અવશ્ય જાણવુ ઘટે છે

વાર્તાલાપ શ્લોક ૨૧ થી ૨૪ સુધીનાઃ—

આત્માનું હનન કરનારાં, આત્માને ઢાંકી દઇને નહિ પ્રકાશવા દેનારાં અને માનવીને નરકમાં લઇ જનારાં—આવાં ત્રણ દ્વારો યાને માર્ગો છે. એમનાં નામો—કામ, ક્રોધ અને લોભ છે. આસુરીસંપત્તિના આ ત્રણ ગુણો, જીવને ચોર્યાશી લાખ શરીરોમાં અવટાબ્યાજ કરે છે, જ્યારે ઉત્તમ એવું માનવશરીર, જે પ્રભુકૃપાએ મળ્યું છે, તેને તે માર્ગે ન ચલાવતાં દૈવીસંપત્તિવાળું બનાવવું યોગ્ય છે. છતાં પ્રમાદ વડે આસુરીભાવના કારણે જો એ દૈવીભાવવાળું નથી બનતું તો આયુષ્યને અંતે એવા આસુરીભાવીઓ ઉપરોક્ત ત્રણ—કામ, ક્રોધ, લોભના માર્ગે ચડેલા હોય તેમને અનિશય દુઃખરૂપ એવા નરકમાં જવું પડે છે. નરકને નરી કલ્પના ન સમજશો. એ નરક 'પુરાણીઓનાં ટાઢા પહોરનાં ગપ્પાં' ન માનશો. કુતરા, ડુક્કર કે બીલાડાનું શરીર મળવું એ પણ નરક છે અને આંધળાં—લુલાં કે લંગડા—એવા કોઇપણ શરીરનું મળવું એ પણ નરક છે. શ્રેષ્ઠ શરીર એ મનુષ્યનું છે. આ શરીરમાં બુદ્ધિ—વધારે છે, જ્યારે બીજાં શરીરોમાં બુદ્ધિ હોતીજ નથી. આવાં બુદ્ધિયુક્ત શરીરનો દુરુપયોગ કર્યાથીજ જીવને બીજાં શરીરોમાં ભટકવું પડે છે અને આવું આવાગમન એ બુદ્ધિમાન મનુષ્યને માટે નરકગમન ગણાય છે અને જો કે આ વાત તો અંતિમ વિચારોની ગણાય, છતાં નરકનાં બીજાં દ્વારો અને નરકનાં દુઃખો ભોગવવાંનાં બીજાં ખાસ સ્થાનો પણ છે. માટે જે જે માર્ગ યા દ્વાર નરક તરફ માનવીને હડસેલતું હોય તે તે માર્ગ ત્યજવામાંજ તેની ભલાઇ રહેલી છે.

કામને ચાંડાલ, ક્રોધને કાળો સર્પ અને લોભને વિષ્ટા—માનવાં ઘટે, જેમ તાડ પર ચડેલો માનવી ઉપરથી પડતાં તેનું અધઃપતન હાનિકારક થઇ જાય છે, તેમ માંડ મળેલા મનુષ્યશરીરમાંથી કુક્કર, સર્પાદિ યોનિમાં પડવું એ પૂરેપૂરૂં અધઃપતનજ સમજી લેવું ઘટે. પહેલાંના શરીરનું હનન થાય છે, જ્યારે બીજાનાં આત્માનું હનન થયેલું માનવું ઘટે.

પ્રશ્નઃ—'માની લ્યો કે કામ—ક્રોધ—લોભ વડે માનવીને મનુષ્યશરીર છોડયા પછી ઉતરે ઉતરતી કોટીના શરીરોમાં જવાનું થાય છે તેને દુઃખરૂપ એટલે નરકગમન તમે કહો છો. ભલે તેમ થયું તો તેમાં નુકસાન શું થયું ?'' —કોઇ બુદ્ધિસાગરો આવો પ્રશ્ન પૂછે છે, તો તેનો ઉત્તર એ છે કે ''નુકસાન

બહુ મોટું છે,' જુઓ ! અનેક જન્મોમાં જે અધિકાધીક પુણ્યો કર્યાં હોય તેનું ફળ મોક્ષપ્રાપ્તિ માટેની લાયકાત સંપાદન કરવાની સંમતિરૂપ–મનુષ્યપણું, બ્રાહ્મણપણું, વેદપારંગતપણું અને વિવેકપણું આવ્યું હોય અને મનુષ્ય મોક્ષમાર્ગ પર ચઢી ચૂકયો હોય, તેનું અત્યારસુધીનું કરેલું પુરૂષાર્થ ઉપર કહેનારા ત્રણ–કામ ક્રોધ, લોભ–નષ્ટ કરી નાખે છે એવા જીવને નરકમાં પાડીને કુતરા–ડુક્કરો વિગેરે શરીરોમાં પ્રવેશાવીને એના જ્ઞાનનું સત્યાનાશ વાળે છે અને એ શરીરોમાં ગયા પછી ધર્માધર્મ, કર્તવ્યાકર્તવ્ય, અર્થાનર્થ, બંધમોક્ષ, આદિ વિવેકજ્ઞાનનો નાશ થાય છે સારૂંનરસું પારખવાની શક્તિ–બુદ્ધિજ ન હોય તો એમજ થાયને ? જે કોઈ મનુષ્ય કામથી આકુલ થાય છે, ક્રોધાન્વીત બને છે કે લોભમાં લપટાયલો હોય છે, એનામાં ધર્માધર્મ વિગેરેનું વિજ્ઞાન કેમ સંભવે ? અરે આવા અભાવથી તેના આત્માનું હનન થાય છે જે કોઈ મોક્ષના માર્ગે ચઢી ચૂકયો છે તે માનવી જો એ ત્રણ–કામ ક્રોધ, લોભને સદંતર ત્યાગી શકતું નથી તો બીજા કરતા એનું અધઃપતન બહુ વહેલું થાય છે

હવે તમારો પ્રશ્ન 'નુકસાન શું થયું ?'–ને એક ઉપમા આપી સમજાવીશ ધારોકે કોઈએ- પવિત્ર માતાપિતાને ત્યાં એક પુત્રનો જન્મ થયો છે જન્મથીજ બાળકને દેશપ્રેમી, દેશસેવા અને દેશહિતના સંસ્કાર માતાએ પાયા છે એટલે મોક્ષાર્થીનું ધ્યેય જેમ મોક્ષ હોય છે, તેમ આવા રાષ્ટ્રાભિમાનીને રાષ્ટ્રસાતંત્ર્ય, રાષ્ટ્રોન્નતિ અને રાષ્ટ્રજાગ્રતિ એ મોક્ષ સમાન હોય છે હવે તે બાળક મોટો જુવાન બને છે અંગ્રેજોની નાગચૂડ અને ઉદરનીતિમાં ફસાયલા હિંદની નાડ પારખી, તેને રોગમુક્ત કરવા અને પોતાના ધ્યેયને પામવા સર્વસ્વત્યાગ, જેલગમન અને એવી અનેક યાતનાઓ તેને વહોરવી પડે છે અને આ બધું તે હસતા મુખે વધાવી લે છે પહેલા પોતાના ગામનો, પછી જીલ્લાનો અને પછી પ્રાંતનો–એમ દેશનેતા બનતા બનતા તેની ઉત્તરોત્તર પ્રગતિ થતી જાય છે પણ યાદ રાખો આ નેતા કહેવાના કે બનવાનો કે સમજવાનો નેતા નથી બનતો, પણ સાચો નેતા બને છે અંતમાં હિંદ સ્વતંત્ર થતા એ તેનો પ્રમુખ બને છે જેમ મોક્ષાર્થી મોક્ષ પ્રાપ્ત કરે તેમ પણ આ નેતાગીરી પ્રાપ્ત કરવાની એના મનમાં જરાયે કામના હોતી નથી

જો એવો બીજો કોઈ નેતા પ્રમુખ થવાની કામના રાખતો હોત તો કામ–રૂપી કેપ્ટન, પોતાના ક્રોધ–રૂપી કર્નલ અને લોભ–રૂપી લેફટેનન્ટ

સાથે પોતાના યોદ્ધાઓ સાથે આવી, તેના પર કાબુ જમાવી લેત અને પરિણામે એ નેતાને દુનિયાભરમા પ્રતિષ્ઠા જમાવવાની કામના જાગી હોત વળી સાથે સાથે પોતાના મતવ્યો બીજા ઉપર ઠોકી બેસાડવાના પ્રયત્નો કરી, તેમ ન વર્તનાર પર ક્રોધથી તેનુ બુરૂં કરવાના પેંતરા ભર્યા હોત અને આ બધાને સ્થાયિત્વ આપવા ન્યુયોર્ક, લંડન, પેરીસ, બર્લીન, ઇટલી અને હિંદુસ્થાનના મોટા શહેરોમા પોતાના નામની મોટી મીલ્કતો વસાવવાના કાવાદાવા શરૂ કર્યા હોત ટુકામા આસુરીભાવનો આશ્રય લઈ તેણે તાડના ઝાડ પર ચડવા જેવુ કર્યું હોત

પરન્તુ હિંદની પ્રજાની આખ ઉઘડતાં, એના કાવાદાવા જાણમા આવતા, એ પ્રમુખને પકડી પદભ્રષ્ટ કરતા જેલમાં મોકલે છે કે દેશપાર કરે છે તે જેમ તાડ પરથી પડતા માનવીને જેમ આખા શરીરને હાનિ થાય છે, તેમ આ કામ–ક્રોધ અને લોભને વશ થયેલા નેતાની પ્રતિષ્ઠાની હાનિ થાય છે તે કયા રખડે છે અને કયા અને કયારે મરી જાય છે તેની કોઇને ખબર પડતી નથી

તો, ઓ પ્રશ્નકર્તાઓ! ઓ બુદ્ધિસાગરો! આ ઉપમામા આપેલા નેતાને નુકસાન થયુ કે નહિ? એજ પ્રમાણે માનવીને મનુષ્યશરીરમાથી ઇતર શરીરમા જવાનુ અધઃપતન નુકસાનકર્તા ખરૂં કે નહિ?

દૃષ્ટાંત.–સુમાલી નામના એક દૈત્યને કૈકશી નામની એકની એક પુત્રી હતી તે દૈત્યને એવી ઇચ્છા થઈ કે પોતાની પુત્રીને–'ભગવાન શંકરના ભંડારી અને પુલસ્ત્ય મુનિના પુત્ર વિશ્રવાનો પુત્ર કુબેર, જે એક કરોડ યક્ષોનો અધિપતિ હતો અને જેનો પુણ્યલોક પ્રજાના પતિનો વૈભવ ઇન્દ્રથી પણ અધિક હતો, તેના જેવો–પુત્ર થાય' આવો પુત્ર ઉત્પન્ન કરાવવા પોતાની પુત્રીને માટે યોગ્ય જમાઇ શોધવા, સુમાલી કૈકશીને લઇ, બ્રાહ્મણના વેશે ચારે દિશાઓમાં ફરવા લાગ્યો આખરે શોધતા શોધતા કોઈ પુરૂષ એવો ન મળી આવ્યો, ત્યારે ફરતો ફરતો એ કુબેરના પિતા વિશ્રવાનોજ આશ્રમ પર આવી ચઢયો તે વેળા સાંજનો સમય હતો અને વિશ્રવા સાયંસંધ્યા અને હોમ કરવાના કાર્યમા મશગુલ હતા, સુમાલીએ તેજ વખતે કૈકશીને વિશ્રવાને વરવાની આજ્ઞા કરી કૈકશી આશ્રમમા ગઇ અને સંધ્યાસમયના હોમકર્મ

કરતા એ મુનિની સામે ઉભી રહી, નીચું જોતી કામાતૂર બનેલી જમીન ખોતરવા લાગી. થોડા નિદ્રત્ત થયેલા વિશ્વશ્રવાની નજર કૈકશી પર પડી, એટલે તેમણે પૂછ્યું, 'તુ અહિં કેમ આવી છું?' કૈકશીએ પોતાનો મનોભાવ જણાવી તેણીને વરવાની અને કુબેર જેવો પુત્ર આપવાની પ્રાર્થના કરી. સમય સાજનો હતો, જે સમયે પ્રજોત્પત્તિની ક્રિયા અનર્થકારી હોય છે અને દીતિને કશ્યપે આ વાત સમજાવવા છતા, જેમ કશ્યપ વડે તેણીને બે પુત્રો થયા પણ રાક્ષસ –હિરણ્યાક્ષ અને હિરણ્યકશીપુ–થયા હતા, તે વાત વિશ્વશ્રવાએ કૈકશીને સમજાવી, પણ કામાતુર કૈકશીએ માન્યું નહિ યાચક સ્ત્રીની યાચનાનો પુરુષે અસ્વિકાર ન જ કરવો જોઇએ–એ નીતિને અનુસરીને વિશ્વશ્રવાને કૈકશી સાથે લગ્ન કર્યા વિના ચાલ્યું નહિ પરિણામે આસુરીભાવમાં આવ્યું. કૈકશી વિશ્વશ્રવા સાથે રહી અને તેણીનો પિતા સુમાલી પોતાનો મનોરથ સફળ થવાની આશા સેવતો પોતાના સ્થાને ચાલ્યો ગયો. કૈકશીને પ્રથમ પુત્ર થયો તે રાવણ, પછી પુત્રી સર્પણખા અને પછી થયો કુંભકર્ણ. આમ માતામાથી ઉતરી આવેલા ગુણથી ત્રણે પ્રજા દૈત્ય થઇ, છતા કૈકશી અભક્તા ન હતી. આ ત્રણે પ્રજાને જોઈ અસંતુષ્ટ થઇ, એક ધર્મીષ્ટ પુત્ર મેળવવા તેણીએ સાત્વિકતાનુ સેવન કર્યું અને નીતિમાર્ગને અખત્યાર કર્યો પરિણામે દૈવીસંપત્તિવાળો બળવાન અને પ્રભુભક્ત એવો વિભીષણ નામે પુત્ર પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઈ જો કે એનું શરીર તો રાક્ષસ કુળનુ હતું પણ પ્રહ્લાદના જેવો તે સાચો, નિર્ભય અને સત્યવક્તા સહૃદ હતો કરોડો રાક્ષસોની લંકાની ધરતીપર રાજ્ય ચલાવનાર રાક્ષસ રાજા રાવણ અને એની આખી સભામાં અધર્મનેજ ધર્મ માનનારા બધા રાજસભાસદો વચ્ચે, એક વિભીષણજ પરમ વૈષ્ણવનું જીવન ગુજારતો હતો એણે ભરી સભામા રાવણને નમ્રતા અને વિવેકથી કહ્યું, "પૂજ્ય મોટાભાઇ! રામને સામાન્ય માનવી ન સમજો. મનુષ્ય તરીકે પણ એ મહાન ધીરવીર પુરૂષ છે ધર્મ અને નીતિને જાણનારાઓમા એ મહાત્મા મનાય છે. યુદ્ધમા એ અજેય છે, તમારાથી વિશેષ બળવાન એવા વાલીને તથા ખર, દૂષણ અને તાડકાને એમણે એકેકજ બાણથી માર્યા છે. સર્વજ્ઞતામાં અને ત્યાગમા તો એ ખુદ પોતે પરમાત્મા છે. એમની સ્ત્રીનું હરણ કરી તમે મહાન પાપ કર્યું છે. હજી મોડું થયુ નથી. સીતાને પાછી સોંપી, તમારા અપરાધની માફી માંગો અને એ પરમેશ્વરને શરણે જઇ રાક્ષસકુળનું રક્ષણ કરો"

રાવણના એ સમયમાં આવો સ્પષ્ટવક્તા કોઇ ન હતો; બલ્કે બધા હાજીહા કરનારા ખુશામતીયા હતા રાવણે તેનું લાત મારી અપમાન કર્યું વિભીષણને લંકામા રહેવાનું ઠીક ન લાગ્યુ અને છેવટે આકાશમાર્ગે જતાજતા પણ રાવણને શીખામણના શબ્દો કહી, પોતાના મંત્રીઓ સહિત રામનો સમુદ્રકિનારે પડાવ હતો ત્યાં જઈ શરણે પડયો. રામે અભય વચન આપી, ત્યાંજ તેને લંકાના રાજા તરીકે તીલક કરી આશ્વાસન આપ્યું અને રાવણને મારવાની પ્રતિજ્ઞા કરી પછી શું થયું તે કોઇથી અજાણ્યુ નથી

પ્રભુપ્રેમીઓ! દૈવીસ પત્તિવાળો મનુષ્ય સુખી થાય છેજ, એમ વિભીષણના જીવનથી તમારે શ્રદ્ધા કરવી ઘટે, વિશ્વાસ કરવો ઘટે ભક્તિ વડેજ દૈવીસ પત્તિને જીવ ટકાવી શકે છે અને ભક્તિવડેજ જીવ દૈવીસપત્તિવાળો બની શકે છે.

સૂર્પણખા પોતાના પતિને પતિવ્રતાધર્માનુસાર નહિ પૂજવાથી વિધવા થઇ હતી તેણી બહુ કામી હતી આખરે એણે ભગવાન રામચન્દ્રજીના ઉપર મોહીત થઈ એમને ભોગવવાની ઇચ્છા કરી, પણ મર્યાદાપુરૂષોત્તમ ભગવાન સંસારની મર્યાદા બાંધવાને બદલે કેમ તોડે? એક પતિવ્રતના અચળ ટેકી ચલાયમાન કેમ થાય? વ્યભિચાર કેમ કરે? આખરે બહુ સમજાવ્યા છતા ન સમજી-અને સીતાને મારી નાખવાને હલ્લો કરવા લાગી, ત્યારે ભગવાને એને દંડ કર્યો એના નાકકાન કાપવાનો અને બોધ આપ્યો, વૈધવ્યમા સંયમ પાળવાનો. અંતે ભગવાન પર એનો પ્રેમ થયો અને એ પ્રેમને અંતરનો જાણી કૃષ્ણાવતારમા કુબ્જા થયેલી તેણીને કૃષ્ણ બનીને, કામણગારી કરીને, એના મનોરથ પૂરા કર્યા રાક્ષસોના ડરથી એ ગુપ્તરીતે ભગવાનને ભજતી હતી, જેથી તેણીના આસુરીભાવોને નષ્ટ થવાની જરૂર માત્ર શ્રીકૃષ્ણના સ્પર્શની હતી

જ્યારે રાવણે કુંભકર્ણને ઉંઘમાથી ઉઠાડ્યો અને રામ સાથેના વિગ્રહની અથઇતિ સુધીની વાત કહી ત્યારે કુંભકર્ણે રાવણને કહ્યુ, "ભાઈ! મહાન અનીતિ અને અધર્મનું આ કર્મ તારાથી થયું છે," પણ હવે તો લડવુ અને મરવુ એ સિવાય આપણા શ્રેયનો બીજો કોઇ રસ્તો નથી," આમ બોલીને એ સીધો રણભૂમિમા ચાલ્યો ગયો લડવાને રાવણે પાછળથી લશ્કર અને એના ખાવાને માટે પુષ્કળ માસમદિરા મોકલ્યાં અને કુંભકર્ણ તે બધુ ખાઈપી નશામાજ લડ્યો અને નશામાજ મર્યો એનામા ભક્તિ હતી પણ પ્રમાદ હતો

એની ભક્તિ ઉંધેમાં અને મંદિરમાંજ ઢંકાયેલી રહી ગઈ. ત્રીજો જન્મ બ્રાહ્મણને બદલે ક્ષત્રાણિની કૂખે થયો અને ત્યાં પણ ઇર્ષા, દ્વેષ અને કડવા વચનોને કારણે ભગવાન શ્રીકૃષ્ણને હાથે મરાયો.

હવે રાવણ જે પૂર્ણ આસુરીસંપત્તિયુક્ત હતો, તેના જીવનનો વિચાર કરો. એણે સદાયે કામ, ક્રોધ અને લોભથી ઉશ્કેરાઇને યુદ્ધજ કર્યા કીધું છે. સદાયે લડનારાના દીલમાં કલેશ થયાં કરે ખરો કે નહિ? પોતે પરણ્યો અને ભાઇઓને પણ પરણાવ્યા, પણ કોઇએ ખુશીથી પોતાની છોકરી પરણાવી નથી. નાગો, ગંધર્વો અને યક્ષોને પજવીને તેમની છોકરીઓને પરણ્યો અને ભાઇઓને પરણાવ્યા; આ બધું કલેશમયજ છે. શ્વેતદ્વિપની એક દાસીએ એને આસમાનમા લઈ જઇ નીચે પછાડ્યો; બળીરાજાની પ્રજાના બાળકોએ એને બાંધ્યો; વાલીએ ૭ મહિના સુધી એને કાખમા રાખ્યો, કાર્તવીર્ય અર્જુને એને બાંધીને ઘોડાના તબેલામાં રાખ્યો અને છેવટે પોતાના મરણ પહેલાં પોતાની આંખેજ કુંભકર્ણ અને ઇન્દ્રજિતને રણમા રોળાતા જોયા. એટલુંજ નહિ પણ પોતાનું આખું રાક્ષસ સૈન્ય કાળનો કોળીયો થતા જોયું—આ બધું વિચારી જુઓ અને એ બધાનું કારણ વિચારી જુઓ—કામ-ક્રોધ અને લોભને કારણે માનહાનિ, પરાજય અને વહાલાનો વિયોગ આ બધું અંતઃકરણમા કેટલી બધી વ્યથા કરતું હશે? અંતઃકરણનો ઉકળાટ એ પણ નરક કહેવાય છે.

પ્રભુપ્રેમીઓ! મોક્ષના અધિકારી માનવજીવ-બ્રહ્મવિદ્, ભક્ત વિગેરે વિદ્વાને નરકના માર્ગે લઇ જનારા દ્વારો-કામ, ક્રોધ અને લોભ-ની આસુરીસંપત્તિને ત્યજીને, પોતાના આત્માનું પોતાના અધિકાર અનુસાર પોતાના વર્ણાશ્રમ ધર્મને ઉચીત વૈદિકધર્મનું આચરણ અને તેને માટે શ્રવણ, મનન ઇત્યાદિ કરવું જોઇએ એ પ્રકારનાં આચરણથી શુદ્ધ થયેલા અંતઃકરણ દ્વારા જે આત્મજ્ઞાન ઉપજે થાય છે, તે જ્ઞાન વર્તમાન જીવનમાં શોકમુક્તિનું સાધન થાય છે અને એજ જ્ઞાન કૈવલ્ય પ્રાપ્તિ કરાવનારું છે. માટે દરેક માનવીએ આસુરીસંપત્તિમાના ઉપરોક્ત ત્રણ મુખ્ય અવગુણો ત્યજી દેવા ઘટે. ભલે કોઇએ વેદાધ્યયન કર્યું હોય અને અધિકાર જેટલું શ્રવણ પણ કર્યું હોય, છતાપણ જો એ વિધિને અનુસરતો નથી તો અને ગમે તેમ ચાહમાં કરતો હોય તો નથી એને સુખ થતું, નથી એના ચિત્તની શુદ્ધિ થતી અને આમ ન થતાં એને મોક્ષપ્રાપ્તિ તો ક્યાંથીજ થાય?

: વિધિને ત્યજવું એટલે–' કર્તવ્યાકર્તવ્યને બતાવનાર રીતનો ત્યાગ કરવો. જેનો નિષેધ કર્યો હોય તેને આચરવું અને શાસ્ત્રની પ્રણાલિની ઉપેક્ષા કરવી '

કામ વિના કર્મ થતું નથી, એ તો એક સિદ્ધાંતજ છે. કર્મ કર્યા વિના મનુષ્ય રહી શકતું નથી એ પણ એક સિદ્ધાતજ છે એવીજરીતે વિધિને ત્યજીને કર્મ કરવામાં આવે છે, તે કર્મનું ફળ જે મળવું જોઇએ તે મળતુ નથી એ પણ એક સિદ્ધાતજ છે. એટલા માટે મોક્ષાર્થીએ કરવા લાયક અને નહિ કરવા લાયક-લાભદાયી અને અલાભદાયી-એમ વ્યવસ્થાને સમજી લેવી ઘટે. અનુષ્ઠાન પણ કરવા લાયક છે કે નહિ તેનો નિર્ણય સમજી લેવો ઘટે વળી વ્યવસ્થા અને નિર્ણય પણ શ્રુતિ અને સ્મૃતિના બોધના લક્ષણવાળો હોવો જોઇએ અને શાસ્ત્રોનો નિર્ણય પણ તેવોજ વિધિયુક્ત હોવો જોઇએ

ધારો કે તમારે કોઈ એક કાર્ય કરવુ છે કોઈ વિદ્યાપીઠ સ્થાપવાનું, ઘડીયાળો બનાવવાનું કારખાનું કાઢવાનું કે વિમાન બનાવવાનુ કારખાનું કાઢવાનું કે કોઈ ભયંકર રોગચાળો દૂર કરવાને મોટો યજ્ઞ કરવાનું-એવા કોઇ કાર્યના આરંભ પહેલા તમારે ત્યાંની જમીન, આબોહવા, કાર્યને અનુકૂળ વાતાવરણ, સમય, રૂતુ, તેમજ કાર્ય અંગે જોઈતી જરૂરી વસ્તુઓ, કાર્ય કરાવનારા ૠત્વિજો, મંત્ર, તંત્ર, પ્રમુખ શક્તિ, ઇપ્સીત વસ્તુનુ જ્ઞાન-વિગેરે નો વિચાર કરવો તેને વિધિ કહેવાય છે આ વિધિ ફળનુ કારણ થાય છે આ વિધિ વ્યવહારીક કાર્યની સિદ્ધિને માટે પણ આવશ્યક છે. પરમાર્થને માટે, વર્તમાન જીવનમા શોકમુક્તિ માટે અને મનુષ્યદેહ છૂટ્યા પછી સંસાર-બંધમુક્તિ માટે અને છેવટે નિર્વાણ શાંતિ માટે પણ બહુ જરૂરની છે।

વાહ! આ અધ્યાયના વાર્તાલાપનો હવે અંત આવ્યો છે દૈવાસુરસંપત્તિ વિષે બહુ બહુ કહેવામા આવ્યુ છે યુક્તિપ્રયુક્તિથી અને શ્રુતિસ્મૃતિના સિદ્ધાંતથી દરેક શ્લોકના ઘટતા વ્યાખ્યાનથી અને બેઉ-દૈવી અને આસુરીસંપત્તિવાળા માનવીઓના જીવનવૃત્તાંતથી ભગવાન શ્રીકૃષ્ણના ગીતાના બોધને કહેવામા આવ્યો છે. સાર એ નીકળે છે કે મોક્ષાર્થી માનવીએ અહંતા-મમતા -ઇન્દ્રિય લોલુપતા, ઇત્યાદિ, અંતઃકરણમાથી ઉખેડી નાખીને પ્રભુપ્રેમી બની જવુ ઘટે. આ પ્રકારનુ મોક્ષાર્થીનુ આચરણ પોતાને અને દુનિયાને હિતકર છે ધ્યાન અને સમાધિમાં સ્થિર રહી શકાતું ન હોય તો પોતાના શરીરને

માનવીઓની અને પ્રાણીઓની સેવાના કાર્યમા લગાવી દેવું જોઇએ પ્રાણીઓની અને માનવીઓની સેવામા નિષ્કામ શરીરને લગાવી દેવું એ પણ પ્રભુને સ્વાર્પણ કર્યું કહેવાય અને એમ કરવામાજ બુદ્ધિમત્તા રહેલી છે. પ્રભુને સ્વાર્પણ કરવુ એટલે પ્રભુનુ શરણું લીધેલું કહેવાય. ગૃહસ્થથી નિરાકાર બ્રહ્મોપાસના મુશ્કેલ હોય છે ગૃહસ્થે એ ઉપાસનાને લાયક થવા સાકાર બ્રહ્મની ઉપાસનાની શરૂઆત કરવી જોઇએ. ભગવાન પોતે સર્વરૂપ થયેલા છે. માનવીમાત્ર, પ્રાણીમાત્ર–બધા ભગવાનનાજ રૂપો છે તેમની સેવા તે પ્રભુસેવા છે એ સેવાભાવથી થતાં બધા કર્મો પ્રભુનેજ અર્પણ થઈ જાય છે અને આવા કર્મોથી પ્રભુ પ્રસન્ન થાય છે.

અત્રે એક શંકા ઉપસ્થિત થાય છે. તે એ કે–'બીજાને માટે કર્મ કરનારા માનવીઓ પણ કામ–ક્રોધ અને લોભ વડે કર્મ કરનારા અમે જોઇયે છીયે આવા કર્મ નહિ કરવા દેનારા અને અડચણ આણનારાનાં ભૂત થયેલા પણ હમે સાભળ્યા છે આ વિધિથી કર્મ કરનારાને શું ફળ મળે? વળી હમે સાભળ્યું છે કે-ઇશ્વરને અર્પણ કરેલા કર્મનું ફળ હજારગણું વધીને કર્તાને મળે છે કર્તા ફળને ઇચ્છતો નથી એ હાલતમા કરેલા કર્મનુ પરિણામ શું?

એનો ઉત્તર સીધો, સાદો અને સાચો એવો છે કે મોક્ષાર્થી–કામ, ક્રોધ અને લોભને ત્યાગીનેજ બીજાને માટે પણ કામ કરનારો હોય છે એનાથી પાપ થાયજ નહિ તમે એવા કામ કરનારના હૃદયને સમજી શકયા નથી, તેમજ એની બુદ્ધિને અને તેની મોક્ષભાવનાની સરલતાને પણ સમજી શકયા નથી

દૃષ્ટાંતઃ-કોઇ એક ભક્તરાજ સત્સંગ મડળમા ઉપદેશ કરતાં કરતાં એવું બોલતા હતા–" એ કરૂણાના ભડાર, નોધારાના આધાર, અનાથના નાથ, અધમોદ્ધારણ, પાપનાશક, પરમ કૃપાળુ, પવિત્ર પિતા, મહાન પરમાત્માનો એવો હુકમ છે કે 'હોમ કરો, તપ કરો, રૂડા કર્મ કરો અને તે બધા મને અર્પણ કરો ' આ આપણા પવિત્ર સનાતનધર્મનો મહાન સિદ્ધાંત છે. આપણાં કર્મોનો અંગિકાર કરે એ પણ એમની આપણા પર દયા છે. આપણા કર્મોને અંગિકાર કરવાથી અને આપણાં સ્વાર્પણથી આપણે પવિત્ર રહી શકીયે છીયે આપણી અહંતા, મમતા ઓછી થઈ જાય છે. આપણામા નમ્રતા આવે છે આપણા પરનો બોજો હળવો થઇ જાય છે નવા કર્મો કરવાનું

આપણામા બળ આવતુ જાય છે આપણા અંતરમાં પ્રભુપ્રેમ તથ ઈશ્વરી જ્ઞાન થઇ શકે છે આપણુ જીવન પ્રભુમય થઈ શકે છે અર્પણ કરેલા કર્મો ફળરૂપે અનત થઇ આપણને આવી મળે છે માટે આપણાં શુભકર્મો બ્રહ્માર્પણ વિધિથી પ્રભુપ્રીતિ માટે થવા જોઇએ."

પ્રભુપ્રેમીઓ! આ બધું સાભળ્યા પછી એક નગ્ખટ આદમી એ ભક્તરાજને પૂછવા લાગ્યો, "મહારાજ! શુભ કર્મો તમે પ્રભુને અર્પણ કરવાનુ કહો છો ત્યારે પાપ કોને આપવાનુ? એની સમજ તો તમે પાડતાજ નથી શુભ આપીને અશુભ પોતાની પાસે કયો મૂરખ ગમે? જો આપીયે તો તો બેઉ–શુભ અને અશુભ બેઉ આપીએ, નહિતો એક પણ ન આપીયે એમા વાંધો શુ?"

આ પ્રશ્નનો જવાબ પેલા ભક્તરાજ આપવા લાગ્યા કે "ભાઇ આપણાં માઠા કર્મો ભગવાનને અપાય નહિ શુ તમે તમારા બાળબચ્ચાઓને કે પતિને સડેલુ ખાવા દો છો? તમારા વેવાઇને સડેલી કેરીઓ મોકલો છો? શુ તમારા ઉપરી અમલદારને કે રાજાને એવી કોઇ ખરાબ ભેટ ધરી શકશો? શુ તમારા ગુરૂને ગાભા જેવુ ફાટેલુ કપડુ અર્પણ કરશો?

ભક્તરાજે આગળ ચલાવ્યુ—'મારા સામા પ્રશ્નોનો ઉત્તર તમે નકારમાજ આપવાના કારણકે કોઇપણ માન્ય પુરૂષને ખરાબ ચીજ ભેટ આપવી એ એમનુ અપમાન કરવા બરાબર છે એમ કરવાથી આપનાર માણસ નાલાયક ઠરે છે આ કૃત્ય દુનિયાદારીમા હલકુ ગણાય છે, ઉદ્ધત ગણાય છે, નિંદ્ય ગણાય છે વળી એવુ કરનારનુ અતઃકરણ પણ શાંતિ પ્રાપ્ત કરતુ નથી હવે જ્યારે રાજાને અમલદારને કે ગુરૂને તમે આવી ખરાબ વસ્તુ અર્પણ ન કરી શકો તો ભગવાનને તમારા અશુભ કર્મો અર્પણ કરવામાં કાઇ બુદ્ધિમતા તમને જણાય છે? તમે કોઇ ગરીબને કે તવગરને–સામે લેનારા ગમે તે હોય તેને ખરાબ ચીજ આપતા નથી, તો ભલાઓમા ભલા શ્રેષ્ઠમા પણ શ્રેષ્ઠ, મોટાઓમા પણ મોટા, રાજાઓનો પણ રાજા વ્હાલાઓમા વ્હાલા અને આખા જગતનો પિતા, સકળ બ્રહ્માંડોનો નાથ–એવા–ભગવાનને ખરાબ –અશુભ–પાપી એવા કર્મો અર્પણ કરાય કે? તમે હવે જરૂર કબુલ કરશો

કે આપણાથી આવુ ન થાય, ભગવાનને એના પાપકર્મો અર્પણ નજ થાય, નજ થાય અને નજ થાય

ધારો કે કોઇ પાપના ફળ આવી મળવાના સમયના કારણથી પાપો પ્રભુને અર્પણ ન થાય એવુ સમજમા ન આવ્યુ તો શુભકર્મોનુ ફળ અનતગણુ થઇને એના અર્પણકર્તાને આવી મળે છે, એ ન્યાયે એવી પ્રભુની પ્રભુતા છે, તે પ્રભુતા વડે અર્પણ કરેલા પાપકર્મોનું ફળ અનતગણુ થઇને અર્પણકર્તાને આવી મળે ખરૂ કે નહિ? વિચારી જુઓ, તમારા કેટલાં બધા પાપકર્મો વધી પડે? તમારા આત્માને કેટલો બધો અનર્થ થાય? તમારાથી પાપકર્મો થવા ચાલુજ રહેવાના અને અર્પણ થયેલાનો સરવાળો વધતોજ જવાનો પરિણામ એનુ રૌ રૌ નરકનુજ આવશે. કાઇ અબજો વર્ષો સુધી માનવદેહ મળવાનોજ નહિ જો અસારના મનુષ્યશરીરથી તમારાથી ભોગવાતુ નરકનુ રૂપ સમજાતુ નથી, તો મનુષ્યશરીર વિનાના બીજા શરીરોથી ભોગવાતુ નરક અને નરકનિવાસનુ દુખ તમારાથી નહિજ સમજી શકાય ભક્તોથી આ વાત અજાણી હોતી નથી " અસ્તુ

પ્રભુપ્રેમીઓ! આટલાજ કારણથી ભગવાન શ્રીકૃષ્ણે દયા કરીને એવો ઉપદેશ આપ્યો છે કે-"આસુરીભાવવાળાઓને હુ અનતકાળ સુધી નરકનાં દુ:ખો ભોગવવાં પડે એવાં શરીરો સાથે જોડુ છુ," એવુ અર્જુનને કહેલુ છે એ લક્ષ બહાર જવા દેવા જેવુ નથી. એક એક કર્મને દોષરહિતપણાથી, સાવધાનીથી અને શ્રુતિ, સ્મૃતિ તેમજ શાસ્ત્રોક્ત વિધિથી કરવુ ઘટે. વિધિયુક્ત કર્મ કરનારથીજ બ્રહ્મ જેવા થવાય છે. બ્રહ્મ તો નિર્દોષ સમ અભયમ્ છે. દોષરહિત, સમદર્શી અને ભયરહિત હોય તેનેજ બ્રહ્મ કહેવામાં આવે છે. આવો વિદ્વાનજ વર્તમાનદેહમાં પણ કૈવલ્યાનુભવ કરે છે. ૐ

આ પ્રમાણે પૂજ્યપાદ મુનિમહારાજશ્રી ભાગ્યજી મહારાજશ્રી વિરચીત 'ગીતા વાર્તાલાપ' નામક ગ્રંથના પાંચમા ભાગમાં શ્રીમદ્ ભગવદ્ ગીતાનો 'દૈવાસુરસંપત્તિવિભાગ યોગ' નામના સોળમા અધ્યાય ઉપરનો વાર્તાલાપ પુરો થયો.

# अध्याय १७ मो–श्रद्धात्रयविभागयोग

अर्जुन उवाच ।

ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयान्विताः ।
तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः ॥ १ ॥

श्रीभगवानुवाच ।

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥ २ ॥

सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥

यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥ ४ ॥

अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः ।
दम्भाहङ्कारसंयुक्ताः कामरागबलान्विताः ॥ ५ ॥

कर्षयन्तः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवान्तःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥

# અધ્યાય ૧૭ મો—શ્રદ્ધાત્રયવિભાગયોગ.

અર્જુન બોલ્યોઃ—

(૧) હે કૃષ્ણ ! જેઓ શાસ્ત્રવિધિ ત્યજીને (કેવળ) શ્રદ્ધાયુક્ત થઈ યજન કરે છે તેઓની નિષ્ઠા કઈ છે? સત્ત્વગુણ, રજોગુણ કે તમોગુણ?

ભગવાન બોલ્યાઃ—

(૨) દેહધારીઓની તે સ્વભાવજન્ય શ્રદ્ધા સાત્ત્વિકી, રાજસી અને તામસી, એમ ત્રણ પ્રકારની હોય છે, તેને તું સાંભળ.

(૩) હે ભારત ! સર્વની શ્રદ્ધા પોતાના સત્ત્વના અનુરૂપ (અંતઃકરણને અનુસરતી) હોય છે; આ પુરુષ શ્રદ્ધામય છે (અને) જેની જેવી શ્રદ્ધા હોય છે તે તેવોજ હોય છે.

(૪) સાત્ત્વિક મનુષ્યો દેવોને પૂજે છે, રાજસી મનુષ્યો યક્ષો અને રાક્ષસોને પૂજે છે તથા બીજા તામસી મનુષ્યો પ્રેતો અને ભૂતગણોને પૂજે છે.

(૫) દંભ અને અહંકારવાળા જે મનુષ્યો ઈચ્છા ને આસક્તિના બળથી યુક્ત થઈ શાસ્ત્રોએ નહિ કહેલું ઘોર તપ તપે છે.

(૬) તે અવિવેકીઓ શરીરમાં રહેલા ભૂતોના (ઇંદ્રિયોના) સમૂહને તથા શરીરની અંદર રહેલા મને પણ કૃશ કરે છે, તેઓને તું આસુરી નિશ્ચયવાળા જાણ.

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥

आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥ ८ ॥

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९ ॥

यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥ १० ॥

अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।
यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥ ११ ॥

अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत् ।
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥

विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥

(૭) વળી સર્વને પ્રિય આહાર પણ ત્રણ પ્રકારનો હોય છે; તેમજ યજ્ઞ, તપ અને દાન પણ (ત્રણ પ્રકારનાં) હોય છે; તેઓના આ ભેદને તું સાંભળ.

(૮) આયુષ્ય, સત્ત્વ (ઓજસ), બળ, આરોગ્ય, સુખ અને પ્રીતિને વધારનારા, રસવાળા, સ્નેહવાળા, સ્થિર અને હૃદયને પ્રિય એવા આહારો સાત્ત્વિક (મનુષ્ય) ને પ્રિય હોય છે.

(૯) કડવા, ખાટા, ખારા, અતિઉષ્ણ, તીખા, લૂખા, દાહ કરનારા (અને) દુઃખ, શોક તથા રોગ આપનારા આહારો રાજસી મનુષ્યને પ્રિય હોય છે.

(૧૦) જેના પર એક પ્રહર વીતી ગયો હોય તેવું, રસ ઉડી ગયેલું, દુર્ગંધવાળું, વાસી, એંઠું અને અપવિત્ર ભોજન તામસી (મનુષ્ય) ને પ્રિય હોય છે.

(૧૧) ફળને નહિ ઈચ્છનારાઓ વડે "યજ્ઞ કરવો જ જોઈએ" એમ (કર્તવ્ય બુદ્ધિથી) મનને સ્થિર કરી શાસ્ત્રવિધિ અનુસાર જે યજ્ઞ કરાય તો સાત્ત્વિક કહેવાય છે;

(૧૨) પણ હે ભરતશ્રેષ્ઠ! ફળને લક્ષ્યમાં રાખીને તેમજ દંભ માટે જે યજ્ઞ કરાય છે તે યજ્ઞને તું રાજસ જાણ.

(૧૩) શાસ્ત્રવિધિરહિત, અન્નદાનરહિત, દક્ષિણારહિત અને શ્રદ્ધારહિત યજ્ઞને તામસ કહે છે.

(૧૪) દેવ, દ્વિજ, ગુરુ અને જ્ઞાનીઓનું પૂજન, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા, એ શારીરિક તપ કહેવાય છે.

अनुद्वेगकर वाक्य सत्य प्रियहित च यत् ।
स्वाध्यायाभ्यसन चैव वाङ्मयं तप उच्यते ॥ १५ ॥

मन प्रसाद सौम्यत्व मौनमात्मविनिग्रह ।
भावसशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥

श्रद्धया परया तप्त तपस्तत् त्रिविध नर ।
अफलाकाङ्क्षिभिर्युक्तै सात्त्विक परिचक्षते ॥ १७ ॥

सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्त राजस चलमध्रुवम् ॥ १८ ॥

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तप ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥

दातव्यमिति यद्दान दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दान सात्त्विक स्मृतम् ॥ २० ॥

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुन ।
दीयते च परिक्लिष्ट तद्दान राजस स्मृतम् ॥ २१ ॥

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञात तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

(૧૫) ઉદ્વેગ ન કરે તેવુ, સત્ય, પ્રિય અને હિતકર એવુ જે વચન તથા સ્વાધ્યાય (અર્થાત્ સર્વોત્તમ કર્તવ્ય-પ્રાપ્તવ્યમા પ્રેરે અને જોડે એવા ગ્રથો ઇત્યાદિનુ શ્રવણ, પઠન-પાઠન) એ વાણીમય તપ કહેવાય છે

(૧૬) મનની પ્રસન્નતા, સૌમ્યતા, મૌન, મનોનિગ્રહ અને ભાવસશુદ્ધિ (નિષ્કપટપણુ) એ માનસિક તપ કહેવાય છે

(૧૭) ફળની આકાક્ષા વિનાના સાવધાન મનુષ્યોએ પરમ શ્રદ્ધાથી આચરેલા એ ત્રણે પ્રકારના તપને સાત્વિક કહે છે

(૧૮) સત્કાર, માન કે પૂજા માટે તેમજ દભવડે જે તપ કરાય છે, તે અસ્થિર અને નાશવત તપને રાજસ કહેલુ છે

(૧૯) વિવેકરહિત આગ્રહથી પોતાને પીડીને અથવા બીજાના નાશને માટે જે તપ કરાય છે તેને તામસ કહેલુ છે

(૨૦) 'દાન દેવુ જોઈએ', એમ (સમજીને) દેશ કાળ અને પાત્રમા સામો ઉપકાર નહિ કરનારને જે દાન દેવાય છે તેને સાત્વિક કહેલુ છે,

(૨૧) પરતુ જે દાન સામા ઉપકાર માટે અથવા ફળને ઉદ્દેશીને અને કલેશપૂર્વક દેવાય છે તે દાનને રાજસ કહ્યુ છે,

(૨૨) અને અયોગ્ય દેશ-કાળમા અપાત્રોને સત્કાર વિના, અવજ્ઞાવાળુ જે દાન દેવાય છે તેને તામસ કહેલુ છે

ॐतत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्तन्ते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥

तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।
दानक्रियाश्च विविधाः क्रियन्ते मोक्षकांक्षिभिः ॥ २५ ॥

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥ २६ ॥

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥ २८ ॥

इति श्रद्धात्रयविभागयोगो नाम सप्तदशोऽध्यायः ॥



(૨૩) "ૐ", "તત્" અને "સત્" એમ બ્રહ્મનાં ત્રણ પ્રકારનાં નામ કહેલાં છે; તે વડે પૂર્વે બ્રાહ્મણો, વેદો તથા યજ્ઞો નિર્માણ કરાયા છે;

(૨૪) માટે બ્રહ્મવાદીઓની યજ્ઞ, દાન અને તપરૂપ શાસ્ત્રોક્ત ક્રિયાઓ સદા 'ૐ' એમ ઉચ્ચારણ કરીને થાય છે.

(૨૫) 'તત્' એમ ઉચ્ચાર કરીને તથા ફળની ઇચ્છા નહિ રાખી મુમુક્ષુઓવડે યજ્ઞ તથા તપરૂપ ક્રિયાઓ અને વિવિધ દાન ક્રિયાઓ કરાય છે.

(૨૬) સદ્ભાવ અને સાધુભાવમાં 'સત્' એ શબ્દનો પ્રયોગ કરાય છે તથા હે પાર્થ! ઉત્તમ કર્મમા 'સત્' શબ્દ વપરાય છે.

(૨૭) યજ્ઞ, તપ અને દાનમાં જે સ્થિતિ તે 'સત્' એમ કહેવાય છે અને તે માટેનું જે કર્મ તે પણ 'સત્' એમજ કહેવાય છે.

(૨૮) અશ્રધ્ધાથી હોમેલું, આપેલું, તપ તપેલું તથા જે કરેલું હોય તે (સર્વ) 'અસ ' એમ કહેવાય છે. હે પાર્થ! તે આ લોકમાં કે પરલોકમા (ફળદાયી) નથી.

આ પ્રમાણે "શ્રદ્ધાત્રયવિભાગયોગ" નામના ૧૭ મા અધ્યાયનો ભાવાર્થ સંપૂર્ણ



ૐ

# ❋ અધ્યાય ૧૭ મો. ❋

## શ્રદ્ધાત્રય વિભાગ યોગ

**ભૂમિકાઃ–**

પ્રભુપ્રેમીઓ! દૈવી અને આસુરી એવાં બે માયીક ગુણો અને ધર્મોને જૂદા પાડીને તમને સમજાવવામાં આવ્યા. તે એવું સમજાવવા માટે કે આસુરીસંપત્તિવાળાં માનવીઓને સ્વસ્વરૂપના જ્ઞાનનો અધિકાર આવતો નથી અને તેથી એ અસુરો કેવા હોય, એમનાં લક્ષણો કેવા હોય, એમની કામનાઓ અને સંકલ્પો કેવા હોય તેમજ એવા રાજસ અને તામસ ગુણોવાળા માનવીઓનાં આચરણો કેવાં હોય, એમનાં કર્મો કેવાં હોય અને એમને શી હાનિ થાય છે એ બધું વિશેષે કરીને તમને કહેવામાં આવ્યું છે. આ બધું જાણીને મુમુક્ષુઓ પોતાનામા રહેલી આસુરીસંપત્તિનો ત્યાગ કરી દૈવીસંપત્તિના યોગથી શાસ્ત્રોક્ત કર્મોનોજ શ્રુતિ અને સ્મૃતિના જ્ઞાન વડે લાભ ઉઠાવે એવું નિરૂપણ કરવામા આવ્યું છે. એમાં જે હાનિ કહેવામાં આવી છે તે આસુરીસંપત્તિવાળા મનુષ્યોને નરકમાં જવાની કહી છે, અને લાભ જે દૈવીસંપત્તિવાળાઓને મળે છે તે નિર્વાણશાંતિનો કહ્યો છે.

હવે 'શાસ્ત્રના જ્ઞાન વિનાના મુમુક્ષુઓ–શાસ્ત્ર પ્રમાણે કર્મ કરતા હોય અને કામના કર્યા વિના માત્ર શ્રદ્ધા વડે કર્મ કરતા હોય અને તેમને પરમપદપ્રાપ્તિની ઇચ્છા હોય, તો તેઓ સાત્વિકભાવવાળા હોઇ, તેમનો આહાર સાત્વિક હોઇ, તેઓ યજ્ઞ–દાન–તપ ઇત્યાદિ કરનારા હોઇ, તેમને જ્ઞાનનો અધિકાર છે, એવું સમજાવીને શમ–દમ વિગેરે ૭ સંપત્તિઓવાળા થવાથી જે સ્વસ્વરૂપ જ્ઞાન ઉપજે છે, તે જ્ઞાનથી તેઓ મોક્ષના અધિકારી થાય છે'–એવું સમજાવવા શ્રદ્ધાત્રયવિભાગ યોગ નામના આ સત્તરમા અધ્યાયનો વાર્તાલાપ કરવાનો આરંભ કરવામાં આવે છે.

ઉપરોક્ત સમજ લેવા પહેલા-'જે માનવીઓ શાસ્ત્રવિધિને ઉલ્લઘીને કર્મ કરનારાઓ હોય એમની શી ગતિ થાય (૧) અને શાસ્ત્રવિધિ અનુસાર કર્મ કરનારની શી ગતિ થાય' (૨)-એ પ્રથમ જાણુવુ જરૂરનુ છે, કારણકે શાસ્ત્રવિધિને જાણ્યા છતા પણ કામના વડે વિધિનુ ઉલ્લઘન કરવામા આવે છે, જેથી ચિત્તશુદ્ધિ થતી નથી આમ ચિત્તશુદ્ધિના અભાવે આત્મજ્ઞાન થતુ નથી અને તે કારણે વિધિનુ ઉલ્લઘન કરનારાઓને જ્ઞાનનુ ફળ-કૈવલ્ય-મળતુ નથી આ બધુ સાભળીને જેમ અર્જુનને જિજ્ઞાસા થઇ તેમ તમને પણ થાય કે એ પ્રમાણે શાસ્ત્રને નહિ જાણનારા જે કર્મ કરે તેમની શ્રદ્ધા દૈવી સમજવી કે આસુરી? તેમની ગતિ કેવી થાય?-અનસત્ત, આ ખાસ કરીને જાણુવુ બહુ જરૂરનુ છે

મોક્ષાર્થીએ આ પ્રશ્નનો ઉત્તર સમજવા જેવો છે આ એક સમસ્યા છે આપણે અગાઉ કર્મ અકર્મ અને વિકર્મને વિષે વાર્તાલાપ કરી ગયા છીયે, તેને લગતોજ આ વિષય છે કર્મ વિના સસ્કાર પડતા નથી, સસ્કાર વિના વાસના ઉદ્‌ભવતી નથી વાસના વિના સંકલ્પ થતો નથી, સકલ્પ વિના નિશ્ચય થતો નથી અને નિશ્ચય વિના કર્મારભ થતો નથી કર્મ કરનારો-સાત્વિક, રાજસીક તામસી-ગુણોથીજ કર્મ કરે છે એ કર્મનો કર્તા કેવી શ્રદ્ધાથી અને કેવી નિષ્ઠાથી અને કયા ગુણપ્રધાનથી અને કયી સપત્તિથી કર્મ કરે અને તેને કેવુ ફળ મળે એની સ્પષ્ટતા થવાની જરૂર છે દરેક કર્મ કરતી વખતે માનવીમા ત્રણ ગુણમાનો એક ગુણ તો પ્રધાન હોયજ છે અહિ કર્મની દોરવણી કરવાનો આરભ કરવાનો છે કેમકે જે વખતે માનવીમા સાત્વિક ગુણ પ્રધાન હોય, એ સમયે સાત્વિક શ્રદ્ધાથી કર્મ થાય છે તેનું ફળ રાજસીતામસી ગુણ પ્રધાનથી થતી રાજસીતામસી શ્રદ્ધાથી થતાં કર્મોનુ ફળ ઉતરતા પ્રકારનુ થાય છે-આ હેતુ સમજાવવાનો આ વાર્તાલાપ છે

## વાર્તાલાપ શ્લોક ૧ થી ૧૦ સુધીનો:—

પ્રભુપ્રેમીઓ! સામાન્ય મનુષ્યો બહુધા શ્રુતિ-સ્મૃતિના લક્ષણવાળી, શાસ્ત્રોમા બતાવેલી વિધિઓથી અણજાણ્યા હોય છે તેઓ રોવી અગર વૈષ્ણવી સૂત્રોને જાણતા હોતા નથી તેમજ તેનુ અધ્યયન પણ તેમણે કરેલુ હોતું નથી જ્યા અધ્યયનજ ન કર્યું હોય, ત્યાં તેનો અર્થ કે વિચાર પણ કેમ

કરી શકે? જ્યાં આવાં મનુષ્યોમાં પૂર્ણ જ્ઞાનનો અભાવ હોવા છતાં, તેમનામાં અનુષ્ઠાન કરવાનો પૂર્ણ ભાવ હોય છે. વિધિને નહિ અનુસરાય છતાં તેઓ તે કરે છે. એમને એ સંબંધી બીલકુલ જ્ઞાન હોતું નથી છતાં શ્રદ્ધા તો છેજ. બાપદાદાના વખતથી ચાલતી આવેલી રીતને જોઇને, એમનામાં આસ્તિક બુદ્ધિ આવેલી હોઇને, "કામના વિના, તેઓ શ્રદ્ધાથી, ભક્તિથી અને આસ્તિક બુદ્ધિથી નીપત-થયેલાં વૈદિક કર્મો વડે, અત્યંત વિશ્વાસથી દેવોનું પૂજન કરે છે. જો કે તેઓ શાસ્ત્રના અર્થને નથી જાણતા, છતાં શૈવીવૈષ્ણવી કર્મો કરે છે, તેથી તેઓ વૈદિક માર્ગનેજ અનુસરેલા છે. તેમની હાલત સાત્વિક કહેવાય, રાજસી કહેવાય કે તામસી કહેવાય? કારણ જાણવાથી કાર્યને બહુ સારીરીતે સમજી શકાય છે. ત્રણ સંજ્ઞાવાળી શ્રદ્ધાઓમાં કયી શ્રદ્ધા અને નિષ્ઠાવાળી એ વૃત્તિ કહેવાય?

આ શમસ્યાનો ઉકેલ અહિં આણવાનો છે. 'સત્વ'-શબ્દથી દૈવીસંપત્તિજ સમજી લેવી ઘટે, જ્યારે રાજસતામસ શબ્દોથી આસુરીસંપત્તિજ સમજી લેવી ઘટે. અહિં દૈવાસુરસંપત્તિવાળા માનવીઓના અધિકારનો વિચાર કરવાનો છે; આસુરી અને દૈવી ગતિનો વિચાર કરવાનો છે. એ વિચાર વિના શમસ્યાનો ઉકેલ આવી શકતો નથી. પ્રશ્નનો ભાવાર્થ પણ એવોજ છે.

જ્યારે આસુરપણું કોને કહેવું એ 'વિધિને ઉલ્લંઘીને કર્મ કરનારાઓ' માટે ઠરાવીજ દીધેલું છે, ત્યારે તિઘનો સવાલ રહેતોજ નથી એ પુરવાર થઇ ગયું છે. જો કે શાસ્ત્રવિધિને નહિ અનુસરવાની વાત બેઉમાં સરખી છે તો પણ સત્વ અને રાજસતામસ કર્તાઓમાં શ્રદ્ધાની વિશેષતાને અહિં વિચારવાની છે. અહિં કર્મમાં અને કર્મ કરવામાં ભેદ નથી, પણ કામના વિના કર્મ કરવામાં અને કામના સહ કર્મ કરવામાં—નો ભેદ રહેલો છે. વળી આ ભેદમાં શાસ્ત્રની વિધિનું ઉલ્લંઘન નથી થતું એમ નથી. વળી શાસ્ત્રના અર્થનું પરીજ્ઞાન નથી, તેથી વિધિનું ઉલ્લંઘન થાય છે એવી વાત છે. શાસ્ત્રને જાણવા છતાં વિધિનું ઉલંઘન થવાની વાત અહિં નથી.

'વાહ! અહિં એક પ્રશ્ન ઉપસ્થિત થઈ શકે છે. તે એ છે કે—'શાસ્ત્રોને નહિં જાણનારા મૂર્ખાઓની વૈદિકકર્મોમાં પ્રવૃત્તિ કેમ સંભવે? અલબત્ત, આ પ્રશ્ન કરવા જેવો છે, પણ તેનો ઉત્તર હું તમને આપી શકું છું; તે એ છે

કે-માનવીઓનો સ્વભાવ અનુકરણ કરવાનો હોય છે. તેથી તેઓ શ્રેષ્ઠજનોનુ અનુકરણ કરીને એવા કર્મો કરે છે શ્રુતિ–"यद्यदा चरति श्रेष्ठस्तत्तदेवेतरो जन" સત્કર્મ કરવામા માત્ર સદ્‌બુદ્ધિ અને શ્રદ્ધાનીજ જરૂર હોય છે. તમે જો નિરીક્ષણ કરતા શીખ્યા હો તો તમને માલમ પડ્યુ હશે કે–'જો કોઈ સસ્કારી માબાપો મદિરમા જઈ દેવને દડવત્ કરતા હોય છે, કે ઘરમા દેવસેવા કરતા હોય છે, અગર તેમની સામેથી ચાલી આવતા મનુષ્યોને 'જય જય–નમસ્તે–જયશ્રીકૃષ્ણ–પ્રણામ–નમસ્કાર–સત્‌બીર–જયસ્વામીનારાયણ કે જયરામેજીકી' કહી સબોધે છે, તો તેમના બાળકો સામેથી તેવીજરીતે દડવત્ કરતા, બે 'હાથ' જોડીને તેવા તેવા શબ્દો બોલતા અને નમસ્કાર કરતા શીખે છે એવીજરીતે માનવીઓ શાસ્ત્રોના જ્ઞાન વિના પણ વૃદ્ધ થયા છતા, એ માર્ગમા બાળકો જેવાજ હોય છે અને તેથી તેઓ મોટા–પૈસાદાર–ઐશ્વર્યવાન અને કીર્તિમાન મહાન પુરૂષોનુ અનુકરણ કરીને વૈદિક કર્મો કરે છે આ હેતુથી શી ગતિ થાય એ પ્રશ્ન અયુક્ત નથીજ કારણ જાણવાથી જેમ કાર્યને જાણી શકાય છે તેમ શ્રદ્ધાના ભેદને જાણવાથી નિષ્ઠાનો ભેદ જાણવામા આવે છે અહિં નિષ્ઠાનુ કારણ થયુ શ્રદ્ધા અને ગતિનુ કારણ થયુ નિષ્ઠા

પ્રભુપ્રેમીઓ ! જગત ત્રણ ગુણ–સત્વ, રજ અને તમ–થી બનેલુ છે. એમા દરેક વસ્તુ ત્રણ ગુણવાળીજ હોય છે એથી માનવીઓની શ્રદ્ધા સાત્વિક, રાજસી અને તામસી હોય છે આ ત્રણે પ્રમારની શ્રદ્ધા વળી જૂદીજૂદીજ હોય છે આ ભિન્નતા હોવાનુ કારણ સ્વભાવ છે શાસ્ત્રનુ કથન —

'आयु कर्म च वित्त च विद्या निधनमेव च।
पचैतान्यपि लिख्यते गर्भस्थस्यैत्र देहिन ॥'

ભાવાર્થ —'વય, કર્મ, પૈસો વિદ્યા અને મોત–આ પાચ જીવના શરીર માટે ગર્ભમાં આવતાની સાથેજ લખાયેલુ હોય છે, આ કારણથી માનવીના જન્મ પહેલા એનો સ્વભાવ જન્મી ચૂક્યો હોય છે એ સ્વભાવ પુણ્યાપુણ્ય વિગેરેથી એમના સસ્કારથી ઉદ્‌ભવેલો હોય છે એથીજ શ્રદ્ધાને સ્વભાવથી ઉદ્‌ભવેલી કહેવામા આવે છે અને તેથીજ સત્વ–રજ–તમ–ગુણોના ભેદથી શ્રદ્ધામા પણ ભેદ હોય છે શરીરમાં સત્વગુણ પ્રધાન હોય ત્યારે શ્રદ્ધા પણ સાત્વિકી હોય છે તેવુજ રાજસી અને તામસી શ્રદ્ધાનું સમજવુ ઘટે માનવીઓની નિષ્ઠા એમની શ્રદ્ધા પર નિર્ભર થયેલી હોય છે

યાદ રાખો, હજી પણ આપણો વાર્તાલાપ દૈવાસુરસંપત્તિને લગતોજ છે જેવો સાર તેવો રસ હોય છે, જેવો રસ તેવું ઝાડ, જેવું અંતઃકરણ તેવો ગુણ પ્રધાન અને જેવો ગુણ તેવી શ્રદ્ધા તેમજ જેવી શ્રદ્ધા તેવી નિષ્ઠા–એ સિદ્ધાંતને સમજવો ઘટે. **જીવના ભેદથી, શરીરાકૃતિના ભેદથી અને વર્ણાશ્રમના ભેદથી શ્રદ્ધાનો ભેદ નથી. પણ અંતઃકરણના ભેદથી શ્રદ્ધાનો ભેદ છે, એવું સમજવું ઘટે.**

અહિ એક શંકા થાય તેમ છે–'અંતઃકરણના પ્રધાનપણે વર્તતા–સત્વ, રજ, તમ–ગુણોના અનુરૂપ શ્રદ્ધા હોય, એવું તો માની શકાય તેમ છે, પણ ત્યાં સ્વભાવને શું લાગે વળગે?' આનો ઉત્તર આ પ્રમાણે છે–'શ્રદ્ધામયપણાથી અત્રે ચાલતો વ્યવહાર હોય તેનું નિરીક્ષણ કરવું ઘટે અહિ દેખવા લાયક –પ્રત્યક્ષ વ્યવહાર વિષય છે અહિ શ્રદ્ધાની અધીકતા–શ્રદ્ધામય માનવીમાં હોય, તે શ્રદ્ધાને લીધે એને શ્રદ્ધામય કહેવામાં આવે છે. શ્રદ્ધાનુંજ પ્રધાનપણું ગણીને શ્રદ્ધાવાળા માનવીને શ્રદ્ધામય કહેવામાં આવ્યો છે વળી મનુષ્યના શ્રદ્ધામયપણામાં પણ નિષ્ઠા જાણવાની ઇચ્છા આ પ્રશ્નમાં છે અને જવાબ પણ નિષ્ઠાનોજ આપવાનો છે

જુઓ સાંભળો! જે અધિકારી પુરૂષ જે શ્રદ્ધાથી સ્વધર્મનિષ્ઠ થાય, તેવી શ્રદ્ધાનો ગુણ પણ તેનામાં હોય. દાખલા તરીકે–સત્વગુણસંભાવિત શ્રદ્ધાવાન, સાત્વિક, રજોગુણ સંભાવિત શ્રદ્ધાવાન, રાજસી, તમોગુણ સંભાવિત શ્રદ્ધાવાન, તમોગુણી હોય છે જો કે શ્રદ્ધા ઉપજે છે સત્વગુણથીજ શ્રદ્ધા ઉપજવી એ સત્વગુણનોજ ધર્મ છે રાજસ, તામસ ગુણથી શ્રદ્ધા ઉપજતીજ નથી રાજસ તામસ ગુણના પ્રધાનપણામાં પણ સત્વગુણની શક્તિ ક્રિયા કરતી હોય છેજ સત્વગુણ ઉપજી જવાનો સંભવ હોવાથી ત્રિગુણ મિશ્રધર્મવાળી શ્રદ્ધાનો ભાસ થાય છે એવા ભાસથી પણ એવી શ્રદ્ધાનો ભાસ થાય છે એ કારણથી કહેવામાં આવે છે કે શ્રદ્ધામય માનવી જેવી શ્રદ્ધાવાળો હોય, તેવી તેની નિષ્ઠા હોય આવી હાલતની વસ્તુસ્થિતિ હોવાથી સત્વ, રજ, તમોગુણથી ઉપજતી શ્રદ્ધાવાળા માનવી હોય તેમની નિષ્ઠા સત્વ–રજ–તમ–ના ક્રમાનુસાર સમજવામાં આવી છે

**દૈવાસુરસંપત્તિથી થતાં કર્મોની શ્રદ્ધાઓ અને તેમની નિષ્ઠાઓનાં દૃષ્ટાંતો:—**

દ્રષ્ટાંત:-(૧) પૂર્વે રાજા ભરત વાનપ્રસ્થી થઈ વનમાં તપ કરવા ગયો, ત્યાં મરણકાળે હરણમાં મમતા રહ્યાથી હરણ થયો; હરણના શરીરમાં આવ્યા પછી અનર્થ થયાનું ભાન આવ્યું, અને આત્મજ્ઞાન નષ્ટ નહિ થયેલું હોવાથી આહારત્યાગ કરી પશુશરીરનો ત્યાગ કર્યો પછી આવ્યો એ બ્રાહ્મણશરીરમાં માબાપના મૃત્યુ પછી ભાઈઓને કોઈ ઉપયોગનો ન રહેવો સમજાવાથી, એને ઘરમાંથી કાઢી મૂકવામાં આવ્યો. યજમાનોને ત્યાં ક્રિયમાણ કરાવવા તો જાય, પણ કંઈ દાનદક્ષિણા લે નહિ અને ખાલી હાથે પાછો આવે-આ રીત ગૃહસ્થી ભાઈઓને ન પાલવે. ખેતીના કામમાં પણ નાલાયક ઠર્યો. ક્યાંતો ક્યારીઓમાં જ્યાં જોઈએ ત્યાં પાણીજ સાચવે નહિ અને જ્યાં ક્યારીએ રોકવાની જરૂર હોય ત્યાં બધું ખુલ્લું કોરું છોડી દેતાં ત્યાંસુધી તળાવ જેવું ભરી રાખે ખેતરમાં ઓછું હોય તો ઘેર જોયાં નહિ અને આમ ભાઈઓની તેના પ્રત્યે બેપરવાહી વધતી ગઈ.

આવા બ્રહ્મજ્ઞાની ભરતની દશા લોકોમાં જડપુરુષના જેવી જણાતા, એ જડભરત નામથી ઓળખાવા લાગ્યો. એણે રાજા રહુગણને બ્રહ્મોપદેશ આપ્યો હતો અને રહુગણે તેને પોતાના ગુરુ માન્યા હતા. એમને માનપાન, સુખદુઃખ -આદી દ્વંદ્વોને તિલાંજલી આપી હતી. રહુગણના પાલખી ઉંચકનાર કોઈ લોકોમાં એક માંદો પડવાથી તેઓ ભરતને પકડી લાવ્યા. ભરતને પાલખી ઉંચકવામાંયે ના હતી નહિ, તેમજ ભીલોનો રાજા દેવીને ભોગ આપવા તેને પકડી ગયો, ત્યાં જીવણમરણના પ્રશ્નમાં પણ તે લાપરવાહ હતો.

ભરત એક ઉત્તમકોટિનો બ્રહ્મનિષ્ઠ હતો. એણે અંતસુધી શીખા-સૂત્ર કે સંધ્યા-તર્પણનો ત્યાગ નહોતો કર્યો. તે સદાસર્વત્ર સમદર્શી હતો, પોતાના હલનચલનમાં, કીડી જેવા નાના જીવમાં પણ પોતાનોજ આત્મા જોનારો, તે બહુ કાળજી રાખતો-કે રખેને તે કચરાઇ જાય. પોતે હંમેશા સમાધીસ્થ રહેતો.

દ્રષ્ટાંત (૨):-રામ સાથેના યુદ્ધમાં રાવણે, જ્યારે પોતાના ભાઈ કુંભકર્ણ અને પુત્ર ઇન્દ્રજીતને ગુમાવ્યા, ત્યારે મંદોદરીના પિતા માલ્યવંતે એને પ્રોત્સાહન આપી અહીરાવણને આકર્ષણમંત્રથી બોલાવી મદદ માગવા સૂચન કર્યું અને મંત્રવિદ્યામાં કુશળ રાવણે મહાદેવના મંદિરમાં બેસી મંત્રજાપથી અહીરાવણને આકર્ષ્યો. અહીરાવણને મંત્રની અસર થતાંજ તે

યાદ રાખો, હજી પણ આપણો વાર્તાલાપ દૈવાસુ જેવો સાર તેવો રસ હોય છે, જેવો રસ તેવું ઝાડ ગુણ પ્રધાન અને જેવો ગુણ તેવી શ્રદ્ધા તેમજ જેવી સિદ્ધાંતને સમજવો ઘટે જીવના ભેદથી, શરીરાદ્ વર્ણાશ્રમના ભેદથી શ્રદ્ધાનો ભેદ નથી, પણ ગ **શ્રદ્ધાનો ભેદ છે, એનુ સમજવુ ઘટે.**

અહિ એક શંકા થાય તેમ છે–'અંતઃકરણના રજ, તમ–ગુણોના અનુરૂપ શ્રદ્ધા હોય, એવુ તો માન્ ત્યા સ્વભાવને શુ લાગે વળગે?' આનો ઉત્તર આ પ્રમ અને ચાલતો વ્યવહાર હોય તેનુ નિરીક્ષણ કરવુ ઘટે –પ્રત્યક્ષ વ્યવહાર વિષય છે અહિ શ્રદ્ધાની અધીકતા તે શ્રદ્ધાને લીધે એને શ્રદ્ધામય કહેવામા આવે છે ગણીને શ્રદ્ધાવાળા માનવીને શ્રદ્ધામય કહેવામા આ શ્રદ્ધામયપણામાં પણ નિષ્ઠા જાણવાની ઇચ્છા આ પ્ર પણ નિષ્ઠાનોજ આપવાનો છે

જુઓ સાભળો! જે અધિકારી પુરૂષ જે શ્રદ્ધ તેવી શ્રદ્ધાનો ગુણ પણ તેનામા હોય દાખલા તરીકે–સત સાત્વિક રજોગુણ સભાવિત શ્રદ્ધાવાન રાજસી તમે તમોગુણી હોય છે જો કે શ્રદ્ધા ઉપજે છે સત્વગુણ સત્વગુણનોજ ધર્મ છે રાજસ, તામસ ગુણથી શ્રદ્ધા તામસ ગુણના પ્રધાનપણામાં પણ સત્વગુણની શક્તિ સત્વગુણ ઉપજી જવાનો સભવ હોવાથી ત્રિગુણ મિ થાય છે એના ભાસથી પણ એવી શ્રદ્ધાનો ભાસ કહેવામા આવે છે કે શ્રદ્ધામય માનવી જેવી શ્રદ્ધાવા હોય આવી હાલતની વસ્તુસ્થિતિ હોવાથી સત્વ રજ શ્રદ્ધાવાળા માનવી હોય તેમની નિષ્ઠા સત્વ–રજ–તમ વેંચામા આવી છે

**દૈવાસુરસપત્તિથી થતાં કર્મોની શ્રદ્ધ નિષ્ઠાઓનાં દૃષ્ટાંતો–**

દૃષ્ટાંત:-(૧) પૂર્વે રાજા ભરત વાનપ્રસ્થી થઈ વનમાં તપ કરવા ગયો, ત્યાં મરણકાળે હરણમાં મમતા રહ્યાથી હરણ થયો હરણના શરીરમાં આવ્યા પછી અંતર્ય થવાનું ભાન આવ્યું, અને આત્મજ્ઞાન નષ્ટ નહિ થયેલું હોવાથી આહારત્યાગ કરી પશુશરીરનો ત્યાગ કર્યા પછી આવ્યો એ બ્રાહ્મણશરીરમાં માબાપના મૃત્યુ પછી ભાઈઓને કોઈ ઉપયોગનો ન રહેવો સમજાવાથી, એને ઘરમાંથી કાઢી મુકવામાં આવ્યો 'યજમાનોને ત્યાં ક્રિયમાણ કરાવવા તો જાય, પણ કેવું દાનદક્ષિણા લે નહિ અને ખાલી હાથે પાછો આવે'–આ રીત ગુરુસ્થી ભાઈઓને શે પાલવે? ખેતીના કામમાં પણ નાલાયક ઠર્યો ક્યાતો ક્યારીઓમાં જ્યાં જોઈએ ત્યાં પાણીજ સંઘરે નહિ અને જ્યાં ક્યારીઓ ફોડવાની જરૂર હોય ત્યાં બહુ તુપ કો'વાઈ જાય ત્યાંસુધી તળાવ જેવું ભરી રાખે. ખેતરમાં બેસે હોય તો ઘેર જાયજ નહિ અને આમ ભાઈઓની તેના પ્રત્યે બેપરવાહી વધતી ગઈ

આવા બ્રહ્મજ્ઞાની ભરતની દશા લોકોમાં જડપુરુષના જેવી જણાતા, એ જડભરત નામથી ઓળખાવા લાગ્યો. એણે રાજા રહુગણને બ્રહ્મોપદેશ આપ્યો હતો અને રહુગણે તેને પોતાના ગુરુ માન્યા હતા. એમને માનપાન, સુખદુ:ખ –આદી દ્વંદ્વોને તિલાંજલી આપી હતી. રહુગણના પાલખી ઉંચકનાર ભોઈ-લોકોમાં એક માંદો પડવાથી તેઓ ભરતને પકડી લાવ્યા. ભરતને પાલખી ઉંચકવામાંયે ના હતી નહિ, તેમજ ભીલોનો રાજા દેવીને ભોગ આપવા તેને પકડી ગયો, ત્યાં જીવનમરણના પ્રશ્નમાં પણ તે લાપરવાહ હતો

ભરત એક ઉત્તમકોટિનો બ્રહ્મનિષ્ઠ હતો, એણે અંતસુધી શીખા–સૂત્ર કે સંધ્યા–તર્પણનો ત્યાગ ન્હોતો કર્યો, તે સદાસર્વત્ર સમદર્શી હતો; પોતાના હસ્તચરણમાં, કીડી જેવા નાના જીવમાં પણ પોતાનોજ આત્મા જોનારો, તે બહુ કાળજી રાખતો–કે રખેને તે કચરાઈ જાય પોતે હંમેશા સમાધીસ્થ રહેતો.

દૃષ્ટાંત (૨):–રામ સાથેના યુદ્ધમાં રાવણે, જ્યારે પોતાના ભાઈ કુંભકર્ણ અને પુત્ર ઇન્દ્રજીતને ગુમાવ્યા, ત્યારે મંદોદરીના પિતા મય્યે તે એને પ્રોત્સાહન આપી અહીરાવણને આકર્ષણમંત્રથી બોલાવી મદદ માગવા સૂચન કર્યું અને મંત્રવિદ્યામાં કુશળ રાવણે મહાદેવના મંદિરમાં બેસી મંત્રજપથી અહીરાવણને આકર્ષ્યો. અહીરાવણને મંત્રની અસર થતાંજ તે

લંકામાં આવી પહોંચ્યો અને બધી વાત જાણી રામલક્ષ્મણને અધ્ધર ઉંચકી પાતાળમાં લઈ જઈ દેવીને ભોગ આપી બેલ પુરો કરવાની ખાત્રી આપી. રાવણને પણ આ યોજના ગમી. રામ અને લક્ષ્મણની ગેરહાજરી તેમનું બધું સૈન્ય નિર્બળ થશે અને પોતે સફળ થશે એમ માન્યું. અહીરાવણે આ પ્રમાણેની યોજના મુજબ હનુમાનને છેતરી, વિભીષણનું કૃત્રિમ રૂપ ધારણ કરી, મધ્યરાત્રે રામલક્ષ્મણને ભરઉંઘમાંજ ઉપાડ્યા અને પાતાળમાં લઈ ગયો. છેવટે વિભીષણની સલાહથી હનુમાને શીઘ્ર અહીરાવણની પુંઠ પકડી, અને તેના બધા રાક્ષસોનો નાશ કરાવીને, દેવીને પાતાળમાં પેસાડી દઈને, અહીરાવણને પણ માર્યો અને બેઉ ભાઈઓને ખભે બેસાડી લંકામાં પાછા આણ્યા. બીજેજ દિવસે ભારે અજાયબીમાં બેઉ ભાઈને જોયા અને ભયંકર યુદ્ધ શરૂ થયું: બહુજ થોડા ચુનંદા માણસો સિવાય લંકામાં રાવણ પાસે લડનારૂં કોઈ ન રહ્યું. પરિણામ જગવિદીતજ છે. અસ્તુ.

કરીને શંકા સમાધાન કરવાનું હોયજ શું? કથાવાચકને એકાંતમાં મળવાને ઇચ્છતાં લોકો બહુ વિચિત્ર હોય છે, માથું પકવનારાં હોય છે, ગ્રહણ કરવાના ભાવવાળાં હોતાં નથી, બીજાં માણસોની હાજરીમાં પ્રશ્ન પુછતાં શરમાય છે, એમના પ્રશ્નમાં ઢંગધડો હોતો નથી, પોતાના જ્ઞાનને ઠાલવવા આવે છે, કથાવાચકના અભ્યાસની ઉંડા જ્ઞાનની પરિક્ષા કરવા આવે છે; વળી તેઓ મળવા માગે છે એકાંતમાં પણ આવે છે એમના ડઝનદોઢડઝન સંગાથીઓ સાથે. કારણકે એમ ન આવે તો, પોતાની માન્યતાઓને ટેકો કોણ આપે? તેમને તો બળથી પણ પોતાની માન્યતાઓ કબુલ કરાવવાની ફિકર હોય છે. નમ્રભાવથી જાણીને કોઇપણ સાધનનો આરંભ કરવાના હેતુથી કોઈ આવતું નથી. બીચારા નવાસવા કથાવાચકો ગભરાય છે, પણ આવા શ્રોતાજનોનો અભ્યાસી ગભરાતો નથી. મારે વિષે પણ આવુંજ છે. હું તો ગભરાયા વિના 'તમારા પ્રશ્નનો, તમને સંતોષ થાય, એવો જવાબ આપતાં મને આવડતો નથી' કરી વાતચીત એટલેથીજ બંધ કરૂં છું. આમ છતાં મારા પર આક્રમણ કરવામાં આવે, ત્યારે હું તેમને મારા ગુરૂ માનું છું. સ્ત્રીઓ પણ કાંઇક અંશે એવી હોય છે, પણ તે પજવતી નથી હોતી. બ્હાનું હોય તેમનું સત્સંગનું અને સેવા પણ કરે, પણ અંદરની ભાવના કાંઈ જુદીજ હોય છે.

પ્રભુપ્રેમીઓ! આતો બહુજનસમાજના સાધારણ શ્રોતાવર્ગની સ્વાભાવીક વાત કહી, પણ એગાગે ભયંકર આસુરીભાવની વાતો મારા સમજવામાં આવી છે. સત્સંગના બ્હાને આવતાં કેટલાક અસુરો–સ્ત્રીપુરુષો–મનમાં લયલામજનુના પાઠ ભજવનારા હોય છે; સત્સંગના બ્હાને વ્યભિચાર કેળવનારા હોય છે. વળી તેમાં કુંવારાની વાતજ છોડો, પણ પરણેલાં પણ એવા હોય છે. આવાં વર્તનો અટકાવવા કેટલાંક શહેરોમાં પ્રવચનસ્થળોએ પુરૂષો અને સ્ત્રીઓની બેઠક વચ્ચે એકમેકનાં મ્હોડાં દેખાય નહિ તેવા પડદાની ગોઠવણો પણ કરવામાં આવેલી મેં જોઇ છે છતાંયે જ્યારે કથાવાચકો આવા દાખલા વિષે જાણે, ત્યારે તે મનમાંને મનમાં ભગવાનને અને એમની માયાને નમસ્કાર કરી યાચના કરે છે, 'હે મૈયા! આ સ્થાનને તો છોડ!' ત્યારે તેને તરતજ જવાબ મળતો હોય એવો ભાસ થાય છે કે 'બચ્ચા! હું નહિ આવું', તો તારી પાસે આટલો મોટો જમેલો થઇ કોણ આવશે? અચ્છા!' એટલું સમજતો નથી કે જ્યાં મારા પતિ (માયાપતિ-ભગવાન) હોય ત્યાં હું ન હોઉં એ કેમ બને? શંકરની

કથા હોય તો હું ભવાની થાઉં છું અને વિષ્ણુની હોય તો હું લક્ષ્મી થાઉં છું. જો બ્રહ્મવાદી કથા હોય તો હું પ્રકૃતિ યા સ્વભાવ થાઉં છું માટે તું મારે માટે શાને વિચાર કરે છે? તું તારુંજ સંભાળને! મને અને મારા માયાવી માનવીને તું શે લક્ષમાં લે છે? ફક્ત કથા કહેવી તો ભગવાનનીજ —એ તારો ધર્મ સમજી લે. જ્યાં ત્યાં નજર ન કર; નજર કરીશ તો સંગ છોડવાના કરતાં તું પોતે સંગી થઇશ. જો શ્રોતાઓના ભાવને જોતો બંધ થશે, તોજ તું નિસંગી થશે અને નિસંગી થવા માટે તો નિરાકારનેજ ભજ, કે જેથી મને યાચનાજ કરવી ન પડે.' અસ્તુ.

હવે મૂળ વાત પર આવું. પેલા કથાવાચક પંડિત બ્રહ્મચર્યના તેજથી બહુ ઓજસ્વિ દેખાતા હતા અને ભગવાન પર પુરો ભરોસો રાખી હૃદયના ભાવથી, મીઠીવાણીથી, કથા કહેતા હતા. તેમને શ્રોતાવર્ગના માનસની કાંઇ પડી ન હતી. એમાંથી એક યુવતિનું મન ચચળ થયું. એક દિવસ તેણી સોળ શણગાર સજી એકાંતના સમયે શંકાના બ્હાને આવી પંડિત પાસે. પંડિતે તો તેણીમાં ન જોયો ભક્તિનો કોઇપણ પ્રકાર—આર્ત, અર્થાર્થી કે જિજ્ઞાસુ—ભાવ, એ'ને પોતે સમજી ગયા. મનમાંજ પ્રભુસ્મરણ કરવા માંડ્યું અને એક ચમત્કાર થયો.

આવનાર યુવતિએ પંડિતના સ્થાને—માતા યશોદા બાળકૃષ્ણને સ્તનપાન કરાવતા હોય—એવું દ્રશ્ય દેખ્યું. યુવતિના હોશકોશ ઉડી ગયા, બ્હાવરી બની આંખ મીંચી દીધી. એનો આસુરીભાવ ચાલ્યો ગયો. પંડિતના બોલવાચાલવા વિના, તેણી સમજી ગઈ. પંડિતજીને દૂરથીજ પ્રણામ કરી ઘેર ગઈ અને પરિણામે દૈવીસંપત્તિયુક્ત થઇ, પ્રભુપરાયણા થઇ વૈકુંઠને પામી. અસ્તુ.

પ્રભુપ્રેમીઓ! માનવીઓ આસુરી કે દૈવી—કયી સંપત્તિવાળાં છે, એ જાણવું હોય તો એમની ઉપાસનાના ઇષ્ટદેવને જાણી લેશો, તો તરતજ તમને સમજ પડી જશે. જુઓ, જેમને પૂર્વે સાત્વિક માનવીઓ કહેવામાં આવ્યા છે, તેઓ સાત્વિક શ્રદ્ધાવાળા હોય છે. એઓ શ્રદ્ધાભક્તિ વડે વેદાન્ત કથાઓ તેમજ ભગવાનના મહતકર્મોની અને લીલાઓની કથા સાંભળે છે. વળી તેઓ અગ્નિ વિગેરે દેવોનું યજન, પૂજન, હોમ ઇત્યાદિ કર્મ વેદવિધિથી અને સાત્વિક શ્રદ્ધાથી કરે છે.

બીજાં માનવીઓ; જેઓ રાજસી અને તામસી હોય છે, તેઓ આસુરી-સંપત્તિવાળા હોય છે. એથી એમની શ્રદ્ધા રાજસી અને તામસી હોય છે. આવા માનવીઓ યક્ષો; રાક્ષસો, પિશાચો, વૈતાળો, આગીયાઓ અને ભૂતોનું પૂજનયજન અને હોમ ઇત્યાદિ કરે છે. આ માનવીઓના સ્વભાવ યા એમની પ્રકૃતિને ઓળખી લીધાથી પણ એમનાં કર્મોની શ્રદ્ધા અને નિષ્ઠા સમજાય છે.

આવા તામસી શ્રદ્ધાવાળા એકબીજાની નિંદા કરે છે, ખાનાખરાબી કરવા પ્રયત્ન કરે છે મારા બાળપણમાં મેં એક શહેરમાં જોયેલું યાદ આવે છે કે ભરબજારમાં બે ત્રણ મુસલમાન જાદુગરના ખેલ કરતા હતા અને લોકોની ઠઠ ખૂબ જામી હતી. તેમાંનો એક ખેલ એવો અજાયબીભર્યો થવા માંડ્યો કે લોકો એકચિત્તે તે જોવા માંડ્યા. એટલામાં સામી એક બીજી કોઇ ટોળી હશે, તેના માણસે પોતાના મંત્ર ભણી પેલા જાદુગરના તરફ એવી મૂઠ મારી કે જાદુગરના વાજાં (ઢોલ, ડુગડુગી વિ ) વાગતાં બંધ પડી ગયા અને ખેલ ખેલના ઠેકાણે પડ્યો. જાદુગરોએ સામી મૂઠ મારી. પરિણામે પેલો મૂઠ મારનાર લોહીની ઉલટીઓ કરતો, ચક્કર ખાતો, વચ્ચે આવી તૂટી પડ્યો અને આમ આનંદમાં ભંગ પડવાથી પેલા જાદુગરોની કમાણી ગઇ અને જોનારા લોકો વેરાઈ ગયાં.

દૃષ્ટાંત:-કોઇએક શહેરના એક ખાત્રીને કોઇએક આગીયાવેતાળના ઉપાસક સાથે વેર થયું. પરિણામે પેલા ખાત્રીને એવું વેઠવું પડયુ કે તેની કપડાં વણવાની સાળપર કપડું વણાઇ તૈયાર થાય કે તરત સળગી જાય કબાટમાં કે પેટારામાં રાખેલા પહેરવાના કે વેચવાના-ગમે તેવા કપડા અચાનક સળગી જતા હતા તેમાં ખૂબી એવી હતી કે પેલા ખાત્રીની જ્યાં દૃષ્ટિ પડે ત્યાં, અગર જ્યાં એ હાજર હોય ત્યાં કપડા સળગે નહિ, પણ જો એની જરાયે નજરચૂક થઇ કે કપડાથી જરા અળગો થયો કે તરત કપડા સળગ્યા વિના રહે નહિ. છેવટે તે તંગ આવી ગયો. કંટાળી કોઇ મેલી વિદ્યા જાણનારાને મળ્યો અને તેની પાસેથી એવી ઉલટી વિદ્યા ભણી આવ્યો કે તેની બધી મુશ્કેલીઓ દૂર તો થઇજ, પણ પોતાના પેલા દુશ્મનને પણ બહુ સોસવું પડયું. તે ઉલટી ક્રિયાથી તેનું ઘરબાર, રાચરચીલું અને જીવતા બાળકો બળી મર્યા. આમ આસુરીની સામે આસુરી ભાવનાએ ભાન ભજવ્યો. પરિણામ અશાંતિનુંજ આવ્યું. અસ્તુ.

હવે આસુરીસંપત્તિ ઉપર દૈવીસંપત્તિવાળાનો વિજય બતાવવા દષ્ટાંત કહીશ જુઓ —

દૃષ્ટાંત —કોઇએક ઘઉના વેપારીએ પોતાના જોશી પાસેથી જાણી લીધુ કે તે સાલ તેમના પ્રદેશમા સુકો દુકાળ પડશે એટલે તેણે પોતાની પાસેની બધી મીલકત ભેગી કરી તે વડે મ્હોમાગ્યા દામ આપી હજારો ગુણી ઘઉની ખરીદી કરી, એક મોટી ગોડાઉન ભરી દીધી એનો વિચાર એવો હતો કે દુષ્કાળના વખતમા એના એકવીસ ગણા ભાવ લઇ ઘઉ વેચીશ તો લક્ષાધિપતિ થઈ જઈશ એના આ આસુરીભાવની વિરુદ્ધ તે પ્રદેશના સતપુરુષો અને બ્રાહ્મણોએ અખડ નામસ્મરણ ઇન્દ્રયજ્ઞ ઇત્યાદિ પ્રભુને રીઝવવાના કર્મો શરૂ કર્યાં અને પરિણામે ત્યાં બહુ સારો વરસાદ થયો અને ખેતી બહુ સારી થવાથી ઘઉ પુષ્કળ પાકયા પેલા વેપારીને મોટી ખોટ જવાથી તે ભીખારી બની છેવટે ગાંડો થઇ અહીંતહીં ભટકી મરી ગયો અસ્તુ

દૃષ્ટાંત —કોઇએક જૈન ગોરજી મંત્રતંત્રવિદ્યામાં બહુ કુશળ હતો એણે આકર્ષણ વિદ્યા સિદ્ધ કરેલી હતી એવો એ ગોરજી એક દિવસ પોતાના અપાસરાના ઓટલા પર બેઠો હતો એટલામા તે શહેરની રાજકુમારીની દાસી બજારમાંથી ફૂલેલતેલ ખરીદીને જતી જોવામાં આવતાં પેલા ગોરજીએ તેને ઓળખી અગાઉ ગોરજીએ રાજકુમારીને જોઇ હશે અને તેને પ્રાપ્ત કરવા મન કર્યું હશે, તે ભાવના તેની જાગ્રત થઇ આવી તેલનુ વાસણ દાસી પાસેથી લઇ આકર્ષણમંત્ર ભણી તે તેલને પ્રભાવીત કરી દાસીને પાછુ આપ્યુ દાસી ચાલાક હતી એટલે તેણીએ રાજકુમારીને બધી વાત કહી દીધી રાજકુમારીએ તેલનુ વાસણ જોયુ તો અંદર તેલ ચકરચકર ફરતુ જોવામાં આવ્યુ તેણી ચતુર હોવાથી બધી વાત સમજી ગઇ અને વાસણમાનુ તેલ એક પથ્થરની શીલા ઉપર રેડી દીધુ મંત્રના પ્રભાવથી પેલી શીલા તેલ પડતાજ ચકર ચકર ફરતી આકાશમાર્ગે ઉડી અને અપાસરાના બારણા સાથે રાત્રે અથડાઇ નીચે પડી અવાજ થતાજ ગોરજી દોડતો બહાર આવ્યો અને તેલવાળી શીલા જોઇ બધુ પામી ગયો 'રાજા જાણશે તો અવશ્ય દંડ દેશે અને પોતાની પ્રતિષ્ઠા જશે'—એ દહેશતે ગોરજી તરત ત્યાંથી નાસી છૂટ્યો અસ્તુ

પ્રભુપ્રેમીઓ ! આ અસુરો કેવા હોય છે, એ એમના આચરણોથી સમજી શકાય તેમ છે, પણ અફસોસની વાત એ છે કે માનવીઓ શાસ્ત્રના

જ્ઞાનથી અને ધર્માદિકના જ્ઞાનથી એટલાં બધાં અજાણ્યાં થઇ ગયેલાં છે કે સખત ઉપવાસ અને ઉગ્ર તપ કરનારાઓને તેઓ મહાત્મા માને છે. વળી આવા અસુરો શાસ્ત્રમાં આજ્ઞા નહિ કરેલું એવું ઘોર તપ કરે છે. તમે જાણોછો કે તેઓ દંભી અને અહંકારી હોઇને કામનાથી ઉપજેલા રાગવાળા હોય છે. એમના મનમાં પોતાના કુળનું, વિદ્યાનું, ધરવ્યવહારની શ્રેષ્ઠતાનું, શ્રેષ્ઠ આચરણનું અને બહુ જ્ઞાતાપણાનું અહંપદ હોય છે. મન્ત્ર-તન્ત્ર-વેષ-વાણી વિગેરેથી બીજાઓને આંજી નાખવાનો તેમનો ભારે આડંબર હોય છે, પણ અંદરથી એમની લાયકાત એવી હોતી નથી. એમનામાં આ દુનિયા અને બીજી દુનિયાના ભોગો ભોગવવાની બહુ વેગવાળી-બળવાન ઇચ્છા હોય છે આવી ઇચ્છાથી એઓ અસાવધાન, અવિવેકી અને મૂર્ખાઓ બન્યા હોય છે. એ કારણથી શરીરમાના સર્વરૂપ આત્માને શરીરમાં રહેલા પ્રાણો વિગેરેને અને શરીરની અંદરના સર્વ અવયવોને, મન તથા બુદ્ધિને તેમજ ઇન્દ્રિયોને ઉપવાસ કરીને શિથીલ બનાવી નાખે છે; દુબળાં અગર અશક્ત બનાવી દે છે. આવો નર્યો શરીરનું શોષણ કરી નાંખવાનો ઉપવાસનો, વ્રતનો કે તપનો અર્થ શાસ્ત્રાનુસાર નથી. આતો પોતાને પીડા કરનારું અને બીજાઓને હાનિ કરવા માટે તપવામાં આવતું તપ, કામનાથી ઉપજતા રાગના બળાનુસાર શ્રદ્ધાથી કરવામા આવે છે. તે તપ, તે વ્રત અને તે ઉપવાસ-બધું આસુરી કહેવાય છે. એમના નિશ્ચયો પણ આસુરી હોય છે. એજ કારણથી એમને આસુરો કહેવામા આવે છે એવું જાણવું ઘટે. આસુરો વિના દુષ્કર વ્રત, તપ કે ઉપવાસ બીજા કોઈ કરી શકે નહિ. ક્રિયાના શ્રમની સહિષ્ણુતા-ઇચ્છા, કામના અને વાસનાની દૃઢતા પર નિર્ભર થયેલ હોય છે. પ્રથમ જે કહેવામા આવ્યું હતું કે સાત્વિક સંપત્તિમાંજ શ્રદ્ધાનો વાસ હોય છે અને એથીજ સાત્વિક માનવીઓજ દૈવીસંપત્તિવાળા હોય છે, તે બરાબર છે રાજસી અને તામસી માનવીઓમાં જે શ્રદ્ધા જોવામા આવે છે, તે માત્ર શ્રદ્ધાનો આભાસજ હોવાથી, એમને આસુરીસંપત્તિવાળા કહેવામા આવ્યા છે.

રાવણે-મનુષ્ય, રીંછ અને વાનર વિના બીજા કોઇથી નહિ મરવાનું વરદાન મેળવવા ઉંધે માથે ઉભા રહીને તપ કરેલું હતું કમળ ખૂટી જવાથી તેણે પોતાનાં માથાં વાઢીને અર્પણ કરવાનું તપ શંકરને પ્રસન્ન કરવા કરેલું હતું. ત્યા ખાનાપીનાનો તો પછી પ્રશ્નજ ક્યાં રહ્યો ? રાવણના પુત્રો નરાન્તકે

પણ શંકરને પ્રસન્ન કરવા અને તેમના દ્વારા ઈન્દ્રની અમરાપુરી જેવી નગરી મેળવવા ઉંધે માથે તપ કરેલું હતું. હિરણ્યાક્ષે દેવ કે મનુષ્યથી નહિ મરવા ઉગ્ર તપ કર્યું હતું. આ બધા તપકર્તાઓને ઐશ્વર્ય, સત્તા અને કીર્તિ જોઈતી હતી અને તપનું ફળ મળ્યા પછી પોતાના સુખ માટે માનવીઓ તથા પ્રાણીઓને પિજવ્યાં હતાં. આ કારણથી પણ તેમને આસુરો કહેવામાં આવ્યાં છે. જે તપ પ્રભુને પ્રસન્ન કરવા, કામનારહિત અને પ્રભુનાં દર્શન કરવા માટે કરવામાં આવે છે તે આસુરી તપ કહેવામાં આવતું નથી. એવા તપની ઉગ્રતા અત્યારના અઢીશેર ફરાળ (ફળાહાર) કરીને એકાદશી કરનારાઓને impossible=અશક્ય સમજાયા વિના રહેજ નહિ એવું છે.

પાર્વતિનું શંકરને પતિ તરીકે પ્રાપ્ત કરવા માટેનું દસહજાર વર્ષ સુધીનું અનાહાર અને ફળાહાર વિનાનું તપ; સ્વાયંભૂ મનુનું પરમેશ્વર સમાન પુત્ર પ્રાપ્ત કરવાનું હજારો વર્ષોનું તપ અને નંદયશોદાનું શ્રીકૃષ્ણને પુત્ર બનાવવાનું પૂર્વજન્મનું તપ કોઈ પણ રીતે ઓછું ઉગ્ર ન હતું.

પ્રભુપ્રેમીઓ! તમે જાણી ચૂક્યા છો કે આ પ્રમાણે શ્રદ્ધાના ભેદથી દેવો વિગેરેના ભજન પૂજનથી, શાસ્ત્રાનુસાર કે શાસ્ત્રોનાનુસારનાં કર્મોનાં અનુષ્ઠાનોથી માનવીઓ સાત્વિક, રાજસી કે તામસી છે, તે જાણી શકાય છે. વળી તેઓ તેમના ખોરાકોથી, યજ્ઞોની ક્રિયાથી, તપના આચરણથી કે દાનશીલીથી પણ ઓળખી શકાય છે. આ ખોરાકો–યજ્ઞો–તપો અને દાનો પણ ઉપરોક્ત ત્રણ ગુણના પ્રકારવાળાં હોય છે. આ કારણથી મુમુક્ષુઓને બોધ આપવામાં આવેલો છે કે એઓએ એમનાં અંતઃકરણ શુદ્ધ યાને મમત્વ કે લાલચ વિનાનાં રાખવા માટે સાત્વિક ભોજન જમવાં ઘટે. ભોજન માટેની રૂચિ પણ સાત્વિકજ હોય છે. એઓની રૂચિ–કાંદા–લસણ–હીંગ–કોળું–ગાજર–મોગરી–મસુર કે અડદની દાળ–માંસ–મદિરા–ઈત્યાદિ કાચાં–તીખાં કે વાસી ખાનપાનમાં હોતી નથી. એમની રૂચિ તો–દુધ–ઘી–ઘઉં–મગ–ભાત–કેળાં–સક્કરજન–કેરી ઈત્યાદિ દલદાર અને પચે તેવાં, તેમજ આયુષ વધારનારાં ભોજનો ઉપર હોય છે. બહુ ઉનાં, બહુ તીખાં, બહુ ખાંટાં, બહુ કડવાં કે સાર વિનાના આહારો સાત્વિકો જમતાજ નથી; કારણકે એવા આહારો કોઈપણ પ્રકારનો રોગ શરીરમાં ઉપજાવે છે. બરાબર રંધાયા વિનાનાં, રાતવાસો પડી રહેલાં વાસી અને જેમાં

ચરબી ન હોય એવાં અને એ'દાં ભોજનો એ જમતાજ નથી. સાત્વિકોની રુચિ જે ખાણાપીણાની નથી હોતી તે રુચિ રાજસી અને તામસી માનવીઓની હોય છે.

દૃષ્ટાંતઃ—મથુરાં ડીસ્ટ્રીક્ટના કોઇએક ગામનો જમીનદાર મુસલમાન હતો. પોતે ધર્માંધ અને મળતાવડો હતો. હિંદુઓના ઉપર પણ તેનો એવો પ્રેમ હતો કે તેઓ તેને ઘેર વારંવાર આવતા જતા હતા. આવનારાઓમાં એક વિદ્વાન ચોબેજી પણ હતા. આ જમીનદાર અને ચોબેજી મળતા ત્યારે તેઓ એકબીજાના ધર્મની અને રૂઢિઓની પ્રેમભરી વાતો કરતા. એક દિવસ પેલા જમીનદારે પૂછ્યું, "ચોબેજી! તમે હમો મુસલમાનોને મ્લેચ્છ કેમ કહો છો?" ચોબો બોલ્યો, "મહારાવ! તમારૂં ભોજન ગંદું છે તેમાં." જમીનદારે પૂછ્યું, "તો હમારૂં ભોજન ગંદું કેમ કહો છો? શું એ ખાવાલાયક નથી? એમાં અને તમારા ભોજનમાં શો ફેર છે? પેટ તો તમે અને હમે બધાજ ભરીયે છીયે." ચોબેજીએ જવાબ વાળ્યો, "જમીનદાર સાહેબ! છે તો એવુંજ કે પેટ ભરવાનેજ ભોજન લેવું જોઇયે, પણ તમારૂં ભોજન હિંસાવાળું છે. તમે જીવને મારીને ખાઓ છો. જો કે તમે કહેશોજ કે શું ધાન્યમાં જીવ નથી? શાકભાજીમાં જીવ નથી? વિગેરે; અને હું તમને એનો જવાબ હકારમાંજ આપવાનો—કે હા! એમાં જીવ તો છેજ, પણ એ બધા મૂર્છીત જીવો છે. એમને કાપવા વિગેરેની અસર થતી નથી, જ્યારે તમે જે જીવોને મારો છો, તેમને પીડા થાય છે અને પીડાથી તેઓ બૂમો પાડે છે. બૂમો મારતાં અને તરફડતાં જીવોને મારવાથી ક્રૂરતાનો દુર્ગુણ આવી, માણસ નિર્દય થાય છે. જુઓ! તમે મુસલમાનોમાં નિર્દયતા અતિવધારે પ્રમાણમાં નથી દેખતા? વળી ગંદાપણાની વાત કહું. હમો હિંદુઓનું શાકભાજી, ધાન્ય વિગેરે જમીનમાંથી ઉપજ થાય છે, જ્યારે તમારૂં ભોજન આ ચોપગાં પ્રાણીઓનાં અંગો કે જેમાં વિર્ય, કફ, પિશાબ, લાળ વિગેરે બને છે તેવાં અંગોનું હોય છે. તો એ ગંદકી ખરી કે નહિ?" જમીનદારે મુંગામુંગા બધું સાંભળી, ચોબેજીની વાતનો સ્વિકાર કર્યો. અસ્તુ.

પ્રભુપ્રેમીઓ! અભક્ષ્યાભક્ષ કરનારાઓ, રાજસીતામસી ખોરાક ખાનારાઓ, ક્રૂર અને નિર્દય હોય છે, એ વાત તો સાચીજ છે, પણ આવું ખાનારનું અન્ન ભૂલેચૂકે પણ બીજાના ખાવામાં આવે, તો પણ તે ખાનારને

દોષ લાગે છે કસાઈના પૈસાની ગોનુ ઘડવાની મજુરી અને તે પૈસાથી ખરીદાયેલા અન્નથી એક ગોનીએ એક વિદ્વાન બ્રાહ્મણને જમાડ્યો, જે અન્નના પ્રભાવથી બ્રાહ્મણે ઘરેણાની લાલચે એક વાણીયાના છોકરાનુ ખૂન કર્યું—આવુ એક દૃષ્ટાંત મે આગળ આપેલુ છે, જેથી અહિં કહેતો નથી, કારણકે કાળજુ કપાવે એવી એ ઘટના બધાને યાદ રહે તેવી છે

**વાર્તાલાપ શ્લોક ૧૧ થી ૨૨ સુધીનો —**

પ્રભુપ્રેમીઓ ! નિર્વાણશાતપદ, કૈવલ્ય યા પરમપદ પામવાની ઈચ્છાવાળા અને આ જીવનમા પણ દુ ખોથી અને શોકથી મોક્ષ ચાહનારાઓએ આસુરી આહારો બીલકુલ જમવા ન ઘટે. એવા આહારો માનવીને ક્લેશી બનાવે છે અને એવા ક્લેશી માનવીઓ બીજાઓને પણ ક્લેશ કરાવનારા નીવડે છે આ વાત તો થઈ સાત્વિક અને રાજસીતામસી માનવીઓના ભોજનોની પણ મોક્ષાર્થીએ તો બહુબહુ જાણવાનુ હોય છે માનવીઓથી થતા યજ્ઞો પણ તેમના ગુણો અને તેમની સપત્તિઓ અનુસાર ત્રણ પ્રકારના હોય છે.

'આવો યજ્ઞ કરવાથી ઈશ્વરની મારા પર પ્રીતિ થશે, પ્રીતિ સપાદન કરવાનો મારો પુરૂષાર્થ સિદ્ધ થશે, મને ભગવાને દ્રવ્ય આપ્યુ છે તો મારે એ માટે યજ્ઞ કરવોજ જોઇએ'—આવીરીતે મનનુ સમાધાન કરીને, સ્થિર થયેલા મનથી, ફળની ઈચ્છા ન રાખતા, શ્રદ્ધા અને ભક્તિપૂર્ણ બુદ્ધિથી, કોઇ વિદ્વાન–મત્રતત્ર જાણનારા બ્રાહ્મણદ્વારા વિધિસર અને નિયમસર જે યજ્ઞ કરવામા આવે તે સાત્વિક કહેવાય છે

ફળની ઈચ્છા કરીને, કીર્તિ મેળવવાને દભથી કરવામા આવે અને સ્વર્ગનુ સુખ મેળવવાને કરવામા આવે—એ યજ્ઞ રાજસયજ્ઞ કહેવાય છે અને વિધિ વિનાનો, બ્રાહ્મણો–સગાસબધીઓ અને ગરીબોને ભોજન નહિ આપીને કે બ્રાહ્મણોને દક્ષિણા આપવી પડે, તેથી અધિકાર વિના જાતે પોતે શ્રદ્ધા વિનાનો યજ્ઞ કરે તે તામસયજ્ઞ કહેવાય છે

દાખલા તરીકે યુધિષ્ઠિરનો અને રામચન્દ્રજીનો રાજસૂયયજ્ઞ તેમજ રાજા પૃથુનો યજ્ઞ—બધા સાત્વિક યજ્ઞો હતા પુષ્કરમાં વસુદેવે કરેલો યજ્ઞ પણ સાત્વિક હતો, જ્યારે યયાતિ, પ્રતાપભાનુ અને બલીના યજ્ઞો રાજસતામસ હતા

વળી તપના પણ-કાયીક, વાચીક અને માનસીક-ત્રણ પ્રકારે છે, જે બરાબર સમજવા ઘટે.

**કાયીક તપ**:-અગ્નિ વિગેરે દેવોનું પૂજન કરવું. દ્વિજોને નમસ્કાર કરવા, આદકાર આપવો અને એમની સાથે સભ્યતા અને વિવેકથી વર્તવું. કથાવાચકો, ગુરૂઓ, વડીલો, ધર્માચાર્યો, સ્કુલો અને કૉલેજના અધ્યાપકો, વિદ્વાનો, ભક્તો, બ્રહ્મચારીઓ, વાનપ્રસ્થો તથા સાધુસંન્યાસીઓને વિવેક, નમ્રતા અને દાસભાવથી યોગ્યતાનુસાર દંડવત્ વંદન કરવા અને તેમનો અન્ન, વસ્ત્ર અને દક્ષિણા વિગેરેથી સત્કાર કરવો.

વળી દ્વિજોમા, પણ સત્યાસત્યના વિવેકીઓ, ધર્માધર્મના જ્ઞાતાઓ-જેમનામા પ્રભુપ્રેમ, પ્રભુભક્તિ અને આત્મોન્નતિને ઉપકારક જ્ઞાન છે, જે ઇશ્વરકૃપાથી અને ઇશ્વિરની અતિશય પ્રસન્નતાથી, કરોડો જન્મના પુણ્યથી પ્રાપ્ત થયેલા ફળથી ખાસ કરીને પ્રાપ્ત થયેલુ હોય છે, એવા જ્ઞાનીઓનું સત્કાર-માન-પૂજન અને દર્શન કરવું, ભક્તિ વડે સેવા, પ્રણામ અને ભોજન વિગેરેથી સત્કાર કરવો શરીરની બહારથી તેમજ અંદરથી પવિત્રતા અને મળરહિતપણુ રાખવું. કરવા યોગ્ય કર્મોમા અને સજ્જન પુરૂષોમાં કાયીક, વાચીક માનસીક એકરૂપતા રાખવી. શાસ્ત્રોએ મના કરેલા સમયે સ્ત્રીસંસર્ગ ન કરવો, પ્રાણીઓને પીડા ન કરવી-વિગેરે બધું '**કાયીક તપ**' કહેવાય છે.

**વાચીક તપ**:-જેવું અને જેટલું જોયું અને સાભળ્યું હોય તેટલુંજ -મીઠુંમરચુ ભભરાવ્યા વિના કહેવું; વળી સાચું કહેવું પણ કડવું ન લાગે તેવીરીતે, આનંદ ઉપજે એવીરીતે, હિત કરનારૂં વાક્ય બોલવુ, ઉદ્વેગ ન થાય તેવીરીતે સંભળાવવું, વ્હાલું લાગે તેવું બોલવું-આ બધું '**વાચીક તપ**' કહેવાય છે જે વાક્યનો ઉચ્ચાર કરવામા, સાભળનારને ઉદ્વેગ ન થાય, તેને પ્રિય લાગે તેવુ હોય, તેનું ભલુ થતું હોય કે તેનુ હિત સમાયેલું હોય અને જે બીલકુલ સાચું હોય એવુ બોલવું એનેજ વાચીક તપ કહેવાય છે. મુમુક્ષુઓએ કોઇપણ વાતચીત કરતા વાણીના ઉચ્ચારના ચાર પ્રકાર લક્ષ બહાર-જરાપણ જવા દીધા વિના બોલવું ન જોઇએ. વળી બ્રહ્મયજ્ઞની અંતર્ગત આવી, જતો સ્વાધ્યાય યા અભ્યાસ પણ વાચીક તપ કહેવાય છે. સ્વાધ્યાયને માટેના જે નિયમો, જેવાકે પૂર્વ દિશા તરફ મુખ રાખવું, પવિત્ર થઇને બેસવું,

હાથપગ બરાબર ધોઇને બેસવુ, પુસ્તકના પાના મેના આગળથી ન ફેરવવા અને એકધ્યાને વાચવુ એ પણ વાણીનુ તપ કહેવાય છે સ્તોત્રોને પાઠ કરવો, ફાજલ વખતમા યદ્વાતદ્વા ન બોલવુ, નિયમપૂર્વક મૌનવ્રત ધારણ કરવુ એ પણ વાંગ્મય તપજ કહેવાય છે જે વાતમા પ્રભુનો સબધ ન હોય તે વાત ન બોલવી એ પણ 'વાચીક તપ' કહેવાય છે

**માનસીક તપ**–મનને વિષયવાસના વડે વિમારી ન થવા દેવુ આત્માની સાથે મનને જોડી રાખવુ તેમજ સતોષી અને બીનતાલચુ બનાવવુ વળી મનને ઉપકારી અનુપકારી, ઇષ્ટાનિષ્ટ વિગેરે દ્વન્દ્વોમા સમાન માનનારૂ, પક્ષપાત નહિ કરનારૂ, નમ્રતાવાળુ, ક્રુરતા વિનાનુ કરીને સુદર બનાવવુ, પરમાત્માના માયીક અગર અમાયીક રૂપનુ અનુસધાન કરનારૂ કરવુ, મૌની અને ધ્યાનપરાયણ બનાવવુ–આ બધુ 'માનસીક તપ' કહેવાય છે આમાં મૌનીનો અર્થ બીલકુલ બોલવાનુ બધ કરવુ–એવો થતો નથી, સિવાય કે કોઇ અમુક સમય સુધી અમુક દિવસે નહિ બોલવાનો નિયમ રાખ્યો હોય આમ તો પશુઓને પણ મૌની ગણી શકાયને? વળી વિષયોમા ભટકવા જતા મનને અટકાવવુ એ પણ મનનુ મૌન યાને તપ કહેવાય છે 'જેના વડે ભાવના થાય છે એવુ જે અતકરણ તેમાં ઉદ્દભવતા રાગદ્વેષના વિકારોને ઉદ્દભવવા ન દેવા'–એ પણ માનસીક તપ કહેવાય વળી અશુભ સકલ્પો થવા ન દેવા એ પણ એજ તપમાં ગણી શકાય 'અતકરણના ભાવોની સશુદ્ધિ વિગેરે પૂર્વોક્ત બધુ મનથી સાધ્ય થતુ હોવાથી–એ બધી ક્રિયાઓ' ને માનસીક તપ કહેવામા આવે છે

હવે આ ત્રણે પ્રકારના તપને સમજાવવા એક દષ્ટાત મુખ્ય આપીશ જુઓ દૃષ્ટાંત–રાજા અબરીષનુ મહર્ષિ વ્યાસ એમને માટે કહે છે કે–

स वै मन कृष्णपदारविन्दयोर्वचासि वैकुण्ठगुणानुवर्णने।
करौ हरेर्मन्दिरमार्जनादिषु श्रुति चकाराच्युतसत्कथोदये॥
(ભા-૯-૪-૧૮)

ભાવાર્થ–તેણે તેનુ (અબરીષનુ) મન શ્રીકૃષ્ણના ચરણકમળમાં વાણી વૈકુઠ ભગવાનના ગુણગાન ગાવામા, બને હાથો શ્રીહરિના મદિરને સાફસુફ રાખવામા અને કાનને અચ્યુત ભગવાનની કથાઓ સાંભળવામાં–જોડ્યા હતા

આમ અંબરીશનું ત્રણે પ્રકારનું તપ અવિરત હોઈ ભગવાને એમની રક્ષા કરવા સુદર્શનચક્રને મૂક્યું હતું, જેણે દુર્વાસાના શાપથી ઉત્પન્ન થયેલી કૃત્યાને બાળી દુર્વાસાને પણ બ્રહ્મલોકની ત્રિમૂર્તિ સુધી દોડાવ્યા હતા અને છેવટે ભગવાન વિષ્ણુએ દુર્વાસાને અંબરીશનેજ શરણે જવા કહ્યું અને તેમ કરવાથીજ ઋષિ સુદર્શનના તાપથી બચ્યા હતા.

અંબરીશના તપનો બીજો પુરાવો પણ હતો કે જ્યારે દુર્વાસાએ ક્રોધ કરી તેને 'श्रियोन्मत्त' = 'લક્ષ્મીથી છકી ગયેલો', 'विष्णोरभक्त' = 'વિષ્ણુનો અભક્ત' વિગેરે શબ્દો કહ્યા, છતાં તેણે એક શબ્દ પણ સામો ન કહ્યો અને છેવટે જ્યારે દુર્વાસા તેને શરણે ગયા ત્યારે તેણે તો એજ માગ્યું કે –

> यदि नो भगवान्प्रीत एक. सर्वगुणाश्रय ।
> सर्वभूतात्मभावेन द्विजो भवतु विज्वर. ॥

ભાવાર્થ – 'જો સર્વ ગુણોના આશ્રય એક ભગવાન, સર્વ પ્રાણીઓ ઉપરના આત્મભાવને લીધે અમારા પર પ્રસન્ન થયા હોય તો આ બ્રાહ્મણ, દુઃખથી મુક્ત થાઓ.'

પ્રભુપ્રેમીઓ! આજ પ્રમાણેના ભગવાન નરનારાયણ, નારદમુનિ અને શુકદેવના, અપ્સરાઓથી ચલાયમાન ન થવાના દૃષ્ટાંતો તમે જાણો છો. દત્તાત્રેય અને જડભરતનું યાચના કરનારનેજ ઉપદેશ આપવાનું વાચીક તપ સુવિખ્યાત છે બાકી "બેસ આગળ ભાગવત ની કથા કહેવી" એ તો વાણીનો નિરર્થક વ્યય કર્યો કહેવાય વળી જે વાણી પર કાબુ ન હોય તેની અસર પણ થતી નથી.

આ પ્રમાણે તમને-કાયીક, વાચીક અને માનસીક–એવા ત્રણ પ્રકારનું જે તપ કહ્યું તેના પણ વળી ત્રણ ગુણના ભેદથી ત્રણ પ્રકારો–સાત્વિક, રાજસી અને તામસી–હોય છે.

જે તપમાં પરમેશ્વરની ભક્તિ જોડાયેલી હોય, ફળની આશાજ રાખવામાં આવી ન હોય અને ચિત્તની એકાગ્રતા રહેલી હોય તથા ઉત્તમોત્તમ શ્રદ્ધા વડે જે તપ તપવામાં આવતું હોય, એવા સાત્વિક તપને શ્રદ્ધાના કારણે ઋષિઓએ વખાણેલું છે.

જે તપ–લોકોમા મહત્તા ઉપજાવવા, પૂજ્યભાવ ઉપજાવવા, 'આ મહાન સાધુ આત્મા છે'–એવુ લોકોમા કહેવડાવવા અને કોઇ તક મળતા તકનો લાભ ઉઠાવી લેવાના પ્રયોજનથી–તપવામાં આવે છે તેને રાજસી તપ કહેવામા આવે છે વળી તપસ્વિ જેવા દેખાવા તપસ્વિના વેશમાં રહેવુ, તેના જેવુ માત્ર બોલવુ (આચરવુ નહિ)–એવા પ્રયોજનવાળા દંભીઓનુ તપ રાજસી તપ કહેવાય છે ટુકાણમા આ દુનિયામા આ શરીર વડે કોઇ લાભ ઉઠાવી લેવા અને પોતાના નાશવંત દેહને ઉપયોગી, તાત્કાલીક ફળ આપનાર, ક્ષણીક સુખ આપનારાળુ જે 'અધ્રુવ તપ' છે, તેને રૂષિઓએ 'રાજસી તપ' ગણ્યુ છે

હવે જે તપ અર્થ અને અનર્થના જ્ઞાન વિના, ફક્ત અજાણ્યા મૂર્ખાઓ કે જેમનામાં અહંભાવ રહેલો હોય છે અને જેમનામા પોતાની બુદ્ધિમત્તાની મોટાઇનો મિથ્યાભાવ રહેલો છે એવા લોકો જે પોતાના શરીરને પીડા આપી કલેશયુક્ત બનાવીને, બીજાઓને હાનિ પહોચાડવાના પ્રયોજનથી તપ તપે છે, એટલે તામસી ગુણથી ઉપજેલી શત્રુવટ માટે કરાતુ હોવાથી મુનિઓએ તેને 'તામસી તપ' ગણેલુ છે

પ્રભુપ્રેમીઓ! તપના જેવા દાનના પણ ત્રણ પ્રકારો હોય છે આ પ્રકારો સમજવા જેવા છે ગુણના ભેદથી પડેલા હોવાથી એ–સાત્વિક રાજસી અને તામસી–દાન કહેવાય છે. તપ કરવામા પૈસાનો ખર્ચ કરવો પડતો નથી યજ્ઞ કરવામા અને દાન દેવામાં દ્રવ્યનો વ્યય કરવામા આવે છે તેથી દ્રવ્યનો દુરૂપયોગ ન થાય અને તેને ખર્ચતા વિશેષમાં વિશેષ લાભ થાય, એવી ચતુરાઇથી દાન કરવામાં બુદ્ધિમતા રહેલી છે

સાત્વિક દાન –જે દાન–'ભગવાને મને આપેલુ છે અને હું ધર માટીને બેઠો છુ' એટલે મારે શ્રુતિસ્મૃતિની આજ્ઞા પ્રમાણે મારી આવકમાંથી દશાંશ પરાર્થે વાપરવુજ જોઇએ; વળી હુ માનવી છુ એટલે સામા ઉભેલા યાચકને મારે આપવુજ જોઇએ'–આવા વિચારથી અપાયેલ, વળી તીર્થસ્થાનોમા શાસ્ત્રોએ બોધેલા સમયમા અને પાત્રને જે દાન અપાય–એને સાત્વિક દાન કહેવામાં આવે છે.

**રાજસ દાનઃ**—જે દાન-સામો ઉપકાર કરી શકવાને સમર્થ હોય, અમુક ફળ મળશે-એવી ભાવનાથી અપાયેલું હોય અને અંતઃકરણમાં અતિલોભ અને સ્વાર્થની વૃત્તિથી ઉદ્‌ભવતા ક્લેશથી અપાતું હોય—તેને રાજસ દાન કહેવાય છે.

**તામસ દાનઃ**—જે દાન-દેશ, કાળ અને પાત્રનો વિચાર કર્યા વિના, સત્કાર કર્યા વિના, અપમાન કરીને અપાય તેને તામસ દાન કહેવામાં આવ્યું છે.

પ્રભુપ્રેમીઓ! કોઇ નાના વેપારીની પાસે મૂડી થોડી હોય અને તેટલાથીજ વેપાર કરી ઘણું કમાયું હોય ત્યારે તેની સ્થિતિની ઉપમા રાજસ દાનદાતાની આપી શકાય, જ્યારે બીલકુલ મૂડી વગરનો રખડેલ 'અહિં જાઉં તો મળશે કે તહિં જાઉં તો ફાવીશ?' ના કાવાદાવાઓ રમનારની સ્થિતિની ઉપમા તામસી દાનદાતાની આપી શકાય. એક થોડું આપી ઘણું (નામ) કમાયું છે અને બીજાને પૈસાની જગ્યાએ ઠીકરું આપી યાચકોને હડધૂત કરી દાનેશ્વરી કહાવવું છે.

**દૃષ્ટાંતઃ**—કોઇ એક ભક્તે સ્વપ્નામાં સ્વર્ગ અને નર્ક અને તેમાં રહેતા જીવોને જોયા અને તેને તેથી ભારે અજાયબી થઇ. કારણકે સ્વર્ગમાં તેણે એવા જીવો જોયા કે જેઓ તેમના પૂર્વજીવનમાં નિર્ધન અને નિર્બળ હતાં, જ્યારે નર્કમાં પડેલા જીવો પૂર્વે ધનવાન અને મોટા અધિકારી હતા. આ બેઉની વચ્ચે એક પાપશોધન સ્થાન હતું, જેમાં મોટામોટા ધનાઢ્યો, અમીરો અને પ્રસિદ્ધ દાનેશ્વરી જીવો હતા. પણ તેઓનાં રૂપ મલીન અને ક્લેશયુક્ત હતાં તેમજ તેઓ જાતજાતનાં ભારે કષ્ટો ભોગવી રહ્યા હતા. આ પ્રમાણેની વિચિત્ર ગતિ જોઇ સ્વપ્નદૃષ્ટા ભક્તને આશ્ચર્ય થયું અને તેમ થવાનું કારણ પૂછ્યું. જવાબમાં તે જીવોએ જવાબ આપ્યો કે, "ભક્તરાજ! આ સ્થાનમાં અમને રાખવાનું કારણ હવેજ અમારી સમજમાં આવ્યું છે. તે એક તો એ છે કે અમે અમારી ખુશામત કરનારનેજ દાન આપ્યું હતું. વળી બીજું કારણ એ છે કે કીર્તિ માટે, મોટાઈ સાચવી રાખવા માટે, રાજાને રાજી રાખવા માટે અને કોઇ લાભ ઉઠાવવા માટે અમોએ લાખો અને કરોડોનું દાન કર્યું હતું. ત્રીજું કારણ એ સમજાય છે કે દાન દેવામાં પ્રભુની પ્રસન્નતાનો ખ્યાલજ અમારા દીલમાં આવ્યો ન હતો. અમે સાચાં દીન અને દુઃખી

માનવીઓને જોયાં હતાં, પણ એમનાં દુ ખોના નિવારણનો ખ્યાલજ અમારા દીલમા આવ્યો ન હતો ટૂંકાણમાં અમોએ પવિત્ર મનથી, ફળની અનાસક્તિથી કે ઉદારતાથી દાન કર્યાંજ નહિ હતા અને દાનનો વેપારજ કર્યો હતો-જેથી આ બધુ ભોગવી રહ્યા છીયે ”

પેલા ભક્તને આમ ઉંડા નિસાસો નાખીને જવાબ આપતા સકામ દાનદાતાઓ પર બહુ દયા આવી અને એનું સ્વપ્નુ તૂટી ગયું પોતે જાગ્રત તો થયો, પણ સ્વપ્નાની વાતો ભૂલી ગયો ન હતો એણે તરતજ પ્રભુને પ્રાર્થના કરવા માંડી કે, “હે-પ્રભો ! મને ધન, દોલત, દ્રવ્ય ન આપશો હુ તમને ભૂલી જઈશ હુ આપની ભક્તિ ભૂલી જઈશ અરે ! હુ ભેદભાવી થઇ જઇશ મને જો કાઇ આપવાની ઇચ્છા કરો, તો મને તમારા પર શ્રદ્ધા રહે, તમારા પર વિશ્વાસ રહે અને તમારા પર મારી પૂર્ણ નિષ્ઠા રહે એવો બનાવો એવો બનાવવાની પણ આપની ઇચ્છા ન હોય, તો હુ તો આપની ઇચ્છાનેજ મારૂ જીવન આધીન કરૂ છુ હુ તો તમારે શરણે છુ શરણુ આપો કે ન આપો, એ પણ આપની ઇચ્છા માનીને હુ વર્તુ, એવી નિષ્ઠાવાળો મને રાખો, એવી મારી વિનતી સ્વિકારો ”

નિષ્ઠા શબ્દનો પ્રયોગ લોકોમાં-ભરોસો, વિશ્વાસ, ઇમાનત શ્રદ્ધા, રૂચિ, ભાવના, ઇચ્છા-સમજવામા, સમજાવવામા કે માનવામા આવે છે તેને વિષે વ્યાખ્યાનની જરૂર નથી માત્ર વિશ્વાસ શબ્દને લઇને વાર્તાલાપ કરાય તો પૂર્વોક્ત શબ્દોનો પ્રયોગ કરનારા આ વિષયને નિસ્સંદેહ સમજી શકે તેમ છે અને એ વિશ્વાસ અથવા નિષ્ઠાને સાથે રાખીને જગતની જે ઉપાસના, તેનો વિચાર ઉંડા ઉતરીને કરવો જરૂરનો છે ।

‘તપ તપવુ-ભોજન જમવુ-યજ્ઞવડે યજન કરવુ યા પૂજવુ, આરાધન કરવુ, ભજવુ, સેવવુ કે કોઇ પણ પ્રકારની ક્રિયા વડે ભજન કરવુ અને દાન દેવુ’-આ પ્રમાણેનુ આ અધ્યાયના ચોથાથી બાવીસમા શ્લોક સુધીમા કહેવાયેલું બધુ આ જીવના અંતસુધી શોકમુક્તિ અને સંસારબંધમુક્તિ માટે, પરદુનિયાના સુખ માટે અને નિત્યાનંદ, નિર્વાણપ્રાપ્તિ માટે કહ્યુ છે સકામ કરતા નિષ્કામ કર્મની નિષ્ઠાથી મોક્ષ પર વિશ્વાસ કરીને પોતાનામા પ્રભુભાવ

આણીને; પ્રભુભાવી થઇને, પ્રભુના પ્યારા બનીને 'કૈવલ્યપ્રાપ્તિને માનવીનું 'પરમધ્યેય સમજવા માટે,' આપણે હવે વાર્તાલાપ કરીશું. સાવધાન થવાથી વિષય સમજાય છે.

માનવીઓનું ધ્યેય સ્વસ્વરૂપને સમજીને પરમાત્મા સાથે એકતા કરીને બ્રહ્મસ્વરૂપ બનવાનો છે એ માટેનું આરાધન બે પ્રકારનુ છે. એક વૈષ્ણવી અને બીજુ શૈવી છે. આરાધનના બેઉ પ્રકારમા ભગવાનનું સ્વરૂપ પણ–સગુણ અને નિર્ગુણ–એમ બેઉ પ્રકારનું છે. સગુણ સ્વરૂપનુ આરાધન અને અને જ્ઞાન, નિર્ગુણ સ્વરૂપના આરાધન અને જ્ઞાનને ઉપકારક છે. જ્ઞાન વિના બ્રહ્મસ્વરૂપ બની શકાતું નથી જ્ઞાન છે તો શબ્દ વડે એકત્વ, પણ વિશ્વનું નાશવત હોવાનું જ્ઞાન નિશ્ચયવાળુ થયા પછી પોતાના આત્માનું નિત્યપણાનું જ્ઞાન નિશ્ચયવાળુ થવાની જરૂર રહે છે આત્માના નિત્યપણાનુ જ્ઞાન નિશ્ચયવાળુ થયા પછી પોતાનાજ આત્માનું બ્રહ્મ હોવાનુ જ્ઞાન નિશ્ચયવાળું થવાની જરૂર રહે છે પોતાનાજ આત્માનુ બ્રહ્મ હોવાપણાનું જ્ઞાન નિશ્ચયવાળું થયા પછી શોકમુક્તિ અને સસારબંધમુક્તિનો અનુભવ થવા લાગે છે. માત્ર 'હું બ્રહ્મ છુ' એમ બોલવાથી અગર એવુ બોલેલું સાભળવાથી મોક્ષાનુભવ થતો નથી. પૂર્વોક્ત ઉપાસનાઓ મોક્ષાનુભવનુ કારણ સમજવું ઘટે.

વૈષ્ણવી ઉપાસના–ઉપાસક પાસેથી વ્યવહારીક પ્રવૃત્તિની સાથે માગે છે સમાધિદશામા રહેવાનુ અને સમાધિદશા માગે છે વૈરાગ્ય, મમતાત્યાગ અને પ્રભુપ્રેમ વૈષ્ણવ પાસેથી માગે છે સ્વાર્પણ. કોઈ પણ વૈષ્ણવે શ્રીકૃષ્ણને સ્વાર્પણ કર્યું એટલે બાકીની બધી બાજી શ્રીકૃષ્ણ પોતે સભાળી લે છે. આ સ્વાર્પણભાવ ટકાવી રાખવાનો યત્નજ ઉપાસકને કર્તવ્ય રહે છે

શૈવી ઉપાસના–બહુ વિલક્ષણ, અટપટી અને આકરી હોય છે ભલાભલા બુદ્ધિમાનો પણ શ કરની ઉપાસના કરવામા ગોથા ખાય છે. તેઓ આમ ગોથા ખાતા પણ ઉપાસનાને સમજતાજ નથી. છેવટે તેઓ ઉપાસનાની કર્તવ્યતાને જાણ્યા વિનાજ દેહ છોડે છે 'શિવાલયમા જવું, શિવલીંગને બે હાથ જોડી નમસ્કાર કરવા, બે ગાલ પર તમાચા મારતા' બોમ–બોમ ' બોલવું, ઘટ વગાડવા અને દેવળના ઓટલે બે ઘડી બેસી ચાલ્યા જવું કે બીજા બેઠા હોય તેની સાથે ગપગપાટા હાકવા'–આ શ કરની સાચી ઉપસના નથી

જેમણે ત્રિલોકીને ઝેરથી નાશ થતી બચાવવા સમુદ્રમથનના પરિણામે નીકળેલું હલાહલ ઝેર પોતે પીધું એવા ભગવાન શંકરના ઉપાસકે નાશવંત સંસારના સુખોનો ત્યાગ પોતાના નાશવંત શરીર વડે કરીને શરીરને ભસ્મ અને રુદ્રાક્ષની માળા વડે સજવું અને સર્પ સમાન વસ્ત્રાલંકારોને માનીને ત્યાગી પ્રાણીમાત્રના હિતચિંતક અને કલ્યાણકારક બનવું–એ સાચી ઉપાસના છે

પ્રભુપ્રેમીઓ! શં=કલ્યાણ+કર=કરનાર એટલે જેઓ પ્રાણીમાત્રનું–રાક્ષસોનું પણ કલ્યાણ કરે છે અને જેમને દેવો તરફ પણ પક્ષપાત નથી એવા દેવ–મહાદેવના ઉપાસકો એવી વિધિસરની ઉપાસના કરનારાઓ ઝાઝા માનવીઓ ન હોય જેની આત્મશુદ્ધિ હોય એવા બાળકો પણ ઓછાજ હોય અને એ ઓછાઓના વર્ગમાંથીયે દંડી સંન્યાસી તો કોઈકજ હોય દંડ વિનાના સંન્યાસી થવું રહેલું છે.

ભગવાન શંકર, સંહારક દેવ છે અને તેઓ રુદ્ર તરીકે પ્રસિદ્ધ છે. એટલા માટેજ કેટલાક માનવીઓ રુદ્રથી ડરે છે રુદ્ર કોનો નાશ કરે છે એ સમજવું પણ અઘરું છે. બહુ થોડા ઉપાસકોજ એ રુદ્રભગવાનથી ડરતા નથી અને સ્વસ્વરૂપ જ્ઞાન સિદ્ધ થવા ઉત્સાહપૂર્વક એ દેવની ઉપાસના કરે છે. એ દેવને શ્રુતિ કેવા ગાય છે તે જાણવું ઘટે છે. શ્રુતિ–

यो देवानां प्रभवश्चोद्भवश्च विश्वाधिपो रुद्रो महर्षिः ।
हिरण्यगर्भं जनयामास पूर्वं स नो बुद्ध्या शुभया संयुनक्तु ॥
या ते रुद्र शिवा तनूरघोराऽपापकाशिनी ।
तया नस्तनुवा शंतमया गिरिशंताभीचाकशीहि ॥
यामिषुं गिरिशंत हस्ते बिभर्ष्यस्तवे ।
शिवां गिरित्र तां कुरु मा हिंसीः पुरुषं जगत् ॥

(શ્વે–ઉ–અ–૩–શ્લો–૪–૫ ૬)

ભાવાર્થ.–ઈન્દ્રાદિ દેવોની ઉત્પત્તિના ને વિભૂતિના હેતુરૂપ, જગતના પાલક–રુદ્ર–અવિદ્યાનાશક અને સર્વજ્ઞ હિરણ્યગર્ભને જગતની પૂર્વે જે ઉત્પન્ન કરતા હતા, તે અમને શુભબુદ્ધિ સાથે જોડો (૪), હે રુદ્ર! તમારૂં જે શુદ્ધ,

અવિદ્યા અને તેનાં કાર્યોથી રહિત, આનંદ ઉપજાવનાર અને પુણ્યને પ્રકટ કરનારું સ્વરૂપ છે, જે વધુમાં વધુ અને તેનાથીયે વધુ આનંદસ્વરૂપ છે, તે વડે હે શુદ્ધ સત્વગુણરૂપ! પર્વતમાં સ્થિત યઇને સુખનો વિસ્તાર કરનારા! તમે અમારા પર દૃષ્ટિ કરો (૫); હે શુદ્ધસત્વગુણરૂપ! તમે પાપીઓ પર ફેંકવા માટે, હાથમાં જે બાણને ધારણ કરો છો તેને હે ગિરિત્ર! સ્વભક્તોનું પાલન કરનારા! તમે મંગલરૂપ કરો અને પુરૂષરૂપ જગતની–આચાર્યાદિ જ્ઞાનનાં સાધનોની હિંસા ન કરો.

પ્રભુપ્રેમીઓ! ભગવાન શંકરનું આ સ્વરૂપ તમે જોઈ શકયા? સમજી શકયા? શંકરનો આ ગુણ, આ ઉપાસના અને આ પ્રમાણોના આરાધનને પણ સમજી શકયા? વળી બીજી શ્રુતિઓ:–

अजात इत्येवं कश्चिद्भीरुः प्रपद्यते ।
रुद्र यत्ते दक्षिणं मुखं तेन मां पाहि नित्यम् ।
मा नस्तोके तनये मा न आयुषि मा नो गोषु मा नो अश्वेषु रीरिषः ।
वीरान्मा नो रुद्र भामिनो वधीर्हविष्मन्तः सदमित्त्वा हवामहे ॥

(શ્વે. ઉ. અ. ૫–શ્લો. ૨૧–૨૨)

ભાવાર્થ.–આપ જન્મરહિત છો તેથી મારા જેવો સંસારથી ભય પામેલો કોઈ આપનું શરણ ગ્રહણ કરે છે. હે અવિદ્યાનાશક! જે આપનું આનંદ ઉપજાવે એવું મુખ છે, તે વડે આપ મારું સર્વદા રક્ષણ કરો. (૨૧) હે રૂદ્ર! અમારા પુત્રોપૌત્રોનો વિનાશ ન કરો, અમારા આયુષ્યનો વિનાશ ન કરો, અમારી ગાયોનો અને ઘોડાઓનો વિનાશ ન કરો, ને ક્રોધયુક્ત થઈ અમારા પરાક્રમી દાસોને ન હણો અમે હવિષ્યુક્ત થઇને સર્વદા અમારા રક્ષણ માટે આપને નિમંત્રણ કરીયે છીયે. (૨૨).

આ છે શંકરની પ્રાર્થના વિષમતો વિનોનો અને જગતમાં જેનો સમાન નથી એવા ભગવાન શંકરની કૃપાથી ઈષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટનો પરિહાર થાય છે. પ્રલય સમયે પણ શંકર પોતાના ભક્તોને બચાવી લે છે એવા ભગવાનથી કોણ ડરે?

પ્રભુપ્રેમીઓ! જેમણે પોતાના જીવનમા સાચુ જ્ઞાન લીધુજ નથી, કે લેવાની તમન્ના રાખી નથી, જેમણે ગુરૂના ઉપદેશોની અવહેલનાજ કરી છે, જેમણે કહેવુ છે કાંઇ અને કરવું છે બીજુ—એવાઓ રૂદ્રની ઉપાસનાથી ડરે છે જુઓ! આપણી દુનિયામા અને ખાસ કરી ભારતમા શાંતિનુ પરિણામ લાવના અહિંસાનુ અમોઘશસ્ત્ર ગાધીજીએ બતાવ્યુ એવા ગાધીજીના ઉપરચોટીયા અનુયાયીઓએ તેમને ખુશ કરવા અપનાવી અહિંસા, પણ એમના ખૂન પછી એ બનાવટી પડદો દૂર થયો. હિંસાએ ઉપાડીયા કર્યા અને નિર્દોષ મરાયા, લુટાયા, ઘરબાર વિનાના થયા, કેટલીયે બ્હેનોની લાજ મર્યાદા લુટાઇ અને તેમના અપહરણો થયાં આવા ઉપરચોટીયાઓને ડર છે ભગવાન રૂદ્રનો અને ડર છે એમને પોતાની પાસેનાનો બાકી અવિદ્યા અને એના પરિવાર—કામાદિ ષડ્વિકારના શત્રુ—એવા ભગવાનથી ડરવાનુ શુ? સસાર અને શરીર નાશવત છે, તેનો ભય શો?

પરમેશ્વરને પામવુ એટલે પરમેશ્વરના માયારહિત ગુણવાળા બનવુ. પરમેશ્વરની ઇચ્છાને ઓળખવી અને તેમને પ્રાપ્ત કરવાના સાધનો જાણી તેમા મચ્યા રહેવુ એ બધુ ઇશ્વરીજ્ઞાન કહેવાય છે. ગુરૂઓ, મુક્તપુરૂષો અને ભક્તોનેજ ભગવાનનુ જ્ઞાન હોય છે શાસ્ત્રોદ્વારા, ગુરૂઓદ્વારા અને ભક્તોદ્વારા રૂચિ પેદા થાય તેના સાધનો કરવાની સમજનુ જ્ઞાન મળે જેમ કોઈ વિદ્યાર્થીને શિક્ષક નકશામા કાનપુર શહેર બતાવે અને શિષ્ય સમજે કે કાનપુર હિન્દુસ્તાનમા અમુક પ્રાતમા આવે છે, પણ તે શહેરનો તેથી વિદ્યાર્થીને જાત અનુભવ ન થાય, તેમ સાધનો જાણી શકાય ખરા, પણ તેને આચર્યા વિના, સાધનો કર્યા વિના ચિત્તશુદ્ધિ થાય નહિ અને ચિત્તશુદ્ધિ થયા પછીથીજ સાધકને સમાધિદશામાજ આત્માનો સાક્ષાત્કાર થાય છે જે જ્ઞાનવડે સાક્ષાત્કાર થાય છે, તે જ્ઞાનને બ્રહ્મજ્ઞાન કહેવામા આવે છે.

જેના હૃદયમાં બ્રહ્મજ્ઞાન ન હોય એને સમૃદ્ધિ હોવા છતાં શોકમુક્તિ અને આનંદનો અનુભવ થતો નથી. સુખ—એ સુખી એવા બ્રહ્માંજ છે, આનંદ—એ આનંદ એવા બ્રહ્માંજ છે, નિત્યતા—એ નિત્ય એવા બ્રહ્માંજ છે. માનવીઓએ બ્રહ્મજ્ઞાનરૂપી ભોજન કરીને જીવવુ ઘટે. તૃપ્તિ જ્ઞાનવડેજ થાય છે. જ્ઞાન વિના માનવી

**સાચો ભૂખ્યો રહી વલખાં મારે છે. જ્ઞાન વિના માનવી દુઃખી, અશાંત, આશ્વાસનરહિત અને ઉદ્વેગી બને છે. બ્રહ્મજ્ઞાનથીજ આત્માનું હનન થતું અટકે છે. યાદ છે ને કે આત્મા તમે પોતેજ છો?**

માનવીઓ જેટલાં પાપો કરે છે તે બધાં બ્રહ્મજ્ઞાનના અભાવથી કરે છે. ઝેરવેર, લોભ, પરપીડા, મારામારી, ગાળાગાળી, ચોરી, છીનાળી—આ બધુ માનવી કરે છે બ્રહ્મજ્ઞાનના અભાવથી અને સ્વસ્વરૂપના જ્ઞાનના અભાવથી. કેદખાનામાં સબડતા અભાગીયા માનવીઓ બ્રહ્મજ્ઞાનમાં અજ્ઞાતજ હોય છે. જે દેશમા, જે ગામમાં, જે ફળીયામાં અને જે ઘરમાં બ્રાહ્મણ વસતો નથી, જ્યાં દેવમંદિરો નથી, જ્યાં વૈષ્ણવો અને ભક્તો નથી, જ્યાં સત્સંગ થતો નથી, ત્યાં ત્યાં ઝીણી નજરથી જોયાં કરશો તો સમજાશે કે માનવીઓ ધર્માધર્મને અને પુણ્યાપુણ્યનેજ જાણતાં હોતા નથી, તો પછી બ્રહ્મસ્વરૂપ અને સ્વસ્વરૂપને જાણવાની તો વાતજ કયાં! આ બ્રહ્મજ્ઞાન તો બ્રહ્મજ્ઞાની ગુરૂ પાસે રહીને, તેમની સેવા કરીને શ્રદ્ધાભક્તિવડે શિક્ષાને અનુસરીને મેળવાય છે. બાકી ચૌદ વિદ્યા અને ચોસઠ કળાઓ ભણ્યા છતાં, જો પ્રભુ પર પ્રેમ ન થયો તો એ ભણેલું કાંઈ ખપનું નહિ. અરે, એમ. એ, બી. એ, વ્યાકરણાચાર્ય કે દાર્શનીક થયા છતાં, જો વિનય ન આવ્યો, નમ્રતા ન આવી, અભિમાન ન ગયું કે પ્રભુને સ્વાર્પણ ન કર્યું કે આત્મજ્ઞાન ન આવ્યું તો એ બધી વિદ્યાઓ, દરેક પ્રકારના કલેશો કરાવનારી થાય છે શિક્ષણ કે જે સંસાર સાગરને સહેલાઇથી તરી જવા માટેનુંજ મળવું જોઇએ, એનેજ સાચું શિક્ષણ કહેવાય છે. આ બાબતમાં હસવાનું એક વૃત્તાંત કહું એવું 'બ્રહ્મજ્ઞાન વિનાનું બધું અજ્ઞાન છે' એવું તમે સમજી લેશો:—

**દૃષ્ટાંતઃ**—કોઇએક શેઠ પોતાનાં વહાણોમા માલ ભરી લાંબે વખતે પોતાના દેશ તરફ પાછો ફરતો હતો. જેમજેમ પોતાનું શહેર આવતું ગયું, તેમતેમ વહેલા ઘેર પહોચવાની ઇચ્છાથી વહાણના ટંડેલોથી માંડી બધાની ઉત્સુકતા વધતી જતી હતી એમાંના શેઠવાળા વહાણમાં શેઠે એક મોટું ઘડિયાળ પણ રાખેલું હોઇ, તે વહાણના ટંડેલે વખત જાણવા શેઠ પાસે આવી પૂછ્યું, 'શેઠ! કેટલા વાગ્યા હશે?' શેઠે તેના જવાબમાં જરા મશ્કરીના રૂપમાં કહ્યું, 'અલ્યા! ભગવાને આંખો તો આપી છે અને આ ઘડિયાળ તો તારી સામેજ

છે, છતાં મને કેમ પૂછે છે?' ટંડેલે જવાબ આપ્યો, 'શેઠ! હું કાંઇ ભણ્યો ભણ્યો નથી. એટલે ઘડિયાળમાં જોતાં મને કેમ આવડે? તેથીજ મેં પૂછ્યું કે હવે આપણે ઘેર પહોંચવાની કેટલી વાર છે તે જાણી શકાય.' શેઠે તેને કહ્યું, 'અલ્યા! તું ભણ્યો નથી ત્યારે તો તારી જીંદગી નકામી ગઈ. વારુ, તું પરણ્યો છે. ખરો કે નહિ?' ટંડેલે કહ્યું, 'શેઠ! હું બહુ ગરીબ છું. આ ધંધામાંથી મારા એકના પેટનું પુરું થતું નથી, ત્યાં પરણવાની પીડામાં ક્યાં પડું?' શેઠ બોલ્યા, 'અરર! પરણ્યો પણ નથી? અલ્યા! બૈરીછોકરાં વિના જીવતર એળે જાય એળે. એવી એકલવાઈ જીંદગીમાં સુખ પણ ક્યાંથી મળે? ખરેખર, તારી અર્ધી જીંદગી બરબાદ ગઈ. ચાલ, પણ ભાઈ! કાંઇ પરેશાઇ કરતાં આવડે છે કે નહિ? અને કાંઈ ધંધો જાણે છે કે આટલું હોડી હાંકવાનુંજ આવડે છે?' ટંડેલ બોલ્યો, 'શેઠ! બસ, હોડી હાંકવા સિવાય બીજું કાંઈ આવડતું નથી. આપણે તો બસ એના રાજા, બીજી માથાફોડમાં ઉતરવાનું કામેય શું? રોટલો મળે છે, પછી કાંઇ તમારા જેવા હમે લખેશરી તો ઓછાજ થવાનાં છીએ કે આમ ડાહ્યું મારવું અને તેમ ડાહ્યું મારવું?' શેઠે જવાબ દીધો, 'ત્યારે તો ટંડેલ! તારી પોણી જીંદગી રદ ગઈ.'

પ્રભુપ્રેમીઓ! આ પ્રમાણે શેઠ અને ટંડેલની વાત ચાલતી હતી; એટલામાં તોફાન સાથે પાણીનું એક પ્રચંડ મોજું આવ્યું અને વહાણ સાથે અથડાવાથી, વહાણ એકદમ પાસેના ખડક સાથે અથડાયું. ટંડેલ બીધો કદાચ વહાણ ભાંગી જશે, કે ડૂબી જશે એવી બીક લાગવાથી તેણે શેઠને કહ્યું; 'શેઠ! જરા ધાસ્તી લાગે તેવું છે, પણ તમને તરતાં આવડે છે કે નહિ?' શેઠ બોલ્યા, 'ભાઇ! બધું શીખ્યો છું, પણ તરતાં શીખ્યો નથી.' ટંડેલે તરતજ જવાબ આપ્યો, 'ત્યારે, તો શેઠ! મારી જીંદગી તો પોણી રદ ગઇ, પણ તમારી તો આખી જીંદગી રદ ગઇ સમજો.' આટલું કહી ટંડેલ તો કૂદી પડ્યો પાણીમાં અને તરતો તરતો સામે કાંઠે જઇ પહોંચ્યો અને બધું જાણનાર શેઠ વહાણની સાથે ડૂબી ગયો. અસ્તુ.

ઘણા માણસો ઘણું જાણે છે પણ જાણવા કરતાં ડંફાસ બહુ મારે છે. ખરીરીતે તો તેઓ પણ જે જાણવા લાયક છે તે જાણતાજ નથી હોતા. પોતાની મૂર્ખાઇથી, પોતાનીજ ભૂલોથી, જીવનમાં ગુંચવાયલા જીવનનો ઉકેલ

આણી શકતા નથી. એ વખતે એમને પોતાનું ભણેલું ભણતર નકામું જણાય છે પણ ગુંચવાયલા જીવનથી છૂટવા માટેનું જે ભણતર—ત્યાગ—તે ભણ્યા નહિ હોવાથી ગુંચવાઇનેજ મરે છે અને મનુષ્યશરીર મળ્યા છતાં મળેલી તકનો ઉપયોગ નહિ કર્યાથી જન્મમરણના ફેરામાં ફરીને પાછા પડે છે અને કુતરા—ડુક્કરનાં શરીરોમાં જાય છે. આ બધું મહાત્માઓ જ્ઞાનમાં ધાકો પડી જાય એવા પોકારો કરીકરીને માનવીઓને કહે છે કે—"પ્રભુને પીછાનો; આ અમૂલ્ય માનવમાળખો મિથ્યા ખોવો છો." છતાં કોઈ વીરલાજ એ સાંભળે છે.

लगा दिल ईससे प्यारे, अगर मुक्तिको पाना है।
बनरन आम हझरत को सीवा क्या हाथ आना है॥
यह दुनिया चंद रोजा है, यहां रहना नहि दायम।
जवां हो पीर हो तिफलक, सबोंने छोड जाना है।
करोडो हो गये योद्धा, जो भारतके सितारे थे।
नशा उनका कहां बाकी, कहां उनका ठिकाना है।
बहारे जिंदगी पर किस लिये, भूला फिरे नादां।
ख्वाजाको याद रख जिसने, नशा तेरा मिटाना है।

વાહ, હવે આપણે આપણો વાર્તાલાપ પાછો નિષ્ઠા—નો શરૂ કરીયે માનવીઓ આસુરીસંપત્તિથીજ ગુંચવાય છે 'દાનતે બરકત અને તુખ્મે તાસીર'—એ કહેવત છે જેવી માનવીની દાનત અને નિષ્ઠા, તેવું તેનું ફળ અને જેવું ફળ તેવો તેનો સ્વાદ પવિત્ર નિષ્ઠાથી માનવી શોકમુક્ત રહે છે. અપવિત્ર નિષ્ઠાથી અસજ્જન થાય છે અને તેની અસર તેમનાં બાળકો પર પડતાં અસજ્જનતાનો વેલો આગળ વધે છે. માબાપો પોતાના અવગુણો જાણે છે, છતા નથી ઇચ્છતાં કે તેમના બાળકો તેમના જેવા થાય. તેમનો ઉપદેશ બાળકોને ઉતની અસર કરે છે માબાપની કાયીક, વાચીક વર્તણુક એમની નિષ્ઠાનુસાર કોઇ વખતે પણ ખુલ્લી પડ્યા વિના રહેતી નથી. એ ઉપદેશ શાસ્ત્રાનુસાર નહિ હોવાનું એ કારણ છે શાસ્ત્રો વેદને અનુસરતા હોય છે. તેનો ઉપદેશ ખામી વિનાનો હોય છે જે શાસ્ત્રો વેદને અનુસરતાં હોતા નથી એવા શાસ્ત્રોનું જ્ઞાન ધરાવનારા અને મનગઢીત ઉપદેશ દેનારાઓનો ઉપદેશ બાળકો પર ઉલટી અસર કરે છે જે માબાપો શાસ્ત્રોને અનુસરીને

બોધ આપતા પોતાનાં બાળકો પાસે કબુલ કરે કે 'અમે આ પ્રમાણે નથી ચાલી શક્યા, પણ તમે તેમ ચાલશો તો સુખી થશો'–તો એવો ઉપદેશ બાળકો ઉપર ઉલટી અસર કરનારો થતો નથી."

આવીજ રીતે માનવીઓ માત્ર માટે જ્ઞાન એકજ છે એ જ્ઞાનને વેદ કહેવામા આવ્યુ છે. એ જ્ઞાનને બ્રાહ્મણોજ સમજી શકે અને ઉપદેશી શકે. બ્રાહ્મણોનુ કામ પોતાને માથે લઇને જે ઉપદેશ આપવા મંડી જાય, તેની અસર લોકો પર ઉલટી થાય છે. પોતાનું ચિત્ત–Conscoince કહે એજ ખરૂ, એમ માની આચરણ કરનાર એક મોટી ભૂલ કરે છે. વેદોને નહિ અનુસરીને, જેઓએ ઉપદેશનું કામ હાથમા નજ લેવુ જોઇયે, એવાઓએ ધર્મ રચીને માનવીઓને ધર્મ ઉપદેશેલો છે. એવા અબ્રાહ્મણોના ઉપદેશની અસર માનવીઓ પર ઉલટી થઇ છે કારણ એનુ એકજ છે અને તે એ છે કે મોક્ષની વ્યાખ્યા બ્રાહ્મણો વિના બીજા સમજી શકેજ નહિ છતા ઉપદેશનુ કામ માથે લે છે. જુઓ બુદ્ધના ઉપદેશની અસર–લોકોએ વૈરાગ્ય અને જડ ચેતનનો વિવેક હાનિકારક માન્યો, મહમદ સાહેબના ઉપદેશની અસર–લોકો ક્રૂર અને હિંસક બન્યા; જરથુસ્ત્રના ઉપદેશની અસર–લોકો તાડી અને શરાબ પીનારાં થયાં, ગાંધીજીના ઉપદેશની અસર–લોકો ખૂનની, બદલી ખૂનથી, લૂટથી અને આગથી લેવા લાગ્યાં મનગંઠિત અવૈદિક અનધિકારીથી અપાતો ઉપદેશ ઉલટી અસર કરે છે.–વૈદી વૈષ્ણવી ઉપદેશના રચયિતા બ્રાહ્મણોએ વેદાનુસાર સપ્રદાયો આપ્યા છે. એ સપ્રદાયોના આચાર્યો બ્રાહ્મણોજ છે. દુનિયામાં જ્યારે જ્યારે અશાતિ થઇ છે, તે અશાતિનુ કારણ વેદધર્મનુ અજ્ઞાન વિના બીજુ કશુ નથી. એ વેદધર્મનુ પુસ્તક શ્રીમદ્ ભગવદ્ગીતા છે. ભગવાન રામચન્દ્રે અને ભગવાન શ્રીકૃષ્ણે પણ બ્રાહ્મણોનુ કામ પોતાને માથે લઇ લીધુ નથી. તેઓએ સનાતન ધર્મને અનુસરીનેજ પોતાનુ આચરણ આચર્યું છે છતા ભગવાનની માયા મહાપ્રબળ છે; 'હમે સનાતનધર્મના છીયે' એમ બતાવનારા કોઇક માનવીઓની નિષ્ઠા દંભી અને સ્વાર્થપરાયણ પણ હોય છે

દૃષ્ટાંત.–કોઇએક કથાવાચક બ્રાહ્મણ ગામેગામ ફરી રામાયણની કથા કરી પોતાનો નિર્વાહ ચલાવતો હતો ભગવાન રામચન્દ્રજ પોતાનો યોગ–ક્ષેમ નિભાવે છે, એવી એને પુરી શ્રદ્ધા હતી બનતું પણ તેવુ જ એક વખતે

તે એક ગામમાં રામાયણ વાચવા શંકરના મંદિરમા બેઠો અને કથા વાચવી શરૂ કરી ગામના લોકો શ્રદ્ધાળુ તો હતા, પણ તેઓની આર્થીક સ્થિતિ બહુજ સાધારણ હતી વળી ગામ પણ નાનુ હતુ એટલે ધીમેધીમે બ્રાહ્મણને અનુભવ થતો ગયો કે 'આ વર્ષે ભગવાન લાજ રાખે તો સારૂં, કારણકે દર વર્ષની માફક આ વર્ષે દક્ષિણા મળવાનો સંભવ દેખાતો નથી ' છતા ઇશ્વરપર પુરો ભરોસો રાખી તેણે કથા ચાલુ રાખી અને પૂર્ણાહુતિનો એકજ દિવસ બાકી રહ્યો

આ કથાવાચકના શ્રોતાસમાજમા એક બહુ ખટપટીયો, ચાલાક અને હરામનુ ખાનારો દાનતવાળો વાણીયો આવતો હતો એની દાનત પહેલેથીજ આ બ્રાહ્મણ પાસે કાંઇ પડાવવાની થઇ, એટલે રોજ મોડો આવી, કથા સાભળવા કોણકોણ આવે છે, તેનુ બારીકાઇથી નિરીક્ષણ કરતો અને કથા પુરી થયે મહારાજને મળી નવા આવનાર શ્રોતાને તો પોતેજ લાવ્યો છે એમ વાત કરતો 'તમારી કથામાતો કાંઇ દમ દેખાતો નથી લોકો આવે છે તે કંટાળી જાય છે કાંઈ બે ત્રણ દૃષ્ટાતો મુકો તો લોકો વધારે આકર્ષાય તમારી પહેલા તો આ ગામમાં એવાએવા પંડિતો આવી ગયા, કે તેઓ તો સેંકડો રૂપીયા લઈ ગયા તમે નવા છો, છતાં હું તમારો એવો પ્રચાર કરૂં છુ કે તમારે દર વર્ષે આ ગામમા આવવાનું નક્કી થાય, તમારી પ્રતિષ્ઠા વધે અને ઓછામા ઓછા બસો અઢીસો રૂપીયા મળે મારી મહેનતનુંજ આ બધુ ફળ છે'—આવી વાતો કરી તે વાણીયો મહારાજના ઉપર પોતાનો પ્રભાવ જમાવવા પ્રયત્ન કરતો અને બીચારો ભોળો બ્રાહ્મણ તેના ઉપર વિશ્વાસ રાખતો થયો હતો

હવે, પૂર્ણાહુતિને આગલે દિવસે એવુ બન્યું કે મહારાજ કથા વાચી, પોથી બાંધી ઘેર ગયા તે અરસામા વાણીયાની આખ ઉજાગરાના કારણે ઘેરાઇ ગયેલી હોઈ લોકો ક્યારે વીખરાઈ ગયા તે તેને ખબર પડી નહિ અને ગામના લોકોમા તો એનો વકકર એવો હતો કે કોઇને એની પડેલી નહિ, એટલે મધ્યરાત્રિ સુધી તે સાં ઉંઘતો પડી રહ્યો એવામા તે નિર્જન મંદિરમા કોઇ કાંઇ વાત કરતુ હોય તેવો એને અણસારો સમજાયાથી, બીકથી આખો બંધ કરી, કાન સરવા કરી, ચોરી થતી વાતો સાભળવા લાગ્યો વાત ભગવાન શંકર અને હનુમાન કરતા હતા એવુ તેના મનમા નક્કી થયુ શંકરે કહ્યુ

"પ્રિય હનુમાનજી! આ બીચારો બ્રાહ્મણ આપના પ્રિય ઇષ્ટદેવની કથા પૂર્ણ શ્રદ્ધાપૂર્વક કરે છે, છતાં એને કાંઈ આ ગામના લોકો તરફથી વધુ દક્ષિણા મળે એમ નથી લાગતું. તો જો એમ થાય તો એની ભગવાન રામચન્દ્રજી તરફની શ્રદ્ધા ઓછી થાય અને રામાયણની કથા કરતો અટકી પડે માટે એને કાંઈક વધુ મળવું જોઈએ" હનુમાનજીએ જવાબ આપ્યો, "ભગવન્! આપની વાત સત્ય છે. આપ આજ્ઞા કરો તેમ ગોઠવણ કરું. મારા વિચારે એને એક હજાર રૂપીયા તો મળવા જોઈએ" શંકર સહમત થયા અને નક્કી કર્યું કે બ્રાહ્મણને આ કથાની દક્ષિણામાં હજાર રૂપીયા આપવા વાતો બંધ પડી, એટલે પેલો વાણીયો તો મનમાંજ બધા વિચારો ગોઠવી સફાળો બેઠો થઇ ઉઠ્યો અને ગયો બ્રાહ્મણના મુકામ પર

બરાબર મળસ્કાના સાડાચાર પાંચનો સુમાર હશે એટલે બ્રાહ્મમુહૂર્તમાં બ્રાહ્મણ તો પથારીમાંથી ઉઠ્યોજ હતો, તે વખતે વાણીયાએ આવી વાત કરવા માંડી. "મહારાજ! હવે આજે તમારી કથાનો છેલ્લો દિવસ છે આજે તમને લોકો પુષ્કળ દક્ષિણા, અનાજ, બધું આપશે, પ...ણ તમે મારો શો વિચાર કર્યો? તમે જાણો છો કે તમને જે આજે મળવાનું છે, તે બધુ મારી મહેનતનું પરિણામ છે. નહિ તો તમારી કથા અધુરી રહેતે અધુરી. માટે હવે આજે તો કાંઇ ચોખવટ થાય તો સારૂ." બ્રાહ્મણ ચમકી ગયો છતા બોલ્યો, "ભાઇ! તમે મારે માટે જે મહેનત કરીછે તે માટે તમારો આભાર માનું છું. પણ મને પચ્ચીસ રૂપીયાથી વધુ મળે એમ હું માનતો નથી. હવે તમેજ વિચાર કરો કે હું, મારી ધણીયાણી અને બે છોકરા આટલી નાની રકમથી પુરૂ કેવીરીતે કરી શકીશું? હા! જો દર વર્ષે મને બસો પાંચસો મળે છે તેમ મળતે તો તો જરૂર તમારો વિચાર કરતે" વાણીયાએ જવાબ આપ્યો, "પણ મહારાજ! તમને એક હજાર રૂપીયા પુરા મળે તો?" બ્રાહ્મણ અસંભવીત વાત જાણી બોલ્યો, "મહાજન! એ વાત તો તદ્દન અસંભવીત છે, છતા જાઓ! મારૂં વચન છે કે જો એક હજાર રૂપીયા મળશે, તો પાંચસો તમારા અને પાંચસો મારા, બસ?"

વાણીયો પાકો હતો. બ્રાહ્મણને ત્યાં આવતા પહેલા પોતાને ઘેરથી પાંચસો રૂપીયાની નોટો ખીસ્સામાં ઘાલીનેજ આવ્યો હતો એટલે બોલ્યો, "મહારાજ!

બધી વાત જવા દો આ તમારા ભાગના પાંચસો હમણાંજ ગણી લ્યો અને એક કરાર લખી આપો કે આજે રાત્રે કથા પુરી થતાં, તમને જે દક્ષિણામાં મળે તે બધુ મને આપી દેવુ." બ્રાહ્મણે કબુલ કરી કરારનામું લખી આપ્યુ, પણ સાથેસાથે 'જો દક્ષિણામાં ધાર્યા (એક હજાર) કરતા જો કાંઇ ઓછું આવે તો પણ વાણીયાએ બ્રાહ્મણ પાસેથી કાંઈ માગવું નહિ અને બ્રાહ્મણે કાંઈ આપવુ નહિ' એવું વાણીયા પાસે પણ લખાવી લીધુ.

હવે પૂર્ણાહુતિનો વખત થઇ ગયો કથા વંચાઇ રહી અને 'અચ્યુતમ્ કેશવમ્' પુરૂ થયા પછી ગામલોકો દક્ષિણા મુકવા આવ્યા કોઇએ રૂપીયો તો કોઇએ અડધો અને કોઇએ અનાજનું સીધુ–એમ શ્રદ્ધાનુસાર અને શક્ત્યાનુસાર લોકો તો મુકી ચાલતા થયા કથાવાચક બ્રાહ્મણ અને વાણીયો એમ બેજ જણા મંદિરમા રહ્યા એટલે બ્રાહ્મણે કહ્યુ, "ભાઇ! લ્યો, આ બધું તમારૂંજ છે. મે એમા નજર સરખી પણ નાખી નથી." વાણીયે રૂપીયા ગણી જોયા, તો ફક્ત પચ્ચીસથી છવ્વીસ થયા. બ્રાહ્મણ ઉઠીને પ્રસન્ન થતો પોતાના મુકામ પર ચાલ્યો ગયો

બીજીબાજુ વાણીયાને તો આટલા રૂપીઆ જોઈ ચક્કર આવવા લાગ્યા. હનુમાનજીના ઉપર બહુ ક્રોધ ચઢ્યો દોડતો ગયો હનુમાનની મૂર્તિ સામે અને જોરથી પગ ઉંચકી લાત મારી મૂર્તિને અને બોલ્યો, "દુષ્ટ દેવતાઓ! છેવટે તમે પણ જૂઠું બોલવા લાગ્યા?" એટલામાંતો એનો પગ મૂર્તિ સાથે સખતરીતે ચોંટી ગયો અને તેના આખા શરીરની નસો ખેંચાવા લાગી મ્હોડે ફીણના ફૂચા આવવા લાગ્યા અને બેભાન જેવો થઇ જમીન પર પડી હનુમાનજીને કાલાવાલા કરી ગુન્હો માફ કરવા વિનતી કરવા લાગ્યો "ઓ બાપલીયા રે! ઓ ભગવાન! ઓ હનુમાનદાદા! મારી ભૂલ થઇ મને માફ કરો. મારો ગુનો માફ કરો ઓ દાદા! હવેથી એવુ નહિ કરૂ અરે! તમે જેમ કહેશો તેમ કરીશ" હનુમાનજી બોલ્યા, "દુષ્ટ વણીક! બ્રાહ્મણની આંતરડી કકળાવી તારે પૈસાદાર થવુ હતું ને? હવે કાલાવાલા કરે છે? ચાલ, સાંભળ! જો તારે ઘેરથી લઇ બીજા પાંચસો રૂપીયા તુ તે બ્રાહ્મણને આપે અને બ્રાહ્મણ અહિં આવી કહી જાય કે 'મને એક હજાર રૂપીયા મળ્યા છે' તો હું તને છોડું અને સાથે સાથે ભવિષ્યમા તુ બ્રાહ્મણને સતાવે નહિ–એવી કબુલાત

કરે તોજ, નહિ તો તું જીવતો અહિંથી જઈ શકીશ નહિ" વાણીયો કબુલ થયો અને છૂટો થતાની સાથે સીધો ઘેર જઈ પાંચસો રૂપીયા લઈ, બ્રાહ્મણને આપી, તેને સાથે તેડી મંદિરે આવ્યો અને બ્રાહ્મણે એક હજાર રૂપીયા પહોંચ્યાની પહોંચ આપી વાણીયો નીચું માથું રાખી ગુનેહગારના જેવો ઉભો રહ્યો. બ્રાહ્મણ ભગવાન શંકરની સ્તુતિ કરતા વાણીયા ઉપર કૃપા કરવા વિનતી કરવા લાગ્યો તે વખતે ઓચિંતો મંદિરના ઘુમ્મટમાંથી એક અવાજ નીકળી કહેવા લાગ્યો, "હે બ્રાહ્મણ! આ વાણીયો ગંભીર ધર્મઢોંગી છે એણે ધર્માદાની રકમો કાવાદાવાએ ફરી પચાવી પાડી છે, તેમજ તારા જેવા પ્રભુપ્રેમી બ્રાહ્મણ કે કોઈ અનાથ વિધવાના પૈસા ખાવામાંયે પાછીપાની કરી નથી એટલેજ એને આમ શિક્ષા આપી સીધી રાહ પર લાવવો પડ્યો છે હવે તું તારે ઘેર જા અને અનન્યભાવથી રામાયણની કથા કહી ભગવાન શ્રીરામચન્દ્રજીના ગુણાનુવર્ણન ગાતો રહે. તારૂં કલ્યાણ થાઓ"

પ્રભુપ્રેમીઓ! આ ઘટનાથી વાણીયાની આંખ ખુલી તે પૂરો આસ્તિક થઈ ધર્મ ઉપર સાચી શ્રદ્ધા રાખવા લાગ્યો અને પોતાના કરેલા અપકૃત્યો પર પશ્ચાતાપ કરવા લાગ્યો, જ્યારે પેલો બ્રાહ્મણ ઘેર જઈ પોતાના ઇષ્ટદેવના ઉપર વધુનેવધુ શ્રદ્ધાવાળો થઈ ભગવાનનાં પુજન-ભજન કરી પોતાનો કાળ વીતાવી, છેવટે આત્મોપાસના વડે પરમપદ પામ્યો અસ્તુ

'आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।'

નહુષની રાજસતામસ નિષ્ઠા પણ આવા જ દુષ્કર્મ તરફ પ્રેરાઈ. તેણે તેના પુરોગામી ઇન્દ્રની પત્ની-શચીને કહેવડાવ્યુ કે "કોણ જાણે વૃત્રાસુર સાથેના યુદ્ધમા રોકાયેલો તારો પતિ ક્યારે આવશે? માટે અત્યારે હું ઇન્દ્રપદ પર હોઈ તારે મારી સેવા કરવી યોગ્ય છે" શચી ભારે ગુંચવણમા પડી. તેણીએ પોતાના ગુરૂ બૃહસ્પતિને આ ગુચ કહી અને 'સાપ મરેયે નહિ અને લાકડી ભાગેયે નહિ' એ પ્રમાણે કાર્ય ઉકેલવા કહ્યુ ત્યારે ગુરૂ બૃહસ્પતિએ 'ટાઢે પાણીએ ખસ જાય' એવો ઉપાય શોધ્યો

ઇન્દ્રાણીએ કહેવડાવ્યુ, 'હું આપની સેવા કરવા તૈયાર છુ, પણ જેવી રીતે મારા પતિ સપ્તર્ષિઓએ ઉચકેલી પાલખીમા બેસી મારા ભુવનમા આવતા હતા તેવી રીતે તમે પણ આવો હુ આપનુ આતિથ્ય કરીશ." નહુષ ન સમજ્યો આ કથનમાં 'कामातुराणां न भयं न लज्जा'= કામીઓને ભય પણ ન હોય અને લાજ પણ ન હોય, તે પ્રમાણે ઇન્દ્રાણીને ભોગવવાને અધીરા બનેલા કામાંધ નહુષે સપ્તર્ષિઓ પાસે પાલખી ઉચકાવી, પોતે બેઠો અંદર અને ઇન્દ્રાણીના ભવન પ્રત્યે લઈ ચાલવાની આજ્ઞા આપી ઋષિઓએ પાલખી તો ઉચકી પણ એ ધીમઆવડતવાળાઓથી કામાતુર નહુષ સતોષ ન પામ્યો તેણે હાથમા સોટી લીધી અને સોટીની બીક દેખાડી જલદી ચાલવા આજ્ઞા કરતો 'सर्प ! सर्प !' બોલવા લાગ્યો એના કમનસીબે એ સોટી વાગી ઋષિ દુર્વાસાને અને દુર્વાસાએ કોપ કરી પાલખી છોડી દીધી બીજા ઋષિએએ પણ ભાર સહન ન થવાથી પાલખી મૂકી દીધી રાજા નહુષ અગમ્યમ થતો ક્રોધથી ફુંફાડા મારવા લાગ્યો એટલામાં દુર્વાસા બોલ્યા "રે દુષ્ટ! પાપકર્મી! તારા પાપના ભાગી કરવા તું અમને લઇ જતો હતો? રે, વ્યભિચારી! અમે મહા મુશ્કેલીએ પાલખી ઉપાડી ચાલી શકતા હતા, છતા 'सर्प ! सर्प !' કહી તુ અમને વ્યથા પહોચાડતો હતો, માટે એ 'सर्प' કહેનારા! જા, તુ જ સર્પ થા"

આ ઘટના બનવાની સાથે ઇન્દ્રાણીના પુણ્યનો ઉદય થયો અને નહુષને પોતાની નીચતાનુ ભાન આવ્યુ પોતે પાલખીમાથી ઉતરી પ્રથમ દુર્વાસાને અને પછી બધા ઋષિઓને પગે પડ્યો અને પોતાના અવિચારી કૃત્યનો પશ્ચાતાપ

કરી ક્ષમા માંગવા લાગ્યો. દુર્વાસા બોલ્યા, "રાજા નહુષ ! તું સર્પ તો જરૂર થઇશ. મારો શાપ નિષ્ફળ તો નહિજ જાય, પણ જા, તારા પુણ્યનો નાશ નહિ થાય. દ્વાપરના અંતમાં હસ્તિનાપુરની ગાદીએ ધર્મનો અંશ યુધિષ્ઠિર ગાદી પર આવશે, ત્યારે તેનાં દર્શનથી તારો સર્પદેહ છૂટશે અને તને ગતિ પ્રાપ્ત થશે દુઃખોના હરનાર શ્રીહરિનું સ્મરણ કર્યા કરજે." નહુષ તરતજ સર્પયોનિને પ્રાપ્ત થયો અને સપ્તઋષિઓ આસુરીભાવની અમંગળતાને પરસ્પર કહેતા સ્વસ્થાને સીધાવ્યા. અસ્તુ.

પ્રભુપ્રેમીઓ ! મોક્ષમાર્ગગમન માટેનાં સાધનો કરવામાં બહુબહુ પ્રકારની મુશ્કેલીઓ હોય છે નિર્વાણશાન્તિની નિષ્ઠાને માટે પ્રાથમીક ઉપાયરૂપ સાધન કરનારા એક ગૃહસ્થની મુશ્કેલીઓ હું વર્ણવું છું તે સાભળો –

દૃષ્ટાંતઃ–કોઇ એક વૈષ્ણવ વણિકને દરરોજ એક અતિથિને જમાડીને પોતે જમવુ એવો ટેક હતો. ગૃહસ્થોએ આચરવાનો ધર્મ–પચ મહાયજ્ઞ–માંનો એક મહાયજ્ઞ તે અતિથિયજ્ઞ કહેવાય છે. બ્રહ્મયજ્ઞની બીજી કક્ષાનો એ યજ્ઞ ગણાયો છે. કોઈ સંતમહાત્મા સાથેના સત્સગના ફળરૂપે આ વણિક આ વ્રત લઇ બેઠો હતો અને જ્યાસુધી પોતાની પ્રથમવારની પત્નિ અને વૃદ્ધમાતા જીવીત હતા, ત્યાસુધી તો તે એકધારું વ્રત પાળી શક્યો, અને બેઉના મરણબાદ વિધુરાવસ્થામા પણ સ્વયપાક કરી કોઈ નહિતો કોઇ સાધુ અભ્યાગતને જમાડી શક્યો, પણ પાછળથી એના વ્રતની કસોટી થવા માડી

તેની ઉમર તો સાધારણ મોટીજ હતી, એટલે બીજીવાર કોઈ છોકરી આપે એવું ન હતું, પણ પોતે અપુત્રવાન હોઇ અને પૈસા પાસે સારો હોઈ, પૈસાના જોરે ફરીવાર લગ્ન કરવા તૈયાર થયો. પોતાની જ્ઞાતિમાંથી કન્યા ન મળી, ત્યારે દૂરથી કોઈ લાલચુ જૈનની, ભારો ખપતી છોકરી પરણી લાવ્યો. થોડા સમય તો એનો સંસાર અને અતિથિને જમાડવાનુ વ્રત ઠીકઠીક ચાલ્યા. પણ ધીમેધીમે નવી વહુને આમાં આફત જણાવા માડી એકતો માબાપની એકનીએક લાડકવાઇ છોકરી અને તે પણ પૈસાદાર જૈનની એટલે આળસુ અને પ્રમાદી હોવા છતા અસ્વચ્છ અને બેદરકારીભરી રેવાવાળી હતી બાળપણમાં બાપને ઘેર જો કોઈ જૈન સાધુ કે સાધ્વી અન્ન કે ગરમપાણી

ન્હોરવા આવે, તો બના સમજી ન છૂટકે કમનથી -હોરાવે–એવા સસ્કાર પામી ચૂકેલી તેણી પતિને ઘેર આવ્યા પછી રોજ સાધુસ-યાસીને જમાડવામા કેમ મન લગાડે ?

આમ બીજીવાર પરણ્યે પણ વણિકને બે વર્ષ વીતી ગયા, છતાં કાઇ પ્રજા ન થઇ એટલે તેના ઘરમા એકમેકના મન ઉચા થતા, કલહક મસ શરૂ થઈ ગયા પત્નિને રોજને અતિથિ અને તેને માટે શુદ્ધ થઇ રાધવુ અને રોજ સારીસારી વાનીએ કરવી–આ બધુ અઘરૂ લાગ્યુ તેણી હવે અતિથિ ન આવે એવો ઉપાય શોધવા લાગી અને છેવટે એક ઉપાય અજમાવવા નિશ્ચય કર્યો

રોજના નિયમ મુજબ પેલો વણિક કોઇ એક વૃદ્ધ સન્યાસીને તેડીને પોતાને ઘેર આવ્યો તેમને પરશાળમા બેસાડીને પોતે પત્નિ પાસે જઇ કહેવા લાગ્યો કે "આજે તો આપણે ત્યાં જે અતિથિ પધાર્યા છે, તે બહુ વિદ્વાન છે વળી ઉમરે પણ વૃદ્ધ થયા છે, માટે આજે તુ એમને માટે કસાર કે શીરોજ બનાવજે, કે જેથી આપડાને ખાવામા મુશ્કેલી પડે નહિ " પત્નિ તો આ સાભળતાંજ ઘુરકી ઉઠી અને બોલી કે "તમારે તો રોજરોજ અતિથિએ આવ્યાં કરવાના અને રોજરોજ 'આજે તો વેડમી કર અને આજે તો લાપસી કર' કહેવુ છે આજે વળી કસાર અગર શીરાનો હુકમ કરતા આવ્યા છો પણ ઘરમા કયી ચીજ છે અને કયી નથી એની કાઇ સભાળ લેવી છે ? તે બધુ શુ મારે જોવાનુ ? બજારમાયે મારે જવાનુ ? આ દુ ખ કેમ વેઠાય ? આ તમને કહી દીધુ કે આજે ઘરમા ઘીયે નથી અને ખાંડેય નથી એટલે હુ કાંઈ લેવા જવાની નથી અને કરવાનીયે નથી ? જો ખાવુ હોય તો જાઓ બજારમા અને લઈ આવો !" બીચારો પતિ શરમનો માર્યો કહેવા લાગ્યો કે, 'અરે ! પણ તુ જરા ધીમેથી તો બોલ બહાર પેલા મહાત્મા બેઠા છે અને આમ ઘરની આબરૂ શે ઉઘાડતી હઇશ ? લાવ ઘીનુ વાસણ હમણાંજ લઇ આવુ છું તુ તારે રસોઈ કરવી તો શરૂ કર " પત્નિએ તપેલી આપી, તે લઇ બહાર નીકળી પેલા સન્યાસીને બેસવાં કહી પોતે બજારમા ગયો

પ્રભુપ્રેમીઓ ! ઘરમા બધુજ હતુ, છતા આજે તો રાધવુયે નહિ અને અતિથિને જમાડવોયે નહિ–એવા નિર્ણયવાળી તે વાણીયણ પતિના બહાર

ગયા પછી પાછળથી ઓસરીમાંથી ઢોર બાંધવાનું નોઘણું અને અનાજ ખાંડવાનું સાંબેલું લઇ બહાર પરશાળમાં આવી સન્યાસી સમક્ષ મૂક્યાં ત્યારપછી મ્હોંપર લુગડું ઓઢીને, મહારાજ સામે બેસી મોટેથી રૂદન કરવા લાગી સન્યાસી ગભરાયો સન્યાસીથી સ્ત્રીને અડકી તો શકાયજ નહિ, એટલે પોતાના આસનપર બેઠા બેઠા 'બેન! પુત્રી! દીકરી!' કહી બહુબહુ સમજાવી શાંત રાખવા પ્રયત્ન કર્યો અને રડવાનું કારણ પૂછ્યું જવાબમાં રડતારડતા વાણીયણ બોલી કે, ' મહારાજ! મારા રડવાનું કારણ બહુ જુદું છે મારે મારા પતિની આજ્ઞાની વિરૂદ્ધ તો નજ જવું જોઇયે પણ તમે વૃદ્ધ છો, એટલે તમારા પર મને બહુ દયા આવે છે અરેરે, મહારાજ! મારા પતિએ બહુ ખરાબ વ્રત લીધું છે કોઇપણ સાધુસંતને ઘેર લાવી તેની પરિક્ષા કરવા આ નોઘણાથી આ થાભલા સાથે તેમને બાંધી, આ સાંબેલાના સાત ફટકા મારે અને જો તે સાધુ ગુજરી ન જાય તો પછી તેને જમાડે છે તમે આવ્યા ત્યારે મને આ બધું તૈયાર રાખવાની સૂચનાજ આપી ગયા છે માટે મહારાજ! તમે કદાચ ક્રોધ તો ન કરો, પણ આ સાંબેલાના સાત ફટકાથી જીવતા રહેશો ત્યારે ને? માટે હજી તે આવ્યા નથી, તે પહેલા ભાગવા માંડો તો સારૂ, નહિ તો તમારો જીવ જશે અને મને પાપ લાગશે " શરીરપર મમતા ધરાવનાર સંન્યાસી તો 'બેટા! તારૂં ભલું થજો' કહેતા ત્યાંથી ચાલતા થયા વાણીયણ તેના ગયા પછી પથારી કરી 'હાશ' કરતી સુઇ ગઇ

થોડીવાર થઇ એટલે પેલો વણિક હાથમાં ઘીની તપેલી લઇ આવી પહોંચ્યો પરશાળમાં જુએ તો મહારાજ ન મળે અને અંદર શેઠાણી તો સુતા હતા એટલે પૂછ્યું, ' કેમરે! તું તો સુઇ ગઇ છું તો પછી રસોઇનું શું કર્યું? અને હા! પેલા મહારાજ ક્યાં ગયા?' વાણીયણે તો બનાવટી રોષ કરી કહ્યું. "બળી તમારી રસોઇ અને મુઆ તમારા મહારાજ ઘરમાં નવજુવાન બાયડીની પાસે કોઇ પરાયા લફંગાને બેસાડીને તમે બહાર જતા છો તે સારૂં કહેવાય? એ તો સારૂં છે કે હું સતી છું, નહિ તો તમારા ઘરનું ગંગાળીયું થઇ જાય તે સાધુડાએ તો તમારા ગયા પછી મને બોલાવી અને કહે કે 'માઇ! મારે એક ગાય બાંધવા દોરડું જોઇએ છે તે આપ અને ઘેર એક રાબડી છે તેને માટે અનાજ છડવા સાંબેલું નથી તે આપ' મેં તો ના પાડી કારણકે આપણા ઘરમાં એ એકજ સાંબેલું છે અને તે એને આપી દઉં, તો

તમે કાંઇ નવું વસાવી આપવાના છો? વળી તેણે તો મારા પર એવા ડોળા કાઢ્યા કે હું તો થથરી ગઈ, અને અધુરામાં પુરો મુઓ બાવરો રીસાઈને નાસી ગયો. કહો! હવે હું શું કરૂં?" આમ કહી તેણીએ તો પાછું રડવા માંડ્યું. બીચારો ભોળો પતિ આ કરતૂત સમજી શક્યો નહિ. તેણે કહ્યું, "અરે ગાંડી! તેં તરત ના પાડી દીધી, એનો કરતાં મારી આવવાની તો રાહ જોવી હતી? હું આવી તને બીજાં લાવી આપવાની ખાત્રી આપીને તેમને આપત. અરેરે! સૂરજ તો માથે આવી રહ્યો અને હાથ આવેલો અતિથિ એમનેએમ ચાલ્યો ગયો. હવે બીજો ક્યાંથી મળશે? લાવ, એ નોંધણું અને સાંબેલું. હજી મહારાજ બહુ લાંબે નહિ ગયા હોય. હમણાં પકડી પાડીશ અને મનાવીને લઈ આવીશ. એટલામાં બાકી હોય તે રસોઈ તું પુરી કરી નાંખ." આમ કહી વાણીયો નોંધણું અને સાંબેલું લઈ દોડતો સંન્યાસીની શોધમાં નીકળી પડ્યો.

ગામ નાનું હતું એટલે વણિકને બહુ પૂછપરછ કરવી ન પડી. ગામના સીમાડે આવતાંજ દૂરથી મહારાજને જતાં જોયા. મોટેથી બુમો પાડી. "અરે મહારાજ! ઉભા રહો! ઉભા રહો! આ લ્યો હું તમારે માટેજ લાવું છું." આમ કહેતો સાંબેલું ઉંચું કરતો જાય અને દોડતો જાય. આઘેથી સંન્યાસી મહારાજે વાણીયાની બુમો સાંભળી. પાછળ ફરીને જોયું તો પોતાનો યજમાન સાંબેલું ઉંચું કરી ઉતાવળો ચાલ્યો આવતો જોયો. 'જરૂર! પેલી સ્ત્રીની વાત સાચી. આ માણસ સાંબેલું લઇને મને મારવાજ દોડ્યો આવે છે'– આવો નિશ્ચય કરી મહારાજ ઉતાવળે ચાલવા લાગ્યા અને આમ પાછળ જોતા જાય અને દોડતા જાય. એમને દોડતા જોઇ, વાણીયો પણ દોડે. આમ ઉભી વાટે દોડતાં કરતાં વંટોળે કરવાથી વાણીયાની નજરચૂક થાય એટલા માટે અજાણ્યા ખેતરોમાં દોડતા દોડતા સંન્યાસી મહારાજને થાક ચડવાથી અંધારાં આવ્યાં અને ઠોકર ખાઈ એક ખાડામાં જઇ પડ્યા. થોડીવારમાં વણિકગૃહસ્થ પણ ત્યાં આવી પહોંચ્યો અને મહારાજને આમ બેભાન સ્થિતિમાં ખાડામાં પડેલા જોઈ શીયાવીયા થઇ ગયો. ખાડામાથી બહાર કાઢી પવન નાંખતાં મહારાજ હોશમાં આવ્યા. પછી તેમને કહેવા માંડ્યું, "મહારાજ! બાપજી! આમ આટલા બધા નારાજ થઇ ગયા કે મારી ઘેર આવ્યાની પણ રાહ ન જોઇ? મારી ઘરવાળી તો નાદાન છે, એટલે આવી નજીવી વસ્તુઓ

મારે તમને ના પાડી. મહારાજ ! આતો શુ, પણ મારૂ આખું ઘર તમારૂં છે. લ્યો ! આ નોધણુ અને આ સાબેલુ–તમને આપવા માટેજ લાવ્યો છું. એને ગાંઠીને એવી કયાથી ખબર હોય કે આના કરતા આપના વચનોની કિંમત વધારે છે? પણ મહારાજ ! કૃપા કરી આટલુ સ્વિકારી, આપ મારે ઘેર પધારી ભોજન લ્યો, નહિતો મને ઉપવાસ પડશે.” સંન્યાસી તેની વાતમાંથી બધો સાર પામી ગયા તેણે વાણીયાને શાંત પાડ્યો. નોધણુ કે સામેનાની તો એમને જરૂરજ ન હતી, એટલે તેને વાસ્તવિકતા સમજાવી ઘેર પાછો કાઢ્યો. પોતાના કારણે એક સંસારમા આગ ન લાગે એવી સીફતથી એમણે વણિકને સમજાવી દીધો.”

પણ ચી વાણીયણ પોતાના કાવાદાવામાં ફાવી. પતિને ભૂખ્યા રહેવું પડશે એવી તેણીને બીક હતીજ નહિ ઉલટી આવા આઠદશ ઉપવાસ થાય અને ધણી પોતાની ટેક છોડે એવી નેમવાળી તેણીએ બીજે દિવસથી અવનવા પ્રયોગો કરવા માંડ્યા. બીચારા વણિકને ફળાહાર પરજ રહેવું પડતું, અસ્તુ.

પ્રભુપ્રેમીઓ ! આ દ્દષ્ટાંત બધું બનાવટી નથી. કેટલાક ઘરોમાં આવી ગરબડ હોય છે. મનુષ્યસ્વભાવને વર્ણવતુ આ દ્દષ્ટાંત તમારા મનોરંજન માટે કહ્યું છે વળી મનોરંજન માટેજ તમને એમાથી એક પ્રશ્ન પૂછું કે કઇથી ઉપવાસરૂપ તપ કરીને ઉદરમાં રહેલા ભગવાન શ્રીકૃષ્ણને પીડવાનો દોષ વણિક પતિપત્નિમાથી કોને લાગે? બેઉને કે એકને? જવાબ માટે જુઓ આજ અધ્યાયનો શ્લોક ૬ ઠો.

कर्षयन्त. शरीरस्थं भूतग्राममचेतस ।
मां चैवान्त शरीरस्थ तान्विद्धयासुरनिश्चयान् ॥

અનાદર કરીને દેશ–કાળ નહિ જોઇને અને પાત્રને પણ નહિ જાણીને અજાણ્યાને દાન આપવું એ તામસ દાન કહેવાય છે. આ પ્રમાણે નિષ્ઠા–શ્રદ્ધા–વિશ્વાસને સમજાવવા કેટલુંક વિવેચન કરી, સાથેસાથે કોઈપણ નિષ્ઠાથી કે શ્રદ્ધાથી દાન આપવામા એકંદરે હાનિ નથી, એમ સમજાવીને આસુરભાવને ત્યાગવા માટેજ આ વાર્તાલાપમા બોધ સંભળાવવામાં આવ્યો છે.

## વાર્તાલાપ શ્લોક ૨૩ થી ૨૮ સુધીનો:—

'પ્રભુપ્રેમીઓ ! દેશ–કાળ–પાત્ર–આ ત્રણ વસ્તુને જાણીને વૈદિક કર્મ શ્રદ્ધાભક્તિથી ન કરી શકાય તો બધા કર્મો કોઇ ગુણ કર્યા વિનાના નકામા જાય છે તેમ અમુક વસ્તુ અમુક દેશમા ન મળી શકતી હોય અને શુદ્ધ મંત્રો ન બોલાતા હોય યા મંત્રજ ન બોલાયા હોય કે કોઈ તંત્રનો પણ પ્રયોગ ન થયો હોય તો પણ વૈદિક કર્મો કોઇ ગુણ કર્યા વિનાના નકામા જાય છે આ હાલતમાં એવું વિધાન છે કે–' વિદ્વાનોને સાથે રાખીને એમની સલાહથી અને દોરવણીથી વૈદિક કર્મો કરવા અને તેપણ શ્રદ્ધાભક્તિથી કરવા ' આ વાત પણ ઠીક છે પરન્તુ યજ્ઞ–દાન–તપ અને વ્રતના તત્વને નહિ જાણનાર તેમજ દેશ–કાળ અને પાત્રના તત્વને પણ નહિ જાણનાર વૈદિક કર્મ કરનારો અશ્રદ્ધાથી, ભ્રમથી પ્રમાદથી કોઇ વખતે કોઇ તંત્ર કે મંત્ર શુદ્ધ સ્વરથી ન કરે અને મંત્ર બોલવામા અક્ષર પણ ખાઇ જતો હોય તો પૂર્વોક્ત કથનાનુસાર એવું કરેલુ વૈદિક કર્મ કોઇ ગુણ આપનારૂ ન થાય એ વાત ભલે ઠીક છે, તો પણ ભક્તિમાર્ગના સિદ્ધાતથી અને સગુણબ્રહ્મની ઉપાસનાના પ્રભાવથી–ૐ–તત્–સત્–એવા પ્રકારના ઉચ્ચારથી જેટલુ માયીક એટલે સગુણ–બધુ ફળ વિનાનુ થતું નથી, ગુણ કર્યા વિના રહેતુ નથી, જરૂર એ ફળ આપે છે, જેમા કોઇ સદેહ રાખવાનો નથી ભલે ' વિદ્વાન્ યજેત '–એવુ શ્રુતિ કહે છે, તો પણ બ્રહ્મ સ્વગુણ સ્વભાવ યા માયા વડે થાય છે, એવુ પણ શ્રુતિ કહે છે

ૐ–એટલે બ્રહ્મ 'તે તુ છુ, તે સત્ છે' એવુ શ્રુતિ કહે છે 'ૐ–તત્–સત્' એવા ત્રણ નામો પરમબ્રહ્મના છે પરમબ્રહ્મ ત્રણ પ્રકારનુ છે વેદાન્તવાદી ઉદ્દાલક વિગેરે ૠષિઓ પણ એ પરમબ્રહ્મને એવુજ વર્ણવે છે આમ ત્રણ નામોથી બોલાતુ બ્રહ્મ છે તો એકજ, એ ભૂલી જવુ જોઇતુ નથી જેમ ભગવાન જૂદા, પરમેશ્વર જૂદા, પ્રભુ જૂદા–નથી, તેમ ૐ–તત્–સત્ ત્રણે જૂદા નથી આવા સગુણ બ્રહ્મ એટલે માયાના ગુણવાળા બ્રહ્મ–જે નિર્ગુણબ્રહ્મ, જેને કળારહિત ક્રિયારહિત, શાંત કહેવામા આવે છે–તેનો મહિમા મહાન છે એના નામના ઉચ્ચારણથીજ પૂર્વે સૃષ્ટિની રચના પહેલા ૠગ્વેદ, યજુર્વેદ અને સામવેદ પૂર્વોક્ત ત્રણ નામોના ઉચ્ચારણ વડે શૈવી અને વૈષ્ણવ

સંપ્રદાયોના સર્વે યજ્ઞો બ્રહ્માએ નિર્મીત કરેલા છે માનો કે ત્રણે વેદો તે ત્રણે નામોથી ઉત્પન્ન થયેના છે ઉચ્ચારણ કરનારાઓના પાપોને ધોઇ નાખનારાં એ પાવન નામો કે જેનાથી વેદો જન્મેલા છે, તેમની પવિત્રતા કેટલી બધી હશે? વિદ્વાનોને એ પવિત્રતાનું માપ પણ જડતુ નથી. એ ત્રણે નામોના ઉચ્ચારણથી સર્વે પાપોનુ પ્રાયશ્ચિત થાય છે એટલાજ માટે નામસ્મરણનો મહિમા મોક્ષાર્થીઓને સમજાવવામા આવે છે.

હવે ૐ–તત્–સત્–એવા ત્રણ નામવાળા પરબ્રહ્મ કે જેનાવડે વેદોનો પ્રકાશ થયો, તે સગુણબ્રહ્મને વેદો કેવીરીતે વર્ણવે છે તે સંત તુલસીદાસના કથનથી બહુ સારીરીતે સમજી શકાય તેવુ છે. લક્ષ આપો વર્ણન કરતા તુલસીદાસજી કહે છે કે —

'જે વખતે રામચન્દ્રજી રાવણને મારીને, સીતાને છોડાવીને વનવાસના ચૌદ વર્ષ પુરા કરીને અયોધ્યામા આવે છે, રાજ્યપદપર એમનો અભિષેક થાય છે અને બધા દેવો એમની સ્તુતિ કરીને ચાલ્યા જાય છે, ત્યારપછી સભાજનો ચારેવેદોને ભાટના રૂપમા આવેલાને ભાટો તરીકેજ જાણે છે રામચન્દ્રજીએ એમને ઓળખ્યા છે, અને કોઇ ન જાણે એવીરીતે એમનો આદર કર્યા પછી દરેક વેદ એમની સ્તુતિ કરે છે —

પ્રથમ સામવેદ બોલ્યો —

जय सगुन निर्गुन राम रूप रूप अनूप भूप शिरोमने ।
दसकंधरादि प्रचंड निसिचर प्रबल खल भुजबल हने ॥
अवतार नर ससारभार विभंजि, दारुन दुःख दहे ।
जय प्रनतपाल दयाल प्रभु सयुक्त सक्ति नमामहे ॥

ભાવાર્થ –"હે રામ! હે ભૂપશિરોમણી! તમારૂં સગુણ નિર્ગુણ રૂપ ઉપમા ન આપી શકાય તેવું છે, તમારી ભુજાના બળવડે પ્રચંડ અને પ્રબળ ખળ રાક્ષસોને અને રાવણ જેવાને હણ્યા, સંસારનો ભાર ઉતારવાને અવતાર લઇને તમે દારૂણ દુઃખ દૂર કર્યું. નમ્રતાપાલક દયાળુ! તમારો જય થાઓ.

અમે તમને તમારી શક્તિ સહીત વંદન કરીયે છીયે." શ્રુતિ-"द्वावेव ईश्वरस्य रूपे मूर्तचामूर्तचेति"="ભગવાન બ્રહ્મ એક મૂર્તિમંત અને બીજું મૂર્તિમંત નહિ એટલે નિરાકાર-એવા બે રૂપવાળા છે." મૂર્તિમંત ભગવાન બ્રહ્મનું રૂપ-સત્વ, રજ, તમ-એવા ત્રણ ગુણવાળું છે. જ્યારે એ વિરાટ એટલે વિશ્વરૂપ-સર્વનામરૂપ થાય છે, ત્યારે બ્રહ્મા, વિષ્ણુ અને શિવરૂપ થાય છે અને સર્જક, પાલક અને સંહારક બને છે. શ્રુતિ-"एकं रूपं बहुधा यः करोति"=ભક્તિને કારણે એ સગુણરૂપ થાય છે, વળી રામતાપનીયોપનિષદમાં એ બ્રહ્મને માટે કહ્યું છે કે-ॐ यो वै श्रीरामचन्द्रः स भगवान् अद्वैत परमानंदात्मयो ब्रह्मांडस्यांतर्बहिर्व्याप्तो यो भूर्भुवः स्वस्तस्मै वै नमोनमः"॥="જે શ્રીરામચન્દ્ર છે તેજ પોતે ભગવાન એકજ પરમાનંદ તે એ રૂપવાળા છે. એ રૂપવડે બ્રહ્માંડની અંદર અને બહાર વ્યાપીને વિરાટ બનેલા છે. ભુઃ-ભુવઃ-સ્વઃ-ત્રિલોકરૂપ છે; તેમને નમસ્કાર હો."

પ્રભુપ્રેમીઓ! સામવેદની પછી યજુર્વેદ નીચે પ્રમાણે સ્તુતિ કરીઃ-

सब विषम मायावश सुरासुर नाग नर अगजग हरे।
भव पंथ भ्रमत अमित दिवस निसि काल कर्म गुनन्हि भरे॥
जे नाथ करि करुना विलोके त्रिविधि दुःख ते निर्वहे।
भव खेद छेदन दच्छ हम कहुँ रच्छ राम नमामहे॥

ભાવાર્થઃ-"હે રામ! વિષમતાવાળી તમારી માયાને વશ-દેવો, દાનવો, નાગો, નરો-બધું જગત છે. રાતદિવસ કર્મ અને ગુણથી ઘેરાયલા સંસાર-માર્ગમાં ભટકે છે, તેમાંના જે કોઇ ઉપર કરુણા કરીને, હે નાથ! તમે નજર કરો છો, તેમનાં ત્રણે પ્રકારનાં દુઃખો દૂર થાય છે અને તેમનો નિભાવ થાય છે. એવા હે ચતુર રામ! અમારી રક્ષા કરો; અમે તમને વંદીયે છીએ."

યજુર્વેદના કથનપર વિશ્વાસ નહિ લાવનારને શંકા થાય અને પ્રશ્ન કરે કે-"વેદો સંસારમાં ભમતા લોકોને દુઃખી કહે છે. એમની રક્ષા કરવાની સ્તુતિ કરવાને બદલે વેદો તો પોતાનીજ રક્ષા કરવાનું કહે છે. શું એ બરાબર છે?" આ પ્રશ્નનો ઉત્તર એ છે કે-"હા! એ બરાબર છે. વેદ

જગતના ગુરૂ છે. તેઓ પોતાની રક્ષા ઇચ્છીને જગતના માનવીઓની રક્ષા કરવાની ચાહના ધરાવે છે. કારણકે વેદોએ માનવજીવોને, કહી દીધું છે કે સંસારના દુઃખોનો નાશ કરવાને ભગવાન રામચન્દ્રજી-પરમબ્રહ્મ-કુશળ છે. એવું એમનું કથન એ સાચુંજ છે.

હવે અથર્વવેદે કરેલી સ્તુતિ સાંભળો:-

जे चरन सिव अज पूज्य रज सुभ परसि मुनिपत्नि तरी ।
नख निर्गता सुरबंदिता त्रैलोकपावनि सुरसरी ॥
ध्वज कुलिस अंकुस कंजयुत बन फिरत कंटक किन लहे ।
पदकंज द्वंद्व मुकुंद राम रमेस नित्य भजामहे ॥

ભાવાર્થ:-"જે ચરણોનું શિવ અને બ્રહ્મા પૂજન કરે છે તથા જે ચરણોની રજનો સ્પર્શ કરીને મુનિની પત્નિ અહલ્યા તરી ગઇ-તેમજ જે ચરણોના નખોમાંથી ત્રણે લોકોને પવિત્ર કરનારી ભગવતી ભાગીરથી નીકળી છે; જેમાં ધજા, વજ્ર, અંકુશ અને કમલનું ચિન્હ છે અને જે ચરણમાં વનમાં ફરતાં કાંટાઓ વાગીવાગીને આંટણ પડ્યાં છે અથવા વનમાં વિચરનારા કોલકિરાતો, જેઓ કાંટારૂપ છે-તેમણે જેમનાં દર્શન કર્યા છે અને દર્શનથી જેમની બુદ્ધિ સુધરી ગઇ છે, એવા હે લક્ષ્મીપતિ રામ! આપના મુકુંદ અર્થાત્ મોક્ષરૂપ ચરણારવિન્દનું હું ભજન કરું છું. તમારાં ચરણો સંસારના સુખોને આપનારાં છે, તેમને હું વંદું છું."

અથર્વવેદે આગળ સ્તુતિ કરતાં કહ્યું કે:-

ते ज्ञानमान बिमत्ततव भयहरनि भक्ति न आदरी ।
ते पाइ सुरदुर्लभ पदादपि परत हम देखत हरी ॥
बिस्वास करि सब आस परिहरि दास तव जे होइ रहे ।
जपि नाम तव बिनु श्रम तरहिं भवनाथ सो समरामहे ॥

ભાવાર્થ:-"જેઓએ જ્ઞાની હોવાના અભિમાન વડે મદોન્મત્ત થઇને જન્મમરણના ચક્રપર ચઢવાથી દુઃખી થવાના તેમજ જેઓએ ભવને હરનારી

ભક્તિનો આદર નથી કર્યો તેઓ દેવતાઓને પણ દુર્લભ એવા બ્રહ્મલોકમાંથી નીચે પડેલા અમારી નજરે નીહાળ્યા છે. પણ વિશ્વાસ કરીને, ભોગવિલાસની આશા ત્યજીને, જેઓ તમારા દાસ–સેવક થઈને રહ્યા છે, તેઓ તમારાં પાવન નામોનો જપ કરીને, હે જગન્નાથ! બહુ આસાનીથી, કષ્ટ વિના, સંસાર ચક્ર પરથી ઉતરી જાય છે; ભવસાગરને તરી જાય છે. એવા હે રામ! તમારૂં હું સ્મરણ કરૂં છું."

શ્રુતિઓ–'अयमात्मा ब्रह्मेति।'–'एकमेवाद्वितीयं ब्रह्म नेहनानास्ति किंचन।'–'આ આત્મા બ્રહ્મ છે;' એટલે આકૃતિ માત્ર–આત્મા માત્ર–બ્રહ્મ છે. આકૃતિ એટલે આત્મા એમ સમજવું. જેમ એક તરવાર બહુ વર્ષો સુધી જમીનમાં દટાયેલી રહેવાથી તેના ઉપર ચઢેલા કાટના ઢાકણથી ઓળખાતી નથી અને શસ્ત્ર તરીકે ગણાતી નથી, પણ તેના ઉપરનો કાટ દૂર કર્યા પછી સરાણ પર ચઢાવ્યા પછી, એ તરવાર છે અને શસ્ત્ર તરીકે ઓળખાય છે–પણ તેનું નામ તો આદિ થી અંત સુધી જેમ તરવારજ, તેમ દશ્યમાન વિશ્વાકૃતિ આત્માજ છે. જ્ઞાનીઓ અને મોક્ષાર્થીઓ દશ્યમાન આત્મસ્વરૂપને–જડ–આત્મા કહે છે. કારણકે તે આત્માનું યથાર્થ સ્વરૂપ નથી, પણ છે તો આત્માજ. એટલા માટેજ ઉપર શ્રુતિ કહે છે કે 'આ આત્મા બ્રહ્મ છે.' બ્રહ્મ કહો કે આત્મા કહો, વ્યક્ત કહો કે અવ્યક્ત કહો, સગુણ કહો કે નિર્ગુણ કહો, છે એકજ એક બ્રહ્મ એ વિના બીજું કશું નથી. જૂદાંજૂદાં નામોવાળી આકૃતિઓ–માનવી, પશુ, પક્ષી, જળચર, ઝાડ, વનસ્પતિ, નદી, પહાડ–બધું; જેવીરીતે હાર, બંગડી, વીંટી, રાયણમાળા, બધું સોનુંજ છે–તેમ એક બ્રહ્મજ છે.

શરીર પણ આત્માજ છે. શરીરની અંદરનું ચૈતન્ય તો આત્મા છેજ. શરીર અને ચૈતન્ય બેઉ આત્માજ છે. આત્મા બ્રહ્મજ છે, પરન્તુ શરીરની અંદરનું જે ચૈતન્ય, તેને જીવ કહેવામાં આવે છે. કારણકે તે શરીરના ગુણને ધારણ કરે છે. શરીરના ગુણને જ્યારે તે ધારણ કરતો મટીને સ્વસ્વરૂપમાંજ રહેવા લાગે છે, ત્યારે તેનું જીવપણું મટી જાય છે. શરીરના ગુણને ધારણ નહિ, સ્વ… સ્વસ્વરૂપમાંજ સ્થિતિ રાખવી અને જીવપણું મટવું–એ

બને છે એક સાથે, અને તે શરીરના ભોગોની લાલચનો નાશ થવાની સાથે. લાલચનો નાશ થતાંની સાથેજ તે બ્રહ્મ રહે છે. બ્રહ્મનાં એ રૂપો-મોક્ષાર્થીઓને સ્વસ્વરૂપનો બોધ થવા માટે કહેવાય છે.

હવે, આપણી મૂળ વાત પર આવીએ. ચારે વેદો સ્તુતિ કરી ગયા પછી છેલ્લો રૂગ્વેદ ભાટરૂપે આવી સ્તુતિ કરવા લાગ્યો કે:—

अव्यक्त मूल अनादि तरु त्वक् चारि निगमागम भने ।
पट् कंध साखा पंचबीस अनेक पर्ण सुमन घने ॥
फलयुगल विधि कटु मधुर बेलि अकेलि जेहि आश्रित रहे ।
पल्लवत फूलत नवल नित संसार विटप नमामहे ॥

ભાવાર્થ:-" જેનું મૂળ અવ્યક્ત છે, એવા અનાદિ અશ્વત્થ-સંસારવૃક્ષ -જેને ઉપરાઉપરી ચાર છાલો, ૭ ડાળો, પચ્ચીસ ડાળીઓ, અનેક પાંદડાં અને પાર વિનાનાં ફૂલો છે, તેમજ એક જાત કડવાં ફળોની અને બીજી મીઠાં ફળોની-એવાં બે જાતનાં ફળો આપનાર, એ સંસારવૃક્ષ છે, જેને વીંટાયેલી રહેલી વેલી એ અવિદ્યા-માયા છે. આવા સદાય નવપલ્લવીત એવા સંસારવૃક્ષ -શ્રીરામચન્દ્રજી-તમને, નમસ્કાર કરીયે છીએ." રૂગ્વેદ આગળ બોલ્યો:-

जे ब्रह्म, अज, अद्वैत, अनुभवगम्य, मन पर, ध्यावहीं।
ते कहहुँ जानहुँ नाथ हम तव सगुण यश नित गावहीं॥
करुनायतन प्रभु सद्गुनाकर देहु यह वर मांगहीं।
मन वचन कर्म विकार तजि तव चरन हम अनुरागहीं॥

ભાવાર્થ:-" અજન્મા, અદ્વૈત, અનુભવથી ઓળખાય તેવા, મનથી પર, એવા તમો-બ્રહ્મનું જે ધ્યાન કરે છે, તેઓ હે નાથ ! તમને જાણે છે કહે છે અને તમારા યશને ગાય છે. તમારા સગુણરૂપને ઓળખનારા કહે છે કે તમે કરૂણાળુ છો, પ્રભુ છો, સર્વ સદ્‌ગુણસંપન્ન છો. એવા તમારી પાસે છળકપટ તજીને મન-કર્મ અને વચનવડે એવું વરદાન માંગીયે છીયે, કે તમારા ચરણ પ્રત્યે અમારો અનુરાગ થાય."

પ્રભુપ્રેમીઓ! ઋગ્વેદનો ઉપરોક્ત બોધ એવો છે કે સાક્ષાત્ જાણવાયોગ્ય પરમતત્વ-સંસારવૃક્ષ-વિશ્વરૂપ જગત-માનવ અને બધાના શરીરની અંદરનું ચૈતન્યજ જાણવા યોગ્ય છે તેને શ્રુતિ આ પ્રમાણે કહે છે કે-' नित्यो नित्यानां चेतश्चेतनानामेको बहूनां यो विदधाति कामान् ॥'= જે નિત્યો કરતા પણ વધુ નિત્ય છે, જે ચૈતન્યો કરતા પણ વધુ ચૈતન્યવાળું છે, તે બ્રહ્મ એકજ છે અને તે સર્વ કામનાઓને પૂર્ણ કરે છે. વળી 'રામતાપોપનીયોપનિષદ્ કહે છે કે -" यस्यांशेनैव ब्रह्मा विष्णु महेश्वरापि जाता महाविष्णुर्यस्य दिव्य गुणाश्च स एव कार्यकारणपरयोः परमपुरुषो रामो दाशरथि बभूव ॥" અર્થાત્ "જેના અંશથીજ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર ઉપજ્યા છે અને મહા વિષ્ણુ જેના દિવ્ય ગુણો છે, તે કાર્ય અને કારણથી પર છે, તે પરમપુરુષ દશરથના પુત્ર રામ થયા છે જેમાં યોગીઓ રમે છે તે રામ પરમબ્રહ્મ છે, જેમાં ઉપજેલું ચરાચર જગત રમી રહેલું છે, ચરાચરમાં જે રમી રહેલા છે, જે જગતને ધારણ કરી રહેલા છે, તે રામ-પરમબ્રહ્મ-દશરથના પુત્ર થયેલા છે."

પ્રભુપ્રેમીઓ! હું ધારું છું કે ॐ-तत्-सत्-એવું ત્રણ ગુણવાળું સગુણનિર્ગુણ બ્રહ્મ વિસ્તારપૂર્વક વાર્તાલાપમાં કહેવાયું છે. આવું બ્રહ્મ છે એવું પૂર્વે પણ તમને કહ્યું છે જો કે કહેવાની રીતો જૂદીજૂદી છે, છતાં બધા કથનોનો સારમેળ બુદ્ધિમાનને સમજાયા વિના નજ રહે, કે બ્રહ્મ વિના બીજી કોઈ વસ્તુજ નથી 'દ્વૈતભાવી મૂર્ખ માનવીઓ કામના કરીને કોને લૂંટે છે? કોના પર ક્રોધ કરે છે? કોની સાથે લોભવૃત્તિથી વર્તે છે? કેમ મમતા કરે છે? કોની ઈર્ષા કરે છે? કોના પર શ્રેષ્ઠ થવાનું માન કરે છે?'-આ બધું બુદ્ધિવાળા માનવીઓમાં રહેલા ચૈતન્યને નથી સમજાતું તે ચૈતન્યને જીવ કહેવામાં આવે છે" ભગવદ્ગીતા મોક્ષશાસ્ત્ર છે," માટે સાવધાનીથી, દૃઢતાથી, વિશ્વાસથી, શ્રદ્ધાભક્તિથી શ્રોતાઓએ યાદ રાખવું ઘટે છે કે મોક્ષાર્થીઓએ બ્રહ્મનાં બે સ્વરૂપો કથન માત્ર માટે છે; જીવ એ બ્રહ્મજ છે" અને તે બ્રહ્મ એકજ છે. પરન્તુ સાથેસાથે યાદ રાખવું ઘટે છે કે-અવિદ્યાવડે અજ્ઞાન દશામાં પ્રતીત થતું આ જગત, આ સંસાર, આ વિશ્વ અને આ શરીર સત્ય ભાસે છે, અને તેથીજ શોક અને સંસારબંધ ભાસે છે. તેથીજ જીવને મોક્ષ-સદ્ગતિ

–દુર્ગતિ અને નરક પણ ભાસે છે જેકે જીવની ગતિ ભાસ માત્રજ છે, પરન્તુ એ ભાસથીજ બધ અને મોક્ષ ભાસતા હોવાથી શોકમુક્ત અને સ સારબંધમુક્ત થવા અને નિર્વાણ શાંતપદ પામવા સ્વસ્વરૂપને અનુભવ થાય તેવાં સાધને કરવાની આવશ્યકતા મનાયલી છે એ આવશ્યકતા સમજાય તેટલામાટે જીવને છ પ્રકારની જે ગતિ થાય છે, તે જાણવી ઘટે છે તે છ ગતિએ આ પ્રમાણેની છે (૧) સામાન્ય પાપાચરણી જીવની, (૨) મધ્યમ પાપાચરણી જીવની, (૩) અતિ પાપાચરણી જીવની, (૪) સામાન્ય ધર્માચરણી જીવની, (૫) મધ્યમ ધર્માચરણી જીવની અને (૬) ઉત્તમ ધર્માચરણી જીવની જીવોના આવા છ પ્રકારના ભેદો હોઇ તેમાથી કોઇના એક, બે અથવા ત્રણ ત્રણ ભેદો છે અને તેમની ગતિ પણ તેટલીજ છે

(૧) સામાન્ય પાપીજીવ પ્રથમજ મરી ગયા પછી તરતજ પોતાની વાસનાનુસાર પ્રાપ્ત થયેલા અક્ષતદેહને અનુભવ કરે છે અને તેજ ક્ષણે પ્રથમની પેઠે એને સ્મૃતિ ઉત્પન્ન થાય છે.

(૨) મધ્યમ પાપીજીવ પોતાના મરણને મોહ મટ્યા પછી કેટલાક કાળ સુધી પત્થરની પેઠે જઠરની જડતાને અનુભવ કરે છે પાછો કાળે કરીને જાગ્રત થયા પછી તે પશુપક્ષીનાં શરીરોને ધારણ કરીને પછી સંસારમા આવે છે.

(૩) અતિ પાપી જીવ એક વર્ષ સુધી મૂઢ થઇને મૂર્છાને અનુભવ કરે છે અને તેનુ હૃદય પત્થર જેવુ જડ થઇ જાય છે ત્યારપછી સમય વીત્યાબાદ એની મૂર્છા છૂટે છે, ત્યારે તેને ભાન આવે છે અને ઘણા દિવસ સુધી વાસનાના જઠરમા ઉઠેલા નરકના અક્ષયદુ ખને અનુભવ કરે છે હજારો યોનિઓમાં જન્મ લઇને એક પછી બીજુ એમ ઉપરાછાપરી દુ ખો ભોગવ્યાં કરે છે અને ત્યારબાદ કોઇ સમયે સ સારરૂપી સ્વપ્નભ્રમમા એ શાંતિ પામે છે, અથવા તે મહાપાપી જીવ મરણથી ઉપજેલો મોહ મટ્યા પછી જડતાનાં હજારો દુ ખોથી વ્યાકુળ થાય છે અને હૃદયમા વૃક્ષપણાના જન્મને અનુભવ કરે છે આમ વાસનાનુસાર નરકમાં હજારો દુ ખોને અનુભવ કર્યા પછી તે પાછો પૃથ્વિમાં જન્મ ધારણ કરે છે

(૪ અને ૫) સામાન્ય અને મધ્યમ ધર્મીષ્ઠ જીવોમરણને મોહ મટ્યા પછી ઔષધીએ તથા મર્દનવોથી ભરેલા નદન તથા ચિત્રરથ આદિ વનમાં

કિંનર તથા કિંપુરુષના શરીરમાં જાય છે ત્યાં પોતાના કર્મોનું ફળ ભોગવ્યા પછી વાયુ તથા વરસાદ દ્વારા પૃથ્વિમાં ડાંગર, જવ, ઘઉં, બાજરી, કઠોળ, વિગેરે ઔષધિઓમાં પ્રવેશ કરે છે અને તે દ્વારા પુરુષના વીર્યના માર્ગે, તે જીવ સ્ત્રીના ગર્ભમાં પ્રવેશ કરે છે.

(૬) ધર્મીષ્ટ એવો ઉત્તમજીવ જે મહાપુણ્ય કરનાર છે, તે મરણ સમયે થયેલો મોહ મટ્યાં પછી પુણ્યરૂપી વાસનાની જાગ્રતિથી સ્વર્ગમાં વિદ્યાધરના નગરનો અનુભવ કરે છે આમ પુણ્ય ભોગવ્યા પછી તે ઇલાવૃત અથવા કિંપુરુષ ખંડમાં કર્મનું ફળ ભોગવી પછી, મનુષ્યલોકમાં લક્ષ્મીવાન સજ્જન માણસને ઘેર જન્મે છે

આ પ્રમાણે ઉપર કહેલા ૭ પ્રેતોની-મરણ પામેલા માનવીઓની મરણાન્ત મૂર્છા મટ્યા પછી ક્રમે કરીને ઉપર પ્રમાણેની ગતિ થાય છે, મરણ પછી સામાન્ય રીતે મરણ પામનાર માનવીને "મારું મરણ થયું", એવું પ્રથમ જ્ઞાન થાય છે. પછી બંધુઓએ આપેલા પીંડદાનથી "મારૂ શરીર પેદા થયું" એવુ એને જ્ઞાન થાય છે. ત્યારપછી ક્રમે કરીને "કાળપાશને ધારણ કરનાર યમના અનુચરો આવીને મને લઇ જાય છે અને હું તેમની સાથે યમપુરીમાં જાઉ છું" એવુ જ્ઞાન થાય છે ઉત્તમ પુણ્યવાન મરણ પામ્યા પછી પોતાના પુણ્યકર્મથી પ્રાપ્ત થયેલ દિવ્ય વિમાનને પોતાની પાસે જુએ છે. પાપી માનવી પાપકર્મથી પ્રાપ્ત થયેલ હીમ-કાંટા તથા તરવારની ધાર જેવા પાદડાંવાળા વનને પોતાની સમીપ જુએ છે. મધ્યમ પુણ્યવાન માનવી પોતાની નજરે સુખે ચાલીને જવાય એવી પગદંડી-પગકેડી-ચાલીને જવાનો રસ્તો અને તેની આંસપાસ ઠંડાં લીલાં ખડઘાસ ઉગેલાંથી ઘેરાયલો જુએ છે. વળી તે છાંયાવાળી મીઠાં પાણીની વાવને જુએ છે અને પછી "હું યમપુરીમાં આવ્યો છું" એવું જુએ છે આ માનવીનું પાલન યમજ કરે છે અને "ચિત્રગુપ્ત વિગેરે યમ સભામાં મારા કર્મનો વિચાર કરે છે" આમ તે જુએ છે આ પ્રમાણે દૃશ્ય થતા સંસારની જેમ રહેલો તથા સમગ્ર પદાર્થ અને તેની ક્રિયાથી શોભતો મરણપર્યન્તનો આ સંસારનો ભાગ પ્રત્યેક માનવીને ભોગવવો પડે છે કારણ માત્ર એવુ એકજ છે અને તે સ્વસ્વરૂપનું અજ્ઞાન છે. જેને સ્વસ્વરૂપનું જ્ઞાન છે અને જેણે બ્રહ્મને પોતાનો આત્મા જાણ્યો છે

અને સર્વે નામરૂપને બ્રહ્મ જાણ્યુ છે, એવા બ્રહ્મને જેણે પોતાને માન્યુ છે, પ્રત્યેકને જે માનવી શ્રદ્ધા જુએ છે, તેને પૂર્વોક્તમાનુ કશુ અનુભવવાનુ હોતું નથી । કારણકે અવસાન વખતે એ બોધદશામા હોય છે શ્રદ્ધા કરો વિશ્વાસ કરો—એક ॐ એજ સત્ છે અને તે કળારહિત, ક્રિયારહિત અને શાંત છે દેખતુ માત્ર બધુ વિકાર છે તેની ગણના કરીને મોક્ષાર્થીએ તેમાજ સ્થિતિ રાખવી અવગીત છે દૃશ્યમાન રૂપને સાધના માટેજ સત્ય ગણવુ સાધ્ય સિદ્ધ થયા પછી તેને કોઈ સિદ્ધ સત્ ગણનો નથી

વાર, હવે ॐ સગાગણ જે બ્રહ્મ અથવા બ્રહ્મ કે જેને ॐ સગાથી ઓળખવામા આવે છે, તે બ્રહ્મ માન્યતાએ તેમ નથી ॐ—તત્—સત્ એમ ત્રણ નામોવાળુ બ્રહ્મ છે તે નણે બ્રહ્મને ઓળખાવતા હોવાથી અને તેમનાથી વેદો પેદા થયેલા હોવાથી તેને—એઉ પ્રકારના બ્રહ્મને ઉત્કૃષ્ટ અને પવિત્ર માનવામાં આવેનુ છે તેથીજ કર્મના આરંભમાં અને કર્મની પૂર્ણાહુતિના અંતમા એ ॐ—એક નામનુ ઉચ્ચારણ કરવામા આવે છે આવુ વિધાન વેદ અને વેદના અર્થને જાણનારા બ્રહ્મવાદીઓ અને બ્રહ્મનો સાક્ષાત્કાર કરેલો છે એવા બ્રહ્મનિષ્ઠો, વેદવેદાન્તપારગતોએ કરેલુ છે સંભવ છે કે યજ્ઞ-દાન-તપની સર્વે ક્રિયાઓને કરતા અશ્રદ્ધાથી કોઈ અંગ ચૂકી જવાયુ હોય કે શ્રમની વિકળતાથી કશી ભૂલ થઇ હોય તો આદિ અને અંતમાં ॐ ના ઉચ્ચારવાળા લક્ષણના વિધાનથી બધી ભૂલચૂકનો દોષ ભુસાઇ જાય છે અને એ નામના પ્રભાવથી બધી ક્રિયાઓ સાત્વિક ગણાય છે

તત્—એવા બ્રહ્મના નામનો પ્રભાવ પણ એવોજ મહાન છે મોક્ષાર્થીઓ પણ મોક્ષની કામનાવાળાજ ગણાય છે પૂર્વોક્ત સકામ કર્મીઓની પેઠે તેઓ પણ યજ્ઞ-દાન-તપ-શ્રૌત ક્રિયાઓ, મોક્ષની કામના હોવાથી જે કાંઇ કરે શારીરીક તપ કરે ગૌદાન-કન્યાદાન, વિગેરે કરે, બધુ શારીરીક ભોગોની કામનાને સકલ્પથી સજીને કરે, ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરે, તોપણ કાંઇ શરતચૂક થઈ જાય, વિકળતાથી શ્રદ્ધાનો લોપ થાય પ્રમાદથી થાય તો—તત્ એ પાવન નામ ભૂલોના દોષોને ભૂસી નાખે છે એવા કર્તાના ચિત્તની શુદ્ધિ થાય છે અને એનુ અંતઃકરણ બ્રહ્મોપદેશને લાયકનુ બની જાય છે

સત્-એ બ્રહ્મના નામનો પ્રભાવ પણ મહાન છે. સત્-વિદ્યમાન વસ્તુની ખ્યાતિના ભાવને કહેવામા આવે છે. 'ધનસુખરામનો આ પુત્ર છે' એવા વાક્યના પ્રયોગથી કહેવાતો એ ભાવ એને સત્ કહેવામાં આવે છે. બીજીરીતે વસ્તુમાત્ર બ્રહ્મ હોવાથી કોઇપણ એક યા બહુ વસ્તુઓને 'આ' અથવા 'એ' બ્રહ્મ છે, એવું કહેવામાં આવે તો એવીરીતના વાક્યના પ્રયોગના ભાવને સત્ કહેવામાં આવે છે, તે બરાબર સુસંગત છે. જે કાંઇ સારૂં હોય એને સત્ કહેવામાં આવે છે તે પણ સુસંગત છે. એવીરીતે કોઇપણ કર્મનાં વખાણ કરવામાં આવે છે, ત્યારે પણ સત્ શબ્દનો પ્રયોગ સુસગત છે. તેથીજ એવું જે કાંઇ સત્ તે બ્રહ્મજ છે.

શૈવીવૈષ્ણવી યજ્ઞોમાં, શારીરીક તપોમાં, કન્યાદાન અને બીજાં દાનોમાં, જ્યારે માનવીની બુદ્ધિની સ્થિતિ હોય અને એ ક્રિયાઓ કરવામાં આવતી હોય ત્યારે એ બધાઓને વિદ્વાન સત્-એમ વખાણીને કહે છે. યજ્ઞ-દાન-તપ કરવામાં અશ્રદ્ધા વિગેરે દોષ થયેલા હોય, તે દોષોને વિફળ કરવા માટે સત્ શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. આ પ્રકારના સત્ શબ્દના અર્થને લોકશાસ્ત્ર-પ્રસિદ્ધ પરમેશ્વર ગણે છે. એવા અર્થને કહેનાર પરમેશ્વર પ્રીત્યર્થ કર્મ સત્ કહેવાય છે.

આ હાલતમા ભગવાન શ્રીકૃષ્ણનો બોધ એવો છે કે માનવીના શરીરની રચનાજ એવી છે કે જરાપણ અશ્રદ્ધા કે જરાપણ પ્રમાદ થઇજ જાય, માટે એ દોષને દૂર કરવાના ઉપાયરૂપ સાદ્યંત સર્વે ક્રિયાઓમા ૐ-તત્-સત્-બ્રહ્મના નામના ઉચ્ચારણનો પ્રયોગ સાત્વિકશ્રદ્ધાવડે મુમુક્ષુઓએ નિયમ વડે કરવોજ ઘટે એવું નિશ્ચિત થયેલું છે.

પ્રભુપ્રેમીઓ! પ્રભુના નામનો મહિમા ભક્તકવિ તુલસીદાસજીએ બહુ વખાણીને કર્યો છે—

वंदौं रामनाम रघुवरके। हेतु कृशानु भानुहिमकरके ॥

ભાવાર્થઃ-રઘુવરમા શ્રેષ્ઠ એવા ભગવાન રામચન્દ્રજીના નામને હું વદું છું. એ 'રામ' નામ र+आ+म-આમ વ્યજન-સ્વર-વ્યજન યુક્ત થઇને

'રામ' શબ્દ બને છે. કૃશાનુ નામના અગ્નિનો–ર્–નામનો વ્યંજન પ્રતિનિધિ છે કૃશાનુનો પ્રભાવ ભસ્મ કરવાનો છે. ભાનુ કહેતાં સૂરજનો અ–નામનો સ્વર પ્રતિનિધિ છે એનો પ્રભાવ અંધકારનો નાશ કરવાનો છે ચંદ્રમાનો –મ–નામનો વ્યંજન પ્રતિનિધિ છે ચંદ્રમાનો પ્રભાવ તાપને દૂર કરીને શાંતિ આપવાનો છે આ પ્રમાણે શુભાશુભ કર્મને ભસ્મ કરીને, મોહાંધકારને દૂર કરીને, સંસારના ત્રણે તાપોને શાંત કરીને શાંતિ આપનારૂં 'રામ' નું નામ અને અ+ઉ+મથી બનેલું ૐ–નામ એકજ છે, એકજ પ્રભાવવાળુ છે, તે સત્ છે

તે સગુણનિર્ગુણ–બ્રહ્મ, બ્રહ્મા–વિષ્ણુ–મહેશમય છે તે રામને, તે ૐ ને, જપીને કાશીમાં પ્રાણ છોડતાં માનવીઓને મુક્તિ આપવાની શક્તિયુક્ત ભગવાન શંકર થયા છે ભગવાન ગણેશ અને આદિકવિ વાલ્મીક એ નામનો પ્રભાવ જાણે છે મીરા અને શંકરે એ નામના પ્રભાવથી ઝેર પીને હજમ કરી નાખ્યું રામ શ્રેષ્ઠ કે રામનું નામ શ્રેષ્ઠ–એનો ફેંસલો આપી દઇને બેઉમાંથી એકને મોટું કહેવું અને બીજાને નાનું કહેવું એ તો દોષ લાગે તેવું છે છતાં સાધુપુરૂષો બેઉના ભેદને બહુ સારી રીતે સમજે છે દાખલા તરીકે–કોઈપણ આકૃતિ નામને આધીન છે નામ વિના આકૃતિનું જ્ઞાન થતું નથી. નામ જાણ્યા વિનાની વસ્તુ હાથમાં હોવા છતાં ઓળખાતી નથી "रमंते यस्मिन् योगिनो स राम "="જેમાં યોગીઓ રમે છે તેને રામ કહેવામાં આવે છે "यो मनसा मननम् इष्टे स मनीषी।"= "જે કારણથી જેના મનવડે મનન કરાય છે તે કારણથી મનન કરનારને –મનીષીન્–માનવી–મનુષ્ય કહેવાય છે " આ નામ ગુણકર્મને કહેતું હોવાથી પદાર્થનું જ્ઞાન થાય છે જેને અંતરમાં અજવાળું જોઈતું હોય એણે નામરૂપ દીવાને દીલમાં ધારણ કરવો જોઇએ. નામનો જાપ કરવાથી–યોગીઓ સદાય સાવધાન–જાગ્રત દશામાં રહે છે અને સાથે સાથે પોતે પ્રપંચ વિનાના અને વિરાગી રહી શકે છે રૂપને જોઇને નહિ, પણ નામોચ્ચારથી બ્રહ્માનંદ અનુભવાય છે કોઇપણ ગૂઢ માર્ગને જાણવો હોય તો નામોચ્ચારથી જાણી શકાય છે નામના જાપથી સિદ્ધ થએલો માનવી અણીમાદિ સિદ્ધિને પ્રાપ્ત કરે છે સંકટગ્રસ્ત માનવી નામોચ્ચારથી સંકટમુક્ત બને છે જેઓ કામના વિનાના થઇ ગયા છે એવા સર્વે ભક્તોએ નામોચ્ચારનેજ માર્ગ ગ્રહણ કર્યો છે

ભગવાન કરતાં ભગવાનનું નામ મહાન પ્રભાવવાળું છે. એ નામ રામ-ઘ્યા-ૐ એણે બ્રહ્મનાં બેઉ સગુણ-નિર્ગુણને પોતાને વશ કરી લીધાં છે. નામનો પ્રભાવ વિચારવા જેવો છે. રામે ભક્તોને માટે આનંદશરીર ધારણ કર્યું, જ્યારે એમના નામે કરોડો અલ્પપુરુષોની બુદ્ધિને સુધારી તેમનું હિત કર્યું. વિશ્વામિત્રનું હિત કરવાને માટે તાડકા અને એના પુત્રને માર્યો અને અને અહલ્યાનો ઉદ્ધાર કર્યો. રામનું નામ જપનારા ભક્તો અજ્ઞાન દંભ ગલરૂપ થઈ જાય છે. રામે શીવજીનું ધનુષ તોડ્યું, જ્યારે રામના નામે તો કરોડો ભક્તોના સંસારબંધનને તોડી નાંખ્યાં. દંડકવનમાંના રાક્ષસોને મારી વનને સોહામણું કર્યું. ભગવાનના નામનું ઉચ્ચારણ કળિયુગના બધા દોષોનું નિકંદન કરે છે. શબરી, જટાયુ વિગેરે સેવકોને રામે સદ્ગતિ આપી, જ્યારે રામનામે તો અનેકજનોનો ઉદ્ધાર કર્યો. રામે વાનરો અને રીંછોને એકઠા કરીને સમુદ્રપર સેતુ બાંધ્યો, જ્યારે એમના નામનું સ્મરણ કરનારાઓ વગર સેતુ બાંધ્યે ભવસાગરને પાર કરી જાય છે. વિચાર કરી જુઓ. જોઇએ! ભલે તમે વેદાંતીઓ હો, ભક્તો હો, કર્મીઓ હો, જ્ઞાનીઓ હો, બ્રહ્મનિષ્ઠ હો, પણ યાદ રાખો કે નામસ્મરણ વિના સિદ્ધિ થતી નથી. નામસ્મરણ ઉચ્ચાર કરવાથી પણ બોલાય અને મનેથી પણ બોલાય. નામસ્મરણ કરનાર માનવી સદા શોકમુક્ત રહે છે અને અવસાન બાદ સંસારબંધમુક્ત પણ થાય છે. નામનો પ્રભાવ જાણીનેજ ભગવાન શંકરે ૐ ને રામ બરાબર કહ્યો છે.

વાહ, પ્રભુપ્રેમીઓ! પ્રભુના નામને પાપનાશક, દોષનાશક, સંકટનાશક, દુખઃનાશક કહ્યું છે, જ્યારે એનાથી ઉલટું એને આનંદમંગલરૂપ અને સંસારબંધનાશક કહેવામાં આવ્યું છે. પાપ એટલે અજ્ઞાનથી, લાલચથી, ક્રોધથી, અભિમાનથી અને છળથી કરાતી ક્રિયા: અશ્રદ્ધાથી અને પ્રમાદથી થતી ક્રિયા, જે ક્રિયાનું ફળ શ્રીકૃષ્ણના નામનું સ્મરણ કરીને એમને શરણે નહિ જનાર માનવીને કોઇકાળે ભુગવ્યા વિના રહેતું નથી. આ ક્રિયા કાયીક, વાચીક અને માનસીક હોય છે. લોકલજ્જા, અશક્તિ અને રાજ્યભયથી માનવી સ્થૂલશરીરવડે ઓછાં પાપો કરે છે, પણ માનસીક પાપો તો ક્ષણેક્ષણે અપાર કર્યાંજ કરે છે. અંતઃકરણમાં પાપી પ્રવૃત્તિ ચાલતી હોવાથી સંસારના જીવનની જે લહાણ એને મળવી જોઇએ તે એને મળતી નથી...

**દૃષ્ટાંત:**–કોઇએક ભલા માણસે એક સતને પોતાના મનની સદા અપ્રસન્નતા રહેવાની વાત કહી એટલુજ નહિ પણ વધુમાં ફરિયાદ કરી કે હરિજનના ચહેરાપર જે શાંતિ હોવી જોઇએ, તે એના પર હતી નહિ વળી વૈષ્ણવના હૃદયમાં જેટલુ હેત, પાપ વિનાના માનવી જેવુ શકારહિતપણું અને ભક્તોનુ અનુસ્વાર્પણપણું, પરમાર્થીપણ ઇત્યાદિ ગુણો એનામાં કેમ નથી, તે વિષેનુ કારણ પૂછ્યુ તે સતપુરૂષે જવાબ આપ્યો, "હે ભાઈ! તમારા પાપો હજી નષ્ટ થયા નથી શરીરવડે થતા મોટા પાપો જેવાકે હિંસા, ચોરી વ્યભિચાર, અસત્ય, જુગાર, મદ્યપાન ઇત્યાદિ તમે બધા છોડ્યાં હશે અને આવા હલકી જાતનાં કુકર્મો તો તમે નહિજ કરતા હો, એમા શી નવાઈ? તમારા જેવા હરિજનો એવાં પાપોથી તો બહુ દૂરજ રહે તમારા જેવા સારા સસ્કારવાળા અને સારાં સાધનોવાળા આમ દૂર રહે એમા કાઈ બલીહારી નહિ તમારે અને તમારા જેવાઓએ તો કાઇક વધુ ઠીક કરી બતાવવુ જોઇએ, કારણકે તમે તો ધર્મના માર્ગમા છો તમે તમારૂં અને જગતનુ ભલું ઇચ્છો છો તમે વ્યાજબી અને ગેરવ્યાજબી સમજી શકો છો તમે પ્રભુમય થવા ચાહો છો, એ કારણથી તમારી જવાબદારી વધી છે તમે અનતકાળના મોક્ષસુખની ઇચ્છાવાળા છો, તેથીજ તમારે, પ્રભુની પ્રીતિ સપાદન કરવાને વધુ કરી બતાવવુ જોઇએ તમારે મોટો ભોગ આપવો જોઇએ આ મોટો ભોગ એવો નથી કે જેનાથી તમારે ઘરબાર, ધનદોલત, પુત્રપુત્રી અને સગાસબધીઓને ત્યાગવા પડે, પરન્તુ માનસીક પાપોથી બચવુ જરૂરનું છે અનીતિના વિચારો સાથે ન રમવુ, ક્રોધના વિચારો ન આવવા દેવા અદેખાઈ ન કરવી, પારાની ચીજોનો અભખરો ન કરવો હલકાં કામોની તત્પરતા ન રાખવી ઇત્યાદિનો ત્યાગ ખાસ જરૂરનો છે તમે વિચારી જોશો તો સમજાશે કે એવા મનમા શાંતિ ન હોય આવાં પાપો સ્થૂળશરીરથી થતાં નથી, પણ મનથી થાય છે મન એ કારણશરીરનુ એક અગ છે કારણશરીરનું સ્થાન અતકરણમા છે અતકરણમાથી પાપના વિચારો ઉઠતા બંધ થાય છે ત્યારેજ સાચો આનદ આવે છે" પેલા માણસની આખ ખુલી અને તે સાચી વાત સમજી શકતા, સતને પગે પડી, બધા પાપોથી દૂર રહેવા અને શાંતિ પ્રાપ્ત કરવા યત્નશીલ થયો

પ્રભુપ્રેમીઓ! પાપ વિષે બહુ જાણવા જેવુ છે ઘણાં મુખથી ઘણી વ્યાખ્યાઓ એના વિષે કરવામાં આવે છે

દૃષ્ટાંત:-એક શિષ્યે પોતાના ગુરૂને પૂછ્યું, "ભગવન્! પાપ એટલે શુ?" ગુરૂ બોલ્યા, "ઇશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું, અઘટિત કર્મો કરવાના વિચારો કરવા, શાસ્ત્રાજ્ઞાનુસાર ન વર્તવું અને અનંત બ્રહ્માંડોના નાથની સામે થવું-એ પાપ છે" પાપ એવી બૂરી ચીજ છે કે એણે વૈકુંઠનાથના પાર્ષદો-જય અને વિજયને વૈકુંઠમાથી ઉતારી પાડ્યા દુશ્મનને, અગ્નિના તણખાને અને નાના અને માનસીક પાપને પણ તુચ્છ ન ગણતા, એનાથી ડરતા રહેવું ઘટે અને સ્પર્શથી બચવુ ઘટે.

પોતાનુ અપમાન કરનાર પુત્રપર જેમ પિતા નારાજ રહે છે તેમ પરમેશ્વર પાપી માનવી પર નારાજ રહે છે. સિંહનુ બચ્ચું મોટું થયા પછી વશ કરી શકાતું નથી, તેમ પાપ કરવાનું વ્યસન જેવુ થઈ ગયા પછી પાપ ઘટતું નથી. આંગળીને સાપે કરડ્યા પછી એને ચપ્પુથી કાપી ઝેરી લોહી કાઢી નંખાય તોજ આખા શરીરમા ઝેર પ્રસરતું અટકે અને માણસ મરતો બચે, તેમ તુરતમા આવી પેઠેલુ પાપરૂપ ઝેર તરતજ સદાચારરૂપી શસ્ત્રથી દૂર કરવાથી માણસ પાપથી બચી જાય છે વળી જેમ સારા ભોજનની સાથે જરાક કહાયેલું કે ખરાબ ખાવાનું ખાવામા આવે તો જેમ બધા ભોજનનું વમન થઇ જાય છે, તેમ પ્રમાણિકપણાથી મેળવેલા ધનની સાથે પાપથી મેળવેલું થોડું પણ ધન ભળતા, એ આખો ધનરાશિ લુંટ, ચોરી, આગ કે રાજ્યદંડમા જતો રહે છે જેમ તુંબડાને પાણીમા ડૂબાડવાને ગમે તેટલા પ્રયત્નો કરો, છતા જરાપણ લાગ મળતાં તે પાણીમા દબાયેલું રહેતુંજ નથી, તેમ પાપીઓના પાપ દબાયા રહેતાજ નથી.

**પાપોથી બચવાની કોશિષ પળેપળે માનવીએ કરવી ઘટે છે. દરરોજ પોતાની બુદ્ધિ શુદ્ધ અને નિર્મળ રાખવાની પરમેશ્વરને પ્રાર્થના કરવી; પાપોની માફી માંગવી અને પાછાં ન થાય તેવી બુદ્ધિ માંગવા ઇશ્વરની બંદગી કરવી એ અંતઃકરણમાં ઉદ્ભવતા પાપોને અટકાવવાનો ઉત્તમ ઉપાય છે.**

પાપની એક બીજી વાત છે, જે જાણવા જેવી છે હુકમ કરીને પાપ કરાવવુ, સલાહ આપીને કે કોઇને ચઢાવી કે ચીડવીને પાપ કરાવવું; કોઇનો ગુન્હો છુપાવવો, બોલવુજ જોઇએ તે વખતે મૌન રહેવુ, પાપના કામમા ભાગ

રાખવો, કોઇ પાપીના પાપનો બચાવ કરવો કે પાપના કામમાં હા માં હા કહેવી–આ બધું પાપજ છે. વળી સદ્‌ગુરૂમાં શ્રદ્ધા અને વિશ્વાસ ન હોય, સનાતન ધર્મ ઉપર શ્રદ્ધા ન હોય, તેમજ વેદો અને શાસ્ત્રોનાં કથનો પર શ્રદ્ધા અને વિશ્વાસ ન હોવાં–એ પણ એક એવો ભાવ છે કે તે પાપજ કરાવે છે. એટલા માટેજ ભગવાન શ્રીકૃષ્ણે આ અધ્યાયના અંતમાં જે બોલવાક્ય કહ્યું છે તે લક્ષમાં રાખવું ઘટે છે.

શૈવ કે વૈષ્ણવી સંપ્રદાયોની વિધિ અનુસાર કરેલાં કર્મોમાં પણ જે કાંઇ શ્રદ્ધા વગર કર્મ કર્યું હોય, જેવું કે–યજ્ઞ-દાન કે તપ–તે બધુ નિષ્ફળ જાય છે. તન–મન અને ધનથી જો કે બહુ પ્રયાસ વડે એવાં કર્મો કર્યાં હોય, છતાં શ્રદ્ધા અને ભક્તિ વિનાનાં હોય તો તે સુખ આપનારાં–નીવડતાં નથી. શ્રદ્ધાહીન કે મંત્રહીન કર્મોનો તો દેવો પણ સ્વિકાર કરતા નથી તથા સજ્જનો પણ એને ઠીક માનતા નથી ટુંકાણમાં આથી ફલીત થાય છે કે શ્રદ્ધા વિનાનું કર્મ નિષ્ફળ જાય છે.

હા! દાન માટે એક વાત એવી છે અને તે એક-વિધિ છે પણ ખરી કે શ્રદ્ધા વિના આપેલું પણ ફળ આપનારૂં થાય છે. શ્રદ્ધા ન હોય તોપણ આપવું, એવું સત્પુરૂષોનું કહેવું છે. ભલે યાચક અધિકાધીક પાતકી છે, પણ દુ:ખી ને–સંકટગ્રસ્ત છે–તદ્દન અસહાય અને અશક્ત છે, તો એ હાલતમાં ભલે શ્રદ્ધા ન હોય, છતાં દયા તો હોવીજ ઘટે. એ ન્યાયે શ્રદ્ધા વિના, પણ દયા વડે તો આપવુંજ ઘટે–એ વિધિનો પ્રકાર છે. શ્રુતિનું કથન પણ એવુંજ છે–' अश्रद्धयापि देयमिति।' 'ह्रिया देयमिति।'

સાધુ–સંન્યાસી–બ્રહ્મચારી–ગુરૂપોષક વિદ્યાર્થી–પતીત–એકાર, યા બીજા ભીખારીઓ ભલે દોષવાળા હોય, પણ વિદ્વાનો, જ્ઞાનીઓ, ભક્તો તેમને આપે છે, તે એમ જાણીને કે, એઓને બીજી કોઈ ગતિ નથી, ઘર માંડીને બેઠેલા માનવીઓ પર તો તેમનો આધાર છે, અને દાન આપવું, એ ગૃહસ્થનો ધર્મ નિશ્ચીત થયેલો છે. ગૃહસ્થનું પ્રધાનકર્મ દાનજ છે. ગૃહસ્થે લાજથી, શરમથી, ભયથી કે અશ્રદ્ધાથી પણ અવશ્ય દાન કરવુંજ ઘટે–એવી સૂચના વેદોની, શાસ્ત્રોની અને જગદ્‌ગુરૂ ભગવાન શ્રીકૃષ્ણની છે. શ્રુતિ:–' यथा मातरमाश्रित्य सर्वे जीवन्ति जन्तवः वर्तन्ते गृहिणं तद्वदाश्रित्येतर आश्रमाः '=

જેમ માતાના આશરા વડે સર્વે જીવો જીવે છે, તેમ ગૃહસ્થના આશરા વડે પૂર્વોક્ત સર્વે જીવો જીવે છે દાનને લગતી બાબતમાજ દયાને પ્રાધાન્યપદ આપીને અશ્રદ્ધા વડે પણ આપવું એવુ વિધાન કરવામાં આવ્યું—એ એક અપવાદ સમજવુ ઘટે. બીજા કોઇ કર્મમા કશો અપવાદ લાગુ પાડી શકાય નહિ

જો દાનના આવા પ્રકારને વિધિ ગણવામા આવે તો—' શ્રદ્ધા વિના કરેલુ નિષ્ફળ જાય છે '—આ વાક્ય અસત્ય ઠરે 'શ્રદ્ધાજ સર્વે કર્મોમા પ્રમુખ છે. શ્રુતિ–' श्रद्धया देयम् ।' ' श्रद्धयाग्नि' समिध्यते श्रद्धया हूयते हविः।' =' શ્રદ્ધાવડે આપવુ ', ' શ્રદ્ધાથી અગ્નિ સળગાવવો, શ્રદ્ધાથી હવિને હોમવુ '– આ બધા કથનોનો કશો અર્થજ ન ગણાય શ્રદ્ધા વસ્તુજ મોટી મહત્વવાળી છે ભલે બેમાના એક સપ્રદાયનુ કર્મ કરવામા આવે, પણ એ કર્મની વિધિ મુખ્યત્વે કરીને શ્રદ્ધાની માનવી ઘટે શ્રદ્ધા પ્રભુને પ્યારી છે. શ્રદ્ધાથી સર્વકાંઇ સાધ્ય થાય છે.

આ અધ્યાયનો છેલ્લો શ્લોક જે કાઇ બોધ આપી રહેલો છે, તે શ્રદ્ધાયુક્ત રહેવા માટેનોજ છે એનો વાર્તાલાપ સાદ્યત તમને વિસ્તારપૂર્વક કહેલો છે જેમ બીજાઓએ ગીતાને સમજાવવાનો યત્ન કર્યો છે, તેમ મેં પણ મારી મતિ અનુસાર યત્ન કર્યો છે ભગવાન શ્રીકૃષ્ણ પછી ગીતા ઉપર આદ્યશંકરાચાર્ય, મધુસૂદન સ્વામી અને બીજા મહાત્માઓએ બહુ કહ્યુ છે. ત્યાર પછી ગીતા ઉપર કહેનારાઓ અનેક મહાત્માઓ થયા અને છેલ્લે સ્વ તીલક, ગાંધીજી અને હાલમાં સ્વામી વિદ્યાનંદજીએ પણ એનો વિદ્વત્તાભર્યો અને વિસ્તારપૂર્વકનો ગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે. સ્વામી વિદ્યાનંદજીની પેઠે આ '**ગીતા વાર્તાલાપ**' ગ્રથના પણ પાચ ભાગો પાડ્યા છે અને તે બધા સને ૧૯૪૭ના ઓક્ટોબરમા છપાઇને પુરા થયા છે, છતા પ્રવૃત્તિની પ્રેરણા થતાની સાથેજ એ ગ્રથની સુધારાવધારા સાથેની આવૃત્તિઓ છપાવા માંડતા હજીપણ એ કામ ચાલુજ છે આ શોધીતવર્ધીત લખાણથી ગ્રથનુ કદ બમણુ વધશે પહેલા જે પાંચે ભાગો મળી ૧૫૦૦ પાના થતા હતા, તે હવે ૩૦૦૦ પાના સુધીનો થશે અને દરેક વિસ્તૃત ભાગ હાલ જે પહેલા ભાગની ત્રીજી આવૃત્તિના ૬૦૦ પાના છે, તેવાજ થશે આ ગ્રંથના પ્રકાશનનુ કામ મારા–પ્રિય, પ્રભુના પ્યારા અને ઉદારદીલ, મહેનતુ, ઉત્સાહીત વ્યવસ્થાપકો કરે છે

જેમ મને શ્રદ્ધા છે, તેમ તેમને પણ શ્રદ્ધા છે કે આવા વાર્તાલાપથી જનતા ગીતાને સમજવા રૂચિ કરનારી થતી જશે અને એ પરિણામ હાલ પ્રત્યક્ષ જોવામાં આવે છે. ગામડાના ભોળા લોકો અને શહેરની પણ ભાવીક જનતા અને તેમાયે વિશેષે કરીને સ્ત્રીઓ 'ગીતા વાર્તાલાપ' ને બહુ પૂજ્યભાવથી અને પ્રેમભાવથી વાચે છે અથની માગણી વધતીજ જાય છે વિસ્તૃત પહેલા ભાગની ત્રીજી આવૃત્તિપર તો જનતા બહુ પ્રેમ દર્શાવે છે જેમની પાસે એ પુસ્તકો હોય છે, તેઓ જ્યારે મને જુએ છે ત્યારે બહુ પ્રસન્નવદને મારા સામું જોઇ સતોષ બતાવે છે - બાકી મહાત્માઓએ જે કહ્યુ છે તેનાથી વિશેષ મે કહ્યુ નથી. માત્ર વસ્તુની કથની વિચક્ષણ છે વ્યાખ્યાનો, વૃત્તાંતો, ભક્તચરિત્રો અને દૃષ્ટાંતો પર જનતાની રૂચિ અને શ્રદ્ધા વધી છે શ્રદ્ધા પ્રભુને બહુ પ્યારી છે. જ્યા શ્રદ્ધા ત્યા ભગવાન હાજરાહજૂર છે જોઇએ તો ન કરો—યજ્ઞ, દાન, તપ, તત્ર, મત્રાદિ, પણ પ્રભુના પ્યારા થવા માટે અને પ્રભુની કૃપા તમારા પર ઉતરવા માટે જરૂર શ્રદ્ધાવાળા બનો શ્રદ્ધા-ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–ચારે પુરુષાર્થ આપે છે

દૃષ્ટાંત:–ઉત્તર હિન્દુસ્તાનના કોઇએક જાગીરદારીના નાના ગામમાં એક નિરાધાર પ્રભુભક્તા વિધવા પોતાના છ વર્ષના બાળક મોહન સાથે નાના ભાંગાતુટ્યા ઘરમા નિવાસ કરતી હતી. બાઈ મહામુશ્કેલીએ પોતાનુ અને બાળકનું ભરણપોષણ કરી શકતી. એક તો નાનુ સરખુ ગામ અને અસલના વખતનાં લોકો તો જાતઉદ્યમી એટલે વિધવાને એવુ કાઇ કામ પણ મળતુ નહિ અને પાછી બ્રાહ્મણકુળમા જન્મેલી એટલે બીજો હલકો વ્યવસાય પણ કેમ હાથમાં લેવાય? પણ તેણીની પ્રભુના ઉપર એવી અટળ અને અચળ શ્રદ્ધા હતી અને તેપણ એવી, કે યોગક્ષેમ નો વહન કરનારો શ્રીહરિ કીડીને કણ અને હાથીને મણ' આપનારો છે, તેજ એનુ પુરૂ કરશે એ શ્રદ્ધા એની કદીયે નિષ્ફળ જતી ન હતી છતા When miseries come, they do not come in singles=જ્યારે માણસપર આફત આવે છે, ત્યારે એકલી આવતી નથી.

બાળક મોહન છ વર્ષનો થયો છે ગામના જાગીરદારના છોકરા સાથે દોસ્તી થતાં, ત્યાં રમવા જાય છે,-અને જ્યારે જાગીરદારનો છોકરો શહેરમા

ભણવા જવા તૈયાર થાય છે, ત્યારે મોહનને પણ ભણવા જવાની ઇચ્છા આતુરતામાં પરિણમતાં માતા પાસે જઈ હઠ પકડે છે.

પોતાનું ગામ તો બહુ નાનું હતું ત્યાં પાઠશાળાયે નહિ કે શિક્ષકે નહિ. માતા વિમાસણમાં પડી. પોતાના ગામથી શહેર તો ત્રણ માઇલ દૂર અને વચ્ચે એક જંગલ આવેલું; બાળકને શહેરમાં આટલી નાના ઉંમરનાને મુકવાનું તો માનું હૃદય ચાલે નહિ; બાળક સવારસાંજ મળી છ માઇલ ચાલી શકે નહિ અને અધુરામાં પુરૂં વચ્ચે જંગલ—આ બધી અડચણોના વિચાર માતાને ગભરાવવા લાગ્યા. છતાં બાળકની બાળહઠ તો પૂરી કર્યેજ છુટકો. રામચન્દ્રજીને આકાશમાંનો ચંદ્રમા પોતાના હાથમાં રમવા જોઇતો હતો. બુદ્ધિબળે રામની એ હઠ અરીસામાં ચંદ્રના પ્રતિબિંબે પૂરી પાડી, તેમ માતાથી મોહનની હઠ પૂરી થાય તેમ ન હતું. પોતે બાળકને લઈ ચાલતી ગઈ શહેરમાં. ત્યાં કોઇએક વિદ્વાન, ધર્મીષ્ઠ અને પરોપકારી અધ્યાપકને તેની પાઠશાળામાં બાળકને મફત ભણાવવાની વિનંતી કરી. દયાળુ બ્રાહ્મણે યાચનાનો સ્વિકાર કર્યો અને બાળકનું રોજ સવારસાંજ પોતાને ઘેરથી આવવાજવાનું નક્કી થયું. તે વ્યવસ્થા મુજબ તે પ્રથમ દિવસની સાંજે તો ઘેર જતા મોહનની સાથે તેની માતા હતી એટલે સંગાથનો કાંઇ પ્રશ્ન રહ્યો નહિ, પણ ચાલતા ચાલતા જંગલ પસાર કરતા પુત્રે માતાને પ્રશ્ન કર્યો, "મા! આ રસ્તો બહુ બીહામણો છે, આજે તો તું મારી સાથે છે, પણ આવતી કાલથી મારી સાથે સંગાથ કોણ કરશે? મારી બીક કોણ મટાડશે? જોને, આપણા સિવાય અહિંથી કોઈ બીજું આવતું જતુંયે જણાતું નથી" માએ જવાબ દીધો, "બેટા! જોકે તું કહે છે તે ખરૂં તો છે, પ...ણ અહિ કાંઇ બીવાનું નથી, હો કે? અને હાં... જો તને બીક લાગે તો મારો, તારો અને સર્વનો સગાથી અહિં રહે છે, તેને તું બુમ પાડજે, એટલે તારે બીવાનું કાંઈ કારણ રહેશે નહિ." મોહનની ઉત્સુકતા વધી. તેણે પૂછ્યું. "મા! એનું નામ શું? અને એ મારો શું સગો થાય? એને મેં કદી જોયો પણ નથી." માતાએ જવાબ આપ્યો, "બેટા! એમનું નામ ગોપાલભૈયા છે. તે તારા મોટાભાઇ થાય તે તો એમને જોયા નથી, પણ હરહંમેશ એ આપણને મદદ કરે છે. જ્યારે તને અહિંથી જતા-આવતાં બીક લાગે ત્યારે, "ગોપાલભૈયા!" કહી બુમ પાડજે, એટલે એ તરત તારી પાસે આવશે" આમ વાત કરતા કરતાં માદીકરો પોતાને ઘેર પહોંચી ગયા

બીજે દિવસથી બાળક મોહન નિત્ય પ્રાત કાળમાં ઉઠી શહેર તરફ જાય છે અને જગલ આવતાંજ પૂર્ણશ્રદ્ધા પૂર્વક "ગોપાલભૈયા" ને બૂમ મારે છે, એટલે એક મનમોહક કિશોરસ્વરૂપ ત્યા હાજર થઇ મોહનને જગલ પુરૂ થાય ત્યાસુધી વળાવવા આવે છે અને પાછુ અદૃશ્ય થઇ જાય છે મોહન એને શ્રદ્ધાથી પોતાનો મોટો ભાઇજ સમજે છે હવે તો એને ગોપાલભૈયા સાથે એવી દોસ્તી જામી ગઈ છે કે મોહનને બીક ન લાગે તોયે બુમ મારી પોતાની સાથે લઈ જાય છે અને બાળકોચીત વાતો કરતા બેઉજણા રોજ છૂટા પડે છે.

આ પ્રમાણેનો મોહનનો રોજનો કાર્યક્રમ ચાલતો હતો, એવામા એક દિવસ તેના ગુરૂના સ્વર્ગસ્થ પિતાના શ્રાદ્ધનો દિવસ આવ્યો તેને આગલે દિવસે ગુરૂજીએ બધા વિદ્યાર્થીઓને પોતાને ઘેરથી જાતજાતની જૂદીજૂદી વસ્તુઓ લાવવા કહ્યુ ફક્ત મોહનને ગરીબ વિધવાનો દીકરો જાણીને કાંઇપણ લાવવાનુ કહ્યુ નહિ બાળકને ખોટુ લાગ્યુ મોહને, "ગુરૂજી મને કહોને, હુ શુ લાવું? થોડી તો આજ્ઞા કરો!" આ પ્રમાણે મુઝાતે હૈયે બેત્રણવાર પ્રાર્થના કરી, ત્યારે કટાળીને ગુરૂજીએ, "જા! દુધ લઇ આવજે" એવી આજ્ઞા કરી બાળક ખુશ થઈ બીજે દિવસે ગુ ને પ્રસન્ન કરવાના હવાઇકિલ્લા બાધતો ઘેર ગયો ઘેર જઇ માને ઉત્સાહપૂર્વક દુધ લઇ જવાની વાત કરી 'કોઇ દિવસે નહિ ને આ વખતે ગુરૂએ દુધ જેવી વસ્તુ માગી'—સાભળી માતા ખુશ તો થઈ, પણ દુધ તો તેણીને મારે, એક ગરીબ અનાથ વિધવા મારે, બહુ દૂર હતું ઘેર તો દઝાણુ હતુજ નહિ અને પસે સમ ખાવાનો પૈસોયે નહિ, એટલે તેણી બીચારી બાળકની આવી નજીવી માગણી પણ પૂરી કરવા અસમર્થ થઇ પડી ન બાળક સમજી શકે માતાની સ્થિતિને અને ન ના પાડી શકે માતા બાળકને આખરે માતા મુઝાઇ રાત્રિ પડી ગઇ હતી એટને બાળકને સમજાવીને સુવાડી દીધો અને પોતે પ્રભુને, પોતાના ગોપાલ પ્રભુને દર્દભર્યા હૃદયે વિનવવા લાગી પ્રાર્થનાને અતે અતરાત્મામાંથી નાદ ગાજી રહ્યો કે "શ્રદ્ધા રાખો માતાજી! મોહનને એનો ગોપાલભાઇ દુધ લાવી આપશે" માતાએ સતોષથી રાત્રિ પસાર કરી

બીજે દિવસે સવારે મોહને ઉઠીને માતાપાસે દુધ માગ્યુ, અને માતાએ ગોપાલભાઇ પાસેથી માગવાનું કહ્યું. બાળક ચાલ્યો અને પૂર્ણ શ્રદ્ધાથી

"ગોપાળભૈયા! આજે એમને એમ આવશો નહિ. આજે તો ગુરુજીને ઘેર દુધ લઇ જવાનું છે, ને લઈ વહેલા આવજો" કહી બુમ મારી. તુરતજ ગોપાલભાઇ હાથમાં દુધની લોટી લઇ આવી પહોંચ્યો અને જંગલના છેડા સુધી મોહનને વળાવી દુધની લોટી તેના હાથમાં આપી અદૃશ્ય થયો.

પૂર્ણ પ્રસન્નમનથી મોહન દુધ લઈ ગુરુજીને ઘેર પહોંચી ગયો અને કહ્યું કે 'ગુરુજી! હું દુધ લાવ્યો છું.' કામના વિશેષ બોજામાં ગુરુએ મોહનનું બોલવું સાંભળ્યું ન સાંભળ્યું કરી કાંઇ જવાબ દીધો નહિ. બાળકે ફરી કહ્યું, "ગુરુજી! લ્યો આપની આજ્ઞા પ્રમાણે આ દુધ લાવ્યો છું." ગુરુજીને બીજા વિદ્યાર્થીઓ જે મોટીમોટી વસ્તુઓ લાવેલા, તેના પ્રમાણમાં મોહનના દુધની કાંઇ મહત્તા ન રહી. તેમણે જવાબ ન આપ્યો. મોહને ફરીથી ત્રીજીવાર કહ્યું, "ગુરુજી! જુઓને, હું આ દુધ લાવ્યો છું." ગુરુજી કંટાળ્યા. "હા! ભાઈ, હા! મેં સાંભળ્યું કે તમે બહુ મોટી ભેટ લઇ આવ્યા છો. બસ?" આમ કહી તેમણે નોકરને દુધના તપેલામાં લોટી ખાલી કરવાનું કામ સોંપ્યું. બીચારો મોહન, ભગ્નહૃદયી થઇ રડતે ચહેરે બધું જોઇ રહ્યો.

થોડીવાર થઇ એટલામાં ગુરુજીનો નોકર દોડતો આવી કહેવા લાગ્યો, "ગુરુજી! ગુરુજી! ગજબ થયો. આ તમે જે લોટી મને આપી, એમાંનું દુધ તો ઘટતુંજ નથી. બે મોટા તપેલાં ભરાઇ ગયા અને ઉપરથી એક હાંડો પણ ભરાઈ ગયો છતાં હજી લોટી નમેલી રાખીયે તો દુધતો પડયેજ જાય છે અને લોટી જોઇયે તો ભરેલાની ભરેલીજ છે. તો જરા જોઇ જાઓ તો સારૂં." ગુરુજી તો નોકરની વાત સાંભળી હેબતાઇજ ગયા. દોડતા જઈ નોકરે કહેલું બધું જોઇ આવ્યા. તરતજ મોહનને બોલાવી પોતાના ખોળામા બેસાડી પૂછ્યું, "બેટા! તને ખોટું લાગ્યું? એ તો હું જરા કામમાં હતો, તેથી મારાથી એવું બોલાઈ ગયું. ચાલ, મોહન! સાચું કહે જોઉં કે આજે તું જે દુધ લાવ્યો, તે ક્યાંથી લાવ્યો અને કોણે આપ્યું? બહુજ સારૂં છે, હો!" બાળસ્વભાવી મોહન ખુશ થઇ બોલ્યો, "ગુરુજી! એ દુધ તો મારા ગોપાળ-ભૈયાએ આપ્યું છે. લોટી પણ તેમના ઘરનીજ છે. મારાં માતાજીની પાસે પૈસા નહતા એટલે એમણે મને ગોપાળભૈયા પાસે દુધ માંગી લેવાનું કહેલું અને મેં બુમ પાડી કહ્યું, એટલે તરતજ ગોપાળભૈયા એમની લોટીમાં દુધ

લઈ આવ્યા " ગુરૂજીની ઉત્સુકતા વધી તેમણે પૂછ્યુ, "પણ બેટા! એ તારા ગોપાળભૈયા કોણ છે, કયા રહે છે અને તારે એમની સાથે ઓળખાણ શાથી થયુ?" મોહને જવાબ દીધો, "એ તો મારી માતાએ ઓળખાણ કરા યુ છે એ મારા મોટાભાઇ છે એમનુ ઘર તો મે જોયુ નથી પણ માતાજી કહેતાં હતા કે એ બધે રહે છે અને બધાની બીક મટાડે છે એટલેજ તો હુ જ્યારે જગલમા દાખલ થાઉ કે તરત 'ગોપાળભૈયા કરીને બૂમ પાડુ એટલે એ તરત આવી મને જગલ પુરૂ થાય ત્યાસુધી પહોચાડે છે ગુરૂજી! મારા ગોપાળભૈયા મારાથી બહુ મોટા નથી અને કામળી નાખે છે કેડે વાસળી ખોસે છે અને હાથમા ડાંગ ઝાલે છે માથાપર તો કોઇ વખત મોરના પીંછા ખોસે છે અને કોઇ વખત ફુલની ટોપી પહેરે છે ગુરૂજી! મારા ગોપાળભૈયા બહુ ભલા છે

વિદ્વાન બ્રાહ્મણ બાળકની બોલીમાંથી સાચુ તત્વ સમજી ગયો શ્રાદ્ધાદિક કાર્યથી પરવારી, મોહનને પણ લાજ જમાડી તેને પોતાના ખભા ઉપર ઉપાડી ગોપાળભૈયાના દર્શન કરવાને મોહનના ગામ તરફના રસ્તે આવ્યો બાળકે ગુરૂજીને ગોપાળભૈયાને બતાવવાને હા કહી હતી એટલે જગલમાં પ્રવેશ કરતાજ બૂમ પાડી બીજી પાડી અને છેવટે ઘણી બૂમો પાડી પણ તે દિવસે ગોપાળભૈયા આવ્યા નહિ મોહન રડવા લાગ્યો છેવટે મોહને આઘેથી ગોપાળભૈયાને આવતા જોયા બહુ ખુશ થઈ "ગુરૂજી! જુઓ આ મારા ગોપાળભૈયા આવ્યા ' ગુરૂને તો કાંઈ દેખાયુ નહિ 'બેટા! હુ તો કોઇને જોઇ શકતો નથી ત્યારે મોહન બોલ્યો 'ગોપાળભૈયા! આ આવ્યા છે, એ તો મારા ગુરૂજી છે, હુ તમને જોઉ છુ અને મારા ગુરૂજી તમને કેમ દેખી શકતા નથી?' ગોપાળભૈયા બોલ્યા 'મોહન! ભાઇ! તુ જે દર્શનને લાયક છે તે મારા ઉપરની પૂર્ણ શ્રદ્ધાના કારણે મને જોઇ શકે છે તારી દૃષ્ટિ નિર્મળ છે, જ્યારે આ તારા ગુરૂની આખ પર માયાના પડળ આવ્યા હોઇ તે મને જોઈ શકતા નથી છતા જા, તુ એમના ખોળામાં બેસ અને તેઓ પણ મારા દર્શન કરી શકશે. ' મોહન ગુરૂજીના ખોળામા બેઠો અને તરતજ ગુરૂજીએ શ્યામસુદર સ્વરૂપના દર્શન કર્યા બ્રાહ્મણ કૃતાર્થ થયો. તરતજ આનદમા આવી મોહનને છાતીસરસો ચાંપી દોડતો એને ઘેર ગયો અને એની માતાને કહેવા લાગ્યો, બ્હેન! તુ ધન્ય છુ તે પ્રભુના સખા

મોહનને જન્મ આપ્યો. ધન્ય તારા સંસ્કાર અને ધન્ય તારી તથા તારા પુત્રની અડગ શ્રદ્ધા હું પણ તમારે લઇને કૃતકૃત્ય થઈ ગયો, મારો જન્મ સફળ થયો " આમ કહી બેઉને પ્રણામ કરી બ્રાહ્મણ પોતાને ઘેર ગયો

આ પ્રસગ પછી મોહન, તેની માતા અને ગુરૂ–ત્રણે જણાની પ્રભુ-ભક્તિમા પૂર્ણ શ્રદ્ધા થેઈ અને અ તે શોકમુક્ત થઇ પરમપદને પામ્યા અસ્તુ.

પ્રભુપ્રેમીઓ! આનુ નામ શ્રદ્ધા. ૐ

આ પ્રમાણે પૂજ્યપાદ મુનિમહારાજશ્રી ભારદ્વાજજી મહારાજશ્રી વિરચીત 'ગીતા વાર્તાલાપ' નામક ગ્રંથના પાંચમા ભાગમાં શ્રીમદ્ ભગવદ્ ગીતાનો 'શ્રદ્ધાત્રયવિભાગ યોગ' નામના સત્તરમા અધ્યાય ઉપરનો વાર્તાલાપ પૂરો થયો.

# अध्याय १८ मो—मोक्षसंन्यासयोग

अर्जुन उवाच ।

संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥

श्रीभगवानुवाच ।

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।
यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥

निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।
त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥ ४ ॥

यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥

एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥

# અધ્યાય ૧૮ મો-મોક્ષસંન્યાસયોગ

અર્જુન બોલ્યો:—

(૧) હે મહાબાહો! હે હૃષીકેશ! હે કેશિનિષૂદન! હું સંન્યાસનું તથા ત્યાગનું તત્ત્વ જુદું જુદું જાણવાને ઇચ્છું છું.

શ્રીભગવાન બોલ્યા:—

(૨) કામ્ય કર્મોના ત્યાગને કવિઓ (વિદ્વાનો) 'સંન્યાસ' કહે છે અને સર્વ કર્મોના ફળત્યાગને વિચક્ષણો (પંડિતો) 'ત્યાગ' કહે છે.

(૩) કેટલાક વિદ્વાનો કહે છે કે કર્મ દોષવાળું છે તેથી ત્યાગ કરવા યોગ્ય છે; બીજા (વિદ્વાનો) યજ્ઞ, દાન તથા તપરૂપ કર્મ ત્યજવા યોગ્ય નથી એમ કહે છે.

(૪) હે ભરતશ્રેષ્ઠ! તે ત્યાગના વિષયમાં મારો નિશ્ચય તું સાંભળ. હે પુરુષવ્યાઘ્ર! ત્યાગ ત્રણ પ્રકારનોજ કહેલો છે.

(૫) યજ્ઞ, દાન અને તપરૂપી કર્મ ત્યાજ્ય નથી, પણ તે કરવા યોગ્યજ છે; કેમકે યજ્ઞ, દાન અને તપ વિદ્વાનોને (પણ) પવિત્ર કરનારાં છે;

(૬) પરંતુ હે પાર્થ! આ કર્મો પણ ફલ તથા આસક્તિ ત્યજીને કરવાં જોઇએ, એવો મારો નિશ્ચિત ઉત્તમ મત છે.

(૭) નિયતકર્મનો ત્યાગ કરવો યોગ્ય નથી. મોહથી તેનો પરિત્યાગ કરવો તેને તામસ ત્યાગ કહેલો છે.

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ ८ ॥

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
सगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥ ९ ॥

न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥ १० ॥

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ ११ ॥

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।
भवत्यत्यागिनां प्रेत्य न तु सन्यासिनां क्वचित् ॥ १२ ॥

पंचैतानि महाबाहो कारणानि निबोध मे ।
साङ्ख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥ १३ ॥

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पंचमम् ॥ १४ ॥

शरीरवाड्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥ १५ ॥

(૮) 'કર્મ દુઃખરૂપ છે.' એમ કેવળ શરીરક્લેશના ભયથી જો (કર્મ) ત્યજવામાં આવે તો એવો રાજસ ત્યાગ કરીને તે ત્યાગના ફળને નથીજ પામતો.

(૯) હે અર્જુન! "કર્મજ કર્તવ્ય છે" એમ (સમજીને) જે નિયત કર્મ આસક્તિ તથા ફળનો ત્યાગ કરીને કરવામાં આવે છે તે ત્યાગને સાત્વિક માનેલો છે.

(૧૦) સત્ત્વગુણથી વ્યાપ્ત, બુદ્ધિમાન અને જેના સંશયો છેદાઈ ગયા છે એવો ત્યાગી અશુભ કર્મનો દ્વેષ કરતો નથી અને શુભ કર્મમાં આસક્ત થતો નથી;

(૧૧) કેમકે દેહધારીવડે સમગ્ર કર્મો ત્યજવાને શક્ય નથી; માટે જે કર્મફળને ત્યજનારો છે તે "ત્યાગી" એમ કહેવાય છે.

(૧૨) કર્મફળનો ત્યાગ નહિ કરનારાઓને અનિષ્ટ, ઈષ્ટ અને મિશ્ર એમ ત્રણ પ્રકારનું કર્મનું ફળ મરણ પછી મળે છે; પરંતુ (કર્મફળ) ત્યજનારાને તે કદી મળતું નથી.

(૧૩) હે મહાબાહો! સર્વ કર્મોની સિદ્ધિ માટે સાંખ્ય સિદ્ધાંતમાં આ પાંચ કારણો કહ્યાં છે, તેને તું મારી પાસેથી સાંભળ.

(૧૪) શરીર તથા કર્તા; જુદી-જુદી ઇંદ્રિઓ તથા વિવિધ પ્રકારની જુદી જુદી ચેષ્ટાઓ; તેમજ આમાં પાંચમું કારણ દૈવ (ઇંદ્રિયોના દેવો) છે.

(૧૫) શરીર, વાણી અને મનવડે મનુષ્ય જે ન્યાયવાળું કે વિપરીત કર્મ કરે છે તેનાં આ પાંચ કારણો છે.

तत्रैव सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥

यस्य नाहङ्कृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥ १७ ॥

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।
करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥ १८ ॥

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥ २० ॥

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥ २१ ॥

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥

(૧૬) તેમા એમ હોવા છતાં જે મનુષ્ય અસંસ્કૃત બુદ્ધિને લીધે કેવળ આત્માને કર્તા જુએ છે, તે દુષ્ટ બુદ્ધિવાળો (યથાર્થ) જોતો નથી

(૧૭) જેને ("હુ કર્તા છુ" એવો) અહંકારથી કરાયલો ભાવ નથી અને જેની બુદ્ધિ લેપાતી નથી તે આ લોકોને હણીને પણ હણતો નથી ને બંધાતો નથી

(૧૮) જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા એ ત્રણ પ્રકારની કર્મોની પ્રેરણા છે, તેમજ કરણ (ઇંદ્રિયો), કર્મ અને કર્તા એમ ત્રણ પ્રકારના કર્મના આશ્રય છે

(૧૯) સાખ્યશાસ્ત્રમા જ્ઞાન, કર્મ અને કર્તા ગુણભેદથી ત્રણ પ્રકારેજ કહેવાય છે, તે પણ તુ યથાવત્ સાભળ.

(૨૦) (મનુષ્ય) જે જ્ઞાનવડે જુદા જુદા સર્વ ભૂતોમા એક અવિભક્ત અને અવિનાશી ભાવને જુએ છે, તે જ્ઞાનને તુ સાત્ત્વિક જાણ,

(૨૧) અને જે જ્ઞાન સર્વ ભૂતોમા ભેદથી જુદા જુદા પ્રકારના અનેક ભાવોને જુએ છે તે જ્ઞાનને તુ રાજસ જાણ,

(૨૨) વળી જે જ્ઞાન એક કાર્યમા પરિપૂર્ણની પેઠે આસક્ત રહે છે તથા જે હેતુરહિત, તત્ત્વાર્થ વિનાનુ અને અલ્પ છે તેને તામસ કહ્યુ છે

(૨૩) ફળ મેળવવા નહિ ઇચ્છનારાએ જે નિયતકર્મ આસક્તિ વિના તથા રાગદ્વેષ વિના કર્યું હોય તે સાત્ત્વિક કહેવાય છે,

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥

अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥ २५ ॥

मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥ २६ ॥

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥ २७ ॥

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥ २८ ॥

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥ २९ ॥

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥ ३० ॥

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ ३१ ॥

(૨૪) અને ફળ-કામનાની ઈચ્છાવાળા તથા અહંકારવાળા (મનુષ્ય) વડે બહુ પરિશ્રમવાળું જે કર્મ કરાય છે તેને, રાજસ કહેલુ છે;

(૨૫) તેમજ પરિણામ, ક્ષય (સમય, શકિત કે ધનનો નાશ), હિંસા અને સામર્થ્યનો વિચાર નહિ કરીને મોહથી જે કર્મ આરંભાય છે તે તામસ કહેવાય છે.

(૨૬) આસકિતરહિત, અહંકાર વિનાના, ધૈર્ય ને ઉત્સાહવાળો તથા (કર્મની) સિદ્ધિ-અસિદ્ધિમા નિર્વિકાર (રહેનાર) કર્તા સાત્વિક કહેવાય છે.

(૨૭) રાગી, કર્મફળને ઈચ્છનારો, લોભી, હિંસક સ્વભાવવાળો, અપવિત્ર તથા હર્ષ-શોકવાળો કર્તા રાજસ કહેવાય છે.

(૨૮) અસ્થિર ચિત્તવાળો, અજ્ઞાની, અનમ્ર, શઠ, બીજાઓને છેતરનારો, આળસુ ખેદ કરનારો અને દીર્ઘસૂત્રી (અલ્પસમયસાધ્ય કાર્યને નકામુ લંબાવે તે) તામસ કર્તા કહેવાય છે.

(૨૯) હે ધનંજય! ગુણોને લીધે બુદ્ધિના અને ધૈર્યના ત્રણ પ્રકારના ભેદ મારાવડે જુદા જુદા સંપૂર્ણ કહેવાતા તું સાંભળ.

(૩૦) હે પાર્થ! પ્રવૃત્તિ અને નિવૃત્તિને, કર્તવ્ય અને અકર્તવ્યને, ભય અને અભયને તથા બંધ અને મોક્ષને જે જાણે છે તે બુદ્ધિ સાત્વિકી છે.

(૩૧) જેના વડે (મનુષ્ય) ધર્મ અને અધર્મને તથા કાર્ય અને અકાર્યને વાસ્તવિક રીતે જાણતો નથી તે બુદ્ધિ હે પાર્થ! રાજસી છે.

अधर्मं धर्ममिति या मन्यते तमसाऽऽवृता ।
सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥ ३२ ॥

धृत्या यया धारयते मनःप्राणेंद्रियक्रियाः ।
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी ॥ ३३ ॥

यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ।
प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ॥ ३४ ॥

यया स्वप्नं भयं शोकं विशादं मदमेव च ।
न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥ ३५ ॥

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छति ॥ ३६ ॥

यत्तदग्रे विषमिव परीणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ ३७ ॥

विषयेंद्रियसंयोगाद् यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥

यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥

(૩૨) હે પાર્થ! અજ્ઞાનથી ઢંકાયલી જે બુદ્ધિ અધર્મને ધર્મ એમ માને છે તથા બધા પદાર્થોને વિપરીત (ઊલટા) માને છે તે બુદ્ધિ તામસી છે.

(૩૩) હે પાર્થ! યોગવડે અચળ થયેલી જે ધીરજ વડે મન, પ્રાણુ અને ઇંદ્રિયોની ક્રિયાઓને (મનુષ્ય) ધારણ કરે છે તે ધીરજ સાત્ત્વિકી છે;

(૩૪) પરંતુ હે અર્જુન! જે ધીરજ વડે ધર્મ, અર્થ અને કામને ધારણ કરે છે અને પ્રસંગને લીધે ફળની ઇચ્છા રાખે છે તે ધીરજ હે પાર્થ! રાજસી છે.

(૩૫) હે પાર્થ! જે ધીરજ વડે દુર્બુદ્ધિવાળો મનુષ્ય નિદ્રા, ભય, શોક, ખેદ તથા મદને છોડતો જ નથી તે ધીરજ તામસી છે,

(૩૬) હે ભરતશ્રેષ્ઠ! હવે ત્રણ પ્રકારનાં સુખને મારી પાસેથી તું સાંભળ; જે સુખમાં (જીવ) અભ્યાસથી રમણ કરે છે અને દુઃખના અંતને અવશ્ય પામે છે;

(૩૭) જે આરંભમાં વિષ જેવું હોવા છતાં પરિણામે અમૃત જેવું હોય છે તથા આત્મનિષ્ઠ બુદ્ધિની નિર્મળતાથી ઉત્પન્ન થયું હોય છે તે સાત્ત્વિક સુખ કહેલું છે.

(૩૮) વિષયો અને ઇંદ્રિયોના સંયોગથી ઉપજેલું જે સુખ પ્રથમ અમૃત જેવું હોઈને પરિણામે વિષ જેવું હોય છે તે સુખને રાજસ કહેલું છે.

(૩૯) જે સુખ આરંભમાં અને પરિણામમાં બુદ્ધિને મોહ ઉપજાવનારૂં તથા નિદ્રા, આળસ અને પ્રમાદથી ઉત્પન્ન થનારૂં છે તેને તામસ કહેલું છે.

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुन ।
सत्व प्रकृतिर्जैर्मुक्त यदेभि स्यात् त्रिभिर्गुणै ॥ ४० ॥

ब्राह्मणक्षत्रियविशा शूद्राणा च परतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणै ॥ ४१ ॥

शमो दमस्तप शौच क्षातिरार्जवमेव च ।
ज्ञान विज्ञानमास्तिक्य ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥

शौर्य तेजो धृतिर्दाक्ष्य युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्र कर्म स्वभावजम् ॥ ४३ ॥

कृषिगोरक्ष्यवाणिज्य वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मक कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ ४४ ॥

स्वे स्वे कर्मण्यभिरत ससिद्धि लभते नर ।
स्वकर्मनिरत सिद्धि यथा विंदति तच्छृणु ॥ ४५ ॥

यत प्रवृत्तिर्भूताना येन सर्वमिद ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धि विंदति मानव ॥ ४६ ॥

श्रेयान् स्वधर्मो विगुण परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियत कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ४७ ॥

(૪૦) પૃથ્વીમાં, આકાશમાં અથવા દેવલોકમાં એવું કોઈ સત્ત્વ (પ્રાણી કે પદાર્થ) નથી કે, જે આ પ્રકૃતિજન્ય ત્રણ ગુણોથી મુક્ત હોય.

(૪૧) હે પરંતપ! બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રોનાં કર્મો પ્રકૃતિજન્ય ગુણોને લીધે જુદાં જુદાં છે.

(૪૨) શમ (મનોનિગ્રહ), દમ (ઇંદ્રિયનિગ્રહ), તપ, પવિત્રતા, ક્ષમા, સરળતા, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિકતા એ બ્રાહ્મણનાં સ્વભાવજન્ય કર્મ છે.

(૪૩) શૌર્ય, તેજ, ધૈર્ય, ચાતુર્ય, યુદ્ધમાં અપલાયન, દાતાપણું અને ઈશ્વરભાવ, એ ક્ષત્રિયનાં સ્વભાવજન્ય કર્મ છે.

(૪૪) ખેતી, ગાયોની રક્ષા અને વાણિજ્ય એ વૈશ્યનાં સ્વભાવજન્ય કર્મ છે; વળી સેવારૂપી કર્મ તે શૂદ્રનું સ્વભાવજન્ય કર્મ છે.

(૪૫) પોતપોતાના કર્મોમાં તત્પર રહેલો મનુષ્ય સિદ્ધિને પામે છે; પોતપોતાનાં કર્મમાં તત્પર રહેલો જેવી રીતે સિદ્ધિને પામે છે તે તું સાંભળ.

(૪૬) જે (પરમેશ્વર) થી ભૂતોની પ્રવૃત્તિ થાય છે તથા જેનાવડે આ સમસ્ત જગત વ્યાપ્ત છે તેને સ્વકર્મવડે પૂજીને મનુષ્ય સિદ્ધિને પામે છે.

(૪૭) સારી રીતે આચરેલા પરધર્મ કરતાં કંઈક ન્યૂન ગુણવાળો (પણ) સ્વધર્મ શ્રેષ્ઠ છે, સ્વભાવનિયત કર્મોને કરતો (મનુષ્ય) દોષને પામતો નથી;

सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ।
सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ ४९ ॥

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।
समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ॥ ५० ॥

बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ।
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥

विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥

अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥ ५५ ॥

(૪૮) (માટે) હે કૌંતેય ! સ્વાભાવિક કર્મ દોષવાળું હોય તોપણ ત્યજવું નહિ, કેમકે ધુમાડાવડે ઢંકાયલા અગ્નિની પેઠે, સર્વ આરંભો દોષથી ઢંકાયલા છે

(૪૯) સર્વત્ર અનાસક્ત બુદ્ધિવાળો, મનને જીતનારો અને નિસ્પૃહ (થયેલો મનુષ્ય) સંન્યાસયોગ વડે (નિવૃત્તિરૂપ) પરમ નૈષ્કર્મ્યની સિદ્ધિને પામે છે.

(૫૦) હે કૌંતેય ! સિદ્ધિને પામેલો જે પ્રકાર બ્રહ્મને પામે છે તે પ્રકારની જ્ઞાનની જે શ્રેષ્ઠ નિષ્ઠા છે તેને તું મારી પાસેથી સંક્ષેપમાંજ સાંભળ

(૫૧) વિશુદ્ધ બુદ્ધિથી યુક્ત થઈને ધૈર્યવડે શરીરાદિને વશ કરી, શબ્દાદિ વિષયોને ત્યજી તથા રાગદ્વેષને છોડી દઈ,

(૫૨) એકાંત સેવનારો, મિતાહારી, વાણી, શરીર અને મનને જીતનારો, નિત્ય ધ્યાનયોગપરાયણ, વૈરાગ્યનો સારી રીતે આશ્રય કરનારો,

(૫૩) અહંકાર, બળ, ગર્વ, કામ, ક્રોધ તથા પરિગ્રહ (વસ્તુના સંગ્રહ) ને ત્યજીને મમતારહિત અને શાંત થયેલો (મનુષ્ય) બ્રહ્મસ્વરૂપ થવાને સમર્થ થાય છે.

(૫૪) બ્રહ્મરૂપ થયેલો અને પ્રસન્ન ચિત્તવાળો (મનુષ્ય) શોક કરતો નથી કે ઈચ્છા રાખતો નથી, અને સર્વ ભૂતોમાં સમદૃષ્ટિવાળો તે મારી પરા ભક્તિને પામે છે

(૫૫) હું જેટલો (પરિમાણવાળો) તથા જે (સ્વરૂપવાળો) છું તેવો મને (જ્ઞાની) ભક્તિવડે યથાર્થ જાણે છે, તેથી મને યથાર્થ જાણીને તે પછી મારામાં પ્રવેશે છે

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ५७ ॥

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥ ५८ ॥

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ ५९ ॥

स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपि तत् ॥ ६० ॥

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥ ६१ ॥

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥ ६२ ॥

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥

(૫૬) મારો આશ્રય કરનારો (મનુષ્ય) સદા સર્વ કર્મો કરે તોપણ મારી કૃપાથી શાશ્વત અને અવિકારી પદને પામે છે.

(૫૭) તું મનવડે સર્વ કર્મો મારે વિષે સમર્પણ કરીને મારા પરાયણ થઈ બુદ્ધિયોગનો આશ્રય કરીને સદા મારામાં ચિત્તવાળો થા.

(૫૮) મારામાં ચિત્તવાળો તું મારી કૃપાથી, સર્વ સંકટોને ઓળંગી જઈશ; પણ અહંકારથી (મારું વચન) જો તું નહિ સાંભળે તો નાશ પામીશ.

(૫૯) અહંકારનો આશ્રય લઈને "હું યુદ્ધ નહિ કરું" એમ જે તું માને છે, તે આ તારો નિશ્ચય મિથ્યા છે; કેમકે તારી પ્રકૃતિ તને (યુદ્ધમાં) જોડશે.

(૬૦) હે કૌંતેય! તું મોહને લીધે જે કરવાને ઇચ્છતો નથી તે (યુદ્ધ) ને પોતાના સ્વભાવજન્ય કર્મવડે બંધાયેલો તું પરવશ થઇને પણ કરીશ.

(૬૧) હે અર્જુન! (સંસારરૂપે) યંત્ર પર ચઢેલાં સર્વ પ્રાણીઓને પોતાની માયાવડે ભમાવતા ઇશ્વર સર્વ પ્રાણીઓના હૃદયમાં રહે છે.

(૬૨) હે ભારત! સર્વ ભાવવડે તેનેજ તું શરણરૂપે પ્રાપ્ત કર. તેની કૃપાથી તું પરમ શાંતિ અને શાશ્વત સ્થાનને પામીશ.

(૬૩) આ રીતે ગુહ્યથી અતિ ગુહ્ય એવું જ્ઞાન મેં તને કહ્યું; એને સંપૂર્ણ વિચારીને જેમ તું ઇચ્છે છે તેમ કર.

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥ ६४ ॥

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ६६ ॥

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ ६७ ॥

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ ६८ ॥

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ ६९ ॥

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥ ७० ॥

श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।
सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥ ७१ ॥

(૬૪) સર્વ ગુહ્યોમાં અતિ ગુહ્ય એવું મારૂં ઉત્તમ વચન ફરી પણ તું સાંભળ; તું મને અત્યંત પ્રિય છે, તેથી તારૂં હિત હું કહું છું

(૬૫) તું મારામાં મનવાળો, મને પૂજનારો, મારો ભકત થા અને મને નમસ્કાર કર; (એમ કરવાથી) તું મનેજ પ્રાપ્ત થઈશ. (આ) હું તારી આગળ સત્ય પ્રતિજ્ઞા કરૂં છું; તું મને પ્રિય છે (એટલા માટે કહું છું).

(૬૬) સર્વ ધર્મોને ત્યજીને તું મને એકને શરણરૂપે પ્રાપ્ત કર; હું તને સર્વ પાપોથી છોડાવીશ, તું શોક ન કર. —

(૬૭) આ (ગીતાશાસ્ત્ર) તપરહિતને, અભકતને, સેવા નહિ કરનારને તથા જે મારી ઇર્ષ્યા કરે છે તેને તારે કદી કહેવું નહિ.

(૬૮) જે આ પરમ ગુહ્ય શાસ્ત્ર મારા ભક્તોમાં કહેશે તે મારી શ્રેષ્ઠ ભક્તિ કરીને મનેજ પ્રાપ્ત થશે, એમાં સંશય નથી.

(૬૯) મનુષ્યોમાં તેનાથી કોઈ બીજો મારૂં અત્યંત પ્રિય કરનારો નથી અને આ પૃથ્વી પર તેનાથી બીજો અતિ પ્રિય મને થશે નહિ;

(૭૦) અને જે આપણા બન્નેના આ ધર્મયુક્ત સંવાદનું અધ્યયન કરશે તેનાથી જ્ઞાનયજ્ઞ વડે હું પૂજાયો છું એવું મારૂં માનવું છે.

(૭૧) શ્રદ્ધાવાન તથા અસૂયારહિત જે મનુષ્ય (આનું) શ્રવણ કરે છે તે પણ મુકત થઈને પુણ્ય કર્મ કરનારાઓના શુભલોકને પામે છે.

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥ ७२ ॥

अर्जुन उवाच ।

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ ७३ ॥

संजय उवाच ।

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥

व्यासप्रसादाच्छ्रुतवान् एतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात् साक्षात्कथयतः स्वयम् ॥ ७५ ॥

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः ॥ ७७ ॥

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥

॥ इति श्री मोक्षसंन्यासयोगो नाम अष्टादशोऽध्यायः ॥

(૭૨) હે પાર્થ! તેં એકાગ્ર ચિત્તે આ સાંભળ્યું ને? હે ધનંજય! તારો અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો મોહ નાશ પામ્યો ને?

અર્જુન બોલ્યોઃ—

(૭૩) હે અચ્યુત! આપની કૃપાથી મોહ નાશ પામ્યો છે અને મેં (સ્વધર્મકર્મની, ગુણસ્વભાવની, યોગબુદ્ધિની, કાર્યાકાર્યની, પ્રવૃત્તિ નિવૃત્તિની તથા પરમપ્રાપ્ત્યાદિ ઈત્યાદિની સર્વ) સ્મૃતિ પ્રાપ્ત કરી છે, (હવે) સંશયરહિત થઇને હું ઉભો છું આપનું વચન કરીશ.

સંજય બોલ્યોઃ-

(૭૪) એ પ્રમાણે મહાત્મા શ્રીકૃષ્ણનો અને અર્જુનનો આ અદ્‌ભુત તથા રોમાંચક સંવાદ મેં સાંભળ્યો છે.

(૭૫) શ્રીવ્યાસની કૃપાથી આ અતિ ગુહ્ય શ્રેષ્ઠ યોગને સાક્ષાત્ પોતે કહેતા યોગેશ્વર શ્રીકૃષ્ણ પાસેથી મેં સાંભળ્યો છે.

(૭૬) હે રાજન્! કેશવ અને અર્જુનના આ અદ્‌ભુત અને પુણ્યકારક સંવાદને સંભારી સંભારીને હું વારંવાર હર્ષ પામું છું;

(૭૭) અને હે રાજન્! શ્રીહરિના તે અતિ અદ્‌ભુત રૂપને સંભારી સંભારીને મને મહાન્ વિસ્મય થાય છે અને વારંવાર હું હર્ષ પામું છું.

(૭૮) જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ છે અને જ્યાં ધનુર્ધારી અર્જુન છે ત્યાં લક્ષ્મી, વિજય, ઐશ્વર્ય અને અચળ નીતિ છે એમ મારૂં માનવું છે.

આ પ્રમાણે "મોક્ષસંન્યાસયોગ" નામના ૧૮ મા અધ્યાયનો ભાવાર્થ સંપૂર્ણ.

ॐ

# * અધ્યાય ૧૮ મો. *



## મોક્ષસંન્યાસયોગ.

પ્રભુપ્રેમીઓ ! આપણા વાર્તાલાપમા 'શરીરથી આત્મા જુદો છે, તેમજ તે આત્મા છે આત્મા એકજ છે શરીરો અનેક છે'—આવુ જ્ઞાન ભગવાન શ્રીકૃષ્ણે આપવાનો આરંભ બીજા અધ્યાયથી શરૂ કરેલો છે ને પણ પહેલા અધ્યાયની શરૂઆત પહેલાની ભૂમિકાથીજ ગીતાની ઉત્પત્તિના વર્ણન સાથે જ્ઞાનયોગને કહેવો શરૂ કર્યો છે

વેદ એટલે જ્ઞાન અને જ્ઞાન એટલે બ્રહ્મ બ્રહ્મનો ભાન પોતામા લાવવાને માટેની ક્રિયાને, સાક્ષાત્ બ્રહ્મ બની જવા માટેની ક્રિયાને અને પોતાની હયાતિ મટાડીને નિર્વાણ યા કૈવલ્ય બનવાની ક્રિયાને જ્ઞાનયોગ કહેવાય છે જ્ઞાનયોગ એટલે બ્રહ્મયોગ યાને બ્રહ્મરૂપ થવાનો યોગ જે(વડે) વર્તમાન શરીરમા પણ મોક્ષની હાલત અનુભવાય છે

જ્ઞાનનો અત એટલે વેદાંત વિશ્વરૂપ બ્રહ્મ એ પોતે જ્ઞાન) છે અને જ્ઞાનનો અંત એટલે પરમબ્રહ્મ જેને) કળારહિત ક્રિયારહિત શાંત કહેવામા આવ્યું છે તે—નિરંજન, નિરાકાર, જ્યોતિસ્વરૂપ

આ સમજવુ સામાન્ય રીતે જનતાથી સમજી શકવુ મુશ્કેલ હોવાથી આ ગ્રંથ સત્સંગ દૃષ્ટિથી વાર્તાલાપના રૂપમા લખાયેલો છે. તમારામાના થોડાજ અત્યાર સુધીમા સમજી શક્યા હશે કે આ જે કહેવાય છે તે ગીતામાંનું વેદાંત છે ગીતા સપ્તાહ—જેમા શ્રોતાઓએ શ્રીમદ્ ભાગવત સપ્તાહના નિયમ પ્રમાણે રોજના નવ કલાક બેસવુ જોઈએ—એવી ઢબથી તથા નવસારીમા કરવામા આવી હતી તેમા થોડો વખત બેસીને ચાલ્યા જનારા દૂરથી

સાંભળનારા, વ્યગ્રચિત્તવાળા અને નિયમબદ્ધ થઈને નહીં બેસનારાઓને ગીતામાનુ આ વેદાંત 'ભેંસ આગળ ભાગવત' જેવુ થઈ પડે છે આવાઓને સમજ પણ પડતી નથી કે આ ભાગવત કહેવાય છે કે રામાયણ કહેવાય છે કે ગીતાજ કહેવાય છે કેટલાકોએ તો મને પૂછેલુ પણ ખરૂ કે, "મહારાજ! આ શાનો વિષય કહો છો?" અસ્તુ ।

## ભૂમિકા:-

વાર્તાલાપમાં સંકલના કરવામાં આવી છે, ભક્તિકાંડ-કર્મકાંડ-જ્ઞાનકાંડ અને બ્રહ્મકાંડની અને છેવટે બ્રહ્મભાવમાં પણ નિર્વાણશાંતિપદ પ્રાપ્તિ સુધી પણ ભક્તિની અપેક્ષાને પ્રતિપાદિત કરેલી છે પ્રેમલક્ષણાભક્તિ અને જ્ઞાન જુદા નથી છતા બન્નેના સાધનો અને પ્રકાર ભિન્ન લક્ષણવાળા છે આ હાલતમા આ અઢારમો અધ્યાય—મોક્ષસંન્યાસયોગ—કહેવાયો ત્યારે પણ સંન્યાસ અને ત્યાગની વાતો કહેવાયે છે ઘણા શ્રોતાઓ એને 'મોક્ષ-સંન્યાસયોગ' નામથી ન ઓળખતા આખા ગ્રંથને ભક્તિમાર્ગના વ્યાખ્યાન તરીકે ઓળખે છે અને આજે એટલે સને ૧૯૪૮ યાને સંવત ૨૦૦૫મા પણ એના પાંચે ભાગોને ભક્તિમાર્ગની ગીતા કહે છે આ કારણથી 'સત્સંગ દૃષ્ટિથી લખાયેલો' આ ગ્રંથ જો કે ગીતામાંના વેદાંતને કહે છે, છતા શુષ્ક વેદાંત દૃષ્ટિથી નથી લખાયો'–આ કથનને પુષ્ટિ મળે છે અર્જુન પણ ગીતાને તમારી માફકજ સમજ્યો હતો ભગવાને ગીતામા અગીઆરમા અધ્યાય સુધી એને બોધ આપવામા બાકી રાખ્યુ ન હતુ છતાં તેની જિજ્ઞાસા તૃપ્ત કરવા અને નિશ્ચયાત્મક જ્ઞાન આપવા બારમો અધ્યાય કહ્યો અર્જુન એથી પણ ન સમજ્યો અને ભગવાને કહેલુ ફરીને સમજાવવા–શરીરનુ (ક્ષેત્રનુ) અને આત્માનુ (જ્ઞેયનુ) વ્યાખ્યાન કરતા અઢાર અધ્યાય પૂરા કરતા અંતમા સમજાવતા થાક્યા ત્યારે પૂછ્યુ –"कच्चिदज्ञानसमोहः प्रनष्टस्ते धनजय।"="હે ધનંજય! તારો અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો મોહ નાશ પામ્યોને?'=' હવે તુ મારૂ કહેલુ કરીશને?" આ વખતે અર્જુન સમજ્યો અને ઉપકૃત થઈને બોલ્યો— "अच्युत करिष्ये वचन तव।"= હે ભગવન્! હુ આપની આજ્ઞાનુ પાલન કરીશ' આમ બોલ્યા પછી સનાતન વૈદધર્મના વર્ણાશ્રમાનુસાર પોતાના ક્ષાત્રધર્મનુ પાલન કરવાને તે કટિબદ્ધ થયો–ત્યારપછી એણે એકપણ શંકા કરી નથી યાદ રાખો ભગવાને બ્રાહ્મણને વાણીયાને કે શૂદ્રને લડવાની આજ્ઞા

કરી નથી અને કરે પણ નહીં અર્જુનની જગ્યાએ આ યુગમાંનું કોઈ હોત અને આજ્ઞિકાના પ્રશ્નનો નિવેડો લાવનાર ભગવાનના હાથમાં હોત તો ગામ લાજવાની કે મરવા સિવાયની બીજી કોઈપણ જાતની સલાહ આપી હોત, પણ રાજપુતોનોજ ધર્મ રક્ષા કરીને શૌર્ય પેદા કરવાનો હોઈ અર્જુનને યુદ્ધ કરવાની આજ્ઞા આપી આમ સત્તરે અધ્યાયના સારને સંક્ષેપમાં આ અઢારમા અધ્યાયમાં કહેવામાં આવ્યો છે

"એ ગીતા વાંચી છે કેટલું બધું અસંગત એમાં ભરેલું છે? એકએક કથન એક બીજાથી કેટલું ઉલટું છે? સન્યાસની અને ત્યાગની વાતો થઇ, પ્રભુપ્રેમની વાતો થઇ, બધું બ્રહ્મ છે અને આત્મા વિના બીજું કશું છેજ નહિ—આવી વાતો થઈ છતાં અર્જુને એ સાર ખેંચ્યો કે 'મારે લડવુંજ જોઇએ' અને એ સાચો પણ ખરો, વળી બધું વાસુદેવજ છે—આ બધો ઉપદેશનો એજ સાર છે? પાછુ શ્રીકૃષ્ણના પ્રશ્નના ઉત્તરમાં 'હું સમજ્યો, હું લડીશ; તમારૂં કહેલું કરીશ' એમ જવાબ આપ્યો આ પ્રમાણે શ્રીકૃષ્ણની એક બાજુ યુદ્ધ કરવામાં સમતિ અને બીજીબાજુ ભક્તિયોગમાં 'સમ શત્રૌ ચ મિત્રે ચ'='શત્રુ અને મિત્રમાં સમભાવ' રાખવાનું કથન—કેટલી બધી અસંગતતા?"—આવું કહેનારા માનવીઓ તમને મળશે

ગીતાને સમજવી બહુ કઠણ છે શોકમુક્તિની સંસારબંધમુક્તિની અને કૈવલ્યપ્રાપ્તિની ભાવના જાગ્રત ન થાય ત્યાંસુધી પ્રભુપ્રેમ પ્રગટે નહીં અને ભગવદ્‌ગીતાના સમન્વય નહીં, એવું નિશ્ચયથી સમજવું ઘટે હું જેમ બને તેમ મોક્ષસન્યાસ યોગને સરળરીતે સમજાવવા પ્રયત્ન કરીશ ૐ નું ચિંતન કરો અને સાંભળો

સાત્વિક શ્રદ્ધાવાળા એવા સાત્વિક મનુષ્યે યજ્ઞ—દાન—તપ વગેરે કરીને પોતાના અંતઃકરણને શુદ્ધ કરીને અધિકાર પ્રાપ્ત કર્યો હોય તેનેજ યજ્ઞ—દાન—તપ વગેરેથી પ્રાપ્ત કરવાની વસ્તુના વિજ્ઞાનને સમજાવવામાં આવે છે, એવું આ વાર્તાલાપનું સૂચન પ્રથમજ સમજી લેવું ઘટે બીજાને અધિકાર નથી

સાત્વિક, રાજસી અને તામસી—એવા પ્રકૃતિના જે ત્રણ ગુણો છે, તેમને જુદા પાડીને, તેમના ગુણોને બરાબર બતાવીને હવે 'ત્યાગ અને સન્યાસ'—

એવા બે શબ્દોનો એકજ અર્થ થાય છે એવું, યજ્ઞ-દાન અને તપ કામના વિનાનાં થઇને કરવાં એવું અને પંચમહાયજ્ઞો વગેરે નિત્યકર્મો કરવાં એવું સમજાવીને તથા નિષિદ્ધકર્મોનો ત્યાગ કરવો એવું સમજાવીને ત્યાગના પણ ત્રણ પ્રકારો કહીને નૈષ્કર્મ્યસિદ્ધિ મેળવવી એવું સમજાવવામાં આવે છે. નૈષ્કર્મ્યસિદ્ધિ પ્રાપ્ત થયા પછીજ જ્ઞાન થાય છે અને સાચા જ્ઞાનનું લક્ષણજ એ છે કે જ્ઞાની કર્મના ફળની આશા વિના યજ્ઞ-દાન-તપાદિ કર્મો વગેરે કરે, એવું પણ સમજાવવામાં આવે છે. વળી કર્મોના કર્તાની બુદ્ધિ અને ધૃતિ અને સુખ તથા બુદ્ધિવૃત્તિ અને સુખનું સાત્વિકપણું રાજસપણું અને તામસપણું સમજાવવામાં આવે છે. આ પ્રમાણેનો પ્રકાર બ્રહ્મવિદ્‌નો કર્મ કરવાનો હોય છે અને એજ પ્રકારથી અંતઃકરણમાં પ્રસન્નતા આવે છે. આવા પ્રકારનું જેને જ્ઞાન થયું હોય છે એવો જ્ઞાની અને એવીજ જ્ઞાનનિષ્ઠાવાળો યતિ પરમાત્માના સ્વરૂપને જાણે છે, એવુ સમજાવવામાં આવે છે. આ પ્રમાણે પરમાત્માનુ સ્વરૂપ અને બ્રહ્મપ્રાપ્તિ વગેરે વગેરે જે સમજાવવામાં આવે છે, એવો આ ગીતા શાસ્ત્રના અઢારમા અધ્યાયનો વાર્તાલાપ લક્ષમાં રાખવા જેવો છે.' તમે જાણો છો કે ગીતા બધાં ઉપનિષદોના અર્થોનો સંગ્રહ કરીને કહેવામાં આવી છે.

પરન્તુ ભગવાન શ્રીકૃષ્ણે શ્રુતિના આચાર્ય તરીકે અને પરમાત્મા સ્વરૂપે કહ્યુ છે કે 'ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।' –'संन्यासयोगयुक्तात्मा ।'–'त्यक्त्वा कर्मफलासंगम् ।'–'सर्वकर्मफलत्यागम् ।'=ભાવાર્થ:-'જેઓ મારા પરાયણ થઇને સર્વ કર્મો મને અર્પણ કરે છે'-'સંન્યાસયોગયુક્ત આત્માવાળાઓ જેઓ છે'-'કર્મના ફળને ત્યાગીને જેઓ અસંગ હોય છે' અને 'જેઓ સર્વ કર્મના ફળને ત્યાગે છે એવા જેઓ છે'-એ બધાઓના અનુષ્ઠાનનો પ્રકાર જાણી લેવો જરૂરનો છે કારણકે એમાં કર્મના સંન્યાસનો અને કર્મના ફળના ત્યાગનો ભાવાર્થ સમજાવવામાં આવ્યો છે. **શંકા:**-કર્મના ફળનો ત્યાગ કરવો અને કર્મો કરવાં એના કરતા કર્મજ ન કરવા એ શુ ખોટુ છે? **જવાબ:**-આવી શંકા અહી થવાનો સભવ રહે છે અને વળી ગૃહસ્થાશ્રમમા રહીને કર્મ ન કરવાં એ ન બની શકે અને સંન્યાસાશ્રમમા રહીને કર્મ કરવાં એ પણ ન બની શકે તેવુ છે. માટે અનુષ્ઠાન કરવાનો પ્રકાર સમજવા જેવો છે. એટલા માટે સંન્યાસ અને ત્યાગને સમજવા ઘટે છે.

## વાર્તાલાપ શ્લોક ૧ થી ૧૧ સુધી:-

પ્રભુપ્રેમીઓ! 'સંન્યાસ' અને 'ત્યાગ' એ બે શબ્દોના અર્થનું રહસ્ય સમજવાની અત્રે આવશ્યકતા ઉભી થાય છે. આમ-તૌર પર તો 'સંન્યાસ' એટલે છોડવું અને 'ત્યાગ' એટલે પણ છોડવું એમજ થાય, તો પછી આ બે શબ્દો નો પ્રયોગ કરવાની શી જરૂર? યાદ રાખો કે એમાં કોઈ મર્મ રહેલો છે અને તે મોક્ષાર્થીએ સાવધાનીથી સમજવો ઘટે છે. એ બેઉ શબ્દોનું રહસ્ય જુદું હોઈ બેઉ શબ્દોના જેવા અર્થો થવા જોઇએ તેવા અર્થો સમજાય તોજ બેઉ શબ્દોનો મર્મ અને રહસ્ય સમજી શકાય તેમ છે. ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું—"સર્વે કર્મો મનેજ સમર્પણ કરવાં.' આ કથનની મતલબ એ છે કે કર્મની ક્રિયા પરમાત્માથીજ ઉદ્ભવે છે છતાં માનવી માની રહ્યું છે કે 'હું કર્મ કરું છું', આમ કર્મનો કરનારો માનવી પોતાને કર્તા માને તો એ મિથ્યાભિમાન કહેવાય છે અને એવા અભિમાનથી પોતે પરમાત્માથી જુદો પોતાને માનતો થયો. આમ માનવી પોતાને જુદો માનતો થાય છે તેથી એની શોકમુક્તિ અને સંસારબંધમુક્તિ દૂર જાય છે. વળી પરમાત્મા સાથેનો યોગ ત્યાગીને સકામ કર્મ કરે તોપણ શોકમુક્તિ અને બંધમુક્તિ બેઉ દૂર જાય છે અને તેથી સર્વ કર્મના ફળનો ત્યાગ કરવો એમાંજ બુદ્ધિમતા રહેલી છે.

હવે લક્ષ આપો! સન્યાસ અને ત્યાગ તથા કર્મયોગ અને જ્ઞાનયોગ— આ શબ્દો હરેક જમાનામા રહેવાનાજ પરંતુ જનતાના સંજોગ બદલાતાં તેમનાં વલણો, તેમની સમજો અને તેમની જરૂરિયાતો બદલાતી જતી હોઈ બહુ પૂર્વે જે કાંઈ થયું હોય તેનું અત્યારે રૂપાંતર થયેલું હોય છે. જુઓને કે આપણી ચર્ચા યાને 'વાર્તાલાપ' નો વિષય આરંભથીજ છે-શોકનિવૃત્તિનો કારણકે અર્જુને પ્રથમથીજ પોકારીને કહ્યું છે કે—કૃપણતાના દોષથી આત્માનો સ્વભાવ હણાઈ ગયેલો હોઇ મારો ધર્મ હું ન સમજી શકું એવી મૂર્ખાઈ મારામાં આવી છે. માટે મારું જેમાં કલ્યાણ હોય એવું નિશ્ચિત કરીને કહો! હું તમારો શિષ્ય થઇને તમારે શરણે આવ્યો છું મને બોધ આપો! ઇન્દ્રિયોનું શોષણ કરી નાખે એવો મને શોક થાય છે અને તે ત્રિલોકીનું રાજ્ય મને મળે તોપણ મટી જાય એવું મને લાગતું નથી." વિચારો કે આ કેટલો અગત્યનો વિષય છે?

શોકનિવૃત્તિ ઇચ્છાય છે પરમપદ અને પરમાનંદની પ્રાપ્તિને માટેજ અને સાધનો કરવાનું ઇચ્છાય છે તે શોકનિવૃત્તિ માટેજ. સાધનો કહેવાય છે કર્મોને. કર્મો કરાય છે ક્રિયાથી ક્રિયા ઉદ્ભવે છે વાસનાથી અને ક્રિયા થાય છે આત્માના સાનિધ્યથી. વાસના ઉદ્ભવે છે પૂર્વસંસ્કારથી. સંસ્કાર પડે છે કર્મથી. કર્મ છે પ્રકૃતિનુ કાર્ય. ક્રિયા પણ પ્રકૃતિનુ કાર્ય છે. વાસના થાય છે પુરૂષને પ્રકૃતિના સંગથી. પુરૂષ એ જીવ છે. જીવ એ ક્ષેત્રજ્ઞ છે. શરીરમાંના ગુણોના સંગથી એ શરીરના ગુણોને ધારણ કરે છે અને તેનું પરિણામ આવે છે–શોક અને બંધ.

સાધનો તો બહુબહુ છે. પણ તેમને સંકોચી સંકોચીને ત્રણ ક્રિયાથી થતા ત્રણ કર્મોને 'યજ્ઞ–તપ–દાન' મુખ્યત્વે કરીને સાધનોની ગણતરીમાં આવ્યાં છે. શોકનિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ વિશ્વના ચરાચર જીવો ઇચ્છેજ છે. એમને શરીરો એટલાજ માટે મલ્યા છે. શરીરોને પણ એમણેજ ઇચ્છ્યાં છે. પણ અવિદ્યાથી ઉપજતી અણઆવડનથી આનંદ મળે અને શોક ન થાય એવું શરીર ઇચ્છવામાં માનવી ભૂલ કરી બેસે છે અને **लेने गई पूत और खो आई खसम** જેવું થાય છે. છતાં દયા કરીને ભગવાન માનવીની ભૂલ સુધારે છે અને માનવદેહ આપે છે. એ માનવદેહમાં બુદ્ધિરૂપી યંત્ર આપીને આકાશવાણીથી ઉપદેશેલા વેદોનો અભ્યાસ કરવાની આજ્ઞા કરેલી છે, જે અભ્યાસ વડે શોકનિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ થાય છે સમય જતા વેદોને નહીં સમજવાથી પોતે ભગવાને માનવદેહી અવતાર (કૃષ્ણ) થઇને અર્જુનને નિમિત્ત કરીને જીવોને ગીતા કહી છે, જે **ગીતાનો તેજ ઉદ્દેશ છે કે–'માનવીઓનો શોક દૂર થવો જોઇએ અને તેમને પરમાનંદ મળવો જોઇએ.' એટલા માટેજ માનવદેહ વડે કેમ અને કેવીરીતે વર્તવું એ માનવીઓને ગીતા દ્વારા સમજાવવામાં આવ્યું છે. વળી તેમાં વર્તમાન જીવનમાંજ શોકનિવૃત્તિ માટેનો બોધ આપ્યો છે–એવું નથી પણ અવસાન સમયે અને ત્યારબાદ પણ સંસારબંધમુક્તિ અને સદાને માટે પરમાનંદપ્રાપ્તિ થાય એવો બોધ આપ્યો છે.**

વર્તમાન માનવદેહથી શોકમુક્તિ અને આનંદ તથા બ્રહ્માનંદ અનુભવાય છે, પણ વર્તમાન દેહથી મળતા આનંદથી, શોકમુક્તિથી અને બ્રહ્માનંદના

અનુભવથી અવસાન બાદ વિના શરીર પણ આત્માથી અનુભવાતી મુક્તિ અને આનંદ અત્યુત્તમ છે માટે મુક્તિ-વિમુક્તિ-આનંદને પરમાનંદ કહેવામાં આવે છે આ પરમાનંદ અને વિમુક્તિ નિત્યને માટે-સનાને રહે છે, કારણકે ક્ષેત્રને પોતાનુ અનિત્વ મટાડી દીધુ છે અને બ્રહ્મરૂપ ધારણ કર્યું છે આ હાલતમા મુક્તાવસ્થાની પણ અપેક્ષા કેમ હોય? मूलं नास्ति कुत शाखा॥ મુક્તને મોક્ષેચ્છા શી?

ગીતાનો અંતિમ ઉપદેશ સ્થૂલશરીરના કારણદેહનો 'હું બ્રહ્મ છુ' એવી ભાવનાથી ઉપાસના કરીને નાશ કરવાનો છે કામના કરાવનાર કારણદેહજ છે વિમુક્તિ અને પરમાનંદની અપેક્ષા કરનારા ભક્તોએ ત્યાગભાવનાથીજ કર્મયોગનો આશરો લેવો ઘટે આ નિષ્કામકર્મયોગ વિશ્વના ચરાચર જીવોને અને એ યોગના કર્તાને સુખ આપનાર, આનંદ આપનાર-બલ્કે શોકમુક્ત કરનાર થઈ પડે છે એજ કારણથી યજ્ઞ-તપ દાન-કામનારહિત ઇશ્વરાર્પણબુદ્ધિ અને પ્રભુપ્રીત્યર્થે કરવાનું વિધાન ગીતા કરે છે આવા નિષ્કામ કર્મયોગના આશરા વિના अहंब्रह्मास्मि ભાવનાવડે ઉપાસના બની શકે નહીં ન લાગે ધ્યાન ન લાગે સમાધિ, અને સમાધિ ન લાગે તો બ્રહ્મનિષ્ઠા ક્યાથી આવે? એ બ્રહ્મનિષ્ઠા વિના વિમુક્તિ અને પરમાનંદ કેમ પ્રાપ્ત થાય? માટેજ સન્યાસ અને ત્યાગ-એઉ શબ્દોના મર્મને જાણવાની જરૂર છે જેઓ ઘરને છોડી શકવાને હિંમતવાળા નથી તેઓને જેમ બ્રહ્મચર્યનો ઉપદેશ અને અહિંસાનો ઉપદેશ યથાર્થ સમજવાની જરૂર છે તેમ અહીં સન્યાસ અને ત્યાગનુ સમજી લેવુ ઘટે છે ગૃહસ્થ એટલે સ્ત્રી સાથે એક ઘરમા દિનરાત વસનાર અને ઘરને લગતુ કામકાજ કરનાર તથા બેઉના નિભાવને માટે ઉદ્યમ કરનાર માનવી દારૂ અને આગનુ સાથે રહેવુ અને ક્રિયા કરવામા અહિંસક રહેવુ એ જેવીરીતે બની ન શકે તેવીજરીતે બ્રહ્મચર્ય અને આજીવિકા માટેનો ઉદ્યમ કરવામા અહિંસાવ્રતનુ પાલન પણ ન બની શકે જો તમે કદાચ 'એ બેઉ બની શકે' એવો ઉત્તર આપો તો તે કેટલુ, કેવુ અને કેવી રીતનુ બની શકે તેનો જવાબ આપો! વિચારો!

સન્યાસીને લોકો ઓળખાવે છે કે—'ગેરૂઆ કપડા પહેર્યા હોય શિખા અને જનોઇનો ત્યાગ કર્યો હોય, આજીવિકા માટેના કર્મનો ત્યાગ કર્યો હોય,

ઘરબાર-ધનદોલત-પત્ની-પુત્ર અને સગાસબંધીઓનો ત્યાગ કર્યો હોય, શરીરપર ભસ્મનું લેપન અને ગળામાં રૂદ્રાક્ષના બેરખા પહેર્યા હોય, ત્રણ રાત્રિથી વધુ એક સ્થાનમાં રહેતો ન હોય, ઝાડ નીચેજ વાસ કરતો હોય કે મેદાનમાજ પડી રહ્યો હોય કે કોઇ નદીને કાંઠે રેતીમાં પડી રહ્યો હોય-તેને સંન્યાસી કહે છે અને સમજે છે અલબત્ત તમે એકદમ સન્યાસી ન થઈ શકો પણ કોઇએક સમયે એવા થયા વિના તમે નિર્વાણપદ પ્રાપ્ત કરી શકો નહીં અરે, એવા થવા માટે પણ સાધન કરવા પડે છે એવા થવાની લાયકાત આવતા પહેલા સાધનો કરવાથી સાધનોના પ્રભાવથી મોક્ષભાવના જાગ્રત થવાથી, શોકમુક્તિ સુખ અને આનંદ તો જરૂર અમુક અંશે-સાધનની વિધિના ભાગના પ્રમાણમા-તમને પ્રાપ્ત થાય છે એમા જરાએ સંદેહ નથી.

જો કે તમે સંન્યાસી ન થઈ શકો તેવું તો નથીજ પણ તમારી સમજ જુદી છે તમારૂં નિત્યસુખ નિત્યાનંદ અને શોકમુક્તિ શેમાં છે એનું તમને ભાન નથી પૂર્વોક્ત સન્યાસીઓને તમારામાના બહુ માનવીઓ ચસ્કેલ મગજના, મૂર્ખ અને નમાલા માનનારા હોય છે એવા બુદ્ધિસાગરો અને જ્ઞાનમાનીઓ સ્થૂળ શરીરના સુખ આનંદ અને શોકરહિતપણાને જાણવા શીખ્યા છે તોપણ તેમાનું એકપણ તેમને સંતોષ થાય તેવું મળતું નથી તેમા પણ ગાબડા પડ્યા કરે છે એવું એમનું જ્ઞાન છે, છતા તેઓ પોતાને જ્ઞાની હોવાનું માને છે ગાબડું પડે ત્યારે બીજાને નિમિત્ત કરે છે અને કોઈ નિમિત્ત ન જડે તો પછી તેઓ ઇશ્વરને નિમિત્ત કરે છે .

જેઓ શોકરહિત છે, સુખરૂપ છે, જેઓને નિત્યાનંદ છે જેઓ પરમપદના અધિકારી છે અને જેઓ અવસાન બાદ ફરીને અહીં પાછા આવતા નથી એવાઓએ આથી પૂર્વ જન્મોમા શું સાધનો કર્યા, એઓ કેવા હતા એ જરૂર જાણવા જેવું હોય છે પૂર્વના જન્મોમા એઓ બેહદ ક્ષમાના ગુણવાળા હતા, સંપૂર્ણ સત્યનું પાલન કરનારા હતા અને પરોપકારિક અને પારમાર્થિક જીવન જીવનારા હતા એઓ પ્રાણીમાત્ર પર વિના હેતુ પ્રેમ કરનારા, મમત્વ વિનાના, દુન્યવી વસ્તુમાત્રનું જ્ઞાન ધરાવનારા અને આત્માને ઓળખનારા હતા એઓ શાંત હતા એમને શારીરિક, આત્મિક અને માનસિક જ્ઞાન હતું એઓના મન મોટા હતાં. એમના આચરણો શુદ્ધ હતાં એમનામા કર્તવ્યભાવના હતી

એમનામાં કુદરતી સ્નેહ હતો એઓ સત્ય વસ્તુને સમજતા હતા. એઓ સત્યની મહત્તાને માનતા હતા. એઓ આનંદી અને મીઠું જીવન માણનારા હતા. એમની વાણીમાં બળ આવ્યું હતું. એમનાં ચરિત્રોનું લોકો અનુકરણ કરતા હતા. એઓને દુનિયામાં છુપાવેલું નવુંનવું બહુ દેખાતું હતું એઓનો ચહેરો સ્વાભાવિક શાંત હતો. એઓનું મન એમના કાબુમાંજ હતું. કોઈપણ સંજોગોમાં એઓ એમની ઇન્દ્રિયોને વશ રાખી શકતા હતા. સદાય ઉત્તમ વિચારો સેવતા હતા. પોતાનજ માટે પોતે જીવતા ન હતા. એમની દૃષ્ટિમાં ઝેર ન હતું, બલ્કે એમની નજર સદૈવ અમીભરી રહેતી અને હૈયું હેતથી ભરેલું રહેતું હતું. લોકોને એમના સામું જોઇ રહેવું ગમતું હતું અને એમની પાસે બેસી રહેવું ગમતું હતું. એમને સંશયો થતાજ ન હતા સામાન્ય કરતાં એમનું જીવન ઉત્તમ કોટિનું હતું. પવિત્રપણાનું વ્રત તેઓ પાળતા હતા. લોકો તેમનું અનુકરણ કરતાં હતાં. તેમના ગુણોથી લોકો આકર્ષાતાં હતાં અને વળી એમના જેવા થવાને ઇચ્છતાં હતાં. જેવું તેઓ બોલતા તેવુંજ તેઓ આચરતા હતા. એમની રહેણીકરણી એક સરખી હતી એમના દુશ્મનો પણ એમના વખાણ કરતા હતા. તેઓ અતિશય વિનયી હતા તેમજ બધાને માન આપતા હતા. મોતથી તેઓ ડરતા ન હતા. તેઓ આત્માને અનંત મહાન અને આકાશને પણ અવકાશ આપે અને આકાશથી પણ વધે તેવડો મોટો માનતા હતા. એથી બધું વિશ્વ આત્મામ્ય છે-એવું એમનું કથન હતું. આવા માનવીઓ હરેક યુગમા ઓછાવત્તા પ્રમાણમાં હોય છે. સ્ત્રીઓ અને પુરૂષો બેઉએ સંન્યાસી થવા માટે યત્ન કરવો જોઇએ. દત્ત-દેવહૂતિ-નરસી-મીરાંબાઈ-રૂષભ-સુલભા-શુક્ર-ગાર્ગી-એ બધાં માનવીઓજ હતા ને?

'મેં આ છોડી દીધું અને મેં આ ત્યાગ્યું'-આમ સંન્યાસ અને ત્યાગ શબ્દોનો અર્થ એકજ છે. અર્થમા કશી ભિન્નતા નથી. પરન્તુ તેમના બેઉના અર્થોને બીજીરીતે જુદા વર્ણવે છે-તે સાભળવા અને સમજવા જેવો છે. જુઓ! પુત્રપ્રાપ્તિ, સ્વર્ગપ્રાપ્તિ અને ધનપ્રાપ્તિ-એમ કામનાથી બધાઇને વૈદિક કર્મો-જ્યોતિષ્ટોમ ઇત્યાદિ યજ્ઞો કરવામાં આવે છે તેવાં કર્મોનો ત્યાગ ગૃહસ્થોથી કરાય તે તેમનો સંન્યાસ કહેવાય છે' એવું વિદ્વાનો કહે છે અને, કામનાવાળા સર્વકર્મોનો ત્યાગ એટલે તે કર્મો તો કરવાં-પણ ફળની ઇચ્છા યા કામના ન રાખવી-એ ગૃહસ્થનો સંન્યાસ કહેવાય છે, એવું એ વિદ્વાનો કહે છે, પરન્તુ

બીજા વિદ્વાનો–પડિતો–ચતુરશાસ્ત્રીઓ સર્વકર્મના પછી તે કામ્ય હો યા અકામ્ય અને નિત્ય નૈમિત્તિક કર્મ હોય–પણ તે સર્વના ફળમાત્રના ત્યાગને સંન્યાસ કહે છે વળી ત્રીજા પ્રકારના વિદ્વાનો કામથી વા અકામથી વિધિથી કર્તવ્યતા પ્રાપ્ત થઇ હોય એવા વૈદિક કર્મોનું અનુષ્ઠાન ઇશ્વરાર્પણ બુદ્ધિથી ફળની કામના વિના ફળના પરિત્યાગથી ગૃહસ્થ કરે છે તેને સન્યાસ કહે છે કર્મનો ત્યાગ ગૃહસ્થ કરે એવુ તો કોઈ કોટિનો વિદ્વાન કહેતોજ નથી. આ બધી વાત છે ગૃહસ્થોનીજ

અહીં એક પ્રશ્ન ઉપસ્થિત થઇ શકે છે 'બ્રહ્મચારીએ ભાર્યાનો ત્યાગ કર્યો'–આ એક કર્મનો ત્યાગ કહેવાયો ત્યારે 'એક બ્રહ્મચારી એવો કે ભાર્યાનો ત્યાગ ન કર્યો હોય તેવો' અને 'બીજો બ્રહ્મચારી એવો કે જેણે ભાર્યાનો ત્યાગ કર્યો હોય' એવો તો શુ બ્રહ્મચારી ભાર્યાવાળો કહેવાય કે? શું પરણેલો બ્રહ્મચારી કહેવાય કે? ત્યારે થયુ શુ? ભાર્યાનો ત્યાગ એ શુ બ્રહ્મચારીનો ત્યાગ કહેવાય ખરો? આવીજરીતે રોજ સધ્યા કરવી સવારસાજ અગ્નિહોત્ર કરવો અને રોજ યજમાનનો અગ્નિહોત્ર કરવો વગેરેમા કાંઈ ફળજ નથી છતા આ કર્મો કરવાનાંજ હોય છે જેનુ ફળજ નથી એના ફળનો ત્યાગજ કેમ કહેવાય? આ તો કહેવાયુ ઉપાસના માટેજ, પરન્તુ કોઇપણ ક્રિયાનુ ફળ આવતુ નથી એવુ તો નથીજ ભલુ કે બૂરૂ ફળ આવે છેજ

માનવીનુ લગ્નત્યાગપણુ અને મૈથુનત્યાગપણુ એનુ નામ બ્રહ્મચર્ય છે બ્રહ્મચર્ય એવુ એક કર્મ થયુ એનું પરિણામ–તદુરસ્તી અને નિર્વૃત્તિ છે નિવૃત્તિથી મનની પ્રસનતા આવે છે પ્રસનતા અને તદુરસ્તી બેઉ સ્વાભાવિ સુખ ઉપજાવે છે એથી ઇચ્છા વિના પણ આ ફળ બ્રહ્મચર્યથી આવ્યુ રોજે સધ્યા અને અગ્નિહોત્ર ગૃહસ્થે કરવાનાજ હોય છે જો ન કરે તો એને પાપ લાગે અને શૂદ્રપણુ પ્રાપ્ત થાય છે વાસ્તે, એ બેઉ કરવાથી ફળ તો કશુ ન મળે પણ 'કર્મનુ ફળ મલ્યા વિના રહેતુ નથી' એ ન્યાયે આ બેઉ કર્મ કરનારો ગૃહસ્થ પાપથી અને શૂદ્રપણાથી તો બચેજ છે એ બને પ્રકારના કર્મનુ ફળ આવ્યુ અને એ તો ફાયદાકારક છે જેથી આ હાલતમા ગૃહસ્થને માટે કર્મનો ત્યાગ કરવાનુ કહેવામાં બુદ્ધિમતા કયા? કર્મ વિના ગૃહસ્થાશ્રમ નભેજ કેમ?

તો જે ગૃહસ્થને માટે જે ત્યાગ કહેવામા આવ્યો છે તે-'પિતૃલોકમા જવાને માટે, પુણ્યલોકમા વસવા માટે અને ધર્મ કરવાથી પાપોનો ઉદય થતો નથી તે માટે અગ્નિમાં જે હોમ કરવામા આવે છે તે કર્મનાં ઉપર કહેલા ફળોનો ત્યાગ કરવાનુ કહેવામા આવ્યુ છે તો એ ફળોની મનોકામના નહીં કરવી અને અગ્નિમા હોમ કરવો એ ગૃહસ્થનો ત્યાગ કહેવાયો છે એમ સમજવુ કામના કર્યા વિનાના કર્મોનું ફળ મળે છે તો કામના કરેલાં કર્મોનો બદલો મળ્યા વિના કેમ રહે? ઇષ્ટ કે અનિષ્ટ અને મિશ્રફળ નિસકર્મોના પણ મળેજ છે એમ જો ન હોય તો ફળના ત્યાગનું વિધાન કરવાની જરૂરજ કેમ રહે? એટલા માટે ચતુર વિદ્વાન પડિતો અને શાસ્ત્રીઓએ 'ત્યાગ' ને વર્ણવ્યો છે, પરતુ ફળનો ત્યાગ એજ સંન્યાસ એ ગૃહસ્થનો કહેવાય છે સર્વ કર્મનો ત્યાગ એ ગૃહસ્થનો સન્યાસ કહ્યો નથી

વરૂ કર્મો કરવામા આવે છે છતા ફળની કામના વિનાજ કરવામા આવે છે, ત્યારે ગૃહસ્થ ધીરેધીરે મનુષ્યપણામાં અને ઇશ્વરીભાવ આણવામા ઉત્તમ થતો જાય છે એ ગૃહસ્થે લોકોના મનમા નવાઈ ઉત્પન્ન કરે છે 'અરે! આનામાં તો કશુ ન હતુ એ તો બીલકુલ બેવકુફ હતો બેવકુફ, છતા જુઓને કેટલુ બધુ જ્ઞાન એનામા આવ્યુ છે? અરે, એ બડો લોભી તેમજ બીકણ હતો, વળી વ્યભિચારી પણ હતો છતાં આજકાલનો એ નાદાન અત્યારે તો મોટો માતબર બની ગયો છે!' લોકો આવુ બોલે છે, પણ ઉડા ઉતરીને એની માતબરીનુ કારણ શોધી કાઢતા નથી લોકોને ખ્યાલ નથી આવતો કે એ માતબર માનવી-જીવવા માટે ખાય છે પણ ખાવા માટે જીવતો નથી સ્વાદવૃત્તિને અકુશમા રાખે છે, ભૂખ લાગે ત્યારેજ ખાય છે, નિયમિત વખતેજ જમે છે, આર્થિક હાલત પ્રમાણેનુજ ભોજન કરે છે, માપીને ખાય છે, ઘી-દુધ-ઘઉં-ચોખા-મગનોજ સાત્વિક ખોરાક જમે છે, કામવાસના ઉપજે તેવા ખારા-ખાટા-તીખા-ઉના-કડવા ખોરાકો ખાતો નથી, એની નિદ્રા ઓછી અને સ્વપ્ના વગરની હોય છે, નિદ્રામા હોય ત્યારે એના ચહેરા પર આનદ અને શાતિ માલમ પડે છે, બલ્કે એનો ચહેરો ઇશ્વરી અશિર્વાદોની બક્ષિસવાળો, તેજસ્વિ અને પારણામા ઉઘતા નિર્દોષ બાળક જેવો હોય છે

આવા માનવીઓ વ્યવહારમા નાની નાની બાબતો પર ખાસ લક્ષ આપતા નથી, જ્યારે એમનાથી ઉલટાચરણી માનવીઓ તેવાજ કામો અને

તેવીજ બાબતો પર લક્ષ આપનારા હોય છે આવાં માનવીઓ–એમા માથું મારતા નથી, ઘરગથ્થુ ચીજો લેવા બજારમા જાય ત્યારે વેપારીઓ સાથે રકઝક કરતા નથી, વસ્તુઓની સોંઘાઇમોંઘાઈ માટે હર્ષ કે શોક કરતા નથી, 'હાય, હાય' તો એમને બોલતા આવડતુજ નથી અલબત્ત બીજાનુ કામ કરવાનુ માથે આવી પડે ત્યારે છેતરાય નહીં તેવી કાળજી રાખે છે, પણ એમાં ખૂબી એ છે કે એવાં કામો આપોઆપ થઇ જાય છે એમનુ લક્ષ માત્ર મોટા કામોમાંજ દોરાય છે અગવડને એઓ ભોગવી લે છે, મોટા ધંધાઓ કરતા જના પણ ધમાલ કેરી મૂકતા નથી, ધમપછાડા કરતા નથી કે હાય હાય કે આસક્તિ એમનામા હોતીજ નથી

આવાં માનવીઓ ધંધાના કીડા બનતા નથી આડકતરી કે સીધીરીતે જે થતુ હોય તે કરી લે છે એમની વૃત્તિઓ અસલ વસ્તુ તરફજ હોય છે 'मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय।=મારામાજ મનને પરોવ અને મારામાજ બુદ્ધિને સ્થિર કર'–આ ભગવાનની આજ્ઞાનુ પાલન એઓ બરાબર કરે છે, અસલ વસ્તુ–સ્વસ્વરૂપ–પરમાત્માને કહેવામા આવે છે આ અસલ વસ્તુ દુનિયાની વસ્તુઓથી ન્યારી હોય છે દૃશ્યમાન જગત અને તેમાંનુ ચૈતન્ય આ બેઉનુ જ્ઞાન આ માનવીઓને હોય છે, **પરમાત્મા મનુષ્ય પાસેથી માંગે છે તે વસ્તુ–'વ્યવહારપટુતાની સાથે સંકળાએલ પ્રતિકારોવાળુ આચરણ નથી'** એવુ તેઓ જાણે છે. આવી પ્રવૃત્તિમા ધ્યાન આપવા કરતા જ્ઞાનની બાબતોમા, જનસેવાની બાબતોમા, જગતના જીવોના દુખો ઓછા કરવાની બાબતમા, આવા માનવીઓ વધુ ધ્યાન આપનારા હોય છે તેઓને એવો વિશ્વાસ હોયછે કે ભગવાન અપ્રાપ્ત વસ્તુ આપે છે અને પ્રાપ્ત વસ્તુનુ રક્ષણ કરે છે કારણકે તેઓ ભગવાનનુજ –બીજા કોઇનુ પણ ચિંતન કર્યા વિનાજ–ચિંતન કરે છે આત્મોપાસના કરનારા હોય છે એઓએ ભગવાનને સ્વાર્પણ કર્યું હોય છે ભગવાન પણ તેમનુ અશુભ થવા દેતા નથી

આવા લોકો પોતાની ઘરસંસારની બાબતમા અને ધંધારોજગારની બાબતમા બેપરવાહ, ઢીલા અને અણઆવડતના દેખાવવાળા હોય છે પણ સાચી રીતે તો તેઓ તેવા હોતા નથી તેઓ બીજી બાબતોમા બહુ ચોકકસ

હોય છે ફરજ બજાવવામાં તેઓ એક્કા હોય છે સામાન્ય માનવીઓ કરતા બમણુ અને સારૂ કામ કરવાને તેઓ શક્તિવાન હોય છે તેઓ એમજ સમજે છે કે માનવજીવ વિશ્વરૂપ ભગવાનની સેવા કરવાને સર્જાયેલો છે સેવા કરવાથી સસાર તરવો સુગમ થાય છે, સસાર સુખમય થાય છે તેઓ જાણે છે કે-'કર્તવ્યતામાં લાભ અને સિદ્ધિ રહેલી છે; વિષયવિલાસ માટે મનુષ્યજન્મ નથી. વળી પૃથ્વી એ કર્મભૂમિ છે; શરીર કર્મક્ષેત્ર અને ધર્મક્ષેત્ર છે; કર્મ કર્યાં વિના રહી શકાતુંજ નથી; કર્મ કરવાથી અલૌકિક શક્તિ આવે છે; આત્મા સામર્થ્યપૂર્ણ છે; ઇશ્વરની કૃપા કર્મ કરનાર પર ઉતરે છે; કર્મ કર્યાથી કર્મ છૂટે છે; આ શરીર કર્મ કરવા માટેજ છે; કર્મ કરવાથી ચિત્તશુદ્ધિ થાય છે; કર્મજ મોક્ષનું કારણ છે' સમાધિમા બેસવાની ક્રિયા એ પણ કર્મ છે માટેજ મોક્ષનું કારણ કર્મ કહેવામા આવે છે

પ્રભુપ્રેમીઓ! કર્મની બાબતમા આટલુ સાભળ્યા પછી સાધારણ રીતે તમારામા જિજ્ઞાસા થાય કે કેવા અને કેમ કર્મો કરવા જોઇએ તમને કહેવામા આવ્યુ છે કે 'કર્મજ બધન કરાવે છે' અને એટલાજ માટે સંન્યાસીઓમાં કર્મ કરવાનો અભાવ તમે જુઓ છો આ બધુ કહેવાય છે-અત્યારે જેઓ સન્યાસીઓ છે તેમની બાબતમા પૂર્વજન્મોમા આ જન્મના સન્યાસીઓ કેવા માનવીઓ હતા એ બાબતમા-એટલા માટે કે તમને શુદ્ધ સન્યાસી થવાનુ સુગમ પડે

કર્મ કર્યા વિના એક ઘડી પણ તમે રહી શકતા નથી માનવદેહ મહાદેવે કૃપા કરીને આપ્યો છે ઇશ્વરીભાવ આણીને અનતસુખ અનુભવવાને, બ્રહ્માનદ અનુભવવાને, ફરીને પાછુ નહીં આવવાને અને પરમપદ પામવાને આ બધુ કર્મની યોગ્યાયોગ્યતાને જાણ્યા વિના, કર્તવ્યાકર્તવ્યના જ્ઞાન વિના કર્માકર્મની ગતિને જાણ્યા વિના અને કર્મ કર્યા વિના સુલભ થતુ નથી જેમ એક નદીનું મૂળ જરૂર પહાડમા છેજ તેમ કર્મનુ મૂળ પણ શરીરમા છે જેમ નદીના પ્રવાહને ખેતીના ઉપયોગમા લેવામા આવે છે તેમ શરીરમાંથી વહન થતી ક્રિયા-ભાવનાયુક્ત કર્મને પ્રભુપ્રીત્યર્થે, પરોપકારાર્થે, પરમાર્થે કરવામા હરાય એટલુજ જોવાનુ છે

જો કર્મને વ્યવસ્થિતરીતે થવાની સાવધાની નથી રાખવામાં આવતી તો જરૂર એ અવ્યવસ્થિત રીતે થવાનું અને એ કર્મ, તમને અને માનવીઓને હાનિ કરનારું થાય છે. આમ આવા કર્મકર્તાઓ પછી આસુરીસંપત્તિવાળા માનવીઓ ગણાય છે. જેનામાં આસુરીભાવ હોય તેઓએ શુદ્ધ સંન્યાસી થવા આસુરીભાવ સાથે લડીને દૈવીસંપત્તિવાળાં બનવું જોઇએ. નિત્યાનંદ, પરમાનંદ અને નિર્વાણ માટેજ કર્મની કર્તવ્યતા છે.

ભગવદ્ગીતા ભગવાને ગાઇ છે જીવમાત્રના કલ્યાણ માટે અને એટલાજ માટે કલ્યાણ સાધવા તમારે ગીતાને સમજવી જોઇએ. શોકમુક્તિ અને સંસારબંધમુક્તિ માટે ગીતાનો પાઠ રોજે કરવો જોઇએ. બીજા કોઈ શાસ્ત્રોને જાણવાને પ્રયત્ન ન કરો તો ચાલશે. મોક્ષ માટે તમને એ બધું શીખવે છે. તેટલાજ માટે કહ્યું છે કે ' गीता सुगीता कर्तव्या किमन्यत्शास्त्रविस्तरैः। ' માર્ગદર્શી ગુરૂઓના શિષ્ય થવું ઘટે. શ્રદ્ધાભક્તિથી સાધનો કરવાં જોઇએ. આહ્લિકનાં સાધનો મેળવવાને કરાતા ઉદ્યમોને આત્મકલ્યાણ સાધતાં આડે આણવાં ન ઘટે. ગુરૂ અને ગુરૂના બોધ પાછળ સદા સતત યુક્ત રહેવું ઘટે. માનવદેહ મળ્યાની તકને વ્યર્થ ગુમાવવી ન ઘટે. સ્વામી બ્રહ્માનંદજી સ્વકૃત ભજનમાં એજ ગાય છેઃ—

हरीको सुमर पियारे उमरा विहा रही है.
दिनदिन घडीघडीमें छिनछिनमें जा रही है.॥

માનવીઓએ બહુ ચિવટ રાખવાની જરૂર છે. નિયમિત થવું જોઇએ. અંતિમ ધ્યેય—કૈવલ્ય—તરફ ગતિ થાય છે કે નહીં તે પલપલ વિચારવું અને જોયા કરવું જોઇએ. મોક્ષ વિરૂદ્ધ ઉભી થતી અડચણોનો સામનો કરવો જોઇએ. સામનો કરવાના ઉપાયોને જાણી લેવા જોઇએ.

जो डरता सो मरता बंदे जो लडता कुछ करता। लें हिंमतसे काम बंदे—ફારસી શાયરનું આ કથન યાદ રાખવું ઘટે. લંગારેલું વહાણ પવનથી ઉદ્ભવેલા પાણીના મોજાંથી ઉંચુંનીચું થાય ત્યારે એમાં બેઠેલો માને કે વહાણ ચાલે છે. એવા અજ્ઞાનને દૂર કરીને સંસાર સાગરને તરી જવા માટે શરીરરૂપી વહાણને સદ્ગુરૂરૂપ ટંડેલને ગતિમાન કરવા અર્પણ

કરી દેવુ જોઇએ સતત શરીરને ગતિમાન બનાવી દેવુ ઘટે ધમાધમના કર્મમા લાભ હાનિ જોવા જોઇએ, સશયતો રાખવોજ ન જોઇએ અને ધીરા રહેવુ જોઇએ 'મારા પર પ્રભુકૃપા ઉતરશેજ, હુ મુક્ત થઇશજ' એવો વિશ્વાસ અને એવી અટલ શ્રદ્ધા રાખવી જોઇએ સ્વાર્થનેજ ન સેવવો જોઇએ સદાય પરમાર્થ પ્રવૃત્તિ સેવવી જોઇએ

પ્રભુના ચિંતન વડે ધ્યાનાવસ્થિત થતા શીખવુ જોઇએ મનને પ્રભુમા એકાગ્ર રાખીને દુન્યવિ બાબતોમા ખુચવાતુ રોકવુ જોઇએ જાણેકે તમે ચિંતા કરવાને માટેજ જન્મ લીધેલો છે એવુ હરગીઝ ન થવુ જોઇએ શીકર કરવામાજ માનવજીવનનો સમય વિતાવવો ન જોઇએ બની ગયેલા બનાવોને યાદ ન કરવા જોઇએ 'દુ ખ આવી પડશે તો?'—આવો ભય ન રાખવો જોઇએ આવી પડેલા દુ ખની લાગણી શીઘ્ર દૂર કરી નાખવી જોઇએ સસાર આવોજ છે એ સત્યનો આદર કર્યા કરવો જોઇએ સસારની તમારા સબધી બનતી ઘટનાઓની અનિવાર્યતાના દર્શન વડે તેમને સહન કરવાની ટેવવાળા થવુ જોઇએ સમતોલપણુ જાળવવુ જોઇએ ઘટનાઓને અટકાવવાનુ સામર્થ્ય તમારામા નથી એવા નિશ્ચયી થઇને—સર્વ માઇ ઇશ્વરથીજ અને તેપણ કોઇ હેતુથીજ થાય છે, તેમજ એ ઘટનામા કલ્યાણ રહેલ છે એવુ માનીને એ ઘટનાઓને અનુકૂળ થવુ જોઇએ પોતાનુ બળ પોતાની ફરજ અને પોતાનુ કલ્યાણ સમજીને પોતાના પગપર ઉભા રહેતાં શીખવુ જોઇએ લાગણીથી કર્મ કરતા શીખવુ જોઇએ લાગણી નિર્મુક્તિનીજ હોવી જોઇએ સ્પૃહારહિત સ્વાર્થરહિત સેવા કરવાનો હેતુ હૈયામા રાખીને શાંતિથી કર્મ કરતા શીખવુ જોઇએ કર્મ કરતા લજ્જા તથા માન કે અપમાનને આડે નહીં આવવા દેવાં જોઇએ નાની નાની અડચણોથી ડરી જવુ ન જોઇએ સત્કર્મની સિદ્ધિ કરવાને માટે ભયકર જોખમ પણ ખેડવા જોઇએ સત્કર્મ સિદ્ધ કરવાને મૃત્યુભયને પણ ગણવો ન જોઇએ ફરજ અદા કરતા મૃત્યુ થાય તોપણ થવા દેવુ જોઇએ પૈસાના લોભથી ભલાં કામોને છોડી ન દેવા જોઇએ માનસને કટાણે ન આવવા દેવો જોઇએ જેમ સ્વાર્થને માટે શ્રમ અને દુ ખ વેઠાય છે, તેમ તમારે પરમાર્થને માટે વેઠવુ જોઇએ સત્કર્મ કરતાં અમુક દુ ખ આવી પડશે એવુ મનમા આણવુ ન જોઇએ સત્કર્મો કરતાં તમારા પર ઈર્ષા કરનારાઓ અડચણો નાખે તો હારી ન જવુ જોઇએ તમારી ઉન્નતિને

નહીં જોઈ શકનારાઓથી થતી અડચણો તમારી _સોટી કરે છે એવુ માનીને એને વધાવી લેવાની ટેવ રાખવી જોઇએ બીજાઓ કરતાં બળમા, બુદ્ધિમા કે ધનમા તમે શ્રેષ્ઠ છો, ઉતરતા નથી, બરોબરીઆ છો, છતા તેઓ વધુ સારા કામો કરનારાઓ છે એવુ મનમા ન લાવવુ જોઇએ મહાન પુરૂષોનુ અનુકરણ કરતા શીખવુ જોઇએ

જુઓ ! જેમ ભગવાન શંકરાચાર્ય વેદાંતની પુન સ્થાપના કરવા માટે એકલાએજ જહેમત ઉઠાવી હતી, યજ્ઞોમા પશુઓની હિંસાની પ્રણાલિ બધ કરવા પણ પોતે એકલાએજ જહેમત ઉઠાવી હતી, જેમ મહમદ પયગમ્બરે હેવાનોને ઇન્સાન બનાવવા એકલાએજ જહેમત ઉઠાવી હતી, ક્રાઇસ્ટે લૂટારાઓને કામ કરીને આજીવિકા ચલાવવાનો બોધ આપવાને એકલાએજ જહેમત ઉઠાવી હતી–એવી જહેમત ઉઠાવતા તમારે શીખવુ જોઇએ પણ એ જ્ઞાન તમારે બ્રહ્મવિદ્યાથી મેળવવુ જોઇએ જો તેમ નથી થતુ તો કદાચ તમારા અનુયાયીઓની સખ્યા તો જરૂર વધશે પણ તમે સત્યનુ જરૂર ખૂન કરશો સદ્દગુરુ ગાદીઓ મળી આવ્યો એટલે ગાદી બની જવુ ન જોઇએ તમારા મનના સ પ્રદાય રચવાને જહેમત ન ઉઠાવવી જોઇએ જ્ઞાન નવુ નથીજ તમારા મતવ્યનો સપ્રદાય રચીને જનતાના માનસને તમે બગાડ્યુ, એ માનસને બદલાતા બહુ વાર લાગે છે દુનિયાપરના ધાર્મિક સપ્રદાયો જનતાની ખુશામત કરવાને ધૂટછાટ મૂકીને–કામ, ક્રોધ લોભ, મોહ, ઇર્ષા અભિમાન–એ ૭ વિકારોને દબાવવા યા નષ્ટ કરવાનુ શિક્ષણ નહીં આપીને બનેલા છે પરિણામ તમે જોઇ રહ્યા છો પરસ્પર કચેશનુ અને નબળાને પીસવાનુ ગાધીજીના જીવનનુ અનુકરણ કરવુ એ એક વ્યક્તિને માટે ઠીક છે પણ એમણે રચેલા સપ્રદાયના અનુયાયિઓના બગડેલા માનસ સમય જતા જનતાને મહાન હાનિ કરશે માનસ બદલાતા બહુ વિલ બ થશે ' શુ બીજાની પાસેથી દબાણપૂર્વક ખેચી લેવાથી સામ્યવાદ સ્થપાય ? શુ પોતાનુ બીજાને આપીને સામ્યવાદ સ્થપાય ? આ તો લૂટારાનો ધધો થયો ! શુ બીજાઓથી પોતાઇને સ્વતત્ર જીવાય ? કે સ્વાશ્રયી થઇને ઉત્પન્ન કરીને સ્વતત્ર થવાય ? આ પણ એક લૂટ અને ચોરીનો ધધો છે મરજી માફક કામ કરવુ, ' નોકર તેરા લેકીન તેરા કહા ન કરૂ,' દર ૭ માસે શેઠથી રીસાવુ અને શેઠ પાસેથી વધુ પગાર માગ્યાજ કરવો, બાપનુ કીધુ બેગએ કરવુ નહીં અને બાપની મિલ્કત પર તાગડધીન્ના

કરવો, બાપ ન આપે તો પેટારો તોડવો યા બાપનું માથું ફોડવું! આ શું સ્વતંત્રતા છે?" નોકરે શેઠથી છૂટા થઈને અગર બેટાએ બાપથી છૂટા થઈને સ્વયં નિભાવ કરતા શીખવું જોઈએ.

સો વાતની એક વાત એ છે કે ભગવાન જેવાજ થવું જોઈએ. પરબ્રહ્મ જેવા થવાને માટે આત્મોપાસના કરવી જોઈએ. બીજા બધા ફાંફા છે, મનની નબળાઈ છે. આંતરદષ્ટિ કરતા શીખવું જોઈએ. આંતરદષ્ટિ વિના શુદ્ધ સંન્યાસી થઈ શકાય નહીં. સંન્યાસી બન્યા વિના શો મુક્ત અને સંસારબંધ મુક્ત તમે કદી બની શકો નહીં. છેવટ જનકરાજા, વશિષ્ઠ અને બીજા ગૃહસ્થો જેવા સંન્યાસી તો તમારે અવશ્ય થવુંજ જોઈએ. આ જન્મમાજ કૈવલ્યાનંદ-બ્રહ્માનંદ-નો અનુભવ કરતા જરૂર શીખી લેવું જોઈએ.

ત્યાગ-અભક્ષ્યાભક્ષ જેવાકે દારૂ-લસણ-માંસ-તીખા-ઉના-વાસી એવા ભોજનનો તેમજ પરોપકારાર્થે, પરમાર્થે, પ્રભુપ્રીત્યર્થે ધન-દોલત દ્રવ્યાદિનો કરવો જોઈએ. શૈવી અને વૈષ્ણવી સંપ્રદાયો અનુસાર કર્મફળનો અને પોતાનાજ શરીર માટેના ભોગવિલાસના સાધનનો ત્યાગ થવો જોઈએ. **તમારી શોક-મુક્તિનું પ્રમાણ તમારા ત્યાગના બળ પર રહેલું છે. ત્યાગનો એક વિલક્ષણ પ્રકાર છે જે ધ્યાનમાં લેવા જેવો છે. પાપને હૈયામાં છૂપાવવાનો ત્યાગ, અસદાચરણના સંકલ્પનો ત્યાગ અને સમયને યા તકને પાપ કરવા માટે જોવાની ટેવનો ત્યાગ જરૂર થવોજ જોઈએ.** આ પ્રકારના પાપો માનવીને સુખે ઉંઘવા દેતા નથી પણ હૈયામા ઉતરીને તે હૈયાને બાળી નાખે છે. હૈયું બળવાથી હૈયામાં જખમ પડે છે અને માનવી લક્ષ્મી અને સત્તા છતા જીવતા નરકનો અનુભવ કરે છે. આવા જખમનો ઉપાય એકજ-પ્રભુભજન પ્રભુપ્રેમ, આત્મોપાસના અને સમાધિ છે.

દૃષ્ટાંત:-કોઈએક જગાએ સાધુઓની મંડળી હતી. તેના બધા સભ્યો શાંતિમા રહેતા હતા અને બીજાઓને આમંત્રણ આપીને પોતાની મંડળીના સભ્યો બનાવતા હતા. આવા બનાવેલા સભ્યોમાંનો એક ભવો માણસ એમની સાથે રહેવા લાગ્યો. તેણે એક દિવસે તે સાધુ મંડળીના પ્રમુખ સાધુને પૂછ્યું કે "હું તમારી મંડળીમા ભળ્યો છું પણ તમારા જેવા આનંદનો અનુભવ મને થતો નથી તેનું શું કારણ હશે?" પ્રમુખ બોલ્યા 'તમારા હૈયામા

પાપ ભરાઈ રહેલું હશે." આ સાંભળી ભક્ત થયેલા પેલા ભલા માણસે કહ્યું "મહારાજ! ઘણાં વર્ષો પૂર્વે મેં મારા શેઠની ચોરી કરી છે અને તે વાત તે શેઠ હજી પણ જાણતા નથી." પ્રભુએ જવાબ આપ્યો કે "ત્યારે તમારી એ ચોરીની વાત તમારા શેઠને જણાવી તેમના રૂપિયા તેમને પાછા આપી દ્યો! હવે તમારે એ રૂપિયા રાખીને શું કામ છે?".

પ્રભુપ્રેમીઓ! બીજેજ દિવસે પેલા ભલા માણસે જે દશ હજાર રૂપિયાની ચોરી કરી હતી તેની નોટો પોતાના શેઠના ઉપર બીડી મોકલી, પણ અંદર પોતાનું નામ મોકલનાર તરીકે જાહેર ન કર્યું. બીજા દિવસ બાદ પણ એને અસલના જેવીજ અશાન્તિ લાગવાથી પેલા સાધુ પ્રમુખને પૂછ્યું કે "મેં દશ હજાર રૂપિયા તો શેઠ પર મોકલી આપ્યા, છતાં હજી મને તમારા જેવો આનંદ કેમ મળતો નથી?" તેના જવાબમાં સાધુએ વિગત જાણી કહ્યું કે "તમે રૂપિયા તો મોકલ્યા પણ તમારું નામ જાહેર ન કર્યું અને શેઠની માફી માગી નથી, તો તેમ તમે ન કરો ત્યાંસુધી તમને આનંદ શી રીતે મળે?" આના જવાબમાં પેલા ભલા માણસે કહ્યું કે "એ તો કેમ બને? મારા શેઠનો મારા ઉપર બહુ વિશ્વાસ હતો અને મને ભલો માણસ માનતા હતા અને હજી માને છે, તો પછી હવે હું મારી ચોરી કબુલું એમાં મારી આબરૂ શી?" પ્રમુખ બોલ્યા "જો તમારે આનંદજ જોઇતો હોય તો તમારે માફી મેળવવીજ જોઇએ. માફી મેળવ્યા વિના ખરો આનંદ આવશેજ નહીં. ચાલો! હું તમારી સાથે આવી તમને માફી અપાવું! જરા શરમને માટે હૈયામાં હમેશને માટે શૂળ ખૂચેલી રાખશો? જરા વારની શરમમાં તમે નરકમાં જવાને તૈયાર થશો? ના, ભાઇ! ના! એવું ન કરશો! પાપની શૂળ હૈયામાંથી ખેંચી કાઢો! પાપને રાખીને શું કોઈ સુખી થયું છે? ઇશ્વર મોટા કે શરમ મોટી? ભાઈ! ઇશ્વરની ખાતર શરમને છોડી દેવી જોઇએ, પાપની માફી મેળવવી જોઇએ" આટલું સાંભળ્યા પછી પેલો ભલો માણસ તે સાધુને સાથે લઇને શેઠને ત્યાં ગયો. ત્યાં જઈ સાધુએ શેઠને પૂછ્યું "શેઠજી! થોડા દિવસ ઉપર તમને દશ હજાર રૂપિયા મળ્યા છે?" શેઠે તેનો જવાબ આપતાં કહ્યું કે "હા, મહારાજ! મને રૂપિયા તો મળ્યા છે, પણ આટલી મોટી રકમ કોણે મોકલી અને શા માટે મોકલી તે અમને ખબર પડી નથી અને અમે તેજ વિચારતા છીએ." સાધુએ જવાબ આપ્યો કે "શેઠજી! એ રકમ તમારીજ

છે. આ તમારા જૂના મુનીમે તમારી પેઢીમાં નોકરી કરતા હતા ત્યારે તમે કોઈ જાણો નહીં અને એ પકડાય નહીં એવીરીતે આ રકમની ચોરી કરી હતી. એ વાતને બહુ વર્ષો થઈ ગયાં છે. પણ હવે એના જીવનમાં પલટો આવ્યો છે. એ હમારી ભક્ત મંડળીના સભ્ય તરીકે દાખલ થઈ ગયો છે અને હવે એને સાચા ધર્મના આનંદની તમન્ના જાગી છે. પણ જ્યાંસુધી એ પોતે તમારી માફી માંગી, પોતે કરેલી ભૂલનો સાચો એકરાર ન કરે ત્યાંસુધી એને એ આનંદ મળેજ નહીં એમ હોવાથી આજે મને લઇને એ તમારી પાસે ક્ષમા માંગવા આવ્યો છે, તો કૃપા કરી હવે એને માફી આપો!" શેઠ તો આ બધી વાત સાંભળતાં સાંભળતાંજ અજાયબ થતો હતો એટલે તે બોલ્યો "મહારાજ! અમે તો એમને અમારા બહુ વિશ્વાસપાત્ર અને સારામાં સારા મુનીમ તરીકે વખાણીએ છીએ અને આજસુધી એણે ચોરી કરી હશે એવો અમારા સ્વપ્નમાં પણ ખ્યાલ ન હતો." સાધુ બોલ્યા "શેઠ! માનવી પોતાના પાપને દુનિયાથી છૂપાવવા પ્રયત્ન કરે તો તે છૂપાવી પણ શકે પણ પોતાના હૃદયથી ન છૂપાવી શકે અને પ્રભુથી તો એ છૂપાવીજ શી રીતે શકે! અને જ્યાંસુધી એનાં હૃદયમાં પાપ હોય ત્યાંસુધી એને આનંદ શી રીતે મળે? માટે હવે તમે એને સાચા હૃદયની માફી આપો!" શેઠે થોડો વાર વિચાર કરી કહ્યું કે "હું વિચાર કરીને ચાર માસ પછી એમને માફીપત્ર લખી આપીશ."

ચાર માસ પછી પેલા ભલા માણસ સાથે પેલા પ્રમુખ સાધુ પાછા શેઠને ત્યાં ગયા, ત્યારે શેઠ એ બેઉ જણને એક નવા મકાનમાં લઈ ગયા અને કહ્યું કે "મહારાજ! મુનીમજી! આ મકાન મારું માફીપત્ર છે. આ મકાન તમારા આનંદને માટે છે. ઇશ્વરી આનંદને માટે જે પાપની માફી મળે છે તેને ઇશ્વર ચોરી કરેલી વસ્તુ પાછી આપી દે છે. એ દશ હજાર રૂપિયા પાછા લઇને મને પણ શું આનંદ થશે? માટે દશ હજારમાં બીજા વીશ હજાર રૂપિયા ઉમેરી ત્રીસ હજાર રૂપિયાનું બનાવેલું આ મકાન હું તમારી મંડળીને ભેટ આપું છું અને તે એ હેતુથી કે તમને એમાં ઇશ્વરી આનંદ મળો!"

પ્રભુપ્રેમીઓ! તમે જોઈ શક્યા? દશ હજાર રૂપિયાએ પેલા ભલા માણસને આનંદ ન આપ્યો. ખરો આનંદ ત્યાગમાંજ છે. ખરો આનંદ

**લજ્જાના ત્યાગમાં છે, માનના ત્યાગમાં છે અને એટલાજ માટે બુદ્ધિમાન માનવીઓ ત્યાગને આનંદનું કારણ માને છે.** આ દૃષ્ટાંતથી તમે પણ સમજી શકયા. ભલે ન સમજાય પણ યાદ રાખો! શ્રદ્ધા અને વિશ્વાસ રાખો! **ત્યાગ શોકનિવૃત્તિ કરાવે છે. ત્યાગ પરમાનંદની પ્રાપ્તિ કરાવે છે.** માટેજ પરમેશ્વરી ગીતામાતા ત્યાગ અને સંન્યાસને ઉપદેશી રહી છે. **જ્યાં ત્યાગ નથી ત્યાં પાપ છે. જ્યાં પાપ છે ત્યાં શોક છે. જ્યાં પાપ છે ત્યાં અશાંતિ છે. જ્યાં શાંતિ નથી ત્યાં આનંદ નથી.**

વારૂ! તમે તમારા સબંધીના થોડા વખતના કે કાયમના વિયોગથી દુઃખી થાઓ છો અને રડો છો રડો છો તો તેનુ કારણ તમારો સ્વાર્થ છે. જેનાથી સ્વાર્થ સર્યો નથી અને સ્વાર્થ સરવાની આશા તમને નથી તેમના વિયોગથી તમને રડવુ આવતું નથી આવા ભાવના તમારા ત્યાગથી શોકનિવૃત્તિ થાય છે એ લક્ષણદ્વાર જણુ ન ઘટે

સન્યાસ અને ત્યાગ—બેઉનો છે તો એકજ અર્થ પણ મતભેદ છે, કામ્યકર્મનો ત્યાગ અને કર્મફળનો ત્યાગ એમ બે પ્રકારના ત્યાગને સન્યાસ શબ્દ વડે પ્રતિપાદન કરવામા આવેલો છે, છતાપણ ત્યાગ શબ્દના અર્થાન્તરને જણાવો પડે છે, જેમકે 'માસ નહીં ખાવુ =कलज न भक्षयेत्।' આ એક શ્રુતિની આજ્ઞા થઇ માસભક્ષણ દોષવાળુ કર્મ થયુ, હિસા વિના માસભક્ષણ ન બને. વળી શ્રુતિઓ કહે છે કે 'अहिंसा परमो धर्मः। सुरां न पिबेत्। શરાબી પોતાના બેભાનપણામા કાઇપણ પાપ કરી બેસે છે માટે તે કર્મને પણ દોષવાળુ ગણ્યુ આ હેતુથી શરાબ પીવો અને માસ ભક્ષણ કરવુ એવા બેઉ કર્મોનુ ફળ અવસાન બાદ અધમ શરીર મળવાનુ અને નરકમા જવાનુ આવતુ હોઈ તેને દોષવાળા કર્મો ગણવામા આવ્યા. માટે જે કર્મ દોષવાળુ હોય તે કર્મનો ત્યાગ કરવો જોઇએ એવુ કહેવામા આવ્યુ છે કામ્યકર્મનો ત્યાગ અને કર્મફળનો ત્યાગ કરવો તેને કેટલાક વિદ્વાનો ત્યાગ કહેતા નથી કારણકે કામ્ય કર્મ કરવાથી યા ફળની આશાથી કરાયેલા કર્મથી દુર્ગતિ થતી નથી જો કામના ન હોય અને ફળ મળતુ ન હોય તો માનવી કર્મ કરવાને પ્રેરાતુનથી કોઇપણ રાહતજ જોવામા ન આવે તો કર્મ કરવાની વૃત્તિ પણ કેમ થાય? 'यत्कर्म कुरुते तदभिसपद्यते।'=જે કર્મ કરાય

છે તે કર્મ ફળ આપે છે ' એવું આ શ્રુતિનું કથન છે જેવું કર્મ કરાય તેવું તેવું ફળ આવે છે માટે જે કર્મ દુષ્ટ ન કહેવાતું હોય એવું કર્મ અને શૈવી વૈષ્ણવી સંપ્રદાયાનુસાર વૈદિક કર્મ કર્યા વિના ચાલતુંજ નથી માટે ત્યાગ એનેજ કહેવો ઘટે કે દૂષિતકર્મ જે કહેવાતું હોય તેનો અને આ ત્યાગને સન્યાસ કહેવો ઘટે એવું કેટલાક વિદ્વાનો કહે છે

વળી કેટલાક વિદ્વાનો જેઓ સાંખ્યશાસ્ત્રાનુસારીઓ છે તેમની માન્યતા એવી છે કે—' પ્રકૃતિ અને વિકૃતિથી વિલક્ષણ આત્મા છે આત્મા અસંગ છે માટે કોઈપણ પ્રાણીની હિંસા કરવામાં દોષ રહેલો છે, માટે કોઈની પણ હિંસા કરવીજ નહીં ' શ્રુતિનું— न हिंस्यात्सर्वभूतानि। ' આ કથન પ્રાણીમાત્રની હિંસાનો નિષેધ કરે છે વળી નિષેધ કરતાં બીજી શ્રુતિ કહે છે કે ' ब्राह्मणो न हन्तव्य । ' જે બતાવી આપે છે કે બુદ્ધિપૂર્વક હિંસા ન કરવી કારણકે બુદ્ધિપૂર્વક હિંસા ન કરવી ઘટે જેમકે એક શત્રુનું નખોદ કાઢી નાખવા માટે ખોડિયાર માતાને બકરો ન ચઢાવવો એવું સમજવું ઘટે આવી હાલતમાં બુદ્ધિપૂર્વક હિંસા ન કરવામાં આવે તો તે હિંસામાં દોષ રહ્યો નથી પરંતુ એવી અબુદ્ધિપૂર્વકની હિંસા પણ જો અધિક થઈ જાય તો અનર્થ થયા વિના રહેતો નથી જેમકે ઘરની અગાશીમાં એક નકામી પડેલી ઇંટ તમને આડી આવે છે અને તેને તમે અગાશીમાંથી બહાર ફેંકી દો અને તે ઇંટ કોઈના માથામાં વાગતાં તે માણસ મરી ગયો—તો આમાં જે અનર્થ થાય તે તમે જાણો છો? આ વાત કેમ સમજવી? ફલિત એ થાય છે કે અધિકપણું ન થાય એવું આચરણ હિંસામાં ન હોવું જોઈએ એવો આ બોધનો હેતુ છે

વારૂ! સોમયજ્ઞમાં પશુને અગ્નિમાં હોમવામાં આવે છે એ જોતાં બુદ્ધિપૂર્વકની હિંસા થઈ અને તે અધિક હિંસાવાળું કર્મ થયું જાહેર એ રીતે જોતા બુદ્ધિપૂર્વકપણું જોતા વિધિનું નિરર્થકપણું તો છેજ નહીં અહીંનો પ્રકાર જોવાય છે કોઈ સમયે પશુ હોમીને પણ યજ્ઞ કરવો પોતે ભલે જોકે રાગથી એટલે મમતાથી વૈદિકકર્મનો આશરો લેવાય છે એ આશરો સંયમ લઈ લેવો પડે છે વળી ગૃહસ્થીથી સન્યાસીના જેવો તો ત્યાગ થાયજ નહીં કારણકે એણે કર્મ તો કરવાંજ પડે કર્મ કર્યા વિના ગૃહસ્થાશ્રમ નભેજ કેમ?

જુઓને મનુષ્યોમાં પણ બ્રાહ્મણ તો મોક્ષાર્થી હોવોજ જોઇએ, છતાં બ્રહ્મચર્ય ન પાળી શકે તો શાસ્ત્ર એને લગ્નની વિધિ આરોપવા કહે છે. હવે પરણ્યા પછી પ્રજા થવીજ જોઇએ. જો પ્રજા ન થાય તો પ્રજોત્પત્તિ માટે યજ્ઞ કરવોજ પડે. શ્રુતિનો આ મત છે કે 'अग्निषोमीयं पशुमालभेत।' તો અહીં આવી હિંસા એ કર્મનું અંગ છે ખરીરીતે જોતાં એકએક કર્મ કોઈ એવું નથી કે જેમા હિંસાજ ન થતી હોય તમે ચપટી વગાડો કે તાળી પાડો-તેમાયે સૂક્ષ્મ માઇક્રોબ કચડાઈ જાય છે. એનો અવાજથી ચકલાં જેવા પ્રાણી ડરીને ઉડી જાય છે! કચડવાનુ અને ડરાવવાનુ કર્મ હિંસાયુક્ત થયુ બીજાં કર્મોનુ તો કહેવુંજ શું? શ્રુતિ—'सर्वारंभा। हि दोषेण धूमेनाग्निरिवावृता:' કારણ એનુ એકજ છે અને તે એ છે કે કર્મની પાછળ કોઈ નહીં તો કોઇએક વસ્તુને સાધ્ય કરવાની ઇચ્છા હોય છેજ. આવા કારણથીજ શૈવીવૈષ્ણવી, ભલે વૈદિક હોય પણ એ કર્મમાં દોષ તો રહેલોજ હોય છે અને તેથીજ મોક્ષાર્થીએ તેમનો ત્યાગજ કરવો જોઇએ, માટેજ **સર્વ કર્મનો-ત્યાગ** એનેજ **ત્યાગ** કહેવામા આવ્યો છે કરવાજ જોઇએ એવાં કર્મો નહીં કરવાથી દોષ લાગે છે. દોષવાળાં કર્મો કરવાથી જે દોષ લાગે છે તેના કરતા કર્તવ્યકર્મ નહીં કરવાથી અધિક દોષ લાગે છે જેમ માંસભક્ષણ કર્મ દોષવાળું છે તેવીજરીતે એકએક કર્મ દોષવાળુ છે એ જોતા તેનો ત્યાગ કરવામા આવે તો તેમા કોઇપણ પ્રકારનો પ્રત્યવાય કે દોષ નથી એવો અભિપ્રાય છે

અત્યાર સુધીમા તમને બધા વિદ્વાનોના ત્યાગ અને સન્યાસની બાબતના બધા અભિપ્રાયો કહેવામા આવ્યા અને છેવટે તમને સાખ્યશાસ્ત્રીઓનો મત પણ કહેવામા આવ્યો, છતા મીમાંસાશાસ્ત્રીઓનો મત તો વળી અનેરોજ છે. જુઓ! 'अकृत्वा वैदिकं नित्यं प्रत्यवायी भवेन्नर:।' 'यावज्जीवमग्निहोत्रं जुहोति।' 'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समा:।' 'सत्यं वद।' 'धर्मंचर।' 'सत्यान्नप्रमदितव्यं।' 'धर्मान्नप्रमदितव्यं।' —આ બધી શ્રુતિઓ માનવીઓ અને ખાસ કરીને દ્વિજોને શૈવવૈષ્ણવી કર્મનુ આલંબન કરીનેજ વસવાની આજ્ઞા કરે છે એવા કર્મો વિના કશા પણ અવલંબન રહિત યાને-આંધળો જેમ લાકડી વિના ચાલે તેવીરીતે-પતિત થવાય છે; અંધારા કુવામાં પડાય છે. આવો દોષ કર્મ નહીં કરવામા આવી પડે છે માટે અવશ્ય નિત્ય કરવાયોગ્ય કર્મો કરવાંજ જોઇએ. આ જોતા બ્રાહ્મણોએ

યજ્ઞ-દાન-તપ લક્ષણવાળાં વૈદિક કર્મો કરવાંજ જોઇએ. કદાપિ તેમનો ત્યાગ કરવો નહીં જોઇએ. શ્રુતિઓના બળ વડે અથવા તેમના આધારે યાવત્ જીવન કર્મ કરવાંજ જોઇએ.

સાંભળો:–एकाहं जपहीनस्तु संध्याहीनो दिनत्रयम्।
द्वादशाहमनग्निश्च शूद्र एव न संशयः॥
त्र्यहं संध्याविरहितो द्वादशाहं निरग्निकं।
चतुर्वेदधरो विप्रः शूद्र एव न संशयः॥
तस्मान्न लंघयेत्संध्यां सायंप्रातः समाहितः।
उल्लंघयति यो मोहात्स याति नरकं ध्रुवम्॥

જ્યારે 'સંધ્યા' શબ્દનો પ્રયોગ કરવામાં આવે ત્યારે ઉપાસના, અગ્નિહોત્ર વગેરે કર્મ સમજવું ઘટે. કર્મનો પરિત્યાગ કરવામાં અધિક પ્રત્યવાય રહેલો છે. બ્રાહ્મણ વગેરે દ્વિજોએ યજ્ઞ-દાન-તપ વૈદિક નિત્યનિયમથી કરવાંજ ઘટે. શ્રુતિ ભાર દઇને કહે છે–'वीरहा वा एष देवानां योऽग्निमुद्वासयते।'

અહીં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે–'દ્રવ્યથી કરી શકાતાં યજ્ઞ-દાન-તપ કર્મમાં હિંસાપણું અને દોષપણું રહેલું છે તો આવાં દોષવાળાં કર્મનું અનુષ્ઠાન કરવું કેમ પ્રતિપાદન થયેલું છે? આનો જવાબ એવો છે કે–'ब्राह्मणो न हंतव्यः।' આ વચનમાં 'બ્રાહ્મણને હણવાની ના' કહે છે.' હવે બ્રાહ્મણને શસ્ત્રથી હણવો તેપણું હણાયો કહેવાય અને તેના ઉપર ક્રોધ કરવો એટલે પણ તે હણાયો કહેવાય. બેઉ કર્મમાં દોષ છેજ છે એટલે બેઉ કર્મનો નિષેધ કરાય છે, પરંતુ બુદ્ધિપૂર્વક હિંસામાત્ર કરવામાં અધિક દોષ રહેલો છે એવો બોધ કરવામાં આવતો નથી. આ આમ્નાયમાં માનવીની મુન્સફીનો આ વિષય છે એવું માની લેવું એ ઠીક છે. જુઓ! આ એક વાત નિષેધની છે છતાં એમાં મુન્સફી રહેલી છે. દાખલા તરીકે 'બધા બ્રાહ્મણોને જમાડવા પણ એક દેવદત્ત નામના બ્રાહ્મણને જમાડવો નહીં'–આમાં આપખુદ વિધાન રહેલું છે. એવીરીતે અગ્નિષોમીય પશુની હિંસામાં પણ આપખુદ વિધાન રહેલું છે. આમાં અધિકદોષપણું રહ્યું છે એવો બોધ હોઇ શકે નહીં. આમાં દોષ માત્ર એક આપખુદીનો છે. બીજો કોઇ દોષ

નહી તેમ 'न हिंस्यात्सर्वभूतानि'—બધા ભૂતોની હિસા કરવી નહીં—એવો જે આ શ્રુતિમા નિષેધ છે છતા સામાન્યરીતે હિસા નજ કરવી એવું આમા સમજતુ નથી ઘરમા ચોર પેસે, રસ્તામા લૂંટારો મળ્યો કે કોઈની સાથે અદાવત થતા તે માણસ હથિયાર લઇ સામો મારવા આવ્યો કે ઘરને આગ લગાડવા આવ્યો—તો આવા પ્રસગો પર માનવી માત્રથી રક્ષણ કરાય છે, સિવાય કે એ માનવી બ્રહ્મજ્ઞાની હોય વળી સ્મૃતિ પણ સમ્મતિ આપે છે એવા આતતાયી માનવીની હિસા કરવાની એ બાબતમા હિસાની વિશેષતા બળવાન બને છે હવે બીજો પ્રકાર હિસાનો છે, એમા આપખુદી અને મુન્સફી રહી છે, પણ તેમાં અપેક્ષા બળવાન બને છે 'પ્રાણ ભલે ચાલ્યા જાય પણ અન્ન ગ્રહણ ન કરવુ'—આ નિષેધ અપેક્ષાવાળો થશે શ્રોત્રિયની પાસેજ અન્નની યાચના કરવી'—આમા વિધાનનુ બળ રહ્યુ છે 'બીજા બધા બ્રાહ્મણોને નહીં જમાડતા એકલા દેવદત્તનેજ જમાડવો'—આમાં વિશેષતા બળવાન બની કહેવાય આમા સામાન્યતાનુ દર્શનજ નથી ત્રાજૂપલાની તોલે બીજાને ગણવામા આવે છે 'અવકાશ અને અનવકાશ બેઉમા અનવકાશ બળવાન બને છે'—આમા અનવકાશ બળવાન બને છે, તે કારણથી યાગીય પશુહિસાના દોષની સામાન્યપણાથી કે વિશેષપણાથી સબધ સપાદન કરી શકાતી નથી

વળી 'મધુપર્કમા, યજ્ઞમા પિતૃપૂજનમા, દેવપૂજનમાંજ હિસા થાય બીજા કોઇ કર્મમા પશુઓની હિસા ન થાય'—આવુ મનુભગવાન કહે છે 'તીર્થો સિવાય યજ્ઞકર્મો સિવાય બીજી કોઇ જગ્યાએ હિસા ન કરવી ઘટે' —આવો એક નિષેધપ્રકાર હિસાના વિષયમા રહેલો છે 'શ્રોત્રિયના અન્નનીજ યાચના કરવી અને એવુ શુદ્ધ અન્નનુ ભોજન ન મળે તો પાણીજ પીવુ અને અન્ન વિના ચલાવવું' આ બધા કથનોમા શ્રોત્રિયનુ અન્ન જમવાની ક્રિયા વડે દેષરહિતપણુ અને પવિત્ર કરવાપણુ લક્ષમા લેવા જેવુ ગણાયુ છે તેમ પશુહિસાની ક્રિયાવડે જે વિધિ કહેવામા આવ્યો છે એમા પણ દોષરહિતપણુ અને પવિત્ર કરવાપણુ સમજવવામા આવ્યુ છે તેવીજરીતે—'धर्मेण पापमपनुदति तस्माद्धर्मं परमं वदन्ति। तपसा कल्मषं हन्ति। ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसा।'—આ શ્રુતિઓનુ પણ તેવુજ કથન છે આ જોતા દ્વિજોએ યજ્ઞ-દાન-તપ વગેરે લક્ષણવાળુ રોજ વૈદિકકર્મનુ અનુષ્ઠાન કરવામા કદાપિ પ્રમાદ ન કરવો જોઇએ એ કર્મનો ત્યાગ ન કરવો

જોઇએ, પરંતુ કામનાનો ત્યાગ કરીને એ કર્મ કરવું જોઇએ જેમ માંસભક્ષણનો ત્યાગ અને શરાબ પીવાનો ત્યાગ કરવાનું કહ્યું છે તથા કામ્યકર્મ કરવાનો ત્યાગ કરવાનું પણ કહ્યું છે

વળી કેટલાક વૈદિકકર્મનું કૈવલ્ય ધરાવનારા મિમાંસકો કામનાવાળાં અને નિષિદ્ધ કર્મના ત્યાગને 'ત્યાગ' કહે છે જ્યારે તેઓ કર્મનાફળના ત્યાગને 'ત્યાગ' કહેતા નથી આપણા 'વાર્તાલાપ' નો મૂળ વિષય છે સંન્યાસ ત્યાગનેજ–સંન્યાસ–પ્રતિપાદન કર્યો છે અને સંન્યાસના તત્વને જાણવાનીજ મૂળ ભાવના છે અર્જુનનો પ્રશ્ન ભગવાનને થયો તે આ બાબતનેજ જાણવાનો છે આ પ્રશ્નમાં ગૌણ સંન્યાસ, મુખ્ય સંન્યાસ કે વિવિદિષા સંન્યાસના પ્રકારનો પ્રશ્ન નથી વિદ્વત્સંન્યાસ કે તામસ સંન્યાસ કે એવા ભેદો ન હોય તેમજ એમાં વિકલ્પ પણ ન હોય

न तस्य कार्यं विद्यते।' 'नैवास्ति किंचित्कर्तव्यम्।'—આ શ્રુતિઓના કથનો જોતાં વિદ્વાનને કોઇપણ કર્મ કરવાપણું હોતું નથી પ્રથમ નિષ્ઠાને સમજાવતાં 'ज्ञानयोगेन साङ्ख्यानाम्।' એ વાક્યથી વાર્તાલાપમાં કહેવામાં આવ્યું છે સંન્યાસની બાબતમાં જ્ઞાનનિષ્ઠાપરાયણપણું વિધાન કરેલું હોવાથી કોઇ અપવાદ યાને વિકલ્પને અવકાશ નથી

અલબત્ત 'મરણ પર્યંત અગ્નિહોત્ર કરવો' એ શ્રુતિના બળથી વિદ્વાને પણ કર્મ કરવું એવું ઠરતું નથી, પરન્તુ જ્યાસુધી વિદ્વત્તા સાંપડી ન હોય ત્યાંસુધી કર્મ તો કરવાનાજ હોય છે અહીં વિધિનું મિથ્યાપણું કરતું નથી પણ વિદ્વાનને કર્મ કરવાનું મિથ્યાપણું ઠરે છે કેમકે વિદ્વાનને જોઇએજ શું ? કે તે કર્મ કરે ? 'मायामात्रमिदं द्वैतम्।' જેટલું માયિક તેટલું બધું મિથ્યા ઠરેલું છે ત્યાં કર્મવિધિ હોયજ કેમ ? જ્યાં સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર થયો છે ત્યાંજ વિદ્વત્તા કહેવાયની છે જેનામાં સ્વસ્વરૂપ સાક્ષાત્કારથી બ્રહ્મનિષ્ઠા આવેલી છે એવા વિદ્વાનમાં કર્મની કામના હોયજ કેમ ? જેમ છીપ ીમાં દેખાતી ચાંદી એ ચાંદી નથી તેમ વિદ્વાન શરીરી છતાં એમાંમાં કામ્યકર્મ વા કર્મફળ અપેક્ષા વિના પણ કર્મ કરવાની ભાવનાજ કેમ હોય ? વિદ્વાન એટલે–આત્મસ્વરૂપ–આત્માને નિષ્ક્રિય પ્રતિપાદન કરવામાં આવ્યો છે આત્મવિદ્‌ને તો શરીરનિર્વાહ માટે પણ પ્રવૃત્તિ કરતો કહેવામાં આવ્યો નથી જ્યાં કર્મવિધિનું મિથ્યાપણું સિદ્ધ

થાય છે ત્યાં વિદ્વાનને પ્રવર્તમાન પણ કરી શકતો નથી. સર્વથી વિરક્ત થયેલા વિદ્વાનને કર્મથી સાધ્ય કરવાનું કશું જોવામાંજ આવતું નથી. અને કામ્યકર્મત્યાગથી, કર્મફળત્યાગથી કર્મનું અનુષ્ઠાનજ કરવાનું શા માટે હોય? અરે! ચિત્તશુદ્ધિ માટે પણ કર્મ કરવાનું કારણ પણ રહેતું નથી. ચિત્તશુદ્ધિ થયા વિના વિદ્વત્તાજ આવતી નથી. ઇશ્વરની પ્રીતિને સંપાદન કરવાને માટે પણ વિદ્વાનને કર્મ કરવાની જરૂર નથી. કારણકે તે ત્યાગવડેજ ઇશ્વરસ્વરૂપ થયો છે. કર્મને નહીં કરવામાં વિધાનજ લાગતું છે. જે સમયે ત્યાગ આવ્યો એ સમયેજ એ ઘર–માલ–પુત્ર–દારા–બંધુ ઇત્યાદિના બંધનોથી મુક્ત થવાનું એમાં ઐશ્વર્ય આવ્યું હોય છે. કર્મ તો **ત્યાંસુધી કરવાના હોય છે જ્યાંસુધી સ્વસ્વરૂપનું જ્ઞાન ન થાય.** જ્યારે ભગવાનના મહાન કર્મો અને લીલાઓની કથાઓ સાંભળવાને તમન્ના થઈ આવી, ભગવાનનાં દર્શન કરવાની જિજ્ઞાસા ઉત્તેજીત થઈ અને આત્મસાક્ષાત્કાર થવા માટે ધ્યાનવસ્થિત હાલત થવા લાગી ત્યારે સાધક મોક્ષાર્થી પ્રેરણા કર્યાથી પણ કર્મ કરવાને પ્રેરાતો નથી, તો પછી સ્વયં પોતે કામનારહિત થયેલો–પ્રેરણા કરતાર, કામના જેની નષ્ટ થયેલી છે–તે બીજા કોનાથી કર્મ કરવા પ્રેરાય? વિદ્વાન માટે તો કર્મનીજ ઉપેક્ષા કરવામાં આવી છે. '**दूरेण ह्यवरं कर्म**'– આ શ્રુતિ મુમુક્ષુ વિરક્તના કર્મનું નિંદાપૂર્વક વિધાન કરે છે. '**आत्मन्यग्नीन् समारोप्य ब्राह्मणः प्रव्रजेत् गृहात्**'–પોતાના આત્મામાં જ્ઞાનાગ્નિને આરોપીને બ્રાહ્મણ નીકળી જાય'–આમ વિશેષ વિદ્વાનને પણ કર્મ કરવાનો સંભવજ નથી અને નથી એમાં અપવાદ. આથી એવું ફલિત થાય છે કે જ્યાંસુધી ઘરનો ત્યાગ કરવામાં આવતો નથી ત્યાંસુધી પૂર્વોક્ત સંન્યાસ કહેવામાં આવ્યો તે સંન્યાસ ગૃહસ્થનો ગૌણસંન્યાસ કહેવાયો છે. મુખ્ય સંન્યાસ કહેવાયો નથી. વાર્તાલાપમાં પ્રથમ જે જે વચનો ગીતાનાં કહેવામાં આવ્યાં તેમાં ગૌણ સંન્યાસનીજ જિજ્ઞાસા હતી.

પ્રભુપ્રેમીઓ! ગૃહસ્થના ત્યાગનો ગુણ જોતાં એનો ત્યાગ મુખ્ય સંન્યાસ સમાનજ ગણી શકાય છે. જુઓને! ગૃહસ્થાશ્રમ નિભાવવો છે, અને કામ્યકર્મનો ત્યાગ કરે છે–સર્વકર્મના ફળનો ત્યાગ કરે છે અને કેટલી બધી પવિત્રતા રાખે છે કે દોષવાળાં કર્મ તો કરતોજ નથી. આમ ત્યાગ શબ્દના અર્થને પંડિતોએ પોતપોતાના મત અનુસાર બહુ પ્રકારે વર્ણવ્યો છે. આમ ભિન્ન મતોથી ત્યાગ શબ્દને અને તેના અર્થને પ્રતિપાદન કર્યાં તે તમે સાંભળ્યું.

છતાપણ શ્રુતિઓ અને જગદ્ગુરૂ ભગવાન શ્રીકૃષ્ણનો મત ત્યાગ શબ્દનો અર્થ સન્યાસને વિષે દૃઢ કરેલો છે તે સાવધાનીથી સમજવા જેવો છે બુદ્ધિવાન માણસોને કે પંડિતોને પણ ત્યાગની સમજ પડે તેવુ નથી પરન્તુ બધા કથનોથી સાર એ નીકળે છે કે કર્મનો સન્યાસ-જ્યાસુધી કર્મનો અધિકાર છે ત્યાસુધી-હોઈ શકેજ નહીં ગૃહસ્થાશ્રમમા કર્મ કર્યા વિના નિભાવજ ન થાય ત્યા કર્મના સન્યાસનુ વિધાનજ કેમ કરી શકાય? વર્ણવેના લક્ષણનો ત્યાગ ગુણોના ભેદાનુસાર-સત્વ-રજ-તમ-એવા ત્રણ પ્રકારનો છે તેમજ એને મુનિઓએ વર્ણવેલો છે મુનિઓએ વર્ણવેનો ત્યાગ હવે ભગવાન પોતેજ વર્ણવે છે તે આ પ્રમાણે છે-શૈવ કે વૈષ્ણવી યજ્ઞ, પાત્રને જરૂરિયાતનું દાન અને જ્ઞાન પ્રાપ્ત કરવાનુ તપ-આ ત્રણ ધર્મ સ્કધ કહેવાયા છે અધ્યયનનુ ધર્મસ્કધપણુ એ ગૃહસ્થનો ધર્મ છે એથી ગૃહસ્થનો સ્વાધ્યાય એ તપ છે અને તપ એ સ્વાધ્યાય છે અધ્યયનનેજ તપ કહેવામા આવ્યુ છે આ પ્રમાણે યજ્ઞ-દાન-તપ-એ ત્રણે પ્રકારનું વૈદિકકર્મ, મુમુક્ષુગૃહસ્થે ભલે તેને વૈરાગ્ય આવ્યો છતાં, પણ કદાપિ ત્યાગવા ન જોઇએ. પરન્તુ એ ત્રણે કર્મોને પુરૂષાર્થ ગણવામાં આવેલુ હોવાથી તે કર્મ નહી કરવાથી ગૃહસ્થને પ્રત્યવાય નડે અને પાપ લાગે, માટે એને યજ્ઞ-દાન-તપ-દરરોજસધ્યા-અગ્નિહોત્ર-વૈશ્વદેવ વગેરે કર્મો કરનાજ જોઇએ. પૂર્ણશ્રદ્ધાથી અને પૂર્ણભક્તિથી અવશ્ય એ કર્મોને ગૃહસ્થે કરનાંજ ઘટે છે. ભને ઇશ્વરાર્પણબુદ્ધિથી નિષ્કામતાથી અને કર્મફળત્યાગથી કર્મ કરવામા આવેના હોય પણ તેનુ ફળ એ આવે છે કે ગૃહસ્થ સ્વસ્વરૂપને ઓળખતો થઇ જાય છે અને બ્રહ્મનિષ્ઠ બની જાય છે મોક્ષાર્થી માનવીનું બ્રહ્મનિષ્ઠપણુ -વેદનુ ભણવુ અને વેદના અર્થના જ્ઞાતા થઇ સત્ અને અસત્‌ના વિવેકવાળા થવુ, પરમેશ્વરને અર્પણ કરવાની બુદ્ધિથી યજ્ઞ દાન તપ કર્મ રવુ અને એવા કર્મથી ચિત્તશુદ્ધિનું થવુ નિર્ભર થયેલુ છે શૈવવૈષ્ણવી સપ્રદાયાનુસાર આજ્ઞા થયેના અને નહીં આજ્ઞા થયેલા ભલે હોય છતાં વૈદિક યજ્ઞ-દાન-તપ કર્તાને પાવન કરનારા છે એક એક કુકર્મનો, એક એક પાપનો નાશ કરીને અતઃકરણના માયિક પરદાને હટાવીને આત્માને પ્રકાશનો કરનારાં છે વર્ણાશ્રમી દ્વિજોએ શ્રદ્ધાભક્તિથી પૂર્ણ વિશ્વાસથી પૂર્ણ ઉત્સાહથી અવશ્ય પૂર્વોક્ત વૈદિક યજ્ઞ-દાન-તપ કરવાં ઘટે પરન્તુ એમના અનુષ્ઠાનના પ્રકારો પણ જરૂર જાણવા ઘટે છે

, અનુષ્ઠાનના એ પ્રકારોને લક્ષમા રાખો ? પ્રથમ તો એક પ્રકાર એવો છે કે સંગ ત્યજીને યજ્ઞ-દાન-તપ-કરવા જોઇએ બીજો પ્રકાર એ છે કે કામનાને ત્યજીને યજ્ઞ-દાન-તપ કરવા જોઇએ ત્રીજો પ્રકાર એ છે કે યજ્ઞ-દાન-તપ ઉપરાત બીજા પણ કર્મો ફળમાત્રનો ત્યાગ કરીને કરવા જોઇએ આ બાબતમા ભગવાન શ્રીકૃષ્ણ પૂર્વોક્ત પંડિતો, કર્મઠીઓ, સાખ્યો અને મિમાંસકોથી જુદા પડે છે એવુ સમજવાનુ નથી વિશેષ કહેવુ એમનુ એવુ છે કે યજ્ઞવિનાના કર્મો કામનાથી કરાય તે બધન કરનારા હોવાથી એમના વચનમા કામ્યકર્મોનું નિંદાકરપાપણુ રહેલુ છે અને તેથી પોતે બોલ્યા છે કે - ' कृपणा फलहेतव ' રોજે કર્મો માત્ર કામનારહિતપણાથીજ કરવા એવુજ રહસ્ય આ કથનમાથી એમ શકાય તેમ છે મુખ્ય બાબતજ સ્વસ્વરૂપ શોધનની અને મોક્ષની છે, તે ત્યાગ યા સન્યાસ વિના બનીજ કેમ શકે ? આ મોક્ષાર્થીએ સાવધાનીથી લક્ષમા લેવા જેવુ છે

'નિત્યકર્મો પણ કામના વિનાના કરવા અને યજ્ઞ-દાન-તપ-કર્મો પણ કામના વિના કરવા' એવો ભાવ એ કથનમા રહેલો છે કારણ એવુ એ છે કે 'ફળની ઇચ્છા કરીને કરાય કે કામના નડે કર્મ કરાય ' એ બેઉ પ્રકારથી બના કર્મો બધનજ કરાવે છે યાને જન્મમરણથી કે શોકથી છોડાવતા નથી માટે એ બધા કર્મો 'સગ' અને 'કામ' ત્યજીને, ફળને ત્યજીને અને અનિષ્ટ કરનારા કર્મોનો ત્યજીને પરમેશ્વરને અર્પણ કરવાની બુદ્ધિથી કરવા ઘટે એવો શ્રુતિઓથી, યુક્તિઓથી અને ઇશ્વરથી નિર્ધારેલો મત છે આ મત પૂર્વોક્ત બધા અભિપ્રાયોથી ઉત્તમોત્તમ હોય, કોઇપણ જાતના પ્રસગાય વિનાનો છે આ મતથી ચાલવામા નથી નરકનો ભય, નથી કોઇ અનિષ્ટ આવી પડવાનો ભય નથી સ્વર્ગમા જઇ પાછા આવીને પડવાનો ભય કે નથી ઉપર જઇને પડવાનો-મરીને જન્મવાનો કે જન્મથી મૃત્યુ સુધીના ક્લેશનો ભય આમ કોઈ ભય નહીં હોવા ઉપરાત આ મતને અનુસરવાથી અંતઃકરણની શુદ્ધિનો લાભ થાય છે અને અતે અણમોલ લાભ તો વિમુક્તિનો થાય છે

પ્રભુપ્રેમીઓ ! આથી સ્પષ્ટ થાય છે કે જેનામા અનાસક્તિ નથી અને જેનામા વૈરાગ્ય નથી તથા જેની ભોગવિલાસ ભાવના મરી નથી એને કર્મનો ત્યાગ કરવાનુ વિધાનજ નથી તો પછી એને સન્યાસનો અધિકાર કેમ હોય ?

ત્યાગ પણ ત્રણ પ્રકારનો હોય છે જેના ચિત્તમાંથી ભોગવિલાસ ભાવનાજ ગઇ નથી તે હૃદયથી શ્રુતિસ્મૃતિમાં આજ્ઞા કરાયલા સન્ધ્યા, અગ્નિહોત્ર અને ઉપાસના વગેરે કર્મોનો અને કામ્યકર્મોનો સમગ્ર ત્યાગ થઈ શકતોજ નથી. કારણકે આ કર્મો આત્માનુ આચ્છાદન દૂર કરનારાં છે **કર્મના તત્વને કર્મ કર્યા વિના સમજાતુ નથી.** કર્મના તત્વને નહીં સમજાયાથી કર્મના ત્યાગનો દોષ લાગે છે એ દોષનુ પરિણામ એ આવે છે કે આ મનુષ્ય અવિવેકી બને છે અવિવેકનુ પરિણામ મોહમાં પરિણમે છે કૃત્યાકૃત્યના જ્ઞાનનો અભાવ 'મોહ' કહેવાય છે આવીરીતે અવિવેકથી, અજ્ઞાનથી અને મોહથી કરવામા આવે તો નિયત થયેલા વૈદિક કર્મોનુ જે ફળ ચિત્તશુદ્ધિનું-જ્ઞાનનુ અને ફળનુ આવે છે, તે આવતુ નથી અને તેથી ઉલટુ જ ફળ આવે છે તેથી વૈરાગ્ય વિનાના કર્મત્યાગને સત્પુરૂષો તમોગુણનુ કાર્ય ગણીને તામસ-ત્યાગ કહે છે તમોગુણથીજ મોહ ઉત્પન્ન થાય છે અને ચિત્તવ્યગ્રતા ઉપજે છે વળી તમોગુણથીજ અનિષ્ટ કર્મ, અનિષ્ટ ફળપ્રાપ્તિ તેમજ કલેશ ઉદ્દભવે છે એ કારણથી 'તામસ-ત્યાગ' નુ ફળ નરકપ્રાપ્તિ શોકયુક્ત જીવન અને જન્મમરણના બંધનમા પરિણમે છે આથી એ બોધ મળે છે કે આત્મવિદ્યાથી અજાણ્યા ગૃહસ્થે વૈદિક કર્મોનો અને બીજા સત્કર્મોનો ત્યાગ નજ કરવો ઘટે

ગૃહસ્થના સદ્દતર કર્મના ત્યાગને 'તામસ-ત્યાગ' કહ્યો અને એનુ ફળ નરક અને દુર્ગતિ કહ્યુ 'રાજસ ત્યાગ' એ બીજા પ્રકારનો ત્યાગ છે, તેપણ જાણવા જેવો છે પૂર્વોક્ત નિયમ વડે કરવા ઘટતા નિત્યકર્મો કરવાનો શ્રમ જણાય દુઃખ જણાય મજા ન જણાય-એવુ જાણીને આળસના દોષને કારણે 'કર્મ કરવાજ જોઇએ' એવુ જ્ઞાન છતા પણ કાયાને કષ્ટ પડે દેહ અને ઇન્દ્રિયોને કલેશ થાય-વગેરે ભયથી, દેહ ઉપરના અનુરાગના કારણથી રજોગુણથી દૂષિત થયેલી બુદ્ધિથી કર્મનો-ત્યાગ કરવામા આવે તો ત્યાગનુ ફળ જે મોક્ષ તે કર્મત્યાગી રાજસગુણી માનવીને ન મળે કારણકે એના અંતઃકરણની શુદ્ધિ થયેલી નથી અને એથી કર્તવ્યકર્મના ત્યાગથી એને પણ નરકપ્રાપ્તિ થાય છે માટે માનવીઓએ એક સૂત્ર યાદ રાખવુ ઘટે કે જે સૂત્ર ન્યાયનુ છે અને તે એ છે કે '**न सुखाल्लभ्यते सुखम् ।**' અર્થાત્ 'સુખથી સુખ ન મળે' સ્વધર્મના અનુષ્ઠાનને આચરવાથી કલેશને સહન કરીને કામનારહિત સગ સજ્જને વૈદિક કર્મોને કરવાજ જોઇએ

ત્રીજો પ્રકાર ત્યાગનો તે 'સાત્વિક ત્યાગ' કહેવાય છે વિધિના ઉલ્લંઘનના ભયથી અને મોક્ષેચ્છાથી 'આ મારૂં કર્મ છે માટે એ કર્મ કરવું જોઇએ જેમાં નથી બાધક્લેદને કે કોઈ વિકલ્પને અવકાશ છેજ નહીં માટે આ કર્મ પરમેશ્વરની પ્રીતિ સંપાદન કરવાને માટેજ કરવું જોઇએ'—આવા દઢ નિશ્ચયથી કામને ત્યજીને અને ફળને ત્યજીને મોક્ષેચ્છાથી નિયત અને વિધિયુક્ત નિત્યકર્મ કરાય તો અને જોકે સ્વર્ગકામ અને ધનમાલકામ માટેના કર્મોને ફળ જેવું નિત્યકર્મનું ફળ છે નહીં તથાપિ નિત્યકર્મના ફળનો અભાવ હોય તો 'રોજે સંધ્યા કરવી' એવું કર્મવિધિનું કથન બકવા રૂપ ગણાય માટે જે કાંઇ કિંચિત્ ફળ કલ્પવામાં આવે તેનાથી પણ દૂર થઇ જવાય અને કામનાથી પણ દૂર થઇ જવાય તો એના ત્યાગને 'સાત્વિક ત્યાગ' કહેવાય છે

રાજસ તામસ માનવીઓ કામનાના ફળની ઇચ્છા કર્યા વિના કર્મ કરેજ નહીં એ વાત સાત્વિક માનવીઓને લાગુ પડતી નથી સાધુ માનવીઓની પ્રવૃત્તિ જરૂર—વિના કામના વિના ફળેચ્છા અને પ્રભુપ્રીત્યર્થ થયા વિના ન રહે સજ્જન માનવીઓ શ્રુતિસ્મૃતિને ભગવાનની આજ્ઞા માનતા હોવાથી અને એ આજ્ઞાને સનાતન આર્યધર્મ માનતા હોવાથી વિના ફળેચ્છા અને વિના કામના વૈદિક કર્મો કરવાને સ્વભાવિકતાથીજ નિયમિત થયેલા હોય છે જે હેતુથી દાતણ કરવામાં આવે છે જે હેતુથી સવારમાં આંખો ધોવામાં આવે છે અને જે હેતુથી મળત્યાગ પછી ખાનગી ભાગોને ધોવામાં આવે છે એવાજ હેતુથી સાધુપુરૂષોથી પૂર્વોક્ત કર્મો કરાય છે આની ક્રિયાની શક્તિ શુદ્ધિ કરવાની છે આવું શુદ્ધિકાર્ય એની મેળે વિના કામના પણ થઇજ જાય છે આવીજરીતે સંગ અને ફળ ત્યજીને વૈદિક કર્મ અને નિત્યનૈમિત્તિક કર્મો કરવામાં આવે છે ત્યારે મોક્ષનો પણ સંકલ્પ કર્યા વિના મોક્ષપ્રાપ્તિ થાય છે આવા પ્રકારના ત્યાગને સાત્વિક ત્યાગ' કહેવામાં આવે છે સત્પુરૂષોનો પણ આવોજ મત છે આવા ત્યાગમાં—કર્મફળનો અભાવ પ્રાપ્ત થવાય અને અનર્થ, મુકામનો કરતા જે બેઉ રાજસ તામસ ત્યાગથી થાય છે એમાનું કશું નથી થતું આથી એ સિદ્ધ થાય છે કે સાત્વિકત્યાગ શ્રેષ્ઠ છે સજ્જનોમાં સાત્વિક ત્યાગ હોવાનું મુખ્ય કારણ પણ એક

વાત—કોઇએક રાજાએ પોતાની પાસે એક મશ્કરો રાખ્યો હતો જે મશ્કરી કરવામાં અને બીજાઓને હસાવવામાં બહુ કુશળ હતો એક દિવસ

એવુ બન્યુ કે એ મશ્કરાએ પોતાના રાજાને હસાવવાનો બહુ પ્રયત્ન કર્યો પણ રાજાને હસવુ ન આવ્યું છેવટે થાકીને તેણે રાજાને પૂછ્યુ 'રાજન્! આજે તમે કેમ હસતા નથી?' રાજાએ આ પ્રશ્નનો જવાબ કોઈ દિવસે આપવા કહ્યું ત્યારબાદ થોડા દિવસ પછી રાજાએ એક યુક્તિ કરી અને પેલા મશ્કરા પર ગુસ્સે થવાનો ડોળ કરી તેને એક તૂટેલી ખુરસી પર બેસાડ્યો ખુરસી નીચે એક બળતી સગડી રાખી હતી અને બરાબર બેસનારના માથાપર એક તલવાર લટકાવેલી રાખી હતી મશ્કરાને બહુ ભય લાગ્યો પણ રાજાની આજ્ઞા એટલે બેસવુ તો પડ્યુજ પણ પછી પોતે કંપવા લાગ્યો રાજાએ તો આ કાંઇ જોયુ ન હોય તેમ કરી પેલા મશ્કરાની સામે મિષ્ટાન્નનો થાળ મૂક્યો પણ તેણે તે થાળ ઉપર દૃષ્ટિ પણ કરી નહીં જમવાનુ ગમે તો દૃષ્ટિ કરેને? એનુ હસવુ તો ક્યારનુયે ઉડી ગયેલુ હતુ રાજાએ એને આમ ડરવાનુ કારણ પૂછ્યુ ત્યારે જવાબમા મશ્કરો બોલ્યો 'રાજન્! ઉપર તલવાર અને નીચે સગડી-બેઉના ભયને લીધે મારૂ તો હસવાનુ તેમજ ભૂખ ક્યા ઉડી ગયા છે તે સમજજ નથી પડતી જ્યા મોતનો ભય હોય ત્યા ખાવું શે ભાવે? ફક્ત મારા ભગવાનજ-રામ જો આ આફતમાથી બચાવે તોજ બચ બની શકે બાકી હવે બચવાનો આરો દેખાતો નથી એટલે મારૂ ધ્યાન તો મારા રામમા ગુંથાયું છે' આટલું બોલીયે તો પેલો મશ્કરો મોટેથી પોકારી પોકારીને રામનુ નામ લેવા લાગ્યો અને આ સંકટમાથી પોતાને મુક્ત કરવા પ્રાર્થના કરવા લાગ્યો રાજાએ તરતજ કહ્યુ 'ભાઈ! તને યાદ છે? તે દિવસે તે મને હસાવવાનો પ્રયત્ન કરેલો અને તેમા હું હસ્યો ન હતો ત્યારે તે મને કારણ પૂછેલુ તેનો આ આજનો પ્રસંગ એ મારો જવાબ છે ભાઈ! દેહ ક્ષણભંગુર છે છેવટે તો એની રાખ થવાની છે આ રાજ્યાધિકાર પણ તૂટેલી ખુરશી જેવો છે-આવા વિચારો મને આવતા હોવાથી મને તે દિવસે હસવુ આવ્યુ નહીં મને પણ પ્રભુ સ્મરણ બહુ ગમે છે અને હું તે પરમાત્માના ચિંતનમાજ નિમગ્ન રહુ છુ' અસ્તુ

સારૂ! સજ્જનો અને સાધુપુરુષો સંસારની અસારતાને જાણીને ત્યાગી બને છે ઉપરોક્ત દૃષ્ટાંતમા પેલા મશ્કરાની હાલત પણ ત્યાગીની થઇ હતી, પણ તે ભયથી થઈ હતી શારીરિક મોજ ઇન્દ્રિય રામ અને આનંદ-એ બધાનો એનાથી ત્યાગ થઇ ગયો પણ સાત્વિક માનવીઓને જ્ઞાનથી ત્યાગભાવના આવે

છે રાજસી અને તામસી માનવીઓને આત્માના અણુજાણપણાથી ત્યાગ આવે છે એમનો ત્યાગ પેલા વાદરાની વાત જેવો છે જ્યારે તે દ્રાક્ષના માડવામા પેઠો ત્યારે તેને દ્રાક્ષને માટે બહુ લાલસા હતી પણ દ્રાક્ષના જૂમખાને પહોચાયુ નહીં ત્યારે 'અરે! દ્રાક્ષ તો ખાટી છે, એને શુ ખાય?' કહી દ્રાક્ષનો ત્યાગ કર્યો આવો ત્યાગ ક્ષુલ્લક છે શરીરના દમનથી અને મોતના ભયથી એમને ત્યાગ આવે છે ક્રોધથી ઉપજતો દમનનો ભય અને ખૂનનો ભય મટ્યા પછી એઓ પાછા રાગી બની જાય છે જ્યારે સાત્વિક સજ્જનો અને સાધુ પુરૂષોનો ત્યાગ શરીરના મૃત્યુના ભયને લીધે નહીં પણ આત્માની અધોગતિને ન થવા દેવા માટે અને મોક્ષ માટે હોય છે 'ભને ભયથી કે ભને કોઈ લાલસાથી પણ જો ત્યાગ થાય, તોયે તે ત્યાગ માનવીઓનુ હિત કરનાર હોય છે નતુ પાપ તો થતુંજ નથી-એ એક મોટુ હિત છે ચિત્તમા પ્રસન્નતા પણ ત્યાગથીજ આવે છે ત્યાગથી શોકમુક્ત થવાય છે એટલુજ નહીં પણ ત્યાગથીજ પરમપદ પમાય છે

સસારી અને અજ્ઞાની મનુષ્યને મોતનો ભય બહુ લાગે છે આવા માણસો જે કાંઇ શુભાશુભ કર્મ કરે છે તે શરીરને માટે, શરીરના આરામ માટે, ભોગ માટે, વિષયાનદ માટે-ક્યે નિમિત્તોને અવલબીને કરે છે એનો ત્યાગ થાય એ મૃત્યુભયના કારણથી તો તે પણ ખોટુ નથી સાત્વિક સાધુપુરૂષ શરીરનું રક્ષણ ભગવાનની ઇચ્છાપર છોડે છે શરીરનુ રક્ષણ એ પોતાને માથે લેતો નથી આ પણ એક જાતનો ત્યાગ છે ત્યાગ એ માનવીને પાપ કરવામાથી દૂર રાખે છે અત કરણને શુદ્ધ રાખે છે ઉદારતા-ઇન્દ્રિયનિગ્રહ-ક્ષમા-અલોલુપતા -અફસોસ--આ પાચ સદ્ગુણો સાત્વિક ત્યાગી માનવીમા હોય છે ત્યાગથી અણધાર્યો ફાયદો થાય છે આ બધુ સાત્વિક સાધુઓ જાણે છે

દ્દષ્ટાંત-કોઇએક ગામમા એ ભગત હતો જેનું ગુજરાન એક ભેસથી ચાલતુ હતુ એ ભેસનો પગ કોઈ કારણથી ભાગી ગયો લોકો ભગતને આશ્વાસન આપવા આવતા હતાં ત્યારે ભગત તેમને જવાબ આપતો કે 'જે કાઇ ભગવાન કરે છે તે સારૂજ કરે છે ભેસનો પગ ભાગવાથી કાઇ 'સારૂ થવાનુ હશે'" આ સાંભળીને કેટલાક યુવાનો હસી પડ્યા અને ભગતની દયા ખાતા બોલ્યા બીચારા ભગતો આવા ગાડાજ હોય છે સાચી નજરે, દુણીતીરીતે

એમને નુકશાન થયુ છે અને એમાથી કદાચ ભેસ મરી ગઈ તો બીચારાને ખાવાના પણ વાખા પડવાના છે, છતા મૂરખ જેવો 'ભગવાન કરે તે સારૂ જ કરે છે' એમ બોલ્યા કરે છે, તો શુ ભગવાન આવુ નુકશાન કરતો હશે અને તે પણ ભગતના સારા માટે?"

બીજેજ દિવસે બહારવટીયાઓ એ ગામની બધી ભેંસો લૂંટી લઇ ગયા ભગતની ભેસથી ચલાતુ ન હોવાથી તેને ત્યાંજ છોડી ગયા આ ઘટના પછી પેલા યુવાનોની સમજમા આવ્યું કે ભગતનુ કહેવુ સાચુ હતું કે ભગવાન જે કાંઇ કરે છે તે હમ્મેશા સારાને માટેજ કરે છે. યાદ રાખો, પ્રભુપ્રેમીઓ! તમારા કાઇ અણગમાનો બનાવ બને તેમા પણ કાઇ કારણ રહેલુ હોય છે અધારા પાછળ જરૂર અજવાળુ હોય છે જો તમારામાં ત્યાગની શક્તિ હોય છે તો તમે આવી વાતમાં ગભરાતા નથી ત્યાગની શક્તિ માણસને હિંમતવાન બનાવે છે ત્યાગની શક્તિથીજ માનવી શ્રદ્ધાવાન અને વિશ્વાસુ બને છે ત્યાગીઓને અણગમતા બનાવો ગભરાવી નાખતા નથી જેનામા ત્યાગશક્તિ હોય તેઓ ઉપરના દૃષ્ટાતમા પેલા યુવાનો જે બોલ્યા તેવુ બોલનારનું સાભળ્યા પછી પણ દૃઢતાને છોડતા નથી. ઇશ્વરીય ઘટનાઓને બધા માનવીઓ સમજી શકતા નથી ત્યાગીઓ ન હોય એવા માનવીઓ તો ઇશ્વરી ઘટનાઓને સમજી ન શકે, પણ સાધુ-સન્યાસી-સતોના કેટલાક કર્મોને પણ તેઓ સમજી શકતા નથી. કારણકે તેઓને બ્રહ્મસ્વરૂપનુ ભાન હોતું નથી જેમ પરમેશ્વર પ્રાણીમાત્રના સુહૃદ હોય છે, તેમ આ મહાત્માઓ પણ પ્રાણીમાત્રના સુહૃદ હોય છે કવિ છોટમ પણ એવુજ કહે છે—'**हरिना जन हरि जेवा —भक्तो भगवान जेवा**' સાભળો —

દૃષ્ટાંત—કોઇએક શિષ્ય પોતાના ગુરૂને 'ભગવન્! આજ્ઞા કરો! હવે હું શુ કરૂ? આવુ તમે શા માટે કર્યું? આ તો ઠીક ન કર્યું' વગેરે વાતવાતમા કહેતો શિષ્યની આ ટેવ ભૂલાવવાને એ મહાત્મા જરા કટાળો લાવીને કહેતા 'તુ વિશ્વાસ રાખ! શ્રદ્ધા રાખ! મારા કામમા ફોગટ માથુ ન માર' શિષ્ય આવુ સાભળે અને થોડો વખત શાત રહે અને પાછો પૂછવાનું શરૂ કરે— 'આ શામાટે કર્યું? મને કહોને! હુ કરૂ તમે શામાટે તસ્દી લ્યો છો' વગેરે એક વખત ગુરૂને નદીને ઓળગીને પેલેપાર જવા હોડીમા બેસીને જવાનું

થયું શિષ્ય સાથે હતો. હોડીવાળાએ ગુરૂશિષ્યને આદરપૂર્વક બેસાડ્યા, ઉતાર્યા અને એમના સામાનની પણ વ્યવસ્થા કરી. હોડીમાંથી ઉતર્યા પછી ગુરૂએ હોડીમાંજ પડેલો એક કુહાડો લઈ તે વડે હોડીને તળીયે એક ગાબડું પાડ્યું. આ જોઈને શિષ્ય બોલ્યો 'ભગવન્! તમારા કામ માટે પૂછું છું ત્યારે તમે ગુસ્સે થાઓ છો. બીચારા મછવાવાળાએ પૈસા ન લીધા, આદરસત્કાર કર્યો, મજુરી પણ કરી, છતાં તેને આ બદલો કેમ આપ્યો? કોઈ સારા આશિર્વાદો તો બાજુએ રહ્યા પણ ઉલટો એના પેટ પર પગ મૂક્યો?' ગુરૂ બોલ્યા 'એનો ભેદ તું નહીં જાણે.' શિષ્યે તે ભેદ જાણવા જ્યારે બહુ આગ્રહ કર્યો ત્યારે ગુરૂએ જવાબ આપ્યો 'બચ્ચા! મેં એનું ભલું કરવામાંજ આ હોડીમાં ગાબડું પાડ્યું છે.' શિષ્ય તો વધુ ને વધુ અધીરો બન્યો. છેવટે ગુરૂએ સ્ફોટ કર્યો કે 'બચ્ચા! આવતીકાલે લડાઇના કારણે સરકારી હુકમ અનુસાર અમલદારો આવી બધી ચાલુ હોડીઓ જપ્ત કરવાના છે. તેથી જો આ હોડી પણ સારી સ્થિતિમાં હોય તો બીચારા હોડીવાળાની આવક બંધ થઈ જાય તેથી મેં ગાબડું પાડ્યું છે. અને એ ગાબડું તો બે દિવસ પછી સુધરાવી પણ લેશે. વળી બધી હોડીઓ લડાઇના કામમાં વપરાવાથી આ એકજ હોડી અત્રે રહેશે અને આમ એકલો પડવાથી એને કમાણી પણ ઘણી વધી જશે જેથી આપણી સેવાનો બદલો પણ એ બીચારાને મળી જશે' શિષ્ય આ સાંભળી ચૂપ થઈ ગયો.

કોઇએક વખત એવું પણ બને છે કે માનવીઓ એમની આસપાસના લોકોની, પડોશીઓની અને સગાઓની ભાષાના ભાવને જાણતાં નથી એમનાં કામો અને એમની ભાષા હિત કરનારી થાય છે–એવી આ એક વાત છેઃ–

**દૃષ્ટાંતઃ**–એક વખત એક રાજાએ પોતાની દેખરેખ નીચે બનાવેલો બગીચો જોવા જવાને પોતાની રાણીને કહ્યું અને રાણી પોતાની સાહેલીઓ, ઉમરાવપત્નીઓ, દાસીઓ વગેરેને સાથે લઇ બગીચો જોવા ગઇ. બગીચામાં જાતજાતના ઝાડ, છોડ, વેલા, પુષ્પો આદિ જોતાંજોતાં રાણી એક અજાયબ ઝાડ પાસે આવી. બગીચાના માળીએ પોતાની પહાડી ભાષામાં વિનયપૂર્વક એ ઝાડ તરફ બીલકુલ જોવા માટે પણ રાણીને ના પાડી અને રાણીએ તેની ભાષા સમજ્યા વિના પોતે સમજી હોય તેમ ડોકું હલાવ્યું. માળી જરા દૂર હતો એટલામાંજ રાણીએ પેલાજ ઝાડનું ફુલ ચૂંટી હાથમાં લીધું માળીએ

જોયુ અને ગભરાતો ગભરાતો આવી રાણીના હાથમાથી ફૂલ ઝૂંટવી લઇ તરતજ પોતાના પગ નીચે નાખી છૂંદી નાખ્યુ

માળીનુ આ કૃત્ય રાણીને ભયકર અપમાનવાળુ લાગ્યુ તેણી રાજા અને માળી બેઉ પર ખીજવાઇ અને ત્યાથી આગળ બગીચો જોયા વિના પાછી ચાલી ગઇ મહેલમા જઇ રાજાને બોલાવી બધી હકીકત કહી રાજાના કહેવાથી પોતે ગયેલી છતા માળીએ પોતાનુ કેવુ ભયકર અપમાન કર્યુ તે બધી વાત કહી અને વધુમા ઉમેર્યુ કે 'તમે રાજા છો, બગીચો તમારો છે, તો શુ હુ રાણી નથી? શુ એ બગીચો મારો નથી? શુ એક ફૂલ લેવા જેટલો મારો અધિકાર નથી?' રાજાએ રાણીને શાત પાડતા કહ્યુ 'રાણી! જે વસ્તુ બની શકેજ નહીં એવી બની છે એટલે એમા કાઇ ખાસ કારણ હોવુ જોઇએ બાકી માળી હમણા નવોજ આવેલો છે, છતાં બહુ નમ્ર અને વિવેકી છે હુ હમણાજ એને અહીં બોલાવુ છુ જો કાઇ સમજવા જેવુ કારણ તમને ન લાગે તો તમે કહેશો તે સજા હુ તેને કરીશ.' રાજાએ માળીને બોલાવી મંગાવ્યો અને બહુ ધીરજપૂર્વક રાજાએ તેને બગીચામા બનેલી વાત પૂછી માળી એનો જવાબ પોતાની પહાડી ભાષામા આપતો હતો રાજા માળીની ભાષા સમજે નહીં અને માળી રાજાની ભાષા સમજે નહીં એટલે દુભાષિયાદ્વારા વાતચીત થતા માલૂમ પડ્યુ કે માળીનો જવાબ એ હતો કે "રાજન્! મે રાણીને એ ઝાડ આગળ જવા ના કહી એ ઝાડ બહુ વિચિત્ર છે અને તે હમારા હિમાલય પર્વત સિવાય બીજે કોઇ ઠેકાણે થતુ નથી અને તેથીજ હુ જાણુ છુ કે એ ઝાડના ફૂલ જેટલા વધુ સુંદર છે તેટલાજ તે ભયકર છે સૂઘતાંની સાથેજ માણસ બેભાન થઇ જાય છે અને કોઇક વખત મરી પણ જાય છે વળી એ ઝાડ પાસે થોડીવાર ઉભો રહેનાર માણસ પણ માંદો પડે છે એમ હુ જાણુ છુ, તેથી મે રાણીસાહેબાને તે વાત વિગતવાર સમજાવી ત્યા ન ઉભા રહેવા કહેલુ અને તેના જવાબમા એમણે ડોકુ પણ ધુણાવેલુ, એટલે હુ એમ સમજ્યો કે રાણી સમજી ગયા છે હુ સારવાદ બીજા છોડ ભણી જતો હતો એટલામાં રાણીએ તેજ ઝાડનુ ફૂલ પણ ચૂટ્યુ તે મે જોયુ અને તેને સૂઘવા જતા હતા તેટલામા તરતજ હુ દોડી ગયો અને ફૂલ લઇ લીધુ અને તેનો નાશ કર્યો"

રાજા તો ઘડીમાં માળી તરફ, ઘડીમાં દુભાષિયા તરફ અને ઘડીમાં રાણી તરફ અજાયબ થતો જોતો હતો. તેણે રાણીને કહ્યું 'રાણીજી' હવે માળીને શી શિક્ષા કરવી?' રાણી તો ચૂપજ થઇ ગઈ, તેનો બધો ક્રોધ ઉતરી ગયો હતો. જીવ બચવાના કારણે તેણે રાજાને માળીને ઇનામ આપવા વિનતી કરી અસ્તુ

માળીનું આ સત્કર્મ સંકોચના ત્યાગનું, અપમાનના ભયના ત્યાગનું અને પોતાની નોકરી જવાના ભયના ત્યાગનું તેમજ દંડના ભયના ત્યાગનું હતું. મનુષ્ય પ્રત્યે મનુષ્યે હિત કરવાનું આ કાર્ય હતું 'મારે શું? ભોગ એના! વળી કાંઇ અવળું થાય તો?' આવું સમજી પેલો માળી બીજે રસ્તે ચાલ્યો ગયો હોત તો એક માનવી તરીકે બીજાનો જીવ બચાવ્યાનું, સત્કર્મ નહીં કર્યાનું તેને પાપ લાગતું હતું સત્કર્મત્યાગ એ દૂષિત ત્યાગ કહેવાયો છે

તમે જોઇ શક્યા કે આ પ્રમાણે સંતપુરુષોના અને સામાન્ય માનવીઓના કામો સમજાતાં નથી તો પછી પ્રભુના કામો ભલા કેમ સમજી શકાય? આ જોતા એકજ મંત્ર યાદ રાખવામાં આવે અને એકજ નિશ્ચય કરી રાખવામા આવે કે **"પ્રભુ પ્રાણીમાત્રનું હિતજ કરે છે અને તે જે કાંઇ કરે છે તે સારૂંજ કરે છે.'** આટલું બરાબર નિશ્ચયપૂર્વક સમજાય તો મમતાનો સહજમાં ત્યાગ થઇ જાય છે **ઇશ્વરને શરણે જવાથી એની મેળે માનવીમાં ત્યાગ આવે છે.**

જો કે આગાઉના વાર્તાલાપમાં ત્યાગ અને સંન્યાસ વિષે કહેવામાં આવ્યુ છે, છતાંપણ-'ત્યાગ ઉત્તમ કે સંન્યાસ ઉત્તમ? કે પછી એમાંથી ઠીક શું?' -આવો વિચાર કોઇ વખતે માનવીના મનમાં આવવાનો સંભવ હોય છે. એનું સમાધાન ગામડિયા ભાષામાં એમ કરી શકાય કે 'ત્યાગ વિના સંન્યાસ નહીં અને સંન્યાસ વિના ત્યાગ નહીં જ્યારે માનવીને પ્રભુપર પ્રેમ થાય છે ત્યારે તે સંન્યાસી થાય છે અને ત્યાગી પણ થઇ શકે છે પણ એમા શરત એટલીજ કે-જો પ્રભુપર પ્રેમ હોય તોજ.' આ વિષે સાંભળો -

**દૃષ્ટાંત:-**કોઇએક જગ્યાએ એક વિદ્વાન પંડિત ભગવદ્ગીતાનું વ્યાખ્યાન કરતા હતા. વ્યાખ્યાન સત્સંગદૃષ્ટિથી અને ભક્તિપ્રધાનતાથી થતું હોવાથી

બાળકગળાંઓ તેમજ બચ્ચાંવાળી જુવાન સ્ત્રીઓને બહુ ગમતું હતું વ્યાખ્યાનની વચમાં નામધૂનો અને ભજન કીર્તનો પણ ગવાતાં હતાં એ બાઈને વ્યાખ્યાનમાં બહુ રસ પડતો હતો પણ વચમાં બાળક રડતો ત્યારે બાઈને ઉઠીને બહાર જવું પડતું અને આમ એનું કથાશ્રવણ અધૂરું રહી જતાં રસ વગરનું બની જતું બીજા શ્રોતાજનોને તો પૂરો લાભ મળતો પણ આ બાઈથી વ્યાખ્યાન પૂરું સાંભળી શકાતું જ નહીં એટલામાં એક દિવસે તો બાળકે વધુ તોફાન કર્યું પ્રથમ રડતો હતો તે છાનો રાખતાં રહ્યો નહીં એટલે બાઈએ તો એમને તમાચા માર્યા બાળક વધુ ને વધુ રડવા લાગ્યો આખાયે વ્યાખ્યાનહૉલમાં અશાન્તિ ફેલાઈ ગઈ વ્યાખ્યાતાએ જરા હળવાભાવથી, વિવેકપૂર્ણ વાણીથી અને દયાભરપૂર મધુર લાગણીથી કહ્યું 'બેટા! બાળકો ચપળ હોઈ એમને કેદમાં પૂરાઈ રહેવું કેમ ગમે?' બીજે દિવસથી એ બાઈ પોતાના બાળકને ઘરના નોકરને સોંપીને કથા સાંભળવા આવવા લાગી

આ પ્રમાણે થોડા પ્રેમ અને મમતાનો ત્યાગ કરવાથી એ બાઈ સારીરીતે કથા શ્રવણ કરવા લાગી અને બીજા શ્રોતાઓને પણ આનંદ આવવા લાગ્યો સ્નેહનો, મમતાનો, બાળક પ્રત્યેના પ્રેમનો ત્યાગ આવું સુંદર પરિણામ લાવી શક્યો ત્યાગથી ફાયદો જ થાય છે

દૃષ્ટાંત.–કોઈએક જગ્યાએ એક સંત ધર્મોપદેશ કરતા હતા ત્યાં એક દિવસે એક આદમીએ આવી સંતની સામે એક ચિઠ્ઠી મૂકી જેમાં સંતને પોતાના કરેલા પાપો જાહેર કરવા, લખેલું હતું ચિઠ્ઠી વાંચી પેલા સંત તરતજ બોલ્યા "પ્રભુપ્રેમીઓ! હું પૂર્વે બહુ પાપી હતો પણ મારા એ સઘળા પાપો ભગવાનના નામસ્મરણથી બળી ગયા છે પરિણામ તમે જોઈ શકો છો કે તમે બધા મને ગુરુ માની ઉપદેશ સાંભળવા બેઠા છો પ્રભુના નામનો મહિમા આવો છે રજને પહાડ અને પહાડને રજ કરવાનો જેનો પ્રભાવ છે એવા પરમેશ્વરના નામોચ્ચારનો મહિમા મહાન છે માટેજ તમે પ્રભુના નામનું ઉચ્ચારણ કરતાં શીખો" આ ઉપદેશ સાંભળીને પેલો ચિઠ્ઠી મૂકનાર આદમી સંતના ચરણોમાં લેટી પડ્યો

વિચારી જુઓ! જો આ સંત પોતે પૂર્વે પાપી હતા એવું કહેતાને સંકોચાયા હોત અને ચિઠ્ઠી લખનાર ઉપર ક્રોધ કર્યો હોત તો એમના બેઉ

કર્મો દૂષિત ગણાયાં હોત, પરન્તુ સંકોચ અને ક્રોધનો ત્યાગ કરવાથી તેમનો પ્રભાવ ઉલટો વધ્યો; પોતે વિશેષ પૂજ્ય મનાયા અને પૂજ્યભાવના કારણથી એમના બોધની અસર શ્રોતાજનો પર સારી પડવા લાગી જોયો ત્યાગનો પ્રભાવ ?

વૈકુંઠવાસ-પરમપદ-કૈવલ્ય અને નિર્વાણ-એ મુમુક્ષુ પાસેથી તીવ્ર ત્યાગ માગે છે સજ્જનોને ત્યાગની બાબતમાં વિશેષ શું કહેવાનું હોય ? પાણીની અછતના કારણે રેતીના રણને ઉલ્લઘવાની મુસાફરી જેમ બને તેમ જલદીથી પૂરી કરવી પડે, જેમ નિર્જન જંગલની મુસાફરી હિંસક પ્રાણીઓથી બચવા જલદીથી પૂરી કરવી પડે, જેમ ખાવાના પદાર્થોની અછતવાળા વિસ્તારની મુસાફરી ભૂખે મરવાથી બચવા જલદીથી પૂરી કરવી પડે, જેમ ભારે વાદળ ચઢી આવ્યું હોય એ સમયે વરસાદથી બચવા મુસાફરી જલદીથી પૂરી કરવી પડે, તેમ આ ભવાટવિની મુસાફરી જન્મમરણના ભયથી જલદીથી પૂરી કરવી ઘટે જેટલો ત્યાગ તેટલી આ મુસાફરી પણ ઉતાવળી થાય છે ભવાટવિ એટલે સંસારચક્રપરની હાલત ભવાટવિ એટલે જન્મમરણનો ક્રમ-એનો અંત માત્ર એકજ ઉપાયરૂપ-ત્યાગ-થીજ થાય છે

હવે પ્રભુપ્રેમીઓ ! આપણે સંન્યાસ વિષે વાર્તાલાપ કરીશું અત્યારસુધીના વાર્તાલાપમાંથી તમે સમજી શકયા છો કે આત્મા અમર છે પરંતુ ઉપનિષદો કહે છે કે 'આત્માનું હનન કરવું ઘટે નહીં ' સંતો પણ એમજ કહે છે અને હું પણ તમને ગીતાના વેદાન્તને કહેતાં તેજ વાક્ય કહું છું તો શું અમર આત્માનું હનન થતું હશે ? કેમ થતું હશે ? કેવા હેતુથી આ આત્માના હનનની વાત કહેવામાં આવી હશે ?'-આમ આત્માના હનન થવા વિષેનો વિષય તમારી પાસેથી બહુ ઉંડો વિચાર કરવાનું માગી લે છે આત્મા છે-નિત્ય, શુદ્ધ બુદ્ધ, મુક્ત કળારહિત, ક્રિયારહિત, અવયવરહિત-છતાં આ લક્ષણથી ઉલટા લક્ષણનું દર્શન થાય તો આત્માનું હનન થયું ગણાય જે કોઇ માનવી મુમુક્ષુ થાય, સદ્ગુરુનું શરણું લે, આત્મોપાસનાનો ઉપદેશ ગ્રહણ કરે, નિરાગી બને અને સમાધિની શાન્તમાજ રહે તેજ માત્ર-એવો એકજ માનવી આત્માનું હનન કરતો નથી એને આત્માનું હનન નહીં ગમતું હોવાથી એ સંન્યાસી થાય છે જેની બ્રહ્મમાં સ્થિતિ હોય છે એવો મુમુક્ષુ સંન્યાસી કહેવાય છે અને એ આત્મહનન કરતો નથી

દ્રષ્ટાંત'-કોઇએક ભોળા હરિભક્તે એક જ્ઞાનીભક્તને કહ્યું "અમારા ગામમાં ઘણા વર્ષો પહેલા એક મહાત્મા થઈ ગયા અને તેમના મરી ગયા પછી પાછા ફરીને તેઓ જીવતા પણ થયા હતા અને ત્યારપછી તેઓ લોકોને એમ કહેતા હતા કે ભાઇઓ! જીવતા રહીને કા મરો છો? અરે! તમે આત્મઘાતીઓ કેમ થાઓ છો? ખરી ખૂબી અનુભવી હોય તો મરી ગયા પછી જીવતા થાઓ! મરી જવા જેવા થઇને જીવો!" આટલુ કહ્યા પછી પોતાની શકા નિવારણ કરવા માટે પેલા હરિભક્તે તે જ્ઞાનીને પૂછ્યુ મહારાજ! શુ એ વાત સાચી હશે? શુ જીવતા રહીને મરાય ખરૂ? શુ મરી ગયા પછી જીવતુ થવાય ખરૂ? એ કેમ બનતુ હશે? આ બધી વાતનો ભેદ તમે મને કહો!' જવાબમા પેલા જ્ઞાનીભક્તે કહ્યુ 'હા ભાઈ! એ મહાત્માની વાત સાચી છે હરિના જનોના લક્ષણો બધા એવાજ હોય છે પ્રથમ મરી જવુ પડે મરી ગયા પછી મનની મલિનતા મટે અને મનનો મેલ મટે ત્યારજ ઇશ્વરને ઓળખાય જુઓને! જગતના રૂપો મડદાને મોહ પમાડે છે? મડદાને ભાનો મારો લાવી મારો સળગાવો તેને કાઇ અસર થાય છે? સુષપ્તિ જેવી ઘેરી નીંદમાં જો કોઈ ઘોરતો હોય તો કોઇ તેને બોલાવે તો શુ તે સાભળે છે? જવાબ આપે છે? શુ એને બહારનુ જ્ઞાન હોય છે? જો આ પ્રશ્નોનો ઉત્તર તમને નકારમા ઠસતો હોય તો સમજો કે તમને સત્યનુ ભાન થયુ છે સન્યાસીઓ મડદા જેવા અને સુતેલો જેવા હોય છે જે માનવી સન્યસી થઈ શકે છે તે મુમુક્ષુ બની શકે છે અને તેને પરમપદ પ્રાપ્ત થાય છે સન્યાસી થવાય છે વાસનાનો ત્યાગ કરવાથી અને માનવી મરી ગયેલા કહેવાય છે વાસનાનો ક્ષય થવાથી અને વાસનાનો ક્ષય થવાથી એના આત્માનુ હનન થતુ અટકે છે આટલે જ તે જીવતો થયો એવુ કહેવાય છે અને એનેજ સન્યાસ કહેવામા આવે છે

પ્રભુપ્રેમીઓ! જેને જ્ઞાન નથી અને વિષયવાસનાથી જેનુ હૈયુ ભરપૂર છે એવો માનવી પોતાની ફરજ સમજીને જો પ્રભુભજન કરતો નથી તો તે જીવતો મડદા જેવો છે મનુષ્યશરીરવડે જે મનુષ્ય મોક્ષપ્રાપ્તિ માટે પુરૂષાર્થ કરતો નથી તેપણ મડદા જેવો છે. જે મનુષ્ય બીજાને બોજારૂપ હોય તો તે જીવતો બોજારૂપ છે જેમ મડુ દુર્ગંધ ફેલાવે છે તેમ જે માનવી માનવીઓના

સંસર્ગમાં આવી કામાદિ ષડ્વિકારોને ફેલાવે તે જીવતો મડદા જેવો છે. જેમ મડદું કોઈનું ભલું કરી શકતું નથી તેમ સાધન-સંપન્ન હોવા છતાં જે માનવી બીજાઓનું ભલું કરી શકતો નથી તો તે માનવી જીવતા મડદાં જેવાંજ છે. ઈશ્વરને ઓળખવાને જે માનવી શોધ ન કરે અને વખતને અને આયુને વિષયભોગવિલાસમાં વિતાવે તે માનવી મડદાં જેવુજ છે. જે માનવી પોતાનામાં ઈશ્વરીભાવને ન આણી શકયો તે આત્મઘાતી અને જીવતો મડદાં સમાન છે.

જે માનવી મુમુક્ષુ થઈને સારા સંસારના મોહમા ન પડતા મડદા જેવોજ રહે છે તે સન્યાસી છે જેઓ આત્મનિષ્ઠ હોય, બ્રહ્મનિષ્ઠ હોય તેમતો આત્મા જીવતો હોય છે અને આમ આત્મા જીવતો હોઈ એ માનવીનુ શરીર મડદા જેવુ હોય છે અને તેથીજ એને સુખદુઃખની અસર ન હોતા તે શોકમુક્ત અને જીવનમુક્ત હોય છે. આમ તે વિદેહી અને જીવનમુક્ત હોવાથી એ અખંડાનંદ અને પરમાનંદનો અનુભવ કરે છે. માનવી માત્રે મુમુક્ષુ થવુ ઘટે, ઉચ્ચકોટિના સન્યાસી અને પરમહંસ થવુ ઘટે અને જરૂર મરીને જીવતા થવુ ઘટે

પરમહંસ એટલે ઉત્તમ કોટિનો જીવ-સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ, બીલકુલ દુનિયાની દૃષ્ટિએ મડદા જેવુ માનવી આવું મરજીવું માનવી, પુણ્યશાળી માનવી અને બ્રહ્મસ્વરૂપ માનવી થવાને માટે માનવીમાત્રે ગુરૂશરણે જઈ, બોધ લઈ, પરમહંસ થવા માટે સાધન કરવા ઘટે બધા સાધનો સહેલાઈથી થઈ શકવા માટે મનની એકાગ્રતા કરવી બહુ જરૂરની છે બધા સાધનો કરવાના ઉત્સાહનુ મૂળ સત્સંગ છે સત્સંગ એ પરમ બળવાન સાધન છે મનની એકાગ્રતા વિનાનો માણસ કેવો હોય તે જાણવું ઘટે છે સાંભળો–

દૃષ્ટાંત:-એકએક સાધુ ઘોડા પર બેસીને પાસેના ગામ તરફ જતો હતો, તેવામા તેને એક પગપાળો મુસાફર મળ્યો બેઉ જણા સાથે રસ્તો કાપવા લાગ્યા રસ્તામાં વાતવાતમા મુસાફરે સાધુને પૂછ્યુ "મહાત્માજી! આ ઘોડો બહુ સારો છે એની શું કિંમત આપી?" સાધુએ સામો સવાલ પૂછ્યો "ભાઈ! આ ઘોડો તમને બહુ ગમ્યો?" પેલાએ હકારમાં જવાબ આપ્યો

અને પછી કહેવા લાગ્યો "મહારાજ! ઘોડો તો ગમે છે પણ તે જો તમે વેચવાના હો અને કાંઈ પણ કે પોસાય તેવી કિંમતે મને આપો તો મારે તે ખરીદવો છે " સાધુએ કહ્યું "ભાઈ! મારે આ સામેની પહાડીપર ગામ છે ત્યાં પહોંચ્યા પછી મને ઘોડાનું કાંઈ કામ નથી તેમજ મારે ઘોડો વેચવો પણ નથી એટલે મારો વિચાર ત્યાં પહોંચ્યા પછી આ ઘોડો કોઈ સારા માણસને આપી દેવાનો છે જો તમને ઘોડો ગમતો હોય અને જોઈતો હોય તો તમે મારી સાથે ચાલો હું તમને જરૂર આપી દઈશ " અજાયબ થયેલો આ આદમી બોલી ઉઠ્યો "ઓહો! આવો સારો ઘોડો તમે મફત આપી દેશો? આના મારા નસીબ ક્યાંથી? મહાત્માજી! કાંઈ મશ્કરી તો કરતા નથીને?" સાધુ બોલ્યા "બેટા! સાધુના મોંમાં મશ્કરી શોભે? તદ્દન સાચી વાત છે મારા મુકામે પહોંચ્યા પછી મને ઘોડાનું બીલકુલ કામ નથી શા માટે મારે આ ઉપાધિ પોષવી જોઈએ? કોઈ સારા માણસના ઉપયોગમાં આવે તો ઠીક અને કોને આપવો એવા વિચારમાં હું હતો એટલામાં તમે મળ્યા છો, તમને એ ગમે છે માટે હું તમને આપીશ " પેલા આદમીએ કહ્યું "ધન્ય છે તમારી ઉદારતાને સાધુઓ તો આવાજ જોઈએ "

પ્રભુપ્રેમીઓ! પ્રભુની માયામાં અટવાતા સ્વાર્થસાધુઓની વાણી આવીજ હોય છે जिह्वाग्रे मधु तिष्ठति हृदये तु हलाहलम्। હૃદયથી આવા સાધુઓને માટે હલાહલ ઝેર જેવી લાગણી હોય પણ જ્યાં પોતાનો સ્વાર્થ સાધવાનો હોય ત્યાં તેની વાણીમાં અમૃતસમી મીઠાશ ઝર્યા કરે છે મોટામોટા આદર્શવાદીઓ પણ આવી માયામાં ગોથા ખાતા બચ્યા નથી સમયપર એમના સ્વાર્થને કારણે એમના આદર્શોના ભુક્કા ઉડી જાય છે તો હવે આપણા દૃષ્ટાંતમાં આવેલા સાધારણ આદમીને માટે તો કહેવુંજ શું? છતાં કાળ એવા સ્વાર્થસાધુઓના ભોપાળાં બહાર પાડ્યાજ કરે છે ચાલતાં ચાલતાં પેલા મુસાફરને પણ સાધુના ઉપર પૂરેપૂરો વિશ્વાસ તો નજ બેઠો કદાચ મહારાજની વાણીમાં ઐશ્વર્યવાણી તો કાંઈ નહીં હોય?' આવી શંકા પણ તેને થવા માંડી પાછું તેણે સાધુને પૂછ્યું "મહારાજ! સાચેજ ત્યાં પહોંચ્યા પછી તરતજ મનેજ ઘોડો આપી દેશો કે . . " આમ શંકા પૂરી કરે તે પહેલાંજ સાધુએ જવાબ આપ્યો "ભાઈ! આટલાબધા અધીરા કેમ થાઓ છો? મેં તમને કહ્યું જ છે કે મને ઘોડાની જરૂર નથી અને મારે તો કોઈ સારા માણસને

આપીજ દેવાનો છે તમે સારા માણસ છો એમ મને દેખાય છે છતાં હવે પાકી ખાત્રી કરવા તમે અત્યારથી આપણે મુકામપર પહોચતા સુધી કેવળ 'રામ-રામ-રામ-રામ' એમ એકલુ રામનુ નામજ લેશો તો હુ તમનેજ ઘોડો આપીશ, પણ જો રામનામ સિવાય બીજો એક અક્ષર પણ બોલશો તો તમે તમારો ઘોડા પરનો હકક ગુમાવનો " પેલા મુસાફરે જવાબ દીધો "બાપુજી! જો રામ-રામ બોલવાથી ઘોડા મળતો હશે તો આ અઢી ગાઉ તો શુ પણ અઢાર ગાઉ બોલતો બોલતો આવુ" સાધુએ કહ્યુ 'ચાલો ત્યારે હવે કરો રામ-રામ-થી શરૂઆત!'

આમ વાત નકકી થઈ ગઈ સાધુ ઘોડા ઉપર અને મુસાફર પગપાળો 'રામ રામ-રામ-રામ' બોલતો એમ બેઉ જણા રસ્તો કાપે છે, પણ પેલા મુસાફરના મનના ઘોડાનો વેગ એકદમ વધતો જાય છે તેને વિચાર આવે છે કે 'ખરેખર! આ સાધુ મોઇ ભલો આદમી દેખાય છે અને આપણને પણ કોઈ શુકન સારા થયેના કે આમ બસો રૂપિયા ખરચતા પણ ન મળે તેવુ જાનવર મળશે બીજો આજના જમાનામા આવો કોણ મૂરખ હોય કે આવો ઘોડો મફતમા આપી દે? અરે પ... ણ હુ લઇ જઇશ તો ખરો પણ ઘોડાને બાધીશ કયા? વાડો તો છે નહીં અને ઘરની ઓશરીએ બાધીશ, પણ કોઇને લાતબાત મારશે તો? વળી ઘોડાને માટે ચદીનો બ દોબસ્ત પણ કરવો પડશે એ તો જાણે સમજ્યા પ ણ આ સાધુની વાતમા બધી ચોખવટ થઈ નથી એ જો કદાચ એકલો ઘોડોજ આપે અને એની ઉપરનો સાજ આપશે કે નહીં? જો નહીં આપે તો પચ્ચીસેક રૂપીયાનો નાહકનો ખરચ થશે વળી લગામ નહીં આપે તો ... ઘોડાને લઇજ શી રીતે જઇશ? લાવ, જરા પૂછીને ચોખવટ તો કરી લઉ!!"

– પ્રભુપ્રેમીઓ! જેણે સત્સગ સેવ્યો નથી તેને પ્રભુપર પ્રેમ હોયજ શાનો? પ્રભુપ્રેમ વિના સ્વાર્થી સસારીથી પ્રભુનુ નામ સતત કેમ ... રી ચાલુ રહે? ઉપરના જેવા વિચારો ... રતો કરતો બીચારો પેલો આદમી મુખથી 'રામ રામ' બોલતો પણ બધ થઈ ગયો અને એકદમ સાધુને પૂછવા લાગ્યો "અરે, મહારાજ! ઘોડાની વાત તો તમે કરેલી, પણ ઘોડાના સાજનુ શુ અને સાથે લગામબગામ આપશો કે નહીં? ... આ વાતતો પૂછવીજ ભૂલી

ગયેલો અને તમે પણ કાંઈ બોલ્યા નહીં। પહેલેથી મને જણાવ્યો તો તે પ્રમાણેનો હું બંદોબસ્ત કરી શકુ ને!" સાધુ બોલ્યા "બસ, ભાઈ મારી શરતમાં તમે હારી ગયા હવે તમને ઘોડો નહીં મળે". આ સાંભળીને પેલો આદમી તો નિરાશ થઈ ગયો અને પોતાની ભૂલ માટે પસ્તાવા લાગ્યો

તમે જોઈ શક્યા કે આવા માનવીઓ નથી પોતાનું કે નથી પારકાનું કે પરદુનિયાનું કલ્યાણ સાધી શકતા આવા માણસો આત્મઘાતી કહેવાય છે અને જીવતા મુડદાંના જેવા છે એવું જાણો

પ્રભુપ્રેમીઓ! તામસ-રાજસ અને સાત્વિક ત્યાગના ત્રણે ગુણવાળા માનવીઓના ત્રણે ભિન્ન ભિન્ન પ્રકારના રૂપો તમને કહેવામાં આવ્યા, વળી તમને ભારપૂર્વક સમજાવ્યું છે કે બહુ જન્મોમાં ઇશ્વરાર્પણ બુદ્ધિવડે ફલેચ્છા વિના સાત્વિક નિષ્ઠાથી વિધિસર શ્રદ્ધાભક્તિથી યજ્ઞ-દાન-તપ કર્મોવડે તદ્દન શુદ્ધ અંતઃકરણ થયેલું હોય એવું ફળ અનેરૂં છે જ્યારે શુદ્ધ અંતઃકરણ થાય છે ત્યારે મુમુક્ષુ-શમ, દમ, તપ, શૌચ, શાંતિ, સુશીલતા, જ્ઞાન, વિજ્ઞાન, અને આસ્તિક્ય-એ નવ સત્વગુણવાળો બને છે જ્યારે માનવી આવો સત્વગુણવાળો બને છે ત્યારે સાત્વિકત્યાગી અંતઃકરણવાળો એ માનવી ઇશ્વરનો કૃપાપાત્ર બને છે સંન્યાસત્યાગની નિષ્ઠાવાળો મુમુક્ષુ જીવ ત્રણે ગુણોના કાર્ય સાથે સંબંધ નહીં રાખનારો બને છે જડચેતનના સ્વરૂપનો નિર્ધાર કરવાની શક્તિવાળો પોતાના અંતઃકરણના વધુ પરિપક્વપણાથી જેની બુદ્ધિ વિવેકી થઈ ગયેલી હોય ત્યારે સદ્ગુરૂએ એકજ વખત જવાબ આપ્યો હોય તે ઉપદેશ એ મુમુક્ષુને એના અંતઃકરણમાં ઉતરી જાય છે એ ઉપદેશ અંતઃકરણમાં ઉતર્યા પછી 'હું બ્રહ્મ છું' એવું એને અનુભવાય છે આવા અનુભવી વિજ્ઞાનથી એના સંશયો માત્ર નષ્ટ થઈ જાય છે પોતેજ આત્મા છે, પોતેજ કૂટસ્થ -અસંગ-ચિદાત્મા છે એવું અનુભવતો અને સંશયરહિત થયેલો સાધક-સિદ્ધ બની જાય છે તે સંચિત-પ્રારબ્ધ-ક્રિયમાણથી કાંઈ ભોગવવાનું છે કે કેમ એને માટે બેપરવા બની જાય છે વળી કર્તાભોક્તાપણાથી કર્મ ભોગવવાના લક્ષણવાળો સંસાર આત્માને છે કે અનાત્માને છે એવું એના લક્ષમાંથી નીકળી જાય છે અને મોક્ષનું કારણ યોગ છે કે ઉપાસના છે, કર્મ છે કે જ્ઞાન છે, કર્મયોગની નિષ્ઠા કે જ્ઞાનયોગની નિષ્ઠા મોક્ષનું કારણ છે-એવું કાંઈ એની

બુદ્ધિમાં આવતુંજ નથી. વળી સાલોકાદિલોકપ્રાપ્તિ મોક્ષ કહેવાય કે મોક્ષ કોઈ બીજી વસ્તુ છે કે આત્માનું આત્મામાં મળવું મોક્ષ કહેવાય વગેરે વગેરે શંકાઓ એને થતી નથી.

આવા આત્મનિષ્ઠાને કુશલાકુશલ જેવું કશું લાગતું નથી, કામ્યાકામ્યકર્મોથી મોક્ષ, નરક કે જન્મમરણ જે કાંઈ થાય કે થવાનું હોય તેનો તેને અણગમો આવતો નથી. મોક્ષપ્રાપ્તિ થવાની હોય તો તે ખુશી થતો નથી. 'આ દુષ્ટ છે; આ બંધનકર્તા છે; આ કરવું જોઇએ; આ ન કરવું જોઇએ-એવી બુદ્ધિ એ કરતો નથી. આ આત્મવિદ્ એટલો બધો ત્યાગી થઈ ગયેલો હોય છે કે યજ્ઞ-દાન-તપ જેવાં કુશલકર્મો જે મોક્ષનાં કારણ છે તેના પર એની પ્રીતિ થતી નથી. એ મુક્ત થયેલો હોઈ એને મોક્ષેચ્છા પણ કેમ થાય? જ્યાં સાધનની અપેક્ષાજ રહી નથી ત્યાં કર્તવ્યબુદ્ધિ થાયજ કેમ? આટલુંજ નહીં પણ એનો ત્યાગ એટલો બધો ઉગ્ર બની ગયેલો હોય છે કે એને કશામાં દોષજ જણાતો નથી. એની બુદ્ધિમાં દૂષિત એવી કોઇ વસ્તુજ રહેતી નથી. તેમ એની બુદ્ધિમાં એવું પણ નથી આવતું કે આ કાંઈ ગુણ કરનારું છે માટે કરવું ઘટે. એ તદ્દન બાળક જેવો બને છે.

મતલબ કે એ આત્મવિદ્ કુશલાકુશલ કર્મમાત્રનો સંન્યાસ કરીને પોતાના આત્માને બ્રહ્મમાં સ્થિત કરે છે. આ વાર્તાલાપથી તમે સમજી શકયા હશો કે -સર્વ કર્મના ફળની ઇચ્છાના ત્યાગથી કામનાના ત્યાગથી અને ઇશ્વરાર્પણ-બુદ્ધિથી વિધિસર બરાબર-યજ્ઞ-દાન-તપના અનુષ્ઠાનથી અંતઃકરણની શુદ્ધિ થાય છે. અંતઃકરણની શુદ્ધિ થયા પછીજ નિશ્ચયાત્મક જ્ઞાન થાય છે. આત્મા અને બ્રહ્મનું ઐક્ય થયા પછી 'હું બ્રહ્મ છુ' એવુ જ્ઞાન થાય છે. આ પ્રકારના બ્રહ્મજ્ઞાનથી સર્વ શંકાઓનો નાશ થાય છે અને પછી સર્વકર્મોનો સંન્યાસ અને સર્વ કર્મોની નિષ્ઠાનો પણ ન્યાય થાય છે, આવો બોધ આ દશમા શ્લોકમાં ગ્યો છે. આથી સ્પષ્ટ થાય છે કે કર્મ એ જ્ઞાનપ્રાપ્તિનુ સાધન છે. **સર્વ શાસ્ત્રોનો, ગીતાનો અને વેદનો એકજ મત છે કે જ્ઞાનપ્રાપ્તિ માટે કર્મ કરવાં. જ્ઞાન અને કર્મમાં એક સાંખ્ય અને બીજું સાધન છે.**

**વાર્તાલાપ શ્લોક ૧૧ થી ૨૨ સુધીનાઃ-**

પ્રભુપ્રેમીઓ! જ્યાંસુધી શરીર છે ત્યાંસુધી કર્મનો સમૂળો ત્યાગ થઇ શકતો નથી પણ શોકમુક્તિ અને સંસારબંધમુક્તિ-નિત્યાનંદ-પરમાનંદ-કૈવલ્ય

–પરમપદ અને નિર્વાણ કેને અને કેવા માનવીને સંપાદન થાય છે કેવા ત્યાગીને થાય છે કેવા કર્મ કરનારને થાય છે અને કેવા સન્યાસીને થાય છે તે સમજવા માટે ભગવાન શ્રીકૃષ્ણના કથનને બંધ બેસતું એવું એક ભક્તનું ચરિત્ર હું તમને કહું છું લક્ષ આપો –

દૃષ્ટાંત –જનકપુરમા કોઈએક વિધવા બ્રાહ્મણી રહેતી હતી જેને પ્રયાગદત્ત નામનો એકનોએક પુત્ર હતો એક દિવસે પ્રયાગદત્તે માતાને પૂછ્યુ મા! મારે બીજુ કોઈ નથી? બાળકના સંતોષ માટે એ બ્રાહ્મણી બોલી હા બેટા! છે કેમ નહીં? તારે એક બનેવી છે, જે ચક્રવર્તી રાજાધિરાજ છે અને એમની રાજધાની અયોધ્યા છે

પ્રભુપ્રેમીઓ! જનકપુરની સર્વે સ્ત્રીઓ સીતાને પુત્રીવત્ માનતી હતી અગર બ્હેન ગણતી હતી પેલી બ્રાહ્મણી નો પુત્રપ્રશ્નેનો જવાબ પણ આજ અનુલક્ષ પ્રમાણેનો હતો બાળક પ્રયાગદત્ત આ જવાબને સીધોસાદો સમજી તરત પૂછ્યુ ત્યારે માતાજી! હું તેમની પાસે જાઉં?' માતા બોલી બેટા! તુ હજી નાનો છે વળી તારા વગર મને ગમે પણ નહીં માટે તુ મોટો થાય ત્યારે ત્યા જજે આમ **પ્રથમ ગ્રાસે મક્ષિકા** તો માતાએ ઉડાડી મૂકી પણ બાળકના મનમાંથી એ વાત હટી નહીં મોટો થતા પ્રયાગદત્તના સમજવામા વાત આવી ગઈ કે રામચંદ્રજી પોતાના બનેવી છે એટલે એણે પાછી માતા આગળ વાત મૂકી મા! હવે તો હુ મોટો થયો છુ તો હવે તો મને મારા બનેવી પાસે જવા દે? માતા બોલી સારૂ! તુ ધીરજ રાખ! હું તને તૈયારી કરી આપુ છુ વળી બેનને માટે કાંઈ લઈ જવુ પડશેને? કાંઈ ખાલી હાથે જવાય?' માતાએ દાણો દાણો કરકસર કરી ઘરમા રાખી મૂકેલા ચોખા દળીને એના લાડુ બનાવ્યા અને પ્રયાગદત્તને લઈ જવા માટે સાથે બંધાવ્યા માતાને પગે લાગી જલદીથી અયોધ્યા પહોંચવાની ભાવનાથી પ્રયાગદત્ત ચાલી નીકળ્યો અને કેટલાક દિવસે નિર્ધારિત સ્થાને પહોચી ગયે

અયોધ્યામા પહોચીને પ્રયાગદત્તે પોતાના ચક્રવર્તી રાજાધિરાજ બનેવી રામચંદ્રજીને શોધવા માંડ્યા અને એમને માટે જેનેજેને પૂછે તે એનો પ્રશ્ન સાભળી હસીને ચલતા થાય શોધીશોધીને પોતે પરેશાન થઇ ગયો પણ બનેવી કયાય પણ ન મળ્યા આમ એકએક તીર્થમા શોધતાશોધતા થાકીહારીને

પ્રયાગદત્ત હનુમાન નિવાસમાં આવી બેઠો. આ સ્થાનમાં મહાત્મા બાબા ગોમતીદાસજી ભજન કરતા હતા. ત્યાં બેસીને પ્રયાગદત્ત સાળાબનેવીના સંબંધે રામચંદ્રજીને ભાંડ્યા માંડ્યો "અરે! આટલીઆટલી શોધ કરી હેરાનપરેશાન થયો છતાં ક્યાંય પણ બનેવી મળ્યા નહીં. કોણ જાણે ક્યાં રહે છે? હવે હું શું કરૂં? ક્યાં જાઉં? ક્યાં શોધું?" આમ બબડાટ કરે છે એવામાં એક સફેદ હાથીપર સોનાની અંબાડીમાં બેન અને બનેવી બિરાજેલાં ત્યાં આવ્યાં. હાથી સભાની પાસે આવી બેઠો. સીતાજીએ નીચે ઉતરી પ્રયાગદત્ત પાસે જઇ પૂછ્યું "કેમ ભાઇ! માતાએ મારે માટે કાંઇ આપ્યુ છે કે?" ભાઇ પ્રયાગદત્તની ગતિ અચિંત્ય થઈ પડી। કોઇપણ રીતે સાંભળીને એ બોલ્યો "હા! આ લાડુ છે. મેં તો તમને બહુ શોધ્યાં પણ તમે તો મળ્યાજ નહીં. તમે લોકો ક્યાં રહો છો? લોકોને પૂછું છુ તો કોઇ બતાવતુયે નથી. પ્રયાગદત્તે આપેલી પોટલીમાંથી એ લાડુ કાઢી બાકીના પ્રયાગદત્તને પાછા આપતાં સીતાજી બોલ્યાં "હા, ભાઇ! તને કષ્ટ તો બહુ પડ્યુ હશે પણ અમે એવી જગ્યાએ રહીયે છીયે કે તે જગ્યા બધા જાણતાં નથી. હવે તુ ઘેર જા! માતા ચિંતા કરતી હશે વળી કોઇ દિવસ પાછો આવજે અને માતાને કહેજે કે અમે બહુ સુખી છીએ;ફરીને મળીશુ" આમ કહી સીતાજી અંબાડીમાં ચઢી ગયાં અને હાથી ઉભો થઇ જે દિશામાંથી આવ્યો હતો એ દિશા તરફ જતો થોડો વખત દેખાયો અને પછી અદૃશ્ય થઇ ગયો.

પ્રયાગદત્ત બેન અને બનેવીના ધ્યાનમાં ત્યાંજ પડ્યો રહ્યો એની વાણી રૂંધાઇ ગઈ હતી અને આંખોમાંથી અશ્રુધારા વહેતી હતી. બીજે દિવસે સૂર્યોદય પછી એને ચેતના આવી. આ બાજુથી એક સંત નીકળ્યા અને તેમણે સુકુમાર ગૌરવર્ણ પ્રયાગદત્તને જોઇને એની પાસે આવી કાંઇક પૂછ્યુ પણ પ્રયાગદત્તે કાંઈ જવાબ ન આપ્યો. મહાત્મા એની સ્થિતિ સમજી ગયા અને થોડે દૂર એમની ગુફામાં એને લઈ જઈ કાંઈ ઉપચાર કરી, પાણી છાંટી સાવધ કર્યો. સંતે પાછું પૂછવા માંડ્યું પણ પ્રયાગદત્ત જવાબ આપવાને બદલે રડી પડ્યો. સંત પણ દુઃખી થયા. કેટલોક વખત આવી દશા રહ્યા બાદ પ્રયાગદત્તે વધુ સ્વસ્થ થઈ સંતને બધુયે વૃત્તાંત કહ્યુ અને મહાત્માએ ગદ્ગદ થઇ બધું સાંભળી એને છાતીએ લગાવ્યો.

આ પ્રમાણે તે ગુફામા દિવસ પૂરો થતા એક ઘડી રાત ગઇ એટલામા ગામની બે સ્ત્રીઓ હાથમાં બે સોનાના થાળ લઇ આવી પહોચી અને તેમણે તે થાળ પેલા મહાત્માને નિવેદન કર્યા અને બોલી "આજે હમારે ઘેર ભગવાનની કથા અને પૂજન થઇ છે તેથી આપને માટે આ પ્રસાદ લાવ્યા છીએ આ થાળ અહીંયા રાખો/અને સવારે આવી અમે લઇ જઇશુ આમ કહી થાળ મૂકીને એ બેઉ સ્ત્રીઓ ત્યાથી પાછે પગે ચાલી ગઇ બેઉ થાળો કોઈ અદ્દભૂત સોનાના હતા મહાત્મા અને પ્રયાગદત્ત એકીટસે એકબીજા સામે દેખતાજ રહી ગયા સતપુરુષ સમજી ગયા કે જગજ્જનનીએ ભાઇને માટે મહેમાનગીરી કરી હતી આ સત સાચા સુહ્રદ હતા બેઉએ પ્રસાદનું ભોજન કર્યું ભોજનનો સ્વાદ અલૌકિક હતો બેઉ જણા જમીને મસ્ત થઈ ગયા એ ભોજનમા બ્રહ્માનદનો સ્વાદ હતો, જડતાનો નાશ કરે એવો સ્વાદ હતો ચેતનાનો સચાર કરે એવુ ગુણવાળુ એ ભોજન હતું નવીન તેજ, નવીન બળ અને નવીન ચેતના પ્રયાગદત્તના શરીરમા ચમકી ઉઠ્યા તેની ગ્લાનિ કપૂરની માફક ઉડી ગઇ એનો શ્રમમાત્ર જતો રહ્યો એનુ હૃદયકમળ આનદરસસરોવરમાં લહેરો લેવા લાગ્યુ

પ્રભાત થતાજ પ્રયાગદત્તને વિદાય કરતી વખતે પેલા મહાત્માએ પેલા બે સોનાના થાળો કપડામા વીંટાળીને આપવા માડ્યા કારણકે/ મહાત્માજીને ખાત્રી હતી કે એ થાળો પાછા લેવા કોઇ આવવાનુજ ન હતુ અને કોઇ તે લેવા આવ્યુ પણ હતુ નહીં પ્રયાગદત્તે ' એ તો બેનના ધરતા થાળ, મારાથી ઘેર ન લઇ જવાય માતા નારાજ થાય ' કહી લીધા નહીં અને ચાલવા માડ્યુ મહાત્મા પણ થોડેદૂર સુધી એને મૂકવા ગયા અને રસ્તામા ગણેશકુડમા પેલા થાળો નાખી દીધા

પ્રયાગદત્તે ઘેર જઇ માતાના ચરણોમા મસ્તક નમાવ્યુ અને બધુ કહી સભળાવ્યુ માતા આશ્ચર્યચકિત થઇ ગઇ અને બહુ પ્રસન્ન થઇ માતાના હૈયાના ઉડાણમાથી ગભીર અને પ્રબળ પ્રવાહ નીકળીને આંખોમાંથી વહેવા લાગ્યો આ વાતને હજી વર્ષ પણ વીત્યુ નહતુ એટલામા જેનામા સીતાનો અશ સ્ફુરિત થવા લાગ્યો હતો એવી એ પ્રયાગદત્તની માતાનો દેહાત થયો

પ્રયાગદત્ત હવે ઉમરલાયક થયા હતા અને પોતે રામ અને સીતાના ભક્ત થઇ ગયા હતા એઉનુ ચિંતન કરતા હતા માતાના દેહાન્ત પછી ઘરમા બીજુ કોઇ ન હોવાથી પોતે એકલા હતા એમના કુળમા ઘણા યશસ્વી પુરૂષો થઇ ગયા હતા એમના પિતા સાત્વિકગુણવાળા પ્રતિષ્ઠિત પંડિત હતા જનતાની તેમના ઉપર બહુ શ્રદ્ધા હતી અને ઘણાંનોકો એમના શિષ્ય હતા એમને સંપત્તિ પણ સારી હતી પણ કાળચક્રે પલટો ખાધો એમના જીવતી સાથે સંપત્તિનો પણ અંત આવ્યો અગ્નિદેવે ધન-દોલત-ઘર બધુ સ્વાહા કરી નાખ્યુ હતુ મરનાર માતાએ જેમતેમ કરીને પ્રયાગદત્તનો અને પોતાનો બચાવ કર્યો હતો

લોકો પ્રયાગદત્તને ભાગ્યહીન અને પિતૃભક્ષક કહેવા લાગ્યા પરંતુ તેનુ ભાગ્ય તો કોઇ અલૌકિક હતુ બિચારા સંસારીજનોને એમા શી ગતાગમ પડે? એમને તો બ્રહ્મવિદ્યાનુ ફળ મળી ચૂક્યુ હતુ એ સાક્ષર પણ થઇ ચૂક્યા હતા આ જન્મમા નિશાળે જઇને ભણવામા એમનું ચિત્ત ચોંટતુ ન હતુ, છતા થો। બચપનમા 'સારસ્વત વ્યાકરણ-અમરકોશ-મુહૂર્તચિંતામણિ-વગેરે ગ્રંથો એમણે ભણી લીધા હતા છતાયે રંગ તો બીજોજ હતો'

માતાના દેહાન્ત પછી પડોશના એક ગામનો પંડિત બ્રાહ્મણ પ્રયાગદત્તને જમાઈ બનાવવાને યત્ન કરવા લાગ્યો આ બ્રાહ્મણ સુસંપન્ન અને પ્રતિષ્ઠિત તેઇ એને એકમાત્ર પુત્રીજ હતી જેને પરણાવીને પોતે પ્રયાગદત્તને પોતાની મિલકતનો વારસ બનાવવાને ઇચ્છતો હતો પ્રયાગદત્ત નિર્ધન હતા પરન્તુ સૌંદર્યશીલ અને કુલસંપન્ન હતા કન્યાદાન આપવાની ઇચ્છાવાળા પંડિતને તેમણે ચોકખો નકારમા જવાબ આપ્યો ત્યારબાદ ઝટ તેઓ અયોધ્યા તરફ રવાના થઇ ગયા સામાન્યરીતે અયોધ્યા જવા માટે ક્યાંય પણ રોકાયા વિના બે દિવસ થાય પ્રયાગદત્તે પણ ચાલ્યાજ કર્યું અને જ્યા અયોધ્યામા પગ મૂકયો ત્યા એમની દશા નિરાળી થઇ ગઇ સરયુમા સ્નાન કરી અયોધ્યામા તે જગ્યાએ પહોચ્યા કે જ્યા એમને પ્રથમ એમના બેનબનેવી (સીતારામ) મળ્યા હતા કેટલીક વાર સુધી ત્યા બેસી રહ્યા બેનબનેવીને મળવાની અધીરાઇથી અવિશ્રાંત મુસાફરીનો થાક ન ગણકારતા તેમની શોધમાં ત્યાની બધી ઝાડી -લતાઓ-કુંજો શોધી વળ્યા પણ નિરાશ થયા છેવટે પેલા પૂર્વ પરિચિત

મહાત્મા સાથે બેઠા થયો સતે પણ પ્રયાગદત્તને ઓળખ્યા અને પોતાના નિવાસસ્થાને લઇ જઇ સ્વાગત કર્યું. ત્યા પ્રયાગદત્તની વિહ્વળતા શાંત કરવા માટે તેમને વિશ્રામ બેસાડ્યો અને ભગવાનના રહસ્યની અનેક વાતો કહી પરન્તુ એ વાતોથી તો પ્રયાગદત્તની વિહ્વળતા વધુ વધી, વિરહ વધુ તીવ્ર થયો મહાત્માએ ધીમેધીમે પોતાના અપૂર્વ સત્સંગથી તેમને શાંત અને સાવધાન બનાવ્યા અને બહુ પ્રેમપૂર્વક ભોજન કરાવ્યુ

પ્રભુપ્રેમીઓ! જ્યારેજ્યારે તમે 'સ્વામીજી' શબ્દનો પ્રયોગ થતો સાભળો ત્યારે તમારે સમજી લેવું કે એ શબ્દ સન્યાસીને માટેજ બોલાય છે, કારણકે સન્યાસી મન-બુદ્ધિ-ઇન્દ્રિયોને સ્વવશ રાખી શકે છે, તેમને કુમાર્ગે જતા અટકાવી શકે છે અને તેમનાથી દોરવાઇ જતા નથી

બીજે દિવસે પ્રયાગદત્ત નિર્વાચન સ્વામીજીના ચરણમાં આવીને આળોટવા લાગ્યા સ્વામીજીએ તેમને વાત્સલ્યભાવથી ઉઠાવી પોતાની પાસે બેસાડ્યા આ મહાત્માજીમા એમની શ્રદ્ધા આકર્ષિત થઇ ચૂકી હતી એમણે સ્વામીજીને વૈરાગ્યદિક્ષા આપવા પ્રાર્થના કરી અને સ્વામીજીએ ઉભરાઇ આવેલી શ્રદ્ધાના સમયને મુહૂર્ત ગણી દિક્ષા આપી પહેરવા માટે એક લગોટી અને બગે રાખવાને એક અચળો આપ્યો અને 'પ્રયાગદત્ત' એ નામ બદલી 'પ્રયાગદાસ' નામ પાડયુ રાજકુમાર રાજવેશમા રાજસિંહાસને બેસી ગયા હીરો સુવર્ણમા મંઢિત થઇ ગયો જ્યા સિદ્ધગુરૂ અને સિદ્ધશિષ્યનો જોડો થાય ત્યા કહેવાનુ શુ બાકી રહે? ગુરૂમત્ર-મત્રરાજ કહેવાય છે રામનામ પોતેજ મત્રરાજ છે મત્રરાજની કૃપાઓથી હૃદયકમળની પાખડીઓ ખીલવા લાગી. રહસ્ય ખીલી ઉઠ્યુ ચક્ર સચાલિત થઇ ગયુ જ્યોતિ ઝગમગી ઉઠી વિજળીના પાવરહાઉસથી જેમ એકદમ બત્તીઓ સળગે છે તેમ જ્યોતિ ઝગમગવા લાગી

કેટલીક રાત ગયા પછી પ્રયાગદાસની દશા એવી થઈ ગઇ કે સૂતા હોય ત્યાથી એકાએક બેઠા થઇ વનમા અને ઝાડીઓમા ઘૂમવા લાગે અને આ દશા ચાલુ રહેવા લાગી, બલ્કે વધવા લાગી બેઠા થઈ-ચાલવા માંડે તો ચાલ્યાજ કરે, પડી રહ્યા હોય તો પડીજ રહે ઉભા રહ્યા હોય તો ઉભાજ રહે કશાનુ કેમાણજ નહીં માલમ નહીં કે ક્યા જાય છે, શુ જુએ છે, શુ

બોલે છે, કોને કહે છે, શું કહે છે દિવસ પછી રાત અને રાત પછી દિવસ આવાજ જવા લાગ્યા નથી ખાવાની સુધ, નથી પીવાની સુધ, નથી સુવાબેસવાની પરવા

આમ અખંડ યોગનિદ્રામા અને દિવ્યસ્વપ્નમા સ્થિતિ થઈ છે સ્થૂલ-શરીર જાગે છે જ્યારે દશ્ય છે તુરીયાવસ્થાનુ દેહ પોતાનું કામ કરે છે, દેહી પોતાને રસ્તે છે કોઈ ખવડાવે તો ખાય છે, પીવડાવે તો પીએ છે. કોઈકોઈ પ્રેમીજન એમને પોતાના હાથથી જેમ બાળકને ખવડાવે તેમ ખવડાવીને બહુ સુખી થતા હતા પરમહંસ પ્રાગદાસ પણ બાળકની પેઠે ખાઈપી લેતા હતા ત્યારે કોઈ બાળકો એમને સંતાનતાં પણ હતાં માલમ નહીં બાળકોને કોણે શીખવ્યુ, પણ બાળકો એમને 'મામા' કહેવા લાગ્યા એમના વાળ વિખરાયેલા હતાં, શરીરપર ધૂળ લાગેલી રહેતી, આંખો ચઢેલી રહેતી અને આમ દુનિયાને એ દીવાના દેખાતા હતા

પ્રભુપ્રેમીઓ! આ દશા કેવી? આ દશા કેમ થઈ! આ દશાનુ રહસ્ય શુ? શુ દુનિયાની માનવજાતિના જેવો વ્યવહારજ નહીં? શરીરને સુંદર દેખાડવાનુ કે કાંઈ ચતુરાઈવાળુ બોલવાનુ કે 'લોકો મારે માટે શુ કહે છે, મને મૅનરૂ માનશે' એવુ માન પણ નહીં સંકોચ પણ નહીં, લજ્જા પણ નહીં? આનુ કારણ મોક્ષાર્થીઓએ સમજવું બહુ ઉપયોગી હોય છે જેમ કોઈ નોકરને વર્તમાન નોકરીમા અસંતોષ હોઈ નોકરી છોડી દેવા ઇચ્છતો હોય ત્યારે તે શેઠ પ્રત્યે અને તેમની નોકરી પ્રત્યે કેવો બેપરવા હોય છે? વેપારી કે ખેડૂતને કાંઈ ઉપજતુ ન હોય ત્યારે તે ખેતીમા કે વેપારમા કેવો બેપરવા હોય છે? એવોજ મુમુક્ષુ સંસારવ્યવહારમાં આરંભથી થઈ જાય છે અને પછી સમજ જતા પરમહંસ બની જાય છે સંભવ છે કે કદાચ તમારા પુણ્યોનો ઉદય થયો હોય અને આ પરમાનંદદશાને પામવાને ભાગ્યશાળી થાઓ જ્યારે તમે જ્ઞાનેન્દ્રિયો-મન-બુદ્ધિ અને અહંકારથી અળગા થાઓ છો ત્યારે આ દશામા આવો છો આ દશાને પરમહંસદશા કહેવાય છે આ દશામા તમારી વૃત્તિઓ અને તમારું લક્ષ પ્રિયતમ આત્મામાં સ્થિત થયેલું હોય છે આવી સ્થિતિ પરમહંસ પ્રાગદાસની હતી. જેમ સર્વે દેવોને કરેલા નમસ્કાર પરમાત્માનેજ પહોંચે છે તેમ સર્વે પ્રાણીમાત્ર ઉપર કરેલો પ્રેમ અભેદભાવે

તે પરમાત્માનેજ પહોંચે છે હૃદયદેશમા વસી રહેલો પ્રેમ એ સાક્ષાત્ પરમ માજ છે તમારો આત્મા પ્રેમ અને સત્ય છે શુદ્ધ પ્રેમને એજ આત્મા ગ્રહણ કરે છે ભાવનાનુ ફળ પણ એજ આપે છે પ્રેમનુ તત્વજ એવુ છે કે જેના હૃદયમા એ વિકાસવા લાગ્યુ તેને એ દિવ્ય બનાવી દે છે અને દિવ્યતાના નાયક પુરુષોત્તમની નજદીક એને લઈ જાય છે પ્રેમી હૃદયને ભગવાન એ જ્યા હોય ત્યાંથી ખેંચી લે છે એમા કોઈ શંકાને સ્થાન નથી પરમાત્મા પ્રેમીહૃદયના ગ્રાહક છે. પરમાત્મા એવા રત્નોનાજ ગ્રાહક છે માની લ્યો પ્રયાગદાસ અત્યારે ફીરશીલ રાજકુમાર હતા

પરમહંસ પ્રયાગદાસ જેવા પ્રેમપાગલ હતા તેવા લોકો પણ કુતૂહલીપાગલ થતા જતા હતાં તેઓ લોકોના કુતૂહલનો વિષય થઈ પડ્યા હતા. બાળકો પણ મનચલિત અને કુતૂહલી થતા જતા હતા અને જ્યારેજ્યારે પ્રયાગદાસ ગીચવસ્તીમાથી નીકળે ત્યારે 'મામા, મામા' કહેતા એમની પાછળ પડતા હતા પરમહંસમામા તો પુરા પરમહંસજ હતા મદોન્મત્ત હાથીની પેઠે એ ઘૂમતાઝૂમતા રહેતા હતા આ સબંધમાં ભાગવતમાથી પરમહંસદશાને વર્ણવતુ એક ફારસી કાવ્ય બનેલુ છે જે સુંદર અને મુખપાઠ કરી રાખવા જેવુ છે–

क्यों उसे कोई छेडता है, उसका वह दीवाना है।
ढूंढता फिरता उसे, अन्दाज सब शैदाना है॥
है परीशॉं जॉंफीशॉं आवारा-सा नकारा-सा,
बेताब-सा बेख्वाब-सा बेआब-सा बेदाना है।
इश्कका मारा हुआ वह हो गया सौदाई है,
रोता कभी, गाता कभी है ओर कभी मस्ताना है।
है खुदी अपनी मिटा दी, हस्ती अपनी दी है खो,
उस जमाले-बेमीसाले-शमा का परवाना है।
जॉंनिसारी उसकी, उसकी दिल-फिगारी देख लो,
हो रहा है चश्म चश्मये-अश्क दिल दर्दाना है॥

પ્રભુપ્રેમીઓ! એનુ જીવન, એનુ દિલ એની આંખો, એના દિલનુ દર્દ–અને તે જડ જેવા દેખાય ત્યાં બધુ જાણવા જેવુ હોય છે એને કશુ ન

કહો! ભલે તે તમારી પાસે ન આવે! તે સ્વતંત્ર છે. એનુ રોવું તમારા રુદન જેવું ન હોય જેના માટે તમે રુવો-છો એના માટે આ મસ્તલોકો રોતા નથી. એમનું રડવું લયલામજનુ જેવું યા આશકમાશુક જેવું હોય છે.

પરમહંસ પ્રયાગદાસની આંખો નશાખોર જેવી, પણ રસીલી અને વિલક્ષણ ચમત્કારવાળી હતી. તે ચમત્કાર એમના અસલ સ્વરૂપના લક્ષણવાળો હતો. કોઇ ગમેતે ઉપાય કરે પણ તેવી આંખો તે બનાવી શકે નહીં. કોઇએક કવિએ બહુ સુંદર કહ્યું છે-"કોઇ કારીગર સોનાનું કમળ બનાવી શકે ખરો, પણ મકરંદ અને સુગંધ ક્યાંથી લાવશે? એ સંપાદનક્રિયા તો વિધાતાએ પોતાના હાથમાં રાખેલી છે."

માની લ્યો કે પ્રયાગદાસની આંખો એવી હતીજ, તો એવી આંખોજ માનવીને ગુરુનું કૃપાપાત્ર બનાવે છે. આ સૃષ્ટિના અંતરમાં જેકોઈ અદ્દભૂત રચના છે તેમાં એ લીલા કરી રહ્યા હતા. આ લીલા ચિત્રવિચિત્ર અને દિવ્ય હોય છે. રોજ નવીનવી લીલાઓ થયાજ કરે છે આ લીલાઓ દિવ્ય હોઇ તેના પ્રભાવથી આ વિશ્વમાં તમને આભાસ દેખાય છે તે આભાસને આ પરમહંસની આંખો જોઈ રહી હતી આટલાજ માટે એમનું જીવનવૃત્તાંત લખનાર કહે છે કે એમની આંખો નિરાળી હતી. માની લ્યો કે પૃથ્વિમાંથી નહીં નીકળેલા એવા રેડીયમની બનેલી એમની આંખો હતી. એમની આંખો જેવી બધાં માનવીઓની આંખો હોતી નથી પ્રયાગદાસ પરમહંસની ગતિ સ્થૂલરૂપથી સ્થૂલજગતમાં, સૂક્ષ્મરૂપથી સૂક્ષ્મજગતમા અને આત્માના રૂપથી પરમાત્મામાં હતી. જ્યાંત્યાં એ જગન્નાથની, લીલાવિહારીની અનેક લીલાઓ એમને દેખાતી હતી. કોઇ જગાએ અમુક તો કોઇ જગાએ એનાથી બીજો દેખાવ એમના જોવામા આવતો હતો. એવા દેખાવો સંબંધી એ કાંઈ બકી પણ જતા હતા અને એમનું એ બકવુ લોકોને અનુકરણીય થઇ પડતુ. એક વખતે તેમને વનયાત્રાની લીલા દેખાઇ, જે જોતાંજ પોતાના બનેવી (રામ) પર રીસાઈ બોલવા લાગ્યા- 'જુઓ! રામ તો ગયા પણ સાથે બેનને પણ લેતા ગયા.'

આ વનયાત્રાની લીલા જોયા પછી એ પૈસાનો સંગ્રહ કરવા લાગ્યા. પૈસા માગે નહીં પણ જે કોઇ આપે તે લઇને એકઠા કરી તેમાંથી ત્રણ ઉત્તમોત્તમ પલંગો અને ત્રણ ઉત્તમોત્તમ જોડી જોડા બનાવડાવ્યા. એ એવી

રીતે નાનામોટા બનાવ્યા કે એક મોટા પલંગ નીચે બીજો અને બીજા નીચે ત્રીજો અને એવીજ રીતના જોડા બનાવડાવ્યા આ પ્રમાણે તૈયાર કરાવી તે પલંગ તથા જોડા પોતાના માથાપર મૂકી ત્યાંથી ચાલી નીકળ્યા મગ્ન લોકોની મસ્તી નિરાળી હોય છે કેમકે મસ્તીમાંજ રહેવું એવો જેનો સ્વભાવ છે તેવા તેઓ લીલામય ભગવાનના અનુરાગી હોય છે. આ પ્રમાણે બાળકોના મામા અને અત્યાશ્રમી એવા પરમહંસ પ્રયાગદાસજી ચિત્રકૂટ પહોંચી ગયા જ્યાં ઉઘાડા પગે ચાલતા અણીદાર કાંકરા પગમાં વાગે છે અને કાંટા વાગે છે એવી જગામાં તેઓ પહોંચી ગયા કાંટા અને કાંકરા તેમને પણ વાગવા લાગ્યા અને એમણે તેને બદલે બનેવી (રામ) ને ભાળવા માંડ્યા આમ ભાળતા ભાળતા તેઓ તે જગાએ પહોંચ્યા જે રામાયણમાં સ્ફટિકશીલા તરીકે વર્ણવાય છે ત્યાં પહોંચી પેલા પલંગો જૂદા પાડી જુદાજુદા ગોઠવી દીધા અને દરેક પલંગ નીચે એકેક જોડ જોડાની પણ મૂકી દીધી અને ત્યારપછી ચારેબાજુ જોવા લાગ્યા જ્યાં આઘેથી કે પાસેથી જરા જેટલો પણ અવાજ આવે ત્યાં પ્રયાગદાસની નજર પહોંચીજ હોય આખું શરીર પસીનાથી પલળી ગયું હતું, આંખોમાં આંસુ વહેતા હતા અને શરીર થાકી લથબથ થઇ ગયું હતું પણ રામની પ્રતીક્ષામાં જેમને કશાનું ભાન નહતું એવા પ્રયાગદાસજી ત્યાંથી પાછું બધું સમેટી માથે ઉંચકી, મંદાકિની તરફ ચાલવા લાગ્યા રસ્તે ચાલતા બબડતા જાય કે–"જોયું? જાણીજોઇને સતાઇ ગયા પોતે જાણી ગયા કે પ્રયાગદાસ આવ્યો છે ત્યારે સતાઇ રહો! ક્યાંસુધી આમ સતાતા ફરશો?" આમ બોલતા બોલતા મંદાકિની પાસે આવી પાછા પલંગ અને જોડા વ્યવસ્થિત ગોઠવી દીધા

આ પ્રમાણે હજી પલંગો અને જોડા ગોઠવી રહ્યા હશે એટલામાંજ પ્રયાગદાસને અજાયબીમાં ગરકાવ કરતા ત્રણે જણા આવીને ત્રણે પલંગો ઉપર બેસી ગયા ત્રણે જણા તપસ્વીના વેશમાં હતા પછી તો આનંદનો સાગર ઉભરાયો વિહ્વળતાપૂર્વક પ્રયાગદાસે પૂછવા માંડ્યું "તમે લોકો ક્યાં હતા? ક્યાંથી આવ્યા? અહીં ક્યારે આવ્યા? હું તો તમને શોધતોજ હતો" આટલું કહી તે ત્રણે જણાને જોડા પહેરાવ્યા અને પછી રામચંદ્રજીને કહેવા લાગ્યા "તમે બધા અયોધ્યા છોડી અહીં કેમ ચાલ્યા આવ્યા? મારી સુકુમારી બહેનને પણ કેમ સાથે લેતા આવ્યા? તમે આવા વનવગડામાં કેવીરીતે રહો છો?" સીતાજી એનો જવાબ આપતા બોલ્યા 'ભાઇ! તું પોતે અહીં ચાલી આવી

છું. એ તો મને લાવતા નહતા." પ્રયાગદાસે કહ્યું "તો તો, બેન! હવે હું તમારી સાથેજ રહીશ અને આ પલંગો સાથેજ ઉંચકી ચાલ્યા કરીશ કે જેથી તમને અડચણ પડે નહીં." ભક્તભાવન ભગવાન રામચન્દ્રજી બોલ્યા "પ્રયાગદાસજી! અમારી વનયાત્રાનો એવો નિયમ છે કે અમે ત્રણે સાથે રહીએ છીએ. કોઈ ચોથાને અમે સાથે રાખતા નથી. વળી અમે પલંગપર સુતા નથી. અત્યારે ફક્ત તમારી રૂચિ રાખવા પૂરતાંજ અમે પલંગપર બેઠા છીએ. માટે હવે તમે આ પલંગો તમારી પાસે રાખો અને એનો તમેજ ઉપયોગ કરજો કે જેથી અમને અધિકાધિક આનંદ અને સંતોષ થશે." સીતાજી બોલ્યાં "ભાઈ! તમે જરાપણ ચિંતા ન કરો! અમે બહુ સુખથી વનમાં રહીએ છીએ. બધા વનવાસીઓ અમારી સેવા કરે છે. અમને કોઇ કષ્ટ પડતું નથી. મને પણ વન બહુ સોહામણું લાગે છે. આપણે ફરીને મળીશું."

પ્રભુપ્રેમીઓ! શું કરે પ્રયાગદાસજી? જે ઢંગથી માથે ઉપાડીને લાવ્યા હતા તેવાજ ઢંગથી પલંગો અને જોડાઓને માથે મૂકીને પાછા ફર્યા. એક દિવસનો પણ વિશ્રામ એમને ન મળ્યો. લક્ષ્મણજી આવો અવસર ફરીને નહીં મળે એમ જાણીને બિચારા પ્રયાગદાસે પલંગો અને જોડા માથે ચઢાવ્યા ત્યારે મશ્કરી કરી બોલ્યા "સાળાજી! હું પલંગપર બેસું અને એ પ્રમાણે પલંગ સાથે મને પણ લઇ ચાલશો?" આ સાંભળીને તો પ્રયાગદાસ વધુ પ્રસન્ન થઇ બોલ્યા "ઓહો! ધન્યભાગ્ય મારાં! ચાલો, બધાંને ઉંચકી લઉં." રામચન્દ્રજી બોલ્યા "પ્રયાગદાસજી! જાઓ! એ તો એવુંજ બોલવાનો."

પ્રયાગદાસજી કાંઈપણ બોલ્યા વિના ચાલી નીકળ્યા. રસ્તામાં બબડતા બબડતા, ગાળો ભાંડતા રસ્તો કાપતા બકવા લાગ્યા–"આવવું કરવું કશું નહીં અને ઉલટા મશ્કરીઓ કરે છે. કોઇએ આવવાનું કહ્યું નહીં. પોતાની મેળે વનમાં ચાલ્યા આવ્યા. સોનાનો મહેલ કરડે છે. વનમાં રહેવું સારૂં લાગે છે. બેન તો બિચારી ભોળી છે. એમની સાથે ગમે ત્યાં ચાલી જાય છે અને જેમ કહે તેમ કરે છે. જંગલનાં આ લીલાં પલ્લવવાળાં ફૂલ્યાંફાલ્યાં ઝાડો અને હરણીયાંઓ, બસ બધું આવી ગયું. જાણે કે વન બહુ સોહામણું હોય તેમ કરે તો છે, પણ પાધે ભળ્યો કે તરત ખબર પડશે કે વન કેવું છે. પગમાં દાભડાનાં બોયાં વાગશે, કાંટાકાંકરા પગમાં પેસી જશે ત્યારે વન કેવું સોહામણું છે તેની

અગર પરો બેન પણ બહુ નિયમવાળા થઈ ગયા છે 'અમે પલંગપર નહીં બેસીએ' એવું બોલ્યા મને પણ સાથે ન લીધો પણ બનેની સમજી ગયા કે હું સાથે હોઈશ તો મારી બેનને કૌશલ્યાથી અયોધ્યાના મહેલમાં મૂકી આવીશ ત્યારે, ચેનો નાનો છોકરો પણ બહુ ખોટો મને ઉચળી લેવાનું કહ્યું અને મે હા પાડી તોયે બેરો નહીં ના પાડી હોત તો તો ઠીક અને બધાં ચાલ્યા ગયા" આવું આવું બોલતા પ્રયાગદાસજી સાથી ચાલી નીકળ્યા મંદાકિનીમાં સ્નાન કરી માથાપર પલંગ અને જોડ લઈ જ્યાં ચાલવા માંડ્યું ત્યાં એમણે પોતાને અયોધ્યામાં જોયા પોતાને પહેલા તો લાગ્યું કે પોતે ચાલીનેજ અયોધ્યા આવી પહોંચ્યા છે પણ પાછળથી અનુભવે સમજાયું કે એમ ન હતું ત્યારે તો એમના ગભરાટમાં ઓર વધારો થયો 'જોયું! વનમાં પણ રહેવા ન દીધો એકદમ ઉપાડીને અહીં ફેંકી દીધો' આમ કેટલાક દિવસ સુધી બકવું ચાલુજ રાખ્યું પછી વળી બીજું દશ્ય ચિતર્યું આમ ભાવનામાં ભેળાઈ ગયા દિનરાત એમની આ હાલત હતી

ચિત્રકૂટથી આમ અયોધ્યા આવ્યા પછી, એક લીંબડાના ઝાડ નીચે તેમણે આસન જમાવ્યું જેવું ભગવાન રામચંદ્રજીએ કહ્યું હતું એવુંજ કર્યું પલંગ ત્યાં બીછાવી જાણે પોતેજ રામ છે એ પ્રમાણે પોતે સૂવા બેસવા લાગ્યા

પ્રભુપ્રેમીઓ! આ પ્રયાગદાસને થયા દોઢસો વર્ષ થયા છે પોતે ન પરણ્યા ન રહ્યા ઘરજમાઈ કે ન થયો સંસાર પ્રત્યે પ્રેમ જો કે પોતે જુવાન હતા અને પેલા પંડિત પોતાની એકનીએક પુત્રીને પરણાવીને મિલકતનો વારસો પણ તેમનેજ આપવાના હતા છતાં પોતે ન લોભાયા સહેજે આવેલી લક્ષ્મીને પણ સ્વીકારી નહીં તમને ત્યાગ વિષે બહુ કહ્યું છે પણ એક જુવાન માટે આવો ત્યાગ કાંઈ સામાન્ય ત્યાગ ન કહેવાય બલ્કે પૉણાભાગનો સંન્યાસ કહેવાય અને 'यदहरेव विरजेत् तदहरेव तद्व्रजेत्'-પૂર્વોક્ત વૈરાગ્ય પછીજ સંન્યાસને લાયક થવાય છે વિના ત્યાગ અને વૈરાગ્ય સંન્યાસી થવાયજ નહીં સંન્યાસ એટલે કર્મરહિતપણું, શારીરિક અને માનસિક ભોગેચ્છા રહિતપણું, સત્વ-રજ-તમ ગુણરહિતપણું અને વાસનારહિતપણું. વિના સંન્યાસ જ્ઞાન નહીં, જ્ઞાન વિના મુક્તિ નહીં અને સંસારબંધ મુક્તિ વિના પરમપદ પમાય નહીં-એવું નિશ્ચયપૂર્વક સમજી લેવું ઘટે. પરમહંસાવસ્થામાં તો મુક્તિ અને કૈવલ્યનો અનુભવ થાય છે.

પ્રભુપ્રેમીઓ ! ત્યાગના અને સંન્યાસના લક્ષણો તમને મહાત્માઓ–ભક્તો અને પરમહંસના લક્ષણોદ્વારા વર્ણવી બતાવ્યાં છે; તમે સંસારી હો અને ગૃહસ્થ હો તો પણ તમને સુખની અને આનંદની ઈચ્છા તો હોયજ હોય તે પણ ત્યાગી અને સન્યાસી થયા વિના પણ તમને મળી શકે એવું ઔપચારિક તમને કહેવામા આવ્યુ છે નિત્યસુખ–નિત્યાનંદને પણ વર્ણવીને તમને સમજાવ્યુ છે કૈવલ્યની વાત કરવી સહેલી અને સાભળવી ગમે તેવી છે, પણ અધિકારી થવુ અઘરૂ છે; જો તમે મોક્ષાર્થી હો અને સંસારી છો અને ત્યાગના ભાવનાળા છો તો કૈવલ્યનો રસ્તો સન્યાસજ છે અત્યારસુધીના વાર્તાલાપમા કૈવલ્યને લગતા કથનમા સાત્વિકત્યાગજ ઉપયોગી છે એવુ એનુ મહત્વ સમજવામા આવ્યુ છે રાજસ અને તામસ ત્યાગ કૈવલ્યપ્રાપ્તિમાટે સામર્થ્યવાન નથી **ભલે તમે ત્યાગી ન થઇ શકો અને ભલે તમે સન્યાસી ન થઇ શકો–અરે, ભલે તમે ભગવાનના ભક્ત પણ ન થઇ શકો, છતાપણ જો તમે પરાયા સારા ગુણોને સાંભળીને, પરાયી કીર્તિ સાંભળીને હરખાશો, કોઇના દોષને ન જોશો અને વાણીમાં મિઠાશ રાખશો, તોપણ આ દુનિયા તમને આનંદ આપનારી થશે.**

વારૂ ! હવે આપણે અગિયારમા શ્લોકથી આપણો વાર્તાલાપ શરૂ કરીશુ કર્મના ફળના ત્યાગીને કર્મનુ ફળ મળતુ નથી–એવુ તમે જરૂર સમજ્યાજ હશો, કારણ કે તમે લક્ષપૂર્વક સાભળો છો પરમપદપ્રાપ્તિને ચાહનારાના સાધનોમાનુ આ એક અગ છે પણ ફળ નથીજ મળતુ એમ નથીજ જે ફળ મળે છે તે જન્મમરણનો ફેરો મટાડનારૂ મળે છે, શાતિ આપનારૂ મળે છે શારીરિક ભોગો સંપાદન કરાવનારૂ ફળ મળતુ નથી એ વાત સાચી છે જુઓ બારમો અધ્યાય–ભક્તિયોગ–બારમો શ્લોક –

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥ (१२–१२)

શાતિ આખરે કર્મના ફળના ત્યાગથીજ મળે છે એ નિશ્ચય થયો જ્યા શાતિ સુખ આનંદ, કીર્તિ, ભનમનસાઈ અને દુનિયામા માનવોને ઉપયોગી થવાપણુ તમે કોઇ મનુષ્યમા જોશો તો જરૂર માનશો કે તેનુ મૂળ તેના હૃદયના ઉંડાણમા

**રહેનો ત્યાગ હોય છે જનતા, જગત અને એકેએક માનવી માગે છે તમારી પાસેથી ત્યાગ અને પછી તેના બદલામાં તેઓ તમને આપે છે 'શાંતિ' વગેરે જે મે અત્યારસુધીમાં કહ્યું છે તે.**

પૂર્વે ગોપીચંદ, ભર્તૃહરિ, ઋષભ, ભરત, બુદ્ધ અને ત્યાર પછીના આ જમાનાના ક્રાઇસ્ટ મુસા, મહમદ, જરથોસ્ત અને અત્યારના સ્વામી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી રામતીર્થ, સ્વામી વિવેકાનંદ અને મહાત્મા ગાંધીજી-જેમના નામો સાંભળતાં તમારા પાપ ધોવાય એવાં એમના નામો છે, તેનું કારણ તેમના હૃદયમા રહેલો ત્યાગજ છે પરિપક્વ ત્યાગ પછીજ કર્મનો સંન્યાસ થાય છે અને ત્યારેજ મુમુક્ષુ સંન્યાસી થાય છે જો આ જન્મમા મનુષ્ય ત્યાગી થઇ શક્તો નથી તો તે મૃત્યુ પછી પાછો દેવ પશુ પક્ષી, જળચર, ડુક્કર, સર્પ, વાઘ વગેરે, ઝાડ વેલાઓ શાકના રોપાઓ અને કીટ, પતંગ, મચ્છરના શરીરો ધારણ કરનારો થાય છે માટે શરીરજ ધારણુ ન કરવુ પડે તેટલામાટે આ માનવદેહ વડે થઈ શકતાં મુક્તિનાં સાધનો આ જન્મમાજ કરવામા બુદ્ધિમત્તા રહેલી છે, એવુ ગીતામાતા તમને ઉપદેશે છે

માનવીઓ કર્મ કર્યા વિના રહી શકતાજ નથી શરીરનો ગુણજ કર્મ કરવાનો છે તે શરીરને સમૂળગુ કર્મ કરતુ અટકાવવુ બની શક્તુજ નથી માટે ફળનો ત્યાગી જો કર્મનો કર્તા હોય તેનેજ ત્યાગી કહેવામા આવ્યો છે 'દેહ છુ' એવુ પોતાને માનનારો દેહનેજ આત્મા માનનારો જેની બુદ્ધિમા કર્મ કરવાનીજ ઇચ્છા રહેલી છે એવા અજ્ઞાની અને કર્મનોજ જેને અધિકાર છે એવા માનવી દેહધારીને નથી સમજાતુ કે કર્મફળના સંગથી શુ થાય છે એનાથી સમજાતુજ નથી કે આત્મા-કૂટસ્થ છે, સર્વ દશ્યમાન નામો અને રૂપોથી ભિન્ન સ્વરૂપનો છે નિત્ય છે, નીરોગી છે, આનંદી છે અને સુખરૂપ છે આ કારણથી આવા મૂર્ખ માનવીઓ દેહને આત્મા માને છે અને તેથી દેહના દુ:ખોને દૂર કરવાને, દેહના સુખ આરામ અને આનંદ માટે કર્મ કરવાને પ્રેરાય છે આથી એમનામા કર્મનોજ અધિકાર છે અને કૈવલ્યનો અધિકાર નથી કૈવલ્યનો અધિકાર નથી માટેજ એ અભિમાની હોય છે અને પોતાને કર્તા માને છે અને એ કારણે એનામા દેહને આત્મા સમજવાની માન્યતા હોઈ, એની લાયકાત કર્મ કરવાની હોય છે આમ માનવદેહધારી

આત્મસ્વરૂપને નહીં જાણતો હોવાથી એને માટે સમૂળગા નિત્ય, નૈમિત્તિ, કામ્ય અને નિષેધ કરેલા કર્મોનો ત્યાગ કરવાનું મુશ્કેલ છે કેમકે અન્તર્યાપણાના આત્મજ્ઞાનના અભાવના કારણથી માનવી કર્મ કર્યા વિના રહી શકતોજ નથી આત્મજ્ઞાન એટલે પોતાનુ–આત્મા હોવાનુ જ્ઞાન યા જેને સ્વસ્વરૂપનુ જ્ઞાન હોય છે તે અને જેનુ જ્ઞાન 'આત્મા કર્તા નથી' એવુ હોય છે, તેજ માનવી સમૂળગો સન્યાસ કરી શકે છે

આ હાલતમાં ત્યાગી એનેજ કહેવામા આવે છે કે–ભલે સ્વસ્વરૂપને ન જાણતો એવો બોધ પુરુષ–માનવ જીવ–કર્મ કરતો હોવા છતા પણ ફળની ઇચ્છા ન કરતો હોય વળી એવા ત્યાગીનેજ સર્વકર્મ સન્યાસી યા નિષ્કામ એવુ ઉપનામ આપવામા આવે છે સર્વકર્મો અને તેના ફળને બ્રહ્માર્પણ કરવાથી મુમુક્ષુ અકર્મી જેવો થવાનો સભવ રહે છે, તેમ નિત્યકર્મો કરવાથી પણ અકર્મી થવાનો સભવ રહે છે–આવા વખાણ સાત્વિકત્યાગની સિદ્ધિ મેળવવા માટે કરવામા આવ્યા છે

સાત્વિકત્યાગની નિષ્ઠાવાળાનુ સાત્વિકત્યાગનુ રૂપ સાત્વિકનિષ્ઠાથી ઉપજતી અતઃકરણની શુદ્ધિ, તે શુદ્ધિથી ઉપજેલુ જ્ઞાન અને તેનુ ફળ અને કર્મનો બદનો ન ભોગવવાનો થાય એવી નૈષ્કર્મ્યસિદ્ધિનુ પ્રતિપાદન કરીને હવે પૂર્વોક્ત રાજસ અને તામસ ત્યાગી જેમનામા સત્‌અસત્‌નો વિવેક નથી અને જેમનામા ત્યાગનો આભાસમાત્ર છે અને એથી વસ્તુતાએ એમનુ કર્મીપણુ અને કર્મના અનિષ્ટપણાના ફળનુ ભાન થાય એટલા માટે બોધ આપવામા આવેલો છે કારણકે તામસ અને રાજસ ત્યાગથી કઈ મુક્તિ મળી જતી નથી મુક્તિ તો મળે છે યજ્ઞ દાન, તપ અને નિત્યનૈમિત્તિક કર્મો વગેરે જે શ્રુતિએ કહેલા છે તેવાને ઇશ્વરાર્પણ કરવાથી ઇશ્વરાર્પણ બુદ્ધિથી બરાબર અનુષ્ઠિત કરેલા કર્મોથી, સાત્વિક ત્યાગથી સ્વધર્માનુસાર ક્માનુષ્ઠાનથી થયેલી ચિત્તશુદ્ધિથી આત્માનુ યથાત્મવિજ્ઞાન ઉપજ્યાથી, સત્કર્મોના ફળનો અને સત્કર્મોનો સન્યાસ કરવાથીજ માટેજ અકર્મીપણુ અને ઇષ્ટાનિષ્ટફળરહિતપણુ અત્રે પ્રતિપાદન કરવામા આવે છે

કેટલાક બુદ્ધિરહિત અજ્ઞાનતા વડે જેમની બુદ્ધિ તમોગુણથી દૂષિત થયેલી હોય છે એવા શ્રદ્ધા વિનાના હોઇને 'કર્મ કરવાથી શુ વળવાનુ છે?' એવી અજ્ઞ ભરી માન્યતા વડે કર્મનો ત્યાગ કરે છે અને કેટલા પડિતો છતા

આળસથી, મહેનત નહીં ગમતી હોવાથી, દેહની મોજમજા છોડવી નહીં ગમતી હોવાથી 'આતો એક જાતનું દુઃખ છે' એમ માનીને આળસથી રજોગુણથી દૂષિત થયેલી બુદ્ધિથી સર્વકર્મોનો ત્યાગ કરે છે આવો બેઉ પ્રકારનો રાજસ-તામસ ત્યાગ માત્ર આભાસિક-છાયા જેવો હોઈને દૈવ પને ઉપકારી થઈ પડતો નથી એવા ત્યાગથી કોઈ સિદ્ધિ થતી નથી

આ કારણથી માનવદેહધારીનો સ્વભાવજ દેહનો હોઈને-પંચો ઇન્દ્રિયો, મન બુદ્ધિ, અહંકાર-આવા પાંચ અવયવોનો સંઘાત, જેને દેહ કહેવામાં આવે છે તે દેહને 'હું છું' એવું પોતાનું સ્વરૂપ માની રહેલો છે એવા દેહધારીવી દેહને આત્મા માનનારા જીવથી જે જે સમયે કર્મો કરવામાં આવ્યાં હોય તેના ફળો પ્રયત્ન વિના પણ મળવાનો સંભવ હોય છે તે તે પાપપુણ્ય અને બીજાને સમૂળા ત્યાગવાં મુશ્કેલ હોય છે તેમનો ત્યાગ આભાસમાત્રજ હોય છે જે વસ્તુતાએ ત્યાગજ ન કહેવાય એવો હોય છે કારણકે તેઓ જાણતા હોતા નથી કે આત્મા કાંઈ કરતો નથી કે કરાવતો નથી અને એમનું આચરણ દેહને આત્મા માનવાની એમની બુદ્ધિ હોઈને બુદ્ધિથી કે અબુદ્ધિથી પાપ કે પુણ્યવાળું બને છે આ કારણથી તેઓ ત્યાગીઓ સર્વકર્મ સંન્યાસીઓ-બનતા નથી

આવી હાલતમાં એક પ્રશ્ન ઉપસ્થિત થાય તેમ છે કે 'ત્યાગે સંન્યાસ કહેવો કોને?' એનો ઉત્તર અત્યારસુધીના વાર્તાલાપને વિચારી જોતાં તમને સ્પષ્ટ મળી શકે તેમ છે કે-રાજસતામસ ત્યાગ વિનાનો સાત્ત્વિકત્યાગ જે શ્રુતિએ કહેલા મુજબના નિત્યનૈમિત્તિક કર્મો અને યજ્ઞ-દાન-તપ વગેરે કર્મો ઈશ્વરાર્પણબુદ્ધિથી કરી તેના ફળનો ત્યાગ-જે કોઈ મુમુક્ષુ કરે તે ત્યાગી-સંન્યાસી એવા ઉપનામથી ઓળખાય છે. આવા સંન્યાસીનેજ નિષ્કર્મીપણાના મર્મને જાણનારા પંડિતો ખરો સંન્યાસી -સર્વકર્મસંન્યાસી કહે છે એકરીતે જોતા આવા સંન્યાસીઓ ખરા સંન્યાસીઓ તો કહેવાયજ નહીં કારણકે ઊંડો વિચાર કરતા સમજાય છે કે જ્યાં ક્રિયા થઈ ત્યાં ભને ભલો હેતુ હોય પણ હેતુ તો ખરોને? જ્યાં હેતુ છે ત્યાં વિધિ અનુસાર કર્મ નહીં થવાનો પ્રસંગ લાગે છે કોઈ ભ્રમ પેદા થાય પ્રમાદ પણ થઈ જાય અને તેથી કર્મનું પાપપુણ્યપણું થવાપણું રહેતું હોવાથી સમૂળો કર્મસંન્યાસ થતોજ નથી

'ત્યારે ખરો સંન્યાસ કોને કહેવો ?' આ ગુત્થમુત્થમાં પ્રશ્ન થાય તો એનો ઉત્તર એ છે કે-'સર્વકર્મો કરીને તેમનાં ફળ ઈશ્વરને અર્પણ કરીને કામ અને સંકલ્પ-એ બેઉ રોગ વિનાના થવું અને એમ કરીને શુદ્ધ ચિત્તવાળા થવું, જે વડે કૂટસ્થ એવા આત્માના સ્વભાવવાળા થઈને, અગાઉ આપેલા ઉપદેશવડે ભલાંભૂરાં-બધાં કર્મોને ત્યાગીને કળાગહિત એવા બ્રહ્મસ્વરૂપ બનીને રહેનાર માનવીનેજ સર્વકર્મસંન્યાસ સિદ્ધ થાય છે.'

આવા સંન્યાસને, સંતપુરુષોએ અને શ્રુતિઓએ, મુમુક્ષુઓને સિદ્ધ થયો માન્યો છે. જેમણે પૂર્વના બહુ જન્મોવડે સાત્વિક કર્માનુષ્ઠાન કરી ચિત્તશુદ્ધિ કરી હોય, 'હું આત્મા છુ' એવુ જ્ઞાન જેની બુદ્ધિમા આવ્યું હોય, જેના સર્વ સંશયો નષ્ટ થયા હોય અને જેને 'હુ કૂટસ્થ, અસંગ, ચિદાત્મા છુ' એવુ વિજ્ઞાન સંપાદન થયુ હોય એનાઓજ પૂર્વોક્ત સંન્યાસ સંપાદન કરી શકે છે બાકી રાજસીતામસી માનવીઓના ત્યાગની બાબતમાં કૈવલ્ય સંબંધ જેવી કશી વાતજ સમજવી ઘટતી નથી.

સંન્યાસ વિષે આમ જે પ્રતિપાદન થયુ છે તે યુક્તજ છે. વિના કર્મફલેચ્છાનો ત્યાગ, વિના સ્વધર્માનુષ્ઠાનથી થતી ચિત્તશુદ્ધિ અને વિના ઉપજેલા આત્મવિજ્ઞાનથી-સર્વકર્મસંન્યાસીપણુ સિદ્ધ થાય ખરૂ કે ? તમારા પોતાના આત્માના કલ્યાણ માટે યાદ રાખવુ ઘટે કે અશ્રદ્ધાથી, દુર્બુદ્ધિથી અને ઈશ્વરાર્પણ બુદ્ધિથી જેઓ કર્મોને કરતા નથી તેઓની ચિત્તશુદ્ધિ કરોડો વર્ષ વીત્યા છતા પણ થતી નથી એ હાલતમાં એમને જ્ઞાન પણ કેમ થાય ? મુક્તિ તો એનીજ થાય કે કામના વિના શ્રદ્ધાભક્તિથી ઈશ્વરપ્રાપ્તિ માટે કર્મો કરતા હોય અને તેપણુ વૈદિકજ કર્મો કરતા હોય. એમનીજ ચિત્તશુદ્ધિ થાય, એમનેજ જ્ઞાન થાય, એમનેજ નૈષ્કર્મ્યસિદ્ધિ પ્રાપ્ત થાય અને એમનેજ મોક્ષપ્રાપ્તિ થાય. આથી એવુ ફલિત થાય છે કે જેને માત્ર મોક્ષનીજ કામના છે એવા ચતુર મનુષ્યે સાત્વિકત્યાગનિષ્ઠાથી સ્વધર્મનું અનુષ્ઠાન કરવું ઘટે

પ્રભુપ્રેમીઓ ! આ પ્રમાણે રાજસતામસત્યાગી માનવીઓના કર્મનો ત્યાગ કેવો હોય એ સમજાવવામા આવ્યુ તેમના કર્મના ત્યાગનો પ્રકાર કેવો હોય

એ પણ સમજાવવામાં આવ્યું. અને એ બધું સમજાવીને જાહેર એવું સ્પષ્ટ કરી દીધું કે 'તેમના કર્મનો ત્યાગ માત્ર આભાસ જેવો હોય છે. એવા પ્રકારના ત્યાગથી કૈવલ્યનું ધ્યેય સિદ્ધ થઈ શકતું નથી; પરન્તુ ઉલટું એમનું કર્મીપણુંજ સિદ્ધ થાય છે.' આટલું સમજાવ્યા પછી સમજાવ્યું કે સાચો ત્યાગ સાત્વિકત્યાગીનો કહેવાય કેમકે એવો ત્યાગ કૈવલ્યને ઉપકારક થાય છે. કૈવલ્ય મુમુક્ષુ પાસેથી અકર્મીપણું માગે છે. એ અકર્મીપણું ત્યારેજ સિદ્ધ થાય કે જો કર્મને ઇશ્વરાર્પણ કર્યું હોય, ફર્મના વિના અને ફલેચ્છા વિના કર્યું હોય. એ હાલતમાં કર્મીને કર્મફળ કેવું મળે છે તે અને અકર્મીને કાંઇ ફળ મળતું નથી તે, જાણવું જરૂરનું છે. જુઓ! પાપકર્મનું ફળ નરકમાં જવાપણામાં યા કીટ પતંગનાં શરીરો મળવામાં, પુણ્યકર્મનું ફળ દેવપણું મળવામાં અને પાપપુણ્યમિશ્રિત કર્મનું ફળ મનુષ્યપણું મળવામાં આવે છે. શ્રુતિ પણ આવુંજ કહે છે. 'पुण्येन पुण्यलोकं नयति'। આમ ત્રણ પ્રકારનું કર્મનું ફળ આવે છે. એક પ્રકાર કર્મફળના ત્યાગીનો, બીજો પ્રકાર કર્મ કરીને કર્મફળનો ત્યાગ નહીં કરનારાઓનો અને ત્રીજો પ્રકાર પ્રમાદ તથા આળસથી કર્મનો ત્યાગ કરનારા તામસરાજસ ગુણી કર્મત્યાગીઓનો જેનું ફળ આ વર્તમાન દેહને અને મૃત્યુ બાદ મળેલા દેહોને ભોગવવાનું થાય છે.

જુઓ, ધ્યાન આપો! તમે બોલવું બંધ કરો અને એ વાણીત્યાગ કરવાની પણ તમારે ક્રિયા કરવી પડે છે. બોલવું એજ ક્રિયા છે એવું નથી. હવે બોલવું બંધ કરવાનું કર્મ એ કર્મ શી રીતે થયું તે સમજાવું? એમ કરવામાં તમારે મોં બંધ કરવું પડ્યું ખરું ને? તો એ મોં બંધ કરવાનું કર્મ થાય કે નહીં? વળી તમારા એ કર્મનું ફળ પણ અવશ્ય મળે છે. દાખલા તરીકે શહેરમાં કે ગામમાં યા લડાઇના મેદાનમાં યઇ તમારે જવાનું થાય; તમારું મોં બંધ છે; રસ્તે પહેરેગીર મળે છે; તે પોતાની ભાષામાં મળેલા અધિકારની રૂએ તમને પૂછે છે કે "Halt! who comes there?" તમે જવાબ આપતા નથી; પહેરેગીરને મળેલી સત્તાની રૂએ તેણે ત્રણ વખત પૂછ્યાં તમે જવાબ ન વાળ્યો અને પરિણામે તેણે તમારા પર બંદૂકમાંથી ગોળી છોડી; તમે ઘાયલ થયા. તો આ તમારા વાણીત્યાગનું ફળ મળ્યું કે નહીં? આમ કર્મફળના ત્યાગીઓના પણ ત્રણ પ્રકારો છે, પરન્તુ સંન્યાસીઓના કોઇ પ્રકારજ નહીં. જ્યાં કર્મજ નહીં ત્યાં ફળ શેનું?

આમછતાં પણ કર્મના ત્યાગનું અને કર્મના ફળના ત્યાગનું ફળ ભલે શારીરિક ભોગો અને જન્મમરણમાં ન આવે પણ ફળ તો આવે છે. રાજસ-તામસ ત્યાગનું ફળ અનિષ્ટ, વાસનાક્ષયથી થયેલા ત્યાગનું ફળ બ્રહ્માનંદાનુભવ અને ફલેચ્છાના ત્યાગનું ફળ ચિત્તશુદ્ધિનું આવે છે. ચિત્તશુદ્ધિથી સ્વરૂપજ્ઞાન અને સ્વસ્વરૂપના જ્ઞાનથી યતિઓનાં અકુશળ કર્મો સંચિત પ્રારબ્ધ અને વર્તમાન સમયના સર્વે જ્ઞાનરૂપ અગ્નિવડે ભસ્મીભૂત થઈ જાય છે. એટલુંજ નહીં પણ કુશલકર્મો, પુણ્યકર્મો પણ બળી જાય છે. વળી નવાં પાપકર્મ તો એ કરેજ શાનો? મતલબકે યતિ અને બ્રહ્મનિષ્ઠનાં સર્વે કર્મો નષ્ટ થાય છે. ફળને આપનાંજ નથી. જે દૃષ્ટિથી સંસારી લોકો ફળપ્રાપ્તિ માને છે તે દૃષ્ટિથી બ્રહ્મવિદ્‌ને તે ફળો મળતાં નથી જેવીરીતે દીવાલ ઉપર એક માનવીનું ચિત્ર દોર્યું છતાં જેવીરીતે માનવી કર્મરૂપ હોવા છતાં આ માનવી ચિત્રમાંનો બોલવું-સાંભળવું-જોવું ઇત્યાદિ કાંઈ ચેષ્ટા કરતો નથી તેમ કર્મ એ બ્રહ્મનિષ્ઠને કશું કરતુંજ નથી. પ્રભુના પ્યારા ભક્તોને પણ કર્મ ઘણું કરીને કશું કરતું નથી. જુઓને કે મયુરધ્વજને ઉકાળેલા તેલે દઝાડ્યો સુદ્ધાં નહીં તો તેનું મોત તો શેનું થાય? બ્રહ્મનિષ્ઠ યતિનું કારણશરીરજ બ્રહ્મવિજ્ઞાનથી બળી ગયેલું હોય છે એટલે કર્મ કરવાની કે ભોગવવાની લાગણીઓ કરનાર કારણશરીરના અભાવે કોણ કર્મ કરે? કોણ ભોગવે? જેને પોતાનાપણું મટી ગયુ છે તેને ફળજ મળવાનુ શેનું? પોતે કર્મજ કરે નહીં તેને ફળ શાનું હોય? આ હાલતમાં અકર્મી એવો વિદ્વાન વિદેહમુક્તિનો અનુભવ કરે છે.

અલબત્ત, અહીં એક **પ્રશ્ન** ઉપસ્થિત થાય છે. 'જો કે વિદ્વાન સંન્યાસીને કર્મ લાગતું નથી, તો પણ સંન્યાસી હોવા છતાં પણ તે દેહધારી તો ખરોને? **ઉત્તર:**-જ્યાં દેહ ત્યાં કર્મ રહેલુંજ હોય છે. દેહમાંજ કર્મનો વાસો છે. દેહમાંથીજ ક્રિયા ઉદ્‌ભવે છે એ જોતાં વિદ્વાન સંન્યાસીનું પણ અકર્મીપણું સંભવતું નથીજ. શિષ્યોને તત્વોપદેશ આપતાં અને તેના હિતાહિતનો ઉપદેશ આપવામાં પુણ્યક્રિયાનો સંભવ હોતો નથી અને ભોજન કરવામાં અણજાણપણામાં કાંદા-લસણ અને અભક્ષ્ય આહારવાળું જમવામાં પાપક્રિયાનો સંભવ હોતો નથી તેમજ હલનચલન કરતાં પ્રાણીને પીડા થવામાંયે પાપક્રિયાનો સંભવ હોતો નથી—આ વાતો તો સાચી છે, પણ એ ક્રિયાઓનું ભલું કે બૂરું લક્ષણવાળું ફળ મળ્યા વિના રહેતુંજ નથી. તોપણ બ્રહ્મવિદ્‌ને તે લાગતું

નથી તેનુ કારણ અનેરું છે. સદાને માટેનું, એક ક્ષણને માટેનું પણ અનુભવ એવુ બ્રહ્મનિષ્ઠાના સંપાદનથી 'હું પરંબ્રહ્મ-વિકારરહિત, ક્રિયારહિત, નિત્ય, કૂટસ્થ, અસંગ, ચિદ્રૂપ છું'-એવુ જ્ઞાન એ બ્રહ્મનિષ્ઠને ક્રિયાવિનાનો બનાવી દેતુ હોવાથી, સ્વાત્માથી બ્રહ્મનો સાક્ષાત્કાર કરેલો હોવાથી, પોતે બ્રહ્મસમાન બનેલો હોવાથી, એના શરીરનો સંઘ-ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, અહંકાર વગેરે-એના સ્વસ્વરૂપને ઢાંકી શકતો નહીં હોવાથી અને એ કારણથી એમની સાથેનો લેશ પણ સંબંધ નહીં રહેલો હોવાથી, પોતે અકર્તા, અભોક્તા, આકાશના સમાન થયેલો હોવાથી પોતાને હરદમ અક્રિય, પરિપૂર્ણ જુએ છે. આવા ઉત્તમ કોટિના જીવ-પરમહંસ અને સર્વથા ત્યાગી-પરિવ્રાજકને એનાથી ભિન્ન એવા શરીર-મન અને ઇન્દ્રિયોથી થયેલા કર્મોનું ભલુબૂરું ફળ લાગેજ નહીં પાપપુણ્યની ક્રિયા તો શરીરથી થાય છે ભોગવે તો શરીર ભોગવે એમા અક્રિય આત્મા શાનો ભોગવે? જેને અવયવજ નથી તે શા વડે ભોગવે? આવો વાર્તાલાપનો આરંભ આપણે કરીએ તે પૂર્વે કર્મની ક્રિયા કરનાર કોણ છે એ જાણવુ બહુ અગત્યનુ છે. આના કરતા પણ શરીર-ઇન્દ્રિયો-મન-બુદ્ધિ-અહંકાર વગેરેને ક્રિયા કરવાને પ્રેરનાર કામના, જે કેવીરીતે માનવીઓને નચાવે છે તે જણાતાં કામનાને ઉત્પન્ન કરનાર ભગવાનની જે માયા છે તેના માહાત્મ્યને જાણવાથી પ્રભુપર અધિક પ્રેમ થાય એટલામાટે માયાથી મોહિત થયેલા માનવીઓના જીવનવૃત્તાંતો કહીશ —

દૃષ્ટાંત:-એક સટ્ટો કરનાર વાણિયો વેપારમા અવળા પાસા પડવાથી બધી મૂડી ગુમાવી બેઠો હતો એનો ધંધો રૂની દલાલી-અને શીયરના આંકફરકના નંબરોનો સટ્ટો કરવાનો હતો સાથે સાથે પબ્લીકમા આગળ પડતો થવા કથાઓ, પ્રવચનો, કિર્તનો ગોઠવી આગળ પડતો ભાગ લેતો હતો એક વખત એમના ગામમા એક કથાવાચક બ્રાહ્મણ રામાયણની કથા કરવા આવી પહોચ્યો. વાણિયાએ ગામના શંકરના મંદિરમાં એની કથા કરવાનું ગોઠવી આપ્યુ કથામા તો તેનુ ચિત્ત લાગતુજ નહીં પણ મોટાભાઇ થવા પૂરતો અને કથાને છેલ્લે દિવસે પુરાણીની મળતરમા કાંઇ કાપ મૂકવાની પેતરણ પૂરતો આવતો અને પુરાણીને કાંઇ સારી આવક થાય તો પોતાને પણ કાંઇ સારૂ મળે તે કારણે લોકોમા તેના વખાણ પણ બહુ કરતો આ ગામમાં ઘણાખરા રાધામાધવને માનનારા હતાં એટલે તે લોકો તો રામની કથામાં રસ ધરાવતા

નહીં અને બાકીનાં બિચારા સામાન્ય માણસો હોઈ પુરાણીને ઝાઝી આવક થતી નહતી

હવે જે દિવસે કથાની પૂર્ણાહુતિ હતી તેના આગલે દિવસે રાત્રે કથા પૂરી થઈ ગયા પછી બીજાબધા શ્રોતાઓ તો પોતપોતાને ઘેર ચાલ્યા ગયેલા, પણ પેલો વાણિયો કાઇક ઉંઘના ઝોકામાં પડેલો તેને બધા ગયાની ખબર પડી નહીં એટલામાં મંદિરની અંદર કાંઈ વાતચીત થતી હોઇ તેના અવાજે તે જાગી ગયો અને બધી વાતચીત સાંભળવા લાગ્યો વાતચીત આમ થતી હતી કે ' કેમ હનુમાનજી ! આ બિચારા વિદ્વાન બ્રાહ્મણની કથા તો કાલે પૂરી થશે તો એને શું અપાવવાનો વિચાર કર્યો છે ?' જવાબમાં " ભગવન્ ! આપણા ઇષ્ટદેવની કથા આ વિપ્રે બહુ સારી રીતે કહી છે અને હું ધારૂં છું કે આપ પણ એના પર પ્રસન્ન થયા છો તો મારો વિચાર તો એવો છે કે એ બિચારાને એક હજાર રૂપિયા મળે તો સારૂં " શંકરે કહ્યું "હનુમાન ! બહુ સારૂં તમારો વિચાર ઉત્તમ છે કાલે તેને એક હજાર રૂપિયા તો અપાવજોજ " વાતચીત બંધ થઈ

પેલા વાણિયાએ આ બધું સાંભળ્યું અને મનમાં કાંઇક વિચાર કરતો હર્ષથી ભરેલો ત્યાંથી સીધો પુરાણીના મુકામ પર ગયો અને તેમને ઉઠાડી ખાનગીમાં પૂછવા માંડ્યું " કેમ દેવ ! ઉંઘી ગયા કે ? બોલો ! તમે મનમાં કાંઇક વિચાર કર્યો કે નહીં ? કાલે તમને પૂર્ણાહુતિમાં કેટલી આવક થશે તે કાંઈ અનુમાન કરી શકો છો ? " બ્રાહ્મણે જવાબ દીધો " ભાઈ ! આટલા માટે મને ઉઠાડ્યો ? તમે કાંઈ વધુ ધારતા હશો પણ મેં તો નક્કી ધારીજ રાખ્યું છે કે વધારેમાં વધારે પચાસ રૂપિયાથી વધુ કંઈ મળવાનું નથી મને રોજની આવક ઉપરથી અને આ ગામના લોકોની સ્થિતિ ઉપરથી પણ અડસટ્ટો આમ તેજ લાગે છે " વણિક બોલ્યો " મહારાજ ! તમારી ધારણા ખોટી પડશે ખોટી પણ મહારાજ ! બોલો ! જો તમોને એક હજાર રૂપિયા મળે તો એમાંથી અરધા મને આપશો ? " બ્રાહ્મણ બોલ્યો ' મહાજન ! ભાઈ ! તમારા મોંમાં સાકર જાઓ ! એક હજાર મળશે તો અરધા એટલે પાંચસો તમારા અને પાંચસો મારા " વાણિયો તો ખુશ થઈ ગયો " તરતજ આવું છું કરી ઘેર જઈ પાંચસો રૂપિયાની વ્યવસ્થા કરી ખીસામાં લઈ સાથે એક રૂપિયાની ટિકિટ વાળો દસ્તાવેજનો કાગળ લઇ બ્રાહ્મણની પાસે જઈ

પહોંચ્યો "હવે મહારાજ! આ તમારા ભાગના પાંચસો રૂપિયા અત્યારેજ ગણી લ્યો! અને આવતી કાલે તમારી પોથી ઉપર જેટલું આવી પડે તે બધું તમારે મને આપી દેવું એવું આ કાગળ ઉપર લખાણ લખી આપો અને આ રૂપિયા મળ્યાની રસીદ પણ લખી આપો કે જેથી કાલે કાંઈ ભાંજગડ પડે નહીં" બ્રાહ્મણે બધું કબુલ કર્યું, દસ્તાવેજ પણ લખી આપ્યો અને તેમાં બીજા દિવસની બધી આવક આપી દેવાનું લખ્યું અને સાથે પાંચસો પૈસા મળ્યાની રસીદ પણ લખી આપી વણિયો ખુશખુશ થઈ ગયો અને" જુઓ મહારાજ! હવે કાલે કાંઈ ફરી-ખરી જતા નહીં અને ખોટી ભાંજગડ ઉભી કરશો નહીં પોથી પર જે કાંઈ કથાનો ચઢાવો શ્રોતાઓ તરફથી થઈ મૂકાય તે બધું તમારે મને આપી દેવું પડશે તેના ઉપર તમારો કશો અધિકાર નહીં હોકે! બ્રાહ્મણ બોલ્યો 'ભાઈ! આટલી બધી અધીરાઈ શામાટે કરો છો? દસ્તાવેજ થઈ ગયા પછી ફરાયજ કેમ? અરે બ્રાહ્મણ તો મ્હોંડેથી બોલેલું પણ ફેરવતો નથી તો આ તો દસ્તાવેજી લખાણ થયું છે એટલું હું કાંઈ સમજતો નથી? વાણિયો એકના બે મળશે એવા વિચારો કરતો મલમતો મનકાતો ઘેર ગયો.

બીજે દિવસે કથાની પૂર્ણાહુતિ હતી સમય થવાની અગાઉથી પેલો વણિયો તથા પુરાણી મંદિરમાં આવી પહોંચ્યા હતા યથાસમયે શ્રોતાજનો પણ આવ્યા અને કથા શરૂ થઈ અચ્યુત કેશવમ્ બોલાઈ આરતી ઉતરી ગઈ અને કથા પૂર્ણ થઈ શ્રોતાજનોએ ચઢાવો કરી અને મહારાજનો યોગ્ય સન્માન કરી પોતાની શક્તિ અનુસાર ફળ-અનાજ-દ્રવ્ય મૂકવા માંડ્યું સત્કાર પૂરો થતાં બધા શ્રોતાઓ મહારાજને પગે લાગી ભગવાન શંકરને અને દેવને પ્રણામ કરી ઘંટ વગાડતા વગાડતા ધીમેધીમે ઘેર જવા લાગ્યા અને થોડીવાર પછી પુરાણી બુવા અને પેલો વણિકમહાજનજ ત્યાં રહ્યા વણિકના પગ તો ઢીલા થઈજ ગયા હતા પુરાણીએ કહ્યું ભાઈ! જુઓ! આ મેં કદાને હાથ પણ અડકાડ્યો નથી આ બધાં ફળ અનાજ-નાણું બધું તમે લઈ લ્યો! આમ કહી પુરાણી તો પોથી બાંધી ત્યાંથી દેવોને નમસ્કાર કરી ચાલ્યા ગયા વણિયાએ પછી ગણી જોયા તો રોકડ લગભગ પચ્ચીસેક રૂપિયા થયા એટલે પોતે રોષે ભરાઈ એકદમ ઊઠ્યો અને હનુમાનના મંદિર આગળ જઈ દુષ્ટ દેવા! તમે પણ જૂઠું બોલવા લાગ્યા? કહી પગ ઉપાડી હનુમાનની મૂર્તિને

લાત મારી તરતજ તેના જોનારા આ શું કે પોતાનો પગ અખતરીતે ખેંચાવા લાગ્યો છે અને એવો દબાવા લાગ્યો કે વાણિયાને તમ્મર આવી ગયા તેને અસહ્ય દુઃખ થવા માંડયું પોતે બૂમેબૂમ મારવા લાગ્યો અને છેવટે હનુમાનજીની માફી માગવા લાગ્યો પોતે કરેલી ભૂલ બદલ હવે પસ્તાવા લાગ્યો તરતજ મંદિરમાંથી વાણી સંભળાઈ કે 'અરયા હે મૂર્ખ માનવી! જો તું પેલા પુરાણીને હમણાજ જઈને બીજા પાચસો રૂપિયા આપે એવું વચન આપે તેજ હવે તારો અહીંથી છૂટવાનો આરો સમજ, નહીંતો અહીંજ મરી જશે" વાણિયો બોલ્યો "અરે બાપજી! હું જરૂર પાચસો રૂપિયા આપી આવીશ પણ બાપનીયા! હવે મને જીવતો છોડો!' હનુમાનજી બોલ્યા 'એમ નહીં! તે બ્રાહ્મણને અહીં બોલાવી લાવ અને અહીંજ રૂપિયા ગણી આપ!" કહી તેને છૂટો કર્યો વાણિયાએ બીજા પાચસોની વ્યવસ્થા કરી ખીસ્સામાં લીધાં અને બ્રાહ્મણને બધી વાત કહી સાથે લીધો અને બેઉ જણા શિવાલયમાં આવ્યા વાણિયાએ પાચસો રૂપિયા કાઢી હનુમાનજીને નિવેદિત કર્યાં એટલે હનુમાનજીએ મહાદેવજીને કહ્યું 'ભગવન! આ વાણિયાએ આ બ્રાહ્મણને ગઈરાત્રેજ પાચસો રૂપિયા આપેલા છે અને આ બીજા પાચસો આપે છે એટલે આપની ઇચ્છા પ્રમાણે અને આજ્ઞા મુજબ આ બ્રાહ્મણને એ હજાર રૂપિયા મળી જાય છે મંદિરમાંથી અવાજ આવ્યો કે હનુમાન! તમને ધન્યવાદ છે હે વિપ્ર! ભગવાન રામચંદ્રજી ઉપરનો તારો અલૌકિક પ્રેમ જોઈ હું તારા ઉપર પ્રસન્ન થયો છું સદાયે કળિયુગના જીવોને ભક્તિમાર્ગ પર ચઢાવવાની તારી આ સેવા ચાલુ રહેશે તો હું તારા ઉપર વિશેષ પ્રસન્ન થઈશ હવે તું તારે ઘેર જા!' પેલા વાણિયાને ભગવાને કહ્યું હે વણિક! તેં ઘણા ધર્માદામાં ગોટાળો કરીને બહુ રૂપિયા ઉચાપત કર્યા છે તેમાથી આ રકમ સત્કર્મમાં વપરાઈ છે હવે બાકીનાં નાણાનો પુણ્યદાનમાં ઉપયોગ કરીશ તો તારાં પાપ ધોવાશે અને હવે જો નવા પાપ નહીં કરે તો તું મોટો વેપારી થઈશ હવે તું પણ ઘેર જા!'

બ્રાહ્મણ ભગવાનની કૃપાને મનમાં વખાણતો અને વણિયો અજાયબરીતે બદલાઇ ગયેલો ગંભીર, પૂર્ણશ્રદ્ધાળુ અને ધર્મની ભાવનાને સેવતો–એમ બેઉ જણા પોતપોતાને ઘેર ગયા રામાયણની કથાના શ્રવણના પ્રતાપથીજ વાણિયો બદલાયો અને પૂર્ણભાવથી કથાના વાચનથી પેલો બ્રાહ્મણ બદલાઇને બ્રહ્મનિષ્ઠ થયો

દૃષ્ટાંત–એક બ્રાહ્મણ–અવિદ્વાન, આળસુ અને નિત્યનૈમિત્તિક કર્મ કરવામા પ્રમાદી હતો ચારે વર્ણમા પ્રમુખ અને ગુરૂ એવા આ બ્રાહ્મણનું આચરણ ગામના લોકોને ઠીક ન લાગ્યુ તેનો તિરસ્કાર કરવા લાગ્યા સ્નાન સધ્યા કર્યા વિના ભિક્ષા લેવા જાય તો ગામની સ્ત્રીઓએ તેને ભિક્ષા ન આપવી એવો એમ્સપે ગામલોકોએ નિશ્ચય કર્યો

પ્રભુપ્રેમીઓ! પ્રભુની માયાના બળે કરીને પેલો બ્રાહ્મણ તો પોતાનુ સ્વકર્મ ભૂલ્યોજ, પણ ગામના લોકોએ 'ભૂન્ડા સામે ભૂન્ડા' થવાની રીતે વર્તી મહા–દાન–તપમાનુ દાન કર્મ ભૂલ્યાં–એ ગૃહસ્થે ન ભૂલવુ જોઈએ બ્રાહ્મણને સુધારવાનો આ આડકતરો રસ્તો હતો અને તે આચરી ગામલોકોએ બ્રાહ્મણ સામે પ્રતિયોગ આદર્યો હતો પણ બ્રાહ્મણ હઠાગ્રહી હતો એના ઇષ્ટદેવ તરીકે એ શકરને માનતો અને શકર પણ ક્યા સ્નાનસધ્યા કરે છે (અર્થાત્ નથી કરતા) આવુ મનમા ધારી ભૂખે મરતો હતો અને ઘરમાં બધાને ભૂખે મારતો હતો છતાં પોતાની ટેવ ભૂલ્યો નહીં તે નહીંજ છેવટે ગયો જગલમા અને વાસ કર્યો મહાદેવના મદિરમા, રોજ ઉપવાસ કરતો પડી રહેતો અને આમ આઠ દિવસ વહી ગયા મરવાનોજ નિશ્ચય કરી આમ ભૂખ્યો પડી રહેતો હતો ત્યા ભગવાન શકરને દયા આવી અને દર્શન આપી કહેવા લાગ્યા 'હે બ્રાહ્મણ! આમ આત્મહત્યા કરવાને શામાટે પ્રયત્ન કરે છે? લે! આ શિવલીગ લઈ તારે ઘેર જા અને એનુ રોજ ષોડશોપચાર વિધિથી પૂજન કરી તુ જે માગશે તે તને પ્રાપ્ત થશે' આ પ્રમાણે હાથમા લીનારગનું નીલમમણિનુ શિવલીગ આપી ભગવાન ત્યાંથી અતર્ધાન થયા

પેલો બ્રાહ્મણ કે જેને સ્નાનસધ્યા સાથેજ દુશ્મનાવટ હતી ત્યા ષોડશોપચારપૂજનવિધિ એને કેમ કરી ગમે? નિરાશ થઈ લથડતે પગે ઘેર આવી સ્ત્રીને પેલુ શિવલીંગ આપી બોલ્યો 'લે આ શિવલીંગ એનુ રોજ પૂજન કરવાનુ છે આપણાથી કાંઈ થવાનુ નથી તારે કરવુ હોય તો કરજે' આમ કહી ઘરમાં બેઠો પણ નહીં અને બહારગામ ભટકવા ચાલી નીકળ્યો બિચારી સ્ત્રી શુ ખાએ? શો જવાબ આપે? ધણીના ગયા પછી ગામલોકોએ દયા લાવી એ બધાનું પોષણ તો કરવુજ માંડ્યુ હતું ત્યા વળીપાછુ ભૂખે મરવાના સાધનને (પોતાના પતિને) ઘરમા ઘાલીને શુ કરે? કદાચ ભૂખે મરવનો પ્રસગ પાછો આવી પડે તો?

આમ પતિના ચાલ્યા ગયા પછી તેના કહેવા પ્રમાણે બ્રાહ્મણીએ પોતાના મોટા પુત્રને સમજાવી સ્નાન કરાવ્યુ અને પોતે એક કર્મકાંડી વિદ્વાન બ્રાહ્મણની પુત્રી હોઈ બાળ ને બધો પૂજનવિધિ પણ બતાવી શિવલીંગનુ પૂજન કરાવ્યુ પૂજન પછી પ્રાર્થના વખતે પેલો બાળક જે કાંઇ માગે તે એને મળવા માડ્યુ અને આમ થોડા દિવસમા બ્રાહ્મણના કુટુંબની દશા પલટાઇ ગઇ દરેક ભાઇને માટે જુદાજુદા રાચરચીલાથી ભરપૂર ઘર મેળવી લીધા અને આમ બધાની સૂરત ફેરવાઈ ગઈ પરિણામે બ્રાહ્મણીએ બધા પુત્રોને પરણાવ્યા અને તેમને ઘેર પણ પુત્રો થવાથી તેણી પૌત્રોને ખોળામા રમાડવા લાગી અને આમ મહાન વૈભવશાળી બની રહી આ બવા સાથે એક બીજો પણ ચમત્કાર થયો પેલો બ્રાહ્મણબાળક પ્રાર્થનતિ જે કાંઈ માગે તે તેને તો મળીજ રહે પણ તેનાથી બમણુ ગામના બધા લોકોને પણ મળે અને આમ આખુ ગામ મહાન વૈભવવાળા મકાનો અને હવેલીઓથી સમૃદ્ધ થઇ મોટા શહેરમા ફેરવાઈ ગયુ બધા સુખી થયા

પ્રભુપ્રેમીઓ ! માનાનુ ચક્ર સદૈવ ફર્યાજ કરે છે અને તેમા જેમ તડકા પછી છાયડો આવે તેમ સુખની પાછળ દુખ અને દુખની પાછળ સુખ એમ સદાય ફેરફાર થાયજ છે, તેમ જે કામનાએ ગામના વાસીઓને દાનકર્મ ભૂલાવી રાજસગુણના કારણે પારસ્પર બળ વપરાવ્યુ હતુ અને જે કામનાએ ગામની સ્ત્રીઓને બ્રાહ્મણ સામે પ્રતિયોગ ઉભો કરાવ્યો હતો તેમજ જે કામનાએ બ્રાહ્મણના નિત્યનૈમિત્તિક કર્મોનો ત્યાગ કરાવ્યો હતો–તે બધાને પોતાના રાજસ. તામસગુણોથી થયેની હિસાનુ ફળ ભોગવવાનો મળ આવી પહોચ્યો અને આમ સ્વપ્નસમા સુખનો અત આવી પહોચ્યો

ઘરના એ બની કે પેલો ગામ ત્યજી ચાલ્યો ગયેલો બ્રાહ્મણ ઘણા વર્ષો સુધી બહાર ભટકી રખડતો રખડતો પાછો પોતાનુ ઘર શોધતો શોધતો આવી પહોચ્યો સાચા વૈરાગ્ય વિના અને વિદ્વત્તા વિના કે સાચા હૃદયની મોક્ષેચ્છા વિના ઘર અને કુટુમ્બનો સન્યાસ કાયમને માટે કેવીરીતે નભી શકે ? અરે એને ત્યાગ પણ કેમ કહેવાય ? ચિત્ત તો એનુ સસારમા ભટક્તુ હતુ ગામના પાદર–સુધી તો આવ્યો પણ ગામની સૂરત તો બદલાઇ જઇ શહેર બન્યુ હતુ એટલે બ્રાહ્મણને વિચારોની પરપરા આવવા લાગી શુ આ મારુ

ગામ નહીં હોય ? શું હું મારૂં જન્મસ્થાનજ ભૂલી ગયો ? શું મને કોઇ સ્વપ્નું તો નથી આવ્યું ? અરે, અહીં તો બધે ઝૂંપડાંજ હતાં ત્યાં આ બધી હવેલીઓ શી રીતે થઇ ગઇ ? કોઇ ભિખારી પણ દેખાતો નથી" એટલામાં થોડાં બાળકો રમતાંરમતાં ત્યાં આવી પહોંચ્યાં તેમને ગામનું નામ ઇત્યાદિ પૂછી ખાત્રી કરી અને પછી ગામમાં પેઠો જાણે અમદાવાદની પાસેના મણીનગરસમું આખું ગામ બદલાયલું હતું પણ પોતાના ઘરનો રસ્તો તો તેનો તેજ હતો ત્યાગીને ગયેલો છતાં પણ ચિંતન તો તે ઘરનુંજ હતું એટલે દિશા, રસ્તો, ગલી કેમ ભૂલી જવાય ? પોતાના અસલ ઘરની જગ્યાએ આવ્યો તો ખરો, પણ સુદામાના જેવી સ્થિતિ થઇ ગઇ ઝૂંપડું છોડી ગયેલો ત્યાં હવેલી ઉભેલી જોઈ આશ્ચર્યચકિત થતો ઉભો રહ્યો એટલામાં મકાનમાંથી પેલી બ્રાહ્મણીએ પોતાના પતિને જોઇને ઓળખી કાઢ્યો સુખવૈભવથી શરીર સુંદર બન્યું હતું અને સુંદર વસ્ત્રાલંકારોમાં સજ્જ થયેલી તેણી તરતજ પૌત્રને લઇ બહાર આવી કહેવા લાગી "સ્વામીનાથ ! આવો આ આપણુંજ ઘર છે તમારા ગયા પછી ભગવાન શંકરની કૃપાથી આ બધું બદલાઇ ગયું છે પધારો ! તમને બધું નવુંનવું લાગતું હશે પણ એ બધું આપણુંજ છે" આમ કહી બ્રાહ્મણને ઘરમાં આવવા કહ્યું પણ લાંબા કાળના તામસ ગુણના આશ્રયે કરીને બ્રાહ્મણને તો બધું ઉંધુંજ લાગવા માંડ્યું તેને ક્રોધ, ઈર્ષા આદિ રિપુઓએ જીતેલો હોઇ ફૂંફાડા મારતા સર્પની માફક તે પૂછવા લાગ્યો કે "રાંડ ! આ કોનું ઘર માંડ્યું છે ? આ બાળક કોનાથી થયું ? તું શું મને બનાવે છે ?" આ પ્રમાણે ધૂંવાંપૂંવાં થતો બોલ્યો જતો હતો, પણ બ્રાહ્મણી શાંતચિત્તે સાંભળી, પોતાના પતિના સ્વભાવને જાણતી હોઇ, બહુ નમ્રતાથી કહેવા લાગી "સ્વામીનાથ ! જરા ધીરા તો પડો ! જરા મારૂં કહેવું તો સાંભળો ! તમે ધારો છો તેવું કાંઇ નથી તમારા ગયા પછી તમારા મોટા દીકરાએ તમે આપેલા શિવલીંગનું પૂજન કર્યું અને ભગવાન શંકરની કૃપાથી આ બધું આપણને મળ્યું છે વળી આ બાળક તો તમારા મોટા દીકરાને દીકરો થાય છે માટે હવે અંદર આવી અમને બધાને આનંદ આપો !"

બ્રાહ્મણે પોતાના મોટા દીકરાને જોઇ ઓળખ્યો એટલે અંદર હીંચકા પર જઈ બેઠો પણ પછી તો એને પોતાનું પહેલું જીવન યાદ આવવા માંડ્યું અને તેની ઈર્ષાની આગ વધુ ભભૂકી ઉઠી હજી એનો રોગ પૂરેપૂરો ગયો

ન હતો તેથી ફરીને વધુ ખાત્રી માટે પૂછવા લાગ્યો "જો! હું તને ઓળખું છું. સાચું કહે! આ બધા વૈભવનું કારણ ભગવાનની દયાનું છે કે કોઇએ આપેલું છે. હજી પણ સાચું કહે, નહીંતો મારા જેવો કોઈ ભૂંડો નથી." નારી બોલી "અરે સ્વામીનાથ! તમે આ શું આવું ખોટું આળ ચઢાવો છો? મેં જે તેમને કહ્યું છે તે બધું સાચુંજ છે. આ આપણું ઘર તો શું પણ આપણું આખું ગામ ભગવાનની દયાથીજ સમૃદ્ધિવાળું અને વૈભવવાળું થયું છે. આપણે તો જે માગીએ તે મળેજ છે, પણ આ ગામના લોકોને આપણાથી બમણું મળે છે." બ્રાહ્મણને વિશ્વાસ બેઠો પરન્તુ એની ઇર્ષાની જ્વાળાઓ શાંત પડી નહતી; એને તો ગામના લોકોએ ભૂખે માર્યો હતો તેનું વેર લેવું હતું.

બીજે દિવસે સવારના ઉઠીને સ્ત્રીને અને છોકરાને કહેવા લાગ્યો "ચાલો! આજે તો હવે હુજ શિવલીંગનું પૂજન કરીશ." આમ પૂજન કર્યા પછી ભગવાન પાસે માંગવા બેઠો કે "ભગવન! હું તો બ્રાહ્મણ કહેવાઉં. મારે આ બધાં ભોગવૈભવ શે જોઇએ? માટે હું પહેલાં જે સ્થિતિમાં હતો તેવો અને મારૂં જેવું ઝૂંપડું હતું તેજ મારે જોઇએ છે તો મારી આશા પૂરી કરો!" બીજે દિવસે તેના માંગવા પ્રમાણે થઈ ગયું. સાથેસાથે ગામ પણ અસલના જેવુંજ થઇ ગયું. હવેલીઓની જગ્યાએ નાનાંનાનાં છાપરાં થઇ ગયાં. લોકોનું રાચરચીલું, વૈભવ, સાહ્યબી-બધું અદ્રશ્ય થઇ ગયું. બીજે દિવસે બ્રાહ્મણે માગ્યું કે "ભગવન! બ્રાહ્મણો તો 'भवति भिक्षान्न देहि' કરે તેજ સારા, માટે હું અસલના જેવો નિર્ધન થઈ જાઉં તેમ કરો!" અને તે પછી તરતજ એનું તો બધું ગયુંજ પણ ગામના લોકોને પાઇપાઇની નાણાખેંચ થઇ ગઇ. આ ફેરફારે ગામના લોકોના મનમાં ભારે અજાયબી અને કુતૂહલ પેદા કર્યું. નાણાંની તંગીથી એમણે અવકૃપા માની લીધી યાને ઇશ્વરીકોપ સમજાયો. દુર્દશા ખૂંચવા લાગી પણ કારણ કોઇને જડ્યું નહી. ત્રીજે દિવસે પૂજા કરીને એણે માંગ્યું કે "હે ભગવાન! મારે બ્રાહ્મણને છૂટથી પાણી તો જોઇએજ અને રોજે આઘેથી પાણી લાવતાં સંકટ પડે છે, માટે મારા આગણામાં એક ઉંડો અને કાંઠાસુધી પાણીવાળો, હાથે પાણી લઈ શકાય તેવો કૂવો આપો!" સવારમાં તેમજ થયું. બ્રાહ્મણી તો ઘરના આગણામાં કૂવો જોઈ પાણી ભરવા જવાનો ત્રાસ મટ્યાથી ખુશ થઇ પણ ગામના લોકો તો આવા રોજના ચમત્કારોથી ચમકીજ ઉઠ્યાં. દરેકના આંગણામાં બબ્બે કૂવા

થયા હતા જો કે બ્રાહ્મણના ઘરના માણસોને અતિસુખમાંથી સાધારણ સુખ જરા કઠતુ તો હતુંજ પણ તે અગાઉથી આવુ અને એનાથીયે વધુભારે દુખ સહેવાથી ટેવાયેલા હોઇ તેમને જીવન ઉપર અણગમો કે કંટાળો ન આવ્યો

હવે કોઇના ખ્યાલમા ન આવે એવી ઘટના બનવી બાકી રહી હતી ચોથે દિવસે પૂજન કરીને બ્રાહ્મણે માગ્યુ કે "ભગવાન ! મારી બે આંખોમા ઇર્ષા ભરાઇ છે, માટે હું એક આંખે જોઉ અને બીજી આંખે કાણો થાઉ એમ કરો !" બીજી સવારે માગ્યા પ્રમાણે મળી ગયુ પોતે બહુ ખુશ થયો અને ભગવાન શકરને ધન્ય ધન્ય કહેવા લાગ્યો એને તો ખાત્રીજ હતી કે ગામના લોકો બેઉ આંખે આંધળા થશે અને આમ થયુ પણ ખરૂ, પણ વધારામા ગભરાયલા લોકો જેવા ઘરની બહાર નીકળવા જતા કે પડતા તરતજ પેલા પાતાળ કૂવામા અને આમાં અસખ્ય લોક કૂવામા ગેબ થઇ ગયુ બાકી રહેલાઓએ આ કેર થતો સાભળ્યો અને જયા બેઠા હતા ત્યાજ માથે હાથ દઇ પોક મૂકી રડવા લાગ્યા તેઓ પણ આંધળા થયેલા હોવાથી કુવામા પડવાની બીકથી જ્યા બેઠા હતા ત્યાજ બેસી રહ્યા હવનચતન બધ થયુ, ત્રાહિપિશાબ પણ ત્યાજ કરવા લાગ્યા અને કોણ રાંધે અને કોણ ખાય એવી દુર્દશામા હાયવરાળના પોકારો કર્યા કરતા હતા બ્રાહ્મણી અને છોકરાઓએ બ્રાહ્મણને પાછુ બધુ સીધુ કરી લેવા અને ગયેલુ બધુ પાછુ માંગી લેવા શિવલીંગની પૂજા કરી માગવા બ્હુએ આજીજી કરી પણ તે તો કોઇનુ કહ્યુ માનેજ નહીં અને જે કોઇ કૂવામા પડે અને તેનો ધબકારો સાભળે ત્યારે 'હાશ' કહી કાખનીઓ કૂટી રાજી થાય

આમ દુખો પડતા ગામના લોકો 'હાય-હાય, વોય-વોય' કરે પણ ભગવાનને શરણે જવાનુ કોઇને સૂઝે નહીં ત્રીસની હદ આવી ગઇ ભગવાનનુ વરદાન મિથ્યા થાયજ કેમ ? જેટલાં જ્ઞાનમાની અને બીજાને બોધ આપવામા ડાહ્યા પણ પોતે જ્ઞાનને આચરણમા મૂકે નહીં એવા બધા ગયાં કૂવાને તળીએ અને આષાઢ મહિનાની એક મેઘલી રાત્રિએ ઓચિંતી વિજળી ટૂટી પડવાથી પેલો બ્રાહ્મણ પણ કમોતે મૂઓ ત્યાર બાદ જેટલા બચ્યા હતા તે બધાનુ પેલા બ્રાહ્મણના પુત્રે શિવલીંગની પૂજાદ્વારા પાછુ મેળવી આપ્યુ અને આખુયે ગામ આમ પાછુ રળિયામણુ બની ગયુ અસ્તુ

"પ્રભુપ્રેમીઓ! આ દૃષ્ટાંત તમને એટલા માટે કહેવામા આવ્યુ છે કે તમને ભગવાનની માયાનુ ભાન થાય અને, સને ૧૯૪૭-૪૮ની દુનિયાની જનતાના ગુણોનુ ભાન થાય અને આ અધ્યાયના ત્યાગ અને સંન્યાસની તમને બરાબર સમજ પડે, ઉપરોક્ત દૃષ્ટાંતમા જણાવેલા ગામના લોકો 'યજ્ઞ-દાન-તપ' આચરતા હતા પણ તે તેમનુ કર્મ સમજપૂર્વકનુ નહતુ 'અમે ગૃહસ્થ છીએ માટે અમારે યજ્ઞ-દાન-તપ કરવાજ જોઇએ, બાકી ભજન કર્યાથી શુ થાય? પુરૂષાર્થ કર્યા વિના શુ ભગવાન મોમા મૂકી જાય? ભગવાન બગવાન તો કોઈ ચીજ નહીં. બ્રાહ્મણોએ ભગવાનનું ભૂત ઠોકી બેસાડયુ છે આપણુ ચિત્ત જેમ દોરાય, તેમ કરવુ, ભીખ માગવી તેના કરતા ધધો કરવો, હુન્નરઉદ્યોગ-વેપાર કરવા, મહેનત કર્યા વગર દહાડો નહીં વળે' આવુ મતવ્ય ગામલોકોમા ઠસી ગયેલુ હતું. કોઇના દિલમા આવતુજ નહતુ કે-કામના વિહીન થવુ, ફળેચ્છા વિના કર્મ કરવુ અને અન્નદાન તો અવશ્ય કરવુજ પણ સાથે ગીતાનો પાઠ કરવો ઇત્યાદિ

રોજિંદા, પાપની માફી માગ્યા વિના, સદ્‌બુદ્ધિની રોજ પ્રાર્થના કર્યા વિના શુ માનવી પર ભગવાનની પ્રસન્નતા ઉતરે? ભૂખ્યાને અન્ન, નાગાને વસ્ત્ર અને બ્રાહ્મણોને દ્રવ્યદાન આપ્યા વિના ભગવાન ગૃહસ્થનો આશ્રમ સુખેથી ભોગવવા દેવા પ્રસન્ન હોય ખરા? કામનાને અધિક ઉત્તેજિત કરનારા આધુનિક નિશાળો અને કૉલેજોના ભણતરો ભણનારાઓનાં ચરિત્રોથી ભગવાન પ્રસન્ન થાય ખરોકે? અસલના વખતની ધાયણો, ભરવાડો કે કાછીયાઓ જે હીસાબો આગળીના વેઢે ગણી કહેતા તેજ હિસાબો આજના બી. કૉમ. થયેલાઓ કાગળોના કાગળો બગાડયા પછી પણ કરી શકતા નથીજ ચિત્તપ્રસન્ન કરવાની અને અંતકરણ શુદ્ધ કરવાની વિદ્યા ગામડાના અભણ ખેડૂત ભગતો જે જાણે છે અને જાણતા હતા તેવી વિદ્યા એમ. એ. કે બી. એ. થયેલાઓથી તેટલીજ વધુનેવધુ દૂર છે. અત્યારની નિશાળના માસ્તરો અને કૉલેજના પ્રિન્સીપાલો કરતા અલર્કને માતા મદાલસાએ અને લક્ષ્મણને માતા સુમિત્રાએ જે ઉપદેશ આપ્યો હતો તે હજારોગણો ઉત્તમ અને આત્મોન્નતિ સાધનારો હતો અત્યારના ધનાઢ્ય જે દાન કરે છે તેના કરતા ચારસો વર્ષ પહેલાના સાંસારિક ભક્તો વધુ દાનેશ્વરી હતા, તેમજ તેમના યજ્ઞકાર્યો પણ બહુ દાનવાળા હતાં ટૂંકાણમા તમે તમારો પ્રાચીન કાળ ભૂલી ગયા છો તમામ ઋષિમુનિઓ અને

તમારા પૂર્વજોનાં કાર્યો પ્રત્યે તમે આંખ આડા કાન કર્યા છે અત્યારે તો તમે તદ્દન હલકી વિચાર શ્રેણીમાં ઉતરી પડ્યા છો દાખલા તરીકે તમારે ઘેર જો કોઇએક ભૂખ્યુ માનવી આવી ચઢ્યુ તો 'મને ભૂખ લાગી છે, કાંઇ ખાવાને આપો!' આટલુ સાભળતા તો તમારા મગજમા ક્રોધનો પારો એકદમ ઉંચે ચઢી જાય છે અને 'ચાલ! ચા યો જા અહીંથી કામધંધો નોકરી કરવી નથી અને હરામનુ ખાવા નીકળી પડ્યા હરામખોર ઈના!' આમ બોલનારાઓને હુ પૂછુ છુ કે 'તમને આમ બોલવામા લાજ નથી આવતી? કામ-ધંધો-નોકરી મળે ત્યાસુધી શુ પેલા માગનારે ઉપવાસ જ કરવો? આ પ્રમાણે તેણે કેટલા ઉપવાસ કરવા? મેટ્રીક થયેલા એક યુવકને આજે ૭ ૭ મહિના સુધી આજીવિકાના સાધન નથી મળતા તો તમારા દેશના તમારા અભણ બંધુને આજીવિકા ન મળે તેમા દોષ કોનો? નોકરીધંધા કરવાનુ કહેનારા તમે તો આટલુ કહી ચાલમલીદા ઉડાવો છો જ્યારે તેને નોકરીધંધો શોધી આપવામાયે તમારે મદદ કરવી નથી નોકરીધંધો નથી મળતાં ત્યાસુધી તમારાથી તેને એક ટકનુ ભોજન પણ અપાતું નથી વાહ! તમારી બુદ્ધિ અને વાહ! તમારૂ "જ્ઞાન જેવી! જનતા તેવા તેના નેતાઓ પણ થાય છે પરિણામે જુદાજુદા મત જુદાજુદા મંડળો અને જુદાજુદા નેતાઓ દરેકને અનુયાયીઓ મળ્યાજ કરે છે માયાની બલિહારી છે

કોઈ નેતા કહે કે 'વિધવા વિવાહ કરો' એટલે વ ડેલા અને વડેલીઓના ટોળાને જાણે ભગવાનેજ આદેશ કર્યો. અમેરિકા અને ઇંગ્લાંડની ફંકફ ન ગમતો કે ન ગમતી એવા ધણીધણીયાણીએ છૂટાછે. લેવા' કોઈ નેતાની આવી વાતો સાંભળીને કાળા કૂબડી કન્યી, ભોળીભલી ભાડી ગામડીયણ એવી બૈરીને લઈ પડેનાઓ એક ઉપર બીજી અને બીજી ઉપર ત્રીજી અને ચોથી કરવાનુ જાણે ભગવાને કહ્યુ એમ માને 'ઘરડા બેવકૂફ છે સાડી બુદ્ધિ નાઠી તમને જે વસ્તુ સત્ય લાગતી હોય અને તમરા માબાપ તમારા તે કામમાં આડે આવતા હોય તે તેમનો ત્યાગ કરો તમારા માબાપને ફરજ જેવુ કશુ જ્ઞાન નથી' વગેરે બોલનાર નેતા અને શિક્ષણદાતાઓની વાણી જાણે ભગવાન બોલ્યા હોય એમ માની યુવાનો અને બાળકો બેશિસ્ત બની જાય છે કોઇ નેતાએ કહ્યુ કે 'રશિયાનું બૉલ્શેવીઝમ સારૂ છે અને તે હિંદમા દાખલ કરવુ જોઇએ એટલે હરામનુ ખાનારા, ધનિકોને ગાળો દેનારા ડર બનાવી

તેમની પાસેથી પૈસા કઢાવનારા, આગગાડી–પૂલો–જાહેર બાંધકામો ભાંગનારા ઉચ્છૃંખલ માનવીઓને જાણે ભગવાન બોલ્યા એમ લાગે છે. ખરેખર ! યજ્ઞો કરનારા કે કરાવનારો કોઇ નેતાજ નહીં; દાન કરનાર કરાવનાર કોઈ નેતાજ નહીં; વેદ–વેદાન્ત–ગીતાશાસ્ત્ર પઠનપાઠન કરનારકરાવનાર કોઇ નેતાજ નહીં —તો પછી અનુયાયીઓ તેવા હોય ક્યાંથી ?-માત્ર પેલી દૃષ્ટાંતમાંના ગામલોકો જેવા અને પેલા કાણીયા બ્રાહ્મણના જેવા ઇર્ષાળુ અને લોકોનું ભગાડનાર દેવની પૂજા કરનારા જેવા જ્યાં હોય ત્યાં ખરો ત્યાગ અને ખરો સંન્યાસ કેમ સમજાય ? દુનિયાની અશાંતિનું કારણ વિશેષે કરીને સને ૧૮૯૨થી કામનાથીજ શરૂ થયું છે, સાચાં યજ્ઞ–દાન–તપ થાય છેજ ક્યાં ?

અલબત્ત, યજ્ઞો કરવા એ પૈસાદારોથી બની શકે છે પણ જેને તમે પૈસાદાર ગણો છો તે કહે છે કે "હું તો ગરીબ છું." છતાં એ ગરીબને ચારપાંચ વખત ચાહ પીવા માટે, દારૂતાડી પીવા માટે, સોડાલેમન અને ઠંડા પીણાં પીવા માટે, નાટક સીનેમા જોવા માટે અને મોજવૈભવ કરવા માટે પૈસો મળે છે પણ ભૂખ્યાંને અન્ન અને નાગાંને વસ્ત્રો કે ધર્મોપદેશક વિદ્વાનોને આપવા પૈસો મળતો નથી. સનાતનધર્મપ્રચાર કરવા માટે પૈસો નથી અને શાસ્ત્રોનું અધ્યયન કરવાની ફુરસદ નથી. ગરીબને પણ તપ કરવાની ફુરસદ નથી. આ બધું કામના કરાવે છે અને કામનાજ બોલાવે છે. ભગવાન શ્રીકૃષ્ણ યજ્ઞ–દાન–તપ પોતે કરતા હતા. એમણે પિતા વસુદેવ પાસે પુષ્કરમાં મોટો યજ્ઞ કરાવ્યો હતો. જનક વિદેહી એ તપરૂપી વિદ્યા–બ્રહ્મવિદ્યા શિખવાને માટે એક હજાર ગાયો શિંગડાં–ખરીઓ–વગેરે સોનાથી મઢીને શાસ્ત્રાર્થમાં સર્વોત્તમ નીકળનાર બ્રહ્મવિદ્‌ને આપવાનો સંકલ્પ કર્યો હતો. આમાં વિદ્વાનને દાન આપવાનો અને પોતાનો તપ કરવાનો હેતુ હતો. અગસ્ત્યમુનિ સદાય ભગવત્ કથાઓજ કહ્યા કરતા હતા અને સનકાદિક ઋષિઓ સદાય તે કથાઓ સાંભળવા આવતા હતા; નાનકે પોતાનું જુવારનું ખેતર ચકલાંને ખાવાજ દીધું હતું અને તેઓ ખાય ત્યારે નાનક આનંદથી કહે કે "रामदी चिडीयां रामदा खेत, खालो चिडीयां भरीभरी पेट;" એક સંતે દેવોનો બહુ આગ્રહ થયાથી એવું વરદાન માગ્યું કે "મારા સ્પર્શથી કે મારી છાયાથી માનવીઓનાં દુઃખો દૂર થાય, તેમનાં દર્દો દૂર થાય અને મને ખબર ન પડે કે એ માનવીઓ મારાથી સુખી થયાં છે. વળી મારા આવા તપનું ફળ મને જોઇતું નથી એટલે

અને આપશોજ નહીં, " નરનારાયણે જગતના કલ્યાણને માટેજ તપ કર્યું, ભક્ત જાનકીબાઇએ યાત્રીઓની સેવાજ કર્યા કીધી, કાળી કમલીવાળાએ હિમાલયના ચાર ધામો-બદરીનારાયણ કેદારનાથ, ગંગોત્રી અને જમનોત્રીના યાત્રાળુઓની સગવડતા માટે ધર્મશાળાઓ, રાંધવાખાવા તથા સુવાબેસવાના સાધનોની સગવડતા રૂપી સેવાજ કર્યા કીધી ગાંધીજીએ પોતાનું આખું જીવન દેશની અને દેશ વાસીઓની સેવામાંજ વિતાવ્યું અને છેવટે તેમનો ખૂનથી અંત આવ્યો

દરેક માનવીએ પિતૃઋણ, દેવઋણ અને ઋષિઋણ-આ ત્રણ પ્રકારના દેવામાંથી મુક્ત થવુંજ જોઇએ, જે યજ્ઞ-દાન-તપ અને નિત્યનૈમિત્તિક કર્મો માંજ સમાઈ જાય છે ભક્ત પુંડરિક જેવું ચરિત્ર અગાઉ કહેવાઇ ગયું છે તે ધન-દોલત-ઘરબાર ત્યાગીને બદરીનારાયણ ગયો અને ત્યાં જઈ ગુરુનું શરણુ લઈ ઉપદેશ લઇને આત્મોન્નતિ સાધવાને યત્ન કરવા પાછળ જ અંતસુધી જી યો ભલે અજ્ઞાનથી મૂર્ખાઓને એમ લાગે કે શું મહેનત કરીને મેળવેલું દાનમાં ખર્ચી કાઢવું? શું એ નરી મૂર્ખાઈ નથી? એનો જવાબ એ છે કે 'ના! મૂર્ખાઇ નથીજ દાન દેવું એ પણ નિજસુખ, નિજારામ અને નિજાનંદ મારેની કિંમતજ છે ' આ જેને નથી સમજાતું એ તેમની મૂર્ખાઈ છે એઓ ભૂલી જાય છે ભગવાનની-શક્તિઓને ભક્તોનો બધો વ્યવહાર ભગવાનજ ચલાવે છે. તુલસીદાસે બહુ સુંદર કહ્યું છે કે—

पछिनके पानी पीये घटे न सरिता नीर।
धर्म करे धन ना घटे सहाय करे रघुवीर॥

દૃષ્ટાંત-એક ધનાઢ્ય શેઠને ત્યાં પુત્રનો જન્મ થયો તે વખતે તેમના જોશીએ છોકરાની પત્રિકા બનાવી શેઠને કહ્યું કે 'આ બાળક ત્રીસ વર્ષની ઉમરનો થશે ત્યારે એની બાપુની મિલકત બધી ફના થઈ જશે માત્ર એના ધનમાં ફક્ત એક ગાય રહેશે જો કે વૃદ્ધાવસ્થામાં એના સંજોગો સારા છે, પણ એ સંજોગો શાથી સુધરશે તે કહી શકાય એવું નથી " આ ભવિષ્ય માબાપે તો સાંભળ્યુંજ પણ પડોશના એક યુવાને પણ સાંભળ્યું હતું

હવે કાળે કરીને પેલો શેઠનો પુત્ર તો મોટો થયો પણ એના માબાપ ગુજરી ગયા અને પેલા ભવિષ્યકથનમાંનું કંઈ જાણતો નહતો એ અરસામાં એ

ત્રીસ વર્ષનો થયો અને એક ગાય સિવાય એની પાસે બાપુકી મિલકતમાંનું કશું રહ્યું નહીં. છોકરો પ્રમાણિક હતો અને સંતોષી પણ હતો, એટલે એણે તો ગાયના દુધ-ઘી વગેરેમાંથી પોતાનું ગુજરાન ચલાવવા માંડયું. આ અરસામાં પેલો પડોશી યુવાન જે હવે વૃદ્ધ થઇ ગયો હતો તેને પેલું ભવિષ્યકથન યાદ આવ્યું. શેઠના છોકરાની દયાળુ વૃત્તિ જોઇ તે વૃદ્ધ તેની પાસે આવી કહેવા લાગ્યો કે "બેટા! તારા કરતાં આ એક બ્રાહ્મણ છે તે બહુજ ગરીબ છે અને બીચારો પોતાના છોકરા સાથે ભૂખે મરે છે. માટે આ તારી ગાય તેને દાનમાં દઈ દે. કારણકે તું તો કાંઈ મહેનત કરીને પણ તારો નિભાવ કરી શકશે, પણ પેલો બ્રાહ્મણ તો અશક્ત છે એટલે એનામાં કાંઇ પણ દ્રવ્યોપાર્જન કરવાનું સાધન નથી." પેલા શેઠના છોકરાએ ડોસાનું કહેવું અર્થવાળું જાણી પોતાને મુશ્કેલી હતી છતાં પોતાની ગાય તે બ્રાહ્મણને દાનમાં આપી દીધી.

બીજે દિવસે તે યુવાને જોયું કે ગભાણમાં તેણે જેવી ગાય આપી હતી તેના જેવીજ બીજી એક ગાય ખીલે બાંધેલી હતી. તે તો આથી પેલા વૃદ્ધ પાસે ગયો અને બધી વાત કરી ત્યારે ડોસાએ કહ્યું "બેટા! સાચા દરિદ્ર-નારાયણોની સેવા કર અને તારું દારિદ્ર્ય ફીટી જશે આ ગાય કોઈ ઉત્તમ પાળકને વેચી આવ અને તેમાંથી ઉત્પન્ન થયેલાં નાણાંથી ધાન્ય લાવી સાચાં ભૂખ્યાંઓને આપ!" યુવાને તેમ કર્યું પણ ત્રીજે દિવસે તો એણે એવી ત્રીજી ગાય ગભાણમાં બંધાયેલી જોઇ. વળી ડોસાના ઉપદેશથી તે ગાયને વેચી ઉત્પન્ન થયેલાં નાણાંનો સદ્વ્યય કર્યો અને આમ પ્રતિદિન તેને એકેક ગાય મળતી રહી અને પ્રતિદિન તે ભૂખ્યાંઓની ભૂખ મટાડવા લાગ્યો. આમ એનો નિભાવ પણ ચાલ્યો અને સારાયે દેશમાં એક પરોપકારી સજ્જન તરીકે વિખ્યાત થયો. એની વૃદ્ધાવસ્થા બહુ સુખપૂર્વક પસાર થઇ. અસ્તુ.

પ્રભુપ્રેમીઓ! ત્યાગ અને સંન્યાસ વિષે બહુ કહેવાયું. વાર્તાલાપ થયો કર્મના ફળના ત્યાગનો અને કર્મના સંન્યાસનો એટલે બીલકુલ કર્મ ન કરવાનો. આમ કર્મનો સંન્યાસ બનેજ કેમ? ચિંતન કરવું, ધ્યાન ધરવું, સમાધિમાં રહેવું-આ બધું પણ ક્રિયાજ કહેવાય તો સંકલ્પ કરવો એ કર્મ કેમ ન કહેવાય? માત્ર આત્મા-ક્ષેત્રજ્ઞ-બ્રહ્મજ ક્રિયા કરતો નથી. આ હાલતમાં પ્રથમ જે કહેવામાં આવ્યો એવો ત્યાગ અને એવો સંન્યાસ થાય તો મોક્ષાર્થી

માટે તે બસ છે બીજા અધ્યાયમા તમને કહેવામા આવ્યુ છે કે તમે આત્મા છો અત્યારે પણ એમજ કહેવાય છે અને આ બધુ તમે સાભળો પણ છો, ના તમે કબુલ કરો છો કે તમે કર્મ કરો છો આ હાલતમા કર્મ કોણ કરે છે એ જાણવુ બહુ જરૂરનુ છે જે આ છે—

પ્રભુપ્રેમીઓ! આત્મા અને અનાત્માના તત્વનું વ્યાખ્યાન જેનાથી સારીરીતે વર્ણવવામાં આવે છે એના સાધ્યને વેદાન્ત શાસ્ત્ર કહેવામા આવે છે તેમા આત્મા શુ છે?—એના જ્ઞાનનો અત સુધીનો નિર્ણય કરવામા આવ્યો છે અને આત્મા પોતેજ જ્ઞાન છે અને સર્વ કાંઈ છે એના જ્ઞાનનો અત સુધીનો નિર્ણય કરી કહેવાયુ છે કે " निष्कल निष्क्रिय-उपशान्तोऽयमात्मा-शिवशान्तम्-स्वाभाविकीज्ञानबलक्रिया च-नवद्वारे पुरे देही नैव कुर्वन कारयन्-नित्य सर्वगत स्थाणु-प्रकृत्यैव च कर्माणि-प्रकृते क्रियमाणानि स्वभावस्तु प्रवर्तते "—આવીરીતે બેઉને—આત્મા અને અનાત્માને ભિન્ન વર્ણવવામા આવ્યા છે

आत्मा —" કળારહિત, ૨ ક્રિયારહિત-તર્દૂન-શાત-કલ્યાણમૂર્તિ શાંત-જ્ઞાન અને બળની ક્રિયા જે દેખાય છે તે તો સ્વાભાવિકી છે—નવદરવાજાવાળી નગરીરૂપ માનવશરીરમા—દેહમાં દેખાતો દેહી કશુ કરતો કરાવતો નથી—નિત્ય છે—સર્વમા સર્વસ્થાનમા અને અણુમા પણ આરપાર છે

अनात्मा — અનુ બીજુ નામ પ્રકૃતિ છે જે કાંઈ થાય છે તે પ્રકૃતિથીજ થાય છે સ્વભાવજ પ્રવૃત્તિ કરી રહ્યો છે '

આ પ્રમાણે આત્મા અને અનાત્મા એ શુ છે એવુ બેઉના તત્વોનુ સ્પષ્ટીકરણ કરવામાં આવ્યુ છે એટલુજ નહી પણ યોગીઓએ સ્વાનુભવથી નિશ્ચિત કરેલુ છે તેથી 'कृतात' શબ્દનો પ્રયોગ કર્યો છે બેઉના તત્વના જ્ઞાનનો અંત એઓએ લીધો છે

બેઉના જ્ઞાનનો અત લીધો છે એવુ તમને કહેવાની મતલબ એ છે કે મોક્ષાર્થીઓએ સિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી જોઈ લીધું છે અને એમનું લક્ષણ સમજાવતા એમણે કહ્યુ છે કે 'વૈદિકકર્મો એટલે ધાર્મિક અને અધાર્મિક

એટને કામનાયુક્ત અને અકામનાયુક્ત એવા સર્વ કર્મોનો ત્યાગ કરવો ઘટે છે ધર્મ અને અધર્મ એટલે 'આ પાપ' ને 'આ પુણ્ય', 'આ શાસ્ત્રયુક્ત' અને 'આ શાસ્ત્રથી ઉલટું' એવું બધુ સમજી દેવું ઘટે છે નિત્યનૈમિત્તિક વગેરે સ્નાન-દાન-તપ બધા વૈદિક કર્મોનો ત્યાગ કરીને 'શ્રવણ' કરવું યાદ રાખો કે અનુભવ વિના પોપટ માફક બકબક નહીં કરવું આખરે શ્રવણનો પણ ત્યાગ કરવો એવું નિશ્ચિત કરેલું છે

મતલબ કે સર્વ ક્રિયાઓની સમાપ્તિ કરવાને માટેજ વેદાન્તશાસ્ત્રમા બોધ કરેલો છે અને વાત પણ ખરી છે કે જ્યારે 'બ્રહ્મરૂપ' સિદ્ધિ થઈ ત્યાર પછી કોઈ ક્રિયા કરવાની જરૂરજ ઉપસ્થિત થતી નથી સિદ્ધિની પ્રાપ્તિને માટેજ ક્રિયા કરાય છે ને? ક્રિયા કર્મ માટે અને કર્મ વસ્તુની પ્રાપ્તિને માટે થાય છે એવો નિશ્ચય જોતાં માનવધ્યેય બ્રહ્મપ્રાપ્તિ છે જ્યારે વસ્તુ-બ્રહ્મપ્રાપ્તિ થઈ પછી ક્રિયા કોને માટે? શું કરવા? શું લેવાને કરવાની રહેશે? માનવીને જે જોઈએ તે સર્વ બ્રહ્મથી ઉપજે છે જે જોઈએ એ વસ્તુ પણ બ્રહ્મ છે અને એ દાનતમા માનવીજ બ્રહ્મ થયો, પછી તેને શું જોઈએ? કે તે મેળવવાનું કર્મ કરવા ક્રિયા કરે? બી એ થયા પછી એકડો ઘૂંટવાની જરૂર શી? મુંબઈ પહોંચ્યા પછી પરામાં વસનારાઓને લોકલ પકડવા ધમાલ કરી મુકવાની જરૂર શી? ફરીને ફરી ખાવાની જરૂર શી?

હવે ક્રિયા કેમ ઉદ્ભવે છે એ જાણવું બહુ જરૂરનું છે ક્રિયાની ઉત્પત્તિના પ્રકારોને જાણનારા યોગીઓ-ઋષિઓનું કહેવું એવું છે કે આત્મા તો કશું કરતોજ નથી. પંડિતોથી તો આ સમજાતુજ નથી ભગવાન શ્રીકૃષ્ણ યોગેશ્વર હતા એમણે આ બધુ જાણી લીધુ કે પરમાત્મા પોતે કહે તેમાં શંકા શી કરવી? ક્રિયા કરનાર વસ્તુજ આત્માથી ભિન્ન પ્રકારની છે

પ્રભુપ્રેમીઓ! ક્રિયાને ઉત્પન્ન કરનાર વસ્તુઓ (૧) અધિષ્ઠાન (૨) કર્તા (૩) કરણ (૪) ચેષ્ટા અને (૫) દૈવ છે આ પાંચ સમન્વય થાય છે ત્યારેજ ક્રિયા ઉદ્ભવે છે, નહીંતો ક્રિયા થતી નથી

'અધિષ્ઠાન'-એટને સુખ અને દુઃખને ભોગવવાનું સ્થાન-તન આશરો લઈને અવયવો એને વળગી રહેલો છે તે યાને શરીર

માટે તે બસ છે. બીજા અધ્યાયમાં તમને કહેવામાં આવ્યું છે કે તમે આત્મા છો. અત્યારે પણ એમજ કહેવાય છે અને આ બધું તમે સાંભળો પણ છો, જ્યાં તમે કબુલ કરો છો કે તમે કર્મ કરો છો. આ હાલતમાં કર્મ કોણ કરે છે એ જોવાનું બહુ જરૂરનું છે. જે આ છેઃ—

પ્રભુપ્રેમીઓ! આત્મા અને અનાત્માના તત્વનું વ્યાખ્યાન જેનાથી સારીરીતે વર્ણવવામાં આવે છે એવા સાંખ્યને વેદાન્ત શાસ્ત્ર કહેવામાં આવે છે. તેમાં આત્મા શું છે?—એના જ્ઞાનનો અંત સુધીનો નિર્ણય કરવામાં આવ્યો છે, અને આત્મા પોતેજ જ્ઞાન છે અને સર્વ કાંઈ છે. એવા જ્ઞાનનો અંત સુધીનો નિર્ણય કરી કહેવાયું છે કે "निष्कलं निष्क्रियं—उपशांतोऽयमात्मा—शिवंशांतम्—स्वाभाविकीज्ञानबलक्रिया च—नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन्—नित्यः सर्वगतः स्थाणुः—प्रकृत्यैव च कर्माणि—प्रकृतेः क्रियमाणानि स्वभावस्तु प्रवर्तते"—આવીરીતે બેઉને—આત્મા અને અનાત્માને ભિન્ન વર્ણવવામાં આવ્યાં છે.

आत्माः—"કળારહિત, ક્રિયારહિત—તર્દુન—શાંત—કલ્યાણકર્તા—શાંત—જ્ઞાન અને બળની ક્રિયા જે દેખાય છે તે તો સ્વાભાવિકી છે—નવદરવાજાવાળી નગરીરૂપ માનવશરીરમાં—દેહમાં દેખાતો દેહી કશું કરતો કરાવતો નથી—નિત્ય છે—સર્વમાં, સર્વસ્થાનમાં અને અણુમાં પણ આરપાર છે."

अनात्माः—"આનું બીજું નામ પ્રકૃતિ છે. જે કાંઈ થાય છે તે પ્રકૃતિથીજ થાય છે. સ્વભાવજ પ્રવૃત્તિ કરી રહ્યો છે."

આ પ્રમાણે આત્મા અને અનાત્મા એ શું છે એવું બેઉના તત્વોનું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. એટલુંજ નહી પણ યોગીઓએ સ્વાનુભવથી નિશ્ચિત કરેલું છે તેથી 'कृतांत' શબ્દનો પ્રયોગ કર્યો છે. બેઉના તત્વના જ્ઞાનનો અંત એઓએ લીધો છે.

બેઉના જ્ઞાનનો અંત લીધો છે એવું તમને કહેવાની મતલબ એ છે કે મોક્ષાર્થીઓએ સિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી જોઈ લીધું છે અને કર્મોનું લક્ષણ સમજાવતાં એમણે કહ્યું છે કે "વૈદિકકર્મો એટલે ધાર્મિક અને અધાર્મિક

એટલે કામનાયુક્ત અને અકામનાયુક્ત એવાં સર્વ કર્મોનો ત્યાગ કરવો ઘટે છે ધર્મ અને અધર્મ એટલે 'આ પાપ' ને 'આ પુણ્ય', 'આ શાસ્ત્રયુક્ત' અને 'આ શાસ્ત્રથી ઉલટું' એવું બધું ત્યજી દેવું ઘટે છે નિત્યનૈમિત્તિક વગેરે દાન-ધ્યાન-તપ બધાં વૈદિક કર્મોનો ત્યાગ કરીને 'શ્રવણ' કરવું યાદ રાખો કે અનુભવ વિના પોપટ માફક બકબક નહીં કરવું. આખરે શ્રવણનો પણ ત્યાગ કરવો એવું નિશ્ચિત કરેલું છે.

મતલબ કે સર્વ ક્રિયાઓની સમાપ્તિ કરવાને માટેજ વેદાન્તશાસ્ત્રમાં બોધ કરેલો છે અને વાત પણ ખરી છે કે જ્યારે 'બ્રહ્મરૂપ' સિદ્ધિ થઈ ત્યાર પછી કોઈ ક્રિયા કરવાની જરૂરજ ઉપસ્થિત થતી નથી સિદ્ધિની પ્રાપ્તિને માટેજ ક્રિયા કરાય છે ને? ક્રિયા કર્મ માટે અને કર્મ વસ્તુની પ્રાપ્તિને માટે થાય છે એવો નિશ્ચય જોતાં માનવધ્યેય બ્રહ્મપ્રાપ્તિ છે જ્યારે વસ્તુ-બ્રહ્મપ્રાપ્તિ થઇ પછી ક્રિયા કોને માટે? શું કરવા? શું લેવાને કરવાની રહેશે? માનવીને જે જોઇએ તે સર્વ બ્રહ્મથી ઉપજે છે. જે જોઇએ એ વસ્તુ પણ બ્રહ્મ છે અને એ હાલતમાં માનવીજ બ્રહ્મ થયો, પછી તેને શું જોઇએ? કે તે મેળવવાનું કર્મ કરવા ક્રિયા કરે? બી. એ થયા પછી એકડો ઘૂંટવાની જરૂર શી? મુંબઈ પહોંચ્યા પછી પરામાં વસનારાઓને લોકલ પકડવા ધમાલ કરી મુકવાની જરૂર શી? ફેરીને ફેરી ખાવાની જરૂર શી?

હવે ક્રિયા કેમ ઉદ્‌ભવે છે એ જાણવું બહુ જરૂરનું છે ક્રિયાની ઉત્પત્તિના પ્રકારોને જાણનારા યોગીઓ-ઋષિઓનું કહેવું એવું છે કે આત્મા તો કશું કરતોજ નથી પંડિતોથી તો આ સમજાતુંજ નથી ભગવાન શ્રીકૃષ્ણ યોગેશ્વર હતા એમણે આ બધું જાણી લીધું છે પરમાત્મા પોતે કહે તેમાં શંકા શું કરવી? ક્રિયા કરનાર વસ્તુજ આત્માથી ભિન્ન પ્રકારની છે

પ્રભુપ્રેમીઓ! ક્રિયાને ઉત્પન્ન કરનાર વસ્તુઓ (૧) અધિષ્ઠાન (૨) કર્તા (૩) કરણ (૪) ચેષ્ટા અને (૫) મુ દૈવ છે. આ પાંચ જ્યારે સંમત થાય છે ત્યારેજ ક્રિયા ઉદ્‌ભવે છે, નહીંતો ક્રિયા થતી નથી

**અધિષ્ઠાન:**-એટલે સુખ અને દુખને ભોગવવાનું સ્થાન-તન-જેનો આશરો લઇને અવયવો એને વળગી રહેલા છે તે યાને શરીર.

કર્તા—એટલે 'મેં કર્યું' 'મેં ખાધું' એવું માનનારા સર્વમાં પોતાનો 'હું' એવો ભાવ બતાવનાર, જેને અહંકાર કહેવામાં આવે છે તે ખરીરીતે જોતાં 'હું' એમ બોલનાર આત્મા છે, છતાં એની નમ્ન છાયાની માફક કરનાર જેને આભાસ કહેવામાં આવે છે તે આભાસિક અહંકાર જેને અનુભવ કરનારો આત્મા બહાર અને અંદર એવા બે ભેદવાળો જુદાજુદા ગુણવાળો આત્મા કહેવામાં આવે છે તે

કરણ—એટલે પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો મન અને બુદ્ધિ—બાર પ્રકારોનું વિલક્ષણ એકબીજાથી જુદા ગુણોવાળું

ચેષ્ટા—પાંચ—પ્રાન, અપાન વગેરે તથા નાગ કુકલ વગેરે બીજા પાંચ મળીને દશ પ્રાણો જેઓ શરીરમાં ઉંચીનીચી 'ગતિ' કરનારા પ્રાણો, બધા એકમાત્ર વાયુતત્વમાંથી ઉત્પન્ન થનારા તેમની 'ગતિ' શરીરમાં ચારે દિશામાં હોય છે તે. ગતિ એટલે ચેષ્ટા અને ચેષ્ટા એટને ગતિ. ગતિ એટલે હોવાપણું. શરીરમાં ચારે દિશામાં વાયુનું દશ પ્રકારનું હોવાપણું

દૈવ—એટલે આંખ નાક, કાન વગેરેને પોતપોતાના કામમાં પ્રેરનાર આદિત્ય અશ્વિનીકુમારો, દિશાઓ, પવન વગેરે સર્વકર્મની સિદ્ધિ કરનાર કારણ.

આ પાંચ વિના કોઇ કર્મ બની શકતુંજ નથી જો કે સિદ્ધ થાય છે કે આ પાંચ વિના કર્મ થવાનું કારણ બીજું કોઈ નથીજ છતાં માનવી ભ્રમિત થયેલી બુદ્ધિવાળાની પેઠે ભનાબૂરા કર્મોમાં મેં આ કર્યું, મેં આ ન કર્યું' એવું અભિમાન કરે છે, એ એની મૂઢતા છે

ખરી રીતે જોતા ઇશ્વર વગેરેનું પણ કર્મની સિદ્ધિનું કારણપણું છે પણ જો આ પાંચ પૂર્વોક્ત વસ્તુઓ ૧ શરીર ૨ અહંકાર ૩ અવયવો ૪ ચેષ્ટા અને ૫ દૈવ—ન હોયતો ઇશ્વર પણ ક્રિયા કરે નહીં અને કર્મ થાય નહીં સત્ય છે કે ઇશ્વરના બળથીજ દેવો ઉત્તેજિત થાય છે દેવો પોતે જડ છે તેમનામાં ઇશ્વરનું ચેતન હોય તેજ તેઓ અવયવોને પ્રેરણા કરી શકે છે 'एव एव साधु कर्म कारयति'—એ સારાં કામો કરાવે છે એવું અદૃષ્ટ એવા ઇશ્વરને માટે શ્રુતિ કહે છે એટને કર્મ માટેની ક્રિયા થવામાં કારણપણું

તો ઈશ્વરનુંજ છે, જેમાં કશોજ સંશય નથી, કેમકે અંતર્યામીપણાથી દિશાઓના દેવોમાં પણ ઈશ્વર છે. એ એમનામાં હોવાથી દેવોમાં પ્રેરકશક્તિ હોય છે. દિશાઓ અને દેવોમાં પણ જરાયે અંતર નથી. કર્તાનો આશરો પણ ઈશ્વર છે; કારણનો આશરો પણ ઈશ્વર છે; શરીરનો આશરો પણ ઈશ્વર છે; ચેષ્ટાનો આશરો પણ ઈશ્વર છે અને દૈવનો આશરો પણ તેજ છે. આથી આ પાંચને કર્મને કરનારી ક્રિયાનું કારણ કહેવામાં આવ્યું છે તે બીલકુલ અનુચિત નથીજ.

કર્મની ક્રિયાનાં કારણો પૂર્વોક્ત સમજ્યાં તે છે તો પાંચ, પણ નરી આંખે જોતાં માનવીઓને દેખાય છે નર માનવી યાને પુરૂષ જાણે શરીરથી, વાણીથી અને મનથી કર્મ કરતો હોય તેવું. અહીં એક વસ્તુ યાદ રાખવાની એ છે કે જ્યારે 'શરીર' શબ્દનો પ્રયોગ કરવામાં આવે ત્યારે 'વાણી' ને શરીરના સંઘાત સાથે ગણવાની નહીંજ. તેને બાદ કરવાની છે. (૧) શરીર વડે, (૨) મુખના ઉચ્ચાર વડે અને (૩) મન વડે બુદ્ધિપૂર્વક ન્યાયાનુસાર, શાસ્ત્રાનુસાર, યા ઉલટાં નિષેધ કર્મો કરાય છે તેનો આરંભ આ ત્રણ વસ્તુઓથી થાય છે. ભલાંબૂરાં, મના કરેલાં અને મુનિએ આજ્ઞા કરેલાં અને બીજાં કર્મોનાં કારણો અધિષ્ઠાન વગેરે પૂર્વે કહ્યાં છે તે છે. આવી બેઉ વાતો તત્વ-દષ્ટિએ જોતાં તદ્દન ખરી નથી, એટલે (૧) મનુષ્યનું શરીર જેને 'નર' કહેવામાં આવ્યો તે, (૨) મુખ અને (૩) મન-આ ત્રણ કર્મનું કારણ અને બીજીરીતે જોતાં (૧) અધિષ્ઠાન, (૨) કર્તા, (૩) કરણ, (૪) ચેષ્ટા અને (૫) દૈવ-આ બેઉ માની લ્યો કર્મની ક્રિયાનાં કારણો. પણ એમનામાં ઈશ્વરની વ્યાપકતા અને ઈશ્વરીય બળ વિના સ્વયં તેઓ ક્રિયાના ઉત્પાદક થવાને સામર્થ્ય-વાન નથીજ એ વાત સાચી છે. કેમકે પુરૂષ યા નર, યા શરીર, યા મનુષ્ય નથી જાણી શકતું કે નથી જોઈ શકતું. ઈશ્વરને માટે સર્વકર્મનું થવાપણાનું પાપપુણ્યના ફળનુ અનુભવવાપણું અને અનુભવાવવાપણું-એ અધિષ્ઠાન વગેરે પાંચ વસ્તુનું છે એ વાત સિદ્ધ થાય છે.

જુઓને બધાં માનવીઓ જોઈ રહ્યાં છે કે માનવીથી જે કર્મ થાય છે તે બધાં ભલાંબૂરાં-વૈદિક અવૈદિક-મના કરેલાં-એ બધાં શરીરથી, બોલીથી કે મનથીજ થાય છે. પ્રથમ સંકલ્પ કરે છે, પછી મુખથી બોલે છે અને શરીરના અવયવોથી ક્રિયા કરે છે. આ કર્મની વાત બુદ્ધિપૂર્વક કર્મ કરવામાં

કર્તા:–એટલે 'મેં કર્યું' 'મેં ખાધું' એવું માનનારા સર્વમાં પોતાનો 'હું' એવો ભાવ બનાવનાર; જેને અહંકાર કહેવામાં આવે છે તે. ખરીરીતે જેનાં 'હું' એમ બોલનાર આત્મા છે, છતાં એની નકલ, છાયાની માફક કરનાર; જેને આભાસ કહેવામા આવે છે તે. આભાસિક અહંકાર, જેને અનુભવ કરનારો આત્મા, બહાર અને અંદર એવા બે ભેદવાળો જુદાજુદા ગુણવાળો આત્મા કહેવામાં આવે છે તે.

કરણ:–એટલે પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, મન અને બુદ્ધિ–બાર પ્રકારોનું વિલક્ષણ એકબીજાથી જુદા ગુણોવાળું.

ચેષ્ટા:–પાંચ–પ્રાન, અપાન વગેરે તથા નાગ, કુકલ વગેરે બીજા પાંચ મળીને દશ પ્રાણો જેઓ શરીરમાં ઉંચીનીચી 'ગતિ' કરનારા પ્રાણો, બધા એકમાત્ર વાયુતત્વમાથી ઉત્પન્ન થનારા તેમની 'ગતિ' શરીરમાં ચારે દિશામાં હોય છે તે. ગતિ એટલે ચેષ્ટા અને ચેષ્ટા એટલે ગતિ. ગતિ એટલે હોવાપણું. શરીરમાં ચારે દિશામાં હોવાપણું દશ પ્રકારનુ હોવાપણું.

દૈવ:–એટલે આંખ, નાક, કાન વગેરેને પોતપોતાના કામમાં પ્રેરનાર આદિત્ય, અશ્વિનીકુમારો, દિશાઓ, પવન વગેરે સર્વ કર્મની સિદ્ધિ કરનારું કારણ.

આ પાચ વિના કોઇ કર્મ બની શકતુંજ નથી. જો કે સિદ્ધ થાય છે કે આ પાચ વિના કર્મ થવાનુ કારણ બીજું કોઈ નથીજ છતા માનવી ભ્રમિત થયેલી બુદ્ધિવાળાની પેઠે ભલાબૂરાં કર્મોમા "મે આ કર્યું; મેં આ ન કર્યું" એવું અભિમાન કરે છે, એ એની મૂઢતા છે.

ખરી રીતે જોતાં ઇશ્વર વગેરેનુ પણ કર્મની સિદ્ધિનુ કારણપણું છે, પણ જો આ પાચ પૂર્વોક્ત વસ્તુઓ ૧. શરીર ૨. અહંકાર ૩. અવયવો ૪. ચેષ્ટા અને ૫ દૈવ–ન હોયતો ઇશ્વર પણ ક્રિયા કરે નહીં અને કર્મ થાય નહીં. સત્ય છે કે ઇશ્વરના બળથીજ દેવો ઉત્તેજિત થાય છે દેવો પોતે જડ છે તેમનામા ઇશ્વરનુ ચેતન હોય તોજ તેઓ અવયવોને પ્રેરણા કરી શકે છે. 'एष एव साधु कर्म कारयति'–'એ સારાં કામો કરાવે છે' એવુ અદષ્ટ એવા ઇશ્વરને માટે શ્રુતિ કહે છે. એટલે કર્મ માટેની ક્રિયા થવામાં કારણપણું

તો ઇશ્વરનુંજ છે, જેમા કશોજ સશય નથી, કેમકે અ તર્યામીપણાથી દિશાઓના દેવોમા પણ ઇશ્વર છે એ એમનામા હોવાથી દેવોમા પ્રેરકશક્તિ હોય છે દિશાઓ અને દેવોમા પણ જરાયે અ તર નથી કર્તાનો આશરો પણ ઇશ્વર છે, કારણનો આશરો પણ ઇશ્વર છે, શરીરનો આશરો પણ ઇશ્વર છે, ચેષ્ટાનો આશરો પણ ઇશ્વર છે અને દૈવનો આશરો પણ તેજ છે આથી આ પાચને કર્મને કરનારી ક્રિયાનુ કારણ મ્હેનામા આવ્યુ છે તે બીનકુલ અનુચિત નથીજ

કર્મની ક્રિયાના કારણો પૂર્વોક્ત સમજાવ્યા તે છે તો પાચ, પણ નરી આખે જોતા માનવીઓને દેખાય છે નર માનવી યાને પુરૂષ જાણે શરીરથી, વાણીથી અને મનથી કર્મ કરતો હોય તેવુ અહીં એક વસ્તુ યાદ રાખવાની એ છે કે જ્યારે 'શરીર' શબ્દનો પ્રયોગ કરવામા આવે ત્યારે 'વાણી' ને શરીરના સઘાત સાથે ગણવાની નહીજ તેને બાદ કરવાની છે (૧) શરીર વડે, (૨) મુખના ઉચ્ચાર વડે અને (૩) મન વડે બુદ્ધિપૂર્વક ન્યાયાનુસાર, શાસ્ત્રાનુસાર વા ઉલટા નિષેધ કર્મો કરાય છે તેનો આરભ આ ત્રણ વસ્તુઓથી થાય છે ભલાબૂરા મના કરેલા અને શ્રુતિએ આજ્ઞા કરેલા અને બીજા કર્મોના કારણો અધિષ્ઠાન વગેરે પૂર્વે કહ્યા છે તે છે આવી બેઉ વાતો તત્વ દૃષ્ટિએ જોતા તદ્દન ખરી નથી, એમને (૧) મનુષ્યનુ શરીર જેને 'નર' કહેવામા આવ્યો તે (૨) મુખ અને (૩) મન-આ ત્રણ કર્મનુ કારણ અને બીજીરીતે જોતા (૧) અધિષ્ઠાન, (૨) કર્તા, (૩) કરણ (૪) ચેષ્ટા અને (૫) દૈવ-આ બેઉ માની લ્હો કર્મની ક્રિયાના કારણો પણ એમનામાં ઇશ્વરની વ્યાપકતા અને ઇશ્વરીય બળ વિના સ્વય તેઓ ક્રિયાના ઉત્પાદક થવાને સામર્થ્યવાન નથીજ એ વાત સાચી છે કેમકે પુરૂષ યા નર, યા શરીર, યા મનુષ્ય નથી જાણી શકતુ કે નથી જોઈ શકતુ ઇશ્વરને માટે સર્વકર્મનુ થવાપણાનુ પાપપુણ્યના ફળનુ અનુભવવાપણુ અને અનુભવાવવાપણુ—એ અધિષ્ઠાન વગેરે પાચ વૈરતનુ છે એ વાત સિદ્ધ થાય છે

જુઓને બધા માનવીઓ જોઈ રહ્યા છે કે માનવીથી જે કર્મ થાય છે તે બધા ભલાંબૂરા-વૈદિક અવૈદિક-મના કરેલા-એ બધા શરીરથી, બોલીથી કે મનથીજ થાય છે પ્રથમ સકલ્પ કરે છે, પછી મુખથી બોલે છે અને શરીરના અવયવોથી ક્રિયા કરે છે આ કર્મની વાત બુદ્ધિપૂર્વક કર્મ કરવામા

આવે છે તેની છે, પરન્તુ ભૂખ લાગવી, બગાસુ ખાવુ, શ્વાસોચ્છ્વાસ લેવો મૂકવો, આંખો ઉઘાડમીંચ કરવી વગેરે થવુ એ સ્વાભાવિક છે તે પૂર્વોક્ત ત્રણ કરણો યા કારણોથી સભવિત નથી જેનામાં એ જ ક્રિયા કરવાનું સામર્થ્ય છે તેનામા કર્મને પૂર્ણરૂપમા મૂકવાનુ સામર્થ્ય ન હોય શરીર–મુખ–મન–માત્ર ત્રણથીજ ચેષ્ટામાત્રનુ થવુ બને નહીં એથીજ કહેવામા આવ્યુ છે કે શરીર –મુખ–મનથી માનવી જે કાંઈ કર્મ કરે છે તેના હેતુઓ યા ક્રિયાના ઉત્પાદકો ઉપરોક્ત અધિષ્ઠાનાદિ પાચ છે અવયવો શરીરથી જુદા નથી એથી એમના વડે જે કાંઈ કરવુ થાય તે તેમનુ કરવાપણુ એ શરીરનું જ કરવાપણુ કહેવાય છે

આ ગીતા જે મોક્ષશાસ્ત્ર છે તે તો કહે છે કે–'ક્રિયાનો આરભ થઇને અગકી જાય અને કર્મ ન થાય, છતાપણ ક્રિયાનો બદલો મળ્યા વિના રહેતો નથી ' જુઓને પાળેલા હરણના બચ્ચાંની ચિંતા કરતાં કરતા ભરતે દેહ છોડ્યો અને એને હરણના શરીરમા જવુ પડ્યુ પુરજનને સ્ત્રીનુજ ચિંતન થતાં મોત આવ્યુ અને એને સ્ત્રીનુ શરીર મળ્યું, મરણ વખતે પુત્રના યોગક્ષેમની ચિંતા કરનાર માબાપને મર્યા પછી બાપને બળદનુ શરીર મળ્યુ અને માને કુતરીનુ શરીર મળ્યુ એક રજપૂતની બૈરીને યુરોપની સ્ત્રીનુ ચિંતન થવાથી એ યુરોપિયન સ્ત્રી–એની બીસાટ–થઇ, દ્રવ્યના રક્ષણનું ચિંતન કરનાર એક વણિકને મોત આવ્યા બાદ સર્પનું શરીર મળ્યુ મોનનાથી સગરરાજાના સાઠહજાર પુત્રોનુ મોત થયુ અને અસદ્ગતિને પામ્યા, બોલવાથી શિશુપાળનો શિરચ્છેદ થયો, બોલવાથી દક્ષપ્રજાપતિના મહાન યજ્ઞનો વિધ્વંસ થયો, એનુ ખૂન થયુ અને વનપુત્રી મારિષાનો પુત્ર થયો દક્ષિણદેશના ઇન્દ્રદ્યુમ્ન રાજાએ અગસ્ત્યમુનિનો આદર નહીં કરવાના કર્મથી અને ભગવાનના પૂજનમાંજ રોકાઇ રહેવાથી મોત પછી ગજરાજ થયો ધર્મોપદેશક ઋષિઓ પાસે પાલખી ઉપડાવીને ઇન્દ્રાણી સાથે વ્યભિચાર કરવા જવામા ઉત્સુક એવો રાજા નહુષ 'સર્પ! સર્પ!' કહી ઋષિઓને આજ્ઞા કરતા અજગરના શરીરને પામ્યો પ્રભુનુ ચિંતન નહીં કરનારા માનવીઓ મૃત્યુબાદ ચોરાસી લાખ શરીરોમા જવાને અને નરકયાતના ભોગવવા પાછા ઠેલાયાં, જેમને ફરીને મનુષ્યશરીર મળવાનો વારો મળતો નથી માત્ર કામનાથીજ એમને મોત સમયે પણ પ્રભુચિંતન ન થયુ

એક પ્રશ્ન અહીં ઉદ્ભવે છે આ પ્રશ્નનો ઉત્તર મળી રહે એવુ આ વાર્તાલાપમા બહુ કહેવાયુ છે છતા ભૂલી જવાય છે એવો મારો મારા ઓનાજનો

તરફનો અનુભવ છે વળી હૈયામા વેદાન્ત ટકતુ તેપણ જગ્યા વિના બનતુ નહીં હોવાથી ફરીફરીને કહેવુ જરુરનુ થાય છે પ્રશ્ન આ છે-' દૂષિત કર્મોનુ ફળ દુખમા પરિણમે છે એવુ તો ઘણાખરા બાળકોને પણ સમજાય છે, તો સત્કર્મો કરવામા આવે તો વાધો શો ?' આનો ઉત્તર બીજા પ્રકરણમા અપાયો છે કર્મ ન કરવા એવુ અત્યારસુધીના વાર્તાલાપમા કહેવાયુજ નથી જેની વાસના મટી નથી તેને કર્મ કરવાં નહીં એવો બોધ અપાયોજ નથી અને વાસના મટી હોય એવા બ્રહ્મનિષ્ઠ પરમહસનુ પણ શરીર કર્મ કર્યા વિના એક ક્ષણ પણ રહી શકતુજ નથી-એવુ કહેવામા પણ આવ્યુ છે આત્મા એનો અક્રિય છે-એવુ પણ ભાર દઇને કહેવામા આવ્યુ છે સત્કર્મ કરવામાં વાધો માત્ર એક આવે છે અને તે જો ફલેચ્છા રાખવામા આવે તો અને કર્મ ઇશ્વરને અર્પણ કરવામા ન આવે તો એનુ ફળ એ આવે છે કે એને જન્મમરણનુ સસરણ ન છૂટતા બીજાબીજા શરીરો ધારણ કરવા પડે છે તો પછી આ મોક્ષશાસ્ત્રનો ઉપયોગજ શો ? મોક્ષ નહીં ઇચ્છનારા, જન્મોજન્મ ભક્તિ ચાહનારા બિચારા ભલા ભક્તોથી સસારની મજા છૂટતી હોતી નથી અને મોતના સમયે ધન-દારા-દીકરાદીકરીની ચિંતામા પડી તેઓ એટલા ગબડી ગયા છે કે ફરીને એમને માનવદેહ મળતા બહુ સમય જવાનો છે સોનાની બેડી કે લોઢાની બેડી-ગમે તે હો પણ તે એક જાતનુ બધન તો છેજ ને ? કર્મની વાસનાનેજ ત્યાગવામાં મજા છે. શરીર સાથે -શોક થવો લાગેલોજ હોય છે. અલબત્ત તે સત્કર્મથી ઓછો થાય છે. કામના ત્યાગથી શોક થતો નથી જ્યારે કર્મ તો થાયજ છે. તો પછી શા માટે કામનારહિત ન થવુ ? શરીરથીજ કર્મ થાય છે માટે ફરીને શરીરજ ન મળે એટલા માટે કામનો ત્યાગ કરવામાં બુદ્ધિમત્તા રહેલી છે. નવાં કર્મો નવાં શરીરો વડે થયાંજ કરે છે.

* દુષ્ટ કર્મોની વાત એટલાજ માટે કરવામા આવે છે કે કામના ત્યાગનાથી માનવી દુષ્ટ કર્મો કરતો અટકી જાય છે, અને નિર્વાણ તરફ એ આગળ વધતો જાય છે કામના નાશ થાય અને દુષ્ટ કર્મ થતાં અટકી જાય એવાં સાધનો કરવાની રુચિ કરાવનાર સત્સગ-એ એક સચોટ ઉપાય છે. સત્સગ પ્રભુ ઉપર પ્રેમ કરતા શીખવે છે અને પ્રેમના બળથી તમે પ્રભુ તરફ ધકેલાઓ છો + અલબત્ત તમે તો સત્સગ કરો છો ઘણી

જગ્યાએ મેં સત્સંગમંડળો જોયાં છે અને તેઓ દિનબદિન ગામેગામ વધતાંજ જાય છે, જે બહુ સારું ચિન્હ છે. પરન્તુ સત્સંગના બધાં અંગોનું આચરણ કરવામાં આવતું નથી. જે થવું જોઇએ તે જો આટલુંજ થાય તો ભવિષ્યની જનતાપર એક મોટો ઉપકાર થઇ શકે છે. બહુ જરૂર તો એટલા માટે છે કે યુરોપના જીવો–પ્રકૃતિપૂજકો–પ્રવૃત્તિને કામના વડે વધારી મૂકનારા, જગતમાં અશાંતિ વધારનારા, તમારાં બાળકો થઇને અવતરવા લાગ્યા છે. તેમને સનાતન આર્યધર્મના શિક્ષણની બહુ જરૂર છે, માટે સત્સંગમંડળોમાં ઇશ્વરી જ્ઞાન ફેલાવવા, મનને શાંત બનાવવા, માનવધર્મને સમજાવવા, ઇશ્વરના સ્વરૂપને સમજાવવા, આત્મામાં ઇશ્વરીભાવ લાવવા અને સ્વસ્વરૂપને સમજાવવા યત્ન થવાની બહુ જરૂર છે. સાથેસાથે નામસ્મરણ, ભજનો, કિર્તનો અને જ્ઞાન અને પ્રેમ વધારનારાં સાધનોની પણ જરૂર છે. આમ માયિક અને અમાયિક એવાં બેઉ રૂપોની બ્રહ્મની ઉપાસનાનું શિક્ષણ આવા મંડળોદ્વારા મળવાની વ્યવસ્થા થવાની જરૂરિયાત છે. હું જે જે ગામોમાં જાઉં છું ત્યાં કરી શકાય એવુ હોય ત્યાં ઉપરોક્ત વ્યવસ્થા કરું છું. બાકી બધા ગામોમાં લોકો અને બીજા બધા ધર્મથી અજાણ્યાઓ નિત્ય લડાઇ, રાજદ્વારી અને ખોટી ખટપટોની વાતોમાંજ મસ્ગુલ રહેતા મેં જોયાં છે. ઘણાંતો ગાંધીજીના નામે પોતાના મનમાં આવેલું બોલી અને બાળકો અને કુમળા મગજના યુવાનો પાસે પોતાનું ધાર્યું કરાવી તેમને આડે રસ્તે દોરી રહેલા હોય છે. કોઇ ગાંધીજીને અતિપ્યારી એવી ગીતાને કે એમના 'સત્ય અને અહિંસાના' ઉદ્દેશોને પાળીપળાવી શકતુ નથી એવા આડે રસ્તે દોરવાયેલાઓમાં વર્ણાશ્રમધર્મ તોડવાનું મગજમાં ઠસી ગયેલું હોઇ તેમને મારાં પ્રવચનોનો અને સત્સંગ પદ્ધતિનો ભય લાગે છે. તેથી તેઓ આવતાં બંધ થઇ જાય છે અને બીજાને આવતા અટકાવવા કાંઇક આડકતરા ઉપાયો યોજે છે.

આમછતાં ઘણાં ગામો આવાં સત્સંગમંડળ સ્થાપવા ખુશી થાય છે અને સ્થાપે પણ છે અને તેમનો એવો અભિપ્રાય મળે છે કે આ પદ્ધતિ ભવિષ્યની ઓલાદને પૂરેપૂરા મનુષ્યપણામાં આણવાને સચોટ છે. અગાઉ માણભટો, વ્યાસજીઓ અને બીજાઓ આ બાબતમાં દરેક ગામેગામ ફરી રસપૂર્વક સત્સંગ જમાવતા પણ છેલ્લા સાઠ વર્ષોથી આ પ્રથા બંધ થઇ છે. સત્સંગનો મહિમા બહુ મોટો છે. શું ચોવીસ કલાકના દિવસમાં છ કલાકની ઉંઘ ઓછી

છે? બાકીના અઢાર કલાકમાંથી સવારસાંજ મળી સૂતા અગાઉ ૭ કલાક ભજન થાય તેમાં શું માનવીને નુકશાન થઇ જાય છે? શું ૭ કલાક ધંધો કરી આજીવિકા જેટલું મેળવી ન શકાય? ૭ કલાક હરોફરો, મિત્ર, બંધુ, સગાવ્હાલા સાથે બેસો, વાતો કરો–તો શું એ સમય ઓછો છે? આ પ્રમાણે તમારી જીવનયાત્રાને નિયમિત કરી નાખો તો તમારું કયું કામ થયા વિના બાકી રહી જવાનું છે? જુઓ! સત્સંગનો મહિમા —

एक घडी आधी घडी आधीमे पुनि आध।
तुलसी सगत साधुकी कटे कोटि अपराध॥
विनु सत्संग न हरिकथा ता विनु मोह न भाग।
मोह गये विनु रामपद रहे नहि अनुराग॥
सत्संगको फल यहि है संशय रहे न लेश।
रहे स्थिर शुचि सरळ चित्त, जाने नहि को क्लेश॥
बहु बहु पुण्यसे मिलत है ज्ञानीको सग आय।
सबही ग्रथनके तत्वको पलमें देत बताय॥
कोटि जन्मके पुण्य जब उदय होत एक सग।
छूटत मनकी मलिनता अरु भावत सत्संग॥
मिलन चहो परिब्रह्मको तो कर लो सत्संग।
पढत रहो सद्ग्रंथको तो कर लो सत्सग॥
सर्व स्वर्ग अपवर्ग सुख धरी तुला एक सग।
तुले न ताही सकल मिली जो सुख लव सत्सग॥

દૃષ્ટાંત:-વ્યાસજીએ સત્તર પુરાણો રચ્યા, મહાભારત રચ્યું, વેદનો પ્રચાર ચાર વિભાગ પાડીને શિષ્યોદ્વારા ગુરુપરંપરા ચલાવીને ચાલુ રાખ્યો, છતાં એમના ચિત્તમાં પ્રસન્નતા ન આવી પોતે ખિન્ન હૃદયથી પોતાના આશ્રમમાં બેઠેલા હતા તે વખતે અચાનક તેમની સામે નારદમુનિ આવી ચઢ્યા વ્યાસજીએ તેમનું અર્ઘ્યપાદ્ય આદિથી સત્કાર કર્યો તે વખતે નારદજીએ વ્યાસને અપ્રસન્ન ચિત્તવાળા જોયા અને તેનું કારણ પૂછ્યું વ્યાસજીને પોતાની અપ્રસન્નતાનું કારણ જ નું નહતું એટલે એમણે નારદજીને એ વિષે પૂછ્યું નારદજીએ જવાબ

આપ્યો "વ્યાસજી! જે ગ્રંથમાં સાદ્યંત પ્રભુનુંજ પ્રતિપાદન ન થતું હોય તેવા ગ્રંથ બનાવ્યાથી ચિત્તમાં પ્રસન્નતા આવતી નથી. અત્યારસુધીમાં તમે તો લોકોને કર્મો અને ધર્મોનોજ બોધ આપેલો છે. ભક્તિ અને ભગવાન વિષે બહુજ ઓછું કહ્યું છે, માટે જો ચિત્તમાં પ્રસન્નતા જોઈતી હોય તો સાદ્યંત પ્રભુનુંજ પ્રતિપાદન કરનાર ગ્રંથ રચો." આ ઉપરથી મહાસમર્થ યોગી એવા વ્યાસજીએ યોગદૃષ્ટિથી ભગવાનની યુગેયુગની લીલાવતારની કથાઓ જાણીને શ્રીમદ્ ભાગવત રચ્યું અને એમને પ્રસન્નતા આવી. આ પ્રસન્નતાનું ફળ આવ્યું નારદમુનિ સાથેના સત્સંગથી અગ્નું।

પ્રભુપ્રેમીઓ! ભક્તિ અને જ્ઞાનમાં બહુ ફરક નથી. છે તો એટલોજ ફેર છે કે–ભક્ત વિશ્વને ભગવાનનું સ્વરૂપ માને છે અને પોતાને ભગવાનનો સેવક માને છે, જ્યારે જ્ઞાની બ્રહ્મને સર્વરૂપ માને છે અને પોતાને પણ બ્રહ્મસ્વરૂપ માને છે. ભક્તિ એટલે પ્રીતિ અને પ્રીતિ એટલે ભક્તિ છે અને પ્રેમ એ પરમેશ્વર પોતે છે. સત્સંગ પ્રેમને પામતાં ભક્તિ શીખવે છે. ભક્તિથી ચિત્તમાં પ્રસન્નતા આવે છે, જેનું ભજન કરવામાં આવે છે એ પોતેજ જ્ઞાન–કર્મ–કર્તા છે એવું ભક્તિથી સમજાય છે. ભક્તિથી વિવેક, વૈરાગ્ય, જ્ઞાન, મોક્ષ અને પરમપદ પમાય છે. ભક્તિનું બીજ પ્રેમ છે. દરેક જીવો પ્રેમરૂપ પ્રભુના અંશો છે. જીવમાત્રમાં પ્રેમ રહેલો છે. માનવીઓમાં રહેલા પ્રેમને ખીલવવાનો યત્ન કરવો તેનેજ ભજન કહેવાય છે. ભક્તિને અર્થે બહારની ભિન્નભિન્ન ક્રિયાઓ થાય તે ભક્તિ સાચી નથી. સાચી ભક્તિ પ્રભુપ્રેમમાં પ્રેમ કરવો તે છે. પ્રેમ આત્મામાં રહેલો છે, પ્રેમી થવાને વૈરાગ્યની બહુ જરુર છે. ભક્તિરૂપ ઝાડને પોષનાર વૈરાગ્યરૂપી પાણી અને શ્રદ્ધારૂપી ખાતરની જરૂર રહે છે. ભક્તિરૂપી ઝાડ વૃદ્ધિને પામતાંજ ભક્તપર પ્રભુકૃપા ઉતરવા લાગે છે. આ કૃપા અનેરી હોય છે. આ કૃપાથી મમત્વ મટે છે. આમ તો પ્રાણીમાત્ર ઉપર પ્રભુકૃપા હોયજ છે. આ વાત ભક્તો સમજે છે પણ સંસારવ્યવહારવાળાં માનવીઓને એની જાણ નથી. તેઓ તો બહુ સુખ અને બહુ સગવડ છતાં પોતે દુઃખી હોવાની મોકાણ સમયસમયે માંડ્યાજ કરે છે. તેઓ નથી જોતા નજર કરીને કે એમનાથી ઓછા સુખસગવડવાળાં માનવીઓ પણ એમના ગામમાં અને પડોશમાં છે. છતાં તે આખું જીવન રડવામાંજ પસાર કરી બધું મૂકીને દુનિયા છોડીને ચાલ્યા જાય છે.

આવાં માનવીઓની મોંકાણો પણ સાંભળવા જેવી હોય છેઃ—

ધનવાનોઃ—તેમણે ભિખારીઓને દાન આપવું નથી અને બીજા આપનારને "આવા લોકોજ ભીખારડાંઓને ઉત્તેજન આપી ચોરીઓ કરાવે છે અને ગામમાં ન્યુસન્સ દાખલ કરે છે" કહી દાન આપનારાઓને વખોડે છે. ફક્ત પોતાના ખીસ્સામાંથી કાંઇ જાય નહીં કે તીજોરીમાંથી કાંઇ કાઢવું પડે નહીં અને મોટું નામ રાખવાની દાનતથી બીજાઓ પાસે ખાનગી ભીખ માંગે છે; જ્યારે પોતાના ઉપર આવી પડતાં પોતાની ગરીબાઇ દેખાડે છે. પોતાના શરીરના સુખ માટે વૈદ્યો, ડાક્ટરો અને હકીમોનાં ખીસ્સાં ભરતી વખતે અને આખી જીંદગી દવાના પ્રયોગો કરતી વખતે તેઓ ગરીબ હોતા નથી અને તે છતાંયે બધું મફત મેળવવાની દાનત તો તેમની મરણપર્યંતની હોય છે.

વિદ્વાનોઃ—તેઓ વિદ્યાના આનંદથી આનંદિત ન થતાં ધનની વાંછનાજ કર્યા કરે છે. 'લોકોને વિદ્વત્તાની કદર નથી; પત્રકારો એમની કળાને દ્રવ્યદ્વારા અપનાવતા નથી; બધા અવગુણીવાજ છે' આવી તેમની ફરિયાદો મટતીજ નથી.

અધિકારઃ—સત્તાના મદથી ગરીબોને પીડે છે અને નામોશી વહોરતાં સરકારની મોંકાણ માંડે છે.

આમ ધનવાન, વિદ્વાન અને સત્તાવાન કામના મડેજ, વિના સત્સંગ —વિના ભક્તિ—વિનાપ્રેમ—પ્રભુની કૃપાનાં પાત્ર બની શકતા નથી અને તેમના જીવનમાં અસંતોષ, અસંતોષ અને અસંતોષજ બતાવ્યા કરે છે. તેમને જે તેના કરતાં વધુ જોઇએ છે, તેથી રડતાં તો હોયજ છે, પણ 'રડતાંને પિયરીયાં મળ્યાં' ની માફક, પાસેનું હોય તે જતું રહેતાં તો છુટેમ્હોડે મોંકાણ માંડી પ્રભુને પણ ભાંડવા લાગે છે. જ્યારે માનવી તંદુરસ્ત હોય ત્યારે લગભગ પચાસ વર્ષની ઉંમર થાય ત્યાં સુધીમાં ભગવાનને યાદ કરતો નથી, પ્રભુનો ઉપકાર માનતો નથી, બલ્કે માંદો પડતાં ચીસો કરતો "હાય! વોય! બાપ-લીયા." ની બુમો મારતો આયુષ વિતાવે છે, ત્યારે ઘડપણ આવતાં કોઇ ભગત પ્રભુનું નામ લેવાનું સૂચન કરે છે એટલામાંજ તે ચીડાય છે બલ્કે કોઇ ભગત કહી સંબોધે તેમાં તેને નાનમ લાગે છે. દુનિયા બહુ વિચિત્ર છે. પ્રભુ

માનવી માત્રના સુહૃદ છે. ભક્તો ભગવાનના માનવી ઉપરના ઉપકારની પીછાણ કરનાર હોય છે. એમને ભગવાનનો અવગુણ જડતો જ નથી

દૃષ્ટાંત:-કોઇએક શહેરની ગલીમાંથી એક સંતપુરૂષ પસાર થતા હતા, તે વખતે મેડા ઉપર રહેનારી બાઈ એક બાઇએ નાખેલો કચરાના ટોપલામાનો કચરો તેમના ઉપર પડ્યો પેલા સંત તો લાજ રથંભી ગયા તેમને જોઇને ત્યાં થઇને જનાર એક આદમીએ પૂછ્યુ "મહાત્માજી! કેમ ઉભા રહ્યા!" સંતે જવાબ આપ્યો "જરા ઉભા રહો! આપણે જરા પ્રભુ પ્રાર્થના કરી લઇએ; પ્રભુનો ઉપકાર માની લઇએ, કારણકે આજે મારે માટે તેમણે શૂળીના સંકટને કચરાના ટોપલાદ્વારા અદ્રુ કરી નાખ્યુ છે," આમ કહેતાં પ્રભુની પ્રાર્થના કરતા કરતા તેઓ ગળગળા થઇ ગયા, તેમની આંખોમાથી અશ્રુઓ ટપકવા લાગ્યા. પોતે મનમાંજ પ્રાર્થના કરતા હતા.

આ વખતે આજુબાજુના જતાઆવતા લોકોના મનમાં ભારે કુતૂહળ થવાથી બધા ટોળે મળી સંતનાં કાર્યને જોઈ રહ્યા હતા કેટલાક ઓછી અક્કલના તો સંતને મૂર્ખ માની ગુસપુસ કરી રહ્યા હતા એક તો એ સ્થાન મંદિર નહીં, પ્રાર્થના કરવાનું સ્થાન નહીં અને વળી રસ્તો તદ્દન ગંદો હોઇ લોકોને તો સંતનો બધો પ્રકાર જેવોજ લાગ્યો એટલામાં પ્રાર્થના પૂરી કરી પેલા મહાત્મા તો ધીરેધીરે ચાલવા લાગ્યા અને તેમની સાથે થોડા ભક્તો પર અને સંતો પર પ્રેમ રાખનારા માનવીઓએ પણ ચાલવા માંડ્યુ. ચાલતા ચાલતાં સંત તેમને કહેવા લાગ્યા કે "જો આપણે આપણી આંખો ખુલ્લી રાખીએ તો દરેક જગાએ પ્રભુનો ઉપકાર માનવાનું હોયજ છે મને તો સૂર્યના કીરણોમા, પવનની લહેરોમાં, વરસાદના ટીપાઓમાં, ફુલની સુગંધમાં, ફળની મીઠાશમા, ચાલવાના ડગલાઓમા, શ્વાસોચ્છ્વાસની ક્રિયામા અને અંદર બહાર અને આજુબાજુ જ્યા જોઉ છું ત્યાં ભગવાનનો અનહદ ઉપકારજ માલમ પડે છે" અસ્તુ

પ્રભુપ્રેમીઓ! ભક્તિ કરતાં શીખનારાઓએ પ્રથમ પ્રભુનો ઉપકાર માનતાં શીખવુ જોઇએ પ્રભુની કૃપાની પિછાણ થયા પછી પ્રભુના ઉપકારને સમજાય છે પ્રભુની કૃપાની પિછાણ કરવી એજ શ્રેષ્ઠ ધર્મનો પાયો છે પ્રભુનો ઉપકાર માનવો અને પ્રભુની કૃપા ચાહવી એ શ્રદ્ધા વિના બની શકેતું નથી

શ્રદ્ધાથી ભક્તિ પોષાય છે. સત્સંગથી શ્રદ્ધા ઉપજે છે. ભક્તિથી મનના મેલરૂપી મમતા અને સંશયો અને હૃદયની ગ્રંથીઓ છૂટી જાય છે. એથીજ શાસ્ત્રો અને સંતપુરુષો સત્સંગ કરવાની સલાહ આપે છે, અને ભક્તિને વિવેક વડે વધારવાની જરૂર જણાવે છે.

વિવેક એટલે "પરમાત્મા શું? જીવ શું? ઈશ્વર શું? માયા શું? જગતની સાથે મનુષ્યને સંબંધ શો? આત્મા શું? અનાત્મા શું? સગાંસંબંધીઓ અને પડોશીઓ સાથેનો આપણો સંબંધ ક્યાંસુધી મીઠો રહી શકે છે? શરીરની સાથે જીવાત્માનો કેવો પ્રકારનો સંબંધ છે? મનુષ્ય આ દુનિયામાં શામાટે આવ્યો છે?"–આવાં બધા પ્રશ્નોના ખુલાસાઓ થઈ જાય તેને વિવેક કહેવામાં આવે છે. જો ભક્તને વિવેક ન હોય તો એની ભક્તિને જગતના લોકો ટકવા દેતા નથી જાણ્યે અજાણ્યે એઓ અંતરાયને આણ્યાજ કરે છે. આ ભક્તિની ખીલવણી કરવામાં ભક્તે પોતાનો કુટુંબને પ્રેમથી વશ કરી લેવું જોઈએ. જો કુટુંબ આડું થાય તો જેમ નરસિંહ-મીરાં-પ્રહ્લાદ અને અત્યારના પણ ભક્તોને જે બહુ વેઠવું પડ્યું છે તેમ વેઠવું પડે છે. ભક્તે પોતાનાં બૈરીછોકરાંઓને પોતાનાં આજ્ઞાંકિત બનાવી દેવાં જોઈએ.

દૃષ્ટાંતઃ–કોઈ એક આદમીએ કબીરને પૂછ્યું "તમે કોઈ પણ અંતરાય વિના સુખેથી ભક્તિ કરી શકો છો તેનું કારણ શું? કબીરે ઉત્તર આપ્યો. "તમે મારે ઘેર આવો તો હું તમને ઉત્તર આપું." આ આદમી કબીર સાથે તેમને ઘેર ગયો. ઘેર પહોંચતાંની સાથે કબીર પોતાની સાળપર બેસી કપડું વણવા લાગ્યા. પછી પોતાની સ્ત્રીને કહ્યું "જરા દીવો કરી લાવ." તુરતજ તે બાઈ દીવો સળગાવી લાવી. પછી તેમણે કમાલને પેલો દીવો લઈ, ધરી રાખી ઊભા રહેવા કહ્યું. કમાલ દીવો ધરી ઉભો રહ્યો. થોડો વખત રહી તેમણે પેલા માણસને કહ્યું "તમે સમજ્યા? હું સુખેથી ભજન કરી શકું છું તેનું આ કારણ છે. તમે શું જોયું?" પેલા આદમીએ કાંઈ ન સમજ્યાનું જણાવતાં કબીરે કહ્યું "જુઓ! કુટુંબને પ્રેમથી વશ કરવું જોઈએ. અત્યારે ખરા બપોરનો વખત છે અને અજવાળું પૂરેપૂરું છે છતાં બેમાંથી એકેએ મને ન પૂછ્યું કે ખરે બપોરે દીવાની શી જરૂર છે. કોઈએ મારી આજ્ઞાનું કારણ જાણવાની ઈચ્છા પણ ન કરી અને મારી આજ્ઞા મુજબ વર્તી રહ્યાં. ખરેખર! જો કુટુંબીઓ મદદગાર થાય તોજ ભક્તિ સુખેથી થાય છે."

હવે આપણે ભક્તિને એક ઝાડની સાથે સરખાવીએ માની લ્યો કે એ એક ઝાડ છે ઝાડને જેમ ડગાડગીઓ થાય છે તેમ ભક્તિને પણ ડાળા થાય છે જ્યારે સગાંઓ પર મિત્ર પર, ગામ પર સ્વદેશ પર અને પ્રભુ પર પ્રીતિ વધે ત્યારે સમજવુ કે ડાળો થઇ પછી જેમ ઝાડ પર ફૂલ બેસે છે તેમ આ ભક્તિવૃક્ષ પર ફૂલો ફૂટે છે હાર્દિક પ્રેમ પ્રાણીમાત્ર પર થાય છે મનમા આવેતુ તેટલુ બધુ યદ્વાતદ્વા બોલતુ નથી પણ શાસ્ત્રમા હોય તેવુ અને તેટલુજ બોલાય છે અને બોલ પ્રમાણેનાજ આચરણો થાય છે હૈયામાથી પ્રેમના ઉમળકા વાણીમા, ભીનનમાં અને પ્રભુની વાતો કહેતા ઉભરાય છે વળી આવકમાથી યથાર્થ ભાગ (દશાશ જેટલો) પરમાર્થમા વાપરવાનુ દિલ થાય છે વળી આ ભક્તિવૃક્ષને ફળો પણ બેસે છે જેમા કેટલાંક કાચા અને કેટલાક પાકા ઉતરે છે "માનીપણુ–આબરૂ–લાજ્જા મોટાઓનો મેળાપ, વખાણ, ઘણી બાબતોમા ફત્તેહ અને ઘણા માણસોના આશીર્વાદ"–આ કાચા ફળો છે, જ્યારે 'અખૂટ ઇશ્વરી આનદ, મૃત્યુભયરહિતપણુ, મૃત્યુના આગમનનો અભાવ વર્તમાન જીવનમા મુક્તિનો અનુભવ બ્રહ્માનદાનુભવ, શાંતિ, અવસાન બાદ મુક્તિનો અટલ વિશ્વાસ, મુખપર અને નેણવેણમાં અલૌકિકતા, મનના સકલ્પોમા પવિત્રતા અને પ્રેમમય ભાવના –આ પાકા ફળ છે પ્રભુની પ્રાપ્તિ સપાદન કરવાને માટે ભક્તોને કશુ અણગમતુ લાગતુ નથી –

પ્રભુપ્રેમીઓ! આત્મા અકર્તા છે એવુ જેની બુદ્ધિમા બરાબર ઠસી ગયેલુ હોય છે, તે કર્મથી લેપાતો નથી 'હુ આત્મા છુ' એવુ જેને નિશ્ચયાત્મક જ્ઞાન હોય, તે ફલેચ્છાના ત્યાગથી સત્કર્મો કરે છે પરોપકાર અને પરમાર્થ માટે કામ કરવુ એવો એ આત્મવિદ્નો સ્વભાવ થઇ ગયલો હોય છે આ બધુ અર્જુને સાભળ્યુ છતાં એ ગૃહસ્થ હતો અને એવુ જ્ઞાન નિશ્ચયાત્મક ન હતુ તેથી ભગવાને એને સન્યાસી થઇને ભીખ માગીને ગુજરાન ચલાવવાની મના કરેલી હતી અને ગૃહસ્થના ધર્મને વળગી રહેવાની સલાહ આપી હતી જો અર્જુન ક્ષત્રિય નહોત તો એને ભગવાને લડવાનો બોધ આપ્યો નહોત. યુદ્ધ કરવાનુ કર્મ તો રાજપૂતો (ક્ષત્રિયો) નુજ છે

પૂર્વે વર્ણવેલા અધિષ્ઠાન વગેરે પાચ વસ્તુઓથીજ કર્મ થવાની ક્રિયાનો આરભ થાય છે, છતા વિચાર નહીં કરનારાં બુદ્ધિહીન માનવીઓ પ્રકૃતિના કાર્યો શરીર વગેરેથી થના ભલાબૂરા કામનાવાળા, કામના વિનાનાં દુષ્ટાદુષ્ટ

કર્મોનો કર્તા પોતાને માને છે. કારણકે એઓ જાણતા નથી કે પોતે આત્મા છે તેમજ શ્રુતિએ વર્ણવેલા કળારહિત, ક્રિયારહિત, નિર્વિશેષ, કેવળ એકરસ આત્મા–જે એ પોતેજ છે તે એઓ જાણતા નથી. બસ, એઓ બોલ્યાજ કરે છે અને માન્યાજ કરે છે કે–'આ મેં સ્નાન કર્યું, મેં ખાધું, હું આવ્યો, હું ગયો; મેં આ કામ કર્યું, મેં આ પાપ કર્યું, મેં આ પુણ્ય કર્યું.' આમ તેઓ આત્માને કર્મનો કર્તા જુએ છે, જાણે છે અને માને છે.

જે કોઇ પોતાને ક્રિયારહિત, કર્મ નહીં કરનારો, અસંગ, ચિદ્રૂપ, નહીં સમજીને કરવા ભોગવવાપણાનો ધર્મ શરીરનો છે, એવું નહીં માનીને આત્માપર આરોપ મૂકે છે એવો માનવી અકૃતબુદ્ધિ કહેવાય છે. એવો અકૃતબુદ્ધિ માનવી નિત્યનિરંતર શ્રવણ, મનન, નિદિધ્યાસનના સંસ્કારોથી પોતાને નિષ્ક્રિય, શુદ્ધ, બુદ્ધ, નિત્યમુક્ત સ્વભાવ જે આત્મા છે તે 'હું છું', એવું આત્મારૂપ પોતાને સમજવાનુ જેની બુદ્ધિમા આવે છે તે સુસસ્કૃતા બુદ્ધિવાળો એટલે કૃતબુદ્ધિ કહેવાયછે. આવો કૃતબુદ્ધિ–બુદ્ધિવાન–બોધને પામેલો હોઈ આત્મતત્વને ઓળખતો થઇ ગયેલો હોય છે. આનાથી જે માનવીમાં ઉલટી સમજ હોય તે–અકૃતબુદ્ધિ સાંભળ્યા છતાં; સમજાવ્યા છતાં સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર નથી કરતો. કારણકે તે દુર્મતિવાળો છે. આવી દુર્મતિ એનામાં હોવાનું કારણ એનું અજ્ઞાન યાને અવિદ્યા છે. આવા અજ્ઞાનના કારણે દૂષિત એવા દેહ–ઇન્દ્રિયોમાં 'હુ' એવી એની બુદ્ધિ હોય છે; દુર્મતિ એટલે બુદ્ધિહીન વિચારશૂન્ય માનવી. એની બુદ્ધિમાથી રાજસ્તામસ વાસનાથી ઉપજેલી, અવિદ્યાથી થયેલી દૂષિત બુદ્ધિ જેની હોય છે તેને દુર્મતિ એટલે બુદ્ધિહીન કહેવામાં આવે છે. આવો માનવી જેમ પશુ પોતાના શરીરને જાણે છે તેવીરીતે જાણતો હોવાથી શરીરને આત્મા માને છે. ક્રિયા કરતા શરીરને આત્મા માનતો હોઈ એ સાચા આત્માને ઓળખતોજ નથી એટલે આત્મા અક્રિય છે એવું પણ એ કેમ જાણે? ક્રિયાવાળો આત્મા–જે શરીર–તેને 'હું છું' એવું માનીને 'હુ કર્તા છુ;' હું જાઉ છું; હું આવુ છું; હું કરૂં છું; હુ ખાઉં છું;' એવું એ માની રહેલો છે.

આ કારણથી મૂઢ માનવી–આકાશમાં દોડતાં વાદળમાં ઘેરાયેલા અચળ ચન્દ્રને ચાલતો જુએ છે; નદીમાં ચાલતા મછવામાં બેઠેલો માનવી કિનારા ઉપરનાં અચળ વૃક્ષોને ચાલતાં જુએ છે અને એવાજ એના અજ્ઞાન વડે

અકર્તા આત્માને કર્તા માને છે એ જાણે છે કે આ સ્થિર હોય છે છતા અજ્ઞાનમા બેઠા પછી એ જ્ઞાન એ મૂઢ માનવી વીસરી જાય છે અને એને ઝાડ ચાલતુ લાગે છે, તેવીજરીતે દોડે છે વાદળ છતા એને ચન્દ્રમા દોડતો દેખાય છે એવીજરીતે આ મૂઢ માનવીને કહેવામા આવ્યુ હોય કે–આત્મા નથી કર્તા, નથી ભોક્તા–પણ એ તો છે–વ્યાપારહિત, ક્રિયારહિત શાંત નિત્ય, મુક્ત, શુદ્ધ બુદ્ધ સત્ય સૂક્ષ્મ, પરિપૂર્ણ, એક સનાતન, ચિન્માત્ર આચાર્ય દ્વારા આવો ઉપદેશ સાંભળ્યા છતાં પણ આત્માને અકર્તા–અભોક્તા મૂઢ માનવી સમજતોજ નથી માને એની સમજમા એ આવતુંજ નથી

વારુ, અહી એક શંકા ઉઠાવી શકાય છે–'માનવીના આત્માનુ અકર્તાપણુ નહીં પણ કર્તાપણુ જોવાય છે, એ કાઇ અનુચિત નથી આત્માનુંજ કરવાપણું છે આત્માનુ કરવાપણું નથી એવુ કોઇ પ્રમાણુજ નથી 'હું આ કરુ છુ' એવુ કરવાપણાનો ધર્મ અમે અમારી આંખે જોઇએ છીએ અને કાને સાંભળીએ છીએ–એથી પ્રત્યક્ષ થાય છે કે એ ધર્મ દેહનો નથી મૃત થયેલો દેહ 'હું કરુ છુ, જાઉ છુ, ભોગવુ છુ' એવુ બોલતો નથી એથી પણ પ્રત્યક્ષ થાય છે કે કરવાપણાનો ધર્મ દેહનો નહીં પણ આત્માનો છે દેહની ચેષ્ટામાત્ર આત્માના પ્રેરવાથી થાય છે દેહમા આત્મા હોવાથી–જેમ વાયુવડે ઝાડ હાલે છે, તેમ દેહનું સર્વકાઇ કરવુ થાય છે એથી આત્માનુંજ કર્તાપણું અનુમાનાય છે શ્રુતિ પણ એવી મતલબનુ કહે છે કે—'स एव मायापरिमोहितात्मा शरीरमास्थाय करोति सर्वम्।'= એ માયાથી મોહિત થયેલો આત્મા શરીરમા સ્થિતિ કરીને સર્વકાંઈ કરે છે' તેથી એ સાચુ છે કે કરવાપણાનો ધર્મ આત્માનોજ છે કારણકે મૂએલો દેહ કામ કરી શકતો નથી" આ શંકાનો ઉત્તર નીચે પ્રમાણે છે–' તમે કહો છો તે પ્રમાણે આત્માનું કરવાપણુ સિદ્ધ થતું નથી વિચારી જોતા આત્માને કોઈ હાથપગ વગેરે અંગો નથી જુઓને આકાશને કોઇ અવયવો છે? શુ આકાશ કાંઈ કરે છે? થાય છે તે તો બધુ અવયવોથી ને? જુઓ! સુષુપ્તિ અવસ્થામા આત્માનુ કરવાપણુ કશુ પણ જોવામા આવે છે? શરીર મરી ગયુ નથીને?

શંકા –'ના ન સમજશો કે સુષુપ્તિમા આત્માનું અકર્તાપણુ છે 'હું સુખેથી ઉંઘ્યો, ઉંઘમા મેં કશુ જાણ્યુ નહીં' મનુષ્ય ઉઘતું હોય છે, એ

વખતે એના શરીરમા આત્મા છે એથીજ એને એવુ અનુભવાય છે અને તેથીજ ઉપરોક્ત ઓનેવા જેવુ એ બોલે છે માટે એ વાત સાચી છે કે કર્તાપણું આત્માનુ છે 'મે સ્વપ્નામા કાશી જોયુ' એમ કહેનારો આ માજ સુષુપ્તિમા એવો અનુભવ કરે છે કોઈ સુખનુ ખનો અનુભન પણ એજ કરે છે શરીર કશુ કરતુજ નથી "

**શકાનો ઉત્તર:-** "સુષુપ્તિ અવસ્થાનુ પણ જ્ઞાન ધરાવનાર આત્માનો સદ્ભાવ હોવા છતા પણ આત્માનુ કરવાપણું સિદ્ધ થતુ નથી જો કે 'હુ સુખેથી ઉઘ્યો' એવુ કહેનાર આત્મા છે, તેણે પોતાના સુખનો આનદ વ્યક્ત કર્યો પણ અવયવરહિત એવા આત્માનુ 'હુ ઉઘ્યો, મને સુખ થયુ' એવુ બતાવ્યાથી કરવાપણુ તો સિદ્ધ થતુજ નથી 'તે બેઠો છે, તે છે' એવો જેમ ઇસારો થાય છે તેમ 'હુ ઉઘ્યો' એવો ઇસારોજ છે, એમા કોઇપણ જાતનો વ્યાપાર શરીરમા રહેલા આત્માનો નથીજ, કારણકે નથી એને હાથ કે નથી એને પગ 'હુ સુખે ઉઘ્યો' એમ ઇસારો કરીને આત્મા પોતાની નિરૂપાધિક સ્વરૂપપ્રાપ્તિને પ્રકાશે છે જેમ ઇન્દ્રિયો મન, બુદ્ધિ ઉઘે છે તેમ તે ઉઘતો નથી શ્રુતિ એજ કહે છે 'असुप्त सुप्तानभिचाकशीति।' 'एप सुप्तेपु जागर्ति।' આત્મો સૂતેનામા હોવા છતા તેમને ભોગવે છે અને પોતે તો જાગેજ છે આવી વસ્તુસ્થિતિ જોતા કરનાપણુનો ધર્મ શરીર વગેરેનો છે, આત્માનો નથી આત્મા અકર્તા છે એવુ કશુ કરવાપણુ નથીજ બહુ શ્રુતિઓનો બોધ આ સત્યને પ્રમાણ કરે છે— 'निष्कलं निष्क्रियम्।' 'नाय हन्ति न हन्यते। अनतश्चात्मा विश्वरूपो ह्यकर्ता।' 'वृक्ष इव स्तब्ध।' 'नित्य सर्वगत स्थाणु।'

પ્રભુપ્રેમીઓ! શકાઓ અને ઉત્તરો સાભળતા હુ માનુ છુ કે-'તમારામા જરૂર જિજ્ઞાસા ઉદ્ભવશે કે ત્યારે કરનાપણુ કોનુ છે?' કારણકે એ સિદ્ધ થાય છે કે-'આત્મા કોઇ ચેષ્ટા કરતો નથી કેમકે એ અવયવ રહિત છે, પરિપૂર્ણ છે, એવા શ્રુતિવચનોથી એ અક્રિય છે, પરન્તુ મુમુક્ષુઓને બોધ થવા માટે-આત્માનુ અક્રિયપણુ દૃઢ થવા માટે અને આત્માનુ કર્તાપણુ હોવાનુ અજ્ઞાન દૂર થવા માટે આત્માનો આભાસ જેને ચિદાત્મા કહેવામાં આવે છે તેનુ કર્તાપણુ છે ' ' એવા અભિમાન વડે સામાન્ય અને વિશેષ કર્મ એજ કરે છે

જાગ્રતાવસ્થામાં અને સ્વપ્નાવસ્થામાં દેહને વિષે અને બીજે ઠેકાણે 'હું-મારું ' એવું અભિમાન એ વિજ્ઞાન-આત્મા કરે છે કરવાપણું અને ભોગવવાપણું-જાગતા, ઉંઘતા, સ્વપ્ન કરતા 'હું અને મારું ' એમ બોલીને અભિમાન કરનાર વિજ્ઞાન-આત્માનું છે એ આભાસ આત્માજ સર્વ કર્મો કરે છે વિદ્વાનોને આ સત્ય પ્રત્યક્ષ છે સુષુપ્તિમાં જો તે ન હોય તો કરનારપણાનો ભાવ પ્રતીતજ ન થાય. તેજ શ્રુતિ કહે છે-'विज्ञान यज्ञ तनु ते कर्माणि तनुतेऽपि च।' 'मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुष।' ભાવાર્થ "વિજ્ઞાન અને ક્રિયા-કર્મને-ઉદ્ભવે છે-માનનારો બોધવાળો અને કરનારો વિજ્ઞાન આત્મા-શરીરમાં રહેનો તે છે સર્વ પ્રમાણોથી વિજ્ઞાન-આત્માનુંજ કરવાપણું સમજાતું હોવાથી કર્તાભોક્તા આત્મા નથી એ સિદ્ધ થાય છે

શરીરમાં સ્થિતિ કરીને બધું કરે છે એવું માયાથી મોહિત થયેલા આત્માના રૂપને કહેવામાં આવ્યું છે શુદ્ધાત્માને માટે એ કહેવામાં આવ્યું નથી મૂળરૂપ આત્માથી બીજો બનેલો મોહિત આત્મા-તેને માટે કહેવામાં આવ્યું છે તેથી એમ સમજવાનું નથી કે આત્મા ઘણા છે શુદ્ધ, બુદ્ધ, એક આત્માજ જાણે ધ્યાન કરતો હોય, લોલુપ્ત થતો હોય એવો સમજાય છે જેમ કોઈને વિમાનમાં ઉડવાને તૈયારી કરતો કે મોટરમાં જવાને માટે તૈયારી કરતો જોઈને, 'આ ઉપડ્યો, આ ગયો, આ ઉડે છે, આ જાય છે' એમ કહેવામાં આવે છે, ત્યારે મૂર્ખાઓની જેમ ઉડવાની અને જવાની ક્રિયા બેસનાર માનવીની માને છે, તેવુંજ અજ્ઞાનીઓનું આત્માનું કરવાપણું આત્માપર આરોપિત થાય છે આત્મા ઉપરનો આવો આરોપ સત્ય નથી જો કે આ આરોપજ છે, પણ પરત્તુતાએ જો આત્માનું કર્તાપણું હોય તો તેનું સંસારીપણું ઠરે છે આમ આત્માનું સંસારીપણું ઠરતાં મોક્ષ જેવી કોઈ વસ્તુજ રહેતી નથી મોક્ષના અભાવથી વચનનો વ્યાઘાત થવાનો પ્રસંગ ઉભો થાય છે પરમાત્મા શ્રીકૃષ્ણનું કથન મિથ્યા ઠરે છે શ્રીકૃષ્ણ પરમાત્મા પોતેજ મુક્તિને વર્ણવે છે આ મોક્ષશાસ્ત્ર ગીતાને કહે છે પોતે મુક્ત છે અને બીજાને છૂટવાને માટે બોધ આપે છે 'विमुक्तश्च विमुच्यते।'-શ્રુતિ કહે છે કે છૂટ્યો હોય તે છોડાવે છે આથી સિદ્ધ થાય છે કે આત્મા અકર્તા છે એટલુંજ નહીં પણ વ્યવસ્થાપૂર્વક એ પ્રમાણિત થાય છે

આ બાબતમા એક પ્રશ્ન અત્રે ઉપસ્થિત થાય છે કે-' ભલે ઉપાધિવાળા આત્માનુ કરવાપણુ કહો, પણ તે આત્માનું તો ખરૂ ને?' ઉત્તર મા સામો પ્રશ્ન એ છે કે 'આત્માનુ ઉપાધિવાળા થવુ કોના સબધથી થાય છે? સયોગના સબધથી થાય છે કે સમવાયના સબધથી થાય છે? જો 'સયોગ' નો સબધ કહો તો આત્માનો સબધ તો સર્વથી છે કેમ એ- ભાગ સાથેજ સબધ કરો છો? શરીરની સાથેજ આત્માનો સબધ છે એવુ નથી ખુરસી-ટેબલ સાથે પણ આત્માનો સબધ છે, તો એ કેમ દેવા મડી પડતાં નથી? જે અવયવરહિત છે તેની કોઈ અમુક ભાગ સાથે સબધ હોવાની કલ્પના કરવી અયોગ્ય છે ઉપાધિ એટલે શરીર-એનો પરિપૂર્ણ આત્માની સાથે સયોગ અયોગ્ય છે એવીરીતે શરીર અવયવી હોઈ તેનો નિરવયવી આત્માનો સયોગ સભવિતજ નથી જો એમ હોય તો સર્વથી સબધ હોઇને આત્માનુ જડપણુ અને જગતનું અધપણુ સિદ્ધ થાય છે તેમ જો 'સમવાય' સબધ કહો તો સમવાય અને સમવાયી બેઉનો સબધ સિદ્ધ થવામા બેઉની વચ્ચે અતર હોવાથી બેઉને વ્યવસ્થિત થવાની અપેક્ષા રહે છે આવો પ્રસગ આવતા બેઉનુ જોડાણ થઈ શકતુ નથી, માટે સમવાયની સાથેનો સબધ સિદ્ધ થતો નથી

વારૂ 'कर्मानुगाम्यनुक्रमेण देही।'-આ શ્રુતિ પ્રમાણે 'કર્મ' પ્રમાણે ઉદ્ભવતા શરીરોમા અનુક્રમે એ જાય છે' એવા કથનથી આત્માનુ દેહી હોવાનુ સભળાય છે એ જોતા બેઉનો દેહ અને આત્માનો અવયવ અને અવયવી-ભાવનો સભવ રહે છે જ, જેથી એ બેઉનુ જોડાણ સિદ્ધ થતુ નથી કારણકે જ્યા અવયવી હોય ત્યા અવયવ હોયજ છે એ જોતા જ્યા આત્મા ત્યા દેહ -એમ ખરૂ કે નહીં? આનો ઉત્તર નકારમા આવે છે શુ બે દેહો વચ્ચે આત્મા નથી? આત્મા તો સર્વગત, એકરસ આકાશની આરપાર અને બહાર પણ છે ત્યારે શરીરમાજ છે અને શરીરની બહાર નથી એવુ નથીજ દેહ દેહીનુ જોડાણ બની શકતુજ નથી આ હાલતમા દેહી કોણ છે? આ પ્રશ્ન થયા વિના રહે તેમ તેમ નથી, જેનો ઉત્તર આ છે કે-'અવિદ્યાદશામા 'હું દેહ છુ' એવા અજ્ઞાનથી અને અધ્યાસના સબધથી આત્માનુ દેહીપણુ સભવિત થાય છે અને એથી એને દેહી કહેવામા આવે છે '-પણ આ કથન અધ્યાસના કારણથીજ કહેવાય છે એ ભૂલવુ ઘટે નહીં વસ્તુતાએ જોતા એમ નથી પૂર્વોક્ત સયોગ અને સમવાયનો બીજો એક સબધ જોતા અને એનો

અંગીકાર કર્યાં છતાં પણ એ વાસ્તવિક ઠરતું નથી. જુઓને કાળો રંગજ ન હોય તો કાળો એવો ઘોડો કેમ હોય? તેમ દેહનો નાશ છતાં દેહીનો પણ નાશજ થવાનો પ્રસંગ આવે છે અને વળી એ જોતાં આત્માને નિત્ય કહેનારી શ્રુતિનું અસત્યપણું ઠરવાનો પ્રસંગ ઉભો થાય છે. આ જોતાં આત્માનું સંસારીપણું ઠરે છે. આત્માનું સંસારીપણું ઠરતાં એનું મોક્ષરહિતપણું વગેરે અનર્થ ઉભા થાય છે. આ બધું જોતાં અને શ્રુતિઓનું કથન જોતાં અવયવરહિત અને અસંગ એવા નિર્વિશેષ આત્માનો ઉપાધિ સાથે, તેના ધર્મ સાથે અને એ ઉપાધિરૂપ શરીરના કર્મ સાથે કોઇ પણ રીતે કલ્પી પણ શકાય તેમ નથી. તેટલા માટે આત્માનું ક્રિયાપણું, ક્રિયાનું આશ્રયપણું યા ક્રિયાનું વિષયપણું કદાપિ જરાયે કોઇ પણ રીતે સંભવતું નથી.

આ કારણથી ભગવાનથી એવું કહેવાય છે કે એ બધું અવિદ્યા અને તેનું કાર્ય અજ્ઞાનયુક્ત શરીરરૂપ ઉપાધિ છે; તેનાથી ભક્તોને છોડાવવાને અને એ અવિદ્યાથી કરવાને ઇચ્છતા પોતે એ બોધ આપે છે કે 'આત્મા તો કેવલજ છે.' વળી આ બોધને દૃઢ કરવા ભાર દઇને ભગવાન કહે છે કે—"**અવયવવાળી ઉપાધિ એવું જે શરીર તેનેજ તમે કર્તાભોક્તા જાણો. આત્માને નહીં. આત્મા તો કેવલ, કળાવિનાનો, ક્રિયા વિનાનો છે. તેને સ્વપ્નમાં પણ કર્તા નજ માનો. અવયવરહિત, અસંગ એવા આત્માને ક્રિયાનું આશ્રયપણું ન માનો.**" આવું ભગવાનનું કથન ગીતામાંથી નીકળતું સમજે અને પછી એને ગુરૂ પાસેથી શીખ્યા પછી અને આત્મતત્વને એવું કહેવાતું સાંભળ્યા પછી પણ તેમજ ડોકું ધુણાવીને 'હાજીહા' કર્યાં પછી પણ આત્માને પાપપુણ્યનો કર્તાભોક્તા માનનાર માનવી દુર્મતિ કહેવાય છે.

વાર! હવે અસંગ એવો આત્મા શરીરનો સંગી અધ્યાસથી બને છે અને બંધાય છે, છતાં ગીતાના બોધથી તે શરીરનો સંગી હોવા છતાં વિદ્યાના બોધથી છૂટે છે. આ સાંભળ્યું છતાં મનાતું નથી અને દેહાધ્યાસથી પાપપુણ્ય કર્મ કરે છે અને સાંભળ્યા પછી કોઇકથી એવાં કર્મ નથી પણ થતાં. આ હાલતમાં સ્વાભાવિક રીતે એવો સવાલ થાય કે ભગવાનના બોધ પછી, ગીતાના પાઠ કર્યા પછી અને ગુરુનો બોધ થયા પછી પણ કોણ આચરણ કરે છે અને

અવિદ્યાથી બચે છે? એ જાણવુ મોક્ષાર્થીને બહુ જરૂરનુ છે. સંસારીઓને અને ત્યાગીઓને પણ સમય આવે ત્યારે બુદ્ધિહીન થઈ જવાનો પ્રસગ ઉભો થાય છે "બચે છે કોણ?" આ પ્રશ્નનો ઉત્તર માત્ર એકજ છે–"બચે છે તીવ્ર વૈરાગી, તીવ્ર મુમુક્ષુ, પાકો સયમી અને આત્મધર્મમા રહેતો અસગ બ્રહ્મવિદ્ યા પ્રભુનો સાચો ભક્ત, જે પ્રભુનુ કૃપાપાત્ર હોય તે "

દષ્ટાંત:–જગલમા એક મહાત્મા રહેતા હતા સયમી અને નૈષ્ઠિક બ્રહ્મચારી, સુદર, સુદઢ, પ્રૌઢ છતાં સ્ત્રીઓને આકર્ષણ થાય એવા શરીરવાળા હતા. હમેશા ગામમા ભોજન કરવા આવતા હતા રસ્તામા એક વેશ્યાનુ ઘર આવતુ હતુ વેશ્યા પણ મહાત્માના રૂપસૌદર્યના કારણે આકર્ષાયેલી હતી ઘણી વાર મહાત્મા તે રસ્તે થઇ જતા અને વેશ્યા તેમને જોતી એટલે તેમને પ્રશ્ન કરતી હતી કે "તમે મરદ છો કે ઔરત?" મહાત્મા પણ હમેશા એને જવાબ આપતા કે "કોઇ એક દિવસ આ સવાલનો જવાબ આપીશ." આ પ્રમાણે બહુ દિવસ ચાલ્યુ અને છેવટે નજદિક આવ્યુ મહાત્માનુ મોત પોતે મરણપથારીએ હતા એટલે ભિક્ષા લેવા જવાય નહીં અને વેશ્યા એમને જોઈ શકે નહીં એટલે મહાત્મામાં મુગ્ધ થયેલી તેથી તેમના મુકામ પર ગઇ અને એમની દશા જોઇ પાછો અસલ પ્રશ્ન પૂછી કહ્યુ "મહાત્માજી! હવે આજે તો જવાબ આપો!" તરતજ તેઓ બોલ્યા "હું મરદ છુ, પુરુષ છુ. આ લોકોમાથી અખંડ શુદ્ધ આચરણ કરીને આ લોકોમાથી જાઉ છુ " વેશ્યા બોલી "તમે મરદ તો પ્રથમથીજ હતા, છતા તે વખતે આવુ નહીં કહેતા અત્યારે કેમ કહો છો?" મહાત્માએ જવાબ આપ્યો "પુરુષજાતિમા જન્મ લેવાથી પુરુષ થવાતુ નથી, પણ પુરુષોના કામો કરવાથી માનવી પુરુષ બાને મરદ બને છે. મે મારા પુરુષાર્થથી પુરુષજાતિ સાર્થક કરી છે એમ મને અત્યારે સતોષપૂર્વક અને ખાત્રીપૂર્વક લાગે છે" આટલુ બોલી મહાત્માએ પોતાનો છેલ્લો શ્વાસ ખેચ્યો

પ્રભુપ્રેમીઓ! મામામોહિત વિજ્ઞાન–આત્મા કહેવાયો તો એ મોહ કેવો હોય છે, એનુ સ્વરૂપ જાણવુ ઘટે છે જેમકે તમે અધારામા ચાલ્યા જતા રસ્તામા એક સર્પ પડેલો જોયો અને તેથી તમને ક્ષોભ થયો તમે જતા હતા તે સાકડી ગલી હતી તમારી પાછળ એક ભેસ ચાલી આવતી હતી

તમે આગળ વધી પણ ન શકો તેમ પાછળ પણ જઈ ન શકો એવી તમારી સ્થિતિ થઈ ગઇ પરંતુ વસ્તુતાએ તમે જોયેલો સર્પ એ સર્પ ન હતો એ તો એક દોરડાનો ટૂકડો હતો કેટલો બધો ક્ષોભ થયો? તમારૂ આખુ શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયુ અને ધ્રૂજવા માડ્યુ આ બધુ તમને કોણે કર્યું? એ તમને અજાણ્યુ છે સર્પ ન હતો છતા સર્પ સમજાયો એ કોણે સમજાવ્યુ? એ પણ તમને અજાણ્યુ છે જવાબ એ છે કે આ બધુ તમને કર્યું તે તે અવિદ્યા યા માયા યા અજ્ઞાને આ અજ્ઞાનમા બે શક્તિઓ છે—આવરણશક્તિ અને વિક્ષેપશક્તિ. એમાની આવરણશક્તિએ તમને દોરડાને છુપાવીને બતાવ્યો સર્પ અને વિક્ષેપશક્તિએ સર્પવડે તમને પહોચાડ્યો ક્ષોભ આવીજરીતે માયાથી મોહિત થયેલો વિજ્ઞાન આત્મા કહેવાય છે વસ્તુતાએ સાધકને થતા ભ્રમને દૂર કરવાની આ બધી વાતો છે બાકી આત્મા તો અક્રિયજ છે

( )

વારૂ આત્મા અક્રિયજ છે એવુ જેનુ નિશ્ચળ જ્ઞાન છે તે 'સુમતિ' કહેવાય છે એ દુર્મતિ નથી કારણકે પાપપુણ્યનો કર્તા આત્મા છે એવુ મૂર્ખાઇ ભરેલુ એ માનતોજ નથી. આથી એવુ સાભળવામા આવે છે કે 'હું કરૂ છુ' એવો જે માનવીની બુદ્ધિમાં ક્રિયાભાવ ન હોય તે કદાપિ પાપથી લેપાતો નથી આખા વિશ્વનો નાશ કર્યાથી પણ એ નથી બધાતો કારણ એનુ એક તો આ છે કે એ આત્માસ્વરૂપ છે આત્મા જે કોઈ ક્રિયાજ કરતો નથી તે હણેજ કેમ? જેનો સગ શરીર સાથે છે તે હણે છે, જેનો સગ શરીર સાથે નથી તે હણતોજ નથી આખુ વિશ્વ હણાયા છતા એ નથી લેપાતો અને નથી એ બધાતો તેનુ કારણ આ છે "આ મુમુક્ષુ બ્રહ્મવિદ્ ગુરૂનુ કૃપાપાત્ર થયો છે કેમકે પૂર્વના જન્મોમા સાત્વિક વૈદિકકર્મોથી આરાધન કરીને પરમેશ્વરના અનુગ્રહથી શુદ્ધાત્મા થયો છે અને શુદ્ધાત્મા થવાથી શ્રવણ વગેરેથી ઉપજેલા જ્ઞાનવડે જેમ પાણી અને દૂધ જુદા પાડવામા આવે છે એવીજરીતે આત્મા અને અનાત્માનુ-જ્ઞાતા અને જ્ઞેય લક્ષણુવાળુ બરાબર જુદા હોવાનુ જાણીને અનાત્માથી આત્માને જુદો જાણે તે પોતાના આત્મામાજ આત્માભાવ જાણીને સદા આત્મામા રહેનો હોયછે' બીજુ કારણ આ છે- ઉત્તમ કોટિના આ બ્રહ્મવિદે શરીરથી પોતાને ભિન્ન જાણી લીધો છે અવિદ્યાના કાર્યો શરીર સહિત પાચ કારણો જે કર્મને પૂર્ણ કરનારા છે તેનાથી જે કોઈ ભલાભૂરા અને મના કરેલા કર્મ થાય છે પરંતુ એવા કર્મો થવા છતા 'મે કર્યું'—એ

બ્રહ્મ' એમ એ બોલે અને એમ માને પણ જો એ પોતાને બ્રહ્મ માનતો હોય તો એવા બ્રહ્મભાનથી થયેલા કર્મોવડે નથી એ બંધાતો અને નથી એ લેપાતો કારણકે એ ભાવમા અનાત્મભાવ નથી એની બ્રહ્મભાવમાજ સ્થિતિ છે આવી બ્રહ્મમા અહંભાવ આત્મિમબુદ્ધિ હોય એને 'नाहङ्कृतबुद्धि'— કર્તાભોક્તાપણાના ભાવવાળી બુદ્ધિ વિનાનો શબ્દાત્મા કહેવામા આવે છે એનામા માનાના કાર્ય–શરીરમાં અહંભાવ રહ્યો નથી "

ત્રીજુ કારણ આ છે– કરવા કરાવવામા 'હું' ભાવ જેનામા રહ્યો નથી એવો અક્રિય 'હુ બ્રહ્મ–તટસ્થ છુ,' ઉપાધિરૂપ શરીર–પોતાની વાસનાનુરૂપ આ કર્મ કરે છે એવુ ઉપાધિથી થતા કર્મમા 'હુ' ભાવ કરનારાથી પણ અંગો–શરીર અને વિજ્ઞાન–આત્માથી–ભિન્ન એકનો સાક્ષી 'હુ ક્રિયારહિત છુ એમ માનીને પોતાને બ્રહ્મમા સ્થિતિ કરાવનારો લાંબો સમય નિરંતર સમાધિના અભ્યાસના બળવાળો જે ભોજન કરતા પણ 'હું ભોજન કરૂ છુ' એવુ પોતાને સમજતો નથી એ કર્તાપણાના ભાવરહિત હોય છે

ચોથુ કારણ આ છે–" કર્તાપણાના ભાવવાળી જેની બુદ્ધિ નથી, જેની બુદ્ધિમા એવી વૃત્તિ પણ નથી–એવો એ બ્રહ્મવિદ્ જે લેપાતો નથી તે 'મારાથી આવુ ભનુબૂરૂ કર્મ થયુ' એવો ભાવના વિનાનો એ છે કોઇપણ ધર્મ શીને 'મે આ ધર્મ આચર્યો મે આ ધર્મ ન આચર્યો' એવુ પોતાની બુદ્ધિમા આણીને જેમ લેપાય છે તેમ આ બ્રહ્મવિદ્ એવા સંસ્કારવાળો થતો નથી અને દુષ્ટાદુષ્ટ કર્મ મે કર્યુ ' એવુ સામાન્યરીતે અને વિશેષે કરીને માનીને એવા સંસ્કારવાળો થને નથી જેમ કોઇ માનવીની છાયા માનવીના અવયવોની ચેષ્ટા કરીને તેનુ અનુકરણ કરે છે પણ એ છાયાથી કોઇ કર્મ તો ઉપજતુજ નથી તેમ પોતાની ઉપાધિથી ભિન્ન બ્રહ્મવિદ્ની બુદ્ધિમાં શરીરથી થયેલા કર્મમા 'મે એ કર્મ કર્યુ ' એવી માન્યતાનો ઉદય થતો નથી કારણકે તે બ્રહ્મભાવને પામેલો છે એનામાં કર્તાનુ અને કર્મનુ તાદાત્મ્યજ નથી

પાચમુ કારણ આ છે કે–' કર્તા અને કર્તાના કર્મના તાદાત્મ્યભાવ અને સંબંધથી 'હુ કર્મ કરૂ છું' એવું જ્યારે મનાય છે અને કર્મ કરાય છે ત્યારેજ એવા પ્રકારના કર્મથી લેપ લાગે છે 'હું બ્રહ્મ છુ' એવી દૃઢ ભાવનાથી 'હુ કર્મ કરૂ છુ' એવી માન્યતાથી કર્મ થાય તો તે 'અહંકૃતબુદ્ધિ' કહેવાતો

નથી અને એને લેપ પણ લાગતો નથી, એવો એ બ્રહ્મવિદ્ છે. જેમ રવિદત્ત કહેકે 'મેં સ્નાન કર્યું' અને એ સ્નાનથી જેમ દેવદત્ત વણનહાર્યો કોરો છે એના જેવો એ છે."

પ્રભુપ્રેમીઓ! આ બાબતમાં એક શંકા કરી શકાય તેવું છે. વાર્તાલાપમાં દૃષ્ટાંતો અપાયાં છે તે અનુરૂપ નથી અને જે કહેવાયુ છે તે પણ આ ઉપન્યાસ વડે ઉલટુંજ. જુઓ બ્રહ્મવિદ્‌માં સ્વદેહમાં અને સ્વદેહથી થતા કર્મમાં 'મેં આ કર્યું' એવી માન્યતા કરેલા કર્મથી ઉપજતી નથી અને અવિદ્વાનમાં એવી માન્યતા ઉપજે છેજ. તેથી એમ સમજવાનું નથી કે અવિદ્વાન અને બ્રહ્મવિદ્–એ બેઉનાં શરીરો જુદાં છે. શરીર એક છે પણ માન્યતા જુદી છે. બ્રહ્મવિદ્‌ની માન્યતા શરીરને વિષે 'હું શરીર છું' એવી છે અને 'મેં સ્નાન કર્યું' એમ કહે છે, જ્યારે અવિદ્વાનની માન્યતા શરીરને વિષે 'હું શરીર છું' એવી છે અને 'મેં સ્નાન કર્યું' એમ એ કહે છે. શરીર 'એ હું છું' એ માન્યતાથી જ્ઞાતા અને જ્ઞેય એ બેઉ જુદાં સ્વભાવવાળાં હોઇને એકપણું સિદ્ધ થતું નથી અને બીજીરીતે તેમ માનવાથી એકપણુ સિદ્ધ થાય છે અને આત્મા અક્રિય મનાય છે. અહીં જોવાયું છે વિદ્વત્તા આત્માની. દેહ વિદ્વાન નથીજ. વિદ્વાન આત્મા છે. શરીર અને આત્મા બેઉ ભિન્ન સ્વભાવનાં છે તેથી તેમનું ઐક્ય સંભવતું નથી.

બેઉનું ઐક્ય પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થતું નથી માટે શરીર વગેરે ઉપાધિરૂપ લક્ષણમાં વાસના વડે તેની કર્મમાં પ્રવૃત્તિ થયા છતાંપણ 'હું કર્મ કરું છું' એવી માન્યતા ઉપજતી નથી. કેમકે એનામાં કર્તાનો તાદાત્મ્યભાવ નથી અને તેથી એની બુદ્ધિમાં 'મેં આ કર્યું' એવી ભાવના ઉપજતી નથી અને તેથી એ બ્રહ્મવિદ્ લેપાતો નથી. આથીજ કહેવાય છે કે 'જેનામાં મેં કર્યું એવી બુદ્ધિ ન હોય તે લેપાતો નથી.' આથી શંકાનો ઉત્તર બરાબર મળી રહે છે કે 'વાર્તાલાપ' માં આપેલાં દૃષ્ટાંતો આત્મા અક્રિય હોવાનાં અને શરીર વગેરે ક્રિયાત્મક હોવાનાં–બધાં અનુરૂપજ છે, અને એનો ઉપન્યાસ પણ સુસંગતજ છે. કર્મનો કર્તા–બ્રહ્મવિદ્ અને અવિદ્વાન –બેઉ શરીરના એક સરખા જ્ઞાતા છે. શરીર એક છે, બે નથીજ. જાણનાર અને જાણવાપણું બેઉમાં ધર્મ વિલક્ષણતાથી છે. બેઉ એકબીજાથી જુદાં છે,

છતાપણુ શરીરમા શરીરે કરેલા કર્મોમા વિદ્વાનનું 'મે આ કર્યું' એવુ કહેવુ જે થાય છે તેમા તે 'આત્મા છે' એવી માન્યતા હોતી નથી, માટે દૃષ્ટાંત અયુક્ત નથીજ. માન્યતા ભિન્ન છે કર્મની નિષ્પન્નતા શરીર વગેરે પાચ વસ્તુથી થાય છે એવુ જાણનાર વિદ્વાન સત્ય કહે છે, પણ એ દેહાધ્યાસથી કહે છે માટે લેપાય છે બ્રહ્મવિદ્ 'મે આ કર્યું' એમ બોલે છે તે પોતે બ્રહ્મ છે એવી માન્યતાથી બોલે છે માટે એ લેપાતો નથી

પ્રભુપ્રેમીઓ! તમે અત્યારસુધીના વાર્તાલાપથી સમજી શકયા હશો કે આ પ્રમાણે પોતાની ઉપાધિરૂપ શરીર અને શરીરે કરેલુ કર્મ બેઉ સાથે તેનો સબધ બ્રહ્મવિદ્દને બીલકુલ નહીં હોવાથી એ લેપાતો નથી અને શરીર અને એની સહાયને કર્મની નિષ્પન્નતાનાં કારણ જાણનાર લેપાય છે એનુ પરમ કારણ બ્રહ્મવિદ્દને 'હું બ્રહ્મ છુ' એવુ અપ્રતિબદ્ધ જ્ઞાન છે અને વિદ્વાન લેપાય છે એનું પરમ કારણ બ્રહ્મજ્ઞાનનો અભાવ છે. બ્રહ્મવિદ્દને નૈષ્કર્મ્યસિદ્ધિ થાય છે આવી નૈષ્કર્મ્યસિદ્ધિનુ ફળ એ આવે છે કે 'પૂર્વોક્ત કથન પ્રમાણે અધિષ્ઠાન એટલે શરીર વગેરે પાંચ વસ્તુઓની ક્રિયા નિષ્પન્નતાથી થતા કર્મ વડે હિંસા કરવામા અહકાર-મમકાર શૂન્ય વિદ્વાન કદાપિ આખા વિશ્વનો સહાર પોતાને હાથે કરે તોપણુ તે હિંસાને કરતો નથી અને કદાપિ કોઇનાથી એ હણાતો નથી એ કર્મજ કરતો નથી એવો એ આત્મા છે કર્મ તો શરીર વગેરેથી થાય છે-આત્મા અકર્તા છે-આત્મારૂપ બનેલો વિદ્વાન બ્રહ્મવિદ્ પોતે હિંસાનુ કર્મ કરતોજ નથી શરીર કરે છે આ બ્રહ્મવિદ્ શરીર નથી, પણ આત્મા છે આ હિંસાની ક્રિયાનો કરનાર એ પોતે છેજ નહી

અને એક સવાલ કરી શકાય તેવુ છે, કારણકે "આ બધુ તદ્દન ઉલટુ છે શુ બ્રહ્મવિદ્ હાથમા તરવાર લઇને પ્રાણીઓના ગળા કાપી નાખતો હોય છતા કહેવુ કે 'ના! એ કાપતોજ નથી' તો શુ નરી આખે જોયેલુ મિથ્યા છે? કેવલુ બધુ અસત્ય? જે કર્મ કરે તે કર્તા કહેવાય કુભાર માટીનો પીડો મૂકીને ચાકડો ફેરવે અને એના પર નળિયા બનાવી બનાવીને ઉતારતો જાય છે આંખે આ બધુ દેખાય છે, છતાં શુ એમ કહેવુ કે એ નળિયાં કુભારે કર્યા નથી? શુ કુભાર નળિયા કરતો નથી? શુ આ તદ્દન અસત્ય બોલાતુ નથી?"

**પ્રશ્નનો ઉત્તર** આ પ્રમાણે છે—" તમે પ્રત્યક્ષને જોનારા છો વિચાર કરવાની તમને ટેવ નથી આપણે તત્વજ્ઞાનનો વાર્તાલાપ કરીએ છીએ અને આપણે વિચારીએ છીએ મોક્ષશાસ્ત્રને—આ ભૂલી જવુ જોઈતુ નથી હજી બીજા અધ્યાય—સાખ્યયોગનુ જ્ઞાન તમારી સમજમા આવ્યુ નથી અર્જુન જેવાજ તમે રહ્યા અર્જુન જેટલી આટલવિમ માટે તમારી મુઝવણ નથી અર્જુનને મોત સાથે ખેલ કરવાનો હતો તમે એ હાલતમા નથી તમે સત્સગ કરવા એકઠા થયેલા છો છતા તમારુ ચિત્ત શારીરિક ભોગોની શોધખોળ કરવાના કામમા ચોટયુ છે તેથી આવો પ્રશ્ન સભવિત છે અહીં એ જોવાનુ નથી કે આ હાથમા તરવાર લઇને આખા વિશ્વનુ હનન કરે અને સહાર કર્યા છતા—અકર્તા કહેવાય છે પોતે આ સહાર કરે છે કે બીજા કોઇની પાસે સહાર કરાવે છે? બીજાની પાસે સહાર કરાવવામા—જેમ રાજા કોઇને સહાર કરવાનો હુકમ કરે તેમ એ હિંસા પણ હનનક્રિયા હોવાનો અસભવ હોઇને હણીને પણ હણતો નથી એવા કથનનો વિરોધ હોવાનો પ્રસગ ઉભો થતો હોવાથી તેથી એ સત્ય વાત છે કે— વિદ્વાન વડે થતુ હનનક્રિયારુપ કર્મ થવામા એનુ અકર્તાપણુ છે—અવિદ્વાનનુ નહીં એ યાદ રાખવુ ઘટે છે જે કોઇ કર્મ કરે છે અને કરાવે છે તે કર્મનો સાક્ષાત્ ક્રમવડે કર્તાજ હોય છે—તેવી વાત આ નથી આ વિદ્વાન પોતાનાથી બીજાનાથી થતા કર્મને બીજાને કરવાની પ્રેરણા કરાવે છે યા કરે છે આ વિદ્વાન—આકાશમા દોડતા વાદળાની મધ્યમા ઘેરાયેલા ચદ્ર સમાન આત્મારૂપે શરીરમાં છે શરીરમાના અધિષ્ઠાન વગેરે કર્મ કરનારા પાંચના સગથી ઉપજેલો આત્માની છાયારૂપ દેહ અને ઇન્દ્રિયોને 'હુ છુ' એમ માનનારો દેહાભિમાની વિદ્વાન—આત્માનુ હિંસાની ક્રિયાનુ કરવાપણુ છે વિદ્વાનનુ એટલે આત્માનું નથી જુઓને આકાશમા જોઇને ઘડીભર થભી જાઓ વાદળા દોડતા દેખાશે ચદ્ર દોડતો નહીં દેખાય તેમ ઉડા ઉતરીને વિચાર કરી જોતા સમજાશે કે શુદ્ધાત્મા અક્રિયજ છે ।

કૂટસ્થ, અસગ ચિદ્રૂપ બની ગયેલા વિદ્વાન પણ બ્રહ્મવિદ્ હોઇને શરીરસહ પાચની ક્રિયાથી ઉપજેલા કર્મની બાબતમા સયોગ અને સમવાયના સબધ વિનાનો છે આત્મા સયોગ અને સમવાયના સબધથી શરીરવડે પણ કર્મની સભાવના કરી શકતો નથી શરીરવડે પણ કર્મની સભાવના કરી શકતો નથી માટેજ ભગવાન શ્રીકૃષ્ણે કહ્યુ છે કે—' हत्वापि स इमॉल्लोकान

हन्ति ।' મૂર્ખાઓની નજરે ઉપપ્લવ દૃષ્ટિથી ચંદ્રની પેઠે ક્રિયાવાન પેઠે દેખાતો છતાં વસ્તુતાએ બ્રહ્મવિદ્-બ્રહ્મભાનપણાને પામેલો હોવાથી ક્રિયામાત્રનો કર્તા છેજ નહીં, તેથીજ અકર્તા બ્રહ્મવિદ્‌ને તેના કર્મ સાથે સબન્ધનો નિષેધ ગણ્યો છે મતલબકે કર્મથી એ બંધાતો નથી. ઉપાધિરૂપ શરીર જે પોતાનાથી બીજુ છે તેનાથી કરેલા કર્મથી બ્રહ્મરૂપ બ્રહ્મવિદ્ કેમ બંધાય? દેવદત્તે કરેલા કર્મનુ ફળ યજ્ઞદત્ત નજ ભોગવે આકાશ સમાન આત્મા અક્રિય હોઇને એ નથી લેપાતો અને નથી કર્મના ફળને ભોગવતો અજ્ઞાની મનુષ્ય આકાશને આસમાની રંગનુ કહે તેથી આકાશ આસમાની રંગનુ બની જતુ નથી અને છે પણ નહી ઝાંઝવાથી દેખાતુ પાણીનુ સરોવર સાચું સરોવર બની જતું નથી અને છેજ નહીં.

કોઇપણ રીતનો આરોપ કરવાથી આત્માનુ સ્વરૂપ બદલાઇ જતુજ નથી અને નથી થતો એ ભલાભૂરાં કર્મનો કર્તાભોક્તા-કારણકે એનુ સ્વરૂપજ છે 'અવિકાર' અને એથીજ બ્રહ્મવિદ્ બ્રહ્માકારતા પામેલો અકર્તા અને અભોક્તા છે આત્મા નિરવયવ કૂટસ્થ, ક્રિયાવાન બનતોજ નથી વળી તે નથી થતો કર્મનો ફળભાન આ કારણથી આત્મામા આત્માપણુ આવ્યુ હોવાથી આત્મવિદ્ યતિ પોતાનુ અક્રિયપણુ માનવાની દૃષ્ટિથી 'મે પૂર્વે કાઈ કર્યુ નથી અને વર્તમાનમા પણ હુ કશુ કરતોજ નથી' એવુ માનતો વારંવાર આત્મસ્વરૂપમા રહેવો હોવાથી ઉપજેલા વિજ્ઞાનના બળથી સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણના સર્વે કર્મોના ફળોથી છૂટી જાય છે, એને કશુ વળગતુજ નથી

આવુ હોવાથી આખુ વિશ્વ એનાથી હણાયા છતા બ્રહ્મવિદ્ યતિ હનનક્રિયા અને હિંસાના કર્મના પ્રસવાયના જરાપણ સબન્ધ વિનાનો છે આવુ બ્રહ્મજ્ઞાનનુ મહાન અદ્ભુત માહાત્મ્ય સંસારબન્ધમુક્ત થવાને મારેલુ છે સ્વભાવિકરીતે એને વખાણવામા આવેલુ છે કે-" તે આત્મવિદ્ યતિ કે જેણે નિત્યનિરંતર સમાધિ-નિષ્ઠાથી વાસનાઓથી બાળી નાખી છે તે, સંહાર થયો છતા સંહારનો કર્તા નથી એવો આત્મારામ સ્વાનંદામૃતને પીનારો, નિત્ય તૃપ્ત, સર્વને આત્મા સમાન દેખનારો, કોઇ પ્રવૃત્તિજ કરતો નથી કેમકે પ્રવૃત્તિ ઉપજાવનાર અવિદ્યા અને અવિદ્યાથી ઉપજતી કામના, એવાઓની સમાધિવડે સમૂળી નષ્ટ થએલી હોય છે પરાવર-ઐક્ય વીજ્ઞાનથી એણે એનામાથી ભેદભાવ નષ્ટ કરી નાખ્યો છે, એવો આ બ્રહ્મવિદ્ યતિ કદાપિ આહારવિહાર વગેરે લક્ષણ શરીરયાત્રાનાજ

માત્ર પ્રયોજન માટે કરે છે, તેથી ભલાંબૂરાં કર્મ સાથે એને સંબંધ નથી, એવું કહેવાય છે. શ્રુતિઓ પણ એમજ કહે છે કે-' तं विदित्वा न लिप्यते कर्मणा पापकेन।' 'यथा पुष्करपलाश आपो न श्लिष्यन्ते एवमेवंविदि पापं कर्म न लिप्यते।' ભાવાર્થ-' તેને જાણીને જેમ કમલપત્ર પાણીમાં રહ્યા છતાં પાણીથી લેપાતું નથી, તેમ આ બ્રહ્મવિદ્ શરીરમાં રહ્યા છતાં કર્મવડે અને પાપવડે લેપાયમાન થતોજ નથી '

યાદ રાખો કે કર્મની પ્રેરણા છે ત્રણ પ્રકારની-' જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા,' તેમજ કર્મ ઉત્પન્ન થવામાં કરણ, કર્મ અને કર્તા એ ત્રણ પ્રકારનો કર્મસંગ્રહ ક્રિયાનો આશરો છે. આના વાર્તાલાપનો આરંભ થાય તે પૂર્વે અત્યારસુધી વાર્તાલાપમાં શું આવ્યું એ ફરીને યાદ કરી લેવું જરૂરનું છે. પ્રથમ એવું પ્રતિપાદન થયું છે કે વૈદિક કરવા યોગ્ય અને નિષેધ કરાયેલાં બધાં કર્મો અધિષ્ઠાન એટલે શરીર સહિત પાંચ વસ્તુઓની ક્રિયાથી થાય છે, છતાં કર્તાપણાનું અભિમાન કરનાર દુર્મતિ છે અને એથી એ બંધાય છે. ભલે કર્તાપણાનું અભિમાન કરે પણ જો કર્તા વિદ્વાન હોય તો તે અકર્તા છે અને બીજું એ પ્રતિપાદન થયું છે કે-પૂર્વોક્ત લક્ષણવાળું અકર્તાપણું, જ્ઞાનપણું, જ્ઞાનજ-કૈવલ્યનું અપ્રતિબદ્ધ પરમ કારણ છે વગેરે વગેરે.

આરંભથીજ આમ મુમુક્ષુએ માત્ર મુક્તિના એકજ પ્રયોજનથી મુક્તિ માટેના જ્ઞાનની સિદ્ધિનું કારણ અંતઃકરણની શુદ્ધિ અને તે દ્વારા થતું સાત્વિક કર્મજ કરવું ઘટે. એટલા માટે કર્મની પ્રવૃત્તિનો હેતુ, કર્મનો આશરો અને જ્ઞાન, કર્મના કર્તા બુદ્ધિ વગેરેનું સાત્વિક રાજસીક અને તામસીકપણું વગેરેનું અને તેમના ભેદનું પ્રતિપાદન કરવાને માટે હવે પછીના વાર્તાલાપનો આરંભ કરીશું. જો કે સત્તરમા અધ્યાયમાં આહાર વગેરેનું સાત્વિક-રાજસીક-તામસીકપણું પ્રતિપાદન થઇ ચૂક્યું છે, છતાં શ્રદ્ધા વગેરે પાંચ વસ્તુઓના ગુણભેદથી પ્રતિપાદન થયેલું નથી સાત્વિકાદિ ભેદથી જ્ઞાનોને જાણીને રાજસતામસ જ્ઞાનનો ત્યાગ કરીને "ઐચ્છિક" સાત્વિક જ્ઞાન વિષે પ્રવૃત્ત થનારનીજ ચિત્તશુદ્ધિ થાય છે અને તેથીજ જ્ઞાન અને તેનું ફળ સિદ્ધ થાય છે. આ કારણથી એટલા માટે પ્રેરણાના અને કર્મના આશરાના સ્વરૂપજ્ઞાનનું ગુણભેદથી જ્ઞાન અને કર્મના સાધ્યસાધનભાવના ભેદને સમજાવના વેદના અર્થને અને ગીતાના અર્થને દૃઢ કરવા ચર્ચા કરીશું.

(૧) જ્ઞાન, (૨) જ્ઞેય, (૩) પરિજ્ઞાતા, (૪) કર્મપ્રેરણા, (૫) કરણ, (૬) કર્મ, (૭) કર્તા અને (૮) કર્મસંગ્રહ—આ આઠ શબ્દોની વ્યાખ્યા અનુક્રમે આ પ્રમાણે છે –

(૧) **જ્ઞાન**—એટલે સનાઇમૂરાઇ, દુષ્ટાદુષ્ટ વગેરે દ્રવ્ય અને ગુણપદાર્થથી ઉત્પન્ન થતો વિવેક જોડે સમજન છે તે. સાધારણરીતે સર્વ પદાર્થો વિષેનો સંબંધ

(૨) **જ્ઞેય**—એટલે જાણવાના—વસ્તુઓ અને ગુણો તથા પદાર્થો, ઉત્પન્ન થયેલા બધા.

(૩) **પરિજ્ઞાતા**—એટલે જ્ઞેયનો અને જ્ઞાનનો જ્ઞાતા સર્વમાત્રને જાણનારો, સર્વનું માપ કરી શકે એવો, આત્માનો આભાસ યાને છાયા, જેને અગાઉ 'વિજ્ઞાન-આત્મા' કહેવામા આવ્યો છે તે

(૪) **કર્મપ્રેરણા**—એટલે ક્રિયાને કર્મ થવાની પ્રેરણા કરનાર, ક્રિયાની ગતિને વાળનાર યા દોરનાર, યા ધકેલનાર સામાન્યરીતે સર્વે પદાર્થોના ત્યાગ તથા ઉપાદાન વિક્રિયાનો હેતુ હોય છે તે એ હેતુના ત્રણ પ્રકારો હોય છે, જેના લક્ષણોના નામો—'પ્રમાણ, પ્રમેય, પ્રમાતા' છે, જેની સમીપતાથી ત્યાગ અને ઉપાદાન ક્રિયા થાય છે તેને પ્રેરણા કહેવાય છે તે પ્રેરણા સાત્વિક, રાજસિક અને તામસિક એવા ત્રણ પ્રકારની હોય છે

(૫) **કરણ**—એટલે શરીરની અંદર અને બહાર કાન, નાક આંખ, બુદ્ધિ, મન વગેરે બાર અવયવોનો સમૂહ

(૬) **કર્મ**—એટલે અધિકાધિક ઇચ્છેલું જે કર્તાએ પ્રાપ્ત કરવાની ક્રિયાને લીધે ઉપજેલું, વસ્તુરૂપ થયેલું તે

(૭) **કર્તા**—એટલે કરણોને ક્રિયા કરવાને જોડનારો કરણો સ્વયં ક્રિયા કરવાને અશક્ત હોઇને સ્વતંત્રરીતે ક્રિયા કરવાને અશક્ત હોઇને સ્વતંત્રરીતે ક્રિયા કરવાને શક્તિમાન નહીં હોવાથી કર્તાની પ્રેરણાની અપેક્ષાવાળાં હોઈ તેમને પ્રેરણા કરનારો વિજ્ઞાનાત્મા

(૮) કર્મસંગ્રહ–એટલે જેમાં કર્મને સારીરીતે ગ્રહણ કરાય છે તે –ક્રિયાનો આશરો કરણો વગેરે. પૂર્વોક્ત જ્ઞાન વગેરે અને પછી કહેલા કરણ વગેરે બેઉ ત્રણત્રણ પ્રકારના હોય છે.

અહીં એક સવાલ થઈ શકે છે–"જ્યારે સંપ્રદાનની ક્રિયાનું આશ્રયપણુ હોવાનો સંભવ છે, તેમાં ક્રિયાના આશરાને ત્રણ પ્રકારનો 'કર્મ' કહેવાય છે?" આ પ્રશ્નનો ઉત્તર આ પ્રમાણે છે–"સંપ્રદાનની પરંપરા વિના ક્રિયા ઉપજતી નથી ક્રિયા ઉપજ્યા વિના કર્મ બની જતું નથી ક્રિયા ઉપજે છે પૂર્વે કરેલા કર્મના સંસ્કારના કારણથી. સંસ્કાર કામના ઉપજાવે છે તેથી ક્રિયાનો આરંભ થાય છે. આ સંસ્કારને સંપ્રદાન કહેવાય છે. સંસ્કારની જાગ્રતિ થાય છે વિજ્ઞાન–આત્માથી અને વિજ્ઞાન–આત્મા સંસ્કારની જાગ્રતિ કરવાને શક્તિશાળી થાય છે આત્માના સાન્નિધ્યપણાથી. આ પ્રશ્નોત્તરનો ભાવાર્થ આ પ્રમાણેનો છે એ લક્ષમા લેવુ ઘટે છે કે ક્રિયાનો આશરો ત્રણ પ્રકારનો છે.

વારુ! જે આ કહેવામાં આવ્યુ કે–સત્ત્વ, રજ અને તમ–એ ત્રણે ગુણો એકબીજાથી ભિન્ન ગુણવાળા છે અને આવા ગુણભેદથી જ્ઞાન વગેરેનું પણ ત્રણ પ્રકારનો ભેદવાળું હોવાપણુ છે એવુ વધુ સ્પષ્ટતાથી સમજવું બહુ જરૂરનું છે.

ભગવાન કપિલ જેના રચયિતા છે એવુ જે સાંખ્યશાસ્ત્ર તેમા ઉપરોક્ત ત્રણે ગુણોનુ વ્યાખ્યાન કરવામા આવેલું છે એકલા ગુણોનુ જ નહીં પણ તેને ગુણોના પ્રધાનપણાથી ઉપજતા કર્મોનુ પણ તેમા બરાબર પ્રતિપાદન કરેલું છે તેમા પૂર્વોક્ત લક્ષણવાળુ જ્ઞાન–પદાર્થનો બોધ અને કર્મ–જે રૌવવૈષ્ણવી લક્ષણવાળું તેને નિષ્પન્નતામા મૂકનાર કર્તા કહેવાય છે તે ત્રણે જ્ઞાન, કર્મ અને કર્તાના સત્વ, રજ અને તમ એવા ગુણોના ભેદથી ત્રણ પ્રકાર હોય છે. જેમકે સત્વગુણી જ્ઞાન, રજોગુણી જ્ઞાન અને તમોગુણી જ્ઞાન જ્ઞાનમા કાંઇ ભેદ હોતો નથી મતલબકે જ્ઞાનમા ભેદ નહીં પણ–ગુણના ભેદથી જ્ઞાનનુ અસમતાપણું કહેવાયુ છે જુઓને! 'આ ઘડો છે' એવુ જ્ઞાન તામસી માનવને થાય તેમ રાજસી અને સાત્વિક માનવીને પણ થાય છે, પરન્તુ તામસી મનુષ્ય એ ઘડાને બજાર જવાને માટે કે દારૂતાડી ભરવા માટે વાપરે છે. રાજસી માનવ પાણી પીવાનુ ભરી રાખવામાં વાપરે છે, જ્યારે સાત્વિક મનુષ્ય એમાં

પાણી ભરી પવિત્રરીતે દેવાસેવાનાં કાર્યો માટે વાપરે છે આ પ્રમાણેના જ્ઞાનમા જો કે જ્ઞાનમા તો સામ્યતાજ છે છતા ઉપયોગમા ગુણથી વર્તતા સ્વભાવને લીધે ફરક પડ્યો એ ફરક ત્રણ ભેદવાળો થયો તેવીજરીતે કર્મ અને કર્તા પણ ગુણોના ભેદથી ત્રણ પ્રકારના હોય છે આવુ કપિલ ભગવાને સાખ્ય-શાસ્ત્રમા વ્યાખ્યાન કર્યું છે. ભગવાન શ્રીકૃષ્ણ પોતે/ પણ એ સાખ્યશાસ્ત્રાનુ-સારજ તેમા કહેલુજ કહે છે એવો ભાવાર્થ ઓગણીસમા શ્લોકનો છે. અર્જુનને જે બોધ આપ્યો છે તે તેને ત્રણ ગુણ વિનાનો થવાને માટેનો છે અને એજ ગીતાના આધારે હુ આ વાર્તાનાપમા કહુ છુ કે બધા માનવીઓએ શોકમુક્તિ, સસારબધમુક્તિ અને નિર્વાણ શાતપદની પ્રાપ્તિ માટે ગુણાતીત થવુ ઘટે આ ત્રણ વસ્તુની પ્રાપ્તિ માટેનોજ બોધ આમાં સમાયેલો છે. ભગવાન કપિલનુ સાખ્યશાસ્ત્રનુ જ્ઞાન ત્રણ પ્રકારનુ છે—

૧. સાત્વિક જ્ઞાન—ભિન્ન ભિન્ન નામ-રૂપ-જાતિના ગુણ ક્રિયા જે વિશેષે કરીને અવિદ્યા વડે પરસ્પર ભિન્ન ભિન્ન ઉપજેલા અવ્યક્ત અને વ્યક્ત બધા શરીરોમા, સ્થાવરજગમમા—જેમ ઘડામા આકાશ હોય છે તેમ—અવયવ-રહિત નિર્વિશેષ વિભાગરહિત અખડરૂપ, પરિપૂર્ણ, એકજ એકરૂપે તેમના —ગુણ કર્મધર્મ—ને લેશપણ સબધ વિના હોય છે, અસત વિશુદ્ધ, ચિદ્રૂપ, એકરસ, અદ્વિતીય, અવ્યય, ઉપજેલા નાશ પામ્યા છતા તેમની સાથે જે નાશ પામતો નથી એવો છે, ભૂતોનુ (ઉપજેતાનુ) આવિર્ભૂત—તિરોહિત ભાવવાળુ થવામા આવાગમન નિર્ગમનાદિમા પોતે એવો નહીં થનાર મુક્ત છે, અવિક્રય છે અને એકજરૂપે રહે છે અને નિત્ય તથા શાશ્વત છે, 'તે હુ છુ' એવુ સમજવુ તે સાત્વિકજ્ઞાન કહેવાય છે,

આ પ્રમાણે એવા લક્ષણવાળા ભાવને એટલે સર્વ નામરૂપને પ્રત્યેકને સચ્ચિદાનદ એકરસ આત્માને એટલે પોતાને શુદ્ધ સમજીને એવીજ અખડાકાર વૃત્તિવાળી બુદ્ધિને બનાવીને 'હુ દિવ્ય છુ, નિરાકાર છુ, પુરુષ છુ, શરીરરહિત છુ' શરીરોમા છુ' એનુ જોવુ સર્વને અને આ બધાને બ્રહ્મ સમજવુ અને એવા બ્રહ્મને 'હુ બ્રહ્મ છુ' એવુ સમજવુ તે સાત્વિક જ્ઞાન કહેવાય છે

/આવાં એ વિશેષણોવાળુ બ્રહ્મના સ્વરૂપનુ જ્ઞાન, એક આત્માને લગતુ સાત્વિકજ્ઞાન બહુ જન્મોમાં કરેલાં પુણ્યકર્મોનો સચય થયા પછી ઉપજે છે.

એવાં કર્મોથી શુદ્ધ થયેલા અંતઃકરણમાં ઉપજે છે તેજ જ્ઞાનને સાત્વિક જ્ઞાન કહેવાય છે અને તેજ સાત્વિકજ્ઞાન વર્તમાન દેહમાંજ મુક્તિનો અનુભવ કરાવનારું થાય છે, જેથી તેને વિદેહમુક્તિનું કારણ કહેવાય છે.

૨. રાજસ્ જ્ઞાન—બહુ પ્રકારની શારીરિકભોગ, ઇન્દ્રિયારામ, અને વિષયાનંદની વાસનાઓ—ગંદી વાસનાઓથી લેપાયેલા માનવજીવનું ઉપજેલા દેવર્ષિઓ, મનુષ્યો વગેરેના શરીરોમાં જુદાજુદાપણાંના ભાવવડે દરેક શરીરમાં સ્વભાવથીજ અનેક અને બહુ ક્ષેત્રજ્ઞોને જુદાજુદા સુખદુઃખાદિ ભેદોવડે; એક બીજાથી જુદા જુદા લક્ષણવાળા સમજીને જુદાજુદાં માનવાનું જ્ઞાન—તે રાજસ-જ્ઞાન કહેવાય છે. આ જ્ઞાનમાં પણ માત્ર આ શરીર અને તેમાં રહેલો ક્ષેત્રજ્ઞ-જીવ—તે બીજા શરીરમાંના ક્ષેત્રથી તદ્દન જુદો છે—એવું જે જીવ માને તેનું જ્ઞાન રાજસજ્ઞાન કહેવાય છે, પણ તેને એ ખબર ન હોય કે તેને કાંઇ કરવાપણું છે કે નહીં. આ તે જીવનું જ્ઞાન રાજસજ્ઞાન કહેવાય છે. આવા જ્ઞાનથી ઘડામાં, ઘરોમાં, મંદિરોમાં જે ખાલી જગાઓ હોય છે જેને આકાશ કહેવામાં આવે છે, તે આકાશને ઘડામાંનું જુદું, ઘરમાંનું જુદું, મંદિરમાંનું જુદું એમ અનેક આકાશો માનવામાં આવે છે. એટલુંજ નહીં પણ ઘર કે મંદિર ચોરસ યા લાંબું હોય તો આકાશને પણ લાંબું કે ચોરસ માનવામાં આવે છે તેમ આ ક્ષેત્રજ્ઞને—જીવને—દેવમનુષ્યં વગેરે શરીરોમાં રહેલાને પોતાનાથી અને એકબીજાથી જુદાજુદા માનવામાં આવે છે તેને રાજસજ્ઞાન કહેવાય છે. વળી એવીજરીતે દરેક શરીરના જન્મવા સાથે અને મરવા સાથે ક્ષેત્રજ્ઞને—જીવને—જન્મતો અને મરતો મનાય છે અને એનેજ સુખદુઃખનો ભોક્તા મનાય છે, તેથી એ પ્રકારના જ્ઞાનને ગ્રહણ કરાયાથી એ જ્ઞાનને રાજસજ્ઞાન કહેવાય છે. આ કારણથી યજ્ઞ-દાન-તપ વગેરે વૈદિકકર્મો રાજસજ્ઞાનથી થાય છે અને આ દોષથી અંતઃકરણની વૃત્તિઓ પણ રાજસ થઇ જાય છે, તેથી બધાં કર્મોનાં ફળો ભોગવવાને માટે અવતારો લેવા પડે છે અને જન્મમરણથી છૂટાતું નથી. એ જ્ઞાન બંધન કરનારું થાય છે. એનાથી મુક્તિ થતીજ નથી. સાત્વિકજ્ઞાનથી આ રાજસજ્ઞાન તદ્દન જુદા પ્રકારનું હોય છે.

૩. તામસજ્ઞાનઃ—આ જ્ઞાન પૂર્વોક્ત બેઉ જ્ઞાનોથી તદ્દન વિલક્ષણ પ્રકારનું છે. એકએક નામરૂપ શરીરો અને દેવમંદિરમાંની મૂર્તિઓ જેવડો

લાબો-પહોળો-ઉંચો ક્ષેત્રજ્ઞ જીવને યા પરમેશ્વરને માનવાનો નિશ્ચય હોવાથી એવા નિશ્ચયવાળા જ્ઞાનને તામસજ્ઞાન કહે છે. જેમકે દેવમૂર્તિ પાચ ફીટ ઉંચી હોય તો પરમેશ્વર પણ પાચ ફીટનાજ માનવામાં આવે છે વળી ફીટ કે ૭ ફીટ ઉચા માનવીમાંના જીવને-ક્ષેત્રજ્ઞને પણ એટલોજ ઉચો માનવામા આવે છે. 'આ ઘોડો, આ બાળક, આ સ્ત્રી,' આ 'આદમી'-બસ એમાં રહેલા આત્માનું-ક્ષેત્રજ્ઞનું-જીવનું ભાનજ નહીં. આવા જ્ઞાનને પણ તામસજ્ઞાન કહેવાય છે.

'આ દેહ તે હુ છું' અને પત્થરની પ્રતિમા જે દેવની હોય તે પ્રતિમા પત્થર છતાં, તેને તે સમયે રામ છે યા તે કૃષ્ણ છે એમ માનવામાં પણ કાંઇ હેતુજ નહીં, જેમકે દેહવડે કાંઇ પૂજન-અર્ચન-ભજન કરવુ ઘટે અને એ પ્રતિમાનુ પૂજન કરવુ ઘટે એવા હેતુનુ જ્ઞાન નહીં તેને તામસજ્ઞાન કહેવામા આવે છે. દેહથી સાધન કરીને અને પ્રતિમાનું પૂજન કરીને પોતાનામાં ઇશ્વરીભાવ ઉપજાવાય છે. શરીરથી આત્મા જુદો છે એમ જાણીને આત્માનું શોધન થઇ શકે છે-આવુ જ્ઞાન નથી હોતુ માટે, તેને તામસજ્ઞાન કહેવામા આવે છે.

અલબત્ત, દેવમૂર્તિની પ્રતિમાનો આકાર ઇશ્વર માન્યો તો તે શ્રદ્ધાળુને, કામના કરેલી વસ્તુઓ આરાધન કરવાથી આપે છે અને કામના પુરી કરવાનુ એવુ એવા ગુણપણુ હોઇનેજ એને ઇશ્વિરજ માનવામા આવે છે, એ કાંઇ ખોટુ તો નથીજ. જુઓને પીપળામાં ગુણ છે આરોગ્ય આપવાનો. તેમ પ્રતિમાનો ગુણ છે, મનોરથ પૂર્ણ કરવાનો, છતાં એમા ફરક છે. પ્રતિમાનુ પીપળાની પેઠે નથી. જેમ પીપળાનો ગુણ એનો પોતાનો આરોગ્ય આપવાનો છે તેમ પ્રતિમા પોતાના ગુણવડે કામના પૂર્ણ કરવાને શક્તિમાન નથી. પ્રતિમાનુ પરમેશ્વર સમાન પૂજન કરવુ પડે છે. એ પૂજનથી પ્રસન્ન થયેલ સર્વગત, સર્વવ્યાપક, પરમેશ્વર પ્રસન્ન થાય છે. તે પ્રતિમામા પણ હોવાથી તે પૂજારીની કામના પૂર્ણ કરે છે. જો એમ ન હોય તો પ્રતિમાનો નાશ થતાં પરમાત્માનો પણ નાશ થાય આ કારણથી દેહ અને પ્રતિમા વગેરેનુ-આત્માનુ ઇશ્વરપણુ-સાધક હોવાપણુ સમજમાં આવતુ નથી. એથીજ આવા જ્ઞાનને-તત્વના અર્થને, જાણનાર-નહીં હોઇને વિષયને સમજાવનાર નહીં હોઇને એને અલ્પજ્ઞાન કહેવાય છે અલ્પજ્ઞાન હોઇને, એને કનિષ્ઠ પ્રકારનું કહેવામાં આવે છે.. એથી એ જ્ઞાન ઓછુ ફળ આપનારું હોય છે એથી એ લક્ષણવાળા ઓછા જ્ઞાનને

તામસજ્ઞાન કહેવાય છે ઉપનિષદ્ એવું કારણ એવુ બતાવે છે કે બહુ જન્મોમા તામસ યજ્ઞ-દાન-તપ અને નિત્યનૈમિત્તિક કર્મોનું અનુષ્ઠાન કર્યાથી એવુ ફળરૂપ એવુ જ્ઞાન ઉપજ્યુ, માટે તેને તામસજ્ઞાન કહેવાય છે

પ્રભુપ્રેમીઓ! સાત્વિકજ્ઞાન મોક્ષમાટે ઉપકારક છે, રાજસજ્ઞાન સ્વર્ગાદિ લોક માટે ઉપકારક છે અને તામસજ્ઞાન જન્મ મરણના દુખોના પ્રવાહમાં પાડનાર મૂઢ વ્યવહાર કરવાથી ઉપજેલું હોય છે તે કશા કામનુ નથી જોકે રાજસજ્ઞાન પણ જન્મમરણના સસારણમા પાડનારૂ તો છેજ, પણ તામસજ્ઞાન હલકી યોનિઓમા ભટકાવે છે બેઉથી-રાજસ અને તામસ જ્ઞાનથી મુક્તિ મળતી નથી અને તામસ જ્ઞાનથી તો સ્વર્ગનું સુખ પણ મળતુ નથી.

ત્યાગ અને સન્યાસથી મોક્ષપ્રાપ્તિનો આ વાર્તાલાપ છે રાજસજ્ઞાન અને તામસ જ્ઞાનથી ત્યાગ અને સન્યાસ થતોજ નથી સાત્વિક જ્ઞાનથીજ સ્વાત્માનુભવ થાય છે સ્વાત્માનુભવથી શોકમુક્તિ અને સસારબધમુક્તિ અને નિર્વાણ શાતપદ પ્રાપ્ત થાય છે સાત્વિકજ્ઞાનથી કર્મેન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો, મન, બુદ્ધિ, આત્માનુકૂલ થાય છે 'હુ આત્મા છુ' એવો અહકારનો ભાવ આવે છે. જેમ જમનાકિનારે રાસસમયે કૃષ્ણના વિયોગથી ગોપીઓને "હું કૃષ્ણ છુ" એવો ભાન આવ્યો હતો તેમ માનવીમાં આત્માનો ભાવ આવે છે મેક્ષનું મૂળ -દેહાધ્યાસની-એટલે 'હુ દેહ છુ' એવો માન્યતાની ત્યાગભાવનામા રહેલુ છે સર્વ અનર્થનુ મૂળ દેહાધ્યાસમા રહેલુ છે અભિમાનનું મૂળ, માનીપણાનું મૂળ અને શ્રેષ્ઠ હોવાની માન્યતા અને શ્રેષ્ઠ થવાની ભાવનાનુ મૂળ દેહાધ્યાસમા રહેલું છે દેહાધ્યાસ છૂટે છે વિદ્યાથી દેહાધ્યાસ ઉપજે છે અવિદ્યાથી વિદ્યા અને અવિદ્યા બેઉ એક પ્રકૃતિનાંજ રૂપો છે પ્રકૃતિ એ બ્રહ્મગર્ભાન છે વિદ્યાથી જ્ઞાન થાય છે જ્ઞાનથી બ્રહ્મરૂપ થવાય છે અવિદ્યાથી અજ્ઞાન ઉપજે છે અજ્ઞાનથી મૂઢતા આવે છે, મૂઢતાથી સાચુ જૂઠુ-જૂઠુ સાચુ જેનાથી 'તે છે' એવુ લાગે છે અને એથી અશાંતિ ઉપજે છે.

વિદ્યાથી ઉપજતુ જ્ઞાન-આત્માનેજ એકનેજ સર્વકાંઇ અને સત્તાવાન ઓળખાવે છે અને એ સત્ય છે

**દૃષ્ટાંતઃ**-ઉપનિષત્મા આવતું એક આખ્યાન છે. આખ-મન-જીભ-હાથ -પગ-દરેકને અભિમાન થયુ કે "મારા વિના આ શરીર કોઇ વ્યવહાર કરી

શકે નહીં.' એ વખતે શરીરે કહ્યું કે 'આ તમારૂં મિથ્યાભિમાન છે. તમારા વિના પણ હું ચલાવી શકું છું, હું ન ચલાવી શકું મન વિના. આપણા પરસ્પર સહકારથી મન વડે આપણે જીવીએ છીએ. તમે મારી સેવા કરવાને બનેલા છો સેવા નહીં કરવાથી તમને નુકશાન છે. મને કશુંજ નુકશાન નથી.'

આમ શરીરના સમજાવ્યા છતાં એ પાંચે ઇન્દ્રિયોએ ન માન્યું અને વારાફરતી એકએક સાલ સુધી બહાર ગઇ. પછી પાછી આવી પૂછયું ત્યારે શરીરે જવાબ આપ્યો કે "જેમ આંધળું, બહેરૂં, મૂંગું, લુલું, લંગડું જેમ જીવે અને વ્યવહાર કરે તેમ હું જીવતુ હતું અને તમારા વિના નિભાવી શકતું હતુ" આ ઇન્દ્રિયો અને શરીરની વાત સાંભળી મનને મોટાઇ આવી અને બુદ્ધિને થયું કે 'મારો તો હિસાબ આ કોઇ ગણતુજ નથી.' અહંકાર હસવા લાગ્યો કે 'આ બધાં મૂઢ અને જડ છે, જો હું ન હોઉં તો આ બધામાંનાં કોઇ કાંઈ કરી શકવાને શક્તિમાન નથી અને એમની ઉત્પતિ થવીજ અસંભવિત છે.' શરીરે આ ત્રણ-મન, બુદ્ધિ અને અહંકારને પણ જવાબ આપી દીધો કે 'તમારા વિના પણ મારી હયાતિ હોય છે. તમારૂં અભિમાન નકામું છે તમે લય પામો છો છતાંયે મારી તો હયાતિ હોય છે.'

આ સમયે શરીરને આવું બોલાવનાર વિજ્ઞાન-આત્મા હતો. તેણે બધાને કહ્યું 'એ મૂર્ખાઓ! આપણે બધા નાશવંત છીએ. જેની હું છાયા છું એ આત્માજ સત્ય અને સત્તાવંત છે એના સાન્નિધ્યથી આપણે ચેતનવંતા છીએ એ તો નિષ્ક્રિય છે. એ આપણાથી અગોચર છે.'

'જે સર્વગત, સર્વવ્યાપક અને અનેક વિશેષણોવાળું ચૈતન્ય છે તેજ હું છું' એવું જ્ઞાન પણ એ સાત્વિકજ્ઞાનથી ઉપજે છે. 'એ પરબ્રહ્મતત્વ તે હું છું' એવું જ્ઞાન અને એ સર્વ નામરૂપ દૃશ્યમાન વિશ્વ પણ માયાવડે એ તત્વ,થયેલું છે એવું જ્ઞાન પણ સાત્વિકજ્ઞાન કહેવાય છે, આ જોતા રામચન્દ્રજીએ સ્થાપેલા રામેશ્વરે પીંડીમાંથી અવાજ કર્યો કે '**राम जेना ईश्वर एवो हुं रामेश्वर संज्ञायुक्त शंकर छुं**' ઉજ્જૈનનગરીના મહાકાળેશ્વરે પીંડીમાંથી કાકભુશુંડિને શાપ આપ્યો '**गुरुने नमस्कार नहीं करनार गुरुद्रोही! तने सर्पनुं शरीर प्राप्त थाओ।**' અને ભક્ત બાળક નામદેવજીનુ નિવેદિત

દૂધ વિટોળાએ પીધુ–આવી અને એવી વાતો સભનિત ન મનાય અને સત્ય હોવાની શ્રદ્ધા રહે એવી વૃત્તિનાળુ જ્ઞાન મોક્ષને ઉપકારક જ્ઞાન છે

## વાર્તાલાપ શ્લોક ૨૩ થી-૩૫ સુધીના:-,

પ્રભુપ્રેમીઓ! ઓગણીસમા શ્લોકમા જ્ઞાન કર્મ અને કર્તા-એ ગુણોના ભેદથી ત્રણ ત્રણ પ્રકારના કહેવાય છે, એવુ કહીને ૨૦-૨૧-૨૨-આ ત્રણ શ્લોકોમા અનુક્રમે સાત્વિક-રાજસ અને તામસ જ્ઞાનને સમજાવવામા આવ્યુ હવે કર્મ અને કર્તા બેઉ ત્રણ ત્રણ પ્રકારના કેવા હોય એ જાણવુ ઘટે છે હવે કર્મ વિષે સાભળો –

**સાત્વિક કર્મ**–શ્રુતિસ્મૃતિમા બતાવ્યા પ્રમાણેનુ નિયત અવશ્ય કરતુજ પડે તેવુ, વિહિત યજ્ઞ-દાન-તપ લક્ષણવાળુ, સગરહિત અહકાર રહિત, રાગદ્વેષ રહિત જે કર્મ કરવામાં આવે તે વળી સુખ સાધવા માટે અને કર્મનુ ફળ સાધવા માટે જ્યારે કર્મ કરવામા આવે છે ત્યારે વિઘ્ન કરનારાઓ પર દ્વેષ થાય છે એવા રાગ અને દ્વેષ જે કર્મ કરવામાં ન થાય તે કર્મ સાત્વિક હોય છે એવીજરીતે ઈષ્ટ અને અનિષ્ટ એવુ કર્મમાં કાઇ થવાનુ હોતુ નથી અને રાગદ્વેષ પણ હોતા નથી, કારણકે એમા સમતાવાળી બુદ્ધિ હોય છે અને ફળની ઈચ્છા રાખવામાં આવતી નથી એ કર્મ કામનારહિત કરેલુ હોવાથી અત કરણની શુદ્ધિ કરનાર હોવાથી એને સાત્વિક કર્મ કહેવાય છે

**રાજસ્ કર્મ**–નદીને સામે પાર જવા માટે મછવા વિના હાથપગ હલાવીને તરી જવા માટે શ્રમ કરવામાં આવે છે તેવો શ્રમ જેમા કરવામા આવતો હોય, 'આ કર્મથી મને અમુક ફળ મળશે' એવા વિશ્વાસથી 'હુ આ કર્મ કરુ છુ' એવા અભિનિવેશવાળા અહકારથી જે કર્મ કરવામાં આવતું હોય જે કરવામા અભિમાન અને આડબર હોય અને 'લોકો મારા વખાણ કરશે' એવી ભાવનાથી જે કર્મ કરવામા આવતુ હોય, તેને રાજસ કર્મ કહેવાય છે

**તામસ્ કર્મ**–વિવેક વિના બાળકની માફક બુદ્ધિના બળ વિના, અવિચારીપણાથી, પોતાની શક્તિ અને લાભહાનનુ માપ કર્યા વિના બીજાને પીડા થશે, બીજાની હિંસા થશે તેનો ખ્યાલ ન કર્યા વિના, આવરદા ટૂકી થવાને,

પુણ્યનો નાશ થવાનો, ધનનો નાશ થવાનો, ઇત્યાદિ વિચાર કર્યા વિના 'આનુ પરિણામ શું આવશે' એવી દીર્ઘદૃષ્ટિ વિના, જે કર્મ કરવામા આવે છે, તે તામસ કર્મ કહેવાય છે

પ્રભુપ્રેમીઓ! ગુણોના ભેદથી કર્મોના કરનારાઓ પણ ત્રણ પ્રકારના હોય છે સાભળો —

**સાત્વિક કર્તા:**—આરભથીજ ફળની ઇચ્છા કર્યા વિના મુક્તસગ થઇને, અહકારનો અભિનિવેશ કર્યા વિના, સકલ્પમા પણ અહકાર કર્યા વિના, વાણીમા પણ અભિમાન ન જોવામા કે ન સાભળવામા આવે એવો કર્મ કરનારો સાત્વિક કર્તા કહેવાય છે

મુક્તસગ અને અહકારરહિત હોવા છતા પણ કર્મ કરવામા ઉત્સાહ અને ચીવટ સહિત શ્રમ વેઠીને, ધીરજ અને હોસના વેગવડે સિદ્ધિઅસિદ્ધિની ચિંતા વિના, વિકારરહિત, બરાબર ઇશ્વરાર્પણ ભાવથી, જાણેકે આ કર્મ ઇશ્વરજ પોતે સર્જાયેલો છે, માટે આ કર્મ એણે કરવુજ જોઇએ એવી ભાવનાવાળો કર્મનો કર્તા સાત્વિક કર્તા કહેવાય છે આ પ્રકારની કર્મ કરવાની પદ્ધતિ અત કરણની શુદ્ધિ કરનારી હોવાથી, જે લાભ થાય તેમા ઇશ્વરેચ્છા માનીને હર્ષવિષાદ વિનાનો હોઇને, આવા કર્મનો કર્તા સાત્વિક કર્તા કહેવાય છે

**રાજસ્ કર્તા**—આરભથીજ કર્મના ફળની ઇચ્છાવાળો—રાગી, વિષયભોગેચ્છુ, કર્મના સાધનો કરવામા સાધનપ્રાપ્તિની અને કર્મની ક્રિયામા પણ પુત્ર કલત્ર, ધન, સપત્તિ અને સ્વર્ગના સુખોના સ્વપ્નો કરતો ઇન્દ્રિય તૃપ્તિની ઇચ્છા કરનારો, બીજાનુ ઉપાયો વડે પડાવી લેવાની અભિલાષાવાળો, દેવોનુ અને પિતૃઓનુ પૂજન યજન કરવામા દ્રવ્યના ખર્ચને સહન ન કરી શકનારો—લુબ્ધ હિંસા કરતા અચકાય નહીં તેવો, બીજાને પીડા કરનારો શાસ્ત્રોક્ત શિક્ષાનુસાર આચરણ નહીં કરી શકનાર, મલીન માનસવાળો, કર્મમા સિદ્ધિઅસિદ્ધિ—લાભહાનિ થવાથી હર્ષ અને શોક કરનારો, કર્મમા રાગ કરનારો, વિઘ્ન કરનાર પરોદ્વેષ રાખનારો, રાજસગુણ યુક્ત જે કર્મોનો કર્તા હોય તે રાજસકર્તા કહેવાય છે

તામસ કર્તા-લાયકાત વિનાનો, ચંચળ મનવાળો, અસ્થિર ચિત્તવાળો, સંસ્કાર વિનાનો, કરવા લાયક અને નહીં કરવા લાયક એવાં કર્મોના વિવેક વિનાનો, જ્ઞાન વિનાનો, સ્તબ્ધ, નમ્રતા વિનાનો, મોટાને માન આપવાની સભ્યતા વિનાનો, વિનય વિનાનો, શઠ, બીજાનું અપ્રિય કરનારો, બધાને છેતરનારો, બીજાઓનો તિરસ્કાર કરનારો, મન-વાણી-કાયાથી બીજાઓનું અપમાન કરનારો, આળસુ, વિલંબ કરવાની ટેવવાળો, અવશ્ય કરવાનાં કર્મોમાં પણ પ્રવૃત્તિ અને શ્રદ્ધા વિનાનો, ક્લેશી હૃદયવાળો, વિષવાદ કરનારો, વસ્તુ મળ્યા છતાં પણ સંતોષ વિનાનો, જરાપણ તૃપ્તિ વિનાનો, તમોગુણના દોષથી દૂષિત થયેલો, જડ બુદ્ધિવાળો, બીન જવાબદાર, અને લાયકાત વિનાના લક્ષણવાળો, કર્મ કરનાર માનવી તામસકર્તા કહેવાય છે.

આ વાતની બરાબર સમજ પડે તેટલા માટે એક બ્રાહ્મણ ભક્ત, પંડિત અને શાસ્ત્રીનુ જીવનચરિત્ર હું તમને કહીશ કે જે વડે તમને ત્રણે ગુણવાળા જ્ઞાન-કર્મ અને કર્તાની સમજ પડશે ભગવાનની મહામાયા પ્રબળ છે, એ માયાથી તરવું કે છૂટવું અઘરું છે.—

દૃષ્ટાંત-હરિરામ-એ બુંદેલખંડમાં આવેલા ઓડછાના રહેવાશી ધનાઢ્ય સુમોખનશર્મા શુક્લ નામના ઓડછાનરેશના માનનીય પુરોહિતના વિદ્વાન પુત્ર હતા. બાળપણથીજ સર્વપ્રિય અને બુદ્ધિમાન હતા વળી પિતાએ એમનો શિક્ષણપ્રબંધ પણ સારો કરેલો હોવાથી ક્રિયમાણ અને શાસ્ત્રના અનુસાર બની પોતે દર્શનવેત્તા અને વેદવેત્તા બન્યા હતા તેમના લગ્ન પણ યજ્ઞોપવિત સંસ્કાર થયા પછી તરતજ એક સુશીલ કન્યા સાથે કરવામાં આવ્યાં હતા. બ્રાહ્મણોનું ભણવું ભોજેરાજાના સમય પછી બહુધા દ્રવ્યપ્રાપ્તિ માટેજ થતું હતું વિદ્વાનોની યશ મેળવવાની ભાવના-દ્રવ્યપ્રાપ્તિની ભાવનાથી ઉતરતી હતી અને વિદ્વાન થઇને મોક્ષપ્રાપ્તિની ભાવના તો ક્વચિતજ શ્રીધર સ્વામીના જેવા બ્રાહ્મણોમાં હતી. આ વૃત્તાંત છે આશરે સાડીચારસો વર્ષો પહેલાંનું. પુરોહિતપણું એમની ઉંડે અને રાજ પર્યાસન વધારે એ ભાવના તો દરેક પુરોહિતની હોયજ. દેશ-દેશાંતરના પુરાણીઓ, પંડિતો આદિ હરિરામ પાસે શાસ્ત્રના મર્મોને સમજવાને દૂરદૂરથી આવતા હતા અને સંદેહરહિત થઇને જતા હતા. પિતાના અવસાન પછી એમની વિદ્વત્તાપર મુગ્ધ થયેલા ઓડછાનરેશના પુરોહિતનું કામ હરિરામ કરવા લાગ્યા.

હવે પ્રસિદ્ધ થયેલા પંડિત હરિરામશર્મા શાસ્ત્રના આધારથી ધર્મકર્મની બાબતમાં પોતાનો મત માન્ય કરાવવામાં કુશળ થયેલા જ્યાંજ્યાં કોઇ વિદ્વાનનું નામ સાંભળે ત્યારે ત્યાં ત્યાં શાસ્ત્રાર્થ કરવાને જઈ પહોંચતા હતા લક્ષઆપો! હરિરામશર્માનું જ્ઞાનપ્રાપ્તિનું કર્મ દ્રવ્યોપાર્જન અને પ્રસિદ્ધિની કામનાવાળું, લડનારા આખલા જેવું, રાજસ ગણાય એવું જ્ઞાન પણ રાજસ કહેવાય અને એ કારણથી આ પંડિત શાસ્ત્રોના જ્ઞાતા છતાં આ કર્મના કરનારા હોઇને એ રાજસકર્તા કહેવાય જ્ઞાનમાંતો કાંઇ કોઇજાતનો ગુણપ્રમાણે ફરક પડતો નથી પણ જ્ઞાની ગુણી હોઇને કર્મનો કર્તા પોતાનામાં વર્તતા ગુણને લીધે કર્મની પદ્ધતિ બદલતો હોવાથી સાત્વિક, રાજસ અને તામસ જ્ઞાન કહેવાય છે એવા જ્ઞાનથી થતું કર્મ પણ તેવાજ ગુણવાળું કહેવાય છે અને એવા કર્મનો કર્તા પણ એવાજ ગુણવાળો કહેવાય છે ટંટાફિસાદ, લડાઇ, મોટા મોટા યુદ્ધો એ રાજસગુણથીજ થાય છે બૌદ્ધો અને સનાતન ધર્માનુયાયીઓ, ખ્રિસ્તીઓ અને મુસલમાનો વગેરેના પરસ્પરના ઝગડાઓ રાજસજ્ઞાન, રાજસકર્મ અને રાજસ કર્તાથીજ થયેલા છે ધર્મના જ્ઞાનથી અશાંતિ થાય અને ધર્મના વ્યાખ્યાનકારોના અને તેમના અનુયાયીઓના ખૂનો થાય તો પછી વ્યવહારકામના જ્ઞાન—કર્મ અને કર્તા રાજસ હોય તો કેમ અશાંતિ ન થાય? શું જ્ઞાન એવું છે? શું ધર્મ એવો છે?

માગ્યા વિના ઉપદેશ આપવાથી ઉપદેશ સ્વીકારાવવા બળ વાપર્યાથી અને જબરતાથી મનાવતા ધર્મનું ખંડન કરવાથી આખી દુનિયામાં અશાંતિ થાય છે અને જગતનો નાશ થાય છે કોઇપણ ધર્મના અનુયાયીઓની સંખ્યા દુનિયામાં વિશેષ હોય એથી ધર્મની સત્યતા પુરવાર થતી નથી અબુધ લોકોજ એવા ધર્મને સાચો કહે છે કોઇપણ ઉપાયોથી બીજાઓ પાસેનું ધન ખેંચનારા, આગ લગાડીને લૂંટ ચલાવનારા, સ્ત્રીઓનું હરણ અને અપમાન કરનારા, તેમના ઉપર બળાત્કાર કરનારા—એવાઓથી પળાતો ધર્મ સાચો ઠરી શકશે ખરો? શાંત અહિંસક, પારકાને પીડા નહીં કરનારા, શોકમુક્ત નિર્દોષ ભયરહિત અભયદાન આપનાર 'સહિષ્ણુ એવા માનવીઓનો ધર્મ સાચો ઠરી શકે છે શોકમુક્તિ અને સંસારબંધમુક્તિ તથા નિર્વાણશાંતપદ આનંદદેહની હયાતિમાં અનુભવાય અને પમાય એવા ધર્મના અનુયાયીઓ ઝાઝા ન હોય અને એજ કારણથી આજના જમાનામાં સનાતનધર્મના અનુયાયીઓ ઓછા, આચરણમાં

બીજાઓથી ભિન્ન, પોતાની સંસ્કૃતિનું રક્ષણ કરવાની ચિંતાવાળા અને રાજસ-તામસ ધર્માનુયાયીઓથી અલગ રહેનારા હોય છે.

આપણા ચરિત્રનાયક હરિરામ શર્મા આ પ્રમાણે ધર્મકર્મનો વાદ કરતા અને પંડિતોને હરાવતા કેટલોક સમય પછી બનારસ ગયા જ્યાં તેમને કેટલાક પંડિતો મળવા આવ્યા અને તેઓએ પણ તેમની પ્રશંસા કરી. શ્રાવણ માસમાં તેમણે કેટલાક વિદ્વાનોની સંમતિ લઈ વેદોક્ત બૃહદ્ વિધિવિધાનથી સર્વ પ્રકારે સાંગોપાંગ ભગવાન શ્રીકાશીવિશ્વનાથનો અભિષેક કરાવ્યો. એજ રાત્રે પંડિતજીને એક સ્વપ્નું આવ્યું. સફેતવસ્ત્રધારી સાધુવેશી સદાશિવ એમની સામે આવી બોલ્યા કે "હું બહુ કાળથી આ કાશીમાં વસું છું. આપની વિદ્વાની ખ્યાતિ સાંભળીને આવ્યો છું. જરા જેટલી મારી શંકાનું સમાધાન કરી આપશો કે?" મારી શંકા એ છે કે-"વિદ્વાની પૂર્ણતા ક્યારે હોય છે?". રાજપુરોહિત હરિરામશર્માએ જવાબ આપ્યો "ભગવન્! સત્યાસત્યને જાણીને પ્રાપ્ત કરવા યોગ્ય પદાર્થ પ્રાપ્ત કરવામાં આવે ત્યારે." ઉત્તર સાંભળીને ભોળા શંભુ બોલ્યા "અહો પંડિતરાજ! આપ જેટલું બીજાને સમજાવો છો તેટલું તમે પોતે સમજીને કેમ રહેતા નથી? આપની વિદ્યામાં આ એક ભારે ત્રુટી છે. આ ત્રુટીને દૂર કરવાને માટે તમારે યત્ન કરવો જોઇએ. જ્યારે સત્યાસત્યને યથાર્થ જાણીને પ્રાપ્ત કરવા યોગ્ય પદાર્થ પ્રાપ્ત કરવામાંજ વિદ્વાની પૂર્ણતા છે, તો લલા! વાદવિવાદ કરવામાંજ વિદ્વાની પૂર્ણતા કેવીરીતે અને ક્યારે થશે? એ પદાર્થ માત્ર એક ભક્તિથીજ મળે છે. વિદ્યાની પૂર્ણતા પણ ભગવાનની ભક્તિથીજ છે. ભક્તિ વિના વિદ્વાની પૂર્ણતા નથી. ભક્તિ કરવી જોઇએ."

પંડિતજી જાગ્યા. એ સમયે એમનો વિદ્વાનો નશો ઉતરી ગયો હતો. વિવાદની લાલસા મરી ગઈ હતી. જીવનનો એક નવો અધ્યાય ઉઘડી રહ્યો હતો. આ ઘટના પછી જ્યાં જ્યાં પોતે નજર કરે ત્યાં ત્યાં એક મહાવાક્ય લખેલું તેમની નજરે પડે-"એ વિદ્યા ભણો જેમાં ભક્તિનો પ્રબોધ હોય." આ વાક્યે એમના અંતઃકરણમાં એક ભાવ ઉપજાવ્યો કે જીવનમાં આ એકજ વસ્તુ કરવા યોગ્ય છે અને તે અદ્યાપિ પર્યંત ન થઇ અને હવે પછી એજ વસ્તુ કરવા યોગ્ય જણાઈ. જેની વિદ્વત્તાની સામે દિગંત વિદ્વાનો પરાસ્ત થઈ ચૂક્યા હતા તે પંડિત આજ "એ વિદ્યા ભણો જેમાં ભક્તિનો પ્રબોધ હોય"-

એ વાક્યને યાદ કરીને તેવી વિદ્યાનો બોધ લેવાની ચિંતામાં દુઃખી ગયા. આવી એક નિરાળી પહેલનો આરંભ થયો. હરિરામ પંડિત બધાને ઉપરી છતાં પોતાને હાર્યા જેવો અનુભવ કરવા લાગ્યા.

અત્યારસુધીની પોતાની સર્વ મિલકત, સર્વ સાધન, જે મોટામોટા પોથાંમાં હતાં, તે બધાંને બાંધી દઈને કાશીથી પંડિતજી પોતાના જન્મસ્થાન–ઓડછામાં આવ્યા. પરન્તુ પેલા વાક્યનું રટણ ચિત્તમાં ચોગણું વધીને બળવાન બન્યું હતું. હવે તો એ દિશાનેજ બદલી ચૂક્યા હતા. એને લીધે બાળબચ્ચાં–ધનધામ–કામબામ–માનમોટાઈ–બધું એમને બોજારૂપ લાગ્યું. એમનું મન સંતપુરુષોનું શરણું લેવાને માટે તલપવા લાગ્યું. એકએક સંતની સ્મૃતિ એમને થવા લાગી –રૈદાસ, નામદેવ, રાંકાબાંકા, અને બીજા એવા ઘણાનો મત અને એમનાં જીવનો એમને ગમવા લાગ્યાં છતાંયે એકકે નિશ્ચય પર આવી શક્યા નહીં. કોઈ પ્રારબ્ધવશ રાધાવલ્લભ સંપ્રદાયના એક સંત ભ્રમણ કરતા કરતા ઓડછામાં આવી ચઢ્યા. એમને જોઇ હરિરામ બહુ પ્રસન્ન થયા. પોતાની પાસે રાખી એ સંત સાથે એમણે બહુ દિવસ સુધી સત્સંગ કર્યો અને પછી રાધાકૃષ્ણના યુગલસ્વરૂપનું, એની અભિન્નતાનું અને એમની નિસલીલાનું રહસ્ય એમને મળ્યું. આ સંતપુરુષે આ રહસ્યને પ્રગટ કરનારા હિતપ્રભુજી નામના સંતનું શરણું લઈ એમની પાસેથી દિક્ષા લેવાનું કહ્યું.

આ પછી હરિરામજીને ગૃહસ્થાશ્રમ જંગલ લાગ્યો; બધું છોડીને સાધુ બનવાની ધૂન લાગી અને હર્ષમાં આવી ગયેલા તેઓ ઘરબાર છોડીને વૃંદાવન ચાલ્યા ગયા. ત્યાં જતાં એ મનોરથો કરવા લાગ્યા "મને ત્યાં હરિ મળશે. સાધુના વચનો મેં સાચાં માન્યાં છે. મારા મનમાં ઉમળકો આવ્યો છે. હવે હું વૃંદાવનમાંજ વસીશ. આ જીવન બધું જૂઠું છે. ગમે તેમ થાઓ! હું તો અત્રેજ રહેવાનો. એમાં મને ફાયદો કેટલો બધો મળશે? લલિતા વગેરે દાસી મળશે; રાસનાં દર્શન થશે; જમનાકિનારે વિહાર કરતા ગૌર–શ્યામઘન નજરે પડશે–અને સુત, સંપત, સ્ત્રી, ઘર–માયાનો ફંદ ભગવાન ભાંગશે. નંદનંદન મારાપર કૃપા કરશે." આવા મનોરથો કરતા તેઓ વૃંદાવનધામમાં પહોંચી ગયા.

યમુનામાં સ્નાન કરી, શ્રીજીના મંદિરે આવ્યા ત્યારે ત્યાં શ્રીહિતપ્રભુજીને ભગવાન રાધાવલ્લભના રાજભોગ માટે તૈયારી કરતા જોયા. એ સમયે પંડિત-

જીએ એમની સાથે વાત કરવાને ઇચ્છ્યુ. એમની ઉત્સુકતા જોઇ હિતપ્રભુજીએ ચૂલા ઉપરથી તપેલી નીચે ઉતારી અગ્નિને પાણી છાંટી શાંત કર્યો હરિરામજી એમનુ આ કાર્ય જોઇ તરત બોલી ઉઠ્યા કે "રસોઇ અને વાતચીત બેઉ સાથે થઇ શકે છે" અને આમ આવ્યા હતા ઉપદેશ લેવા પણ ઉપદેશ આપવા આવ્યા હોય તેમ બેલી વધુ બોલ્યા કે "કાર્ય કરવાની ક્રિયાનો ધર્મ હાથનો છે, પકડી રાખવાની ક્રિયા કરવાનો ધર્મ પણ હાથનો છે, સાભળવાનો ધર્મ કાનનો છે અને બોલવાનો ધર્મ મુખનો છે" હિતપ્રભુજીએ આ વાક્યનો ઉત્તર સારભરેલીરીતે વાળ્યો કે "બહુ જગાએ મન રોકી કોણે સત્ય શોધ્યુ? ઘણા જારપુરૂષોનો ત્યાગ કરી એકને પકડ્યો ત્યારથીજ પિંગળા વેશ્યા વિપત્તિ ઓમાથી છૂટી, બે ઘોડાપર ચઢીને કોણે મુસાફરી કરી? ગુણિકાના છોકરાને 'આ મારો છે' એવુ કહી કોણ હેત કરીને તેડે? આ બધો પ્રપચ માળરૂપ અજગરથી ગળાએલો છે, તેનાથી છૂટવાની ઇચ્છા કરનારાઓએ શ્યામાશ્યામના ચરણકમળના અનુરાગી સતોને વિવેક અને નમ્રતાથી માથુ નમાવીને દડવત કરીને ચરણસ્પર્શ કરવો અને વિદેહમુક્ત થવાને સાધનો કરવા ઘટે"

આ સિદ્ધાતનો ઉપદેશ હરિરામને રુચ્યો તુર્તજ દડવત્ કરીને, બે હાથ જોડીને દીક્ષા આપવાની પ્રાર્થના સતને કરી એમની પૂર્ણ શ્રદ્ધા જોઇને સત શ્રીહિતપ્રભુજીએ એમને ગુરૂમત્ર આપ્યો અને એમના મનનુ ભાવ્યુ થયુ હવે એ ઓડછાનરેશના પુરોહિત મટી ગયા, વ્યાસ મટી ગયા, પડિત મટી ગયા, પણ શ્રીજીનુ શરણુ મેળવીને 'વ્યાસદાસ' બની ગયા, એક વિરક્ત વૈષ્ણવ બની ગયા, હવે એમનો બીજો જન્મ થયો હતો

હવે વ્યાસદાસજી વૃદાવનમા સેવાકુજ સમીપ એક મદિર બનાવીને 'હિત પદ્ધતિ' થી સેવ્ય યુગલકિશોર સ્વરૂપ શ્રીરાધાકૃષ્ણને પધરાવીને, અસત લાડ લડાવીને, રોજીદુ જીવન ગુજારવા લાગ્યા થોડાજ સમયમા વૃદાવનના, ખૂણે ખૂણે 'વ્યાસજીની જોડી' ના નામથી પ્રભુ લોકોમા ઓળખાવા લાગ્યા

ઓડછામા મળેલા સત નવલદાસનો આભાર માનીને દીક્ષાતત્ત્વનો વિચાર કરીને અને શ્રીહિતપ્રભુજી પાસેથી પ્રેમલક્ષણા ભક્તિના મહત્વને સમજીને વ્યાસ દાસજી મન સાથે બોલવા લાગ્યા કે 'સતની બલિહારી છે એ સતે મારાપર અનહદ ઉપકાર કર્યો છે હરિનુ ધન હરિદાસમા ભરીને સસાર છોડાવી દીધો"

પ્રભુપ્રેમીઓ! હરિરામ શર્મા મટીને, બીજાને બોધ આપતા મટીને, બોધ આપનારાઓના દાસ–વ્યાસદાસ–બનેલાનો રાજસગુણ શ્રીહિતપ્રભુજીએ મિટાવ્યો ત્યા સુધી અર્જુનની પેઠે તેણે 'નહીં લડુ' એવુ પૂછ્છુ છોડયુ નહતુ અત્યાર-સુધીમા સ્ત્રી અને બચ્ચાઓના ત્યાગનુ કર્મ એ એમનુ તામસ કર્મ હતુ જો કે પોતે સત્વગુણમા પ્રવેશ કરતા હતા પણ પ્રભુના ભાવિ-રૂપની ઉપાસનાનો આરભ કર્યાથી રાધામાધવને લાડ લડાવવાનું કર્મ અને જ્ઞાન–સાત્વિક ન ગણાય શરીરધારી ભગવાનના પુરૂષપ્રકૃતિના રૂપોને રાસ રમતા જોવાથી દેહાધ્યાસ ન મટે એથી એ કર્મનો કર્તા વ્યાસદાસ સાત્વિક કર્તા પણ કહેવાય નહીં. દાસ ભાવથી ભક્તિ કરવાથી અને સેવા કરવાથી ચિત્તશુદ્ધિ થાય છે, પણ નથી છૂટતો તામસગુણ, નથી છૂટતો રાજસગુણ અને નથી રહેતો શુદ્ધપૂર્ણસ્વરૂપમા સાત્વિક ગુણ આ બધુ આ હરિરામજીના જીવનમાથી સમજાશે જો કે આખરે પ્રભુના માર્ગે જનારો સાત્વિકકર્તા થાય છે, પરન્તુ સસાર વ્યવહારમા રહેવાથી, રાજકારણમા પડવાથી અને શાસ્ત્રને નહીં અનુસરી પોતાને ફાવતો સિદ્ધાત જગતમા ઠોકી બેસાડવામા સાત્વિકકર્મ થતુજ નથી. આ બાબતોના જ્ઞાનમા પણ સાત્વિકતા હોતી નથી તો એવા કર્મનો કર્તા સાત્વિક હોવજ કેમ?

સાત્વિકતા આવે છે મુમુક્ષુઓમા અને સતપુરૂષોમાં અને જેઓએ કામનાઓનો ત્યાગ કર્યો હોય તેવાઓમાં વળી જેઓ આત્મોપાસના કરનારા, પરમપદને– પરબ્રહ્મને અનન્યયોગ અને અનન્ય ભક્તિ વડે આરાધતા હોય તેમનામાં સાત્વિકતા આવે છે છતાં આ માર્ગે જવામાં ગૃહસ્થોએ–ગાધીજીનુ અનુકરણ કરવુ ઘટે, જવાહર, બીરલા, ગોકળદાસ તેજપાળ મૂળજી જેઠા અને એવા બીજાઓનુ અનુકરણ કરવુ ઘટે અને ત્યાગી થઇને ધર્મોપદેશક થવુ હોય તો સ્વામી દયાનદ, સ્વામી રામતીર્થ અને સ્વામી વિવેકાનદનુ અનુકરણ કરવુ ઘટે બાકી જો સન્યાસીજ થવુ છે તો ઉડિયા બાબા સ્વામી રામકૃષ્ણ પરમહસ, રમણ મહર્ષિ યા અરવિંદ ઘોષ થવુ ઘટે

આમ ગુણોની વાત કરી આપણે પાછા વ્યાસદાસજીના જીવનની વાત કરીએ. દરરોજની પેઠે આજે પણ એમના મદિરમા દર્શકોની જમાવટ બહુ થઇ હતી રાસમા યુગલકિશોરનું નૃત્ય થઇ રહ્યુ હતુ અને બરાબર રગ જામ્યો હતો, અનુપમ આનદ વર્તી રહ્યો હતો એવામા શ્રીરાધિકાજીના ચરણ ઝળના

નૂપુરની ઘૂઘરીનુ એક ઝૂમખુ તૂટી પડ્યુ વ્યાસદાસજી ત્યાં બેઠેલા હતા તેમણે તરત પોતાની જનોઇને તોડીને ઘૂઘરીઓના ઝૂમખાને પાછુ નૂપુર સાથે બાંધી દીધુ આ જોઇને દર્શકોને બહુ અજાયબી થઇ તેઓએ તરતજ વ્યાસ દાસજીને કહ્યુ "અરે! આ તમે શુ કર્યું ? જનોઇ તોડીને પગમા બાંધી?" વ્યાસદાસજીએ તરતજ જવાબ આપ્યો 'બહુ દિવસ સુધી કાંઈ કામમાં ન આવી આજે એનો ઠીક ઉપયોગ થયો આથી એનો બીજો શુ ઉપયોગ થઇ શકે? ભગવાનના ચરણની પ્રાપ્તિજ સર્વે ધર્મનુ લક્ષ છે, એટલામાટે આ શુભ અવસરમાં આજે આ સૂત્રનો ત્યાગ કરી મારા પરમ ઇષ્ટ પ્રાણાધિક શ્રીરાધિકાજીના ચરણમા એને સમર્પણ કરી દીધુ એ સૂત્રનુ પણ સૌભાગ્ય છે " આ સાંભળીને ભાવિકજનોને આનંદ થયો

પ્રભુપ્રેમીઓ! પ્રેમલક્ષણા ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગમા સાધનભિન્નતા છે, પણ સિદ્ધિ સમાન હોવાથી તે વહેલીમોડી મળે છે એકમા સાધક બધા દશ્યમાન અને અદશ્યમાન વિશ્વને બ્રહ્મસ્વરૂપ માનીને પોતે સેવક બનીને ઉપાસના કરે છે અને પ્રભુના અવતારને અને એમની મૂર્તિને સાધન બનાવે છે આ સાધક નિર્ગુણ ઉપાસનાને લાયક પછી બને છે બીજામાં સાધક દશ્યમાન અને અદશ્યમાન વિશ્વને અને નિરંજન નિરાકાર બ્રહ્મને 'હુ છુ' એવી માન્યતાવડે પોતાનીજ ઉપાસના કરે છે એકમાં સેવ્ય-સેવક ભાવ અને બીજામા 'સિદ્ધ' ભાવથી ઉપાસના કરવામા આવે છે એકમાં જે સગુણ ઉપાસક છે તે ગૃહસ્થ હોય છે અને મતો અવિદ્વાન, મોહમુગ્ધ, કર્મકુળેન્દ્ર, વૈરાગ્યવિવેકરહિત પૂર્વે સત્કર્મો ન કર્યાં હોય એવો હોઇને, પંડિત હોય છતા તેનું મન શારીરિક ભોગો તરફ ઢળેનુ હોઇને એનુ ઇષ્ટાનિષ્ટ મંતવ્ય મરતુ નથી, માટે તે ભક્તિમાર્ગનો આશરો લઈ શકે છે આ વ્યાસદાસજી એવા હતા ભક્તિમાર્ગને બદલે જો એમણે કર્મમાર્ગ લીધો હોત, યજ્ઞ-દાન-તપ-યજ્ઞોપવીત રાખીને ઇશ્વરાર્પણ કીધા હોત તોપણ થઇ શકે તેમ હતુ યજ્ઞોપવીત કાઢી નાખી એથી એ સન્યાસી મનાય પણ ત્યારપછી એમની મમતા ઘટી નથી, ક્રોધને વારી શકયા નથી અને વિવેકવૈરાગ્ય એમનામાં આવ્યા નથી, એ તમે જાણશો સાખ્યશાસ્ત્ર અને વેદોની શિક્ષાને તો એઓ જરૂર ભણેલા હતા પણ પોતે લાયક હતા ભક્તિમાર્ગને ત્રણ તતુને વણીને એક એના ત્રણ તારના યજ્ઞોપવીતની ગાંઠને બ્રહ્મગ્રંથી કહેવાય છે આ ત્રણ તતુના ત્રણ તાર એટલે

નવ તંતુનું બનેલું યજ્ઞોપવિત એવો ઉપદેશ આપે છે કે "હે દ્વિજ! તું જન્મ્યો છું-ત્રણ ગુણોથી ઉદ્દ્ભવેલા આ જગતને નવગુણોને સંપાદન કરીને બ્રહ્મમય બનવા માટે તું રજસ તામસ-આ બે ગુણોને ત્યાગીને માત્ર એકજ પ્રધાન સાત્વિકગુણવાળો થઈને શમી, દમી, તપસ્વી, શુચિ, શાંત, સરલ, બ્રહ્મવિદ્, બ્રહ્મનિષ્ઠ અને બ્રહ્મમાંજ સ્થિતિ રાખીને સ્થિર અને મુક્ત થા! નિર્વાણને પ્રાપ્ત કરવાને યત્ન કર્યાજ કર! જરૂર, તું બ્રહ્મને આ જન્મમાં પામીશ અને વિદેહમુક્ત, શોકમુક્ત અને સંસારબંધમુક્ત થઈ જઈશ"

ઓડછાનરેશને કેટલાક વર્ષો સિર્સાબાદ વ્યાસદાસજીની ભાળ મળી એમણે મંત્રીને બોલાવવા મોકલ્યા, છતાં એ મંત્રી સાથે ન ગયા પ્રશ્નનો ઉત્તર એટલોજ આપ્યો કે "વૃંદાવન છોડીને હું ક્યાં જાઉં? વૃંદાવન છોડીને કોણ ગયું છે? મારા જેવા નીચાપોચાને શ્રીહરિ વિના બીજું ઠામ લાગતું નથી. હું તો સુખના પુંજને દેખું છું હવે હું વિષયવિષ કેમ પીઉં? એક આગમાંથી નીકળી બીજી આગમાં હું કેમ પડું? બસ, રાધાકૃષ્ણને ફૂદાવું છું, લાડ લડાવું છું અને પ્રસન્ન રહું છું આ વિના બીજે ક્યાંઈ મારું ચિત્ત પ્રસન્ન રહેતું નથી. મરવાથી હું ડરતો નથી પરણેલો પતિ જેમ પત્નીને સહાયક હોય એમ રાધાવલ્લભ મને સહાયક છે અને બીજો કોઈ પરવા નથી"

આવા ઉત્તરથી નિરાશ થઈને મંત્રીએ વ્યાસદાસજીના યમુનાસ્નાન કરવા ગયાનો લાભ ઉઠાવી શ્રીહિતપ્રભુજીને એમને ઓડછા મોકલવાની આજ્ઞા કરવા પ્રાર્થના કરી, પણ વ્યાસદાસજીને આ વાતની જાણ થતા તેઓ ઝાડીમાં સંતાઈ ગયા અને દર્શન સમયે પણ ન આવ્યા ત્રણ ત્રણ દિવસ સુધી મંત્રીએ શોધ કરી ત્યારે એમણે વ્યાસદાસજીને શોધી કાઢ્યા ત્યાંથી સ્નાન કરવાનું બહાનું કાઢી જમનામાં પેઠા અને ત્યાં સ્નાન કરતાજ રહ્યા છેવટે બહુબહુ વિનવણી પછી બહાર નીકળ્યા અને પછી તો પાથર પર ઘસી ઘસી મ્હોં ઉપર લગાડી, આખું મુખ કાળું કરી ત્યાંથી એક ગધેડો લઈ મંત્રી સાથે ગુરુદેવના દર્શન કરવાને આવ્યા રસિકજનોએ આ દશ્ય જોઈને એવો વેશ કરવાનું કારણ પૂછ્યું ત્યારે તેઓ બોલ્યા "વૃંદાવનનિવાસ મળ્યો અને હું જીવનનો લાભ મેળવી રહ્યો છું હવે ગુરુ મને આ ધામ છોડી જવાની આજ્ઞા કરશે અને મારે જવું પડશે અહીંથી ગયા પછી નરકમાં જવું પડશે વૃંદાવન છોડ્યા

પછી કદાચ કોયસો ન મળે તેથી અહીંથીજ કાળું મ્હોડુ કરી લીધુ છે અને ગધેડો પણ બેસવા માટે એજ કારણે લીધો છે આ પરમસ્થાન છોડ્યા પછી એજ થવાનુ છે ” શ્રીહિતપ્રભુજીને આ વાતની ખબર પડી ગઈ એમણે ત્યા બેઠેલા મંત્રીને સાફ સભળાવી દીધુ કે એઓ વ્યાસદાસજીને વૃંદાવન છોડવાને કશુ કહેવાના નથી. આ વાતની વ્યાસદાસજીને પણ ખબર પડી ગઈ અને એમને નિશ્ચય થયો કે ગુરૂજી કશુ કહેવાના નથી આથી મ્હોડુ ધોઇ ગુરૂના દર્શન કરવા આવ્યા ગદ્ગદ્કંઠિત થઇ તેમણે સાષ્ટાંગ દંડવત્ કર્યા આ વખતે ગુરૂની સ્થિતિ પણ બદલાયેલી હતી તેઓ વ્યાસદાસની નાખરજી જાણીને દુ ખી થયેલા હતા, પસ્તાવો કરતા હતા અને એ આવ્યા ત્યારે તેમને માટે રાખી મૂકેલો પ્રસાદ તેમને આપ્યો અને ખવરાવ્યો અને પછી એમના મુકામ પર જવા કહ્યુ

વ્યાસદાસજી મુકામ પર ગયા પણ મંત્રીએ પાછી એની એ વાત કહેવા માડી ત્યારે બીજે દિવસે તેમને જવાબ આપવાનુ કહ્યુ અને તે મુજબ બીજે દિવસે મંત્રીની હાજરીમા તેમણે સાધુઓનું ઉચ્છિષ્ટ અન્ન ખાધુ અને પોતે વટલાયા છે એમ મંત્રીને બતાવ્યુ મંત્રીએ વગોવાયેલા વ્યાસદાસજીને ઓડછા લઈ જવાનુ માડી વાળ્યુ અને વિદાય લઇ ઓડછા ચાલ્યો ગયો બ્રાહ્મણોને અને રાજાને તેમના વટલાયાની વાત કરી અને બધાએ તેમને ઓડછા બોલાવવાનુ માડી વળ્યુ વ્યાસદાસજીએ મંત્રી સાથે ઓડછાનરેશને આપવા જે પત્ર લખી આપ્યો હતો તેમાં લખ્યુ હતું કે ‘ વ્યવહાર, પુરોહિતપણુ બ્રાહ્મણવૃત્તિ, યજ્ઞોપવીત શિખા, સધ્યા અગ્નિહોત્ર, વૈશ્વદેવ–બધુ હવે તો મારે ‘ શ્રીરાધા વલ્લભ’ છે લી વ્યાસના ન–આશિ ન–શાપ

પ્રભુપ્રેમીઓ! આ ઘટના પછી હરિરામશર્માની ગેરહાજરી જેમના દિલને દુખવતી હતી એવા ઓડછાનરેશ મધુકરશાહ એમને તેડવાને વૃંદાવનમા આવ્યા આ નરેશે સતપુરુષો અને શ્રી હિતપ્રભુજીને પ્રાર્થના કરી કે એઓ વ્યાસ દાસજીને ઓડછા જવાની આજ્ઞા આપે અને પોતે પણ એમને બહુ વિનવ્યા પણ બધુ નકામુ ગયુ આખરે જબરદસ્તી કરીને પાલખીમા બેસાડી લઇ જવાનો એમણે માણસોને હુકમ આપ્યો પણ કદબના એક ઝાડ સાથે વળગેલા વ્યાસદાસજીને માણસો છોડાવે ત્યા એ બીજે વળગે અને માણસો તેમને

છોડવા મથે પાલખીમા તો તે બેસેજ નહીં ઉપરાંત એમની હઠથી હારેલો રાજા એમના પર બળ વાપરવા માટે પરતાયો અને આખરે તેમની માફી માગી તેમનો શિષ્ય થયો ઓડછા પાછા ફરી રાજાએ વ્યાસદાસજીના બોધ અનુસાર બાકીનુ જીવન સતચરણે સેવામા વિતાવ્યુ.

આ બનાવ પછી હરિરામશર્માની પત્ની બાળકોને લઇને વૃદાવન આવી વ્યાસદાસજીને આ એક મોટુ વિઘ્ન સમજાયુ ગુરૂ અને સતોની આજ્ઞાથી સતસેવાની શરતે તેને સાથે રાખવા સમત થયા હવે ધણી ધણિયાણી સાથે રહેવા લાગ્યા પરિણામ એ આવ્યુ કે એક રાતે પત્ની કામવિહ્વલ થઇ વ્યાસદાસજીએ તેને બહુ સમજાવી શાત કરી બીજીવખત એક એવો પ્રસગ આવ્યો કે બધા સતો સાથ વ્યાસદાસજી પ્રસાદ લેવા બેઠા હતા દુધ પિરસવાનો પ્રસગ આવતાં પત્નીએ પતિના વાડ઼ામા બધી મલાઇવાળુ દુધ આપ્યુ અને આમ પક્તિભેદ કર્યો વ્યાસદાસજીએ એજ વખતે એને કાઢી મૂકી સાધુઓની સમજાવટથી અને ગુરૂની આજ્ઞાથી ફરીને એના (સ્રીના) બધા ઘરેણા વેચી નાખીને ઉપજેલી રકમદ્વારા સાધુઓનો ભડારો કરી, તેને નિષ્કચન બનાવી પોતાની સાથે રાખી હવે તેણી તેમના બોધને અને તેમની સ્થિતિને સમજી શકી હતી અને પાછળથી છતા પૂર્ણ બ્રહ્મચર્યવ્રત પાળવા લાગી હતી વ્યાસદાસજીએ પરમહસની પેઠે, બ્રાહ્મણ હોવા છતાં જાતિપાતિનુ અભિમાન ખોયુ અને સાધુઓની પક્તિમાજ જમવા લાગ્યા નીચ જાતિમાથી થયેલા સાધુઓનુ એ એઠુ અત પ્રસાદ કરી લેવા લાગ્યા આ કાર્યમા પણ કસોટીની જરૂર હોય છે એક સાધુ એમની કસોટી કરવા આવેલા હતા એમની થાળ પીરસીને પ્રસાદ વધારવાની વિનતી કરી જમતા જમતાં આ વિનતી કરવામા આવેલી હતી એજ સમયે પેલા સાધુએ પોતાનો થાળ વ્યાસદાસજીના માથામા માર્યો અને બોલ્યો "લે આ પ્રસાદ!" આમ કહી પોતે ઉભા થઇ ગયા વ્યાસદાસજીએ કાંઇપણ વિકાર ન બતાવ્યો, બલ્કે એને પણ એમણે પ્રસાદીજ માની લીધી બીજા સતોએ આ પ્રમાણેની એમની સહિષ્ણુતા માટે બહુ ઉચો અભિપ્રાય જાહેર કર્યો પેલા સતે માફી માગી અને આ પ્રસગ પછીથી વ્યાસદાસજી બધા સતોના માનીતા થયા

પ્રભુપ્રેમીઓ! સતપુરૂષોનુ ઉચ્છિષ્ટ અન્ન જમવાનુ ભક્તિમાર્ગમા બહુ મહિમાવાળુ ગણાયુ છે દાખલા તરીકે નારદજી એમના પૂર્વજીવનમા એક

શૂદ્રા-દાસીના પુત્ર હતા અને તે પાંચ વર્ષના બાળ હતા ત્યારે ચાતુર્માસ ગાળવા રહેલા ઋષિમુનિઓનું અને સંતોનું વધેલું ઉચ્છિષ્ટ અન્ન ખાઈ જીવન વિતાવતા હતા આનાથી એમને પરમાત્મા સંબંધી અપૂર્વજ્ઞાન મળ્યું હતું એવાજ આપણા ચરિત્રનાયક વ્યાસદાસજી હતા એમના જેવા બનેલા પવિત્ર આત્માઓ દ્વૈતભક્તિથી પણ અંતમાં પોતાના ઇષ્ટદેવના લોક-વૈકુંઠને પામે છે અને આસક્તિ પ્રલય સમયે પોતાના ઇષ્ટદેવ સાથે 'બ્રહ્મીભૂત થાય છે વ્યાસદાસજી પણ બાકીનું જીવન આ પ્રમાણે વિતાવી અવસાન બાદ વૈકુંઠવાસી થયા અસ્તુ

પ્રભુપ્રેમીઓ! ભલે કોઈ પંડિત હોય, પુરાણી હોય કે શાસ્ત્રી હોય, છતા એનું વિદ્યાનું ઘમંડ અભિમાન અને દેહાધ્યાસ છૂટતા નથી એનું આ જીવન-વૃત્તાંતમાં તમે જોઈ શકતા છો ભગવાન શ્રીહરિકૃષ્ણનાથે હરિરામને સ્વપ્નાદ્વારા બોધ આપવો પડયો હતો પોતે સર્વશાસ્ત્રના જ્ઞાતા હતા અને ગીતાનો અભ્યાસ પણ એમણે કર્યો હતો છતા શ્રીહિતપ્રભુજી પાસે દિક્ષા લેવા જતા ગીતામાંનો 'तद्विद्धिप्रणिपातेन परिप्रश्नेन सेवया'-આ ઉપદેશ ભૂલી જઈ તેમણે નથી કર્યાં ગુરૂને સાષ્ટાંગ દંડવત્, નથી જોયો ગુરુજીનો નિવૃત્તિનો સમય અને ઉપદેશ લેવા ગયેલાં એમણે ઉપદેશ આપવા જેવી વાત કરી પોતાનો ડહાપણું પ્રદર્શન કર્યું આ આચરણ એમનું અણુચતું હતું છતાં સતપુરુષે એમના અભિમાન પ્રત્યે દુર્લક્ષ કર્યું અને એમને લાયક સેવા કરવાનો ઉપદેશ આપ્યો આ ઉપદેશનું કારણ વ્યાસદાસજીમાં શૂદ્રના જેવું લક્ષણ ગુરૂએ જોયું અને તેથી 'तत्त्वमसि' નો ઉપદેશ તેમણે આપ્યો નહીં તેઓ પ્રથમથીજ અનુચિત પગલાઓ ભર્યે જતા હતા પ્રથમ તો પોતાના બાળબચ્ચાં કે જેમનું પાલન કરવા લાયક હતું, તેઓનો ત્યાગ એ અનુચિત હતો બીજું ગુરૂજી પાસેનું આચરણ ઉપર જણાવ્યા મુજબનું અનુચિત હતું ત્રીજું પગલું તે એમના પત્નીપતિના ત્યાગનું અનુચિત હતું જોકે જડભરત સાચા બ્રહ્મવિદ્ હતા, છતા એમણે અંતસુધી જનેઉનો ત્યાગ કર્યો ન હતો વ્યાસદાસજી ભણેલા હતા છતાં એમનો માર્ગ, એમની લાયકાત એમનો ભાવ ભક્તિમાર્ગ તરફ હોઈ શિખાસૂત્રના સંન્યાસીના ત્યાગ જેવા ત્યાગના તેઓ અધિકારી ન હતા વળી કીર્તિ માટે ભણેલા એવા તેમને ભણેલું પણ ભૂલાયું હોય તેમ તેમણે 'દરેક કામમાં મનની એકાગ્રતાની જરૂર હોય છે' એવું શ્રીહિતપ્રભુજીને કહેતા કહ્યું

કે 'કરવાની ક્રિયાનો ધર્મ હાથનો છે, પકડી રાખવાની ક્રિયા કરવાનો ધર્મ પણ હાથનો છે, સાભળવાનો ધર્મ કાનનો છે બોલવાનો ધર્મ મુખનો છે' ઇત્યાદિ જો કે વ્યાસદાસજી 'ઉપનિષદો પણ ભણ્યાજ' હશે, યોગશાસ્ત્ર ભણ્યા હશે, છતા 'अग्निर्यत्राभिमथ्यते वायुर्यत्राभिरुध्यते सोमोयत्रातिरिच्यैत तत्र सजायते मन ।' એ ભૂલી ગયા શુ રોટલી વણતા કે ચોળતા કે ઘીથી ચોપડતા, બીજે ચૂને દાળ અગર ભાત કરતા, વળી સગડી ઉપર શાક કરતા જો ધ્યાન ન રહે અને કોઇક બગડી જવાની ધારતી પડે તો એ સમયે સાથેસાથે શાસ્ત્રાર્થ થઇ શકે ખરો કે? આવુ ધ્યાન રાખનાર, ચચળ મનવૃતિ રાખનાર શાસ્ત્રી હોય તોયે શું તે યોગાભ્યાસી થઇ શકે ખરો કે? આત્ર એમની ઈશ્વર પ્રત્યેની શ્રદ્ધા જોઇનેજ શ્રીહિતપ્રભુજીએ એમની લાયકાત પ્રમાણેજ ઉપદેશ આપ્યો હતો અને તે યોગ્ય હતુ જો ચાલ્યાજ જવુ હતુ તો પત્નીને પોતાનો ઇરાદો કહેવો જોઇતો હતો. ઘરના બધાની સમતિ લીધા સિવાય એમણે ઘર છોડવુ જોઈતુ ન હતુ આમ કર્યાથી મહાન અનર્થ થાય છે માટેજ સાત્વિકજ્ઞાન, સાત્વિક કર્મ અને સાત્વિક કર્તાપણા માટે બોધને ભારપૂર્વક બોધવામા આવે છે

દૃષ્ટાંત–સત જ્ઞાનેશ્વર મહારાજના પિતા વિઠ્ઠલપત પરણ્યા પછી તેમને કોઇ પ્રજા થઇ ન હતી તેઓ પહેલેથીજ વૈરાગ્યવાન હોઇ સન્યસ્ત ગ્રહણ કરવા બહુ ઉત્સુક હતા એટલે એક વખત પોતે સસરે ગયા હતા, ત્યાંથી બારોબાર કાશી તરફ ચાલ્યા ગયા ત્યા ગયા પછી તેમણે રામાનદ સ્વામી નામના મહાત્માની કૃપા મેળવી. સ્વામીજીએ તેમનો વૈરાગ્ય જોઈ મત્રદિક્ષા આપી સન્યાસ ગ્રહણ કરાવ્યો.

બીજી બાજુ વિઠ્ઠલપતના પત્ની રુક્મિણી (જ્ઞાનેશ્વરની માતા) પતિના ચાલ્યા જવાથી બહુ દુ ખી થયા અને આગળથીજ પતિના સ્વભાવને જાણતી હોઈ તેણીએ ધીરજ ધારણ કરી ઉગ્ર તપ કરવા માડ્યુ પોતે પોતાનો સૌભાગ્ય વેશ પણ ચાલુજ રાખ્યો હતો

એક વખત રામાનંદ સ્વામી શિષ્યો સહિત રામેશ્વરની યાત્રાએ નીકળતા, ફરતા ફરતા આળદી (વિઠ્ઠલપતનુ જન્મસ્થાન) ગામે આવી પહોંચ્યા સ્વામીજી એક મહાન સતપુરુષ હોઇ એમની કીર્તિ ચારેબાજુ પ્રસરેલી હોઈ આળદીની

પ્રજા સ્વામીજીના દર્શને આવવા લાગી એમા એક દિવસ રુકમણીબાઇ પણ સ્વામીજીના દર્શને આવ્યાં અને તેમના ચરણોમા વંદન કર્યું ભગવત્પ્રેરણાનુસાર સ્વામીએ તેમને 'પુત્રવતી ભવ।' એવો આશીર્વાદ આપ્યો રુકિમણી યુવતિ હોઈ પતિવિયોગથી પીડાતી હતી એના વિનયને, જોઇને, એના આર્તભાવને જોઇને, કુદરતી રીતેજ સ્વામીજીના મુખમાથી ઉપરોકત આશીર્વાદ સરી પડ્યો, પણ રુકિમણી તો તે વચનો સાભળી ભયભીત થઈ ગઇ શરીર કપવા લાગ્યુ પણ તરતજ સ્વસ્થ થઇ સ્વામીના દેખતા હસી પડી મહારાજશ્રી રામાનદજી પણ ચોકી ઉઠ્યા કોઇ દિવસ નહીં જોયેલુ એવુ એક સ્ત્રીનુ માર્મિક હાસ્ય જોઇ તરતજ તેને હસવાનુ કારણ પૂછ્યુ ત્યારે રુકિમણીએ જવાબ આપ્યો "મહારાજ! હુ અભાગિની છુ મારા પતિ અમારો ત્યાગ કરી કાઇ વર્ષો થયા ચાલ્યા ગયા છે, અને તેમણે તો કાશીમાં જઈ સન્યાસ લીધો છે તો પછી 'આપનો આશીર્વાદ સત્ય શીરીતે કરી શકશે' એવા વિચારથી મને હસવુ આવ્યુ મહારાજશ્રી! આપનો અશીર્વાદ પાછો ખેચી લ્યો." સ્વામીજી વિચારમા પડી ગયા તેના પતિનુ વર્ણન પૂછતા તેમણે તરતે જાણી લીધુ કે 'આ વર્ણન તો આગેહૂબ ચૈતન્યાશ્રમ (વિઠ્ઠલપતનું સન્યસ્ત લીધા પછીનું નામ) નુજ વર્ણન કરે છે' એટને તેમને અતિ કરુણા ઉત્પન્ન થઈ રુકિમણીની સર્વ હકીકત જાણી તરુણ સ્ત્રીને સતાનહીન છોડીને એના પતિએ સંન્યાસ ગ્રહણ કર્યો છે એમ જાણી પોતે તરતજ રુકિમણી અને એના પિતાને લઇને કાશી ગયા કાશી પહોંચ્યા પછી તેમને એક જુદા ઘરમા રાખી પોતે પોતાના મઠમા ગયા અને ચૈતન્યાશ્રમને બોલાવી ધમકાવીને પૂછ્યુ "તુ મારી પાસે જૂઠ્ઠુ બોલ્યો છે તારી પત્ની હયાત છે તે સન્યાસ ગ્રહણ કરવા કોઇની રજા લીધી નથી, માટે તુ પાછો તારે ઘેર જા અને જૂઠ્ઠુ બોલવાના પ્રાયશ્ચિત્ત માટે પાછો ગૃહસ્થાશ્રમમા પ્રવેશ! તારી પત્નીને સતોષ આપી તેની રજા લઇ તું પાછો આવજે. આ પ્રમાણે જૂઠ્ઠુ બોલી સન્યાસ ગ્રહણ કરવો તે તો તામસત્યાગ કહેવાય અને તેથી તારો મોક્ષનો હેતુ સિદ્ધ થશે નહીં સસાર અને સંન્યાસ બેઉને બગાડ નહીં તારી પત્ની બહુ આર્ત છે તારો વિયોગ એને બહુ પીડે છે જા! એને સતોષ આપ!"

આ પ્રમાણે રામાનદસ્વામીએ એમનો સન્યાસીનો સ્વાગ ઉતરાવી ઘેર મોકલ્યા ભગવાનની માયા મહાપ્રબળ છે ગુરુની આજ્ઞા પાળી પાછા વિઠ્ઠલપત

બની આળદી આવ્યા ગામની પ્રજાને એના આખા વર્તનની ખબર થઇ ગઇ જો કે એમનુ જ્ઞાન અને સન્યાસગ્રહણનુ કર્મ તામસ હતુ, છતા આ ઘટના પછી એમનામા ત્યાગભાવના હતી તે સાત્વિક હતી અને ત્યાર પછી તેમને ત્રણ પુત્રો અને એક પુત્રી થયા હતા, જેમાના શ્રીજ્ઞાનેશ્વર મહારાજ એમના વચના પુત્ર થાય આ ચારે બાળકો જન્મથીજ પ્રભુપ્રેમી હતા બારબાર વર્ષ સુધી માતા રૂકિમણીએ સેવેલો પતિવિયોગ અને તે દરમિયાનમા સેવેલુ કષ્ટદાયક તપ અને ઇશ્વરાર્પણ બુદ્ધિ તેમજ પિતાની સન્યસ્તની તીવ્ર વૈરાગ્યભાવના અને પાછળથી આવેલી સાત્વિકતા એજ પ્રભુપ્રેમી બાળકો અવતરવાનુ મુખ્ય કારણ છે સાત્વિકપણુ સંસારમા શાંતિ પથરાવે છે અસ્તુ

પ્રભુપ્રેમીઓ ત્યાગ અને સન્યાસના કારણો માનવીઓને બહુરીતે ઉભા થાય છે કામના તૃપ્ત ન થવી-એ પણ એમાનુજ એક કારણ છે આવો સન્યાસ મોક્ષ માટે ઉપકારક નજ થાય માનવીએ પ્રારબ્ધવશ થવુ ઘટે, સહિષ્ણુ થવુ ઘટે જે જે સન્યાસીઓ, સાધુઓ અને આચાર્યો જેને તમે તમારી સમજ પ્રમાણે માનો છો અને તેમને લોભી, ક્રોધી, કામી કહીને નિંદો છો તેઓ બધાનો ત્યાગ અને સન્યાસ ઉતાવળીઓ, રાજસ કે તામસ સમજવો ઘટે નિર્વાહની ચિંતા કરવાની ટેવવાળા, અસંતોષી, પ્રમાદી અને આળસુ માનવીઓજ સન્યાસ અને સાધુપણાને લજાવે છે અને એમનો ગૃહસ્થાશ્રમ પણ એવોજ શરમજનક હોય છે

દૃષ્ટાંત:-કોઇએક આદમી આળસુ, ખેધખાઉ, અસંતોષી અને દ્વેષીનો હરદમેશ ઘરમા પત્ની સાથે ઝઘડો કર્યા કરતો હતો એમનુ ગામ નદીના કાંઠે આવેલુ હતુ અને રોજ હોડીમા બેસી એક સંત નદીના સામે કાંઠેથી એ ગામમા એક વખત ભિક્ષા માટે આવતા હતા સંત તદ્દન નિર્લોભી અને પવિત્ર પુરૂષ હતા જેને ઘેર જઈ ભિક્ષા માટે ઉભા રહે ત્યાના માણસો સંતને પ્રેમથી ભિક્ષા વહોરાવતા હતા અને કેટલાક તો ઘરમા સારીસારી રસોઇ કરી સંતના આવવાની રાહ જોઇ ઓટલે ઉભા રહેતા અને તેઓ આવે ત્યારે પ્રેમથી તેમને આમત્રી જમાડતા હતા સંત તેમના આમંત્રણને માન આપી ભોજન લેવા બેસતા પણ પોતાના જીભના સ્વાદોને મારી નાખવા જે કાંઇ પિરસાયુ હોય તે બધુ થાળીમા ભેગુ કરી, બધુ ભાગી એકત્ર કરી, અંદર

પ્રજા સ્વામીજીના દર્શને આવવા લાગી એમાં એક દિવસ રાકમણીબાઇ પણ સ્વામીજીનાં દર્શને આવ્યાં અને તેમના ચરણોમાં વંદન કર્યું ભગવત્પ્રેરણાનુસાર સ્વામીએ તેમને 'પુત્રવતી ભવ।' એવો આશીર્વાદ આપ્યો રૂકિમણી યુવતિ કોઈ પતિવિયોગથી પીડાતી હતી એના વિનયને જોઇને, એના આર્તભાવને જોઇને, કુદરતી રીતેજ સ્વામીજીના મુખમાંથી ઉપરોક્ત આશીર્વાદ સરી પડ્યો, પણ રુકિમણી તો તે વચનો સાંભળી ભયભીત થઈ ગઇ શરીર કંપવા લાગ્યુ પણ તરતજ સ્વસ્થ થઇ સ્વામીના દેખતા હસી પડી મહારાજશ્રી રામાનંદજી પણ ચોકી ઉઠ્યા કોઇ દિવસ નહીં જોયેલું એવુ એક સ્ત્રીનું આર્મિક હાસ્ય જોઇ તરતજ તેને હસવાનું કારણ પૂછ્યું ત્યારે રૂકિમણીએ જવાબ આપ્યો "મહારાજ! હુ અભાગિની છુ મારા પતિ અમારો ત્યાગ કરી કંઇ વર્ષો થયા ચાલ્યા ગયા છે, અને તેમણે તો કાશીમાં જઈ સન્યાસ લીધો છે તો પછી 'આપનો આશીર્વાદ સત્ય શીરીતે ઠરી શકશે! એવા વિચારથી મને હસવુ આવ્યુ મહારાજશ્રી! આપનો અશીર્વાદ પાછો ખેચી લ્યો." સ્વામીજી વિચારમા પડી ગયા તેના પતિનુ વર્ણન પૂછતા તેમણે તરત જાણી લીધુ કે 'આ વર્ણન તો આમેદ્દ્રખ ચૈતન્યાશ્રમ (વિઠ્ઠલપંતનુ સન્યસ્ત લીધા પછીનું નામ) નુંજ વર્ણન કરે છે' એટલે તેમને અતિ કરુણા ઉત્પન્ન થઈ રૂકિમણીની સર્વ હકીકત જાણી તરુણ સ્ત્રીને સંતાનહીન છોડીને એના પતિએ સંન્યાસ ગ્રહણ કર્યો છે એમ જાણી પોતે તરતજ રૂકિમણી અને એના પિતાને લઇને કાશી ગયા કાશી પહોચ્યા પછી તેમને એક જુદા ઘરમા રાખી પોતે પોતાના મઠમાં ગયા અને ચૈતન્યાશ્રમને બોલાવી ધમકાવીને પૂછ્યુ "તુ મારી પાસે જૂઠું બોલ્યો છે તારી પત્ની હયાત છે તે સન્યાસ ગ્રહણ કરવા કોઇની રજા લીધી નથી, માટે તુ પાછો તારે ઘેર જા અને જૂઠું બોલવાના પ્રાયશ્ચિત્ત માટે પાછો ગૃહસ્થાશ્રમમા પ્રવેશ! તારી પત્નીને સંતોષ આપી તેની રજા લઇ તું પાછો આવજે. આ પ્રમાણે જૂઠું બોલી સન્યાસ ગ્રહણ કરવો તે તો તામસત્યાગ કહેવાય અને તેથી તારો મોક્ષનો હેતુ સિદ્ધ થશે નહીં સંસાર અને સન્યાસ બેઉને બગાડ નહીં તારી પત્ની બહુ આર્ત છે તારો વિયોગ એને બહુ પીડે છે જા! એને સંતોષ આપ!"

આ પ્રમાણે રામાનંદસ્વામીએ એમનો સન્યાસીનો ત્યાગ ઉતરાવી ઘેર મોકલ્યા ભગવાનની માયા મહાપ્રબળ છે ગુરુની આજ્ઞા પાળી પાછા વિઠ્ઠલપંત

બની આળદી આવ્યા ગામની પ્રજાને એના આંખો વર્તનની ખબર થઇ ગઇ જો કે એમનુ જ્ઞાન અને સન્યાસગ્રહણનુ કર્મ તામસ હતું, છતા આ ઘટના પછી એમનામાં ભાગભાવના હતી તે સાત્વિક હતી અને ત્યાર પછી તેમને ત્રણ પુત્રો અને એક પુત્રી થયા હતા, જેમાના શ્રીજ્ઞાનેશ્વર મહારાજ એમના વચના પુત્ર થાય આ ચારે બાળકો જન્મથીજ પ્રભુપ્રેમી હતા બારેબાર વર્ષ સુધી માતા રૂક્મિણીએ સેવેલો પતિવિયોગ અને તે દરમિયાનમા સેવેલું કષ્ટદાયક તપ અને ઇશ્વરાર્પણ બુદ્ધિ તેમજ પિતાની સન્યસ્તની તીવ્ર વૈરાગ્યભાવના અને પાછળથી આવેલી સાત્વિકતા એજ પ્રભુપ્રેમી બાળકો અવતરવાનુ મુખ્ય કારણ છે સાત્વિકપણુ સસારમા શાંતિ પથરાવે છે અસ્તુ

પ્રભુપ્રેમીઓ ! ત્યાગ અને સન્યાસના કારણો માનવીઓને બહુરીતે ઉભા થાય છે કામના તૃપ્ત ન થવી—એ પણ એમાનુ જ એક કારણ છે આવો સન્યાસ મોક્ષ માટે ઉપકારક ન જ થાય માનવીએ પ્રારબ્ધવશ થવુ ઘટે, સહિષ્ણુ થવુ ઘટે જે જે સન્યાસીઓ, સાધુઓ અને આચાર્યો જેને તમે તમારી સમજ પ્રમાણે માનો છો અને તેમને લોભી, ક્રોધી કામી કહીને નિંદો છો તેઓ બધાનો ત્યાગ અને સન્યાસ ઉતાવળીઓ, રાજસ કે તામસ સમજવો ઘટે નિર્વાહની ચિંતા કરવાની ટેવવાળા, અસતોષી, પ્રમાદી અને આળસુ માનવીઓજ સન્યાસ અને સાધુપણાને લજાવે છે અને એમનો ગૃહસ્થાશ્રમ પણ એવોજ શરમજનક હોય છે

દૃષ્ટાંત:—કોઇએક આદમી આળસુ, ખેધાખાઉ, અસતોષી અને દ્વેષીલો હરહમેશ ઘરમા પત્ની સાથે ઝઘડા કર્યા કરતો હતો એમનુ ગામ નદીના કાંઠે આવેલુ હતુ અને રોજ હોડીમા બેસી એક સત નદીના સામે કાંઠેથી એ ગામમા એક વખત ભિક્ષા માટે આવતા હતા સત તદ્દન નિર્લોભી અને પવિત્ર પુરૂષ હતા જેને ઘેર જઇ ભિક્ષા માટે ઉભા રહે ત્યાના માણસો સતને પ્રેમથી ભિક્ષા વહોરાવતા હતા અને કેટલાક તો ઘરમાં સારીસારી રસોઇ કરી સતના આવવાની રાહ જોઇ ઓટલે ઉભા રહેતા અને તેઓ આવે ત્યારે પ્રેમથી તેમને આમત્રી જમાડતા હતા સત તેમના આમત્રણને માન આપી ભોજન લેવા બેસતા પણ પોતાના જીભના સ્વાદોને મારી નાખવા જે કાંઇ પિરસાયુ હોય તે બધુ થાળીમા ભેગુ કરી, બધુ ભાગી એકત્ર કરી, અદર

પાણી રેડી પી જતા અને પછી હાથમ્હોં ધોઈ તુરત ચાલ્યા જતા. પેલો આળસુ માણસ રોજ સત આવે અને જમીને ચાલ્યા જાય તે જોતો અને પછી જેને ત્યાં સત ગયા હોય તેને ત્યાં શી રસોઈ બનાવેલી તેની ખબર કાઢતો. કોઇને ત્યાં શીરોપુરી તો કોઇને ત્યાં બાસુદીપુરી અને કોઇને ત્યાં માલપુા અને દુધપાકની રસોઈ થયેલી તે સાંભળે અને પછી જમનાર અને જમાડનારની ટીકા કરે 'લોકો પણ એવા થઈ ગયા છે કે ઘરમાં દાણા નાં ફુરતી કરે છે, છતાં બાવટાને માટે આજે શીરોપુરી બનાવ્યાં. અરે ભાઇ! કાંઈ મફતનુ તે કોઇ ઓછું ખવડાવે છે? ભાઇને માથાના વાળ જેટલું દેવુ થઇ ગયુ છે એટલે એ સધુ પાસેથી કાંઈ કીમિયો લેવા હશે તે જમાડતો હશે. અરે પેલા ભાઇને ત્યાં હજી બચ્ચાં નથી થયાં એટલે એને આવી અવળી બુદ્ધિ થઇ છે કે દર ત્રીજે દહાડે પેલા ભેગટાને જમાડે છે,' ઇત્યાદિ કહે અને સતને માટે "એ વાઘ ખરાબ તેટલું શરીર ધાલ્યુ છે, તે છતાંયે રોજ મિષ્ટાન્ન ઉપરથી હાથ મારવામાંથી પાછો હટતો નથી. લોકો કહે છે કે મહારાજ એક વખત ખાય છે, પણ આવુઆવુ ખાવાનું મળે અને બે ટકનુ એક ટંક ખાઇલે પછી શાની ભૂખ લાગે. લહુરામ જેવાને પછી બીજા શાની ફિકર પણ શાની હોય. આ મારી લંગોટી અને નીકળી પડ્યા ભિખારવા. પછી બીજી મહેનત પણ શા માટે કરવી પડે? જે છે તે પેટ ભરવા માટેજ ને? ભગવાન પણ એવો અ યાથી છે કે મારા જેવાના નશીબમાં આવી કુભારજા જેવી બયડી આપી કે જે વરસમાં એક દહાડોયે મીઠુ મોહુ નથી કરાવતી અને રોજના તોફાન મચાવે છે અને પેલાને બાયડી નથી તોયે રોજના માલમલીદા મળ્યા કરે છે!'

આમ રોજ અદેખાઇના અગ્નિથી બળતો તે પુરુષ ઘરમાં જઇ જમતી વખતે પોતાની સ્ત્રી સાથે રોજ ઝઘડા કરે "આજે ફ્લાણુ કર્યું નથી? આજે આમાં મીઠુ કેમ નથી? તારામાંજ મીઠુ નથી એટલે તુ મીઠુ લાવે પણ ક્યાંથી? આ રોટલા તો તારા મ્હોડા જેવા કર્યા છે; હવે તો હું તારાથી પૂરેપૂરો કંટાળ્યો છુ. રોજ કહીકહીને થાક્યો, પણ તુ નથી સુધરતી બળ્યો આ સંસાર! તને જોઇને તો એમ થાય છે કે હવે આ ઘર છોડીને બાવો બની જાઉ અને યાદ રાખજે કે એક દહાડો તારે દુખે નાસી ન જાઉ અને સાધુ ન બનુ તો તુ જોયા કરજે!' પેલી સ્ત્રી આ બધુ સાંભળતી જાય અને રડતીરડતી માફી માગતી જાય અને કહે કે 'માફ કરો! હવે

આવી ભૂલ નહીં થાય." વળી બે દિવસ જાય એટલે પેલો ધણી-બાવો બની જવાની બીક બતાવે અને ક્રિયો કરે અને ધીમેધીમે તો બીકનું સ્વરૂપ એવું બતાવવા લાગ્યો કે જમતો હોય ત્યાંથી થાળીને ઠેસ મારી ઉભો થઈ ઘર છોડવાની તૈયારી કરી ઘરના મુખ્ય આંગણા સુધી પહોંચી જાય. બાપડી બિચારી પાછળ દોડતી આવે, ધણીના પગ પકડે, તેને વળગી પડે, ખોળો પાથરે અને નાકલીટી ખેંચી માફી માંગે. પરિણામે 'જો! આટલી વખત તો નથી જતો પણ હવે જો મારા કહેવા પ્રમાણે નહીં ચાલે તો જરૂર સાધુ થઇ જઇશ" એવું કહી બીચારીને બીવડાવે.

પ્રભુપ્રેમીઓ! આવા તામસગુણી જીવો, અજ્ઞાનના માર્યા, પારકાંનું સારૂં દેખી ન શકનારા પામરજીવોનું જીવન આવું કલેશમયજ હોય છે. હિંદુશાસ્ત્રોનું સાચું વગોવણું આ જ્ઞાનીઓજ કરી રહ્યા છે. સ્ત્રીએ પોતાના પતિનેજ દેવ માનવો, ગુરૂ માનવો, સર્વકાંઇ માનવો—આ આર્ય હિંદુ રમણીના પરંપરાથી ચાલી આવેલા કર્તવ્યકર્મને બીલકુલ ન સમજતાં પત્નીને પોતાની ગુલામડી સમજીને, પોતાનું ધાર્યું કરાવવાનું સાધન સમજીને, તેના આદર્શોને અને જીવનને આવા મૂર્ખાઓ ચૂરેચૂરા કરી નાખે છે. પણ પરમાત્મા સર્વ જીવો પ્રત્યે મહાદયાળુ છે; એની માયા મહાપ્રબળ હોય છે. પ્રાણીમાત્રે કરેલાં કર્મો —સાત્વિક, રાજસ્ કે તામસ્—નુ ફળ મળ્યા વિના રહેતું જ નથી. આ ફળનું દર્શન સીધી વા આડકતરીરીતે પણ મળ્યેજ જાય છે.

આપણા ચાલુ દૃષ્ટાંતમાં પણ આવુંજ બન્યુ છે. માનો પરમાત્માએ એ સરળ બાઇની યાતનાઓનો અંત લાવવા-ધાર્યું હોય તે પ્રમાણે એક દિવસ પોતાનો પતિ ઘેર ન હતો તે દરમિયાન પેલા સંત એનેજ ઘેર ભિક્ષા માંગવા ઉભા રહ્યા. બાઇએ ઘરમાં જે કાંઈ બનાવ્યું હતું તે સંતને ધરી દીધું, સંતે જમતાં જમતાં બાઇની આંખમાં આંસુ જોયાં એટલે જમી રહ્યા પછી પૂછવા લાગ્યા "બેટા! મારે તારે ત્યાં ભિક્ષા માંગવા આવવાથી તને કાંઈ દુઃખ પડે એવું તો નથીને? તારી આંખમાં આંસુ જોઇ મને બહુ દયા આવે છે. શું તને કાંઈ કષ્ટ છે?" મહારાજનાં આવાં આશ્વાસનસૂચક શબ્દો સાંભળી તે સ્ત્રીએ કહ્યું "બાપજી! મને તો કાંઇએ દુઃખ નથી, પણ મારા ઘરવાળા તમારૂં સુખ જોઇ, રોજ સાધુ થવા મારી સાથે લડ્યા કરે છે, અને આજે

તો સવારનાજ ક્યાંય ચાલી ગયા છે, તે અત્યારે જમવાટાણું થયુ છતા આવ્યા નથી કદાચ મને તરછોડીને જંગલમા ચાલ્યા ગયા હશે તો મારી શી વલે થશે ? મારો તો બધો આધાર એજ છે અને બન્યુ બાપજી ! એમને શી ધધુખર લાગી છે કે રોજ મારા કામમા મારો વાંક કાઢી મારી સાથે લડે છે અને રોજ સાધુ થવાનીજ વાત કરે છે બાપજી કાંઇક રસ્તો બતાવો તો સારૂ ।"

પેલા સત પણ બાઇનુ દુ ખ કલ્પી શક્યા અને બધી વાત સમજી ગયા તેમણે કહ્યુ "બેટા ! તારો ધણી ક્યાય પણ ગયો નથી અને જવાનો નથી તુ ધીરજ રાખ ! હવે જ્યારે તને 'સાધુ થઇ જઇશ' એવી બીક દેખાડે ત્યારે તારે રડવુયે નહીં અને 'તમારે સાધુજ થવુ છે તો રોજ કહ્યા કરો છો તો જાઓ સાધુ થઇ જાઓ !' આવો જવાબ આપજે એકાદ બે દિવસ ધીરજ રાખજે તારો ધણી ગુસ્સાનો માર્યો ચાલ્યો તો જશે, પણ બે દિવસમા પાછો આવશે અને પછી કોઇદિવસ તને સાધુ થવાની બીક દેખાડશે નહીં " આટલુ કહી સત ચાલ્યા ગયા

બીજે દિવસે પેલા પતિએ પાછો તેવોજ ઝઘડો કર્યો અને સસારનો ત્યાગ કરવાની તૈયારી કરી બિચારી પત્ની–આર્ય રમણી–એનાથી પતિને કેમ જાકારો દેવાય ? રડતી બેસીજ રહી ન કશુ બોલે કે ન ના કહે પતિદેવ સમજ્યા કે 'આજે તો આપણુ કાંઇ માન રહે એમ લાગતુ નથી' એટલે ડગલો ટોપી પહેરી ભૂસ્યો અને તરસ્યો નીકળ્યો ઘરની બહાર રસ્તામા પેલા સત જમીને પોતાના મુકામપર જતા હતા તે સામા મ ળ્યા એટલે તેમને ઉભા રાખી કહ્યુ કે "મહારાજ ! હુ સસારથી બહુ કટાળી ગયો છુ અને મારે સાધુ થવુ છે, માટે મને ચેલો બનાવો !" સત સમજી ગયા કે આજ પેલી બાઇનો ધણી હોવો જોઇએ. તેમણે કહ્યુ "ઠીક બચ્ચા ! ચાલ મારી સાથે " બેઉજણા હોડીમા બેસી નદી પાર કરી સામે કાંઠે જઇ ચાલવા માંડ્યુ પાસેજ એક પહાડ હતો તે ચડી ઉપર જવાનું હતુ સત તો રોજના ક્રમ પ્રમાણે પહાડપર ચડી પોતાની ગુફામાં વિના તકલીફે આવી પહોચ્યા, પણ પેલાને તો પહાડ ચઢતાં દમ નીકળી ગયો હાંફતા હાંફતા છેવટે ગુફામાં પહોચ્યો અને બેઠો એકતો ક્રોધનો માર્યો ખાધાપીધા વિનાનો નીકળેલો અને કોઇદિવસ આટલી કસરત કરેલી નહીં એટલે થાકી તો ગયોજ પણ એ ા પેટમાં ભૂખનો અગ્નિ

પણ પ્રજ્વલિત થયો. બેઠા બેઠા એણે જોયુ તો ગુફામા ખાવાનું તો હજુર્જ નહીં, પણ પાણીનુ પણ કાંઇ સાધન નહતુ એના મનમા થયુ કે મહારાજ પાણી કોઈ બહારની જગામા ભરી રાખતા હશે એટલે પૂછ્યુ "મહારાજ! તરસ બહુ લાગી છે પાણી કયા રાખ્યુ છે?" મહારાજ એને જોયાજ કરતા હતા એમણે જવાબ આપ્યો "બચ્ચા! અહીં પાણી કેવુ? પેલી સામે નદી છે, તેમા પુષ્કળ પાણી છે મને તો તરસ લાગે છે ત્યારે ત્યા જઇ હુ પાણી પી લઉ છુ તારે પણ પીવુ હોય તો જઇને પી આવ!" આટલુ સાંભળતાજ પેલાના પગ ઢીલા થઇ ગયા મનમાં વિચાર કર્યો કે "આટલુ ચાલતો આવ્યો એટલે તો તરસ લાગી છે, તો વળી પાછુ આટલુ ચાલતો જાઉ અને પાણી પી પાછો ઉપર આવીશ ત્યારે મારૂ શુ થશે?" પણ હવે તો રહેવાય એવુ હતુંજ નહીં, એટલે પહાડ પરથી ઉતરી નદીએ જઇ પાણી પી લીધુ થોડો-વાર થાક ખાવા બેઠો અને વિચાર કર્યો કે "આ બાવો જરૂર જૂઠુ બોલતો હશે નહીતો જ્યારે તરસ લાગે ત્યારે નદીએ ઉતરવાનુ અને પાછુ ચઢવાનુ કેમ ફાવે? માણસને તરસ તો કેટલીયે વાર લાગે! કદાચ મારી કસોટી કરતા હશે પણ એમ કાઇ હુ ગાંજ્યો જવાનો છુ?" આમ વિચાર કરી પાછો ઉપર ચઢી ગુફામાં બેઠો

સાજ પડી, સત તો આસન જમાવી પ્રભુસ્મરણ કરી રહ્યા હતા પણ પેલા પુરુષને ચેન પડે નહીં. એક તો ભૂખ પેટમા વધતી જતી હતી અને સત તો કાંઈ ખાવાનુ કે પીવાનુ બતાવે નહીં તેમજ કાંઈ બોલે પણ નહીં પોતે બહુ અમઝાયો એટનામા સંત બોલ્યા "કેમ બચ્ચા! સાધુ થવું છેને?" જવાબમા તેણે ડોકુ હકારમા ધૂણાવ્યુ એટને સતે કહ્યુ "ત્યારે હવે આ ગૃહસ્થાશ્રમીના કપડા કાઢી નાખ અને ફક્ત એક લંગોટી પહેરી લે આમ બરાબર તને ફાવતું થશે એટને મત્રદિક્ષા આપીશ" બિચારા અજ્ઞાન જીવે હરખમા ને હરખમા બધા કપડાં કાઢી નાખ્યા અને ધોતિયુ ફાડી લંગોટી બનાવી અને એક ચીંદરડી કમ્મરે બાધી લગોટી પહેરી લીધી સંતે તેણે જે કપડા કાઢી નાખ્યા હતા તેની પોટલી બાધી ગુફાની બહાર નીકળી દૂર ઝાડીમા ફેંકાવી દીધી અને પોતાના આસન પર આવી નામસ્મરણમા મસ્ત બની બેઠા

બીજીબાજુ રાત્રિ થઈ ચૂકી અને ઘોર અધકાર ફેલાઈ ગયો ગુફામા ન હતી ઇલેક્ટ્રીક લાઈટ, ન હતો લેમ્પ કે ન હતો ટમટમતો નાનો સરખો

પણ એક દીવો. પેલો પુરુષ તો બાઘા જેવો બેસી રહ્યો. કપડાં હતાં ત્યાંસુધી તો ઠંડી પણ લાગતી ન હતી, જ્યારે હવે તો ઠંડા થઇ ગયેલા ગુફાના પથ્થર અને સુસવાટા મારતો અંદર આવતો ઠંડો પવન-આને જોરે એ તો અકડાઇ ગયો. એના મનમાં હતું કે મહારાજ પાછળથી ધૂણીધૂણી ચેતાવશે, પણ એવું તો કાંઇજ થયું નહીં. આવી દશા ગુફાની અંદર થઇ એટલે બહાર જવાનો વિચાર કર્યો. પણ બહારતો મોટામોટા વાઘની ગર્જનાઓ સંભળાય અને પવન બહુ જોરમાં વાય એટલે બહાર જતાં પણ જીવ ન ચાલે; ઉંઘવાનો વિચાર કર્યો પણ ઠંડા, વાંકાચૂંકા, ઢેકાઢળિયાવાળાં પત્થરપર સૂવાય પણ શી રીતે અને અધુરામાં પૂરૂં ભૂખે તે વળી ઉંઘ આવે?

આ પ્રમાણે 'લેને ગઈ પૂત ઔર ખો આઈ ખસમ' જેવો તેનો ઘાટ થયો. બાવા બનવામાં જે સ્વર્ગીય સુખનાં સ્વપ્નાં તેને આવતાં હતાં, તે અનુભવે ઉડી ગયાં અને આખરે ઘાંચીના બળદની માફક બહુબહુ ચાલવા છતાં જ્યાં હતો ત્યાંનો ત્યાં-ના પ્રમાણે આખરે તેને 'આના કરતાં મારૂં ઘર સારૂં,' એવો વિચાર થયો 'પ...ણ હવે જવું શી રીતે? કપડાં તો મહારાજે ઝાડીમાં ફેંકી દીધાં છે અને બહાર તો ભયંકર અંધકાર છે એટલે કપડાં મળવાં પણ અશક્ય. છતાં દિવસ ઉગ્યા પછી ઘેર જાય તો લોકો મશ્કરી કરશે.' ઇત્યાદિ વિચાર કરતાં મધ્યરાત્રિએ છાનામાના ચાલ્યા જવું એવો પાકો નિશ્ચય કર્યો.

બીજીબાજુ સંત તો સમાધિની દશામાં બેઠેલા હતા, છતાં મળસ્કું થતાંથતાં પેલા આદમીની ધીરજ ન રહી અને દોડતો ગુફાની બહાર નીકળી પહાડ પરથી ઉતરી, નદી કાંઠે હોડીની તપાસ કરવા લાગ્યો. છેવટે હોડી પણ ન મળી એટલે કાંઠે પડેલા એક લાકડાંની મદદ લઈ નદી પાર કરી, લોકો હજી જાગ્યા ન હતા તે પહેલાં ઘેર આવી સાંકળ ખખડાવી. બીચારી સતી સ્ત્રી તો જાગતીજ હતી. તેણીની આંખો રડીરડીને સૂજી આવી હતી. પતિને જોઇને ગાંડીગાંડી થઈ ગઈ, તરતજ બારણું ખોલી પતિને અંદર લીધા અને તેમની દશા જોઈ હૃદય પીગળી ગયું. પતિ પણ પોતાની ભૂલનો પસ્તાવો કરવા લાગ્યો અને ત્યારપછી તેણે કોઇપણ સાધુસંન્યાસીનું ભૂંડું બોલવાનું છોડી દીધું અને સાધુ થવાની વાત તો પછી કોઇ દિવસ તેના વિચારમાં પણ આવી નહીં. પરિણામે કુટુંબમાં શાંતિ છવાઇ ગઇ. અસ્તુ.

દૃષ્ટાંત:–બીજુ –કોઇએક માણસ સારી સ્થિતિનો હતો છતા અસતોષી અને ઉત્ચાટિયા સ્વભાવનો હતો આખો દિવસ બૈરી પાસે બેસી રહી ભવિષ્યમા આવી પડનારાં દુ ખોની ગણત્રી ગણ્યા કરતો હતો કે–"હવે આપણે ઘરબાર-વાળા થયા એટલે કાઇક વિચાર તો કરવો જોઇએને ? જો ! હવે આપણને છોકરા થશે એટલે અત્યારે જ્યારે ખરચમા પહોચી વળાતુ નથી, ત્યારે તે વખતે કેમ થશે ? છોકરા ઉછેરવા એ કાઇ ખાવાનો ખેલ છે ? મારી બા જ્યારે આવી વાત કરતી ત્યારે એમ થાય કે ભગવાને આવો બધો સસાર કેમ બનાવ્યો હશે ? છોકરાને ઉછેરવામા તો હાથની નસો લીલી થઈ જાય લીલી એમાયે જો માદાજ રહે તો તો એની માનજતમાજ બધુ કમાયલુ ચાલ્યુ જાય અરે ! તેમને ભણાવતા ભણાવતા તો બાપની ખોપરી બેસી જાય ! અને છોકરો હોય તો તો ઠીક, પણ જો છોકરી આવશે તો દશઅગિયાર વર્ષની થઈ કે એના વિવાહની ચિન્તા અને કોઇ સારો મૂરતિયો મળ્યો તો એના માબાપને મનાવવાની ચિન્તા અને વળી પાચદશ હજાર રૂપિયાનો ખરચ થશે છોકરાને પરણાવવાની આફત તો વળી એનાથી ભારે ! એક તો એક નવુ માણસ (વહુ) ઘરમા વધશે, લગ્નમા ખરચ થશે તે તો જાણે ઠીક, પણ તેને સીમન્ત આવશે અને એના છોકરા થશે ત્યારે તો કોણ જાણે મારી શીયે દશા થશે ? કાઇ સમજ પડતી નથી. એક તો નોકરી હલકી પગાર થોડો અને કામ ગદ્ધાવૈતરાનુ અને તેમા વળી શેઠ દર છાશવારે પગાર કાપવાની અને નોકરીમાથી માણસો કમી કરવાની વાતો કરે છે વળી હવે તો સરકારે મીયાભાઇઓ અને હલકી વરણનાને પહેલી નોકરી આપવા માડી છે વળી તુ તો હજી નાદાનજ રહી અને આફત તો ડોશી ઘૂરકાવ્યાજ કરતી હોય તેમ દેશમા બા માદા પડ્યાં છે ન કરે નારાયણ અને જો માજી ધપી ગયાં તો મારો તો એમની પાછળ દહાડોપાણી કરવામાજ દમ નીકળી જવાનો તને તો ખબર નથી પણ બારમાને દહાડે દશ મણનો લાડુ કે ચુરમુ કરવુ પડે, વળી ડોસી નહીં હોય તો આ તારી સુવાવડ કોણ કરશે ? મારી બેનની સાથે તો તને બારમો ચદ્રમા છે ત્યારે પિયર તો તારી મા છે, પણ તે પાછી છોકરીને ત્યાનું પાણી પણ ન પીએને ? અ ! ને હજી તો ગઇકાલેજ આપણા ગામની પચાયતે નોટીસ મોકલી છે કે 'તમારા ઘરની દીવાલ પડી જાય એવી થઇ ગઈ છે તે રીપેર કરાવો, નહીંતો કોઇ એક્સીડન્ટ થઇ જવાનો સભવ છે તમે તરત રીપેર નહીં કરાવો તો પચાયત એને રીપેર કરાવી જે ખરચ કરશે તે તમારે ભરવો પડશે"

તો કાંઇ નહીં તોયે આજના મોંઘવારીના જમાનામાં એમાં પાંચસો રૂપિયા જોઇશે હવે તો ભગવાન લાજ રાખે ત્યારે, નહીંતો કોણ જાણે શું થશે? મારી તો બુદ્ધિ જરાયે ચાલતી નથી"

આવા રોદણાં રોવાની ટેવ આ માણસને હતી પોતાની બૈરી આગળ તો આવી વાત કરે તો કરે, પણ જે કોઇ થોડીવાર પણ એની પાસે બેસે તેને પણ આજ અને આવુજ સાંભળવાનું મળે છેવટે એની સ્ત્રીના મનમાં આવ્યું કે 'મારો ધણી નકામો વગર દુઃખે દુઃખી થયા કરે છે કહેવત છે કે "घऊ खेतमा, बेटा पेटमा अने तेना वसतपचमीना लग्न"– આ મુજબ શેખચલ્લીના જેવા વિચાર કરે છે કદાચ ગાંડા ન થઇ જાય, કે કાંઇ આપઘાત ન કરે તો સારૂં પણ હવે એને માટે કાંઇ ઉપાય તો કરવો જોઇએ આમ વિચારી અમુક વાત નક્કી કરી લીધી

અઠવાડિયા પછી એક દિવસ પેલો ધણી બહારથી ઘરમાં આવ્યો ત્યારે તેણે જોયું કે પોતાની સ્ત્રી તો એક બાજુ સૂઇ રહી છે અને તેનું મ્હોડું ઉદાસ હોય તેવું રડુ રડુ થાય તેવું અને મહાન ફિકરમાં હોય તેવું દેખાયું ઘરમાં વાસણો માંજ્યા વિનાનાનો ઢગલો એક બાજુ, જ્યારે મેલા ધોવાના લુગડાંનો ઢગલો બીજી બાજુ અને ઘરમાં કશાનું ઠેકાણુંજ નહીં એવું એણે જોયું પોતે ખૂબ ચીડાયો અને બૈરીને કહેવા લાગ્યો "કેમરે! આજે આ બધું શું છે?" એટલે તરતજ તેણીએ જવાબ આપ્યો "અરેરે! હું તમને શું કહું? આજે સવારથી ઉઠી ત્યારથી મને, બસ વિચારોજ આવ્યા કરે છે તેમાં વળી તમે ગયા પછી એક બ્રાહ્મણ જોશી આપણે ત્યાં આવ્યો હતો તેણે મારો હાથ જોઈ કહ્યું કે બાઇ! તારી ઉંમર સીત્તેર વરસની છે અને તું ચૌદ છોકરાની મા થઇશ" ત્યારથી તો મને કાંઇ કાંઈ વિચારો આવે છે અરેરે! હજી તો મને વીસ વર્ષ થયા છે અને હજી બીજા પચાસ વરસ મારાં જશે કેવી રીતે? અને તેમાંયે વળી એક નહીં, બે નહીં અને ચૌદચૌદ છોકરાં! તો પછી હું એ બધાને જણીશ શીરીતે? આ એક હમણાં પેટમાં છે તેની ફિકરમાં તો હું અધમુઇ થઇ ગઇ છું તોપછી આ બધી ટીલીવરી વખતે મારૂં શું થશે? વળી તમારી નોકરી તો આવી છે એટલે હમણાંથીજ હાથે રાંધવું પડે છે અને હાથેજ પાણી, લુગડાં કરવાં પડે છે, તો પછી માણસો વધતા

મારાથી કેમ કામ થશે? આજે તો રોજનું બશેર દળવું પડે છે, અને પછી આપણે બે અને તે ચૌદ એટલે સોળ માણસનું સોળ શેર દળવાનું અને રોજના પંદર સોળ બેડાં પાણી લાવવાનું અને ... ઓ બાપરે! એ બધું મારાથી કેમ થશે રે? એના કરતાં તો હે ભગવાન! આજે મોત આપ!" આમ બોલી તેણીએ તો મોટેથી ઠૂકવો મૂક્યો પણ એનો ધણી એની પાસે આવી વહેલો વહેલો જાણે કોઈએ જંગ જીત્યો હોય તેની અદાથી તેના માથા ઉપર ધીમી ટપલી મારતાં બોલ્યો "અરે મૂર્ખી! કાંઈ શેખચલ્લી બની ગઈ છે કે શું? અક્કલ વિનાની વાત કરો છો તે! શું તું એકસામટાં ચૌદ છોકરાં જણવાની છે કે આ બધું કામ તારે એક દિવસમાં સામટું કરવાનું છે? કાંઈ બુદ્ધિને તો પાસે આવવા દે!" ત્યારે પેલી સ્ત્રીમાં કાંઈ અજબ ફેરફાર થયો હોય તેમ એકદમ હસીને બોલી "ત્યારે નાથ! મારે પણ તમને એજ પૂછવાનું છે. તમે કાંઈ શેખચલ્લી તો નથી બની ગયા ને કે જાણે આજેજ તમારે ત્યાં છોકરાં અને તેને ઘેર છોકરાં થવાનાં હોય તેવી ફિકર કરો છો! તમે કાંઈ તમારી બુદ્ધિને પાસે આવવા દેતા હશો ખરા કે નહીં? ખોટી ફિકર શામાટે કર્યા કરો છો? જરા ઇશ્વરની ઇચ્છાને આધીન થતાં તો શીખો! એની મેળે બધાં દુઃખો ઓછાં થઇ જશે." આ સાંભળી પેલો પુરુષ બધું સમજી ગયો અને એમના સંસારમાં શાંતિ આવી. અસ્તુ.

પ્રભુપ્રેમીઓ! અર્જુનને ભગવાને આવુંજ કહ્યું હતું કે 'अशोच्यानन्वशोचस्त्वं અને प्रज्ञावादांश्च भाषसे!' આ દૃષ્ટાંતો ગમ્મત ઉપજાવે તેવાં છે, પણ મોક્ષાર્થીને બોધ આપનારાં પણ છે. જ્યાંસુધી સાત્વિકજ્ઞાન ન હોય ત્યાંસુધી, કર્મનો કર્તા પણ સાત્વિક નહીં હોવાથી કર્મમાં પણ સાત્વિકતા ન હોય—એવું તમે સમજી શકશો. જ્યાં સંસારવ્યવહારમાં સાત્વિકતા હોય છે ત્યાં શાંતિ હોય છે. કેટલાક લોકો ફરિયાદ કરે છે કે, માળા ફેરવતા અને ભગવાનનું ધ્યાન ધરતાં મન સ્થિર રહેતું નથી. એનું કારણ પણ સાત્વિકગુણની ગેરહાજરી વિના બીજું કશું હોતું નથી.

દૃષ્ટાંતઃ—એક માણસે એક સાધુ આગળ નીચે મુજબની ફરિયાદ કરી:—

"મહારાજ! હું જ્યારે ધ્યાન ધરવા બેસું છું અને માળા ફેરવું છું ત્યારે મારું મન સ્થિર રહેતું નથી." આ પ્રમાણેનું સાંભળી ત્યાં બેઠેલા બીજા

માણસોએ પણ પોતાની ફરિયાદમાં હાજરી પૂરાવી. પૈના ભાઈએ પોતાનું કથાનક વિસ્તારપૂર્વક લંબાવી કહેતાં માંડ્યું કે "બાપજી! સવારના પહોરમાં વહેલો ઉઠી સ્નાન કરી એકાંત ઓરડીમાં હાથમાં માળા લઈ બેસું છું અને તમારા-જેવા ઉપદેશકોએ આપેલા જ્ઞાન પ્રમાણે આસન માંડી બેસું તો ખરો, પણ કોણ જાણે કે માળાના મણકા ફરવા શરૂ થાય તેની સાથેજ કોઈ આગળ બની ગયેલા બનાવો નજર સમક્ષજ આવીને ઉભા રહે હમે જાત્રાએ ગયેલા તે વખતના, મારા લગ્ન વખતે મારા બાપાજીને મારા સસરા સાથે તકરાર થયેલી તે વખતના, એક વખત હું નદીમાં સ્નાન કરતો હતો તે વખતે મારો પગ સરકી જતાં ડૂબવાની તૈયારીમાં હતો ત્યારે એક જુવાને મને ખેંચી બહાર કાઢેલો તે વખતના—અને એવાજ બધાં દૃશ્યો નજર સમક્ષ આવી જાય અને માળા જ્યાં હોય ત્યાંની ત્યાંજ રહે અને કોઈ વખત તો હાથમાંથી સરકી પણ જાય એટલામાં જરા ભાન આવે એટલે પાછો લઈ "શ્રીકૃષ્ણ શરણં મમ।" કરવાની શરૂઆત કરું અને બે ત્રણ મણકા ફેરવું એટલે પાછું કાંઈ નહીં તો કાંઈ સામે આવીજ રહે આમ મનની ચંચળતા ઓછી થતીજ નથી તો બાપજી! આનું કારણ સમજાવશો?"

આ ફરિયાદનો ઉત્તર એ સાધુપુરુષે આ પ્રમાણે આપ્યો—"પુત્રો! ઘડિયાળની કમાન જ્યારે છૂટી હોય ત્યારે તે જોર કરતી નથી પણ ચાવી આપી જ્યારે તેને વીંટીએ છીએ ત્યારે તે છૂટવા માટે જોર કરે છે તેવીજરીતે જ્યારે માણસનું મન સંસારવ્યવહારનાં કર્મોમાં છૂટું હોય છે ત્યારે એની ટેવ પ્રમાણે એ જોર કરતું નથી પણ જ્યારે એકાગ્રતાની ચાવીથી ધ્યાનમાં સ્થિર કરવા માગીએ ત્યારે એ મન છૂટવા જવા જોર કરે છે પણ જો એકાગ્રતાની ચાવીથી મજબૂત પ્રમાણે વીંટ્યું હોય તો પ્રયત્નમાં સફળ થાય છે પરિણામે એ નિયમિત થઈને ધ્યાનમાં સ્થિર થાય છે અને પછીથી ઈશ્વરીય આનંદ અને શાંતિનો સાધનરૂપ થઈ જાય છે

વળી જેમ પતંગ ચગાવનારના હાથમાંથી દોરી તૂટી જાય કે ઢીલી પડી જાય અને પતંગ ગોથાં ખાય છે, તેમ આ મનને દુનિયાદારી અને ભાવતી વાતોમાં રોકાયલું રહે ત્યાંસુધી તે ઠેકાણે રહેતું કે ઝૂમકા મારતું નથી દુનિયાદારીની જંજાળો એ ઢીલી દોરીરૂપ છે પણ એ દોરીને જો સાધક

પહેલેથીજ કાબુમાં રાખે તો મન ગમે ત્યાં ગોથાં ન ખાતાં બરાબર વશ રહે છે અને પછી ચગાવનાર સાધકના રંગે રંગાયલું જેવું બની રહે છે યાને એના કાબુમાં બરાબર રહે છે."

પ્રભુપ્રેમીઓ! આ સાધુનો અનુભવ તદન ઠીક છે, પણ તે સાધુ છે. તે ગૃહસ્થ નથી તેમ બ્રાહ્મણ પણ નથી. સાધુઓ બહુધા વર્ણાશ્રમીધર્મોની બહાર હોય છે. મનને વશમાં રાખવાનો સહેલો ઉપાય વેદમાં બતાવ્યો છે. જુઓ! "यज्जाग्रतो दूरमुदैति दैवन्तदु सुप्तस्य तथैवैति दूरंगमं ज्योतिषां ज्योतिरेकं तन्मे मनः शिवसंकल्पमस्तु" ભાવાર્થ–"જાગતાં, સ્વપ્નું કરતાં, દૂરદૂર જનારૂં જ્યોતિઓ કરતાં પણ વધુ જ્યોતિયુક્ત એક છે અને તે મારૂં મન છે, તે શુભસંકલ્પ કરનારૂં થાઓ!" મતલબ કે પરોપકાર કરનારૂં, પરમાર્થને મેળવવા યત્ન કરનારૂં એવું મારૂં મન થાઓ; ફલેચ્છારહિત સંકલ્પ કરનારૂં થાઓ. સારા વિચારો અને સારાં કર્મો કરવાથી ધીરેધીરે એ મનમાંથી સ્વાર્થ ભાગી જાય છે અને ધીરેધીરે એ પરમાત્મા તરફ ગતિમાન થાય છે. પરમાત્મા ગતિરહિત અને નિષ્ક્રિય હોવાથી મન પણ તેવું થાય છે. આથી માળા ફેરવતી વખતે અને નામસ્મરણ સમયે એ સ્થિર રહે છે. અજમાવી જોવાથી આ સત્યવાતનો અનુભવ તમને સત્ય જણાશે. સારા સંકલ્પો કરતું બનાવવા માટે સતત અભ્યાસ, ઉત્સાહ અને શ્રમ કરવો ઘટે છે. પ્રમાદને તો એમાં સ્થાનજ નથી. શ્રદ્ધા, વિશ્વાસ, આળસરહિતપણું, ભક્તિ અને બળવત્તર પ્રભુપ્રેમ માંગે છે–મનની સ્થિરતા.

વારૂ! તમને જ્ઞાન–કર્મ અને કર્તાની બાબતમાં દૃષ્ટાંતો અને પાત્રોનાં જીવનો ફરી બહુ કહ્યું એમ હું માનું છું અને હવે એ વિષે વધુ કહેવું રહેતું નથી. કર્મનો કર્તા જ્ઞાન તો મેળવે છે, પણ તેનું કર્મ સત્વાદિ ત્રણ પ્રકારનું હોય છે, એનું કારણ એની બુદ્ધિ અને બુદ્ધિની વૃત્તિ પણ એજ ત્રણ ગુણવાળી હોય છે, તે છે. જ્યારે માનવી કામ કરવાને માટે પ્રેરાય છે ત્યારે અંતઃકરણમાં બુદ્ધિની વૃત્તિ યા ધારણા ભિન્નભિન્ન સત્વ–રજ–તમ ગુણાનુરૂપ ત્રણ પ્રકારની હોય છે. આ ભેદોને મોક્ષાર્થીએ સમજવાં ઘટે છે. જો કે જ્ઞાનનું ત્રણ પ્રકારનું ગુણોના ભેદથી પહેલાં પ્રતિપાદન થયેલું છે, તોપણ વૃત્તિને સામાન્યરીતે જ્ઞાન કહેવાય છે. જ્યારે બુદ્ધિની વૃત્તિને જ્ઞાન કહેવાય છે ત્યારે

બુદ્ધિ એજ વૃત્તિ છે ધારણા એ પણ વૃત્તિવિશેષજ છે આથી જ્ઞાન–બુદ્ધિ–વૃત્તિ અને ધારણા બધુ એકજ છે એમ માનવુ અયુક્ત નથી

૧. સાત્વિક બુદ્ધિ–શ્રુતિસ્મૃતિ પ્રમાણે કર્મને કરવાનો હેતુ યા કર્મને કરવાની મતલબ જે બુદ્ધિવડે સમજાય તે સાત્વિક બુદ્ધિ કહેવાય છે જે બુદ્ધિવડે વેદોક્ત કર્મ કરવાને પ્રવૃત્તિ થાય અને અવૈદિક યા નિષિદ્ધ કર્મ કરવામાથી નિવૃત્તિ થાય–બલ્કે ધર્મમા પ્રવૃત્તિ અને અધર્મમાથી નિવૃત્તિ થાય, કરવાલાયક અને નહીં કરવાલાયક કર્મ સમજાય તે સાત્વિક બુદ્ધિ કહેવામા આવે છે જે બુદ્ધિવડે દેશકાળાનુરૂપ કર્મ કરવાનુ સમજાય અને દેશકાળથી પ્રતિકુળ કર્મ ન કરવાનુ સમજાય તે બુદ્ધિ સાત્વિક કહેવાય છે જે બુદ્ધિવડે કર્મ કરવામા અનર્થ થવાનો ભય સમજાય અને અનર્થનો ભય ન જણાય, વળી બધ અને મોક્ષના તત્વની સાચી સમજ પડે એ બુદ્ધિ સાત્વિક કહેવાય છે પદાર્થના તત્વના નિશ્ચયને કરાવનારી જે બુદ્ધિવડે જે અધિકારી હોય એવો પુરુષ ધર્મ અને અધર્મને સમજે છે, આ બધા લક્ષણવાળી બુદ્ધિને સાત્વિક કહેવામા આવે છે

અથવા બધ અને મોક્ષ–એવુ જે અહીં બધ અને મોક્ષનુ પ્રતિપાદન પણ થાય છે, તે વડે પ્રવૃત્તિ વગેરે વપરાયલા શબ્દોને વિશેષણપણાના અન્વયો કરી કહેવામા આવ્યા છે, તે સમજવા ઘટે છે જુઓ! પ્રવૃત્તિ–એટલે સાત્વિક-બુદ્ધિ જેવુ કારણ હોય એવા પ્રવર્તમાન જે કર્મમાર્ગ, તે વડે શુદ્ધ થયેલ આત્મા મોક્ષ પ્રાપ્તિ કરવાને સમર્થ થાય છે તે ચેષ્ટા નિવૃત્તિ એટલે નિષ્કર્મપણાનો માર્ગ યાને સન્યાસ જે વડે પ્રવર્તમાન થયેલ સાધક સસારના બધનથી મુક્ત થાય છે તે ચેષ્ટા બીજો અન્વય–કાર્ય–એટલે કર્મની બાબતમા સમયે સમયે મુમુક્ષુએ કરવા લાયકનુ હોય તે અને–અકાર્ય–એટલે મુક્ત થયેલાએ જે ન કરવાનુ હોય અને લાગવા લાયકનું હોય તે ભય–એટલે સસારનું કારણ જે અજ્ઞાન જેનાથી ડર રહે છે તે અને અભય–એટલે ભય ન હોવાપણુ જેનાથી ઉપજે છે તે, જે જ્ઞાન મોક્ષનુ કારણ છે તે. બધ–એટલે 'હુ બધાયલો છુ હુ દેહ છુ એવા અધ્યાસનું લક્ષણ જે અજ્ઞાનનું કાર્ય છે તે અને મોક્ષ–એટલે 'હુ દેહ છુ' એવા અધ્યાસનો અભાવ જેવું લક્ષણ છે, એવુ જ્ઞાનનુ કાર્ય છે તે આમ અન્વય કરેલા જોડકાંવાળા વિલક્ષણ અર્થોને કહેતાં પદો–

પ્રવૃત્તિનિવૃત્તિ–કાર્યાકાર્ય–ભયાભય અને બંધમોક્ષ–ને જાણીને જે બુદ્ધિમાન વિચક્ષણ પુરૂષ જે બુદ્ધિવડે–હંસની પેઠે દૂધ અને પાણી જુદા પાડે તેમ જુદા પાડીને–સમજે છે તેની બુદ્ધિ સાત્વિક કહેવાય છે. અથવા બીજીરીતે–'અજ્ઞાનીનું આ સાધન,' 'જ્ઞાનીનું આ સાધન' અને 'આરંભ કરનારનું આ સાધન–કરવા લાયક છે' અને 'આરૂઢ થયેલાનું આ ત્યાગ કરવા લાયક છે,' વળી 'આ જ્ઞાન' 'આ અજ્ઞાન' 'આ બંધ' આ મોક્ષ' એમ પોતાની બુદ્ધિવડે જે પુરૂષ જાણે છે અને પોતપોતાના અધિકાર પ્રમાણે સાધ્યસાધનમાં ભેદને અને મોક્ષબંધનને બરાબર જાણે છે તેની બુદ્ધિ સાત્વિક કહેવાય છે આવી સાત્વિકબુદ્ધિ બહુ જન્મોમાં સુકૃત્યો કર્યાથી જેનું ફળ અંતઃકરણની શુદ્ધિરૂપ આવે છે, તે સાત્વિક કાર્ય હોવાથી શુદ્ધ થયેલા અંતઃકરણની વૃત્તિવાળી બુદ્ધિ તે સાત્વિકબુદ્ધિ કહેવાય છે આથી એ ફલિત થાય છે કે 'મુમુક્ષુએ સાત્વિકી બુદ્ધિનુંજ સંપાદન પ્રયત્નવડે કરવું ઘટે' એવું સૂચન થયેલું સમજાય છે

**૨. રાજસી બુદ્ધિઃ**–વૈદિક તે ધર્મ અને અવૈદિક તે અધર્મ, દેશ-કાળાનુરૂપ કરવા લાયક અને અતિકુલતાનુરૂપ કર્તવ્ય પણ નહીં કરવાના કર્મને વિષે અર્થાનર્થને એ બધાને યથાવત્ અયથાવત્ અર્થોના નિર્ણયને–બધાને, સંદેહ વિના જે બુદ્ધિવડે જાણવામાં આવે છે, તે બુદ્ધિ રાજસી કહેવાય છે એ બુદ્ધિ રજોગુણવાળી હોય છે

**૩. તામસી બુદ્ધિઃ**– ધર્મને અધર્મ, કાર્યને અકાર્ય, અર્થને અનર્થ –નામના ગુણવાળી બુદ્ધિવડે, પ્રકાશને નહીં પામેલી બુદ્ધિવડે, બધાને ઉલટાજ મનાય છે અને પુરૂષ જે વડે તેમને આવા ઉલટાજ ગ્રહણ કરે છે, તેને તામસી બુદ્ધિ કહેવામાં આવે છે

પ્રભુપ્રેમીઓ! ધૃતિ પણ ત્રણ પ્રકારની હોય છે —

**૧. સાત્વિક ધૃતિ.**–ચિત્તથી એકાગ્રતાના લક્ષણવાળી સમાધિવડે બ્રહ્મમાં–યોગને કરીને, બીજી કોઈ વસ્તુ તરફ પ્રીતિ નહીં કરીને, ધારણાવાળી વૃત્તિવડે મન, પ્રાણ, ઇન્દ્રિયો અને મનની ક્રિયા યાને ચેષ્ટાને બહારની પ્રવૃત્તિને માટે ધારણ કરવામાં આવે છે તે ધૃતિ–જેને બ્રહ્મનિષ્ઠ ધારણ કરે છે. આવી વૃત્તિવાળી ધૃતિને સાત્વિક ધૃતિ કહેવામાં આવે છે બ્રહ્મમાં મન,

પ્રાણ તથા ઇન્દ્રિયોની ક્રિયા, સ્થિર થયેલી એકાગ્રતાને પામેલી હોય છે તે ક્રિયાને ધારણાશક્તિ કહેવાય છે તે શક્તિ વડે થતી એકાગ્રતાથી યોગ બીજા કોઈ સાથે નહીં પણ પ્રભુ સાથેજ થાય છે અને એથી મન-પ્રાણ-ઇન્દ્રિયોનું ક્રિયાનુ ધારણ કરવાપણું એની મેળે સિદ્ધ થાય છે માટે તેને સાત્વિક ધૃતિ કહેવાય છે એથીજ એવું કહેવાય છે કે-યોગવડે, અવ્યભિચારી ધૃતિવડે મન-પ્રાણ-ઇન્દ્રિયોની ક્રિયાને ધારણ કરવામાં આવે તે ધારણાશક્તિને-સાત્વિક અને શુદ્ધ અંતઃકરણમાંથી ઉપજેલી શક્તિને સાત્વિક ધૃતિ કહેવામાં આવે છે આ સિદ્ધાંતને મુનિઓ સંમત છે માટે એને સાત્વિક ધૃતિ કહેવાય છે.

પૂર્વના પુણ્યોનો જ્યારે પરિપાક થાય છે ત્યારે તેના ફળરૂપ અંતઃકરણ શુદ્ધ થાય છે અને આવા અંતઃકરણમાંથી ઉદ્‌ભવતી વૃત્તિ સાત્વિકજ હોય છે માટે તે વૃત્તિને સાત્વિક ધૃતિ કહેવામાં આવે છે

આ પ્રમાણે શુદ્ધચિત્ત પુરૂષનું જ્ઞાન સાત્વિક, એની બુદ્ધિ સાત્વિક, એની ધૃતિ સાત્વિક અને એના મન-પ્રાણ અને ઇન્દ્રિયોની વૃત્તિઓ પણ સાત્વિક હોય છે તેથી મુમુક્ષુઓએ બહારની દુનિયાનુ આલંબન નહીં કરીને જ્ઞાન વગેરેને સાત્વિક બનાવવા માટે ચિત્તની શુદ્ધિ સંપાદન કરવી ઘટે, એવું સિદ્ધ થાય છે

૨. **રાજસી ધૃતિ:**-જે ધારણાવડે પુરૂષ ધર્મ, અર્થ અને કામને પ્રાધાન્યપણે ધારણ કરે છે, પ્રસંગ આવ્યો કે કામનાને છોડી શકતો નથી અને ધર્મ વગેરેમા આસક્તિ રહેલી હોવાથી ફળ પ્રાપ્ત કરવાનો સમય આવતા ફલાકાંક્ષી બની જાય છે, એની એવી ધર્મ વગેરેને ધારણ કરવાની શક્તિને -વૃત્તિને-રાજસી ધૃતિ કહેવામાં આવે છે

૩. **તામસી ધૃતિ:**-તમોગુણથી દૂષિત થયેલી બુદ્ધિ જે દુર્મેધા છે, તે જે દુર્ભાગી પુરૂષની હોય છે, એવી બુદ્ધિની વૃત્તિ, જે સ્વપ્ન-નિદ્રા-ભય-શોક-વિષાદ અને મદનેજ ધારણ કરતી હોય અને તેમને કદાપિ ન છોડી શકતી હોય એવી નિદ્રા વગેરેને ધારણ કરનારી ધૃતિને 'તામસી ધૃતિ કહેવામાં આવે છે

યાદ રાખો! જ્યા બુદ્ધિને સાત્વિક કહેવામાં આવે છે ત્યા આખા શરીર અને શરીરના સંઘને પણ સાત્વિક બનવાની જરૂરિયાત મોક્ષાનુસંધાન માગે છે

હવે સાત્વિક બુદ્ધિ અને સાત્વિક ધૃતિને સમજાવવા માટે પ્રભુ તરફ ગમન કરનારા મોક્ષાર્થીઓ, જે ગૃહસ્થો અને ત્યાગીઓ હોય એમના જીવનોને જાણવાથી વિધુ સ્પષ્ટ કરીને સમજાવવા માટે હું વાર્તાલાપ કરીશ

દૃષ્ટાંત–ઘણા ગૃહસ્થોને વૃદ્ધાવસ્થા આવ્યા પછી મોક્ષ પ્રાપ્ત કરવા સાધન કરવાની ઇચ્છા થાય છે, પરન્તુ તેમની બુદ્ધિમા, વૃત્તિમા અને ધારણામા સાત્વિકપણુ નહીં હોવાથી, કૌટુમ્બિક અડચણોને તેઓ મમતાના કારણે તરી જવાની હિંમત કરી શકતા નથી મા પુત્રની અને બંધુજનોની ઘરવ્યવહાર અને કૌટુમ્બિક વ્યવહાર ચલાવવાની જવાબદારી પોતાને માથેથી ઉતારી શકતા નથી તેનુ કારણ તેઓ આપે છે તેમના પુત્રની નાનાપણીનુ અને બીનઅનુભવી પણાનુ, પરન્તુ ખરૂ કારણ તો તે પોતેજ હોય છે કેમકે તેમનામા સાત્વિક ત્યાગ સાત્વિક જ્ઞાન, સાત્વિક બુદ્ધિ-વૃત્તિ અને ધૃતિની ખામી હોય છે તેઓ તેમની ધનદોલત–માલમતા–લાગવગ અને આબરૂ ઓછી થઇ જવાના ભયથી ડરે છે એમને નથી હોતો વિશ્વાસ, કે નથી હોતી શ્રદ્ધા, ઇશ્વર પર કે ઇશ્વર સૌના સુહૃદ છે એમના માબાપની ગેરહાજરીમા એમણે ચલાવ્યુ હોય છેજ છતા એમની ગેરહાજરીમા યા, મૃત્યુ બાદ એમના વારસો ઘરનો અને કુટુંબનો વ્યવહાર કેમ ન ચલાવી શકે ? બસ, અધ્યાસજ દેહનો એમને આડો આવે છે જો કોઈ વૃદ્ધાવસ્થામા નિવૃત્તિ લેવાને ઇચ્છતુ હોય તો એક મહાત્માએ આને માટે બહુ સારો ઉપાય બતાવ્યો છે જે અજમાવવા જેવો છે

કોઇએક ગૃહસ્થને ઘેર રોજ એક પુરાણી કથા કહેતા હતા ત્યા શ્રોતાઓની પણ ઠીક ઠીક ઠઠ જામતી હતી કથામા બંધનથી છૂટવાની વાત આવતી હતી આ પુરાણીનુ ઘરમા આવવુ અને બહાર જવુ એક પોપટના પાંજરા પાસે થઇને થતુ હતુ પાંજરામાનો પોપટ બહુ વર્ષો થયા બચપણથીજ પાળેલો હતો માનવીઓના લાંબા સહવાસથી કોઇ કોઈ વખતે એ એવુ બોલતો હતો કે જાણે તે કાઇ વાતચીત કરી શકે તેવી બુદ્ધિનો માનવી હોય અને બધી વાતના મર્મને સમજતો હોય એક દિવસ પુરાણી જતા હતા તે વખતે પેલો પોપટ બોલ્યો "પુરાણી!" પણ પુરાણી સમજી શક્યા નહીં કે એને કોણ બોલાવે છે" ફરીથી "પુરાણી!" આવો શબ્દ સંભળાયો અને પુરાણીએ બરાબર ધ્યાન આપી જોયુ તો પોપટે પોતાને બોલાવ્યો છે એમ જણાઈ પડી

તરત પાંજરા પાસે આવી એણે પૂછયું "કેમ પોપટજી! શું કહો છો?" ત્યારે પોપટ પોતાની આંખનો રંગ બદલતાં વિનીત ભાવથી કહેવા લાગ્યો કે "પુરાણીજી! તમે બધાંને બંધનથી છૂટવાનો બોધ આપો છો. માણસોને તો છૂટવું નથી પણ મારે છૂટવું છે. વળી છૂટવું એવો બોધ પણ મને તો છે, પણ મને કોઈ કાઢતું નથી. અને ઊડાતું નથી. હું કેવીરીતે પાંજરામાંથી છૂટી શકું એનો બોધ મને આપો!" પુરાણી વિચારમાં પડયા. મનમાં વિચાર કરવા લાગ્યા કે 'જો પાંજરું ઉઘાડું અને પોપટ બહાર આવી ઉડી જાય તો એ વાત તો સહેલી છે પણ એના માલીકની મરજી વિના એ કેમ બને?" એમણે પોપટને કહ્યું "પોપટજી! તમે તમારા માલીકને કહોને?" પોપટે જવાબ દીધો "મહારાજ! મારી વાણી મારા માલીકને એટલી બધી મીઠી લાગે છે કે એટલા સ્વાર્થે એ સ્વાર્થને ત્યાગશે નહીં અને મને છોડશે નહીં. એથી તો હું તમને કહું છું." પુરાણી બોલ્યા "પોપટજી, મારા ગુરુને પૂછીને તમને કાલે જવાબ આપીશ."

ઘેર ગયા પછી બીજે દિવસે સવારે પુરાણી પોતાના ગુરુ પાસે ગયા અને ત્યાં પોપટવાળી વાત કહી ખુલાસો પૂછયો. ગુરુએ કાંઈ જવાબ ન આપ્યો, પણ પોતાના આસન પરથી ઉતરી સામે પડેલી એક સાદડી પર જઈ ચત્તા સૂતા અને અદબ કરી બે પગ આકાશ તરફ ઉંચા કર્યા. આ પ્રમાણે એક મિનિટ અભિનય જેવું કરી પાછા પોતાના આસન પર આવી બેઠા. પુરાણીને આમાં કાંઈ સમજ પડી નહીં છતાં ગુરુજીને કાંઈ ન પૂછતાં ઘેર ગયા અને સાંજ પડતાં કથા વાંચવા ગયા. ઘરમાં પ્રવેશતાંજ પોપટે પૂછયું "પુરાણીજી! કેમ ગુરુજીએ શો જવાબ આપ્યો?" પુરાણી બોલ્યા "પોપટજી! મેં ગુરુજીને તમારી વાત પૂછી તો ખરી, પણ એમણે કાંઈ જવાબ આપ્યો નહીં. પણ તે પછી તેઓ કાંઈ એક ચટાઈ પર ચત્તા સુઈ ગયા, અદબ વાળી અને બેઉ પગ આકાશ તરફ ઉંચા કર્યા. મને તો એમાં કાંઈ સમજ ન પડી અને મેં એમને તમારાવાળી વાત પણ પાછી ન પૂછી, તેમજ એમણે પેલું કેમ કર્યું તે પણ ન પૂછયું. મને તો લાગે છે કે તેમને પણ કાંઇ તમારો છૂટવાનો ઉપાય નહીં સમજાયો હોય."

પ્રભુપ્રેમીઓ! આટલું કહી પુરાણી તો પાછા કથા કરવા બેસી ગયા અને શ્રોતાજનોને બંધનમાંથી છૂટવાનો વિષય ચર્ચવા લાગ્યા. પોપટને તો કશું

કહી શકયા નહીં પણ પોપટ તો સમજી ગયો હતો. કથા પૂરી થતાં બધાં, પોતપોતાને ઘેર ગયા પછી ઘરના માલીકે, પોપટને ખાવાનું મૂકયું અને તે વખતેજ પોપટની સ્થિતિ કાંઈ બદલાયલી જોઈ. વળી મૂકેલું ખાવાનું પણ જ્યારે એણે ખાધું નહીં ત્યારે તો પોપટ માંદોજ પડયો છે એમ તે માલીક સમજ્યો. વળી બીજે દિવસે સવારે જોયું તો પોપટ ચત્તોપાટ સૂતેલો અને પગ આકાશ તરફ ઉંચા કરેલા જોયા. તદ્દન શબવત્ પડેલા પોપટને જોઈને એને મરી ગયેલો જાણીને ઘરમાલીકે પોતાના નોકરને પાંજરૂં, લઈ, ગામની બહાર નદીકાઠે જવા કહ્યું અને ત્યાં પોપટને બહાર ફેંકી દઈ પાંજરૂં ધોઈને લાવવાનું કહ્યું. નોકર તો પાજરૂં લઇને ગયો અને જ્યાં પોપટને બહાર કાઢી ફેંકી દીધો કે તરત પોપટ પાંખો ફફડાવતો ઉડી એક ઝાડ પર બેઠો અને ત્યાંથી દૂરદૂર ચાલ્યો ગયો. નોકર તો પાંજરૂં ધોઇ ઘેર આવ્યો અને માલીકને બધી વાત કરી. માલીકે શ્રોતાજનોને અને પુરાણીને બધી વાત કરી અને બધા પેટ પકડીને હસવા લાગ્યા, પણ ગુરૂકૃપાથી પુરાણીને, આ વૃત્તાંતમાંથી બોધ જડી આવ્યો અને શ્રોતાજનોને કહેવા લાગ્યા કે "સજ્જનો! આ બોધ પણ, બંધનમાથી છૂટા થવા માટેનો યોગ્ય છે. દરેક પુરૂષે અને સ્ત્રીએ બે ત્રણ બાળકોના માતપિતા થયા પછી અને બાળકો ઘરનો ભાર ઉંચકી લેવા જેવા થાય પછી તેમણે ઘરવ્યવહારરૂપી પાંજરામાથી મુક્ત થવા નિવૃત્તિમાર્ગ ગ્રહણ કરવો જોઇએ અને તેપણ સાત્વિક ત્યાગવડે સાત્વિક કર્મોનો આરંભ કરીને, સાત્વિકજ્ઞાન સંપાદન કરવાનો યત્ન કરવો જોઇએ. આ મોઘો, દેવોને પણ દુર્લભ એવો મનુષ્યદેહ મોક્ષ માટે સાધનભૂત કરી પાછળની અવસ્થાને પણ સુધારવા પ્રયત્ન કરવો જોઇએ. એમા મૂર્ખાઇ નથી. અસ્તુ

પ્રભુપ્રેમીઓ! આવા ઐચ્છિક ત્યાગ વિના સાત્વિક જ્ઞાન—"तत्त्वमसि" "एकं अद्वितीयं ब्रह्म" "नेहनानास्ति किंचन" અંતઃકરણમાં ઉતરેજ નહીં. ઐચ્છિક ત્યાગથી અંતઃકરણ શુદ્ધ થાય છે. સાત્વિક જ્ઞાન સાધકને સંત બનાવે છે. જેમ ભગવાન અનંત અને એમના ગુણ અનંત હોય છે તેમ સાધુ પુરૂષો અને સંત પુરૂષો અનંત ન હોય પણ ભિન્ન ભિન્ન શ્રેષ્ઠ ગુણવાળા હોય છે. તેઓમાં મુખ્ય ગુણ એક જોવામા આવે છે, જે જાણવા જેવો હોય છે.'

**દૃષ્ટાંતઃ**—કોઇએક મોટા ભકત હતા. તેમનો વૈભવ બહુ હતો. તેમનો ઠાઠમાઠ પણ બહુ મોટો હતો. તેમની લાગવગ રાજાઓ કરતાં પણ વિશેષ હતી.

તેમના ચમત્કારો પણ અજબ હતા શ્રીમંતોની અને અધિકારીઓની ભીડ તેમને ત્યાં સદૈવ રહ્યાજ કરતી હતી તેમની પાલખી ઉપાડવા મોટા મોટા લોકો તૈયાર થઇ જતા હતા તેમને ઘેર સદાવ્રત ચાલતાં હતાં વળી કેટલાક રાજાઓ પણ તેમના ચેલા હતા અને તેમાંના કોઇ તો તેમને પોતાને ઘેર પધરાવવામા મોટાઈ માનતા હતા તેમનો પડ્યો બોલ ઝીલવાં લાખો માણસો તૈયાર થઇ જતા હતા આફત આવી પડે તો હજારો માણસો તેમનું રક્ષણ કરવાને પોતાના માથાં આપવાને તૈયાર થઇ જતાં હતાં લક્ષ્મી તેમના પગમા લેટતી હતી પ્રસંગોપાત ભૂતભવિષ્યની વાત પણ તે કહેતા ફૂંક મારીને કે ચપટી ભસ્મ આપીને અસાધ્ય રોગો પણ સારા કરી દેતા હતા આ જોઇને બધા માણસોને બહુ આશ્ચર્ય થતુ હતુ જુની ઓળખાણવાળા એ આદમીએ એ ભક્તને પૂછ્યુ કે ' મહારાજ ' આપણે આબલીપીપલી રમવા નિશાળેથી ભાગી જતા અને જાબુ ખાવાને નદીકાંઠે ચાલ્યા જતા એ વાત તમને યાદ છે ? એક વખત રાવણના ઝાડ પરચિઠી તમે લાકડી કાપતા હતા! તે વખતે તમે ઝાડપરથી પડી ગયેલા અને હુ તમને ઉચકીને તમારે ઘેર લાવેલો તે યાદ અરૂ કે ? એક વખત પાણીના કુંડમા હુ ડૂબતો હતો ત્યારે તમે મને બચાવેલો તે યાદ છે કે ? કદાચ પેંસીલ લેવા કે બોર લેવા તમારી પાસે પૈસા ન હોય ત્યારે હુ તમને આપતો અને તમે વખતસર ન આપો ત્યારે હું તમારી સાથે વકરાર કરતો અને તમારી પાસેથી પૈસા વસુલ કરવા તમારા દફતરમાથી પાટી કે ચોપડી અવેજમા રાખતો તે યાદ છે કે ? આવી આપણી દોસ્તી હતી છતા આ દરજ્જે તમે કેવીરીતે પહોંચી ગયા ? તમે તો મોટા મહાત્મા થઇ ગયા અને હુ આવો ને આવો કેમ રહી ગયો ? આનુ કારણ અને આનો ભેદ કૃપા કરી મને સમજાવો !

બહુ શાંતિથી સાંભળી પેલા ભક્ત બોલ્યા , ભાઇ ! તમારી બધી વાત સાચી છે અને મને બધુ યાદ આવે છે પણ , ત્યારપછીથી મને એક ગુરૂ મળ્યા અને મારૂ ભાગ્યચક્ર બદલાયુ અને તમારૂ એમનેએમ રહી ગયુ તમે જગતની વસ્તુને વહાલી કરી બેઠા અને અમે ઇશ્વરને વહાલા કરી બેઠા આ આપણા બે વચ્ચેનો ભેદ છે અમે પ્રભુને પહેલે નબરે રાખીએ છીએ તેથી પ્રભુ અમારી પાછળ પાછળ ફરે છે અને તમે ઘર સાચવીને બેઠા છો માટે ઘેર ઘેર રોવુ પડે છે અમે વિશ્વભરનાથને અને એમના મહિમાને જાણીને

ઘર છોડયું છે. આ આખું જગત અમારું ઘર છે. જેનું માપ ન લઇ શકાય, જે લક્ષમાં પણ ન આવે અને ચિંતનમાં પણ ન આવે, એવા મહાન પ્રભુના પવિત્ર નામ ઉપર વિશ્વાસ રાખીને અમારાં સુખો અમે છોડ્યાં છે. માટે અમે બીજાનાં દુઃખો કાપી શકીએ છીએ. અમે અમારી ઇચ્છાઓને ત્યાગીને ભગવાનની ઇચ્છા પ્રમાણે રહીએ છીએ અને તેથીજ રિદ્ધિસિદ્ધિ અમારી પાસે ચાલી આવે છે. અમારી ઇચ્છાઓને અમે પહેલેથીજ ભજનરૂપ અગ્નિમાં બાળીને ભસ્મ કરી નાંખી છે. માટેજ હવે જીવોના કલ્યાણ માટે કાંઇ ઇચ્છા કરીએ તો તે પ્રભુ પાર પાડે છે. સ્વાદ છોડયો છે માટે અમૃતભોજન મળે છે. પારકી સ્ત્રીઓ તરફની કુદૃષ્ટિ પ્રથમથીજ ન હોવાથી અત્યારે રાણીઓ અમારી પૂજા કરે છે. પારકા ધનની આશા છોડી છે માટે લક્ષ્મી અમારી પાસે ચાલી આવે છે. પક્ષપાત છોડયા છે એ કારણથી અમે સહુને જીતી શકીએ છીએ.

વળી હે મિત્ર! અનંત બ્રહ્માંડના નાથનું અમે શરણું લીધું છે તેથી અને બધું તજેલું છે તેથી એની મેળે અમને બધું મળ્યા કરે છે. કારણકે ત્યાગના ત્રણ લોક છે, એમ વેદમાં કહેલું છે. અમોએ પ્રભુને આગળ રાખવા માટે બધું તજેલું છે, માટે મહાત્મા થઇ શક્યા છીએ. તમને સૌંદર્યના સ્વામી શ્યામસુંદર કરતાં તમારી સ્ત્રી અને છોકરાં બહુ વહાલાં લાગે છે માટે તમને દુઃખ થાય છે. લક્ષ્મીના પતિ અખંડ બ્રહ્માંડના નાથ કરતાં તમને તમારું ધન બહુ વહાલું છે, માટે તમારે ગરીબ બનવું પડે છે. અંતઃકરણમાં રહેલી સ્વાભાવિક ઇશ્વરી અખંડ પવિત્રતા કરતાં તમારા જરાવારના વિકારો તમને બહુ સારા લાગે છે, માટે તમારે હેરાન થવું પડે છે. કોટાનકોટિ જીવોને ઉત્પન્ન કરનાર તેમજ તમને અને તમારા કુટુંબને જીવન આપનાર દયાળુ પરમાત્મા કરતાં તમને તમારાં છોકરાં, સગાંવહાલાં વધુ વહાલા લાગે છે, માટે તમારે રોવું પડે છે. અનંતકાળના મોક્ષધામ કરતાં તમને તમારું વાસ મારતું શરીર અને ઘર બહુ વહાલું લાગે છે, માટે તમારે રખડવું પડે છે. સર્વશક્તિમાન પવિત્ર પિતા પરમાત્માના ઉત્તમમાંઉત્તમ ચરિત્રોનાં ગુણગાન કરતાં તમને લોકોની કુથલી બહુ ગમે છે, તેથી તમે કુથલીખોરોમાંજ મસ્ત બની મહાલો છો. કાળનાકાળ એવા ભયને પણ ભયભીત કરનાર અદલન્યાયી મહાન પરમેશ્વરના ભયથી તમે ડરતા નથી, માટે તમારે લોકોના કાયદાથી, વસ્તુઓના પડછાયાઓથી અને તમારી પોતાની કલ્પનાઓથી ડરવું પડે છે. અખંડ આનંદરૂપ મહામંગ-

લાગી શાંતિદાતા પરમકૃપાળુ પરમાત્માના સુખ કરતાં ઘડીભરમાં નિષ્ટ થઈ જનારા પદાર્થો ખાવાપીવામાં તમને વધુ સુખ લાગે છે, માટે તમે હમેશા રોગગ્રસ્ત રહો છો. અજરામર, આદિઅંતરહિત, પુરાણપુરૂષ નારાયણની સાન્નિધ્યમાં અનંતકાળ રહેવાના આનંદ કરતાં તમને આ ક્ષણભંગુર દેહ વધુ વહાલો લાગે છે માટે તમારે આનાના ગુલામ બનવું પડે છે.

ભાઈ! અમારી અને તમારી વચ્ચે જે ફેર છે તે આ છે. અમે કાંઈ સ્વર્ગમાંથી ઉતરી આવ્યા નથી. અમે કાંઈ દેવ નથી. અમારી માફક તમે પ્રભુના થઈ જાઓ તો પ્રભુ તમારા થશે. ભાઈ! જો તમે ધારો તો એ બહુ સહેલી વાત છે. જો તમે પ્રભુના થઈ જાઓ તો જગત તમારૂં થતાં વિલંબ કરતું નથી. આ પ્રમાણે કહી તે ભક્ત પોતાના એમના બાળપણના મિત્ર પર સારી અસર કરી શક્યા અને તેનું મન તે ભક્તના ઉદ્દેશોના રસ્તે ચાલવા ઉત્સુક થયું અસ્તુ.

પ્રભુપ્રેમીઓ! સાત્વિક બુદ્ધિ, વૃત્તિ અને ધૃતિ વિનાના અને એ ત્રણે વસ્તુઓવાળાં માનવીઓની કાંઈક ઝાંખી તમને કરાવી, છતાં એવીજ એક બીજી વાત કહીશ જે શ્રદ્ધા, ધીરજ અને વિશ્વાસની છે. આ ત્રણ શબ્દોના ભાવાર્થો એકબીજાથી બહુ જુદા પડતા નથી.

દૃષ્ટાંત—કોઈએક પાગલ ભક્ત નારદજીની સામે મળ્યો. નારદજી એ વખતે વૈકુંઠ જતા હતા. પ્રભુપ્રેમમાં મસ્ત બનેલા આ ભક્તે અર્ધી બેદરકારી ભરી રીતે ભગવાનને કહેવડાવ્યું કે 'ભગવાન! બે દિવસથી તું મને ગાંજો કેમ મોકલાવતો નથી?" નારદજીને આ માણસની વાત અને વાત કરવાની રીત ભાત જોઈ મનમાં હસવું આવ્યું. પોતે મનમાજ વિચારવા લાગ્યા કે "આવા પણ ભગવાનના ભક્તો પડ્યા છે, કે જેમને માટે ભગવાને ગાંજો મોકલવાની પણ ફિકર રાખવી પડે છે. ભક્તમાંની આવી મૂર્ખાઈ પણ કેમ નિભાવતા હશે?" આમ વિચાર કરતા પોતે જરા આગળ ચાલ્યા. પછી તેમણે એક સાધુને એક ઝાડ નીચે ઉંધે માથે લટકતો જોયો. એના પગ ઝાડની ડાળીએ બાંધ્યા હતા. નીચે અગ્નિ સળગતો હતો. પ્રભુને મળવા આ સાધુએ આવું આકરૂં તપ આદર્યું હતું. નારદજીને જોઈ એણે ભગવાનને પૂછાવ્યું કે મારૂં તપ ભગવાનને પહોંચ્યું છે કે નહીં?"

નારદજીને આ સાધુના તપ માટે બહુ માન થયુ આ સાધુની બાબત પ્રભુને પૂછવા લાયકની એમને લાગી પેલા ગજેરીની વાત પ્રભુને પૂછવા લાયકની ન લાગી. ફરતા ફરતા એઓ વૈકુંઠ પહોચ્યા થોડીવાર ત્યા બેઠા હશે એટલામા ભગવાને જરૂરી કાર્ય માટે બહાર જવા તૈયારી કરી એટલે નારદજી પેલી વાત પૂછી શકયા નહીં જતા જતા ભગવાને કહ્યુ "નારદજી! હુ બહુ જરૂરી કાર્ય માટે બહાર જાઉ છુ. સોયના નાકામાંથી હાથીને કાઢવો છે. પણુ નીકળતો નથી માટે મારી જરૂર પડી છે, પણુ હાં નારદજી! તમે જતા જતા પેલા મારા ગાંડા ભક્તને કહેતા જજો કે કામના બહુ રોકાણુને લઇને મારાથી ગાજો મોકલાયો નથી, પણ હવે બરાબર મોકલતો રહીશ" આટલુ કહ્યા પછી ભગવાન તો ચાલ્યા ગયા નારદજીને પેલા તપસ્વી સાધુની વાત પૂછવાનુ મન થયુ પણ એ વાત એમની એમ રહી

પાછા ફરતા નારદજીને પેલો તપસ્વી સાધુ પહેલો મળ્યો અને પોતાના પૂછાવેલા સવાલનો જવાબ પૂછયો ત્યારે એમણે કહ્યું "મહારાજજી! ભગવાન તો બહુ કામમા રોકાયલા છે સોયના નાકામાથી હાથી કાઢવાનો છે, એટલે તમારા વાળી વાતજ નીકળી શકી નહીં" આ સાંભળી તે તપસ્વી બોલ્યો, "ભગવાન પણ કાંઈ ગાંડા થઈ ગયા છે કે શુ? આવી અશક્ય વાતમા તો શુ માથુ મારતા હશે? વળી સોયના નાકામાથી તે કાંઈ આવડો મોટો હાથી તે કાંઈ નીકળતો હશે? એવી ખોટી મહેનત શા માટે કરવી?" નારદજી કાંઇપણ બોલ્યા વિના પેલા પાગલભક્ત પાસે ગયા અને કહ્યુ "ભાઈ! ભગવાન તો એક મોટા કામમા પડયા છે સોયના નાકામાથી હાથી કાઢવો છે, એટલે એ કામમાં રોકાયલા હોઈ, તમને ગાજો મોકલી શકયા નથી"

નારદજીની વાત સાભળી આ પાગલ હસી પડયો અને બોલ્યો, "મુનિજી! ગાજો આવી પણ ગયો હુ એમ સમજતો હતો કે તમે ભગવાનના નિકટવર્તી છો તેથી તમે ભગવાનને ઓળખતા હશો અને એમની શક્તિઓ જાણતા હશો પણુ તમે તો તદ્દન મૂરખ છો મૂરખ! અરે, જેણે અનત બ્રહ્માંડો બનાવ્યા અને આવુ વિશાળ વિશ્વ બનાવ્યુ, એ ભગવાનને શુ આવા તુચ્છ કામમા મુશ્કેલી પડી? તમારી બુદ્ધિ કયા ગઈ? એ તો એમને માટે એક રમતમાત્ર છે એ શુ ન કરી શકે?" નારદજી તો આ મસ્ત પાગલનુ ભગવાન વિષેનુ

આવું ઉંચું જ્ઞાન જાણીને, એની અડગ શ્રદ્ધા જાણીને, આવો પૂર્ણ વિશ્વાસ જાણીને અને એની એવી વૃતિ અને ધૃતિ જાણીને પ્રભુ ખુશ થયા. એમને સમજાયું કે "ઇશ્વરના મહિમાને જાણનારા આવા ભક્તો માટે ભગવાન કાળજી જરૂર કરે છે." અસ્તુ.

પ્રભુપ્રેમીઓ! જોઈ શકયા? તપસ્વી કરતાં પેલો પાગલભક્ત ભગવાનને કાળજી કરવા જેવો જણાયો. "तपस्विभ्योऽधिको योगी" યોગી તપસ્વી કરતાં અધિક મનાયો છે. એ પાગલ જ્ઞાની અને અનન્યયોગી હતો; ભગવાનના મહિમાનું જ્ઞાન ધરાવતો હતો. ઉંધે માથે લટકીને અગ્નિ તાપતા તપસ્વી કરતાં પણ એ વધી ગયો. અરે! એ તો વધી ગયો દેવર્ષિ નારદ કરતાં પણ જ્ઞાનમાં. 'ज्ञानी तु मे आत्मैवेति' = જ્ઞાની તો મારો આત્મા છે; મારૂં સ્વરૂપ છે' એમ ભગવાને શ્રીમુખથી કહ્યું છે. ભગવાનની કૃપા તપસ્વી પર ન ઉતરતાં એક ગંજેરી પર ઉતરી તેનું કારણજ માત્ર એક હતું કે એની બુદ્ધિ-વૃત્તિ-ધૃતિ ત્રણે સાત્વિક હતાં. જો તેમ ન હોત તો એ ગંજેરી બીજા ગાંજાખોર જેવો ન હોત? પ્રારબ્ધવશ રહેનારાઓ, શ્રદ્ધાળુ, વિશ્વાસુ અને ધીરજવાળા હોય છે અને એજ કારણથી એઓ પ્રભુના કૃપાપાત્ર હોય છે. પ્રભુની પ્રસન્નતા માંગે છે માનવી પાસેથી એ પરનો અનન્ય પ્રેમ.

ભલે માનવી પાપી પણ હોય, પણ એ તરે છે પ્રભુની સાથે પ્રેમ કર્યાથી. જીવે ભગવાનની સમીપ જવું ઘટે. એ ભગવાન સર્વ પિતાનો પણ મહાન પિતા કહેવાય. પિતા સમીપ જવાને પુત્રે ડર ન કરવો જોઇએ. પોતાનાં પાપો માનવીએ પોકારી પોકારીને પ્રકાશિત કરવાં જોઇએ. જ્યારથી માનવી પ્રભુ સમીપ જવાને સાધન કરવા લાગે છે ત્યારથી તેના તપનો આરંભ થાય છે. ન સમજશો કે ગૃહસ્થાશ્રમમાં ત્યાગની જરૂર નથીજ. ત્યાગ વિના સુખ આવતુંજ નથી. આતિથ્યધર્મનું પાલન, ભિખારીઓને અન્નદાન, ગરીબોને યથાશક્તિ તન-મન-ધનથી મદદ-આ બધું ગૃહસ્થે કરવાનું હોય છે. 'મારૂં પૂરૂં થતું નથી' એમ કહીને છૂટી જવાની રમત રમવી નહીં જોઇએ. આમ કહેનારાં માનવીઓ પોતાનાથી ઓછાં નિર્બલસાધનવાળાં માનવીઓ તરફ જોતાંજ નથી, પણ તેઓ જુએ છે ફક્ત પોતાનાથી ઝાઝાં અને વધારે સાધનવાળી લોકોના વૈભવ તરફ. આમ કરી તેઓ તેમની ફરજ ચૂકે છે. ભૂખ્યા ભિખારીને "ચાલ! ચાલ્યો

જા! નોકરીધંધો કરી ખાતા શું થાય છે?" એવું કહેનારાઓએ વિચાર કરવો ઘટે. માનવી ભૂખ્યો જ થયો છે ત્યારે અને તેજ વખતે એ નોકરીધંધો શોધવા જાય એ કેમ બને? નોકરીધંધો શોધવામાં કાંઈ વખત જોઈએ કે નહીં? એટલો વખત ભૂખ્યું પેટ ધીરજ રાખી શકે? તમને કદાચ ત્રણચાર ટંકના ઉપવાસ તો અપચો હોય તે કેમ ધીરજ રાખી શકે? તમારા ઠરાવેલા વખતના ઉપર જમવાનું એક કલાક મોડું થયું હોય તો રસોડામાં જબ ધમાલ કરો છો અને વૈરી ઉપર ત્રાગાં કરો છો તો તમને તે વખતે આવા દુખીયાઓનો વિચાર કેમ નહી આવે? વિચાર કરવો ઘટે. એમ પણ નથી કે ગૃહસ્થે ભિખારી થઈ પોતાનું સર્વસ્વ ભિખારીઓને આપી દેવું, પણ જરૂર એણે પોતાની આવકમાંથી દશાંશ કાઢીને તેવડે તો સેવા કરવી જ જોઈએ. રશિયા અને અમેરિકા તેમજ યુરોપના અન્ય દેશોમાં ગરીબ અને ભિખારીઓને કામધંધા આપવાની અને ન કરી શકે એવા માટે ખાવાની વ્યવસ્થા પણ સરકાર કરે છે. એટલુંજ નહી પણ ધર્મોપદેશકોને પણ બહુ સારો પગાર આપી પોતાના દેશના ધર્મનો પ્રચાર કરે છે. તમારે સરકારને આ ખર્ચ નિભાવવા ટેક્ષ આપવો પડે છે. એકજ વાત છે ત્યાગે પૂરૂ કરો કે સરકાર આવાઓનું પૂરૂ કરે. છતાં સરકારના નિમાયેલા ધર્મોપદેશકો સરકારના મતનો ઉપદેશ આપી અસત્યના અવલંબન પર ચઢી જવાનો ભય રહે છે. આપણા અનિયમિતોપદેશકો પ્રારબ્ધવશ હોઇ તેઓનો સત્કાર કરવો યા ન કરવો એ લોકોની મુનસફીની વાત છે પણ આમ થતું એમાં ગૃહસ્થોનું અને અતિથિઓનું શ્રેય રહેલું છે—બલ્કે દેશનું ગૌરવ રહેલું છે. તમારા હૃદયમાં દયાનો ગુણ ટકાવી રાખવાને માટેજ ભગવાને આવા ભિન્ન ભિન્ન સ્થિતિના માનવીઓને પેદા કર્યા છે. તેમનો અનાદર નહીં કરવો જોઈએ. લાચાર બિચારા ભિખારીઓ પર કંટાળો લાવવો નહીં જોઈએ અને તેમને ધિક્કારવા નહીં જોઈએ. જો દુનિયામાં ગરીબો અને ભિખારીઓ ન હોય તો તમે ત્યાગની ભાવના કેળવી નથી શકતા, કેમ કે એતો તમારા ત્યાગની પારાશીશી છે. તેઓ તો આ અપાર સંસારમાંથી તમોને તારવા તુંબડારૂપે છે એમ તમારે નિશ્ચયપૂર્વક સમજવું જોઈએ.

પ્રભુ નથી જોવાના કે તમે કેટલું ઝવેરાત, કેટલાં સેન્ટ–અત્તરો અને કામીનીઆ જેવા તેલો વાપરો છો, વળી તમે કેટલાં બુટ, કેટલી છત્રી ચંપલ સાડી, બંગડી, હાર, સીગારેટ ચીરૂટ–ઈત્યાદિ વાપરો છો વળી તમે બેન્કમાં

કેટલા નાણા જમા કરાવ્યા છે તે પણ તે નથી જોવાનો તે તો ફક્ત એટલુ જ જુએ છે કે તમે "પ્રભુની પ્રીતિ અર્થે, ગરીબો માટે લાચારો માટે શુ કર્યુ, શુ ખર્ચ્યુ અને શી સેવા કરી? સાભળો સત પુરુષો કહે છે કે —

"જ્યારે ઈન્સાફ થશે તે સમયે જીવોને પ્રભુ પૂછવાનાજ છે કે 'હે માનવીઓ! હુ જ્યારે વિવિધ ગરીબ સ્વરૂપોથી તમારી પાસે આવતો, ત્યારે તમે મને કાંઇપણ ન આપતાં અને ઉલટો દમ ભરાવી હાંકી કાઢતા હતા' તમે જો કદાચ એમ પૂછો કે 'કૃપાનાથ! મને તો એવુ કાંઇ યાદ નથી મે વળી તમને પાછા ક્યારે ફેરવ્યા હતા?' ત્યારે આરે તમને એ બધુ યાદ દેવડાવવુ પડશે કે 'ભાઇઓ! હુ તમારી સામે રક્તપીતીઆ તરીકે ફક્ત એક અધેલો માગવા આવ્યો હતો, પણ તમને કદાચ મારી સામે જોતા પણ ચેપ લાગશે કે શુ એવી બીક લાગી હતી અને અધેલો તો શુ પણ મને હાંકી કાઢવા પથરો માર્યો હતો તમારે ઘેર તમારી દીકરીના લગ્ન વખતે જ્ઞાતિભોજન હતુ ત્યારે હુ એક ભિખારીના વેશે તમારે બારણે ઉભો હતો અને ફક્ત જમેલામાનુ એંઠુ વધેલુ ખાવા લેવા ઇચ્છતો હતો તે પણ તમને ઠીક ન લાગ્યુ તે તમારા સિપા મારફતે મને દંડાનો માર મરાવ્યો હતો, વળી એક વખતે એક ગરીબ બ્રાહ્મણના બાળક-વિદ્યાર્થી તરીકે તમારી પાસે પુસ્તકો આપવાની વિનતી કરવા આવ્યો હતો ત્યારે તમે મને ઘરની બહાર ધક્કો મારી બહાર કાઢયો હતો, આ ઉપરાત યમુનાના કાંઠે હુ એક વૃદ્ધા-અનાથિની ફક્ત બે પૈસાના ચણા માટે આવી હતી ત્યારે તમે મને ધક્કો મારી યમુનામા પાડી નાખી હતી એક વખત મુબઈના ભીંડીબજારના નાકે જેને હાથેપગે સોજા ચઢી ગયા હતાં અને અશક્ત મુસ્લીમ વૃદ્ધ તરીકે હુ મારા જીવનના છેલ્લા શ્વાસ ખેચતો હતો તે વખતે તમારી સામેજ દવાખાનું હતું છતા મને વૈદકિય મદદ તો આપી રહી પણ "આવા મરતાયે કેમ નથી?" કહી મારા તરફ કરડી નજર નાંખી ચાલ્યા ગયા હતા અરે, આ તો થઇ મારા મનુષ્યદર્શનની વાત તમે મને પશુ જોઇને પણ મારા તરફ ભયકર, અમાનુષી વર્તાવ બતાવ્યો હતો તમને યાદ છે? ગયે વર્ષેજ ચોમાસામાં એક બાજુ ભયકર વરસાદ વરસી રહ્યો હતો અને એક પાણીથી નીગળતી, પવનથી ધ્રૂજતી, આશરા વિનાની એક બકરી રૂપે તમારા ઓટલા ઉપર આશરો લઈ ઉભી હતી, તેને તમે ડચકારા મારી કાઢતા મથતા હતા, પણ નિરાધાર બિચારી બકરી કાંઇ આરો ન દેખતા ઉભી

રહી ત્યારે તમે તમારો પાટલુને પર પહેરવાનો ચામડાનો કમ્મરપટ્ટો કાઢી તેને એટલી બધી મારી કે તે બિચારી ગર્ભિણી હતી તેનો ગર્ભ સાંજ સેવી ગયો અને તે બકરી સાંજ મરી ગઇ. વળી તે મરી ગયા પછી તમે ખુશ થયા હતા કે તમને એના માંસનો મફત ખોરાક મળશે. તો હે માનવીઓ! આમ હું ઘણીરીતે હું તમારી પાસે આવેલી પણ તમે મને નિરાશજ કર્યો છે. તમે મારી પરવા કરીજ નથી."

પ્રભુપ્રેમીઓ! સંતો હંમેશાં આવી મીઠી વાણીથી દાખલાઓ દ્વારા પ્રજાને બોધે છે. સાત્વિક બુદ્ધિ-વૃત્તિ-ધૃતિની ખામીથીજ માનવીઓ સાત્વિક યજ્ઞ-દાન-તપ કરી શકતાં નથી, પરતાપ છે અને શરમાય પણ છે, છતાં નફ્ફટાઇથી પાછાં ભૂલી જાય છે. સાત્વિક બુદ્ધિથીજ માનવીમાં નિવૃત્તિ આવે છે. પ્રભુ માટેજ કર્મો કરવાથી પ્રભુ પ્રસન્ન થાય છે. પ્રભુની પ્રસન્નતાથીજ માનવીમાં નિવૃત્તિ આવે છે. આથી સર્વે કર્મો પ્રભુનેજ અર્પણ કરવાં ઘટે.

આખી દુનિયામાં શક્તિ અને સંબંધના પ્રમાણમાં દેશકાળના રિવાજ પ્રમાણે, વર્ણ અને કૂળના રિવાજ પ્રમાણે માનવીઓમાં ભેટ સોગાદો આપવાનો રિવાજ હોય છે. ભેટ એ સ્નેહની નિશાની છે. ભેટ એ ભેટ આપનારની લાયકીને બતાવે છે. જ્યારે માનવને બહારગામ જવાનું થાય છે ત્યારે સગાં-સંબંધીઓ અને બાળકો માટે તેઓ કાંઇ કાંઇ લઇ જાય છે. લઇ જવાની ચીજ એ લઇ જનારની સ્થિતિ, શક્તિ અને ભાવ ઉપર આધાર રાખે છે. વિદ્વાનો પુસ્તકો લઇ જાય, વૈભવી રમકડાં લઇ જાય, વ્યવહારીઆઓ વ્યવહારને યોગ્ય વસ્તુ લઇ જાય અને ભક્ત હોય તે ભગવાનનો પ્રસાદ-ઔષધિચંદન દેસાઇ સાધનો લઇ જાય.

આથી સમજી શકાશે કે આ પ્રમાણે બહારગામ લઇ જનાર પુરૂષ લઇ જવાની વસ્તુ પોતાને માટે નહીં પણ સ્નેહનો બદલો વાળવાની ભાવનાથી બીજા માટે લઇ જાય છે અને એની એ ભાવના ફળે છે. આ ભાવનાને ધારણ કરી શકાય. ધારણા એટલે ધૃતિ. વ્યવહારમાં પણ એ ત્રણ પ્રકારની હોય છે. આ હાલતમાં હવે વિચાર કરી જુઓ—મોટામાં મોટો, ભલાંઓથી ભલો, વ્હાલાંઓથી અધિકાધિક વ્હાલો, જે જીવન આપે છે, સુખનાં સાધનો આપે છે, જીવનદોરી જેના હાથમાં છે, માનવીનું મોત સુધારવું જેના અખત્યારમાં છે, જે ત્રણે

લોકનો સ્રષ્ટા છે, જે મોક્ષનો માલીક છે, અખિલ બ્રહ્માંડનો જે નાથ છે, જે સર્વ શક્તિમાન છે, જે પરમદયાળુ છે, જે પરમપવિત્ર છે, જે સર્વ પ્રાણીમાત્રનો પિતા છે અને જે પરમાત્મા છે તેને કેટલીબધી ઉત્તમ ભેટ આપવી જોઇએ?

સ્ત્રીને માટે, મિત્રને માટે, સ્નેહિને માટે, અમલદારને માટે તેમને ગમતી અને પસંદ પડતી ચીજ તમે શોધી શકો છો તેમ તમારે પ્રભુને પસંદ પડતી ચીજ શોધી કાઢવી જોઇએ આ ચીજ માત્ર એક છે અને તે-'સાત્વિક બુદ્ધિ-વૃત્તિ-ધૃતિથી સર્વકર્મો સર્વસ્વ સ્વાર્પણ બ્રહ્માર્પણ છે બ્રહ્માર્પણ કરવામા કાંઈ વખત જતો નથી, નવી કોઇ મહેનત કરવી પડતી નથી, કોઇ અદ્ભુત ક્રિયા કરવી પડતી નથી,' ફક્ત મનનેજ બદલવાનું છે

સહેલાઇથી નિવૃત્ત થવાનો ઉપાય સગુણ ઉપાસના જે શીખવે છે તે નામસ્મરણ કિર્તન, કથા શ્રવણ વગેરે છે અને નિર્ગુણ ઉપાસના શમદિ શીખવે છે આ ઉપાસના પણ ત્રણ પ્રકારની બુદ્ધિ-વૃત્તિ અને ધૃતિથી થાય છે સત્વિક ઉપાસના સેવ્યસેવક ભાવનાવાળી અને 'હુંજ બ્રહ્મ છુ' એવી ભાવનાવાળી હોય છે જેવી રીતે ભજાય તેવા થવાય સગુણ નિર્ગુણ ઉપાસનાના ભાવ વિ. પ્રાર્થનાનો નમૂનો યાદ રાખવા જેવો છે

'હે નાથ! તમે મારા માલીક છો હુ નોકર છુ તમે જેમ રાખો તેમ રહેવાને હુ તૈયાર છુ જેમ કોર્ટનો મુકદમો વકીલ કે ન્યાયાધીશને સોંપી દેવાય છે જેમ એક દર્દી પોતાનુ જીવન ડોક્ટર કે વૈદ્યને સોંપી દે તેમજ હે હરિ! હું તમને સ્વાર્પણ થાઉ છુ તમને યોગ્ય જણાય તેમ મારૂં કલ્યાણ સાધો હુ તો તમારે શરણે આવ્યો છુ જેવીરીતે લશ્કરના સિપાઇઓ પોતાના કમાન્ડરની આજ્ઞા પ્રમાણે પદ્ધતિસર ચાલે છે દોડે છે ઉભા રહે છે તેવી જરીતે આપનો આજ્ઞાંકિત થવાને હુ તૈયાર છું મારામા ચંદ્રમાના જેવી શાંતિ અને શીતળતા સૂર્યના જેવો પ્રકાશ આપની સમીપતા મારા વિચારોમા-મારા આચરણોમાં અને મારી ક્રિયાઓમા ઉત્તમતા આપનું અચળપણુ ઉંચે ઉડવાની શક્તિ મહત્તા અને 'હુ આત્મા છુ' એવુ જ્ઞાન આપો! ધૂળના રજકણો પણ ઉંચા તો ઉડે છે હુ નીચે ને નીચે જયા કરૂ છુ, માટે દયા કરો! હે દયાના સાગર! હે દીનાનાથ! આકાશના જેવી વિશાળતા પર્વતના જેવી

સ્થિરતા, સમુદ્રના જેવી ગંભીરતા—આ બધું મને આપો ! વ્હાલાંઓના વિયોગથી જેવું મને રડવું આવે છે, તેવું હે પરમાત્મન્ ! તમારાં દર્શન ન થતાં મને રડવું આવે એવો મને બનાવો ! નજીવી ચીજોમાં અને મશ્કરીમાં કોઇને જેમ હસવું આવે તેવું આપના દર્શને મને હસવું આવો ! તમારે માટે મારું મોં મલકાય, તમારે માટે મારું અંતર હસે, તમારાં દર્શને મારા શરીરનાં રોમેરોમ આનંદ વ્યક્ત કરે એવું હેત તમારે માટે મારા હૈયામાં સ્થાપિત કરો ! આ દુનિયાનાં વિષયો ભોગવિલાસો, રંગરાગો, નાટકસીનેમા ઇત્યાદિમાં મને જે હર્ષ, ઉત્કંઠા અને આનંદ થાય છે, તેવાંજ હર્ષ, ઉત્કંઠા અને આનંદ તમારાં દર્શન, તમારે વિષેની ભક્તિ અને જ્ઞાન અને તમારો પ્રેમ મારા મનમાં ઉત્પન્ન કરો ! તમારા પર પ્રેમ કરવાના પ્રયાસ સમયે કામાદિ છ વિકારો, શુભાશુભેચ્છાઓના જુસ્સાઓ, મોજશોખ અને માનમર્તબાની લાગણીઓ, 'મારું તારું'ની વૃત્તિઓ, ભિન્ન ભિન્ન મતવાદિઓના કથનો ઉપર ઉપજતી કુશંકાઓ, અશ્રદ્ધાઓ, કુસંસ્કારોથી વંશપરંપરાનું અજ્ઞાન અને કુસંગો—આ બધું આવીને ઉભું રહે છે, તે બધું દૂર કરીને હે પ્રભો ! હે પરમાત્મન્ ! હે વિશ્વાત્મન્ ! મારો ઉદ્ધાર કરો !"

આ પ્રકારની સાચા હૃદયની પ્રાર્થના પણ માનવીમાં નિવૃત્તિ આણે છે. પણ એ દરરોજ પ્રમાદ અને આળસને ત્યાગીને નિયમસર વહેલી સવારમાં અને પથારીમાં સૂતાં પહેલાં રાત્રે અવશ્ય કરવી ઘટે. જો એ પ્રમાણે નથી કરવામાં આવતું તો માનવીમાં સાત્વિકતા હોય તેપણ ચાલી જાય છે અને એનાં કર્મોમાં રાજસી અને તામસી ભાવો આવે છે અને અનર્થ થાય છે.

"દક્ષ પ્રજાપતિ અભિમાની બન્યો, દેવયાનિને ક્ષત્રિય સાથે પરણવું પડ્યું, શર્મિષ્ઠાને એની દાસી થવું પડ્યું; યયાતિ દેવલોકમાંથી પાછો પડયો; નહુષ અજગર થયો; રાજા નૃગ કાકીડો થયો; એક વૈશ્યનું બધી મૂડી વેપારમાં રોકવાથી દેવાળું નીકળ્યું; શાસ્ત્રીને આખર સુધી ચિત્તપ્રસન્નતા ન આવી; વૈદ્યની શરીઆધિ મટી નહીં; વ્યાકરણાચાર્યને કોઈ વિદ્યાર્થીએ જશજ ન આપ્યો; જોશીના ફળાદેશોજ ખોટા પડતા રહ્યા; ધૃતરાષ્ટ્રે પાંડવોને પરાયા માન્યા; કૈકેયી દુનિયાને મોં ન બતાવી શકી; પરીક્ષિતે શમીક ઋષિની ડોકમાં મુએલો સાપ પહેરાવ્યો—આ બધા અનર્થો જુઓ, સમજો અને વિચારો !

**વાર્તાલાપ શ્લોક ૩૫ થી ૫૦ સુધીનો:-**

પ્રભુપ્રેમીઓ! આ વાર્તાલાપે આખરે ત્રણ પ્રકારની બુદ્ધિ, વૃત્તિ અને ધૃતિની બાબતમાં સિદ્ધાંતથી, શ્રુતિથી, યુક્તિથી અને મોક્ષાર્થીઓનાં જીવન-વૃત્તાંતોથી કહેવામાં આવ્યો છે. એ બાબતમાં બહુ કહેવાયું છે, કારણકે માનવીઓના સુખનો આધાર એમની સાત્વિક બુદ્ધિ-વૃત્તિ અને ધૃતિ ઉપરજ અવલંબીને રહેલો છે. વિશ્વની ઉત્પત્તિ થઈ છે જીવોના સુખ માટે: શરીર આપ્યું છે જીવને સુખ મળવા માટે અને જીવે છેવટે સમાવાનું છે સાચા સુખનું ધામ એવા પરમ બ્રહ્મમાં.

સુખના પ્રકારો પણ ત્રણ હોય છે, જેમને મોક્ષાર્થીએ અવશ્ય સમજવા ઘટે છે:-

૧. સાત્વિક સુખ—'હું આત્મા છું' એવું જ્ઞાન જ્યારે નિશ્ચય વડે બુદ્ધિમાં આવે છે ત્યારે એક અનેરી પ્રસન્નતા ઉપજે છે. એ પ્રસન્નતાથી નિત્ય, નિરંતર, નિરતિશય, નિરવધિક બ્રહ્મસુખ ઉપજે છે અને તે સુખને સાત્વિકસુખ કહેવામાં આવે છે, કારણકે એ વખતે અંતઃકરણ શુદ્ધ થયેલું હોય છે અને એની શુદ્ધિને લીધે આત્મા શુદ્ધસ્વરૂપથી આવિર્ભૂત થઈને પ્રકાશે છે.

પરન્તુ સંતપુરૂષોનો એવો મત છે કે બહુ પ્રકારે કરેલી સુખની વ્યાખ્યા અવગણવા જેવી તો નથીજ. શાસ્ત્રવિધિ અનુસાર સાધનોથી મેળવેલાં સુખો જગતમાં શારીરિક ભોગોથી ઉપજે છે એનાથી પણ આનંદ આવે છે, પણ જો તેમને આસક્તિરહિત થઈને ભોગવવામાં આવે તો તે રીત હાનિ કરનારી નથી. અલબત્ત, એ સુખો અવિદ્યાવાળાં અને અગાઉ વ્યાખ્યાન કરાયેલા સાત્વિક-સુખથી ઉતરતાં છે, માટે મોક્ષાર્થીને તે મેળવવાં સુચન થાય છે, એનાં કારણો સમજવાં જેવાં છે. જેને સાત્વિક સુખ કહેવામાં આવ્યું છે તે બ્રહ્મસુખ છે. તે સુખ નિત્ય છે, નિરંતર છે, પણ એની સિદ્ધિ થતાં પૂર્વે એને પ્રાપ્ત કરવાનાં સાધનો ઝેર સમાન લાગે છે. ઝેર સમાન લાગવાં એટલે બહુ દુઃખો વેઠીને એ કરવાં પડે છે એટલે એ દુઃખોનો વિચારમાત્ર માનવીને બ્રહ્મસુખથી દૂર દૂર રાખે છે, બલ્કે જેમ માનવી ઝેર લેવાનું પસંદ કરતો નથી તેમ તેને આ સુખ માટે થઈ પડે છે. અરે! સતાસતનો વિવેક થવાનું પ્રથમ સાધનજ

મુશ્કેલીવાળુ લાગે છે એટલે મોક્ષાર્થી ભાવ ઉપજવો દુર્લભ છે વૈરાગ્ય આવવો દુર્લભ છે, શમાદિ સપત્તિ પ્રાપ્ત થવી દુર્લભ છે, સન્યાસ થવો દુર્લભ છે, અને આ બધાનું મૂળ જે એક શ્રદ્ધા થવી એ પણ દુર્લભ છે શ્રવણ કરવુ દુર્લભ છે અને મુક્તિનુ અસાધારણ કારણ જે જ્ઞાન તેને પામવુ એતો અધિક દુર્લભ છે અને જ્ઞાનનો પરિપાક થઇ સમાધિ લાગવી એતો દુર્લભતમ છે તે કારણથીજ પોતાની સિદ્ધિ માટેનુ જે સાધન તેનુ મૂળમાત્ર સમાધિ છે, જેનાથી નિશ્ચયાત્મક આત્મજ્ઞાન ઉપજે છે આત્મજ્ઞાનના આગળપાછળના અગો અને તીવ્ર મોક્ષેચ્છા—એ બેઉ દુખથી પ્રાપ્ત થતાં હોવાથી એ સુખ દુખથી પ્રાપ્ત થતુ હોવાથી, એ બ્રહ્મસુખ–સાત્વિકસુખ આવુજ અશક્ય થઇ પડે છે એક પછી એક સાધન કરવા અને એ સાધનોને એકબીજાને ઉપકારક બનાવતા આરભથીજ, જેમ દર્દીને ક્વીનાઇન લેવુ કડવુ લાગે છે અને એને ઝેર સમાન માનીને લેવાનો ભાવ ઉપજતો નથી તેમ આ સાત્વિકસુખ મેળવવા માટે પ્રથમ તો માનવીને અણગમો લાગે છે, પણ અભ્યાસ કરતા કરતા ટેવ પડી જવાથી જે સાધનો દુખકર જણાતા હતા તે સહેલાં બનતા જાય છે, અને પછી એ સાધનો દુખકરને બદલે રુચિકર લાગે છે અને તેમને કરવાનો ઉત્સાહ વધતો જાય છે માની લ્યો પૂર્ણ શ્રદ્ધા રાખીને અને વિશ્વાસ રાખીને કે મોક્ષમાટે યત્ન કરનારાઓ મોક્ષના સુખની અપેક્ષાવાળા જ્યારે બની જાય છે ત્યારે તેઓ બહુ ચિવટથી સાધન કરનારાઓ બની જાય છે, આ સમયે કેટલાક અભક્તોને એમના સ્વભાવ પ્રમાણે એવુ એમના મનમા આવે છે કે આ મોક્ષાર્થીઓ જે સુખ પ્રત્યક્ષ નથી તેને માટે શું કરવા દુન્યવી સુખો ત્યાગતા હશે? શુ કરવા આયુષ અને વખતનો વ્યય કરતા હશે? આ એમનુ ભયકર અજ્ઞાન છે આ લોકો બિચારા વિષયલુબ્ધ હોવાથી, નથી જાણતા એનુ સુખદ પરિણામ અને માત્ર બકવાદ કરે છે, જેમા તેમને કાઇ લાભ કે હાનિ નથીજ

દુખ વેઠીને પ્રયત્નો—જેવાકે સદ્ગુરુની શોધ અને તેમની સેવા,' તેમણે બતાવેલાં સાધનોને શ્રદ્ધાભક્તિ વડે આચારમા મૂકવા વગેરે—નુ ફળ સદ્ગુરુના અનુગ્રહદ્વારા મળી આવે છે એ અનુગ્રહદ્વારા એ સિદ્ધપુરુષના આપેલા જ્ઞાનનો સાક્ષાત્કાર થાય છે અને પરિણામ નિત્યનિરતર સિદ્ધ થતી સમાધિદશામા આવે છે આવુ બિચારા અભક્તો શુ જાણે? એમને એનો વિચાર કરવાની

પુરસદ પણ ક્યાંથી મળે અને જાણે પણ શી રીતે કે એેરનો નાશ કરવાથી અમૃત ઉપજે છે ?

આમ પૂર્વોક્ત વ્યાખ્યા કરેલું સાત્ત્વિક સુખજ બ્રહ્મસુખની પ્રાપ્તિ કરાવે છે એ પ્રાપ્તિનો નિરોધ કરનારો દોષ છે તે કામના છે. કામના દૂર થવાની સાથે યત્ન કરનાર મહાત્માઓનાં જન્મમરણના દુખો દૂર થવાથી અમૃતસમાન પરમાનંદ આપનારૂ બ્રહ્મસુખ ઉપજે છે માટે મોક્ષના સુખની ઈચ્છાવાળા બ્રહ્મવિદ્ પરમહંસોએ સાધનોની શુદ્ધિ કરવામાં અને શુદ્ધિ રાખવામાંજ મચ્યા રહેવુ જોઇએ યાદ રાખો કે સાધ્યની સિદ્ધિ માટે પ્રયત્ન કરવામાજ મચ્યા રહેવુ જોઇએ સાધન બરાબર થવાની સાથે સ્વત્ર સાધ્યવસ્તુ આવી મળે છે 'મને મોક્ષ મળશે' એવી કામના ત્યાગીનેજ શુદ્ધ સાધનો માટે પ્રયત્નશીલ થવુ ઘટે એવો ભાવાર્થ આ શિક્ષાનો છે

જેમ આખો નિરોગી થયા પછી ચન્દ્રનું દર્શન આનંદ આપનારૂ થાય છે, તેમ 'હુ આત્મા છુ' એવુ બુદ્ધિમા ઠસી ગયાથી, આ બુદ્ધિના જ્ઞાન વડે 'હુ સચ્ચિદાનંદના લક્ષણવાળો આ જે આત્મા તે હુ પોતે છુ' એવો સાક્ષાત્કાર કરાય છે આ સાક્ષાત્કાર થવાથી બુદ્ધિમા એક અનેરી પ્રસન્નતા આવે છે અને એવી બુદ્ધિને લીધે લાંબો સમય નિરંતર સવિકલ્પક સમાધિ લાગવા પછીથી અભ્યાસની પરિપક્વતાવડે નિર્વિકલ્પક સમાધિ લાગે છે આવા અતિશય અભ્યાસવડે રજોગુણના કાર્યોનો-રાગ-દ્વેષ-લોભ-મોહ-દભ-દર્પ-હર્ષ -વિષાદ-ઈર્ષા-અહંકારનો અને તમોગુણના કાર્યોનો-સશય અસભાવના વિપરિત ભાવના જડતા આળસ અને પ્રમાદ વગેરેનો નાશ થાય છે આવા પ્રતિબધો જે સાત્વિકસુખની આડે આવનારા છે તેમનો નાશ થયાથી સમૂળગી નિવૃત્તિ આવે છે આ નિવૃત્તિથી શુદ્ધ સ્ફટિકમણિના દર્પણમાં દેખાતા શુદ્ધ રૂપ સમાન સ્વચ્છતાનો ગુણ-જે શુદ્ધ અતઃકરણ નામનો છે તે ઉપજે છે પછી આખોનો દોષ દૂર થયાથી જેમ પૂર્ણચન્દ્રિકાનાં તેજ દેખાય છે, તેમ એ શુદ્ધ અતઃકરણમાથી શુદ્ધબુદ્ધિની વૃત્તિ ઉઠે છે અને એ સમયે પ્રયત્ન કર્યા વિના એ વૃત્તિ બ્રહ્મને પોતાનો વિષય બનાવે છે આ વૃત્તિનો સબધ

પરમબ્રહ્મ સાથે થયેલો હોવાથી સાત્વિકસુખ પણ બ્રહ્મમનુ થઇ જાય છે આ વાત અનુભવસિદ્ધ છે

અને એક **પ્રશ્ન** કરી શકાય છે કે "બ્રહ્મવિદોનુ બ્રહ્મસુખ અતિકલેશથી સાધ્ય થઇ શકે છે, જ્યારે મુકાબલે વિષયસુખને સાધ્ય કરવામાં કલેશ થતો નથી અને સુલભતા રહેલી છે, તો પછી જેને સુખજ જોઇએ છે તેણે સહેલાઇથી સાધ્ય થતુ વિષયસુખ સાધ્ય કરવામા શા માટે લક્ષ ન આપવુ? બ્રહ્મસુખ તો અતિક્લેશથી સાધ્ય થાય છે તો તેને માટે શુ કરવા યત્ન કરવો? શુ વિષયનુ સુખ એ વિષયનો ધર્મ છે કે અવયવોનો ધર્મ છે, કર્મનો ધર્મ છે કે શુ એ ભોક્તાનો ધર્મ છે, શુ એ દેશનો ધર્મ છે, જ્ઞાનનો ધર્મ છે કે આત્માનો ધર્મ છે? યા પ્રવૃત્તિના અભાનની સ્વરૂપને સુખ કહેવામા આવે છે કે દુ ખના અભાવને સુખ કહેવામા આવે છે?

આ બધા **પ્રશ્નોનો** ઉત્તર નકારમાજ આવે છે કેમકે બ્રહ્મસુખ એ વિષયસુખ કરતા વિલક્ષણ પ્રકારનુ છે વિષયસુખ વિષયની સમીપતાવડે પ્રથમની ક્ષણે જે સુખ થાય છે તે સુખ પછી નથી રહેતુ અહીં એમ સમજવાનુ નથી કે સુખ આપનાર વસ્તુની ગેરહાજરીથી એમ થાય છે વિષયસુખજ એવુ છે કે જે મળ્યા પછી થોડા સમય બાદ સુખેચ્છા જાગ્રત થાય છે સુખ મળ્યા પછી ફરી ફરીને વિષયસુખની ઇચ્છા કર્યાથી ફરીને સુખ મળે છે પણ તેની મધ્યવર્તી ઘડીમા સુખનુ દર્શન હોતુ નથી વસ્તુને જોયા છતા તેની સમીપતામા છતા સુખેચ્છા જાગ્રત ન થાય અને વિષય ન કરાય તે દરમિઆનની ઘડીમા સુખનુ દર્શન થતુજ નથી વળી સુખેચ્છા જાગ્રત થયા છતા જ્યા સુધી ઇષ્ટવસ્તુ મળી આવતી નથી ત્યાસુધી પણ સુખનુ અદર્શન થાય છે જે સુખ પુણ્યકર્મ કરવાથી મળે છે તે સુખ પણ પુણ્યનો અસ્ત થયા પછી અદશ્ય થઇ જાય છે ખના ભોક્તને જ્યારે વિક્ષેપ થાય છે ત્યારે પણ સુખનુ અદર્શન ય છે સુખાર્થીને જો સ્વર્ગ મળતુ નથી તોપણ સુખનુ અદર્શન થાય છે સ્વર્ગમા વસનારાઓને પણ દુઃખ થાય છે એ સાભળ્યુ છે ટાઢતડકો જ્યા જાય્યો ત્યા હોવાથી ખનુ અદર્શનજ હોય છે વિષય કર્યા છતા ભોક્તાને સુખ થયાનુ ભાનજ ન હોય તો તેપણ સુખનુ અદર્શનજ છે અને તેથી સુખ એ અજ્ઞાનનો ધર્મ નથી વિષયના સુખની વસ્તુનુ જ્ઞાન વિરક્તને હોય છે, છતા પણ એને સુખ થતુ નથી માટે સુખ એ જ્ઞાનનો ધર્મ નથી અવયવોની ચેષ્ટા અટકી ગયાથી જે સ્થિતિ થાય છે તે સ્વરૂપને સુખ કહેવામા આવતુ નથી, કારણકે સ્વપ્નાવસ્થામા અવયવોની ચેષ્ટા થતી

નથી એના સુખનું અદર્શનજ થાય છે અવયવોની ચેષ્ટા થયા છતા પણ ભોજન વગેરેમાં અતિશય ખારા–ખાર્ગ–તીખા ભોજનો વ્યથાજ આપે છે દુ ખના અભાવને પણ સુખ કહી શકાય નહીં, કારણકે મરેલા શરીરને દુ ખ થતુ નથી અને સુખ પણ થતું નથી કારણકે શરીરમાં એ વખતે ચેતન હોતુ નથી એમ સમજવાનુ નથી કે એ વખતે દુ ખ હોતુ નથી પણ દુ ખના અભાવને જાણનાર જે બુદ્ધિ એની સ્ફૂર્તિ તે તે વખતે હોતી નથી કદાચ એમ માનો કે જે અધિકમા અધિક જડ હોય તેને દુ ખ થતુ નથી તો તેને સુખજ છે એવુ પણ નથી એવુ પણ માનવાનુ નથી કે સુખની ભાવનાના રહિતપણાને સુખ સમજી લેવુ સુષુપ્તિ અવસ્થા એ પશુના જેવી અવસ્થા છે આ અવસ્થા એ સુખનુ સ્વરૂપ છે એવુ પણ સમજવાનુ નથી કારણકે એ અવસ્થામા અનુભવ હોઈ શકતોજ નથી કારણકે એ લયની અવસ્થા છે –મૂર્છાવસ્થા છે એથીજ કહેવામા આ યુ છે કે દુ ખનો અભાવ યથાર્થીજ સુખ રહે છે ત્યારે એમ પણ નથી કે સુખ એ આત્માનો ધર્મ છે સુખ એ આત્માનુ સ્વરૂપ છે આત્માનો ધર્મ નથી જો સુખ એ આત્માનો ધર્મ હોય તો ધર્મ નષ્ટ થવાની સાથે આત્માનો પણ નાશ થવાનો પ્રસ ગ ઉપસ્થિત થાયજ વળી આ યુક્તિ અનુસાર અહીં એવી શકાને સ્થાન રહેતું નથી કે જો સુખને આત્માનું સ્વરૂપ માનવામા આવે તો સુખને ક્ષણિક કહેવામા આવેલ છે એ હાલતમા જો સુખ એ આત્માજ છે તો સુખને નાશ થતા આત્માનો પણ નાશજ થાય આત્મા પોતે આકાશ પેઠે નિત્ય અને સર્વગત છે આકાશ કોઈ જગાએ નથી એમ નથી તેમ આત્મા પણ કોઈ જગાએ નથી એવુ નથી આત્માનું નિત્યપણુ શ્રુતિ સિદ્ધ કરે છે અને તેથીજ સુખનુ પણ નિત્યપણુ સિદ્ધ થાય છે યાદ રાખો સવિકલ્પસુખનુ યા બ્રાહ્મીસુખનું કે વિષયસુખનુ નિત્યપણું સિદ્ધ થતુ નથી. આત્મા એજ સુખ છે સુખ બીજુ કશુ છેજ નહીં એવો ગીતાનો બોધ છે એક બીજી શકાને પણ અહીં સ્થાન નથી અને તે એ કે– જો સુખ એ આત્માનુ સ્વરૂપ છે તો દુ ખ એ પણ આત્માનું સ્વરૂપ છે જુઓને! 'સુખી હું દુખી હું'–એવી સુખદુ ખની આ પતાનુ એમનુજ નિયમપણુ દેખાઈ આવે છે ' આ શકાનો ઉત્તર તમને પોતાનેજ વિચાર કરતા મળી આવે તેમ છે જેમ 'હુ મરી ગયો' એમ કહેવુ એ અજ્ઞાનનુ કાર્ય છે તેમ 'હું દુખી છુ એમ કહેવુ એ પણ અજ્ઞાનનુ કાર્ય છે અજ્ઞાનનુ કાર્ય હોવાથી એ મિથ્યા છે શુ સુખને એમ કહી શકે ખરો

કે 'હુ મરી ગયો'? સુખરૂપ એવો આત્મા 'હું દુખી છુ' એવુ શુ માને ખરો? અને તે છતા જો એ બોલે કે 'હુ દુખી છુ' તો એ બોલનારો આત્મા નથી આત્માને સુખ નથી કે તે બોલે જો દુખને આત્માનુ સ્વરૂપ મનાય તો એ પણ ખોટુ છે 'સુષુપ્તિમા સૂતેલો હું આજે સુખથી ઉઠ્યો' એવુ બોલે છે અહીં દુખનો અભાવ હતો એથીજ ખ થયુ એમ કહેવાતુ નથી માટે દુખ એ આત્માનું સ્વરૂપ પણ નથી જ્યારે કોઇનો પુત્ર મરી જાય છે, ત્યારે 'ઓ મારા બાપરે! હુ મરી ગયો' એવુ બાપ બોલે છે, પણ એ મોહનુ કાર્ય છે બાપ મરી ગયેલો હોતો નથી

આથી એવુ સિદ્ધ થાય છે કે સુખ એ આત્માજ છે અને એથીજ સુષુપ્તિનો અનુભવ વાણીદ્વારા વ્યક્ત કરે છે કે, 'હુ સુખથી ઉઠ્યો' આ પ્રત્યક્ષ પ્રમાણ છે સુષુપ્તિ અવસ્થા એ સમાધિદશા સમાન છે સમાધિદશામા અને સુષુપ્તિ અવસ્થામા માત્ર આત્માજ હોય છે અને આત્માજ પોતે સુખ હોવાથી અને અનુમાન થતુ હોવાથી એ સચ્ચિદાનંદ-એકરસ-જ્ઞાતા-શુદ્ધ અને સ્વસ્વરૂપ આત્માજ છે શ્રુતિ પણ એને એવોજ કહે છે "सद्घनोऽयं चिद्घन आनंदघन"

અભક્તોનુ જે કથન તમને પૂર્વે કહ્યુ તેનો જવાબ અહીં મળી ગયો, એવુ તમને જણાયા વિના રહ્યુ નહીં હશે બ્રહ્મસુખ વિષયસુખ કરતા અધિક અને નિત્ય હોવાથી બ્રહ્મસુખ માટે દુખપૂર્ણ સાધનનો પ્રયત્ન અવશ્ય કર્તવ્ય છે સુખથી સુખ આનતુજ નથી જો બ્રહ્મસુખ એ નિત્ય અને પરમસુખ ન હોય તો મુમુક્ષુઓ શામાટે તે મેળવવા પ્રવૃત્તિ કરે? લાભપ્રાપ્તિ એવી મળતી હોવાથીજ પ્રવૃત્તિ કરાય છે, એવુ પ્રત્યક્ષ પ્રમાણ છે આથી દુખ એ આત્માનુ સ્વરૂપ નથી, પણ અનાત્માનુજ છે અનાત્માનુ મિથ્યાપણુ, જડતાપણુ, દુખરૂપ પણુ સર્વ પ્રસિદ્ધ છે આત્મા વિના બીજુ દુખરૂપ છે આત્માથી બીજુ અલ્પ છે અલ્પમા સુખ નથી જે જડ છે તે આત્મા નથી તે મોક્ષસ્વરૂપ છે અનાત્મા તુચ્છ છે અને અનત્રાણ છે

અહીં એવો પ્રશ્ન કરવો ઉપસ્થિત થતો નથી કે "જ્યારે સુખને બ્રહ્મસુખ યા સાત્વિકસુખ યા આત્મા પોતે એમ કહેવામા આવ્યુ છે, તો પછી વિષયસુખ એવુ જુદુ નામ કેમ આપવામા આવ્યુ છે?" પુણ્યકર્મવશાત્ માનવીને

અંતઃકરણમાં ગમતી વસ્તુના દર્શન થતાંની સાથે સત્વનો આવિર્ભાવ થાય છે, ત્યાં આત્મા આનંદરૂપ થઇને પ્રતિબિંબિત થાય છે પ્રતિબિંબાત્માનંદ સ્ફૂર્તિજ પોતે હોઇને એનું વિષયની સમીપતાથી વિષયસુખ એવું નામ આપવામાં આવ્યું છે જેવું પુણ્યનું તાત્પર્ય તેવું સત્વનું તાત્પર્ય જેવું સત્વનું તાત્પર્ય તેવી પ્રતિબિંબસ્ફૂર્તિ અને જેવું પ્રતિબિંબસ્ફૂર્તિનું તાત્પર્ય તેવું સુખનું તાત્પર્ય હોય છે આ વડે એવું સમજાય છે કે બધા તાત્પર્યનો સાર તેવોજ સુખનો પણ તાત્પર્યભાવ છે આ કારણથી મહાન બ્રહ્મવિદો જેઓ પૂર્ણાનંદરસને પીનારા હોય છે તેઓ વિષયસુખ જે સુખરૂપ આત્માનું આભાસિક સુખ છે તેથી એની અપેક્ષા કરતા નથી આત્મા પોતેજ સુખ છે

અહીં એવો સંદેહ કરવો યોગ્ય નથી કે "આત્મા આનંદસ્વરૂપ, પરિપૂર્ણ અને સર્વગત છે એ નિશ્ચય છે, તો સુખનો અનુભવ એની મેળે બધાને થવજ, છતાં યત્ન કરવાની જરૂરજ શી? સુખનો અનુભવ થવામાટે વૃત્તિની શુદ્ધિની અપેક્ષા રહે છે જ્યાંસુધી અંતઃકરણની વૃત્તિ શુદ્ધ ન બને ત્યાંસુધી સુખરૂપ આત્મા અનુભવાયજ નહીં તમને પ્રથમ કહેવામાં આવ્યું છે કે ચાંદની રાત હોય છે અને ચન્દ્ર પણ હોય છે, છતાં આંખો સારી ન હોય તો એઉ સ્વચ્છ નથી દેખાતા કે સમૂળાં દેખાતાજ નથી તેથી તેમને જોવાથી જે આનંદ થવો જોઇએ તે થતો નથી એવીરીતે આત્માનો અનુભવ થવામાટે બુદ્ધિ પ્રસાદની અપેક્ષા રહે છે,

**૨. રાજસ્ સુખ**—વિષયેન્દ્રિયોના સંયોગથી વિષયોનો અને ઇન્દ્રિયોના સંયોગથી જે સુખ ઉપજે છે તે વિષયસુખ કહેવાય છે આ સુખ આરંભમાં અનુભવના સમયમાં સુખને અનુભવતા માનવીને અમૃતના જેવું લાગતું હોવાથી એનો વારવાર અનુભવ વધતો જાય છે અને એ કારણથી પોતાના વિષયને લગતા, અવિદ્યાથી ઉપજતી કામનાવાળા કર્મોને તે વધારતોજ જાય છે આ પ્રકારના સુખને વિષયસુખ કહેવામાં આવે છે આ વિષયસુખથી માનવી પોતાના કર્મના ફળની આસક્તિવાળો હોઇને જેમ ઝેરથી હણાય છે તેમ એ હણાય છે માટે તેને રાજસ સુખ કહેવામાં આવે છે કામના ઉઠતાંની સાથે એ વિષયસુખ આથી પોતાને જોડે છે અને એથી અવસાન થયા બાદ અનેક શરીરો ધારણ કરે છે તેની 'મરે છે, જન્મે છે, પાછો મરે, પાછો જન્મે

છે' એવી રેટમાગ ચાર્યાજ કરે છે આવા સુખને રાજસ સુખ કહેવામાં આવે છે આવુ વિષયસુખ રજોગુણથી મમનાથી અનુભવાતુ હોય છે.

**૩. તામસ્ સુખ**—સુખની ઉત્પત્તિના સમયે અને એની સાથે જ્ઞેય થવાની સાથે અને પરિણામમવે-અવસાન સમયે પણ આત્માના સત્અસત્ના વિવેકનો હેતુ જે બુદ્ધિ તે કુઠિત થય છે એમા જડતા હોય છે તેથી વિવેક શક્તિ જતી રહે છે અને એથી આળસ અને પ્રમાદથી ઉપજતુ જે સુખ તેને તામસ સુખ કહેવામા આવે છે આ સુખમા ખાસ કરીને નિદ્રાનુ પ્રાધાન્ય હોય છે આળસથી ઉપજતુ, બુદ્ધિની જડતાથી ઉપજતુ અને બુદ્ધિની પરવશતાથી ઉપજતુ જે સુખ, તે તમોગુણનુ કાર્ય હોવાથી, તમોગુણથી ઉપજતુ હોવાથી તામસ સુખ કહેવામા આવે છે

આ ત્રણે પ્રકારના સુખોની વ્યાખ્યા બધા ૠષિમુનિઓ એક સરખીજ કરે છે અને બ્રહ્મસુખનેજ એટલે સાત્વિકસુખનેજ સુખ ગણે છે આત્માજ પોતે સુખ છે એવુ એઓ કહે છે આ સુખ વડેજ પ્રાણીમાત્ર જીવી રહેલા છે શ્રુતિ પણ એવુજ કહે છે કે "एतस्यैवानन्दस्य भूतानि मात्रामुपजीवन्ति।" મોક્ષાર્થીઓએ રાજસતામસ સુખોની ઉપેક્ષા કરવી પડે છે

પ્રભુપ્રેમીઓ! આપણે રાજસ અને તામસ સુખની વાત કરીએ કારણકે જનતા બહુધા બ્રહ્મસુખ તરફ રૂચિવાળી હોતી નથી તેમને શારીરિક સુખની વાતોજ સાભળવી ગમે છે શારીરિક સુખને અતે દુ ખ હોય છે સતપુરૂષો આ વિશ્વને દુ ખપૂર્ણ કહે છે પણ જો વિધિથી કર્મ કરવામા આવે તો વિશ્વ સુખ આપનારૂ થાય છે જ્યારે તમે પરદેશ જવા નીકળો છો, ત્યારે મોટર આગગાડી વિમાન, પાલખી, બેલગાડી કે ઘોડાગાડી તમને મળતા તમે તમારી મુસાફરી સુખવાળી માનો છો જ્યારે ચાલવુ પડે છે, ખારાભાભલા પાણી પીવાના મળે છે, મન ગમતા ખાવાના પદાર્થો મળતા નથી ત્યારે એ મુસાફરી તમને દુ ખવાળી લાગે છે આમ ચઢતા ઉતરતાં સુખો અને દુ ખો તમને મુસાફરીમા થાય છે, તેવુજ આ સ સારની મુસાફરીમા પણ હોય છે કોઇવખત વ્યવહારમા મુશ્કેલી, નુકશાન અડચણ અપમાન, મ દવાડ ઈત્યાદિ પ્રસ ગોપાત આવી પડે છે, તે વખતે આવા દુ ખોને ભોગવવા તૈયાર રહેવુ જોઇએ સુખનાં સાધનો સ પાદન કરવામા પણ દુ ખ વેઠવુ પડે છે તે વેઠયા વિના સુખની

વસ્તુ મળતી નથી એમજ પૂર્વના કર્માનુસાર દૈહિક-દૈવિક કે ભૌતિક દુ ખો પણ ભોગવવાનાં થાય છે તે ભોગવવાને ભક્તો તો ઈન્કાર કરતા નથી, પણ અભક્તો કકળી ઉઠે છે આ હાલતમા બ્રહ્મસુખ માટે વેઠાતુ કષ્ટ નિરર્થક જતું નથી એ સુખ અનુભવવાથી-વિષયસુખ ભોગવવાથી હાનિ થાય છે-એવી હાનિ થતી નથી બ્રહ્મસુખ નિત્યનિરતર અનુભવવાનું આવે છે એક સુખ ભોગવ્યા પછી વચલો ગાળો વિના અનુભવનો આવતો નથી આત્મા નિત્ય છે, આત્મસુખ નિત્ય છે, સુકાબને વિષયસુખ કોઈ વિસાતમા નથી ભક્તો સહન કરે છે અને અભક્તો અધીરા બને છે સુખ તો જોઈએ છે પણ આવડત વિના માનવી સુખની શોધમા દુ ખ વ્હોરી લે છે અને સુખ આવતુ નથી બુદ્ધિવાનનેજ શ્રમ સફળ થાય છે

વિષયસુખ માટે તે મળ્યા પછી આવતા દુ ખ માટે અને તે મેળવવાના પ્રયત્નો કરવામા જે દુ ખ થાય તે માટે પ્રભુને દોષ દેવાનો ન હોય સુખની ઈચ્છાથી યત્ન કરતા અને દુ ખથી દૂર થવાના યત્નો કરતા જે કાંઈ થાય છે તેમાં પરમેશ્વરને શા માટે દોષ દેવો જોઈએ? આત્મસુખપ્રાપ્તિ એ પણ તમારી ઈચ્છાની વાત છે, તો તેમાયે પ્રભુને શા માટે દોષ દેવો? તમારી બુદ્ધિવૃત્તિ શુદ્ધ ન થાય અને બ્રહ્મસુખ આવી ન મળે તેમા પણ પ્રભુને શો દોષ દેવો? સતપુરુષો દુનિયાને દુ ખભરેલી એટલામાટે કહે છે કે માનવીઓને સુખ લેતા આવડતુ નથી અને તે કારણેજ તેઓ સ્વાર્થ અને પરમાર્થ બેઉ બગાડે છે, માટે પરમાર્થ માટેજ ધ્યાન આપવાનુ સૂચન કરે છે

**દૃષ્ટાંત:**-શ્રીમદ્ ભાગવતના મહાત્મ્યમાં આ વિષયને સ્પર્શે એવી એક કથા છે આત્મદેવ નામનો એક બ્રાહ્મણ હતો વેદ અને શાસ્ત્રો પણ ભણેલો હતો અને ગામમા એની પ્રતિષ્ઠા પણ સારી હતી, આર્થિક દૃષ્ટિએ પણ આત્મદેવ સુખી હતો, છતા એને એક સુખની કમીના લાગતી હતી અને તે પોતે અપુત્રવાન હતો તેની આ કમીના પૂરી કરવા એણે પુષ્કળ જપ, વ્રત દાન પુણ્યાદિ કર્યાં હતાં, છતા આશા પૂરી ન થવાથી મહાન દુ ખી થઈ એણે આત્મઘાત કરવાનો નિશ્ચય કર્યો

પ્રભુપ્રેમીઓ! જુઓ! જે સાધનો કરવાથી બ્રહ્મસુખની પ્રાપ્તિ થાય છે, તેજ સાધનોનો એણે દુરુપયોગ કર્યો અને તે વિષયસુખ-પુત્રપ્રાપ્તિની કામ॥

અર્થે કર્યો છેવટે અનિશ્ચિતને પકડવા-વિષયસુખને મેળવવા, નિશ્ચિત-બ્રહ્મસુખને છોડવામાં એની સ્થિતિ ધોબીના કૂતરાની સ્થિતિ જેવી થઇ પડી એને કમોતે મરવાનો વિચાર કર્યો, પણ એક તપોનિષ્ઠ ઋષિનો સંગ થવાથી એ આત્મઘાત ન કરી શક્યો આત્મદેવે જોયું કે એ ઋષિ મહાસમર્થ હતા એટલે એમને વળગીજ પડ્યો કે " મહારાજ ! ક્યાં તો પુત્ર આપો, ક્યાં તો મારા આત્મઘાતનું પાપ વ્હોરો ! ' ઋષિએ એને બહુબહુ સમજાવ્યો પણ બધું વ્યર્થ ગયું અંતે ઋષિએ એક ફળ એની પત્ની ધુંધુલીને ખાવા માટે આપ્યું અને એ દ્વારા એને ત્યાં પુત્ર થશે એવું કહ્યું

આત્મદેવ પ્રસન્ન પ્રસન્ન થઇ ગયો, પણ એણે ચિંતવેલા વિષયસુખનું પરિણામ દુ ખમાં પરિણમ્યું ધુંધુલીના કાવાદાવાની એને સમજ ન પડી વિષયસુખ પ્રાપ્તિમાં આવા કાવાદાવાઓ મુખ્ય ભાગ ભજવે છે અને તે મારફતે આત્મદેવને પુત્રનો પિતા કહેવડાવવાનું સુખ તો મળ્યું, પણ એજ પુત્ર ધુંધુકારી મોટો થતાં તેનાથી આત્મદેવને એવો દુ ખથી ભરેલો અનુભવ મળ્યો કે છેવટે એને કપાળમાં ઠીક મારી કહેવું પડ્યું કે –चन्ध्यत्वं तु समीचीनं कुपुत्रो दु खदायक । અને નિશ્ચય પર આવ્યો પાછો મરવાના અને બીજો કોઇ માર્ગ જડ્યો નહીં એ બોલ્યો કે –

> क्व तिष्ठामि क्व गच्छामि को मे दु ख व्यपोहयेत् ।
> प्राणांस्त्यजामि दु खेन हा कष्ट मम संस्थितम् ॥

અર્થાત્ ' અરેરે ! મારા આ દુ ખના નિવારણ માટે હું ક્યાં જાઉં અને શું કરું ? ફક્ત આ કષ્ટમાંથી બચવા હું પ્રાણ તજીશ ' ત્યારે એના ગોકર્ણ નામના છોકરાની સલાહથી વનમાં ગયો અને આખરે નિશ્ચિત એવા બ્રહ્મસુખની પ્રાપ્તિના સાધનો જે વિષયાંધતાના કારણે ભૂલાઇ જવાયા હતા તેનું અનુસંધાન કરી તે બ્રહ્મસુખને પામ્યો અસ્તુ

આ દૃષ્ટાંત દ્વારા તમને મારા ઉપરના કથનોમાં બરાબર સમજ પડશે, છતાં અત્યારના દેશકાળના અનુરૂપ એક ગૃહસ્થાશ્રમીનું દૃષ્ટાંત કહું, જેમાં બન્ને જીવ બ્રહ્મસુખના માર્ગે પડ્યા છે – .

દૃષ્ટાંતઃ—સૌરાષ્ટ્રના કોઇએક ગામમાથી એક ગરીબ વાણિયો આજીવિકા અર્થે મુંબઇ આવી સ્થિર થયો હતો બાળપણમા ઇશ્વરભક્તિ અને ધર્મપરાયણતાના બીજી વવાયલા હતા છતા ધમાલીયા જીવનમા મુંબઇમા એ બધુ એ ભૂલ્યો અને પૈસો ભેગો કરવામા મન દૃઢ થઈ ગયુ ધીમેધીમે એની ગણતરી શેઠમા થવા લાગી અને સમાજમા એ શેઠ ગણાવા લાગ્યો લગ્ન પણ મુંબઇમાજ થઇ ગયા અને ઘેર એક પુત્ર પણ થયો વિષયસુખમા આમ મસ્ત બની એને જેમજેમ સુખ મળતુ જાય તેમતેમ નિરાશ થઈ વધુ ને વધુ સુખ મેળવવા પ્રયત્ન કરે અને આશાનો ગુલામ બની કુતરાના જેવા ફાંફા મારે તે વખતે એને કાળનુ ભાન હતુ નહીં પુત્ર મોટો થયો હતો અને તેને પણ પરણાવ્યો હતો, છતા આશાના બધનો ઢીલા પડેજ નહીં છેવટે પોતાની પત્ની પણ મરી ગઇ, પણ એની આખો ખૂલી નહીં ઉલટો પુત્રને માટે મમતા રાખતો વધુ ને વધુ ધન મેળવવા ફાંફા મારવા લાગ્યો

એવામા ઓચિતો એ વાણિયાનો જુવાનજોધ પુત્ર પણ મરકીનો ભોગ થઇ મરી ગયો ડોસાએ હાથ ઘસવા માડ્યા જે કોઇ આશ્વાસને આવે તે તો ડોસાને એમ ન કહી શકે કે "કાકા! બહુ સારૂ થયુ કે તમારો છોકરો મરી ગયો, હવે તમને માયા ઓછી વળગશે" પણ દીકરાની વહુ બહુ શાણી અને સારૂનરસુ પારખે તેવી હતી તેને સસરાજી આટલી વૃદ્ધવયે પણ ધનને માટે આટલીબધી ધમાલ કરે તે ગમતુ નહીં હવે તેને કહેવનો મોકો મળી ગયો ખૂણામા, મોઢામોઢ કહ્યુ કે "બાપાજી! હવે રહ્યે કાંઈ દહાડો વળવાનો છે? હવે તો તમે જેને માટે તમારી જીદગી ઘસી કાઢી તે તો ગયા છે અને તમારી આખા જીવનની મહેનત વ્યર્થ ગઈ છે માટે હવે બાકીની જીદગી સુધારો આ બધુ ધન હવે કાઇ કામનુ નથી રહ્યુ માટે એનો સદુપયોગ કરો અને પ્રભુપ્રીત્યર્થે એને વાપરો પ્રભુની પ્રીતિ એજ તમને સાચુ સુખ અને સાચી શાતિ આપશે"

પ્રભુપ્રેમીઓ! જુવાન વહુનો આ ઉપદેશ ડોસાના હૃદય સોસરવો ઉતર્યો અને એણે અને વહુએ બેઉ જણાએ પોતાનું શેષજીવન એવા સાધનો કરી વિતાવ્યુ કે બેઉને અક્ષય સુખ–બ્રહ્મસુખ પ્રાપ્ત થયુ. અસ્તુ જો આ ડોસાનો છોકરો જીવતો રહ્યો હોત તો આ વૃદ્ધ ગૃહસ્થ મમતાનો માર્યો લોભમુક્ત

થવાનો ન હતો; એવું આ લોકનું અને પરલોકનું બધું બગડવાનું હતું. તેજ પ્રમાણે પેલી વિધવા વહુ જો કોઇ નારકી કીડા સમા વિષયીના પનારે પડેલી હોત અગર તો વિધવા થયા પછી કહેવાતા સંસાર–સુધારકોના વાણીચક્રમાં અવટાઈ ગઈ હોત તો તેણીની બુદ્ધિવૃત્તિ બદલાઇ જતાં એના મનમાં કદાપિ શાંતિનો સંચાર થયો ન હોત અને પોતાના સસરાને પણ આવો સુંદર ઉપદેશ આપી શકી ન હોત. માનવજીવનનું રહસ્ય પ્રભુપ્રેમ, શોકમુક્તિ અને સંસાર-બંધમુક્તિમાં રહેલું છે.

વાહ! પ્રભુપ્રેમીઓ! એક વખત વાત કરી છે અને ફરીને એની એ વાત કહું છું–"જ્યાંસુધી વિશ્વની હયાતિ હોય અને જ્યાંસુધી શરીર હોય ત્યાંસુધી પ્રાણી દુઃખ ભોગવ્યા વિના રહેતુંજ નથી. જુઓ! બ્રહ્મા કામાતુર થઇને પુત્રિ પાછળ દોડ્યા. પુત્ર મરીચિએ ઠપકો આપ્યો એટલે પોતે શરમાઇ ગયા અને એમણે પોતાનુ તે શરીર ત્યજી દઈ બીજું ધારણ કર્યું. પૂર્વે કોઇ નથી કર્યું અને પ્રાણીને દુઃખ આવી પડે છે એવું નથીજ. દુઃખ સુખ પ્રાણીના કૃત્યનો બદલો છે અને મનની એ માન્યતા છે પ્રાણીના અખત્યારમાં નથી અને પ્રાણીની બુદ્ધિમા એ આવતું નથી કે 'કેમ અને ક્યારે કર્મના ફળનો પરિપાક થાય છે અને એને ભોગવવાનું થાય છે.'

અત્યારસુધી જે વાત થઇ તે 'દુનિયામાં અને ગૃહસ્થાશ્રમમાં રહીને પણ જો સુખ જોઇતુ હોય તો તેની કિંમત–દુઃખમાં આપવીજ પડે છે' તેની થઈ અને હવે બીજી વાત એ કહુ છું કે જો સાત્વિક યાને આત્મસુખ જેને જોઇને તેણે તેની કિંમત–ત્યાગમાં પણ તે સાત્વિકરીતે આપવાની હોય છે. ત્યાગ એ દુઃખ છે. શરીરને અને મનને સંયમિત કરવાનો શ્રમ લીધા વિના, પ્રારબ્ધવશ થયા વિના, શરીરને કસીને સહિષ્ણુ બનાવ્યા વિના, સ્વયં ત્યાગ આવી જતો નથી આવો ત્યાગ ભગવાનને સ્વાર્પણ કરવાથી જલદી સિદ્ધિ મળે છે પ્રભુને સ્વાર્પણ થઈ જવુ એ આત્મસુખનુ મૂળ અને ઉત્તમ કોટિની કળા યા વિદ્યા છે, જે માનવીઓએ શીખી લેવી જોઇએ. ભગવાનના શરણમાં–કોઇ, પણ પ્રકારનુ દુઃખ નથી, પણ સદાનું સુખ અને સદાનો આનંદ છે. ભગવાનનું શરણ સ્વીકાર્યાથી દોષવાળાં કર્મ થતાં નથી. વળી તેમ થતાં નિર્દોષ જીવન ગાળવાની બુદ્ધિ આવે છે અને કરેલાં કર્મો બંધનકર્તા થતાં નથી. બારમા

અધ્યાયમાં આ વાત ભગવાને સ્પષ્ટ કરી છે કે "ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः." જ્યારે માનવીને ઈશ્વરના શરણે જવાની ઈચ્છા થાય છે ત્યારે તે-જપ, તપ, વ્રત, યજ્ઞ, યોગ-યામ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ-નામસ્મરણ કીર્તન, કથાશ્રવણ, પાદસેવન, આત્મનિવેદન, દર્શન, પૂજન, દાસ્યભાવ, સખ્યભાવ-આદિનો કરવાને મંડી જાય છે આ બધુ ચિત્તશુદ્ધિ માટે કરવામા આવે છે

સનાતન ધર્મના અંતર્ગત બહુ પંથો છે જેને જે પંથ રુચે તે પ્રમાણેની શિક્ષા પ્રમાણે આચરણ કરે તેનું મોક્ષની સિદ્ધિનું ધ્યેય સરે છે. બધા પંથોની શિક્ષાને જાણવાની કે આચરવાની કોઈ જરૂર રહેતી નથી સનાતનધર્મના પંથ-"બ્રહ્મચર્ય-સત્ય-ઇન્દ્રિયનિગ્રહ-દીનતા-ઈશ્વરેચ્છાધિનપણું-પ્રભુપ્રેમ-ઈશ્વરાવતારનું આરાધન-નિર્ગુણોપાસના-પ્રેમમયતા-પ્રાણીસેવા-મૂર્તિપૂજા-દાન-ત્યાગ-ધ્યાન" છે એમ ખાસ એક વસ્તુનુજ શિક્ષણ આપે છે અને તે એમના અનુયાયિઓ ઉત્સાહપૂર્વક એ શિક્ષાને અનુસરે છે જો કે આ એકજ વસ્તુને મોક્ષસાધન બનાવ્યાથી આ લોકોને મોક્ષાધિકારી થતા અને સિદ્ધિ મેળવતા બહુ વિલંબ થાય છે, પણ વૈરાગ્ય અને આત્મજ્ઞાનની ઉણપને લીધે એ અનિવાર્ય છે આસક્તિરહિત થવુ અને આત્મશોધન કરવુ એમનાથી બની શકતુ નથી સનાતનધર્મ વેદાંતનોજ પ્રચાર કરે છે દરેક પંથો એ વેદાંતનેજ માને છે વેદાંત એટલે નિવૃત્તિમાર્ગ. આમ છતાંયે સનાતનધર્મના આચાર્યોએ જુદા જુદા પંથો રચવા પડે છે માનવીઓની ભિન્ન ભિન્ન પ્રકૃતિના કારણથી અને અધિકાર રહિતપણાને લીધે એકદમ વેદાંત સમજવાની શક્તિ આવતી નથી

પરન્તુ આ પંથોની ખૂબી એવી છે કે-આ પંથોના અનુયાયિઓમા પ્રભુપ્રેમની એવી તાલાવેલી હોય છે કે તેમા ધર્મના બધા નિયમો આવી જાય છે આવા ભક્તમાં વૈરાગ્યનુ બળ એટલુ બધું આવી જાય છે કે તેમાં બધા ધર્મોના વિષય આવી જાય છે આવા ભક્તમાં આત્માનુ એવુ ચોક્ખુ જ્ઞાન આવી જાય છે કે સ્વસ્વરૂપાનુભવમાજ બધા ધર્મોના નિયમો આવી જાય છે આવીરીતે આ ભક્તના અંતરના ઊંડાણમાથી એવી પ્રાર્થના નીકળે છે કે જેમા ધર્મના બધા નિયમો આવી જાય છે આથી કોઈ કોઈ વખત એવુ બની જાય છે કે-આત્મજ્ઞાનનુ ફળ વૈરાગીને, ભક્તને, હરિજનને, જ્ઞાનીને એક સરખુ ફળ-આત્મસુખનુ-સરખુ મળે છે

શક્તિના પ્રમાણમાં, જ્ઞાનના પ્રમાણમાં, તમે જે પંથમાં હો, એ પંથમાંથી પૂર્વોક્ત એક વસ્તુરૂપ કૂંચી જરૂર મેળવી લેવી ઘટે કે બધા પંથોનુ તારતમ્ય મળી જાય. પંથમાંની આવી જરૂર મેળવી લેવી ઘટે, જો કે આ સહેલું નથી. એ બધાંને પણ સુલભ નથી. એ માટે, રાતદિવસ દીલમાં પ્રભુપ્રેમ જાગ્રત રાખવાની જરૂર હોય છે. પ્રભુપ્રેમની જાગ્રતિ તમારી પાસેથી માગે છે મોક્ષની અપેક્ષા, તમન્ના, સદ્‌ગુરુનુ શરણું, સત્સંગ, ધ્યાન અને સમાધિ, તેમજ તમારાપર ઇર્ષા કરનારાઓના સ્વભાવને અને તેઓ ઉભી કરે તે, અડચણોનો ધીરજથી સામનો કરવાની દૃઢતા.

દૃષ્ટાંતઃ–કોઇએક સંતપુરૂષની વૃત્તિ અને ઉપદેશ બહુ અસરકારક હતા અને તેમની રહેણી કરણી પણ ઉત્કૃષ્ટ હતી જનતાના તે માનીતા હતા. તેમના ઉપદેશનો લાભ બહુ લોકો લેતા હતા આ પ્રમાણેનું લોકોનું તેમના તરફનુ આકર્ષણ, વધતી જતી ભક્તિ અને સંતના શિષ્ય સમુદાયમાં થતો જતો વધારો કેટલાક વિઘ્નસંતોષીઓથી સહન થઇ શક્યો નહીં. વિના કારણ અને વિના સ્વાર્થે આ લોકો બળવા લાગ્યા અને સંતને બટ્ટો લાગે એવી બનાવી બનાવીને વાતો કરવા લાગ્યા. આ કારણથી એક માણસે એમને પૂછયુ " મહારાજ ! કેટલાક લોકો આપની નિંદા શા માટે કરે છે ? " સંતે જવાબ આપ્યો " બચ્ચા ! રસ્તા-પર આવેલાં પાકા ફળવાળાં વૃક્ષો ઉપર બાળકો પથરા મારે છે તે તમે જોયુ છે ને ? આ માણસો એવાં બાળકો જેવાં છે. ગુરૂઓ, ઉપદેશકો, પંડિતો, કથાકારો, હરદાસો અને જાહેરમાં આગેવાની ભરેલો ભાગ લેનારાઓ એ પેલા પાકાં ફળવાળાં વૃક્ષો જેવા છે તેમની કીર્તિરૂપી ફળ પાકવા લાગે એટલે પેલા બાળકો જેવા માનવીઓ વાગ્બાણુના પત્થરો કેમ ન ફેંકે ? અદેખા લોકોને કીર્તિ-રૂપી ફળોને તોડી પાડવાં બહુ ગમે છે. તેઓનો સ્વભાવજ નિંદા કરવાનો હોય છે. એના નિંદકોના બોલવા તરફ લક્ષ આપાય નહીં. સારાં કામો અને તેમના કરનારાઓ પર પોતાની ખરાબ વાણીરૂપ પત્થરો ફેંકવાની તેમને ટેવ પડેલી હોય છે તેમાં આ ગુરૂઓ, ઉપદેશકો, કથાકારો વગેરેનો દોષ હોતો નથી. જો વાંક હોય તો તેમની પ્રસિદ્ધિનો છે. આ પ્રસિદ્ધિને એ પેટબળ્યા માણસો સાંખી શકતા નથી. શાસ્ત્રો એવા લોકોને બાળકો કહે છે આવા લોકોના બોલવા તરફ લક્ષ આપવું નહીં જોઇએ. ડરવું એને લજ્જા કહેવાય છે. પ્રભુના માર્ગમાં આવી લજ્જા જરાપે રાખવી નહીં જોઇએ. નમાલા અને નકામા માણસોની કોઈ નિંદા કરતું નથી. "

વળીપાછા આ સાધુ હંસતાહસના બોલ્યા "જેમ નિંદા થાય છે તેમ બેવડા ઉત્સાહથી કામ કરવાની ભગવાન અને આજ્ઞા કરે છે. કંગાળ મનુષ્યોની કોઈ નિંદા કરતું નથી. નિંદા થાય છે–કામ કરવામાં વિલક્ષણતાવાળા લોકોની, જેનું કાર્ય અસરકારક હોય એવા માનવીઓની, જેના કામ પ્રત્યે જનતાનું વધુ આકર્ષણ હોય એવા આદમીની, જે ખુશામત ન કરતો હોય એવા આદમીની, જેના કાર્યમાં સ્વાર્થત્યાગવૃત્તિ હોય એવા આદમીની, જેનામાં સ્પષ્ટવક્તાપણાનો ગુણ હોય તેવાની અને જેઓ લોકોની આંખમાં ખૂંચે એવા હોય એમની. માનવી પોતાનાથી વિશેષ ગુણવાળાને સાંખી શકતો નથી. એ એક મુખ્ય કારણ એને નીચ અને નિંદક બનવાનું હોય છે. નિંદક આવી નીચતાને શોધનારો હોય છે. નીચતાને શોધતાં નીચતાનુંજ તેને ચિંતન થતું હોવાથી એના સારા ગુણો પણ ચાલ્યા જાય છે. man is known by the company he keeps, અર્થાત્ માણસ જેવાઓનો સંગ કરે છે તેવીજરીતે તે ઓળખાય છે–આ અંગ્રેજી કહેવત પ્રમાણે માનવીઓના દુર્ગુણોનું ચિંતન થવાથી પોતાનું અધઃપતન કરે છે. શાસ્ત્રોએ દ્વેષ જોવાની મના કરી છે. તેમ જેને ભજો તેવા તમે થાઓ. માટે જો નિંદા કરવાનો સ્વભાવ જે માનવીઓ છોડી ન શકતા હોય તેવાએ ભગવાનની અને મહાત્માઓનીજ નિંદા કરવી, પણ સામાન્ય મનુષ્યોની ન કરવી જોઇએ. આ જોકે મારૂં મંતવ્ય છે, પણ નિંદા કરનારને પાપ કરતો બચાવવા સામાન્ય માનવીઓની નિંદા ન કરવા અને પ્રભુની નિંદા તથા મહાત્માઓની નિંદા કરવાનું કહું છું. આથી નિંદકનું હિત થાય છે તેથી તે મંતવ્યથી નિંદકનું અહિત થવાનુંજ નથી. ભગવાનને અને મહાત્માઓને એમના નિંદકને જોઇને હસવું આવે છે. બીજું એક રહસ્ય યાદ રાખવા જેવું છે" જેનાં નિંદ્ય કર્મો છે, તેની નિંદા ન કરશો. તેમના નીચ ગુણો તમારામાં આવી જશે. રાજસ અને તામસ બુદ્ધિ–વૃત્તિ અને ધૃતિ માનવીઓને નિંદક અને દ્વેષી બનાવે છે, તેથી તેઓ બીજાઓનું અને પોતાનું પણ અહિત કરનારા બને છે. જગતમાં જો અશાંતિ થાય છે તો દ્વેષી અને નિંદક સ્વભાવના માનવીઓથીજ થાય છે.

દૃષ્ટાંતઃ–પ્રતાપચંદ્ર નામના એક ભક્ત આજથી ચારસો વર્ષ પહેલાં થઇ ગયા. તેઓ સંયુક્તપ્રાંતના ઠાકોર જાતિના ક્ષત્રિય હતા. તેઓ બંગાલમાં આવી વસેલા હતા. તેમના આચાર વિચાર બધા બંગાલી થઈ ગયેલા હતા. તેમની

પાચમી પેઢીનો પૂર્વજ બગાલમા આવીને વેપારથી નિર્વાહ કરતો હતો ધીરે ધીરે એમનો ધધો વ્યાજવટાવનો થયો હતો ખાસ કરીને ધીરધારનો ધધો સોનાના દાગીના ગીરો રાખીને વ્યાજથી નાણા ધીરવાનો હતો આ ધધામા પ્રતાપચદ્રે લોકોમા અને લોકોએ પ્રતાપચદ્રમા ભારે વિશ્વાસ પેદા કર્યો આ વિશ્વાસ એટલી હદસુધી પહોચ્યો કે ' લોકો પોતાનું ઝવેરાત એક ડબ્બામા ભરી, સીલ કરીને લાવે અને પ્રતાપચદ્રને કહે કે આટલી કિંમતનુ છે પ્રતાપચદ્ર તેમના ઝવેરાતને આકર્યા વિના, જોયા વિના તેમના પર વિશ્વાસ કરીને તેમને એક કબાટમા મૂકવાનુ કહે એ ઝવેરાત મૂક્યા પછી નાણા લેનારને અમુક વર્ષનુ વ્યાજ કાપી લઇને નાણા ધીરે અને ચોપડામા એની નોધ કરી લે જ્યારે નાણાં ભરપાઈ કરવા લોકો આવે ત્યારે હિસાબ કરીને નાણા જમે કરે અને પ્રતાપચદ્ર તેમને તેમનો ડબ્બો શોધી કાઢીને, ઓળખીને લઇ જવાનુ કહે આ વખતે લોકો પણ પોતાનો ડબ્બો ખોલ્યા વિના કે તપાસ્યા વિના લઇ જાય. આ એક શ્રેષ્ઠતા આ ધધાની અને એ ધધો કરનારાના પ્રમાણિકપણાની દૂર દૂરના લોકોમા અને ગામોમા પ્રસિદ્ધિને પામી જો કે આ કામમા લોકોની શ્રદ્ધા અને વિશ્વાસનો પણ હિસ્સો હતો, પણ શ્રેષ્ઠતાનુ કારણ પ્રતાપચદ્ર અને મૂળમા તેમની પ્રભુ પ્રત્યેની અનન્ય ભક્તિ અને અનન્ય યોગ હતો) અને ભગવાનની એક લીલાનુ વિધાન હતું ભગવાન ચાહતા હતા–પ્રતાપચદ્રની કસોટિ કરીને એમને પોતાના કરવાનુ આ વાત બધા લોકો ન સમજી શકે

એ ગામમાં ચાર માણસો દ્વેષી અને નિંદક સ્વભાવના હતા તેઓના દીલમા ભડકા થવા લાગ્યા તેમના દીલ સળગી ઉઠ્યા, અને એકબીજાને અને એમના મનને કહેવા લાગ્યા અરે! આ પરદેશીને લોકો આટલી બધી ઇજ્જત કરે અને આપણને તો લોકો ગણે જ નહીં?' હવે પ્રતાપચદ્રની જેમ પાકા ફળને બાળકો પથરા મારીને પાડે તેમ આ ચડળ ચોકડીએ નિંદા કરવાનો નિર્ધાર કર્યો પ્રતાપચદ્રની આ કીર્તિથી તેમને કશું નુકશાન થતુ ન હતુ પેલાઓનો ધીરધારનો કે વ્યાજવટાવનો ધધો ન હતો પ્રતાપચદ્રની પ્રસિદ્ધિજ તેમને ખૂચતી હતી તેઓ ત્યાના કાજીને મળ્યા કાજીને ધર્માધિપણાને લીધે એક ચુસ્ત સનાતન ધર્મિષ્ટ હિંદુ પર હિંદુનીજ મદદથી આફત ઉતારવાનુ ગમ્યુ અને એણે એક બાવતરૂ કરવાની રજા આપી

* આ ચારેજણાઓ લોકોની માફકજ ઝવેરાતના ભરેલા ડબ્બાની માફકજ ડબ્બાઓમા માટી અને કાંકરા તેમજ પથરા ભરીને સીલ કરીને લાવ્યા અને

એમને જેટલા પૈસા માંગ્યા પ્રતાપચંદ્રે દુકાનમાં તેમના ડગલા મુકાવ્યા પછી ચોપડામાં નોંધ કરી નાખ્યાં આપ્યાં ગોમ મંદિના નિત્યા બાર આ ચારેજણા નાણાં ભરપાઈ કરાવવા આવ્યા પ્રતાપચંદ્રે હિસાબ કરીને નાણાં જમે કર્યા આ ચારે જણા દુકાનમાંથી પેલા ડગલા ઓળખીને લેવા માગ્યા અને એમના ડગલાને એઓ પ્રતાપચંદની દુકાનમાં તેમની હાજરીમાંજ ખોલવા લાગ્યા પ્રથમ ડગલો ખોલનાર અંદરથી પથરા કાઢીને અને બતાવીને ન બોલવાનાં વચનો બોલવા મંડ્યો એ ટંટો કરવા લાગ્યો અને પ્રતાપચંદને ગળે પડ્યો ઘરેણાં માગવા લાગ્યો બીજાઓ પણ એમના ડગલાઓ ખોલીને પથરા બતાવીને પ્રતાપચંદને ભાંડવા મંડ્યા પ્રતાપચંદની આબરૂને બટ્ટો લાગે અને ન છૂટે એવું આ બધા ચારે જણા બોલવા લાગ્યા અને ઘરેણાં માંગવાને આડો જમાવી બેઠા ત્યાં પેઢીદ્વારમાં લોકોની જમાવટ થઈ ગઈ

આ ચારે જણા લોકોને સંભળાવવા લાગ્યા ' અરે! ભલો ભગત! ભલો વેપારી! ભલો શાહુકાર! અરે, સત્યવાદી હરિશ્ચંદ્ર!" એકઠા થયેલા લોકો પણ સૂરમાં સૂર પૂરાવવા લાગ્યા લોકો તો આજ આમ બોલવાના અને બીજે દિવસે બીજું બોલવાના નીચું માથું કરી પ્રતાપચંદ બધું શાંતિથી સાંભળતા હતા કદાચ આ વખતે એ કાંઈ બોલે તો આ ચારને સાચું માનવાનું 'તો હોયજ શાનું' એમણે તો એમની અપકીર્તિ કરવી છે અને ઉશ્કેરાયલા લોકો એમનું કહેવું સાચું ન જ માને. જનતા એવીજ હોય છે

આવો ખૂબ ભવાડો કર્યા પછી એ ચારેજણા ગયા ગામના કાજી પાસે કાજીએ પ્રતાપચંદની મિલ્કત જપ્ત કરી ઘરપર સીલ લગાવ્યા પ્રતાપચંદની સાધ્વિપત્ની એમની સેવાને સાથે લઈને પહેરેલે કપડે ઘરમાંથી નીકળી પિયર તરફ જવા લાગી આ ચારે નીચનોકોએ કાજીને કહ્યું "પ્રતાપચંદની પત્ની માલતી ઘરમાંથી મિલકત લઈને પિયર જાય છે' કાજીએ તેણીને પકડી મંગાવી સેવામાં એક સોનાની બાળમુકુંદની મૂર્તિ હતી તેને જપ્ત કરવામાં આવી અને માલતીને જેલમાં પૂરવાનો હુકમ કર્યો માલતીએ જેલના 'નાજરને' પોતાના પતિ સાથે પોતાને રાખવાને વિનતી કરી, જે એ ભલા નાજરે સ્વીકારી પ્રતાપચંદને તો પ્રથમથીજ જેલમાં પૂરી દેવામાં આવ્યા હતા આ બેઉ ભગવાનના ભક્તો તો હતાજ, પણ આ બેઉજણાઓનો બાળકપુત્ર મરી ગયા પછી અધિકા

ધિક અભિમાન થયાં હતાં. મિલકત જપ્ત થયાનો કે નાસેશી થયાનો શોક તેમને જરાપણ થતો ન હતો. પ્રતાપચંદ્ર બોલ્યા "માલતી! ભગવાને આપણા પર બહુ દયા કરી મારાથી મધ છોડી શકાત નહીં અને આવું એકાંતિક ભજન થઇ શક્વાનુંજ ન હતું" માલતી બોલી "સ્વામીનાથ! ખરેખર આ સંસારની જાળ એવીજ છે." બેઉજણાં નિષ્કામ ભજન કરવા લાગી ગયાં. ભગવાનના પાવનનામોનું સ્મરણ અને કિર્તન આનંદથી કર્યાજ કરતાં હતા. પ્રતાપચંદ્ર ભગવાનની પાવનલીલાની સુંદર કથાઓ કહેતા અને માલતી સન્મુખ રહીને શ્રદ્ધાપૂર્વક સાંભળતી હતી. મહેલ-કરતાં જેલ એ બેઉના મનમાં સોહામણી બની ગઈ અને એઓ પ્રસન્નતાપૂર્વક ભજન કરવા લાગ્યા.

પોતાના ભક્તને થયેલો અન્યાય અને થયેલી બેઇજ્જત ભગવાન ન સાંખી શક્યા. સિંહાસન ડોલ્યું ભગવાન રોષે ભરાયા. આ ચંડાળ ચોકડીના ચારેજણાને અને કાજીને બરાબર બે મહિના પણ આ ઘટનાને થયા નહીં અને આખા શરીરે રક્તપિત્ત લાગુ પડયો. હાથપગના આંગળાં મૂળમાથી ખરી જવાનો ભય ઉભો થયો એમનાં મ્હોડાં કદ્રૂપા બની ગયાં. જનતામા બોલાવા માડ્યુ "ભક્તને પીડ્વાના રચેલા કાવતરાના ફળનુ પરિણામ." હતુ પણ તેમજ. કાજીની બૈરી ભક્તા હતી. તેને પણ આ બધુ કાવતરૂંજ ભાસ્યું. એ બોલી "કાજીસાહેબ! માફ કરો! આ રોગ તમને થયો છે તે કાવતરામા સંમતિ આપવાથીજ થયો છે. મારી માગો એ ભગવાનના ભક્ત પ્રતાપચંદ્ર અને એમની પત્ની માલતીની. ભક્તોની પ્રાર્થના ભગવાન સાંભળે છે. જો પ્રતાપચંદ્ર બંદગી કરશે તો આ અસાધ્ય કહેવાતો રોગ એક ક્ષણમાં મટી જશે." પેલી ચારે ચંડાળ ચોકડીને પણ આવો ભાવ થયેલો. તે પણ કાજી પાસે આવ્યા આ પાચે જણા ગયા જેલમાં અને એ બેઉની માફી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને માગી અને પ્રતાપચંદ્રને પ્રભુને પ્રાર્થના કરી પોતાના રોગ દૂર કરવા વિનંતી કરી. એમની હાલત જોઇને બહુ દુઃખી થયેલા પ્રતાપચંદ્રે પ્રભુને અરજ ગુજારી અને એજ સમયે પાચે જણાઓ રોગમુક્ત થઈ ગયા. કાજીએ માલતી અને પ્રતાપચંદ્રને જેલમુક્ત કરી દીધા અને મિલ્કત પાછી સોપી દીધી. ત્યાર પછી બેઉ નિવૃત્ત થઈ પ્રભુપરાયણ થયા અને અંતે મોક્ષ પામ્યા

પ્રભુપ્રેમીઓ! જો કે ક્રિયા, ક્રિયાનો કરનાર અને ફળોને જુદાં પાડીને સર્વેનું ત્રિગુણાત્મકપણું પ્રતિપાદન કરવામા આવેલું છે, પરન્તુ વિશ્વમાન

ત્રિગુણાત્મક વિભાગ કર્યા વિનાનુ છે નીચે પાતાળથી માંડીને મધ્યે પૃથ્વિ અને ઉપરના બ્રહ્મલોક સુધીના ચૌદ લોકના જીવો–પદાર્થો–નામરૂપ–માત્ર પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા છે. પ્રકૃતિ પોતેજ ત્રિગુણાત્મિકા છે અને તેથી બધુ જગત ત્રણ ગુણવાળુ છે એ જોતા માનવી માત્ર ત્રણ ગુણના સ્પર્શ વિનાના કેમ હોઈ શકે ? તેથીજ એવુ કહેવાયુ છે કે માયાથી કોઇ મુક્ત હોજ નહીં

આ પ્રમાણે બધુ જગત–સત્વ, રજ, તમ ગુણોથી પૂર્ણ સિદ્ધ થયેલુ હોવાથી મોક્ષની ઇચ્છાવાળા માનવીઓએ એ ત્રણે ગુણો વિનાના બની જવુ જોઇએ ત્રણ ગુણો વિનાના બની જવાને માટે માનવીઓએ 'હું બ્રહ્મ છુ' એવા નિશ્ચયવાળુ જ્ઞાન સપાદન કરવુ જોઇએ એ બ્રહ્મજ્ઞાન સપાદન કરવાને અતકરણની શુદ્ધિ કરવી જોઇએ અને તેને માટે કર્મો–વૈદિક અને સાત્વિક કરવા જોઇએ

બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યોની જાતિમા ભલે વિષમતા છે, ભલે તેમના આજીવિકાના સાધન કર્મો વિષમ છે, પણ ઉપનયન, અધ્યયન અને યજન તેમના વિષમ નથી જગતના વ્યવહાર નિર્વાહ માટે એ ત્રણે જાતિઓ કર્મ કરવાને નિર્મિત થયેલી છે તેથી તેમના ગુણો જુદા છે અને કર્મો પણ જુદા છે પણ તેમના આત્મ કલ્યાણના સાધનોમા સમાનતા રહેલી છે. ત્રણે જાતિના ધર્મો એટલે ફરજો અદા કરવાની રીત જુદી જુદી છે પણ તેમનો હેતુ–મોક્ષ–આત્મ ધર્મ–તો એક અને સમાન છે જગતમાં નિર્વાહ માટે બુદ્ધિશક્તિની, બળશક્તિની અને વેપારશક્તિની જરૂર હોય છે બુદ્ધિશક્તિ એ બ્રાહ્મણો–ધર્મોપદેશકો છે બળશક્તિ–લડાયકો–ક્ષત્રિયો–પ્રજાના આગેવાનો રક્ષણકર્તાઓ છે અને વેપારી શક્તિ વૈશ્યોની છે આ ત્રણે જાતિનો વેદ વિહિત કર્માધિકાર સમાન છે શૂદ્રો એટલે બુદ્ધિહીનો યા ત્રિવર્ણથી ભિન્ન જાતિના મનુષ્યો–મૂઢ માનવીઓની જાતિ ભિન્ન હોવાથી તેમના ધર્મમા અને ક્રિયામા વિષમતા રહેલી છે એથી એમનુ અહીં જગતના માનવીઓથી પૃથક્કરણ કર્યુ તે યોગ્યજ છે

આમ હોવાથી પૂર્વોક્ત ત્રણે વર્ણોના અને શૂદ્રોના સ્વભાવો ભિન્ન હોવાથી, એ સ્વભાવ પ્રકૃતિનો ભાવ અને કાર્ય હોવાથી, નિયમરૂપે કરવાના કર્મો–સાત્વિક, રાજસી અને તામસી હોવાથી, એમના કર્તાઓ પણ એ પ્રકૃતિના ગુણવાળા હોવાથી, એકબીજાથી તદ્દન ભિન્ન તેમના ગુણના ભેદના કારણથી

વ્યવસ્થાપિત થયેલાં છે. અથવા બીજીરીતે કહીએ તો એમ કહેવાય કે–બ્રાહ્મણો સત્વગુણી હોવાથી તેમના કર્મનો પ્રભાવ સત્વગુણવાળો, ક્ષત્રિયો સહાયક–રક્ષક –પ્રજાના આગેવાનો રાજસગુણી હોવાથી તેમના કર્મો પ

ત્રિગુણાત્મ વિભાગ કથા વિનાનુ છે નીચે પાતાળથી માડીને મધ્યે પૃથ્વિ અને ઉપરના બ્રહ્મલોક સુધીના ચૌદ લોકના જીવો-પદાર્થો-નામરૂપ-માત્ર પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા છે પ્રકૃતિ પોતેજ ત્રિગુણાત્મિકા છે અને તેથી બધુ જગત ત્રણ ગુણવાળુ છે એ જોતા માનવી માત્ર ત્રણ ગુણના સ્પર્શ વિનાના કેમ હોઈ શકે ? તેથીજ એવુ કહેવાયું છે કે માયાથી કોઈ મુક્ત છેજ નહીં

આ પ્રમાણે બધુ જગત-સત્વ રજ, તમ ગુણોથી પૂર્ણ સિદ્ધ થયેલ હોવાથી મોક્ષની ઇચ્છાવાળાં માનવીઓએ એ ત્રણે ગુણો વિનાના બની જવુ જોઇએ ત્રણ ગુણો વિનાના બની જવાને માટે માનવીઓએ 'હુ બ્રહ્મ છુ એના નિશ્ચયવાળુ જ્ઞાન સપાદન કરવુ જોઇએ એ બ્રહ્મજ્ઞાન સપાદન કરવાને અતઃકરણની શુદ્ધિ કરવી જોઇએ અને તેને માટે કર્મો વૈદિક અને સત્વિક કરવા જોઇએ

બ્રાહ્મણો ક્ષત્રિયો અને વૈશ્યોની જાતિમા ભને વિષમતા છે ભને તેમના આજીવિકાના સાધન કર્મો વિષમ છે પણ ઉપનયન, અધ્યયન અને યજન તેમના વિષમ નથી જગતના વ્યવહાર નિવાહ માટે એ ત્રણે જાતિઓ ધર્મ કરવાને નિર્મિત થયેલી છે તેથી તેમના ગુણો જુદા છે અને કર્મો પણ જુદા છે પણ તેમના આત્મ કલ્યાણના સાધનેમા સમાનતા રહેલી છે ત્રણે જાતિના ધર્મો એમને ફરજો અદા કરવાની રીત જુદી જુદી છે પણ તેમનો હેતુ-મોક્ષ-આમ ધર્મ-તો એક અને સમાન છે જગતમા નિર્વાહ માટે બુદ્ધિશક્તિની બળશક્તિની અને વેપારશક્તિની જરૂર હોય છે બુદ્ધિશક્તિ એ બ્રાહ્મણો-ધર્મોપદેશકો છે બળશક્તિ-નાયકો-ક્ષત્રિયો પ્રજાના આગેવાનો રક્ષણકર્તાઓ છે અને વેપારી શક્તિ વૈશ્યોની છે આ ત્રણે જાતિનો વેદ વિહિત કર્માધિકાર સમાન છે શૂદ્રો એટલે બુદ્ધિહીનો યા ત્રિવર્ણથી ભિન્ન જાતિના મનુષ્યો મૂઢ માનવીઓની જાતિ ભિન્ન હોવાથી તેમના ધર્મમા અને ક્રિયામા વિષમતા રહેલી છે એથી એમનુ અહીં જગતના માનવીઓથી પૃથક્કરણ કર્યું તે યોગ્યજ છે

આમ હોવાથી પૂર્વોક્ત ત્રણે વર્ણોના અને શૂદ્રો ॥ સ્વભાવો ભિન્ન હોવાથી એ સ્વભાવ પ્રકૃતિનો ભાવ અને ધર્મ હોવાથી નિયમરૂપ કરવાના કર્મો-સાત્વિક રાજસી અને તામસી હોવાથી એમના કર્તાઓ પણ એ પ્રકૃતિના ગુણવાળા હોવાથી એકબીજાથી તદ્દન ભિન્ન તેમના ગુણના ભેદના કારણથી

વ્યવસ્થાપિત થયેલાં છે. અથવા બીજીરીતે કહીએ તો એમ કહેવાય કે-બ્રાહ્મણો સત્વગુણી હોવાથી તેમના કર્મનો પ્રભાવ સત્વગુણવાળો,-ક્ષત્રિયો સહાયક-રક્ષક -પ્રજાના આગેવાનો રાજસગુણી હોવાથી તેમના કર્મનો પ્રભાવ રાજસગુણવાળો, વૈશ્યો રાજસ્ મિશ્રિત સત્વગુણી હોવાથી તેમના ગુણ પ્રમાણેના તેમના કર્મનો

ત્રિગુણાત્મક વિભાગ કર્યા વિનાનું છે. નીચે પાતાળથી માંડીને મધ્યે પૃથ્વિ અને ઉપરના બ્રહ્મલોક સુધીના ચૌદ લોકના જીવો-પદાર્થો-નામરૂપ-માત્ર પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં છે. પ્રકૃતિ પોતેજ ત્રિગુણાત્મિકા છે અને તેથી બધું જગત ત્રણ ગુણવાળું છે. એ જોતાં માનવી માત્ર ત્રણ ગુણના સ્પર્શ વિનાના કેમ હોઈ શકે? તેથીજ એવું કહેવાયું છે કે માયાથી કોઈ મુક્ત છેજ નહીં.

આ પ્રમાણે બધું જગત-સત્વ, રજ, તમ ગુણોથી પૂર્ણ સિદ્ધ થયેલું હોવાથી મોક્ષની ઇચ્છાવાળા માનવીઓએ એ ત્રણે ગુણો વિનાના બની જવું જોઇએ. ત્રણ ગુણો વિનાના બની જવાને માટે માનવીઓએ 'હું બ્રહ્મ છું' એવા નિશ્ચયવાળું જ્ઞાન સંપાદન કરવું જોઇએ. એ બ્રહ્મજ્ઞાન સંપાદન કરવાને અંતઃકરણની શુદ્ધિ કરવી જોઇએ અને તેને માટે કર્મો-વૈદિક અને સાત્વિક કરવાં જોઇએ.

બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યોની જાતિમાં ભલે વિષમતા છે, ભલે તેમનાં આજીવિકાનાં સાધન કર્મો વિષમ છે, પણ ઉપનયન, અધ્યયન અને યજન તેમનાં વિષમ નથી. જગતના વ્યવહાર નિર્વાહ માટે એ ત્રણે જાતિઓ કર્મ કરવાને નિર્મિત થયેલી છે તેથી તેમના ગુણો જુદા છે અને કર્મો પણ જુદા છે પણ તેમનાં આત્મ કલ્યાણનાં સાધનોમાં સમાનતા રહેલી છે. ત્રણે જાતિના ધર્મો એટલે ફરજો અદા કરવાની રીત જુદી જુદી છે પણ તેમનો હેતુ-મોક્ષ-આત્મધર્મ-તો એક અને સમાન છે. જગતમાં નિર્વાહ માટે બુદ્ધિશક્તિની, બળશક્તિની અને વેપારશક્તિની જરૂર હોય છે. બુદ્ધિશક્તિ એ બ્રાહ્મણો-ધર્મોપદેશકો છે. બળશક્તિ-લડાયકો-ક્ષત્રિયો-પ્રજાના આગેવાનો રક્ષણકર્તાઓ છે. અને વેપારી શક્તિ વૈશ્યોની છે. આ ત્રણે જાતિનો વેદ વિહિત કર્માધિકાર સમાન છે. શૂદ્રો એટલે બુદ્ધિહીનો યા ત્રિવર્ણથી ભિન્ન જાતિના મનુષ્યો-મૂઢ માનવીઓની જાતિ ભિન્ન હોવાથી તેમના ધર્મમાં અને ક્રિયામાં વિષમતા રહેલી છે એથી એમનું અહીં જગતના માનવીઓથી પૃથક્કરણ કર્યું તે યોગ્યજ છે.

આમ હોવાથી પૂર્વોક્ત ત્રણે વર્ણોના અને શૂદ્રોના સ્વભાવો ભિન્ન હોવાથી, એ સ્વભાવ પ્રકૃતિનો ભાવ અને કાર્ય હોવાથી, નિયમવડે કરવાનાં કર્મો-સાત્વિક, રાજસી અને તામસી હોવાથી, એમના કર્તાઓ પણ એ પ્રકૃતિના ગુણવાળા હોવાથી, એકબીજાથી તદ્દન ભિન્ન તેમના ગુણના ભેદના કારણથી

વ્યવસ્થાપિત થયેલાં છે. અથવા બીજીરીતે કહીએ તો એમ કહેવાય કે-બ્રાહ્મણો સત્વગુણી હોવાથી તેમના કર્મનો પ્રભાવ સત્વગુણવાળો, ક્ષત્રિયો લડાયક-રક્ષક -પ્રજાના આગેવાનો રાજસગુણી હોવાથી તેમના કર્મનો પ્રભાવ રાજસગુણવાળો, વૈશ્યો રાજસ્ મિશ્રિત સત્વગુણી હોવાથી તેમના ગુણ પ્રમાણેના તેમના કર્મનો પ્રભાવ સત્વ, રજ મિશ્રિત હોય છે અને શૂદ્રો કેવળ તમોગુણી હોવાથી તેમના કર્મનો પ્રભાવ તામસ ગુણવાળો હોય છે. આ પ્રમાણે સત્વ-રજ-તમ એ ત્રણ ગુણોના ભેદવડે બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્યનાં અને શૂદ્રોના કરવાનાં કર્મો ભેદવાળાં હોય છે અથવા બીજીરીતે કહીએ તો 'ब्राह्मणोऽस्य मुखमासीत्' એ શ્રુતિ પ્રમાણે જગતમાં બ્રાહ્મણો પ્રથમ, ક્ષત્રિયો પછી અને વૈશ્યો તેમની પછી જન્મ્યા અને શૂદ્રો બધાની પાછળ જન્મ્યા, જેથી ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ અને અધિક કનિષ્ટ એમ કહેવાય છે. તેમના સ્વભાવો પણ તે કારણથી તેવા હોય છે અને શાસ્ત્રોએ તેમને વર્ણવ્યા છે તેવા અને તેમનુ કુદરતી વલણ પણ તે પ્રમાણેનું હોય છે.

જુઓને! સ્વભાવિકરીતે બ્રાહ્મણો-શમ, દમ, તપ, શૌચ, ક્ષાન્તિ, આર્જવ, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિકતાવાળા હોય છે આ નવગુણોની વ્યાખ્યા સમજવા જેવી હોય છે સાભળો:-

૧. શમ:-"ચિત્તનુ ચલાયમાનરહિતપણુ, જોયેલા અને નહીં જોયેલા વિષયોને વિષે સમૂળગી ભોગની આશાની નિવૃત્તિને 'શમ' કહેવામાં આવે છે."

૨. દમ:-"ઇન્દ્રિયોનુ નિયમિતપણુ નિષેધ કરેલા અર્થોનેવિષે નિવૃત્તિ," -એને દમ કહેવામાં આવે છે.

૩. તપ:-"દેવોનું પૂજન, બ્રાહ્મણોનું પૂજન, ગુરૂનું પૂજન, વિદ્વાનોનું પૂજન, બાહ્યાભ્યંતર પવિત્રતા, સાધુઓમાં અને કર્મોમાં એકરૂપતા, કાયિક -વાચિક-માનસિક સમાનતા, નિષિદ્ધકાળમાં રતિ ન કરવી તે, પ્રાણીમાત્રને પીડા ન કરવી તે તથા વિદ્યાનું અને વેદનું અધ્યયન કરવું" એને તપ કહેવાય છે.

૪. શૌચ:-"બાહ્યાભ્યંતર શુદ્ધિ જેવીકે જીભવડે જૂઠું ન બોલવું, પરાયુ અન્ન ન જમવું, ત્યાગવૃત્તિ રાખવી, વાણીમાં કટુતા ન રાખવી એ જીભશુદ્ધિ; બીજી શુદ્ધિ દાન યાચના ન કરવી અને દાન ન લેવુ તે હાથની

શુદ્ધિ; ત્રીજી સંગોટશુદ્ધિ; ચોથી રાગદ્વેષનો ત્યાગ કરવો તે મન શુદ્ધિ; પાંચમી વિહિત આચરણોજ કરવાં તે ક્રિયાશુદ્ધિ અને શરીર સાફ રાખવું એ શરીર-શુદ્ધિ—ને શૌચ કહેવાય છે."

૫. ક્ષાન્તિ:—"નિંદાને સહન કરવી, માર સહન કરવો, અપરાધની માફી આપવી અને ચિત્તમાં વિકાર ન થવા દેવો એ ક્ષાન્તિ કહેવાય છે."

૬ આર્જવપણું:—"સર્વદા કાયાથી કરાતી ચેષ્ટા, વાણીથી થતી ચેષ્ટા અને મનની ચેષ્ટાની એકરૂપતા."

૭. જ્ઞાન:—"ચૌદ વિદ્યાનું, ચોસઠ કળાનું અને વેદ—વેદાંત—ષટ્શાસ્ત્રોનું અધ્યયન અને અર્થોનું જ્ઞાન."

૮. વિજ્ઞાન:—"અનુભવ, સાંભળેલી—જોયેલી અને દર્શિતનું અનુમાન કરાયલી વસ્તુના આરપાર જ્ઞાનનો સાક્ષાત્કાર અને અનુષ્ઠાન, ઉત્થાપન, વિધિયુક્ત નિરંકુશ રીતથી શાસ્ત્રના તત્વનો નિશ્ચય."

મેળવ્યું આત્મજ્ઞાન ન આવ્યું એને સમતા ક્યાથી આવે ? એથી એવું કહેવુ ખોટું નથીજ કે બ્રાહ્મણોમાં સત્વ અધિક હોવાથી શમાદિ સાધનનો અધિકાર બ્રાહ્મણનેજ છે, જ્ઞાન પણ તેનેજ થાય છે અને જ્ઞાનનુ ફળ–મોક્ષ પણ તેનેજ મળે છે, બીજાઓને મળતુ નથી આથી એ સિદ્ધ થાય છે કે મોક્ષની સમીપતા બ્રાહ્મણકુળમા જન્મ થયાથી છે, માટે પંડિતોએ મોક્ષની પ્રાપ્તિ માટેજ યત્ન કરવો ઘટે

હવે ક્ષત્રિયોના સ્વભાવિક ગુણો સાભળો શૌર્ય, તેજ, ધૃતિ, દાક્ષ્ય, યુદ્ધમાથી અપલાયનપણુ, દાન અને ઇશ્વરભાવ–આ સાત ગુણો સ્વાભાવિક ક્ષત્રિયોમાં હોય છે આ ગુણોની વ્યાખ્યા પણ સમજવા જેવી છે

૧ શૌર્ય –"શૂર–બળનો ભાવ, પરાક્રમ, વીરોનો સહાર કરવાનુ સામર્થ્ય" એને શૌર્ય કહેવાય છે

૨ તેજઃ–"મોટાઓ પણ જેની નજદીક જઇ ન શકે એવી પ્રભા–ઓજસ–ચમકારો"–એને તેજ કહેવાય છે

૩ ધૃતિઃ–'વિપત્તિમા પણ ચિત્ત વિહ્વળતારહિતપણુ, ધીરજ, ધૈર્ય" આને ધૃતિ કહેવામા આવે છે

૪ દાક્ષ્યઃ–'ચતુરાઇનો ભાવ, સેંકડો પ્રતિકુળતા છતા હાથમા લીધેલા કાર્યોનો નિર્વાહ કરવાનુ સામર્થ્ય" એને દાક્ષ્ય કહેવામાં આવે છે

૫ યુદ્ધે અપલાયનપણુઃ–"મરણીયાપણુ, લડાઇ કરતા પાછી પાની ન કરવી યા મૃત્યુભયથી યુદ્ધ કરતા કરતા નાસી ન છૂટવુ તે મર્દાનગી, અકાયરતા" પ્રભૃતિને યુદ્ધે અપલાયનપણુ કહેવામા આવે છે

૬ દાનઃ–' પાત્રને દ્રવ્યદક્ષિણા આપવી"' તેને દાન કહેવામા આવે છે

૭ ઇશ્વરભાવઃ–' ઐશ્વર્ય, અતિશય પ્રભાવને કારણે સર્વને નિયમિત કરીને ધર્મવડે પ્રજાનું પરિપાલન કરવુ તે" ને ઇશ્વરીભાવ કહેવામા આવે છે

શૌર્યથી માંડીને ઐશ્વર્ય સુધીના સર્વગુણો અને કર્મોની સંપત્તિ સ્વાભાવિકી સત્વમિશ્રિત રજોગુણની પ્રકૃતિથી ઉપજેલી, બાહુબળના ગુણવાળી,

પ્રકૃતિના બાહુઓથી, બ્રાહ્મણો પછી જન્મેલી પ્રજાને ક્ષત્રિયજાતિ કહેવાય છે. તેથી શાસ્ત્રવડે સિદ્ધ થયેલું વિહિત કર્મ કરવા યોગ્યની લાયકાત ક્ષત્રિયોમાં હોય છે.

-હવે વૈશ્યો અને એમનાથી ઉતરતી જાતિના માનવીઓ-શૂદ્રો-નાં કર્મો સાંભળો. ખેતી, ગાયભેંસનું પાલન, વાણિજ્ય-એ વૈશ્યોનું અને પરિચર્યા-એ શૂદ્રોનું સ્વાભાવિક કર્મ કહેવાય છે. આ શબ્દોની વ્યાખ્યા પણ સમજવી ઘટે છે.-

૧. કૃષિ:-ખેતીવાડી કરવી-અનાજ ઉત્પન્ન કરવું-ખેતરો ખેડવા, વેચાતાં લેવાં-સાથે આપવા-બિયારણ પૂરું પાડવું-વાવણી, રોપણી, કાપણીપર ધ્યાન આપવું-અનાજ સંઘરવું-સાથે રાખનારને, રાજાને, જનતાને યોગ્ય બદલો લઈ આપવું વગેરે.

૨. ગાયભેંસનું પાલન:-ગૌમાતાનું રક્ષણ કરવું, તેનાં દુધ-દહીં-માખણ-ઘી પ્રજાને સંતોષપૂર્વકના પદાર્થો આપી જનતાની સ્વસ્થતા સાચવવી, પશુમાત્રનું રક્ષણ કરવું વગેરે.

૩. વાણિજ્ય:-જનતાની જરુરિયાતની વસ્તુઓ ખરીદવી, વેચવી, અનાજ-ઘી-વગેરેથી પ્રજાનું પૂરું કરવું.

આ ત્રણ પ્રકારનું જે કર્મ તે સ્વાભાવિકરીતે રજોમિશ્રિત તમોગુણવાળી, પ્રકૃતિના ઉદરથી ઉત્પત્તિ થવાના કારણે શાસ્ત્રોએ વિહિત-કર્યું છે, જે કર્મ માટે તેઓજ લાયક હોય છે.

પરિચર્યા:-બ્રાહ્મણ, ક્ષત્રિયો, વૈશ્યો-એમની સેવા કરવાનું લક્ષણ જેનામાં હોય એવા શૂદ્રનું આ સ્વાભાવિક કર્મ જે તામસ પ્રકૃતિથી ઉપજેલું, પ્રકૃતિના પગોમાથી ઉપજેલાનું કર્તવ્યકર્મ શાસ્ત્રોએ વિહિત-ગણેલું છે. જેને બીજા શબ્દોમાં-સેવા, ચાકરી, નોકરી, દાસપણું કહેવાય છે.

વારુ, આ વાત સાભળ્યા પછી એક શંકા ઉપસ્થિત થાય તો તે અસ્થાને છે. કારણકે અગાઉથીજ કહી દેવામાં આવ્યું છે કે " એક વર્ણનો પુરુષ બીજા વર્ણના પુરુષનું કર્મ કરી શકે છે, પણ એમાં એને એમ કરવામાં બહુ બહુ પ્રયત્નો કરવા પડે છે કારણકે એ કર્મ દરેક દરેક વર્ણનું સ્વાભાવિક હોય વર્ણાનુસાર પોતાનુંજ કર્મ પોતાને વધુ સુલભ થઈ પડે છે. તો પછી શા માટે

વખતનો અને શક્તિનો વ્યય કરવો ? મૂર્ખાઈ થતી અટકાવવા માટે એકબીજાએ અસ્વાભાવિક કર્મ નહીં કરવા માટેજ આ મનાઈ કરવામા આવેલી છે.

હવે ભગવાન શ્રીકૃષ્ણે, અપ્રમત્ત કહ્યું છે કે "બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્યના કર્મો નિયમવડે કરવાના કહીશ" જેવા કે શમ-દમ વગેરે, શૌર્ય-તેજ વગેરે, તે તો બધા પ્રાકૃત ધર્મોને ઉપદેશેલા છે, પણ તે ધર્મોવડે પરમેશ્વર રાજી થતા નથી પરમેશ્વર રાજી થાય છે-નિયમવડે વૈદિક કર્મો કરવાથી. આ બાબતમાં એક પ્રશ્ન ઉપસ્થિત થાય તેવો છે કે "જો શમ, શૌર્ય, કૃષિ વગેરે કર્મનુ અનુષ્ઠાન કરવાથી જો ઇશ્વર ખુશી થતા નથી તો વિપરીત કર્મનો ઉપદેશ કેમ આપવામા આવે છે?" આનો ઉત્તર એ છે કે પ્રશ્ન સાચો છે, પણ એમા શમને સ્થાન છે એ વાત પણ સાચી છે આમા શાસ્ત્રિય નિર્ણય એવો છે કે "શમાદિ અને શૌર્યાદિમા જેમ સધ્યા વગેરેના અનુષ્ઠાન કરવાના હોય છે, તેવુ અનુષ્ઠાન કરવાનુ હોતુ નથી વળી તેવા કર્મો ઇશ્વરની પ્રીતિ માટે પણ થતા નથી તથાપિ વિશેષે કરીને કહેવામા આવે છે 'રોજ સધ્યા, અગ્નિહોત્ર, યજ્ઞ-દાન-તપ કરવા જોઇએ' આવા દ્વિજાતિના અધ્યયન, આરાધન, દાન બ્રાહ્મણો વગેરેને નિત્ય નિયમપૂર્વક કરવાના જેમ શાસ્ત્રોએ કહ્યા છે, તેમ શમ વડે શાંત થઇને કલ્યાણયુક્ત આચરણ કરીને ઇન્દ્રિયોને નિયમિત કરીને પાપ ધોઈ નાખવાનો યત્ન કરવા તપાદિ કર્મો પણ કહ્યા છે રાજા-ક્ષત્રિયો-માટે પણ પ્રજાનુ રક્ષણ, ન્યાય અને સગ્રામમા સ્થિતિ, વૈશ્યોનાં કૃષિ, પશુપાલન અને વેપાર અને શૂદ્રોને સેવા-એ વધારાના કર્મો કરવાના કહ્યા છે છતા પણ આ વર્ણોએ સત્યાચરણ કરવુ, દ્રોહ ન કરવો, બીજાની સેવા કરવી એવુ પણ શાસ્ત્રોએ કહ્યુ છે" છતા અહીં વિશેષતા છે તે એ છે કે- 'બ્રાહ્મણો વગેરેનો સધ્યોપાસના, અગ્નિહોત્ર વગેરે ધર્મ એકજ હોય છે પણ જુદો હોતો નથી, એ વર્ણાશ્રમ ધર્મ કહેવાય છે, શમ બ્રહ્માણનો, શૌર્ય ક્ષત્રિયનો, ખેતી વૈશ્યની -એ જાતિધર્મ કહેવાય છે, તેથી જાતિના અને વર્ણાશ્રમના નિમિત્ત બેઉ ધર્મો -નિત્ય રોજી અને વૈષ્ણવી કર્મો-ની પેઠે હોઈ એક બીજાને ઉપકારક નથી, પણ સ્વતત્ર છે એવુ સિદ્ધ થયેલુ છે બેઉ સપ્રદાયોના કર્મો શાસ્ત્રોવડે નિયત થયેના હોવાથી મુમુક્ષુઓએ એ નિયમિત રીતે અનુષ્ઠિત કરવાં યોગ્ય હોવાથી આમાં આ પ્રમાણે સમજી લેવામા કશી ભૂનચૂક હોવાપણુ રહેતુ નથી. કશુ વિપરીત ગ્રહણુ પણ થતું નથી

આથી એ ફલિત થાય છે કે સ્વજાતિનું નિયમવડે વર્તવાનું બ્રાહ્મણો વગેરેએ પોતપોતાના આશ્રમને લાયકનું ઘટતું કર્મ-વૈદિક-નિત્ય નિયમ વડે અનુષ્ઠિત કરવું ઘટે ઉલટું આચરણ કરવું ન ઘટે. પ્રધાન કર્મનું એકદેશિય અનુષ્ઠાન એકત્વપણાથી થતું અસંભવિત હોય છે, તેથી તેનું ફળ મળતું નથી. શૈવો અને વૈષ્ણવો-બેઉનું એકખીચડીની રીતથી અથવા અર્ધું બેઉનું ખીચડા જેવું કરીને કર્મ કરવાથી સિદ્ધિ મળતી નથી. તેવીરીતની આ વાત સમજવી ઘટે. ક્યાં ક્ષમાનો ગુણ ધારણ કરવાની વાત અને ક્યાં યુદ્ધ કરવાની વાત? ક્યાં શાંતિની વાત અને ક્યાં વેપારની વાત? ક્યાં રાજ્ય કરવાની વાત અને ક્યાં દાસપણાની વાત? પેટ ભરવાના ધંધાનું કર્મ અને મોક્ષપ્રાપ્તિનું કર્મ બેઉ જુદાં છે. દરેક જાતિનું પેટ ભરવાનું કર્મ, ભિન્ન છે, જ્યારે મોક્ષપ્રાપ્તિનું કર્મ ચારેય જાતિનું એકજ છે. માત્ર શુદ્ર સંધ્યા, અગ્નિહોત્ર વગેરે કર્મ કરવાથી રૂચિવાળો અને લાયકાતવાળો હોતો નથી. પરન્તુ આસક્તિરહિત થવામાં બુદ્ધિનું કામજ નથી. ભોગ વિલાસની ભાવના મનમાંથી કાઢી નાખીને 'હું બ્રહ્મ છું' એવી ઉપાસનામાં રહેવાને પોતે વિરાગી યા સંન્યાસી કે નિષ્ક્રિય બને તો એને પણ મોક્ષનો અધિકાર છે. ફક્ત જનોઇ પહેરી બ્રાહ્મણ કહેવડાવવાથી એ બ્રાહ્મણ થતો નથી, પરમપદને પામતો નથી. દેખાવ અને દંભથી ફાયદો પણ શું થાય?

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય અને શુદ્ર એ ચારે વર્ણોના નિયમ વડે કરવા લાયક શમ-દમ વગેરે કર્મો, જે વડે યજ્ઞ-દાન-તપ કરવાની ભાવના થાય છે તે કરવાને લક્ષ ખેંચવામાં આવેલું છે, તે તજવું ઘટતુ નથી પણ અવશ્ય કરવુ ઘટે છે. દ્રવ્ય ભૂખ્યા, સત્તા ભૂખ્યા, માન ભૂખ્યા લોકોની પેઠે પ્રેસીડન્ટ-ગવર્નર કે પ્રધાન થવાને માટે યત્ન કરવામાં જરૂર પાપ થયા વિના રહેતું નથી. શોકમુક્તિ અને સંસારબંધમુક્તિ માટેજ માનવીઓએ યત્ન કરવો કર્તવ્ય છે. ગવર્નર, પ્રધાન કે પ્રમુખ થવામાં અને થઇને કર્મોને ઇશ્વરાર્પણ કરવા કે કાંઈ પણ ફળની ઇચ્છા ન કરવી-એ શું ભૂખ્યા લોકોથી બને ખરું? જુઓ કોન્ગ્રેસ અને એમના અનુયાયિઓનો ઇતિહાસ. કાર્ય સિદ્ધિને માટે, પોતાની ભૂખ મટાડવાને માટે, સત્તાના શોખને માટે, અહિંસાના દંભ નીચે, બિચારા સનાતન ધર્મીઓના, ત્રોમાં ડૂંચા મારી તેમને ગુંગળાવી માર્યા છે, તેમની છાતીમા આગના ભડકાને ભડકા સળગાવી મૂક્યા છે. વળી પાછા સનાતનધર્મનું દેવાળું કાઢી કેટલાક

કોંગ્રેસીઓ ધર્મનો ઉપદેશ આપવા લાગ્યા છે. આમ કરવામાં રાજતંત્ર એવાઓએ હાથમાં લીધું છે. ગાંધીજીના એ ચાહનારાઓ; ગાંધીજીની અતિ વહાલી ગીતાનું શિક્ષણ ભૂલ્યા છે, અરે, ગીતાજ ભૂલી ગયા છે. એમના ગયા પછી પણ કોઈને ગીતા યાદ આવતી નથી. ગીતાના શિક્ષણના સંસ્કારો પાડવા, શાળાઓમાં ગીતાનું શિક્ષણ દાખલ કરવાની કોઈને ઈચ્છાજ થતી નથી; બલ્કે, સને ૧૯૧૦થી શરૂ થયેલા આંદોલનોમાં બાળકોને માબાપનું "કહેવું નહીં માનવાનું" ફરમાન સને ૧૯૨૦-૨૧ માં વધુ તીવ્ર થયું અને આજે એનાં જુદાંજ પરિણામો દેખાતાં હવે શિસ્તના આચરણની વાતો કરવામાં આવે છે અને આમ છેલ્લા ચાલીશ વર્ષમાં ઉગતી પ્રજાને નાલાયક બનાવી હવે તેમને સુધરવાનું કહેવામાં આવે છે. પણ તે વખતના બાળકો તો અત્યારે પ્રૌઢ થઈ ગયા છે. માટે હવે તેમનાં બાળકો તેવા ન બને એ પર 'ભૂલ્યા ત્યાંથી ફરી ગણવા' ની રીતે ગીતાનું શિક્ષણ આપવાની ખાસ અગત્યતા છે.

વાર, નર એટલે બ્રાહ્મણ વગેરે જાતિનો મોક્ષાર્થી જીવ-મનુષ્ય-સ્ત્રી યાં પુરૂષ બેઉ. એ ચારે જાતિમાંના જે કોઈ સ્ત્રી અગર પુરૂષને આત્માનો સાક્ષાત્કાર -પરમપદની ઈચ્છા હોય તો તેણે પોતાના વર્ણના શૈવ કે વૈષ્ણવ સંપ્રદાયમાં બતાવેલાં, પૂર્વે કહેલાં શમ-દમ વગેરે જુદાં પાડીને બતાવેલાં, પ્રીતિપૂર્વક, વિધિવડે, નિયમવડે બરાબર અનુસરી અનુષ્ઠિત કરવાં જોઇએ અને સત્કર્મોવડે પાપના અંધારા પડદાને ચીરીને અંતઃકરણની પૂર્ણ શુદ્ધિની સિદ્ધિને પ્રાપ્ત કરીને તે કરવા પ્રયત્ન કરવો જોઇએ. ધ્યાન અને સમાધિ તો પરમપદ પામવાની યોગ્યતા સંપાદન કરે છે. શુદ્ર હોય તો પણ એની પાસેથી મોક્ષપદ માંગે છે -શારીરિકભોગનો ત્યાગ, ઇન્દ્રિયારામોનો ત્યાગ, ઇન્દ્રિયોના વિષયોનો ત્યાગ, સંન્યાસ, નિષ્ક્રિયતા અને ઉત્તમ કોટિની બ્રહ્મનિષ્ઠા. યાદ રાખો, આ મોક્ષશાસ્ત્ર છે.

અહીં એક પ્રશ્ન કરી શકાય તેવો છે અને તે આ છે કે-"ઘણા બ્રાહ્મણો સદાય કર્મ કરતા જોવામાં આવે છે, છતાં તેમની ચિત્તની શુદ્ધિ જોવામાં આવતી નથી. તો તેઓના કર્મના અનુષ્ઠાનવડે આત્મસાક્ષાત્કાર કરનાર ચિત્તશુદ્ધિ એ કર્મો કરવાથી થાય છે, એવું કેમ કહેવામાં આવ્યું છે? વળી એવી શુદ્ધિ થયા પછી એકજ વખત ઉપદેશ થવાની સાથે આત્મતત્ત્વનો સાક્ષાત્કાર યા આવિર્ભાવની યોગ્યતા આવી જાય છે-એવું કેમ કહેવામાં આવ્યું

છે? અમે તો તત્ત્વજ્ઞાનની યોગ્યતા પણ તેમનામાં જોતા નથી તેનું શું?" એનો ઉત્તર આ પ્રમાણે છે કે—"અસંગત, લક્ષણો યજ્ઞ-દાન-તપ અને નિત્ય નૈમિત્તિક કર્મો કરે છે એ વાત સાચી છે, પરન્તુ તેઓ તે કર્મો નિર્વાણશાન્તિ માટે, બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાને, ચિત્તશુદ્ધિ થવા માટે નથી કરતા, પણ એઓ તો मानस्तोके तनये" શ્રુતિ અનુસાર અપુત્ર, પુત્રોનું, પશુનું, ધનનું સ્ત્રી વગેરેનું રક્ષણ કરવા અને અપ્રાપ્ત વિષયને પ્રાપ્ત કરવા કરે છે, કામનાયુક્ત થઈને તેઓ આવા કર્મો કરે છે.

પૂર્વોક્ત શમાદિના અભાવથી રાજસ કલ્પ અને આ પ્રકારના અભિનિવેશથી એમનું અનુષ્ઠાન થતું હોવાથી એમના અંતઃકરણની શુદ્ધિ થતી નથી. શ્રુતિ એને માટે આવો બોધ કરે છે તે જુઓ! "यो वा एतदक्षरं गार्ग्यं विदित्वाऽस्मिँल्लोके जुहोति यजते तपस्तप्यते बहूनि वर्षसहस्राण्य न्तवदेवास्य तद्भवति इति।" ભાવાર્થ 'હે ગાર્ગિ! જેઓ અક્ષરને નહીં ઓળખી આ લોકમાં જે હોમે છે, યજન કરે છે, તપ તપે છે તે બધું હજારો વર્ષો પછી પણ આખરે અંતવાળું થાય છે'

આ કારણથી આ વર્ણવેલા શમ-દમ વગેરે સંપન્ન લક્ષણો વગેરેએ પોતપોતાની શાખાની શ્રુતિઓ પ્રમાણે વૈદિક કર્મોને વિધિ નિષ્ઠાવાળાઓએ જે પ્રકારે અંતઃકરણની શુદ્ધિ સિદ્ધ કરવાની હોય છે, તે પ્રકાર જાણવા જેવો છે અને એ અનુષ્ઠાન પ્રત્યે બુદ્ધિ રાખવી ઘટે છે

જુઓને અગાઉ "ब्रह्मार्पणं ब्रह्म हविः" જે કહેવાયું છે તેમાં ક્રિયાનો કર્તા જે ક્રતુનું યજન કરે છે તેજ તે કર્મ અને તેનું ફળ છે, તેમ યજ્ઞ કરવાનાં સાધનો-સરવો વગેરે બધાં હરિજ છે અને હરિથી કાંઈ ભિન્ન નથી, એવી શ્રુતિના કથનની ઉક્તિથી મુખ્ય અધિકારી વિદ્વાન, કર્તા-કર્મ-કર્મના સાધનો (ચરૂ-પુરોડાશ-અગ્નિ વગેરે) મા બ્રહ્મદૃષ્ટિથી ભેદ વિના કર્મોનું જો અનુષ્ઠાન કરે છે તો ભાનુ, ભૂરૂ, મિત્ર, અમિત્ર, દુષ્ટ, અદુષ્ટ વગેરે જેનાથી મનાતું હોય એવી વિષમબુદ્ધિ અનુક્રમે નાશ પામે છે એ વિષમબુદ્ધિનો નાશ થયા પછી તેનાથીજ જે રાગદ્વેષો ઉત્પન્ન થતા હતા તે બધા નાશ પામે છે અને આમ નાશ થયા પછી 'હું-મારૂં' એવો અભિમાનદોષ નાશ પામે છે બધા રાજસ, તામસ દોષોનો અનુક્રમે સમૂળો નાશ થયા પછી અંતઃકરણ એની

મેળે શુદ્ધ થઈ જવાથી પંડિતોની પણ ચિત્તપ્રસન્નતા સારેજ ઉપજે છે. માયિકબ્રહ્મ જેને સંસારવૃક્ષ યા વિશ્વ કહેવામાં આવે છે, જે પોતેજ સર્વ નામરૂપ છે, તેનુ આરાધન કરવાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે

ભાગવતના રચયિતા વ્યાસજીના કથનાનુસાર—

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट्।
तेने ब्रह्महृदाय आदिकवये मुह्यन्ति यत्सूरयः॥

અને यतो वा इमानि भूतानि जायन्ते। એ શ્રુતિ અનુસાર સગુણ યા માયિકબ્રહ્મવડે આકાશ વગેરેનુ અને એના કાર્યોનુ પ્રવૃત્ત થવુ બની શકે છે અને એ કાર્યોવડેજ ઉત્પત્તિમાત્ર—જેમ માટીના પીંડમાથી ઘડો, કોડિયા વગેરે વાસણો બને છે તેમ—થયેલી છે બધા કાર્યરૂપ થયેલા બ્રહ્મવડે તેનુ કાર્ય જે આ બધુ જગત વ્યાપેલું છે, તે બાહ્યાભ્યંતર પૂર્ણ બની રહેલુ છે. જેમ ઘડો અંદર અને બહાર માટી છે તેમ વ્યક્તાવ્યક્ત વિશ્વમાત્ર અંદર અને બહાર બ્રહ્મરૂપ છે 'તે સર્વરૂપ, સર્વના આત્મારૂપ, યજ્ઞના સાધનો સરવો—અગ્નિહોત્ર—મંત્ર—તંત્રરૂપ, પરમાત્મા છે' એવી બ્રહ્મદૃષ્ટિવાળો માનવી અધિકારી વિદ્વાન રીતીરૈખણી ક્રમેથી, સાત્વિકતાથી, શ્રદ્ધાભક્તિથી, નિયમવડે એ પરમબ્રહ્મ પરમાત્માને પૂજીને એકએક વસ્તુને બ્રહ્મ માનીને સત્વશુદ્ધિના લક્ષણવાળી સિદ્ધિ પ્રાપ્ત કરે છે એટલુજ નહીં પણ અંતઃકરણની શુદ્ધિનુ ફળ જે જ્ઞાન અને જ્ઞાનનુ ફળ જે 'નિર્વાણ'—એ સિદ્ધિને સંપાદન કરે છે.

"જેનાથી આ પ્રવૃતિ થય છે—જે વડે આ બધુ છે" એવા બે વિશેષણો, બે વાક્યો અને એ બેઉના ભાવોને અહીં તમને આ વાર્તાલાપમાં જણાવવાનો હેતુ એ છે કે મેક્ષાર્થી એની સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ કર્તવ્યતા સમજી લે—આવો આ ૪૬ મા શ્લોકનો ભાવાર્થ આવે છે મોક્ષના અધિકારીઓમા ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ એના ત્રણ ભેદો હોવાથી સાધન કર્તવ્યતા બતાવવામા આવેલી છે, જે વડે કનિષ્ઠ અધિકારી મધ્યમ થાય અને પછી ઉત્તમ થાય. એમ ચિત્તશુદ્ધિ ક્રમથી થાય છે અને પછી તો જ્ઞાનસિદ્ધિમા ક્રમ નથી હોતો તેમ મોક્ષસિદ્ધિમા પણ ક્રમ હોતો નથી

જેમકે દૃશ્યમાન વિશ્વના ચરાચર જીવો, પ્રાણીઓ, વસ્તુઓ અને માનવી ઓને પરમાત્માનાં સ્વરૂપો માનીને ઉપાસના કરવી, ચરાચર જીવો જેના વડે ચેષ્ટાવાળાં બને છે તેની ઉપાસના કરવી, જે વડે આ જગત વ્યાપીને રહેલુ છે એવા સર્વના આત્માની ઇન્દ્રાદિદેવોરૂપે વર્તમાન છે તેના સર્વના નિયતા –પરમેશ્વરની ઉપાસના કરવી વગેરે-આમ પોતાના કર્મોવડે, શ્રદ્ધાભક્તિવડે બધુ બ્રહ્મ માનીને ઉપાસના કરવાથી એનાજ અનુગ્રહથી માનવીને મોક્ષ સિદ્ધ થાય છે

અહીં એક પ્રશ્ન અથવા શકા ને સ્થાન છે "યજ્ઞ-દાન-તપ-આ ત્રણ કર્મો કરવાને અવકાશ અને દ્રવ્યની જરૂર છે, તો જેને અવકાશ નથી અને દ્રવ્ય નથી એવા રોજિંદી પ્રવૃત્તિ વડે આજીવિકા ચલાવનારા-હાથે લઇને મોમા મૂકનારા-એવા મોક્ષાર્થીઓએ શુ કરવુ? પ્રવૃત્તિ વિના કોઇ દ્રવ્યની આવક થાય એવુ સાધન નથી એવા મોક્ષાર્થીઓએ શુ કરવુ?" એનો ઉત્તર આ પ્રમાણે છે-"બ્રાહ્મણો અને પથના આચાર્યોની આજીવિકા ભિક્ષાવડેજ નભે છે જેઓ ભિક્ષાયાચના નથી કરતા તે ક્રિયમાણ કરાવનારાઓ હોય છે એવાઓ દેવોનુ પૂજન, લગ્ન, શ્રાદ્ધ, સસ્કારકર્મ ઇત્યાદિ દ્વારા પ્રતિગ્રહ કરીને નિર્વાહ કરે છે આ બધુ દ્રવ્ય આવે તે બધુ પાપના બદલામા મેળવેલુ આવે છે, પણ જો તે દ્રવ્યનો ઉપયોગ યજ્ઞ-દાન-તપ કર્મોમા થાય તો ચિત્તશુદ્ધિ થાય છે, અને જો બધુ છોડીને બ્રહ્મચર્યવ્રત ધારણ કરી યાચનાત્યાગ કરે તો પણ ચિત્તશુદ્ધિ થાય છે

વળી ક્ષત્રિયોમાત્ર રાજા ન હોઈ શકે જો કે તે રાજકોમ છે, લડાયક કોમ છે, યુદ્ધમા જીત થાય ત્યારે શત્રુની દોલત તેમના હાથોમા આવે છે યુદ્ધનુ પાપ તેમને લાગતુ નથી, પણ યુદ્ધના પરિણામે તેમને જે દ્રવ્ય મળે છે, તે દ્રવ્ય તો પાપનુંજ દ્રવ્ય કહેવાય આ દ્રવ્યવડે જો યજ્ઞ-દાન-તપ કરવામા આવે તો ક્ષત્રિયોની પણ ચિત્તશુદ્ધિ થાય છે

આ કારણથી ભગવતી ગીતામાતા એવો બોધ કરે છે કે-પોતાની જાતિથી, પોતાના વર્ણથી અને પોતાના આશ્રમથી વિલક્ષણ એવા ધર્મનો આચાર રચો એના કરતા ભલે પોતાનો ધર્મ-કોઇએક અગ વિનાનો હોય, બરાબર ન આચારમાં મૂકાતો હોય એવા ગુણ વિનાનો હોય, લક્ષણથી પણ પુષ્કળ હીનતાવાળો હોય,

દોષવાળો હોય છતાપણ બ્રાહ્મણનો, ક્ષત્રિયનો વૈશ્યનો કે શૂદ્રનો—પોતાનોજ ધર્મ કલ્યાણનુ સાધન થાય છે ભલે પોતાનાથી ભિન્ન ધર્મ બરાબર અનુષ્ઠિત થતો હોય છતા એ હિત કરનારો યા શ્રેય સાધનારો થતો નથી કારણકે ચારે વર્ણના ધર્મો સ્વાભાવિક કુદરતી છે અરે, આજીવિકાનુ જો સાધન બદલાય છે તો તે સુસગત થતુ નથી વાસણ અજવાળવાનુ વાળવાઝાડવાનુ ઇત્યાદિ હલકુ કામ જો કોઈ ગુજરાતના વાણિયાને કે કાનપુરી બ્રાહ્મણ કે ઠાકુરને કે મેવાડી રાજપૂતને સોપો તો જરૂર સમજ પડી જાય તેવુ છે વાણિયાને પટાવાળો, બ્રાહ્મણને શરાણી કરવા કે આધીની દુકાને અને કોઈ રાજપૂતને વ્યાજવટાવ ગણવા રાખો તો ઝટ સમજ પડી જશે યાદ રાખો કે આ મોક્ષશાસ્ત્ર કહેવાય છે અને મોક્ષસન્યાસ યોગનો આ અધ્યાય છે ધર્મોપદેશ કરતા ગુણદોષ બતાવવાનુ પાપ લાગતુ નથી એ કહ્યા વિના ઉપદેશની સિદ્ધિ થતી નથી

પ્રભુપ્રેમીઓ ! બ્રાહ્મણોનુ યા ક્ષત્રિયોનું સ્વધર્મનુ અગ્નિષ્ટોમ વગેરેનુ અને યુદ્ધનું બહારના દોષ સમાન પ્રતીત થતુ હોવા છતા તે વિધિસર હોવાથી દોષ વિનાનું અનુષ્ઠાન હોવાથી મુક્તિને ઉપકાર થાય છે અને બધનકર્તા થતુ નથી આમ છતા પણ યજ્ઞ અને યુદ્ધોમા હિંસાનુ પ્રધાનપણુ રહેતુ છે જ્યાં હિંસા પ્રધાન હોય તે કર્મ દોષવાન ગણાય છે ઉત્તમોત્તમ ધર્મ અહિંસાજ છે એ સિદ્ધાતને ઉલ્લઘીને મોક્ષાર્થીએ હિંસાવાળાં કર્મો શા માટે કરવા જોઇએ ? બીલકુલ એવા કર્મોનો ત્યાગ કરવોજ જોઇએ આવો પ્રશ્ન ઉપસ્થિત થઇ શકે તેવો છે ' આ પ્રકારનો પ્રશ્ન અને એ પ્રશ્નથી ઉપજતી શકાનું નિરાકરણ કરવાની અહીં જરૂર જણાય છે, કારણકે આખરે અર્જુને યુદ્ધ કર્યું છે અને યજ્ઞ પણ કર્યો છે

જન્મ થતાની સાથે શરીરને લગતુ કર્મ કરવાનુ આવશ્યક હોય છે આ તે કર્મને ' સહજ ' એવી સજ્ઞા આપવામા આવેલી છે શરીરપરના મળને સાફ કરવો એ કર્મનો પ્રથમ આરભ થાય છે એને જાતકર્મ સસ્કાર એવુ નામ આપવામા આવ્યુ છે એમ એક પછી એક સસ્કારો થવાનાજ હોય છે ' कर्मणा जायते द्विज ' આ શ્રુતિનો ભાવાર્થ એ થાય છે કે–જન્મ સાથેજ દ્વિજ–કર્મ સાથે બીજો જન્મે છે જાતિ સાથે વર્ણ પ્રાપ્ત થયેલ હોવાથી તે જાતિને નિમિત્ત કરીને શાસ્ત્રોએ વિહિત કર્મ બતાવેલુ છે, તેથી તે સ્વધર્મ

કહેવાય છે આમ જાતિ અને વર્ણનો સ્વધર્મ અગાઉ કહેલી રીતથી દોષયુક્ત છે, છતા પણ મોક્ષ માટે સાધન કરનારે અપરિપક્વ હોય ત્યાંસુધી સ્વધર્મનું કર્મ ત્યજવુ નહીંજ જોઇએ

પ્રભુપ્રેમીઓ! પહેલુંજ કર્મ જન્મની સાથે કરવામા આવે છે, તેમા હિંસા થાય છે—એ તમે જુવાનો, માબાપ બન્યા છતા જાણતા નથી, એવુ મે અનુભવ્યુ છે જે બાળક જન્મે છે તે બાળકની ડૂંટીની સાથે એક નાળ જોડાયેલી હોય છે, જે વડે બાળક ગર્ભાવસ્થામા માતાએ ખાધેલા અન્નના રસથી પોષણ મેળવે છે પછી બાળકનો બહાર જન્મ થતાની સાથેજ એ નાળને ડૂંટીની પાસેથી કાપી ફેંકી દેવામા આવે છે આ હિંસા ખરી કે નહીં? જન્મ થયા પછી બાળક પોતાના મોંથી માતાના સ્તનમાથી દૂધ ચૂસી પેવાનુ હોવાથી, પેલી નાળ એને નકામી પડે છે આપણ શરીરના અગને કાપવુ એ હિંસાજ ગણાય છે તો આ નાળ છેદવાનુ કાર્ય હિંસાયુક્ત કેમ ન ગણાય? છતા તે કર્યા વિના ચાલતુજ નથી જો એ ન કરવામા આવે તો બીજો દોષ લાગે છે બાળકને મોંથી ખોરાક લેવામા વિલબ થાય છે અને સભવ છે કે એ વિલબથી ભૂખથી બાળક મરી જાય.

અહીં એક બીજો પ્રશ્ન આ બાબતમા ઉપસ્થિત કરી શકાય તેમ છે—"દોષવાળા કર્મનુ અનુષ્ઠાન કરવા કરતા દુષ્ટ ન હોય એવા પરધર્મનુ અનુસરણ કરવામા શી હાનિ છે?" આ પ્રશ્નનો ઉત્તર આપ્યા પહેલા આપણે સાથે મળીને વિચાર કરીએ કર્તવ્યકર્મનો ત્યાગ શુ દોષના બહાને તમે કરવાનુ વિચારો છો? તે દોષના કારણે કે સાધનની અજ્ઞતાના કારણે? અશક્તિના કારણે કે અસત્યના કારણે? કે પરધર્મના દોષરહિતપણાના કારણે? આમાના કયા કારણની બુદ્ધિથી તમે ત્યાગ કરવાનુ ઇચ્છો છો? એમાનુ એકે જોવાનુ નથી વેદવિહિત કર્મનો ત્યાગ કરવાથી પ્રત્યવાય થય તે અહીં જોવાનુ છે

જે વિરક્ત નથી, ગૃહસ્થ છે, એની પાસે સાધન નથી એ કારણથી એની બુદ્ધિમા કર્મત્યાગ આવ્યો છે, તો તે અસભવિત છે જે વિરક્ત છે તેને કર્મ ત્યજવા માટે ગુણદોષને જોવાનુ હોતુજ નથી. જેને આત્મજ્ઞાન નથી એવાને કર્મ અને કર્મના ફળને વિષે અસત્યબુદ્ધિ હોયજ નહીં પરધર્મનુ અનુસરણ કરવામા વ્યભિચારદોષ રહેલો છે વળી કુટિચક—સંતાનો સન્યાસી

માબાપની સેવા કરનારો, શિખા રાખનારો અને યજ્ઞોપવિત ધારણ કરનારો હોય છે એ ઘરનો ત્યાગ કરતો નથી તેને સાધના માટે સાધનો મેળવવાના અને કરવાના હોય છે આવુ નિશ્ચિત કરીને કર્મમાત્ર દોષવાળાંજ હોય છે, હિંસાવાળાંજ હોય છે એવુ સિદ્ધ થયુ છે ગૃહસ્થોના એક એક કર્મ હિંસાથી મુક્તજ નથી દર્ભને કાપી લાવવો, સમીધને માટે લાકડાં કાપવા વળી તેમાથી સડેલા લાકડામા જીવડા પણ હોય અને તે લાકડા સાથે બળી પણ જાય–આ બધામા હિંસા રહેલી છે તો પછી બીજા કર્મોનુ હિંસાયુક્તપણુ કહેવામા આવ્યુ છે એ જરાપણ અયુક્ત નથીજ કર્મમાત્ર દોષથી પૂર્ણ છે વિચારી જોતા સમજાય તેમ છે શ્રુતિ કર્મ માટે કહે છે કે આશ્રમીઓ માત્ર હિંસા કરનારાજ છે હિંસા કરવીજ ન ઘટે બધા પ્રાણીઓ જડચેતન તમારા જેવાજ છે અને જન્મેલા છે–‘न हिंस्यात्सर्वभूतानि ।’

કર્મ માટે થતા આરંભ સાથેજ ઇચ્છા ઉઠતાની સાથેજ, હિંસાનો આરંભ થાય છે કારણકે આ જીવ કામમયજ છે જીવ જે જે કાંઇ કરે છે તે કામનાની પ્રેરણાથી કરે છે રજોગુણ રાગથીજ ભરેલો છે તે તૃષ્ણાથી ઉદ્‌ભવેલો થય છે તે જીવને કર્મના સંગ સાથે જોડે છે કર્મનુ થવુજ કામનાના સંબંધથી આરંભાય છે એ રજોગુણનુ કાર્ય છે એ દોષવાળુ છે એ દોષવાળુ હોઇને સર્વકર્મો દોષવાળાંજ છે, એવુ કહેવાય છે જેમ અગ્નિ ઉત્પત્તિ પૂર્વે ભાવ કે અભાવ વિના ધૂમાડાની સાથેજ ઉદ્‌ભવે છે તેમ માનવીએ માત્રથી કરાતા કર્મોની સાથે હિંસાનો દોષ લાગુ રહેલો હોય છે કર્મનુ મૂળજ રજોગુણ છે રજોગુણમા કામના છુપાઇને રહેલી હોય છે એવીરીતે પરધર્મ પણ એવોજ દોષવાળો છે ભાવ અભાવ વિના પણ કર્મની પાછળ કામના અને કર્મની સાથે હિંસા રહેલજ છે આ જોતા પરધર્મના અનુસરણ સાથેજ અશ્રદ્ધાનો દોષ સ્વાભાવિકજ છે અને બીજો દોષ સ્વધર્મના ત્યાગનો રહેલો છે ત્યાગ અને સ્વીકાર એ બેઉ ક્રિયા સાથેજ દોષ રહેલો છે એ વિચારી જોતાથી સમજી શકાશે ત્રીજો દોષ મના કરેલુ અસ્વાભાવિક કર્મ કર્યાથી લાગે છે ઇશ્વરની આજ્ઞાનુ ઉલ્લંઘન કરવુ એ ચોથો દોષ છે જુઓ! તમારૂં એક કારખાનું છે તેનો મેનેજર એન્જીનીયર અને એન્જીનીયર મેનેજરનુ કામ કરવા માંડે મરકૂન રીડરનુ અને રીડર કારકૂનનું દરવાન હેડક્લાર્કનુ અને હેડક્લાર્ક દરવાનનુ કામ કરવા લાગે તેમા કાંઇ દોષ તમને જણાય છે? વિચાર કરો જોઇએ?

હું તમને એક વર્તમાન દાખલો બતાવું. અંગ્રેજો આવ્યા પહેલાંનું કડિયાકામ, સુથારીકામ તપાસો! પેશ્વાઈ વખતના પુરાણા, આજે પણ હયાતિ બતાવતાં મકાનો, મહેલો અને કિલ્લાઓ જુઓ! જૈન મંદિરો જુઓ! સેંકડો વર્ષોથી તમારી નજર સમક્ષ ઉભાં રહેલાં સ્થાપત્યો તપાસો અને હવેનાં ઓછી મજુરી આપવાનાં કારણે અને કમાવાને ઓછા મહેનતાણે પણ એજ સુથારનું અને કડીયાનું કામ કરતા કુંભારો, ગોલારાણાઓ, કોળીઓ, અને માછીમારોનાં હાથનાં કામ જુઓ! હજારો રૂપિયાના ખર્ચે સીમેન્ટ કોન્ક્રીટ અને સળિયાભરી ઉભા કરેલા અને મજબૂત કામના હિમાયતીઓ પણ પોતાના આશ્ચર્યથી જુએ છે કે આવાં કામો બંધાયા પછી એક વર્ષમાંજ ચોમાસામાં એ કામોમાં મોટી મોટી ચીરાડો પડી જાય છે; પ્રીટ કરેલાં બારીબારણાં વસાવા મુશ્કેલ પડે છે અને કયાંનો આખા મકાનમાં દોષ, દોષ અને દોષનાંજ દર્શન થાય છે. કારણ માત્ર એક છે અને તે સ્વાભાવિક સુથારો અને કડિયા સિવાય લઈ પડેલાઓના કામથીજ આ મોંકાણો ઉભી થાય છે.

આજ કારણથી ગૃહસ્થ, અત્યાગી, અને મોક્ષપ્રાપ્તિ માટે યત્નનો આરંભ કરનાર જે કોઈ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્ર હોય તેણે પોતાની જાતિ, વર્ણ અને આશ્રમને ઉચિત, નિમિત્ત કરીને, શ્રુતિસ્મૃતિ વડે વિહિત થયેલું કર્મ પોતાને દોષવાળું પણ જણાતું હોય, છતાં અંતઃકરણની શુદ્ધિ માટે અવશ્ય કરવુંજ જોઇએ. પોતાનાજ ધર્મના આચરણથીજ, આત્મા શુદ્ધ થાય છે અને પ્રયત્નશીલ મુમુક્ષ નિર્વાણને પામે છે. એક શ્રુતિ તેજ કહે છે કે "वेदोदितं स्वयं कर्म नित्यं कुर्यादतन्द्रितः नद्धि कुर्वन् यथाशक्ति प्राप्नोति परमां गतिम्।" ભાવાર્થ:—"વેદોએ આજ્ઞા કરેલું પોતાનું કામ તંદ્રારહિત થઇને અવશ્ય કરવું ઘટે. જે કોઈ યથાશક્તિ પોતાની જાતિનું, વર્ણનું અને આશ્રમનું કર્મ કરે છે તે પરમગતિને પામે છે." આવું હોઇને વર્ણાશ્રમી મોક્ષાર્થીએ સંસારબંધ મુક્ત થવા માટે સ્વધર્મનેજ આચરવો જોઇએ.

પ્રભુપ્રેમીઓ! પરમગતિ માટે પ્રથમ તો ચિત્તશુદ્ધિનીજ આવશ્યકતા છે. માટે મોક્ષાર્થીએ સમજી લેવું ઘટે કે "જ્ઞાન અને કર્મ એ બેઉમાં કર્મ એ સાધન છે અને જ્ઞાન એ સાધ્ય છે. આ બેઉ સાધ્યસાધન ભાવવાળાં છે એવું શાસ્ત્રોમાં પણ પ્રસિદ્ધ છે, જ્યારે કર્તવ્યકર્મ દોષવાળું છે, છતાંપણ એ કર્મ

કર્યા વિના બીજા કોઇપ્રકારે ચિત્તશુદ્ધિ થતી નથી, માટે અવશ્ય કર્તવ્યકર્મ કરવુજ જોઇએ શ્રુતિ અને સ્મૃતિમા આજ્ઞા કરાયેલા કર્મોમા દુષ્ટતા રહેતી નથી. એવી રીતના કર્મો કલ્યાણના સાધનારાંજ હોય છે, તે સાત્વિક હોય છે સાત્વિક કર્મોથી બહુ જન્મોમાં પરમેશ્વરનુ આરાધન કર્યા પછી એ પ્રસન્ન થાય છે અને એમની દયાથી મોક્ષાર્થીની ચિત્તશુદ્ધિ થાય છે. ચિત્તશુદ્ધિથી, સાત્વિક બુદ્ધિથી અને સાત્વિક કર્મથી પરમેશ્વરનુ ઠીક આરાધન કરીને જેણે અતઃકરણની શુદ્ધિ પ્રાપ્ત કરલી હોય છે, તેને તો સદ્‌ગુરૂ એકજ વખત ઉપદેશ આપે છે અને તે ઉપદેશ એને લાગી જાય છે અને આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે આવો આત્મજ્ઞાની યોગારૂઢ સન્યાસયોગવડે બ્રહ્મપ્રાપ્તિ કરે છે સન્યાસ વિના બ્રહ્મપ્રાપ્તિ થતી નથીજ

જેની બુદ્ધિમા બીનકુલ આસક્તિ રહી નથી, વિષયો પ્રત્યે જેની બુદ્ધિ સબધરહિત છે, સર્વ વિષયોમા, સર્વ કર્મોમાં, કોઇપણ સ્થાનમા, કોઇપણ લોકમા અને દેવતામા-ભોગવવાની, કરવાની, સ્થિર થવાની વા પ્રાપ્ત કરવાની આશા વિનાની હોય એવી બુદ્ધિના આદમીને, અસક્તબુદ્ધિવાળો કહેવામા આવે છે. મતલબકે દૃશ્યમાન નામરૂપને મિથ્યા માનવાના નિશ્ચયવાળો, સર્વત્ર વિષયમાત્રમા પૂર્ણ વૈરાગ્યવાળો કહેવામા આવે છે પૂર્ણ વૈરાગ્ય વિના, સર્વત્ર મિથ્યાબુદ્ધિ વિના અસક્તબુદ્ધિ વિના, ચચળચિત્તનુ જ્ઞાનનિષ્ઠપણુ બનવુ અસભવિત હોવાથી વિદ્વાને સ્વય પોતે સયમિત થઇને પોતાના મનને પોતાના કાબુમા કરી લેવુ જોઇએ

પરમગતિ પામવાને માટે મનુષ્યે અસક્તબુદ્ધિવાળા થવુ જોઇએ એમ કહેવામા આવ્યુ અને અસક્તબુદ્ધિવાળો કોને કહેવો એ સમજાવવામા આવ્યુ. પરમગતિને પામવાને જિતાત્મા પણ થવુ જોઇએ જિતાત્માવાળા એટલે તીવ્ર-વૈરાગ્યવડે શ્રદ્ધાપૂર્વક લાબા વખત સુધી નિરાનિરતર 'હુ આત્મા છુ' એવી ભાવનાવડે અભ્યાસ કરીને જેણે મનને-આત્માને-પોતાને છતી લઇને જેણે બ્રહ્મમા સ્થિરતા કરી હોય એવા આત્માવાળો મનુષ્ય, ચિત્તને વશ કરનારો મનુષ્ય-જિતાત્મા કહેવાય છે

અસક્તબુદ્ધિપણુ અને જિતાત્માપણુ સિદ્ધ થયા છતા શરીરના સુખની અપેક્ષાવાળો અને પરિગ્રહ કરનારો મનુષ્ય હોય, યોગી હોય, તો પણ તે યોગીની

જ્ઞાનનિષ્ઠા સિદ્ધ થતી નથી માટે પરમગતિપ્રાપ્તિની ઇચ્છાવાળા મુમુક્ષુએ અપરિગ્રહી અને શારીરિકસુખની અપેક્ષા વિનાનું થઈ જવું ઘટે શારીરિક સુખની અપેક્ષા વિનાના માનવીને 'વિગતસ્પૃહ' કહેવામા આવે છે 'વિગતસ્પૃહ' એટલે દેહ ઉપરથી અને પરિગ્રહ ઉપરથી જેની અપેક્ષા ઉડી ગઈ છે એવો અથવા 'મને આ વસ્તુ મળે તો ઠીક યા મારી આ વસ્તુ ચાલી ન જાય તો ઠીક અને મારા શરીરને કોઈ કષ્ટ ન પડે તો ઠીક' એવી ચિંતા વિનાનો હોય એવો યા સમયે પ્રારબ્ધવશ જીવનારો, લગોટ-ખભેકામળી-દંડ અને કાચલી ધારી હોય તે 'વિગતસ્પૃહ' કહેવાય છે

સ્પૃહા વિનાના બન્યા વિના સન્યાસી એટલે પૂર્વોક્ત સાધનસપન્ન થયેલો મોક્ષાર્થી, આત્મતત્વનો સાક્ષાત્કાર કર્યો હોય એવો, તીવ્ર મોક્ષેચ્છાપર આરૂઢ થયેલો વિરાગી, પોતાને બ્રહ્મને વિષે માન્યતાવાળો, નિરતર બ્રહ્મનિષ્ઠાવાળો અને તે વડે જેને જ્ઞાનનિષ્ઠા પ્રાપ્ત થયેલી છે એવો, અથવા 'सत्य ज्ञानमनत ब्रह्म' એવુ જે બ્રહ્મ તે 'હુ છુ' એવુ પોતાનુ બ્રહ્માકારતાપણુ બીજા કોઈ પણ ભાર વિના સપન્ન થયેલુ હોય એવો આવા સન્યાસભાવથી નૈષ્કર્મ્યસિદ્ધિ આવે છે નૈષ્કર્મ્યસિદ્ધિ એટલે ઉપર મધ્યમા અને નીચે 'હુંજ સર્વ કાંઈ છુ' એવુ યથાર્થ વિજ્ઞાન જે સન્યાસથીજ સિદ્ધ થાય છે તે આત્મા કળારહિત, ક્રિયારહિત શાત છે જ્યા ક્રિયા નથી ત્યાં નિષ્ક્રિયતા હોય છે આત્માના સાક્ષાત્કારથી ઉપજતી બ્રહ્મનિષ્ઠાની સિદ્ધિ તેને નૈષ્કર્મ્યસિદ્ધિ કહે છે કર્મ કરવાનો અભાવ તે નૈષ્કર્મ્ય-બ્રહ્મભાવ આવા બ્રહ્મભાવની પ્રાપ્તિને નૈષ્કર્મ્યસિદ્ધિ કહેવાય છે બીલકુલ પોતાના આત્માને બ્રહ્મ સમજવાની અવસ્થાના લક્ષણવાળી સ્થિતિને નૈષ્કર્મ્યસિદ્ધિ કહેવાય છે પોતાનું અને બ્રહ્મનુ ભેદરહિતપણુ હોય એવી હાલત ઉત્તમ અને પરમ છે, માટે તે નૈષ્કર્મ્યસિદ્ધિ કહેવાય છે

આ નૈષ્કર્મ્યસિદ્ધિ વિનાની બીજી અણિમા, ગરિમા લઘિમા, ઇશિતા વગેરે અને સાલોક્યસિદ્ધિ ભેદભાવિત હોવાથી, મોહ પમાડનારી હોવાથી, જીવને જન્મમરણરૂપ સસાર ચક્રપરથી ઉતરી શકતી નથી જ્યારે નૈષ્કર્મ્યસિદ્ધિ સ્વસિદ્ધિ હોવાથી, સાક્ષાત્કારતાયુક્ત હોવાથી, દ્વૈતભાનરૂપ અજ્ઞાન વિનાની હોવાથી અવિદ્યાનો નાશ કરાવી સસારચક્રપરથી ઉતારીને બ્રહ્મવિદ્‌ને સ્વરાજ્યસુખમા સ્થાપિત કરે છે, માટે તેનુ ઉત્તમપણુ જે કહ્યુ છે તે યુક્તજ છે આ નૈષ્કર્મ્ય-

સિદ્ધિને બ્રહ્મવિદ્ યતિએ સંન્યાસવડે સંપાદન કરવી ઘટે નિરંતર બ્રહ્મનિષ્ઠાથી ઉપજતી આબેહૂબ સાક્ષાત્કારતા વડેજ એ સિદ્ધિ આવે છે, અને બીજા કોઇ સાધનથી આવતી નથી. અથવા આ નૈષ્કર્મ્યસિદ્ધિ–અહંકાર, બળ, દર્પ વગેરે લક્ષણોનો ત્યાગ કર્યાથી અને 'હું, મારૂં' મરી જવાથી આવે છે. અથવા પોતાના કર્મવડે એ પરમેશ્વરનું પૂજન કરીને, સાત્વિક બનીને, મુમુક્ષુ બનીને, સાત્વિકબુદ્ધિવડે, સાત્વિક કર્મોવડે અનેક જન્મોમાં પરમેશ્વરનું બરાબર આરાધન કર્યાથી, પરમેશ્વરનો અનુગ્રહ થયાથી, અંતઃકરણ શુદ્ધ થયાથી એકજ વખત 'તત્ત્વમસિ' એવો સદ્‌ગુરૂનો ઉપદેશ ગ્રહણ થઇ જવાથી, આત્મવિજ્ઞાન આવી જવાથી, પંડિતને પુત્રૈષણા–વિત્તૈષણા–લોકૈષણા છૂટી જતાં નૈષ્કર્મ્યસિદ્ધિ પ્રાપ્ત થાય છે. પછી એ પંડિતને સર્વ કર્મો છોડે છે. જેના કર્મો છૂટી ગયાં છે એવા અધિકારી સંન્યાસીને પરિપક્વ અંતઃકરણવાળા બ્રહ્મનિષ્ઠને એ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આ સિદ્ધિ ધર્મના અનુસરણ વિના, સંન્યાસાશ્રમ વિના આવતી નથી વિહિત કર્મોના અને સાધનોના ત્યાગથીજ સંન્યાસી બનાય છે. બ્રહ્મચર્યાશ્રમમાં, ગૃહસ્થાશ્રમમાં કે વાનપ્રસ્થાશ્રમમાં એ સિદ્ધિ આવતી નથી. મોક્ષાર્થી બ્રહ્મવિદોએ સંન્યાસવડેજ આ સિદ્ધિ સંપાદન કરવી જોઇએ, એવું સિદ્ધ થાય છે.

એને સંપાદન કરવામાં દેહાધ્યાસ મુખ્યત્વે કરીને વિઘ્ન કરનારો થાય છે 'હુંજ આ વસ્તુ કરી શકું, જો એ વસ્તુ મારાથી થઇ ન હોત તો મહાન અનર્થ થવાનો સંભવ હતો' આવો એક ભાવ, અને 'આ કરવું એ મારી શક્તિમાં છે' એવો બીજો ભાવ એ દેહાધ્યાસથીજ ઉપજે છે. આ દેહાધ્યાસથી માનવી પોતાની અલ્પતા વીસરી જાય છે, ત્યાં નૈષ્કર્મ્યસિદ્ધિ કેમ સંપાદન થઇ શકે?

**દૃષ્ટાંત:**–એક બહુ ભારે તરવૈયો હતો તેને ગમેતેવા ઘેરા અને ઉંડા પાણીમાં પણ તરવાનું બહુ સારૂં આવડતું હોઇ, કોઈ માણસ જો કૂવા, નદી કે સમુદ્રમાં ડૂબતો હોય તો તેને મદદ કરી બહાર કાઢતો હતો અને આમ એને પાણીમાં તરવાનું અને બીજાઓને જીવતદાન આપવાનું ભારે અભિમાન હતું.

એક વખત આ માણસને પોતાને સાસરે કાંઇ લગ્ન પ્રસંગમાં હાજરી આપવા જવાનું હતું અને સાસરાનું ગામ ત્રણેક ગાઉ દૂર હતું. રસ્તામાં કાંઇ મુશ્કેલી નડે એવું ન હતું એટલે એણે વિચાર કર્યો કે 'બપોરના નીકળીશ

તો સાંજસુધીમાં તો પહોંચી જઈશ.' આ પ્રમાણે એ નીકળ્યો પણ ખરો પણ ઉનાળાનો વખત હોઈ પુષ્કળ તાપને લીધે એ પરસેવાથી તરબોળ થઇ ગયો. વળી રસ્તાની ઉડતી ધૂળ એનાં પહેરેલાં કપડાં અને શરીરપર પડી એટલે એ તરવૈયાના દેદાર તદ્દન બદલાઈ ગયા. એને પોતાને પણ આ વેશે સાસરાના ગામમાં જવાનું ઠીક ન લાગ્યું એટલે ગામની બહાર એક તળાવમાં નાહી, કપડાં બદલી સાસરે જવાનો નિશ્ચય કર્યો. તળાવ ગામથી થોડું દૂર હતું, અને વળી એકાંત જંગલ જેવા પ્રદેશમાં હતું એટલે તેણે તરતજ કપડાં કાઢી તળાવના પાણીમાં ઝૂકાવ્યું. એકતો તાપને લઇને કંટાળેલો અને ચાલવાથી થાકેલો એટલે એ તરવૈયો તળાવના ઠંડા પાણીમાં પડતાંજ ખુશખુશ થઇ ગયો. એને થોડુંક તરવાની ઈચ્છા થઈ આવી અને તેથી તરતો તરતો તે તળાવના મધ્યભાગ સુધી પહોંચી ગયો. આ તળાવમાં પુષ્કળ કમળ ઉગતાં હતાં અને તે કારણે પાણીમાં કમળની દાંડીઓની બહુ ભારે જાળ બાઝી ગઇ હતી. આ જાળ એવી ગુંચવણ ભરેલી હોય છે કે અંદર ફસાયલી વસ્તુ વહેલી વહેલી બહાર નીકળી શકે નહીં. પેલો તરવૈયો પણ તરતાં તરતાં એવા ગેલમાં આવી ગયો હતો કે એને એ જાળનું ભાનજ રહ્યું નહીં અને પરિણામે પાણીમાં પગ પછાડતાં એનો એક પગ જાળમાં ભરાઈ ગયો. તરવૈયાએ જોર કરી પગ કાઢવા માંડ્યો પણ જેવો ખેંચી અંદર અફાળે કે બીજી જાળમાં ભેળવાય અને આમ એનો પગ એવો તો બંધાઇ ગયો કે તેમાંથી નીકળ્યોજ નહીં. છેવટે થાકી ગયો; હતાશ થઇ ગયો.

પ્રભુપ્રેમીઓ! માનવી પોતાના પ્રાણ બચાવવાને પ્રમાદ કરતો નથી અને બહુ બહુ સાવધાન હોય છે, પણ જ્યારે પ્રયત્ન નકામા જાય છે, ત્યારે એ પોતાને સંકટગ્રસ્ત થયેલો માને છે. કેટલાક શરૂઆતમાંજ ભગવાનને યાદ કરે છે, જ્યારે બીજાઓ નિરાશ થયા પછી ભગવાનને યાદ કરે છે. કેટલાક મૂર્ખાઓને ભગવાન યાદ આવતાજ નથી. આપણી વાર્તાનો નાયક તરવૈયો પોતાની શક્તિનું ભારે અભિમાન રાખનારો હતો, છતાં ગામડાગામમાં રહેલો કોઇ વખતે સાંભળ્યું હશે કે 'સંકટમાં હરિસ્મરણ કરનારને ભગવાન દુઃખમાંથી છોડાવે છે' એટલે આવા કપરા સંજોગો જોઈ, કોઈ તળાવના કાંઠા ઉપર પણ ન દેખાયાથી એણે ભગવાનને પ્રાર્થના કરવા માંડી. "હે ભગવાન! સંકટમાં આવી પડેલાને તમે બચાવો છો એ વાત જો સાચી હોય તો હે

દીનાનાથ! તમે મારી વ્હારે ધાઓ! હે દીનબંધુ! હે દુખીયાના બેલી! હું થાકી ગયો છું મારાથી પાણીની બહાર નીકળાતું નથી અને તમારા સિવાય બીજો કોઇ બચાવનાર પણ હું જોતો નથી જો વહેલો આવી અને નહીં બચાવો, તો હવે હું ડૂબી જઇશ, મરી જઇશ "

પ્રભુપ્રેમીઓ! જો આ તરવૈયો આત્મજ્ઞાની હોત તો પ્રથમ તો એ ઉંડા પાણીમા નાહવાની મજા લેવાજ ન ગયો હોત અને બીજું આફતમા આવી પડતા એણે ઇશ્વરને બચાવવાની પ્રાર્થના ન કરી હોત, નદીને પેલેપાર જતાં પણ જો કોઇ બ્રહ્મજ્ઞાની વહેણમા તણાઇ જાય તોયે તે બચવાને પ્રભુપ્રાર્થના ન કરે જેને નૈષ્કર્મ્યસિદ્ધિ થઈ હોય તે ચેષ્ટા કે ક્રિયા કરતોજ નથી.

વારુ! ભગવાને પેલા તરવૈયાની પ્રાર્થના સાભળી, અને તે અભક્તોને અજાયબી પમાડે તેવી રીતની ઘટનાદ્વારા તરવૈયાને બચાવ્યો એ ઘટના એવી થઈ કે પેલા તરવૈયાના પાણી ઉપર હાથપગ પછાડવાના અવાજથી તળાવના કાંઠા ઉપરના ઝાડપર એક મોર બેઠો હતો તે ભડક્યો અને પાંખો ફફડાવતો વિચિત્ર અવાજ કરતો ઉડ્યો ઉડતા ઉડતા થોડે દૂર કેટલીક ગાયો જ્યા ચરતી હતી તે બાજુ ગયો અને ગાયોના ઉપરથી એ ઉડ્યો. મોરની પાંખોના ફફડાટથી અને વિચિત્ર અવાજથી પેલી ગાયો પણ ભડકી અને 'હંભા! હંભા!' કરતી, પૂંછડા ઉંચા કરતી દોડવા લાગી અને દોડતી દોડતી તળાવપર આવી પહોંચી આમ ગાયો ગભરાટમા દોડવા માંડી એટલે એમને ચરાવવા આવેલો ગોવાળિયો પણ તેમની પાછળ દોડતો તળાવપર આવી પહોંચ્યો અને એણે પેલા ડૂબતા તરવૈયાને જોયો. તરવૈયાએ ગોવાળિયાને જોઇ આનંદમા આવી પોતાને બચાવવા કહ્યુ અને તરતજ ગોવાળિયાએ પોતાના માથાનો ફેંટો છોડી એક છેડો પોતાની પાસે રાખી બીજો છેડો તરવૈયા તરફ ફેંક્યો તેણે તે પકડી લીધો અને ગોવાળિયાના ખેંચવાથી તેના પગે વળગેલી જાલ તૂટી ગઇ અને આમ તરવૈયો બચી બહાર આવ્યો

બહાર આવ્યા પછી પેલો તરવૈયો ગોવાળની ઉપકાર કર્યાની લાગણીની અસરવાળો થયો હતો, પણ એનાથી ઉપકારનો એક શબ્દ પણ ઉચ્ચારાઇ શક્યો નહીં. કદાચ કાંઇ કહ્યુ પણ હોત, પણ પેલા ગોવાળને તેનાથી કાંઇ સંતોષ પણ થયો ન હોત, કારણકે તેને તો આ ઉપકારના કર્મના બદલામા

કાંઈક શરીરના સુખ માટે પેલો તરવૈયો કાંઈ આપે એવી ઈચ્છા હતી. છેવટે તરવૈયાએ સાસરાના ગામમાં જવાનું હતું એટલે પેલા ગોવાળને પોતાનું ગામ અને ઘરનું ઠેકાણું આપી બે દિવસ પછી આવવા કહ્યું. ગોવાળને શું જોઈતું હતું તે એણે કાંઈ કહ્યું નહીં, પણ બે દિવસ પછી રોજ એ તરવૈયાને ઘેર જાય, ચાહ પીએ, બીડી પીએ, કાંઈક ખાય અને કોઈક વખત આનો બેઆના લઈ પણ જાય. આમ ઘણો વખત ચાલ્યું. તરવૈયો સમજી ગયો કે 'આ ગોવાળ મને બચાવી રોજ મને એના દાબમાં રાખવા માગે છે' એટલે એણે એ સંબંધ ઓછો કરવા વિચાર કર્યો. એક દિવસ એ બહારગામ ચાલ્યો ગયો. ગોવાળિયો આ વાત જાણતો ન હતો એટલે એનો ફેરો નકામો ગયો, ઉપરાછાપરી આમ બહુ દિવસ તેને પેલો તરવૈયો મળ્યો નહીં. એક દિવસ ઓચિંતા રસ્તામાં બેઉજણા ભેગા થઈ ગયા. ગોવાળે તો તેને જોતાંજ એક ધબ્બો લગાવી લીધો અને બોલ્યો "નીચ! હરામી! મારાથી સંતાતો તું ક્યાં ભાગી ગયો હતો? આવું કરવા મને તે દિવસે તને બચાવવા બોલાવ્યો હતો? ડુબીને મરી ગયો હોત એ ભૂલી જાય છે કે થોડી ચાહ કે એકાદ બીડીના લોભે આમ સંતાયા કરે છે?"

તરવૈયાએ 'મેં તને ડૂબતો બચાવ્યો છે; હું નહીં હોત તો તું તો મરીજ ગયો હોત'—આવાં વાક્યો ઘણીએવાર ગોવાળિયાને બોલતાં સાંભળ્યો હતો. આ વખતે એની ધીરજ ખૂટી ગઈ. એ કંટાળી ગયો અને બોલ્યો "અલ્યા! એમાં તું વારેઘડીએ શીદને ફૂલાયા કરે છે? હું મરી ગયો હોત તો તેમાં શું થઈ જવાનું હતું! બેવકૂફ! તું જાણે છે કે તેં મને બચાવ્યો છે, પણ તેમ નથી. મને તો ઈશ્વરે બચાવ્યો હતો ઈશ્વરે. તું તો માત્ર નિમિત્ત હતો. ભગવાનની ઈચ્છા વિના એક પાંદડું પણ હાલતું નથી, તો તું કોણ? ખોટું શેનો અભિમાન કરે છે?" ગોવાળિયો પણ ગાંજ્યો જાય તેવો ન હતો. તેણે જવાબ દીધો "બેસ બેસ, હવે! મોટો ભગવાનવાળો ન જોયો હોય તો! છેવટે ભગવાને પણ નિમિત્ત તો મનેજ બનાવ્યો હતો ને? એ કેમ ભૂલી જાય છે?" તરવૈયાએ જવાબ દીધો "અલ્યા હા! તું નિમિત્ત તો ખરો, પણ તેપણ પાંચમો નિમિત્ત થયો હતો તે તું જાણે છે? જો! ડૂબતાં બચવા મેં હાથપગ પછાડેલા તે પ્રથમ નિમિત્ત, તેનાથી મેં બૂમ પાડી અને ઉડ્યો એ બીજું નિમિત્ત, ગાયો ભડકી અને તળાવપર દોડી આવી એ ત્રીજું નિમિત્ત, તેની પાછળ તું દોડતો

આવ્યો એ ચોથુ નિમિત્ત અને તારા માથાપરનો ફેંટો એ પાચમુ નિમિત્ત. જો તે ટોપી પહેરી હોત તો તુ મને કાંઇ બચાવી શકવાનો હતો કે? માટે મિથ્યા અભિમાન ન કર! એમા શુ તારી કાંઈ માણસાઈ છે?" ગોવાળ બોલ્યો "મારે શું કરેલો ઉપકાર ભૂલી જવો એ શુ તારી માણસાઈ છે કે?" આમ આ બેઉ લડી પડયા અને જીવ્યા ત્યાંસુધી એક બીજાં સાથે દુશ્મનની રીતે જીવ્યા અસ્તુ

પ્રભુપ્રેમીઓ! આ દુનિયામા જે અશાતિ જોવામા આવે છે, તેનુ મૂળ શારીરિક ભોગભાવના, ઇન્દ્રિયારામની ભાવના અને વિષયાનંદની ભાવના વિના બીજુ કશુ નથી. અવિદ્યાની કાર્યરૂપ ભાવના વડે અસાત્વિક સકલ્પ, અસાત્વિક નિશ્ચયો અને અસાત્વિક કર્મો એ અસાત્વિક બુદ્ધિવાળા અસાત્વિક કર્તાઓથી થાય છે. માટેજ દુનિયાને દુખમય સમજાવવામા આવે છે એને મીઠી કરવાને મથનારા અને મોજ માણનારા વિરલાજ હોવાથી એને દુખમય કહેવામાં આવે છે. આવા જીવોને કાણુ ભાષામા કોઇ કહેતું નથી કે-" **નાલાયકો! દુનિયા દુઃખ ખમવાને માટે કે દુઃખની સજા ભોગવવાને બનાવી નથી. સુખે જીવવાનો હુન્નર યાને કળા યા વિદ્યા એ ભગવાન શ્રીકૃષ્ણે સહેલાયથી શીખાય તેટલા માટે ગીતામાં ગાયેલી છે એમ સમજો."**

ન્યાયશાસ્ત્ર ભણવાથી, આયુર્વેદ, વ્યાકરણ કે જ્યોતિષ ભણવાથી દુનિયા મીઠી થતી નથી સાત્વિક બુદ્ધિવાળા મનુષ્યોજ દુનિયાને મીઠી બનાવી શકે છે અસાત્વિક બુદ્ધિ કોને કહેવી એ જાણવા સાભળો –

**દૃષ્ટાંત:**–ચાર જુવાન બ્રાહ્મણો આજીવિકાની શોધ માટે પોતાનુ ગામ છોડી પરદેશ ચાલ્યા બહુ મુસાફરી કરી પણ ચારેમાથી એકને પણ કોઇપણ ગામમા આજીવિકા ન જડી ચારેજણા સાથેજ ફરતા રહ્યા ફરતા ફરતા એક રાજધાનીના શહેર તરફ આવીને બહાર એક ધર્મશાળામા ઉતર્યાં આ ચારેજણા વિદ્વાન હતા પણ બુદ્ધિને ગીરો મૂકી ભણેલા હતા અર્થાત્ ભણેલા હતા પણ ગણેલા ન હતા ચારમાથી એક જણ નૈયાયિક, બીજો વૈદ્ય ત્રીજો વૈયાકરણી અને ચોથો જોશી હતા હતા તો બ્રાહ્મણ તેમના પિતાઓએ સધ્યા, અગ્નિ-

હોત, વૈશ્વદેવ, વેદવેદાન્તના શિક્ષણથી તેમને બાળપણથીજ વંચિત રાખ્યા હતા અને પેટ ભરવાનુ શીખવવાની તમન્ના રાખી હતી

હવે ધર્મશાળામા ઉતારો કર્યા પછી ભોજનના પ્રબંધ માટે સામગ્રી લાવવા ચારમાંથી બેજણા–નૈયાયિક અને વૈદ્ય શહેરમા ગયા, જોષી સ્નાન કરી બેસી ગયા શનિની શાંતિનો જાપ જપવા અને વૈયાકરણી 'कृ करणे' ગોખતા ગોખતા લાકડાઅડાયાંના બળતણની શોધમાં પડ્યા. શહેરમાં ગયેલા વૈદ્ય જે જે વસ્તુ ખરીદવાનું કહે એ નૈયાયિકને મોઘી પડે અને નૈયાયિક જે વસ્તુ ખરીદવાની કહે એ વૈદ્યને વાત–પીત્ત–કફ વધારનારી જણાય આખરે બેઉજણા લીબડાના ઝાડપરથી પાદડા લઇ જઇ તેનું ભોજન કરવાના એક નિશ્ચય પર આવ્યા નૈયાયિક પૈસા બચ્યાથી ખુશ થયો અને વૈદ્યે લીંબડાનો આહાર ઉત્તમ જણાવ્યો. નૈયાયિકના મનમાં આવ્યું કે 'विनैव मुल्येनावाप्तं शोभनम् ।' અર્થાત્ 'કિંમત વિના મળેલું સુંદર હોય છે' જ્યારે વૈદ્યે કહ્યું કે 'सर्वरोगहरो निंबः ।' અર્થાત્ 'બધા રોગને હરનારો લીંમડો છે.' આમ લીંબડાનાં પાદડાં લઈ તેઓ મુકામ પર આવ્યા, એટલે વૈયાકરણીએ પાંદડાંને માટીની ઠીબમાં બાફવા મૂક્યા, અને નીચે અગ્નિની આંચ આપી. થોડા વખતમાં પાંદડા બફાયા અને પાણી ઉકળતુ ઓછું થયું એટલે એ ઠરથી 'ભડ, ભડ, ભડ' આવો અવાજ આવવા લાગ્યો એટલે વૈયાકરણીને થયુ કે 'भर, भर' આવો ઉચ્ચાર શુદ્ધ છે માટે આ અશુદ્ધ ઉચ્ચાર કરે છે એનાથી બુદ્ધિ બગડશે, માટે 'अशुद्धोच्चार मा कुरु मूढ ।' અર્થાત્ 'હે મૂર્ખ ! અશુદ્ધ ઉચ્ચાર ન કર' કહેતા પેલી ઠીબને લાત મારી એટલે ઠીબ ભાંગી ગઇ અને બધા પાદડા ચૂલામા અને ધૂળમાં રગદોળાયા અને વધુમાં વૈયાકરણીનો પગ દાઝયો. ચારેજણાને તે દિવસે ઉપવાસ થયો, પણ પોતાની ધારણામા બરાબર રહ્યાની ખુશાલીમા ઉપવાસે તેમને બહુ વ્યથા ન કરી

હવે તેઓએ સારું મુહૂર્ત જોઇને શહેરમા પ્રવેશ કરવાનો નિશ્ચય કર્યો જોશીએ મધ્યરાત્રે અભિજિત્ નક્ષત્રમાં પ્રવેશ ઉત્તમ હોવાનો અભિપ્રાય આપ્યો અને આ ચારેજણા મધ્યરાત્રિએ કિલ્લાના દરવાજાપર આવી ઉભા રહ્યા પણ પહેરેગીરોએ દરવાજો ઉઘાડ્યો નહીં. આવુ ઉત્તમ મુહૂર્ત પણ આવતાં વિલબ થાય માટે તેજ ઘડીએ પ્રવેશ કરવાના ઇરાદાથી તેઓ ચારેજણા મળીને દરવાજાનું બારણું થેડું ખોલી શક્યા અને માડ એક જણથી પેસાય તેટલો

રસ્તો કરી એક પછી એક અદર દાખલ થયા. દાખલ થતાંની સાથેજ સિપાઇઓએ તેમને અટકમાં લીધા અને સવારે ન્યાયાધીશ સમક્ષ ખડા કરી, બળજબરીથી પ્રવેશ કરવાનું તહોમત મૂક્યુ. ન્યાયાધીશે ગુનેગાર ઠેરવી તેમને એક વર્ષની કેદ ફરમાવી. અસ્તુ.

પ્રભુપ્રેમીઓ દુનિયામાં માનવીઓને દુઃખ આપી પડવાના કારણો રાજસી અને તામસીજ હોય છે. એક લાલચથી લપટાયેલું માનવી એક કામ સિદ્ધ કરતા એ કામને ઉપકારક સાધનો ઉભા કરવામાં નિષિદ્ધ અને દૂષિત ક્રિયાઓ અને ચેષ્ટાઓ કરે છે. એનુ પરિણામ આખરે દુઃખમાં આવે છે પ્રારબ્ધવશતા તો કોઇને સુઝતીજ નથી, તેમ પ્રયત્નોમા દુષ્ટતા ત્યજવાનુ ભાન પણ તેમને રહેતુ નથી સુખ કેમ અને કયાથી આવે?

મહાભારતના યુદ્ધનું કારણ ધૃતરાષ્ટ્રની રાજસી બુદ્ધિજ હતુ એમ તમને જણાય વિના નહીં રહે. વળી રામરાવણના યુદ્ધનું કારણ કૈકેયી અને રાવણની રાજસી બુદ્ધિ વિના તમને બીજું જડી આવશે નહીં. કૈકેયીએ મેળવેલા અયોધ્યાના રાજ્યનો અસ્વીકાર કરવાનુ અને રામચન્દ્રજીએ રાજ્ય પાછુ આપવાનું ભરતનુ કર્મ સાત્વિક કહેવાય છે. ભરતની બુદ્ધિજ સાત્વિક હતી અને એથીજ ભગવાન રામચન્દ્રને એ પ્રિય હતા પરીક્ષિતનુ સર્પદંશથી મૃત્યુ થવાનું કારણ એની રાજસીબુદ્ધિજ હતું.

અસાત્વિક અને તામસીબુદ્ધિનુ એક હસવા જેવુ, એક પંડિતની લુચ્ચાઇને ઉઘાડી પાડનાર અને એક રાજાને મૂર્ખ બનાવવાનું વૃતાંત જાણવા જેવુ છે માનમા પણ સાત્વિકતાની જરૂર હોય છે, નહીં તો અનર્થ થાય છે.

દૃષ્ટાંતઃ-એક મૂર્ખ રાજા હતો. તેની પાસે એક પંડિત હતો જે આપમતલબીઓ, સ્વાર્થી, કપટી અને લોભી હતો. રાજાની પાસે બીજો કોઇ પંડિત આવે અને રાજા તેનો આદર કરે તે એને ગમતુ નહીં. એટલે રાજાની મૂર્ખાઇનો લાભ લેવા એક દિવસ એકાન્તમા પોતાની વિદ્વત્તાનો ઉપયોગ કરી એવુ સમજાવવા લાગ્યો કે "હે રાજન્! હું આજે તમારી પાસે એક ગુપ્ત શ્લોકનો ગુપ્ત અર્થ કહું છુ મારા સિવાય આ અર્થ કોઇ જાણતુ જ નથી અને તમારે હમેશાં આ શ્લોક બોલવો અને કોઇ પંડિત આવે તો એની પરિક્ષા માટે

એનો અર્થ પૂછજો. મારા કહેવા પ્રમાણેનો જો અર્થ તે કહે તો તેને દક્ષિણા આપજો, માન આપજો, નહીં તો તમારી બધી સંપત્તિ એ ધૂતારાઓ ખાઈ જશે. સાંભળો:—

शुक्लांबरधरं देवं शशीवर्णं चतुर्भुजम्।
प्रसन्नवदनं ध्यायेत् सर्वविघ्नोपशांतये॥

અને હે રાજન્! આ શ્લોકનો અર્થ પણ બરાબર સમજી લ્યો! અડદનીદાળની બાટી બનાવીને દહીંમાં બોળેલાના જેવા સફેતવસ્ત્રધારી વિષ્ણુ સફેત વસ્તુઓનું ભોજન કરનારને ચંદ્રના જેવી કાંતિ, અને પ્રસન્નતા આપે છે અને ચતુરલોકો એનુંજ ધ્યાન ધરે છે.'

આ પ્રમાણેના ગેરસમજભર્યા અર્થથી રાજાને બરાબર ભણાવી દીધો અને સારપછી તે રાજા પોતાને ત્યાં જે જે પંડિત આવે તેને પેલો શ્લોક કહી તેનો અર્થ પૂછે અને જવાબમાં "તે દેવ કે જેમણે સફેતવસ્ત્રો ધારણ કર્યાં છે, જેઓ ચંદ્રના જેવા વર્ણવાલા છે, જેમને ચાર હાથ છે, એવા શ્રીવિષ્ણુદેવનું સર્વ વિઘ્નોની શાંતિ માટે ધ્યાન ધરવું જોઈએ" આવો અર્થ કહે એટલે રાજા તેને અપંડિત, મૂર્ખ કહી કાઢી મૂકે અને પોતાને ભણાવેલો અર્થજ સાચો છે એમ માને. બીજા ભાવાર્થેને માનેજ નહીં. વળી પેલા અસલ પંડિતને તે વખતે વધારે માન આપે.

આ પ્રમાણેની દશા થવાથી થોડા સમયમાં પંડિતોમાં ભારે ઉહાપોહ થઇ ગયો; કોઇપણ પંડિત સાચી વસ્તુસ્થિતિને સમજી શક્યો નહીં. આ વાત એક સંતપુરૂષના જાણવામાં આવી. તેમણે રાજાનું અજ્ઞાન દૂર કરવાનું બીડું ઝડપ્યું અને રાજા પાસે ગયા. રાજાએ વંદન કર્યું અને શાસ્ત્રાર્થ કરવા સભામાં આવવા કહ્યું. સંતે જવાબમાં ના પાડતાં કહ્યું કે "રાજન્! મને તો તારા શાસ્ત્રાર્થમાં પ્રેમ નથી, તેમજ હું કાંઈ દ્રવ્યનો પિપાસુ નથી. દ્રવ્યલાલસુને શાસ્ત્રાર્થમાં પ્રીતિ હોય. હું તો એક સાધારણ ત્યાગી પુરૂષ છું, છતાં મારી એવી ઇચ્છા છે કે હું તારા શહેરમાં થોડા દિવસ નિવાસ કરૂં. જો તારી આજ્ઞા હોય તો હું તેમ કરીશ." રાજા બહુ ખુશ થઇ ગયો અને સંતને રાખવા બહુ રાજી થયો, પણ સંતે કહ્યું કે "રાજન્! હવે હું રહીશ તો ખરો, પણ

તારે મારી એક ઇચ્છા પૂરી કરવી પડશે. તે સિવાય મારાથી રહેવાય નહીં " રાજા કબુલ થયો એટલે સંત બોલ્યા "તમારે દરરોજ સાંજે બે કલાક મારી પાસે આવવું હું તમને સંસ્કૃત શીખવીશ કે જેથી બધાં શાસ્ત્રો, પુરાણો તમને જાતે વાચતા અને સમજતા આવડશે અને આ પ્રમાણે તમારા રાજ્યમાં રહેવાનો બદલો હું આપી શકીશ."

રાજાએ સંતનું કહેવું કબુલ રાખ્યું થોડા વખતમાં એ સંસ્કૃત વાચતાં અને સમજતા શીખી ગયો. ત્યારપછી તેમણે રાજાને રાજાનાજ શ્લોકનો અર્થ કરવા કહ્યું. રાજાની આંખ ઉઘડી ગઇ પોતાની ભૂલ સમજાઇ ગઇ અને આ રીતે સાન્ત થતા પેલા પંડિતોને કરેલો અન્યાય તેમને હૃદયમાં સાલવા લાગ્યો પેલા સ્વાર્થી પંડિતને બોલાવી, તેને ખોટું સમજાવવા બદલ ઠપકો આપી દેશમાંથી હદપાર કર્યો અને પોતે પછી સારુ ખોટું સમજતો થઇ સુખી થયો. પેલા સંત પણ ત્યાંથી વિદાય થઇ ગયા અસ્તુ

પ્રભુપ્રેમીઓ! ભગવાન નથી ઇચ્છતા કે દુનિયા જીવોને દુઃખ આપે ઉલટા જીવોજ પોતાની દુષ્ટતાથી દુનિયાને દુઃખમય બનાવે છે.

દૃષ્ટાંતઃ-ગંડકી નદીના પવિત્ર તટપર એક ગામમા ભારદ્વાજ ગોત્રિય એક બ્રાહ્મણ રહેતો હતો, જેનું નામ શંકર પંડિત હતુ તેઓ ભગવાનના ભક્ત હતા તેમના ઘરમા શાલિગ્રામજીની મૂર્તિ હતી દરરોજ સવારમાં સ્નાનાદિથી પરવારી, સંધ્યા, કરી ભગવાનનું પૂજન કરતા હતા ॐ रामाय नमः -એ એમનો પ્રિય મંત્ર હતો આ મંત્રનો જાપ કરી, તર્પણ કરી, પોતે શિવાલયમાં જતા અને ભગવાન શંકરનું પૂજન કરી ઘેર આવતા હતા પંડિતજીને રામ-કૃષ્ણ-શિવમા જરાયે ભેદ જણાતો ન હતો હૃદયમાં આનંદ ઉત્પન્ન થાય તે પ્રમાણે પૂજન કરી ઘેર આવી, વૈશ્વદેવ કરીને જમતા હતા અને જમ્યાબાદ નિયમસર પાઠશાળામા જઈ બાળકોને ભણાવતા હતા પાઠશાળાનો નિભાવ એ ગામના ઠાકુર કરતા હતા જેમનું જગપાળ એવું નામ હતુ

ઠાકુર જગપાળ બહુ ધર્મિષ્ઠ પુરૂષ હતા અને પરમ શ્રદ્ધાળુ પણ હતા. એમના ગુરૂએ એમને ભગવાન સૂર્યનારાયણની ઉપાસનાનો મંત્ર આપ્યો હતો જે મંત્ર સિદ્ધ થતાં જગપાળને એક બહુ મોટો સોનાનો જથ્થો મળી આવ્યો

હતો. એ સોનાની આશરે કિંમત પંદરલાખ રૂપિયા જેટલી થતી હતી. જગપાળે એમાંથી પાંચલાખનું સોનું પોતાના વપરાશ માટે રાખ્યું હતું અને બાકીનું દશલાખનું સોનું વેચી એમાંથી સૂર્યનારાયણનું એક મંદિર બંધાવવાની ઇચ્છા કરી હતી. પણ માનવીનું ધાર્યું ક્યારે પૂરું થાય છે? પરમાત્માની લીલા અકળ હોય છે. ધારેલું મનમાંજ રહી ગયું અને જગપાળજી આ જગત છોડી પરલોકવાસી થયા. બધું સોનું પડી રહ્યું. પોતાની આ મંદિર બંધાવવાની ઇચ્છા અને એને માટે અનામત રાખેલા સોનાની વાત જગપાળે ફક્ત શંકરપંડિતનેજ કરી હતી. શંકરપંડિત જગપાળજીના એક ખાસ વિશ્વાસુ મિત્ર હતા. એમની સાથે એમણે શેઠ અને ચાકરનો સંબંધ રાખ્યોજ ન હતો, બલ્કે પોતાના સગાભાઇ જેવો વર્તાવ રાખતા હતા. પંડિતજી પણ સામેથી ઠાકુરનું એવુંજ માન રાખતા હતા અને જરૂર પડે યોગ્ય શાસ્ત્ર અને નીતિનાં વાક્યો કહી એમની જિજ્ઞાસા સંતોષતા. જગપાળજી એમની પાછળ ચાર પુત્રો અને વિધવા પત્નીને મૂકી ગયા હતા. પત્ની પણ સુશીલા હોઈ તેણીએ પતિનો બધો વ્યવહાર કાળજીપૂર્વક ચાલુ રાખ્યો અને પુત્રોને પણ ઉછેરી મોટા કર્યા, જેમાં સૌથી મોટો કુશળપાળ હતો. યોગ્ય ઉંમરનો થતાં કુશળપાળ પણ બધી વાતમાં કુશળ બન્યો. જાગીરી સાચવવી, પ્રજાને સંતોષ આપવો ઇત્યાદિ કુશળતાપૂર્વક ચલાવવા લાગ્યો.

એટલામાં હજી પાકી સમજ પડે તે પહેલાં કુશળપાળની માતા પણ સ્વર્ગે સીધાવી અને કાચી વયનો કુશળપાળ કાચી સમજના ઉંડા ખાડામાં દિવસે દિવસે ધકેલાવા લાગ્યો. તેને ધીમે ધીમે કરોડાધિપતિ થવાની મહત્વાકાંક્ષા જાગી. અર્થોપાર્જનનો લોભ લાગ્યો. કોઇ પણ હિસાબે અને ગમે તેવાં કાળાંધોળાં કરીને પણ તિજોરી તર કરવાની તેનામાં તમન્ના જાગી. લગામ વગરનો, કાબુ વગરનો ઘોડો જેમ ગમે તેમ વર્તે એમ તે વર્તવા લાગ્યો. પ્રજા પણ પીડાવા લાગી.

એક રાત્રે એને વિચાર આવ્યો કે 'હવે ભાઇઓ મોટા થાય છે અને બધું સમજી શકે છે, માટે કાંઇક યુક્તિદ્વારા ખાસ કરીને બાપા જે દશલાખનું સોનું મંદિર માટે મૂકી ગયા છે તે મારે હસ્તગત કરી લેવું જોઇએ, નહીં તો એ સોનું તો જશેજ જશે અને વધારામાં જાગીરનો પણ ફક્ત ચોથો ભાગ મારે

દિવસે આવશે; પરિણામે હું ગરીબ થઈ જઈશ.' આમ વિચાર કરી તે પથારીમાંથી ઉઠ્યો અને એક બનાવટી દસ્તાવેજ લખી કાઢ્યો અને નીચે એના મૃત પિતા જગપાળ જેવી સહી કરતા હતા તેવીજ સહી કરી અને બરાબર બનાવટ કરી પથારીમાં પડી "સવાર ક્યારે પડે?" તેની રાહ જોવા લાગ્યો.

બીજી બાજુ કુશળપાળના ત્રણ ભાઈઓને પણ વિચાર આવ્યો કે 'હવે મોટાભાઈ પિતાનું અધૂરું રહેલું કામ—સૂર્યનારાયણનું મંદિર બંધાવવાનું પૂરું કરે તો ઠીક' એટલે તેઓ બીજે દિવસે આ વાત કરવા મોટાભાઈને મળ્યા અને પોતાની ઇચ્છા જાહેર કરી. કુશળપાળે જવાબ દીધો "ભાઈઓ! તમે હવે મોટા થયા છો એ હું બરાબર સમજું છું. પિતાજી મરણ પામ્યા પછી મારે તમને એ વાત તરતજ કહેવી જોઈતી હતી, પણ તે વખતે તમે સમજી શક્યા ન હોત. તે વાત હવે આજે હું તમને કહીશ અને તે એ છે કે મરતી વખતે આપણા પિતાજીનો વિચાર ફેરવાઈ ગયો હતો અને તેમણે બધું પંદર લાખનું સોનું આપણને વાપરવા આપવાનો વિચાર કર્યો હતો અને તેમાં ચાર ભાગ પાડી ત્રણ ભાગનું મને અને બાકીના એક ભાગના ત્રણ ભાગ કરી તેમાંનો એકેક ભાગ તમને આપવાનું કહી ગયા છે." આટલું સાંભળતાં તો પેલા ત્રણે ભાઈના હોંસકોશ ઉડી ગયા અને બરાબર કુશળપાળની સામે તાકી તાકીને જોવા લાગ્યા. કુશળપાળ બંધો હતો. લુચ્ચાઈભર્યા અવાજથી તે બોલ્યો "ભાઈઓ! હું જાણતોજ હતો કે તમે આ વાત સાંભળી તાજુબજ થશો; પણ મેં તેજ વખત બાપાજીને કહેલું કે આ વાત કોઈ સાચી માનશે નહીં; માટે કંઈ લખાણ કરો! એટલે તરતજ એક દસ્તાવેજ તૈયાર કર્યો અને બાપાજીએ એના પર સહી પણ કરી; અને બિચારા તરતજ મરી ગયા. આ કારણે આ વાત અત્યારસુધી કોઈની જાણમાં નથી. અરે! ખુદ માતાજી પણ આ વાત જાણતાં ન હતા. પણ એમને તો મેં વાત કરી હતી અને એમણે મને સંમતિ પણ આપી હતી અને તેમણે જ મને એવી સલાહ આપી હતી કે મારે આ વાત તમને ત્રણેને મોટા થયા પછી સમજાવીને કહેવી. જુઓ આ રહ્યો દસ્તાવેજ." ત્રણે ભાઈઓ તો દસ્તાવેજ જોઈ ડઘાઈજ ગયા પણ છેક નાનો હતો તે વિચક્ષણ હતો. તેણે કહ્યું "મોટા ભાઈ! તમારા કહેવા પર અમને અવિશ્વાસ નથી, પણ આ દસ્તાવેજ સાચો છે અને એના ઉપર બાપાજીનીજ સહી છે એવું જો શંકર પંડિત કહી સાક્ષી પૂરે તો પછી અમારે કાંઈ કહેવાનું નથી"

કુશળપાળે મનમા 'શંકર પંડિત કાંઈ ના પાડશે? એ તો મારા નાખેલા રોટલાના ટૂકડા ખાનારો બ્રાહ્મણ છે થોડા પૈસા દાનમાંજ એ હા પાડશે' એવુ વિચારી તરત બોલ્યો કે "જરૂર! ભાઈઓ! તમારા કહેવા પ્રમાણે કાલે શંકર પંડિતને બોલાવીને આ વાત પૂછીશુ પછી તે હા પાડશે તો તો તમે કબુલ થશોને?" ભાઈઓએ વાત કબુલ રાખી અને બધા છૂટા પડ્યા

અનુપ્રેમીઓ! પરમાત્માના પરમભક્ત શંકરપંડિત બહુ વિશ્વાસુ સાત્વિક, સદાચારી અને સંતોષી બ્રાહ્મણ હતા એ દંભરહિત સત્યનિષ્ઠા સરળ સ્પષ્ટવક્તા, ખુશામતના વિરોધી અને નીતિમય જીવન ગુજારનારા હતા ભગવાનનુ ભજન અને પાઠશાળામા બાળકોને શિક્ષણ—એજ એમનુ રોજિંદુ જીવન હતુ એમની પત્નીનુ નામ રમાબાઈ હતુ અને એમને એક પુત્ર હતો જે આ ગામથી દૂર એક શહેરમા બાપના જેવુજ પવિત્ર અધ્યાપનનુ કાર્ય કરતો હતો કુશળપાળ આના એક અનુભવની નિધા ફેરવી સહેલી સમજતો હતો એના મનમા 'સોનુ દેખી મુનિવર ચળે', એ બધાને લાગુ પડશે એમ માનતો હતો વિષયનો કીડો વિષયમાજ રાચે અને બધાનેજ પોતાના જેવા વિષયી જુએ કમળાનો દર્દી બધુજ પીળુ જુએ આ પ્રમાણે બીજે દિવસે વહેલી સવારે મનમા મોટામોટા હવાઈ કિલ્લા બાંધતો હાથમા એક સોનામહોરોની થેલી લઈ એ પહોચ્યો પંડિતજીને ઘેર પંડિતજી તો આ વખતે દેવસેવાના કાર્યમા મશગુલ હતા એટલે એમના આવવાની રાહ જોતો એક ગાદી પર બેસી રહ્યો દેવપૂજનકાર્ય પૂરૂ કરી પંડિતજી બહાર આવ્યા અને આવતાની સાથેજ કુશળપાળે વહેલા વહેલા ગાદીપરથી ઉતરી પંડિતજીને સાષ્ટાંગ દંડવત્ કર્યાં અને 'પંડિતજી! જય જય!' કહી અભિવાદન કર્યું પંડિતજીએ જગપાળ જીના જીવનમા પૂરેપૂર ડોકિયુ કર્યું હતુ અને ત્યારપછી તેમના આ કૂળદીપને અને એના જીવનને પણ જાણ્યુ હતુ બધીરીતે થતો ફેરફાર નજરે નિહાળતા હતા એટલે સવારના પહોરમાં આવો ઘમંડી નાલાયક અવિવેકી અભિમાનથી ચકચૂર જાગીરદાર પોતાને ઘેર આવે તેમની રાહ જોતો બેસી રહે અને 'જય જય' ના શબ્દો ઉચ્ચારે એથી એમને બહુ આશ્ચર્ય થયુ પણ પોતાની ભાવનાઓ બહાર પાડી નહીં તેને સામો આશીર્વાદ આપ્યો અને ગાદી પર બેસવા વિનતી કરી, પણ ખુશામતચતુર કુશળપાળ ગાદીપર ન બેસતા નીચે બેસી ગયો અને પંડિતજીને ગાદીપર બેસવા કહ્યુ પંડિતજી ચકિત હતા અને

ગાદીપર બેસવાનો વિનય થતાં ભોળા ભાવે પોતે બેસી ગયા એટલે તરતજ કુશળપળે વાત શરૂ કરી તે બોલ્યો "પંડિતજી! આપ તો અમારા વડિલ છો અને અમારા હિતેચ્છુ છો. બાપાજી મરતામરતા પણ આપને અમારૂં કુશળ જોવા અને દેખરેખ રાખવા કહી ગયા છે તો આજસુધી તો બધુ બરાબર ચાલ્યુ છે, પ ણુ ગઇકાલથી એક વાંધો પડયો છે ! પંડિતજી! એ વાત તો તમે પણ જાણતા નથી બાપાજીનો જ્યારે અંતકાળ એકદમ નજદીક આવ્યો ત્યારે અમે બાપબેટો એકલાજ હતા અને તે વખતે તેમણે એવી વાત કરી કે મને બહુ આશ્ચર્ય થયુ તેમણે પોતાનો વિચાર એવો જણાવ્યો કે "ભગવાન સૂર્યનારાયણુની હુ એમનુ મંદિર બધાવુ તેવી ઈચ્છા નથી, નહીંતો મારૂં મોત આટલુ જલદી આવતે નહીં માટે એ બધુ પંદરલાખનુ સોનુ કુટુબમાજ રાખવુ અને વાપરવુ વળી તું મોટો છે અને બધો કારભાર તારે કરવાનો છે એટલે એ સોનાના ચાર ભાગ કરી ત્રણ ભાગ તારે રાખવા અને બાકીના એક ભાગના ત્રણ ભાગ કરી તે તારા ત્રણે ભાઇઓને વહેચી આપવા મે તરતજ કહ્યુ કે બાપાજી ! આ વાત મ્હોઢેમ્હોઢેની કોઈ સાચી નહીં માને માટે કાંઇ લખાણ કરી જાઓ ! એટલે મને એક દસ્તાવેજી કાગળ પર લખાણ લખી લાવવાનુ કહ્યું અને તે લખી હુ એમની પાસે લઇ ગયો અને એમણે એમના પોતાના હાથે દસ્તખત કર્યા અને હજી સાક્ષીની સહી લેવા જઇએ એટલામા તો એમની તબિયત બગડી ગઇ (આંખમાં મોટા પાણી ભરાયેલા દેખાડતા) પંડિતજી ! આમ એ તો બધુ બરાબર કરી ગયા, પણ મારે માથે મોટો આક્ષેપ મૂકી ગયા આ વાત મે મારા માતુશ્રીને પણ કરેલી અને તે પણ સમત થયા હતા, પણ મારા ભાઇઓ તે વખતે નાના હતા એટલે તેમણે પાછળથી બધા મોટા થયા પછી ખાત્રી કરાવી બધુ નક્કી કરવા કહેલું. હવે મે એ દસ્તાવેજ કાલે મારા ભાઇઓને બતાવ્યો અને બધી વાત પણ કરી, પણ મૂર્ખાઓને બાપના બોલપર અને દસ્તખત પર વિશ્વાસજ નથી ત્યા શું થાય? તેઓ હવે એમ કહે છે કે જો તમે જાતે એ દસ્તાવેજની સાક્ષી આપો તો એ લોકો સાચું માને તો પંડિતજી! આટલા કારણે હુ તમારી પાસે આવ્યો છુ આ દસ્તાવેજ જુઓ અને એના સાચાપણાની ગવાહી પૂરી બધા કામનો નિકાલ આણી આપો ! આમ કરવાથી અમારા કુટુબમાં શાંતિ ફેલાશે અને આપના ઉપકારને હું ભૂલી જઇશ નહીં હુ જાણુ છુ કે તમે આર્થિક રીતે બહુ મુંઝાઓ છો, પણ એ બધી મારી અને તમારી મુંઝવણોનો આજે અંત

આવી જશે. ફક્ત તમારે મારા ભાઈઓ સમક્ષ આ દસ્તાવેજ સાચો છે એટલુ જ કહેવાનું છે " આટલુ કહી કુશળપાળ પંડિતજીની સામે ઉત્તર માટે જોવા લાગ્યો

શંકરપંડિત બહુ શાંતિથી સાંભળતા હતા અને કુશળપાળના મુખ ઉપરના બદલાતા ભાવો પણ નીરખીનીરખીને જોઈ રહ્યા હતા એમણે સામે પડેલો દસ્તાવેજ જોયો, વાંચ્યો અને ધારીધારીને જગપાળજીની સહી પણ જોઈ બધુ બરાબર લાગ્યુ કુશળપાળની કુશળતામાં કમીના ન દેખાઈ પણ પોતે પ્રભુના પ્યારા ભક્ત છે આવા કસોટીના કાળમાં ભગવાન જરૂર ભક્તને પ્રેરણા આપી સાચે માર્ગે દોરવે છે તરતજ શંકર પંડિતના મનમાંથી આત્મનાદ જાગી ઉઠયો, " ના! ના! જેણે જીવતા અધર્મને જાણ્યો નથી, તેની મરતી વખતે બુદ્ધિ બદલાયજ નહિ અધર્મથી જીવન જીવનારની બુદ્ધિમાં, મરતી વખતે ધર્મના બી વાવી શકાય છે, વિચારો–વાસના–બુદ્ધિ ફેરવી શકાય છે, પણ જગપાળજી જેવા ધર્મભીરુની બુદ્ધિ કયા કારણે બદલાય? આ બધુ તૂત છે " મનમાંના આ વિચારોને અંતે એમણે સ્પષ્ટ કહી દીધુ કે " કુશળપાળ! આ દસ્તાવેજ બરાબર છે અને એમાંની સહી પણ બરાબર તારા પિતાશ્રીની સહીને મળતીજ આવે છે, પણ હુ આ વાત સત્ય માનતો નથી મે આ દસ્તાવેજ થતો જાતે નિહાળ્યો તો નથીજ, પણ એમાના લખાણની સત્યતામાં પણ મને પૂરેપૂરી શંકા છે મારા મિત્રની બુદ્ધિ ફેરવાય એવી હતીજ નહીં માટે હુ તારા ભાઈઓ આગળ ગવાહી પૂરી શકીશ નહીં "

આ જવાબ સાંભળી કુશળપાળ તો હબકજ ગયો પોતાના મનનો મનોરથમહેલ કડડભૂસ થઈ પડ્યો એટલે નિરુત્સાહ પણ થયો, પણ પોતાનુ કામ થાય તો પોતાને બહુ લાભ મળવાનો છે એ લાલચે એણે પંડિતજીને હવે જુદા રૂપમા બધી વાત કરવા માંડી "અરે અરે, પંડિતજી! તમે આ શુ કહો છો? ત્યારે તમે એમ કહેવા માગો છો કે આ દસ્તાવેજ ખોટો છે? જુઓ! મહારાજ! જરા મારી સામે જુઓ! આ વાત તરત નિશ્ચય પર આવવાથી તમને કદાચ ખોટી લાગતી હશે, પણ હુ કહુ છુ કે એ સાચીજ છે વળી એમા તમારે બે શબ્દો જ બોલવાના છે કાંઈ હાથમાંથી કાપી આપવાના નથી અને પંડિતજી! આ પ્રસંગ જવા દેવા જેવો નથી હો? માલદાર થઈ

જશો માલદાર! આટલુ મારૂ કામ કરી આપનાથી હું તમને દશ હજાર રૂપિયા આપીશ, સમજ્યા? માટે હું બોલાવુ ત્યારે આવી 'હા! આ ખરૂ છે' એટલુ કહેજો કેમ આવશોને?" પડિતજીએ તરતજ જવાબ દીધો "ના! હું નહીં આવુ અને આવીશ તોયે નાજ પાડીશ હુ મારા આત્માના અવાજથી વિરૂદ્ધ નહીં જાઉં. મને તમારા પૈસાની કાઇ દરકાર નથી."

કુશળપાળ ક્રોધાયમાન થઇ ગયો અને એકદમ ઉભો થઇ બોલ્યો "એમ? તો ઠીક જોજો આનુ પરિણામ! મારૂજ દૂધ પીને સર્પની રીતે મનેજ ડંખ મારવા ધાયોને? હું પણ જોઇ લઇશ." આમ કહી પોતાના બોલવાની અસર જોવા અને પડિત કાંઈ ભય પામે છે કે નહીં તે જોવા ઉભો રહ્યો, પણ પડિતજીએ બહુજ ઠડા કલેજે જવાબ દીધો "જાઓ ભાઇ! ભગવાન તમારૂ ભલુ કરો અને સદ્‌બુદ્ધિ આપો!" જવાબમા જેમ નાસીપાશ થયેલા નાગનો ફૂફાડો વધતો જાય તેમ કુશળપાળ જતાજતા બોલ્યો "તમારો ભગવાન તમારી પાસે રાખો! હુ તમારા ભગવાનથી ભલાઇ કે સારી બુદ્ધિની આશા રાખતો નથી મારામાં બધુજ છે ભલો પણ થઇ શકુ છુ અને ભૂડો પણ થઇ શકુ છુ, ત્યા તે શુ આપવાનો હતો? અને મને તમારા આશીર્વાદનીયે જરૂર નથી તમે તમારે માટેજ હવે ભગવાનની પ્રાર્થના કર્યા કરો!" આટલુ કહી તે ચાલ્યો ગયો

હવે એના દિલમા વૈરની આગ સળગી ઉઠી પાપથી પાપ પેદા થાય છે વખતે પડિત પોતાના ભાઇઓને આ બધો ભેદ કહી ભરમ ફોડી નાખશે એ દહેશતથી ઘેર જતાં જતા પડિતનુજ કાટલુ કાઢી નાખવાનો નિશ્ચય કરી નાખ્યો, અને એને માટે ઉપાય શોધી મનમા નક્કી કરી લીધુ કે કેમ કામ કરવુ

બીજીબાજુ શંકરપડિત કે જેમની નજરમા કુશળપાળ વિષે દ્વેષ કે એના ભાઇઓ માટે રાગ ન હતો અને જેઓ આ સસારના કાવાદાવાથી તદ્દન અજાણ્યુ હતા તેઓ તે દિવસે સધ્યાકાળે પોતાના રોજના નિયમ પ્રમાણે ગામની બહારના શિવાલયમા દર્શન કરવા ગયા ત્યા આરતિ, સ્તોત્ર ઇત્યાદિ બધુ પૂરૂ કરી લોકોના વિખરાયા પછી પોતે **ૐ રામાય નમઃ** નો પોતાનો ઇષ્ટદેવના પ્રિય મત્રનો જાપ શિવાલયના ઓટલા પર બેસી જપતા અને મોડી રાત્રે એજ મત્ર બોલતા ઘેર જતા આ પ્રમાણેના નિયમ મુજબ તેઓ રાત્રે

ઘેર જવા નીકળ્યા. તે દિવસે કૃષ્ણ પક્ષની ચતુર્થીનો હોઇ બધે ઘોર અંધારું હતું, પણ રોજના ટેવાયલા પંડિતજીને કશીયે બીક લાગતી ન હતી. તેમના માર્ગમાં એક જગાએ ઘાટી વૃક્ષરાજી આવતી હતી, જેમાં થઈ પોતે ચાલતા હતા, તેવામાં એક બુકાનીધારી મસ્ત માણસે સામા આવી પંડિતજીની છાતીમાં એક ધારદાર છૂરો હુલાવી દીધો અને પછી નાસી ગયો.

શંકરપંડિત આ ઓચિંતા હુમલાનો ભોગ બની તરતજ બેભાન થઈ ગયા અને બેભાન થતાં થતાં " હા રામ! હે રઘુવીર!" "હે નાથ!" આટલું બોલતાં જમીન પર પછડાયા. છાતીમાંથી પુષ્કળ લોહી નીકળતું હતું. અને આમ તદ્દન નિશ્ચેષ્ટ અવસ્થામાં ત્યાં પડી રહ્યા. એટલામાં એમની આ અવસ્થામાં એમણે જોયું કે—" પોતે એક બગીચામાં છે; પાસે સુંદર વિશાળ સરોવર છે; બાગમાંના છોડવાઓ અને વૃક્ષોપર જાતજાતનાં સુંદર રંગબેરંગી ફૂલો અને ફળો છે; પક્ષીઓ સુંદર કલરવ કરી રહ્યા છે; ભમરાઓનું ગુંજન કાનને અતિપ્રિય થઈ પડયું છે અને આખા બગીચામાં શરદ્‌પૂર્ણિમાની ચંદ્રિકા ખીલી રહી છે. વળી બાગના મધ્યભાગમાં એક પીપળાના મનોહર વૃક્ષની છાયા હેઠળ એક રત્નજડિત સુવર્ણના સિંહાસન પર પોતાના ઇષ્ટદેવ શ્રીરામચન્દ્રજી અને તેમના ડાબા ભાગે સીતામાતા બિરાજ્યા છે; ભરત, શત્રુઘ્ન અને લક્ષ્મણ તેમની સેવા કરી રહ્યા છે અને હનુમાનજી ભગવાનના પાદસેવનનું કાર્ય કરે છે અને બીજી બાજુ સંતો, ભક્તો અને મહાત્માઓ મધુરસ્વરે ભગવાનની સ્તુતિ કરે છે." ભક્ત શંકરપંડિત આ દશ્ય જોઇને કૃતકૃત્ય થઈ ગયા. એમને તે વખતે બીજું કશું ધ્યાનમાં આવ્યું નહીં. ફક્ત તેઓ ભગવાનની મૂર્તિ સામે–ઘડીકમાં મુખારવિંદ તરફ અને ઘડીકમાં પ્રભુના ચરણયુગલ પ્રત્યે જોવા લાગ્યા. ધીમે ધીમે એઓ ભગવાનની સમીપ પહોંચી તેમના ચરણોમાં લોટી પડ્યા અને પ્રેમવિહ્વળ હૃદયે તે ચરણોને પોતાની છાતીપર રોપી દાબવા લાગ્યા. એમના આનંદની કોઈ સીમા રહી નહીં.

આખરે ભગવાનના ઇશારાથી હનુમાને તેમને ઉઠાડ્યા એટલે ઉઠતાંવેંત તેઓ હનુમાનની છાતી સાથે ચોંટી જેવા ગયા, ભક્ત શંકરપંડિતનું શરીર પુલકાયમાન થઇ ગયું. એમની આંખોમાંથી પ્રેમાનંદનાં અશ્રુઓ ટપકવા લાગ્યાં. હૃદય થનગન થનગન નાચી રહ્યું હતું. એવામાં ભગવાને કહ્યું " પ્રિય ભક્ત

શંકર! હું તમારી સેવાથી બહુ પ્રસન્ન થયો છું તમારા જેવા દંભરહિત, સરળ હૃદયી, નિર્લોભી અને ઉપરનો દેખાવ કર્યા વિના નિષ્કામ મૌન ભક્તિ કરનારા ભક્તો મને બહુ વહાલા છે જાઓ! હવે પછીનું આયુષ આ પૃથ્વી પર રહી જીવોનું કલ્યાણ કરો! પછી તમે મારા ધામમાં આવી મને પામશો ”

પંડિતજી ભગવાનની વાણી સાંભળીને ન્યાલ થઈ ગયા, પણ ભગવાનને છોડવાની વાત તેમને ન રુચી પ્રેમમુગ્ધતાના કારણે એઓ કાંઈ બોલી શક્યા નહીં, છતાં એમના મુખ પરના ભાવો અને આંખમાંથી ટપકતા આંસુ એમને ભગવાનને છોડવાની અનિચ્છા દર્શાવી રહ્યા હતા ભગવાને તેને વધુ ધીરજ આપવા કહ્યું “તમે જરાયે ચિંતા ન કરો! મારો આદેશ માનીને જગતનું કલ્યાણ કરો!” આટલું કહ્યા પછી ભગવાન, સમસ્ત મંડળી અને બગીચો ઈત્યાદિ બધું અદૃશ્ય થઈ ગયું

શંકર પંડિતે હવે આંખો ઉઘાડી પોતાને નિર્જન વનમાં ઝાડીની વચ્ચે જમીન પર સૂતેલા જોયા આગનું દૃશ્ય તરત ખડું થઇ ગયું તરત બેઠા થઇ પોતાની છાતી પર હાથ ફેરવ્યો તો ત્યાં કાંઈ માલમ પડ્યું નહીં ન હતો ઘા કે ન હતું લોહી અને ન હતો ત્યાં કોઇ બીજો આદમી જરાવાર આશ્ચર્યમુગ્ધ થયા પણ દીઠેલા દૃશ્યના કારણે પોતાના પર ભગવાનનીજ દયામય દૃષ્ટિ થઇ છે અને તે કરુણામયના પોતાને દર્શન થયા છે એટલે તે ભગવાનનીજ કરુણા સંભારતા સંભારતા ઉભા થઇ ગયા અને પ્રભુના નામસ્મરણમાં મસ્ત બની ઘર તરફ ચાલવા માંડ્યું થોડે દૂર જતા એમના પગે કોઇ માણસ પડેલો હોય તેવું અથડાતા માલમ પડ્યું એટલે ચોંકીને નીચા વળી જોયું તો તે તો કુશળપાળ હતો તેની બેભાન હાલત અને મુખમાંથી નીકળતા લોહીને જોઇને પંડિતજીને બહુ દયા આવી “અરેરે! બિચારા જાગીરદારની આ દશા કોણે કરી હશે?” એમ બોલતા પાસેના કૂવાપરથી પાણી ખેંચી લાવી તેના મોંપર છાંટી તેને સાવધ કર્યો અને પછી એને પકડી કૂવા પાસે લઈ ગયા બીજું પાણી કાઢી તેને પાયું અને બધું મોં અને શરીર સાફ કર્યા. એટલામાં કુશળપાળ પૂરેપૂરો હોશમાં આવ્યો એણે પંડિતજીને ઓળખી લીધા જરાવાર ભયની ધ્રુજારી શરીરમાં ભરાઇ ગઇ પણ તરત આનંદમાં આવી તેમના ચરણોમાં ઢળી પડ્યો રડતાં રડતાં તે બોલ્યો “પંડિતજી! મને ક્ષમા કરો! ભક્તરાજ!

મને ક્ષમા કરો! પંડિતજી! હું નીચ છું, અભાગિયો છું, મે જીવનભર પાપ કર્યા છે ધનના લોભમા મારી મતિ નીચ થઇ મે લોભવશ થઇ બનાવટી દસ્તાવેજ લખ્યો, મારા પુણ્યશાળી મૃત પિતાની સહીની નકલ કરી અને તેના પર સાક્ષી કરવાનુ તમારાપર દબાણ કર્યું, પણ તમે ના પાડી મે લાચ આપવાની વાત કરી, પણ તમે ન લલચાયા છેવટે તમારો નાશ કરવાના ઇરાદાથી આ ઝાડીમા છૂપાઇ રહ્યો અને કાતીલ છૂરાથી તમારા પર વા કર્યો મે આમ હિચકારે કૃત્ય કર્યું અને સાથી પછી નાસી જવા દોડ્યો ઓળખાઇ ન જાઉ તેથી મુખની પણ બાંધી લીધેલી પણ કોણજાણે કયાથી બે બળવાન મસ્તપુરુષો દોડી આવ્યા તે મને ખબર ન પડી, પણ આવીને તેમણે મને પકડી "નીચ! પાપી! ભગવાનના ભક્તને મારતા શરમ ન આવી?" કહી એકજણે મારી છાતીમા એક એવો મુક્કો માર્યો કે હુ લોહી ઓકતો થઇ ગયો "તારા કર્મોનો બદલો તો તને પછી નરકમાં મળશે, પણ આજે તો આટલી શિખામણ બસ થશે મૂરખ! તુ જેના પર આટલુ વેર રાખે છે તે તારે માટે કેવો પ્રેમ રાખે છે તેની તને કઇ કિંમત છે? તારા પ્રત્યેની અને તારા કુટુંબ પ્રત્યેની એમની મમતાનો તો ખ્યાલ કરવો હતો? પાપમાથી બચાવવા તને કેવી નજરે એમણે વાત કરી તે તો તારે જાણવુ હતુ?" આ પ્રમાણે કહ્યુ અને હુ બેભાન બની પડી રહ્યો, તે તમે મને હોશમા આણ્યો પંડિતજી! બેહોશીમા મે જે જે દેખાવો જોયા તે ભયકર હતા, લોભીઓની, દંભીઓની, હિંસકોની, અને ભક્તોના દ્વેષીઓની મે જે દુર્દશા જોઈ, ઘોર યાતનાઓ જોઇ, એ યાદ આવતાં અત્યારે પણ મારુ કાળજુ કપે છે, પરન્તુ એ જોઇને તથા સહન કરીને હવે મારી અવસ્થા બદલાઈ ગઇ છે પવિત્રતા તરફ મારુ મન હળ્યુ છે. હુ હવે હોશમા છુ. મારી બધી પીડા મટી ગઇ છે આપની કૃપાથી ભગવાનનો આ અનુગ્રહ મને પ્રાપ્ત થયો છે વળી આપને સ્વસ્થ જોઇને મને અધિકાધિક આનદ થાય છે" શકરપડિત બોલ્યો "કુશળપાળ! તમારી કહાણી જોકે કરુણ છે, પણ મને આનદ થયો છે તમારા પર ભગવાનની દયા જોઇને હુ કૃતાર્થ થઈ ગયો છુ" આટલુ કહી તે ભક્તરાજના મનમાં ભગવાનની કૃપાના વિચારો આવવા લાગ્યા કે "અહો! ભગવાન કયારે અને કોનાપર કેવી દયા કરે છે, અને કેવીરીતે દયા કરે છે તે કોઇ માનવી જાણી શકતુ નથી અરે, આ બિચારા કુશળપાળની કુબુદ્ધિ દયામય ભગવાને એકજ ક્ષણમા કેવીરીતે હરી લીધી? મારા કારણે

એને બહુ પીડા સહન કરવી પડી." પછી કુશળપાળને સંબોધી પાછા કહેવા લાગ્યા "કુશળપાળ! મારે માટે તમને બહુ સહન કરવું પડ્યું છે. મારો અપરાધ ક્ષમા કરો. તમારું હૃદય હવે પવિત્ર થયું છે. ભગવાને તમારા પર બહુ કૃપા કરી છે. હું તો તમારો ઉપકાર માનું છું. તમે મને છાતીમાં છરો માર્યો તેથીજ મને પણ ભગવાનનાં દર્શન થયાં છે અને એ દર્શનથી મને બહુ આનંદ થયો છે. નહીં તો કોણ જાણે ક્યારે મને ભગવાનનાં દર્શન થયાં હોત? તમેજ એ દર્શનનું કારણ છો. હું એનો બદલો ક્યારે વાળીશ?" આમ બોલતાં પોતે ગદ્‌ગદ્ કંઠિત થઈ ગયા.

કુશળપાળ તો આમોજ બની ગયો હતો. એની દશા તદ્દન બદલાઇ ગઈ હતી. પંડિતજીના ચરણની રજ લઈ મસ્તક પર ચઢાવતાં એ બોલ્યો "ભગવન્! આપ ધન્ય છો. હું એવા હૃદયવાળા પુરૂષના ચરણમાં પડ્યો છું, કે જે એક મહાત્મા છે. તમારા ચરણમાં પડવાથી હું ભાગ્યવાન અને ધન્યધન્ય થયો છું. મારા જેવા પામરની તમે ક્ષમા ચાહો છો અને ઉપકાર માનો છો એ આપની સાધુતા છે અને હું નીચ એ સાંભળી રહ્યો છું. આ કેટલી બધી અધમતા છે? મારા પર વજ્રપાત કેમ થતો નથી? પૃથ્વી ફાટીને મને કેમ સમાવી લેતી નથી? ભગવન્! ભગવન્! હું પાપી, નારકી જીવ છું. મને નીચને અપનાવો! કૃપા કરીને મને આપનો શિષ્ય બનાવો!" આટલું કહી એ મોટેથી રડવા લાગ્યો. ભગવાનની કૃપાથી અને સાચા પશ્ચાત્તાપથી અને સંત શંકરપંડિતની શુદ્ધ ભાવનાથી એનું હૃદય અત્યંત શુદ્ધ થઈ ગયું.

શંકરપંડિતે એને હૃદય સાથે લગાવ્યો અને એને સાચો અધિકારી ગણીને 'ॐ रामाय नमः' નો ગુરૂમંત્ર આપીને કૃતાર્થ કર્યો. કહેવાની જરૂર નથી કે એજ ક્ષણથી કુશળપાળનું જીવન પલટાઈ ગયું. એણે બધું ધન ભાઇઓને આપી દીધું. ભાઇઓ સાથે જરાપણ દ્વેષ ન કર્યો. બધાએ મળી સૂર્યનારાયણ ભગવાનનું મંદિર બંધાવ્યું અને તેમાં એમના પિતાનો સંકલ્પ પ્રમાણે દશલાખ રૂપિયાનો ખર્ચ કર્યો. કુશળપાળ સાચો ભક્ત બન્યો અને શંકરપંડિત સાકેત સીધાવ્યા. અસ્તુ.

પ્રભુપ્રેમીઓ! માનવીઓજ આ દુનિયાને પોતાને માટે પોતાની કરણીથી દોઝખ બનાવે છે. એટલા માટે સંતપુરૂષો કહે છે કે "બહુ થયું. બોઉ

ન બગાડો! પરમાર્થ સાધો! તમે દુનિયાને દુઃખદાયક બનાવી દીધી છે. સાત્વિક ત્યાગ અને સાત્વિક સન્યાસ વિના દુનિયા કદાપિ શાંતિ અને સુખ આપનારી બની શકે નહીં. ભગવા કપડાંવાળા સન્યાસની જરૂર નથી. બુદ્ધિમાંથી આસક્તિ કાઢી નાંખો! પ્રારબ્ધ વશ થાઓ! અપેક્ષા વિનાના થાઓ! વાસના વિનાના થાઓ! તેથી ત્યાગ અને સન્યાસ બેઉ એની મેળે આવી જાય છે અને માનવી આ દુનિયાને દિવ્યસુખ આપનારી બનાવી શકે છે. જો કે દુનિયાને નશ્વરતામાંથી બચાવવાની એની શક્તિ નથી. માતાના દૂધને પીને જીવનારા બાળકને શું દુનિયા દોઝખ છે? ભૂમિમાતાના અન્નફળને ખાઇને જીવનારા માનવીઓને શું દુનિયા દોઝખ છે? દુનિયા દોઝખ નથીજ પણ એમ બનવાનું કારણ માનવીઓમાં રહેતા કામાદિ ષડવિકારો છે. તે માનવીને આસક્તિવાળી બુદ્ધિનું બનાવે છે ચચળ ચિત્તવાળું બનાવે છે, સ્પૃહાવાળું બનાવે છે અને લોલુપ તેમજ અસતોષી બનાવે છે આવા અસતોષી અને સતોષી—એમ બેઉ માનવીઓ દુનિયામાં હયાત છે દુનિયા પણ હયાત છે. એકને એ દોઝખ જેવી અને બીજાને મીઠી લાગે છે જે સતોષી છે તેઓનુ જીવન પરમ ગતિવાળુ હોય છે 'પરમ ગતિ' એટલે સુખવાળી હાલત સુખવાળી હાલત એટલે 'સ્વસ્વરૂપ સ્થિતિ' સુખ એટલે આત્મા અને આત્મા એટલે સુખ આત્મા એટલે બ્રહ્મ બ્રહ્મપ્રાપ્તિ એટલે સુખપ્રાપ્તિ સુખપ્રાપ્તિ એટલે સુખરૂપ થવુ તે

હવે એ જાણવુ જરૂરનું છે કે માનવી બ્રહ્મપ્રાપ્તિરૂપ સુખ આ દુનિયામા કેવીરીતે મેળવે અને અવસાન બાદ એ કેવીરીતે મેળવે? પ્રથમ એકજ શબ્દમા કહ્યુ છે કે માનવી સતોષથી સુખ સપાદન કરે છે, પરન્તુ માનવીમા સન્તોષ એની મેળે આવી જતો નથી એમ થવાને જ્ઞાનની જરૂર હોય છે તો પછી બ્રહ્મપ્રાપ્તિ માટે જ્ઞાનની જરૂર હોય છે એ સિદ્ધ થાય છે

અગાઉ જ્ઞાન અને કર્મનો સાધ્યસાધન ભાવ સૂચિત થવા માટે સાત્વિક કર્મનુ અનુષ્ઠાન કરીને અતઃકરણ શુદ્ધ કરવાનો બોધ કરવામા આવેલો હતો અતઃકરણની શુદ્ધિ થયા પછી તત્વજ્ઞાનનો વિવેક થય એમ કહેવામા આવેલુ હતું જેને તત્વજ્ઞાનનો વિવેક પૂર્ણ ઉપજે ત્યારે વર્તમાનદેહમાં કૈવલ્યસુખનો

અનુભવ થાય છે. એ હાલતને વિદેહકૈવલ્ય કહેવામા આવે છે આવા વિદેહકૈવલ્ય યા બ્રહ્મપ્રાપ્તિ યા સુખપ્રાપ્તિ માટે જે જ્ઞાનની નિષ્ઠા, જેને તત્વજ્ઞાનનો વિવેક કહેવામાં આવ્યો તે નિષ્ઠાનો પ્રકાર સમજવો બહુ જરૂરનો છે. એ સમજાયું એટલે ફળનો તો અનુભવ સાથેસા થવાજ લાગે છે. યાદ રાખવુ ઘટે કે— **સાત્વિક કર્મો કર્યા વિના, સત્વશુદ્ધિ થયા વિના, મુમુક્ષુ બન્યા વિના, આત્મતત્વને ઓળખ્યા વિના, પરિપક્વ વિવેકી બન્યા વિના, સાત્વિક સંન્યાસ વિના, કર્મ કર્યા છતાં બંધન ન થાય એવી વિદ્યા ભણ્યા વિના, સ્વસ્વરૂપમાં રહેવાનું અનુષ્ઠાન-જે સમાધિ તેનો અભ્યાસ જારી રાખ્યા વિના જ્ઞાનનિષ્ઠાની હાલતમાં રહેવાતું નથી, પરિપક્વજ્ઞાન દશા ટકતી નથી અને એ વિના બ્રહ્મપ્રાપ્તિ થતી નથી.** બાળપણમાજ માતપિતા તરફથી આ વિદ્યા ભણાવવામા આવે તો ભવિષ્યના માનવીઓ દુનિયાને દોઝખ નહીં બનાવતા સુખમય બનાવી શકે એમા જરાયે સંશય નથી આ બાબત સનાતન આર્ય હિંદુપ્રજાએ હાથમાં ધરવી બહુ જરૂરની છે વૈદિક ૠષિપ્રણિત ગ્રંથોનુ શિક્ષણ અપાયા પછી વ્યવહારિક જ્ઞાન આપવાની વ્યવસ્થા થવાની બહુ જરૂરી છે

વિદ્વાનને બ્રહ્મપ્રાપ્તિ થવામા યા વિદ્વાનનુ બ્રહ્મ સમાન થવામા બીલકુલ સંશયરહિતપણુ, ' હું દેહ છુ ' એવી ભાવનારહિતપણુ અને અસ્થિરતારહિતપણુ જરૂરનુ છે. સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર કરીને પોતાના આત્મામા ' હુ નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, સચ્ચિદાનંદ, એકરસ, અદ્વિતીય પરબ્રહ્મ જે કહેવાય છે તે છુ ' એવી બુદ્ધિને બનાવવી જરૂરની છે. આત્મતાવાળી બુદ્ધિ એવીરીતે બનાવવામા આવે છે કે-જેમ કોઇ માબાપ એકનોએક બાળક જેને ' જિતેન્દ્ર ' બનાવવાનો છે, પણ લાડના કારણે ' વિરેન્દ્ર ' એવુ નામ પાડયુ હોવાથી તે ' હુ વિરેન્દ્ર છુ ' એમ કહ્યા કરે, પણ પાછળથી સાચી સમજ પડતા ખોટુ છોડી ' જિતેન્દ્ર છું ' એવો એનો નિશ્ચય થાય છે, તેમ માનવી પોતાનુ બ્રહ્મ હોવાનુ વિસ્મૃત થવાથી ' હુ દેહ છુ ' એવુ માને છે, પણ પાછળથી ગુરુની પ્રસન્નતા મેળવ્યા પછી થયેલા જ્ઞાનવડે અજ્ઞાન મરી જાય છે, અનાત્મ એવા દેહમા આત્મભાવ મરી જાય છે અને ' હુ પોતે મારો આ આત્માજ બ્રહ્મ છે ' એવુ બુદ્ધિમા આણવામાં આવે છે. આને આત્મતાવાળી બુદ્ધિ બનાવવી-એમ કહેવાય છે યાદ રાખો કે જેમ કોઈ માણસને ઓચિંતું કયાક દાટી રાખેલું ધન મળે કે લૉટરીનો નબર

લાગતાં ધન મળે તેમ આ બ્રહ્મપ્રાપ્તિ થતી નથીજ એવું કહેવાનો હેતુ પણ અહીં નથીજ પ્રાપ્ત કરવાનું આ બ્રહ્મ–કોઈ દેશમાંથી કે કોઇ જગાએથી કે કોઈ સમયમાં યા પોતાના સ્વરૂપમાંથી મેળવવા યત્ન કર્યાથી આવતું નથી, યાને એવું કોઇ વિધાન કરવાની જરૂર નથી 'આ આત્મા છે,' 'આ આત્મા બ્રહ્મ છે' એવું કહેવાનું બ્રહ્મ જેને પ્રાપ્ત કરવું છે, એ વિદ્વાનને પોતાના સ્વરૂપથીજ તે પ્રાપ્ત છે તેની પ્રાપ્તિ કરવાની કલ્પનાજ અયોગ્ય છે જે વસ્તુ પ્રાપ્તજ છે તેને ફરીથી પ્રાપ્ત કરવાની કેમ હોય? 'કેડે છોકરૂ અને ગામે શોધ્યું' એ કહેવતવાળી આ વાત છે, યાદદાસ્તના અભાવની વાત–આ છે અજ્ઞાનથી સ્વરૂપવિસ્મૃતિ છે અને જ્ઞાનથી સ્વરૂપસ્મૃતિ છે સ્નાન કરવાને સમયે નાંવણીયાને ટોડલે પહેરેલા સુવર્ણહારને ભેરવીને પછી સ્નાન થાય અને નાહી રહ્યા પછી હાર પહેરવો ભૂલી જવાય અને તેની ગોધ થાય, અને આખરે વિસ્મૃતિની સ્મૃતિ આવે એટલે તરતજ નાવણીયે જઇને એ હાર પાછો પહેરી લેવાય–એવી આ વાત છે એમ કહી એ તો પણ કાંઈ ખોટું નથી ધારણ અને અધારણની વાત અહીં છે 'હું દેહ છું' એવું માનવાની ભૂલ સુધારીને બુદ્ધિમાં 'હું બ્રહ્મ છું એવું માનવાનીજ અહીં વાત છે મનોરાજ્ય પર બધો આધાર છે

આ કારણથી બ્રહ્મવિદ્ જે પ્રમાણે જે બ્રહ્મનિષ્ઠાની સિદ્ધિના પ્રકારવડે વિશુદ્ધ થયેલી બુદ્ધિવડે બ્રહ્મપ્રાપ્તિ કરે છે, તે પ્રમાણે તે નિષ્ઠાના પ્રકારને સંક્ષેપથી જાણવો ઘટે છે આમાં બહુ વાત કહેવાની જરૂર નથી આમાં તો કુશાગ્રબુદ્ધિ યા થોડામાં ઝાઝું સમજી શકે એવી સૂક્ષ્મ વિશુદ્ધ બુદ્ધિની જરૂર છે જે પ્રકારના અનુષ્ઠાનની જરૂર છે એ અનુષ્ઠાનપરાયણ થવાનીજ જરૂર છે શ્રુતિનો બોધ એજ એનું ફળ અને અનુષ્ઠાન છે નહીંતો જેમ વેપારી અને વહેવારી વાતોના ગપગોળા ઉડે છે તેમ એ ઉપદેશ નકામો થાય આથી એ સિદ્ધ થાય છે કે પારાવાર જ્ઞાનજ ખરેખર વિદેહમુક્તિનું પરમ કારણ છે વિદેહમુક્તિ એટલે આ તું જીવનમાં શોકમુક્તિ એમ સમજવું એ સુસંગત છે આ જ્ઞાનની નિષ્ઠા એટલે વિકારથી મુક્ત અને નિશ્ચલ સ્થિતિ, જેને પરા એટલે ઉત્તમ અતિશય પરિપાક લક્ષણવાળી નિષ્ઠા કહેવામાં આવે છે જેમાં સર્વ જ્ઞાનોની સમાપ્તિ થાય છે એવી એ નિષ્ઠા છે

અહીં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે "કેવા જ્ઞાનની એ નિષ્ઠા?" એનો ઉત્તર એ છે કે "જે મરતો નથી, માટે જન્મતો નથી એવો, કહેવાતા બે પરુષોથી પણ ઉત્તમ-પુરુષોત્તમ નામથી બોલાય છે એવો, જે પુરુષ છે એવો, જે પરમાત્મા કહેવાય છે એવો, જેને છેવટ નિર્વિશેષ, શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવ, પર, એકરસ, આકાશ જેવો પરિપૂર્ણ, અદ્વિતીય આત્મા કહેવામા આવે છે એવો અને નિરૂપિત કરેલો છે એવો 'તે હૂં છુ' એવા જ્ઞાનની નિષ્ઠા તે એ નિષ્ઠા છે

તે જ્ઞાનની સિદ્ધિને માટે જે નિષ્ઠા રાખવામા આવે છે, તે નિષ્ઠા જે પ્રકારથી સિદ્ધ થાય છે, તે પ્રકાર પણ જાણવા જેવો છે. પરન્તુ मूलं नास्ति कुतो शाखा જેવી આ વાત છે. પ્રથમતો મુમુક્ષુને આત્માજ્ઞાનજ સિદ્ધ થતુ નથી એવુ પ્રત્યક્ષ દેખાય છે તો પછી પરા નિષ્ઠાની સિદ્ધિ ક્યાથી થાય? જ્ઞાનની સિદ્ધિ કેમ નથી થતી એવુ કહેવાનુ કારણ એવુ છે કે-જ્ઞાનને જેવા આકારનુ માનો તેના આકારવાળુ જ્ઞાન થાય છે. જ્ઞાનને માનવીના આકારનુ માનવામા આવે તો જ્ઞાન માનવીના આકારનું થાય છે જ્ઞાનને પશુના આકારનુ માનવામા આવે તો તે પશુના આકારનુ થાય છે, પણ આત્મા નિરાકાર છે આત્માનો આકાર નથી તે સત્ નથી અને અસત્ પણ નથી એ દેખાય એવી વસ્તુ નથી એનું દ્રવ્યપણુ નિષેધ કરાયલુ છે તે સત્ અસતથી વિલક્ષણ વસ્તુ છે વાસ્તવિકરીતે એ અપ્રસિદ્ધ અને આકારરહિત છે તે વિષયની વસ્તુજ નથી. જો એ આકારવાળો હોય, તો તો તે સિદ્ધ થાય-'હુ આત્મા છુ' એવી માન્યતા કરવાથી, પણ તમે આત્મા બની જતા નથી કારણકે આત્મા અસ્થૂલ છે આત્મા અણુ નથી, આત્મા લાંબો-ટુકો કાંઈ નથી તે તો તમે તમારી આખોવડે જે કાંઇ જુઓ છો તેથી વિલક્ષણજ છે.

અહીં એવી શંકાને સ્થાન નથી કે શ્રુતિઓ તો "તે આત્મા પ્રકાશ આપનારાઓને પણ પ્રકાશ આપનારો છે; આ પુરુષ પોતે પ્રકાશ છે" એવુ કહે છે તો આત્મા રૂપરહિત છે એમ કેમ કહેવાય છે? કારણકે આત્મા કોઇ પદાર્થ છે, એવુ તો પ્રથમથીજ નિષેધ કરાયલુ છે. જો પદાર્થ કહેવામા આવે, તો તેમા જડના હોવાનો દોષ આવે છે માટે શ્રુતિ તેને પ્રકાશસ્વરૂપ કહે છે, પણ એ પ્રકાશ સૂર્યના પ્રકાશ જેવો નથી આત્માને તો-અભૌતિક, અજડ અને

નિત્ય–પ્રતિપાદન કરાયલો છે. સૂર્ય જેમ વિષય કરી શકાય છે, તેમ આત્મા વિષય કરી શકાતો નથી. આત્માને દિવ્ય, અમૂર્ત અને પુરુષ કહેવામાં આવ્યો છે. એનું રૂપ કોઇના જેવું નથી. આત્મા એ વસ્તુજ વિષયની નથી. એ કોઇ પરિણામને પામતોજ નથી. એને જ્ઞાનના અર્થના આકારવાળો પણ કહેવાય નહીં. વાંઝણીના છોકરા જેવો શ્રુતિના અર્થના આકારના જ્ઞાન જેવો આ આત્મા નથી. જેવું મનમાં આવ્યું એવો એને માની લેવા જેવો એ આત્મા નથી સાંભળેલું, કહેલું, મનવડે માની લીધેલું વસ્તુનું અને એના વિષયનું જ્ઞાન સાચું હોતુ નથી. પ્રમાણ અને ભેદથી એમાં બાધ આવે છે. આવો અસંભવ હોવા છતાં આત્માના વિષયના જ્ઞાનનો અસંભવ હોવા છતાં, વિદ્વાનની જ્ઞાનનિષ્ઠા સિદ્ધ થતી નથી એવું નથી. પ્રત્યક્ષાદિ પ્રમાણથી આત્મા સમજી શકાય છે, આત્માની સત્તાથી આત્મા છે–એવું સમજી શકાય છે, અનુમાનથી આત્મા ઓળખી શકાય છે, શાસ્ત્રો એનું વર્ણન કરે છે તેથી એ સમજાય છે, કોઇ લાભ થવાથી આત્મા છે એવું સમજાય છે. આત્માના વિષયમા આ બધું પ્રમાણ છે. દેહ અને ઇન્દ્રિયો વગેરેનો એ અધિષ્ઠાતા છે અંતરમા એવુ જડપણું પ્રતીત થતુ હોવા છતાં, ઇષ્ટ અને અનિષ્ટપણું તેમજ પ્રવૃત્તિ અને નિવૃત્તિપણું હોવા છતાં, તે એક ગાડી જેવો ભાસે છે, પણ તે ગાડી જેવો નથી યાદ રાખો! આ શરીરને ગાડીની ઉપમા અપાયલી છે એ ગાડીરૂપ શરીરનો અધિષ્ઠાતા શરીરથી બીજોજ છે. અધિષ્ઠાતા એટલે આ દગ સ્થિતિવાળો. ગાડીને હાંકનારા જેવો અને એ શરીરના નિયામક જેવો છે. એવું અનુમાની શકાય છે. શ્રુતિ એને અંદરથી ઓળખાય એવો કે બહારથી ઓળખાય એવો કહેતી નથી. એ તો માત્ર પડિતોથીજ સમજી શકાય એવો છે. પડિત એટલે –જેની 'પંડા' એટલે બુદ્ધિ સત્ અને અસત્‌ને સમજનારી હોય એવી બુદ્ધિ-વાળો–વિદ્વાન માનવી

જેમ સુરત શિવસંપ્રદાયી અગર વિષ્ણુસંપ્રદાયી મનુષ્યો 'આજે શિવરાત્રી છે–આજે એકાદશી છે' એવુ શાસ્ત્રથી જાણીને તે દિવસે ઉપવાસ કરે છે તેમ શાસ્ત્રકથનને અંગિકાર કરતો વિદ્વાન વિદ્વત્તાવડે એ અંદરથી જાણી શકાય એવો નથી તેને, પ્રપંચને શાંત કરનારને, શાંતને, કલ્યાણદાતાને, અદ્વૈતને, વિશ્વરૂપથી પરને, તૈજસપણાથી પરને, પ્રાજ્ઞપણાથી પરને ચોથી અવસ્થાવાળા આત્માને જાણી શકે છે. આવીજ રીતે આવાજ પ્રકારથી માનવી–મુમુક્ષ સર્વ

દૃશ્યમાન નામરૂપને બાદ કરીને વિશેષ રહે છે, તે આત્મતત્ત્વને પોતાના આત્માવડેજ અનુભવવા યોગ્ય છે. માનવીમાંના આત્માને અને પરમાત્માને—બેઉને એક આત્માજ શાસ્ત્રોએ પ્રતિપાદન કરેલો છે, વિશેષપણાથીજ.

પ્રભુપ્રેમીઓ! આ જમાનો અશ્રદ્ધાનો અને અવિશ્વાસનો છે. મનુષ્યો પ્રભુમય મટીને માયામય બનતાં જાય છે, માટેજ શંકાઓ ઉપજાવીને તેનું સમાધાન કરવું પડે છે. મોક્ષાર્થીઓને તો શ્રદ્ધાજ મોક્ષને સાધ્ય કરનારી છે. પરન્તુ આવી શ્રદ્ધાને સાયંટિલોકો—કાચા મોક્ષાર્થીઓ હોય તેમને ટકવા દેતા નથી. માટેજ બહુ લાંબો વાર્તાલાપ કરવો પડે છે, જે વડે તેમનું કલ્યાણ સંભવિત છે.

નિશ્ચયપૂર્વક શરીરની અંદર છે અને એને જાણવો છે, પકડી લેવો છે અને આંખોથી જોવો છે, એવું માનવું યોગ્ય નથી. એનું શ્રુતિએ કહેલા કથનના અર્થ પ્રમાણેનું એનું ન મળી આવવું બનતું નથી એમ પણ નથી. એ મળી આવે છે દૃશ્યમાન માત્રને બાદ કરીને બુદ્ધિવડે વિચારવાથી અને અનુભવાય છે તમારા પોતાનામાંના ચૈતન્યથી. વાંઝણીના પુત્ર સમાન આત્માને માનવાનો નથી. તે નથી એમ નથી. શિવરાત્રી અને એકાદશી વડે પણ વિશેષ આકારના દર્શનથી સ્વરૂપવડે તેમની તુલનાવાળા આત્માનું અનુષ્ઠાન કરવાનો પ્રસંગ એને પ્રાપ્ત કરવા માટે આવે. એ બેઉનું જાણવાપણું તો છે શાસ્ત્રોથીજ—એમ જે કહ્યું તેમાં સમાનતાજ છે. આ હાલતમાં એકાદશી અને શિવરાત્રીનો સદ્‌ભાવ શાસ્ત્રોના આધારથી અંગિકાર કરવામાં આવે છે, તેમ શાસ્ત્રોથીજ આત્માનો સદ્‌ભાવ અંગિકાર કરવામાં આવે છે. એકાદશી યા શિવરાત્રીને શાસ્ત્રથી જાણીને જેમ પ્રવૃત્તિ કરવામાં આવે છે, તેમ શાસ્ત્રથી જાણેલા આત્માને મેળવવા, એવાજ નિશ્ચયથી 'હું દેહ નથી' એવો નિશ્ચય કરીને આત્મામાથી અહંભાવ તજીને 'હું બ્રહ્મ છું' એવાજ નિશ્ચયમાં—ચૂપ—પ્રવૃત્તિરહિત—સ્થિર થવું અને કરીને સંશયને ન કરવો એજ પ્રમાણે કરવાનું અને પ્રમાણવું ફળ છે.

"વારુ! માની લ્યો કે શાસ્ત્રોને આત્માના સદ્‌ભાવ માટે પ્રમાણ માનીએ, પણ આત્મા વિષય કરાતો ન હોવાથી, એનો અનુભવ થતો નહીં હોવાથી, એને પ્રાપ્ત કરવા પ્રવૃત્તિ કરાતી નથી. જ્યારે એકાદશી અને શિવરાત્રીનું પ્રત્યક્ષપણું હોવાથી એને માટે પ્રવૃત્તિ થાય છે"—આવાં પ્રશ્નોનો જવાબ

એ છે કે-શાસ્ત્રોમાંના જ્ઞાનના અર્થનું અજ્ઞાન પોતે પ્રગટ કરીને એકાદશી વિષે પંડિત પાસેથી જાણી લેવામાં આવે છે, તેમ આત્મા વિષે પણ શાસ્ત્રોના જ્ઞાનને પંડિતો પાસેથી જાણીને શુદ્ધ બુદ્ધિના મુમુક્ષુઓએ મોક્ષશાસ્ત્રમાં અને તેના પ્રતિપાદન થયેલા અર્થને અનુસરવા દૃઢ માન્યતાથી વિશ્વાસ કરવો અને પ્રવૃત્તિ કરવી ઘટે છે, પણ એ એકદમ થઈ જતું નથી સિવાય કે પૂર્વના અનેકાનેક જન્મોના પુણ્યપુંજનો પરિપાક થવાથી ઈશ્વરની દયા થયેલી હોય. મલિનમાનસ માનવીઓ ભલે કરોડો યુક્તિઓ કરે, પણ આત્મપ્રાપ્તિ માટે પ્રવૃત્તિ થતીજ નથી

હવે જે કહેવામાં આવ્યું કે આત્મા વિષય કરાય તેવો નથી આત્મા પ્રસિદ્ધ નથી, આત્મા અનુભવાતો નથી એથી એના માટે પ્રવૃત્તિ થતી નથી —એનો ઉત્તર એવો છે કે-'આત્મા એકાદશી પેઠે પોતે એકાંતનો વિષય નથી આત્મા નિત્ય છે છે એવું પ્રતીત થાય છે આત્મા પ્રકાશસ્વરૂપ છે સૃષ્ટિને પ્રકાશ આપનારજ એ છે પ્રત્યેક આત્મા પ્રસિદ્ધ છે આત્મા કદાપિ અપ્રસિદ્ધ નથી, બલ્કે એ જાણવા જેવો અને પ્રાપ્ત કરવા જેવો છે જો આત્મા અપ્રસિદ્ધ હોય તો લૌકિક અને વૈદિક વ્યવહારની સિદ્ધિજ થાય નહીં બધા માનવીઓની ઈષ્ટ નિષ્ટ નિવૃત્તિ અને પ્રવૃત્તિ આત્માને ઉદ્દેશીનેજ કરાતી દેખાય છે, તે ન દેખાય અનાત્માને દેહને પ્રાણને બુદ્ધિને કે બીજાને ઉદ્દેશીને થતી નથી માનવી ખરેખર આત્માના સુખને દેહના આરોગ્યને, સબુદ્ધિને અને આહારના આનંદને ઇચ્છે છે અને પ્રાણને નિરોધને-પ્રાણાયામને અને યોગને કરે છે ભાર્યાને પરણે છે, દેવોનું પૂજન કરે છે અને હરિને ભજે છે, પણ આ બધું તે કરે છે તે આત્માના સુખને માટેજ કરે છે આથી સિદ્ધ થાય છે કે 'હું એમ બોલતો 'આત્મા' છે-અને એ દેહ વગેરેથી બીજો અને વિલક્ષણ છે એથી બીજુ આ શરીરને વિષે કોણ હોઇ શકે કે જે 'હું' એવું બોલે?

વાદી 'મને સ્વપ્નું થયું હું સુખેથી સૂતો હું જાગુ છું' આવી ત્રણ અવસ્થામાં બધા માનવીઓથી અનુભવાતો આત્મા, આત્માની સત્તાથી અનુભવાય છે 'હું છું' એવો ઉચ્ચાર થવાથી આત્માનું અનુભવવાપણું સિદ્ધ થતું નથી કારણકે એને અગઉ સર્વ દૃશ્યમાનથી ભિન્ન અને પ્રસિદ્ધિથી ભિન્ન પ્રતિપાદિત કરાયનો છે' આનો શો ઉત્તર છે? આનો ઉત્તર આ પ્રમાણે છે-"કોઇએક પંડિત પોતાની સત્તાની સિદ્ધિથી પોતાના આત્માને-સ્વસ્વરૂપને ઓળખે, જાણી

લે અને અનુભવે તેને માટે કોઈ પ્રમાણુની અપેક્ષા કેમ હોય ? સર્વ પ્રમાણોનો પણ જે પ્રમાણ છે, જેને કોઈ પ્રમાણુની જરૂર નથી, જેનાથી પ્રમાણ આપવા જેવું પણ સિદ્ધ થાય છે, જે સર્વ પ્રમાણો અને સર્વ પ્રમાણ આપવા જેવાનું પણ કારણ છે, એવો સ્વપ્રકાશ એવો જે આત્મા તેને બીજું કોણ પ્રકાશે ? કોઈ દિવસ અચેતન ચેતનને પ્રકાશે ખરું કે ? પોતાના સત્યને પોતેજ પ્રત્યક્ષ પ્રકાશે છે, તેથી તે આત્મા પોતેજ પ્રમાણ છે. વ્યવહારથી જેમ તે પ્રાપ્ત થતો નથી, પણ એનાથી અર્થપ્રાપ્તિ થાય છે, માટે આત્મા છે; એ સ્વતઃસિદ્ધ પ્રમાણ છે. તેમ એ પ્રમાણે પ્રત્યક્ષાદિ પ્રમાણ સિદ્ધિ આત્માનું વાંઝણીને પુત્ર હોવાની વાત પેઠે આત્માના જ્ઞાનના અસત્યનું મનોરાજ્ય પેઠે માયાના ગુણવાળા બ્રહ્મના ધ્યાન પેઠે મિથ્યા વિષયપણું અને પ્રમાણના ભેદને બાધ કરવાપણું સંભવિત થઈ શકતું નથી.

... ત્રણે કાળમાં જેમ વાંઝણીને પુત્ર ન હોય તેમ ત્રણે કાળમાં આત્મા છે, એવું જ્ઞાન દૃઢ હોય તે જ્ઞાન સત્ય છે. આત્મા નથી એવું સમજવાનું કારણ અજ્ઞાન વિના બીજું કોઈજ નથી. આત્માનું સર્વજ્ઞપણું, સર્વ વ્યવહારનું કારણપણું અને એનું સર્વથા અધિકાધિક પ્રિયપણું હોવાથી તથા એનું અસિદ્ધપણું હોવાથી એ આત્મા અવિષય નથી બનતો એમ નથી. જરૂર એ આત્મા સ્વચ્છ, નિર્મળ અને સૂક્ષ્મ હોવાથી આત્માના ચૈતન્યથી ચૈતન્યવાળી બનેલી બુદ્ધિ, જેમ સૂર્યના પ્રકાશથી સ્ફટિકમણી ચમકે છે, તેમ આત્માના પ્રકાશથી પોતે આત્મારૂપે બનીને ચમકે છે. તેવીજરીતે બુદ્ધિનો પ્રકાશ પ્રાપ્ત કરીને મન અને ઇન્દ્રિયો અને સ્થૂલ વસ્તુઓ માત્ર પ્રકાશી રહેલાં છે, પરન્તુ સ્પષ્ટ પ્રકાશતાં નથી. કારણકે—જેમ પાણી શેવાળથી અને જેમ ચંદ્રમા વાદળાથી ઢંકાયલાં સ્પષ્ટ દેખાતાં નથી—તેમ તે સ્થૂલતાથી, અનાત્માથી ઢંકાયેલો છે. એથી સ્થૂલ નામમાત્ર, રૂપમાત્ર સ્પષ્ટ પ્રકાશતા નથી. અલબત્ત, એ આત્માનેજ દેહ–ઇન્દ્રિય –પ્રાણ–મન–બુદ્ધિ વગેરેમાં, એ બધાં અનાત્મામાં, તેઓ બધાં 'હું છું' એવી આત્મબુદ્ધિ માનવીઓ બધાં કરે છે, અને 'હું બ્રાહ્મણ, હું યતિ, હું દક્ષ, હું શ્રોતા–કાણો–લુલો–લંગડો–બહેરો–મૂંગો તરસ્યો, કર્તા ભોક્તા, સુખી દુઃખી એવા આરોપ વડે 'જડ છું' એવી માન્યતાથી માનવીઓ બોલે છે, પણ સ્પષ્ટ પ્રકાશતાં નથી. અરે, હજારો વખત વાંચ્યું હોય; હજારો વખત પ્રવચનોમાં સાંભળ્યું હોય, ગુરૂએ કહ્યું હોય, માન્યતા પણ એવી હોય, અને બીજાને

સમજનતા પણ હોય એવા પંડિતો પણ અનાદિ અવિદ્યાના વાસનાને લીધે બાહ્યાભ્યંતર પૂર્ણ છતા, અતિસૂક્ષ્મ હોઇને, અતિ ઇન્દ્રિય-મનમા ઢંકાઈ રહેલા આત્માને જોઇ શકતા નથી, અને તેને બદલે જડને માને છે અનાત્મા એવા સ્થૂલને આત્મા ગણે છે, શુદ્ધ આત્માને ગ્રહણ કરતાજ નથી આ કારણથી મોક્ષાર્થીઓએ અનાદિ અવિદ્યા વડે આરોપિત કરાયેલાં બુદ્ધિ વગેરેના નામરૂપ માત્રનાને પણ આત્મા માનીને, એમની અંદરમાંના ચૈતન્યને પણ આત્મા માનીને અંદરબહાર બધુ એક બ્રહ્મ માનીને 'એ બ્રહ્મ હું છુ' એમ સર્વત્ર પ્રત્યેક નામમાત્રને 'હું છુ' એવો બ્રહ્મવિષયક નિશ્ચય કરવો ઘટે

। । ।

જેમ વાદળા હટી જવાથી ચંદ્રમા ચોકખો જણાય છે અને સેવાલ દૂર કરવાથી શુદ્ધ સ્વચ્છ પાણી મળી શકે છે, તેમ સતત વિના વિરામ 'હું બ્રહ્મ છુ' એવા ભાવવડે વિપરીત જડ અને અનાત્મભાવનો સમૂળો નાશ થવાની સાથે શાન્ત, ચિદ્‌ઘન આનંદઘન, આત્મા-જ્ઞાનરૂપી આંખથી બરાબર અનુભવ કરી શકાય છે માટે આત્મા સિવાય જે કાંઇ બીજુ બધુ એ પ્રમાણે નિરસ્ત કરવાને જ પ્રયત્ન કરવો ઘટે છે વિદ્વત્તા ભરેલી તીવ્ર મુમુક્ષુ ભાવના તો સાથે સાથે હોવી જ જોઇએ એને માટે તો કહેવુ જ શુ હોય? કારણકે આપણો વાર્તાલાપ મોક્ષાનુભવને સંબંધ ધરાવે છે અને આપણે ગીતા-મોક્ષશાસ્ત્રનેજ વિચારીએ છીએ આત્મા કેવો છે એમા શી વિલક્ષણતા છે, કયા હોય છે કેવી રીતે પ્રાપ્ત થઇ શકે-એ વિષય, અહીં નથી મારણકે આત્મા છે, એવુ સિદ્ધ થઇ ચૂક્યુ છે, અને એમ હોઇને એની પ્રતીતિને જાણવાની વાત અહીં થતી નથી કારણકે એ પોતેજ 'હુ બ્રહ્મ છુ' એમ બોલતો હોવાથી પોતેજ પોતાની હયાતિને સિદ્ધ કરતો હોવાથી, એનુ નિત્ય પ્રાપ્તપણુ છેજ વખત અને અને દિશા-ભેદ નિરાકાર છતા પણ એમનુ જ્ઞાન શાસ્ત્રના આચાર્યના ઉપદેશ વડે સિદ્ધ થાય છે । ।

। । । । । ।

આજે એકાદશી છે આ પૂર્વદિશા છે-એવુ આચાર્ય પાસેથી જાણી શકાય છે, તેમ આત્મા પણ આચાર્ય પાસેથી ઓળખી શકાય છે જો કે તે સ્વરૂપ પણાવડે સિદ્ધ છે આત્મજ્ઞાનનોજ પોતાનુ અને બીજાનુ અને 'આ મારૂ' અને 'આ તારૂ' એમ સમજવામા આવે છે 'મે સ્વપ્ન જોયુ હું સુખેથી ઉંઘ્યો હું હમણા જાગુ છુ'-એવુ અનુમાન કરનારનુ પોતાનુ દેહ અને

ઇન્દ્રિયોથી બીજાપણું સ્વપ્નામાં અને ભરનિદ્રામાં બુદ્ધિ વગેરેથી બીજાપણું અને એઓનું જાણવાપણું અને આત્માનું સર્વત્રપણુ જાણ્યા પછી આત્મા શું, તેનું જ્ઞાન શું—એવું બોલવુ પંડિતનું યુક્ત નથી. 'જેના પ્રકાશથી આ બધું અંદર અને બહાર બધું જાણવામાં આવે છે તે જ્ઞાન સિદ્ધ થતું નથી'—એવું બોલવું અતિ સાહસ ભરેલું છે 'એમને બધાંને જે જાણે છે તેને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે'—એવા ભગવાનના કથનાનુસાર ક્ષેત્ર અને ક્ષેત્રધર્મવાળું, બધુ જે જાણે છે 'તે હું પોતે છુ' એવું જાણવું એને જ્ઞાન કહેવામાં આવે છે. આ જ્ઞાન શુદ્ધ થયેલા અંતઃકરણવાળો યતિને પરમેશ્વરના પ્રસાદથી બહુ સુલભ છે.

આ હાલતમાં આત્મા સુપ્રસિદ્ધ છે. એનુ જ્ઞાન પણ પરમેશ્વરના પ્રસાદથી સુલભ છે—એમ વિચારીને શુદ્ધ આત્માવાળા યતિએ સદ્‌ગુરુ પાસેથી ઉપદેશ લઇને અનાત્મ વાસનાથી થયેલી વિપરીત ભાવનાની સમૂળગી નિવૃત્તિ વડે વ્યવસ્થિત સિદ્ધિને માટે મોક્ષાર્થીએ જ્ઞાનનિષ્ઠા સંપાદન કરવી જોઇએ, એથીજ ભગવાને કહ્યું છે કે જ્ઞાનની એ ઉત્તમોત્તમ નિષ્ઠા છે.

અલબત્ત, આ બાબતમા એક **પ્રશ્ન** ઉપસ્થિત થાય છે કે—"જ્યારે જ્ઞાનનિષ્ઠા સંપાદન કરવી—એવો જ્યારે નિશ્ચય છે, તો જ્ઞાનનિષ્ઠા કોને કહેવી? શું જ્ઞાનમાં એટલે જ્ઞાનસ્વરૂપ બ્રહ્મમા ચિત્તની અચલ સ્થિતિ કે જ્ઞાનના અભ્યાસની સમાપ્તિને જ્ઞાનનિષ્ઠા કહેવી?" તેનો ઉત્તર આ પ્રમાણે છે કે—"મન સ્વભાવથીજ ચંચળ છે, તેની બ્રહ્મમા સ્થિતિ રહેવી અસંભવિત છે વળી જ્ઞાનની પરિસમાપ્તિ એટલે જ્ઞાન મેળવવાને માટે વેદાંતશાસ્ત્રનો જે અભ્યાસ કરવામાં આવે છે તે પુરો અભ્યાસ થયા પછી એને વારંવાર વાગ્યાજ કરવું એવું નથી એમાં તો કેવળ ગ્રંથના લુખ્ખા તર્કનીજ આવૃત્તિ થયા કરે છે. તેમાથી કલેશ વિના બીજું કશું મળી આવતુ નથી. જુઓને! तत्त्वमसि ઉપદેશ કેટલાયે લોકોએ શિષ્ય થઇને ગુરુ પાસેથી લીધો હોય છે અને તેઓ 'હું બ્રહ્મ છુ' એવું બોલ્યા કરે છે, છતાં તેમાના કોઇને પણ આત્મદર્શન થતુ નથી. જેમ 'હું રાજા છુ' એમ વારંવાર બોલવાથી રાજા બની જવાતું નથી, તેમ વારંવાર 'હું બ્રહ્મ છુ' એમ બોલવામાત્રથી બ્રહ્મ બની જવાતુ નથી, પણ એમ બોલવાથી આત્મા શુદ્ધ થઇ બોલનાર સ્વસ્વરૂપવડે પ્રકાશવા લાગે છે, અને પછી વારંવાર એવી ભાવના જારી રાખવાની અપેક્ષા રહેતી નથી.

જુઓને આંખથી માપ જોઈ લીધો અને એ ઘણો છે એવું જ્ઞાન થઈ ગયું, પછી એ જ્ઞાનને દૃઢ કરવાને શું ગજપ જપવાની અપેક્ષા થાય છે? માપ કરનારને-પ્રમાણ અને માપવાની વસ્તુ બેઉનો સંબંધ થતાંની સાથે પ્રમાણ શોધવાનો પ્રયત્ન જારી રાખવાની જરૂર રહેતી નથી પરંતુ તંત્રપણું જ્યાં હોય છે ત્યાં પુરતું તંત્રપણું હોતું નથી એથી એમ સમજવાનું નથી કે જ્ઞાનના અભ્યાસનું પ્રયોજનજ નથી પરંતુ તંત્ર એનેજ કહેવાય છે કે જ્યાં પ્રમાણ અને પ્રમેયના સંબંધમાત્રથી જે ઉપજતુંજ હોય તે એમાં ક્રિયાતંત્ર કે પુરુષતંત્ર નથી તોપણ એની પોતાની ઉત્પત્તિને વિષે બંધબેસતા પ્રમાણની અપેક્ષા કરાય છે જો પ્રમાણ સુસંગત ન હોય તો જ્ઞાન ઠીક ઠીક થતું નથી જ્યારે ચક્ષુઓ જડ થવા લાગે છે ત્યારે ચક્ષુના દોષના કારણે દૂરથી દીવો કે ચંદ્રમા ત્રણ છ નવ અને બારની સંખ્યામાં દેખાવા લાગે છે અને વસ્તુમાત્ર શુદ્ધ સ્પષ્ટ દેખાતી નથી એથી એ જ્ઞાન વાસ્તવિક કહેવાતું નથી તેમ પ્રમાણની સુસંગતતાને માટે સમજવું ઘટે દૂરદૃષ્ટિ ચશ્માની મદદથી યા ઔષધની મદદથી અનેક ચંદ્રમા દેખાતા બંધ થઈને જેમ એક ચંદ્ર દેખાવા લાગે છે અને સ્પષ્ટ દેખાતા આનંદ થાય છે, એવીજ રીતે અનાદિ અવિદ્યા વાસનાઓ સત્વ-રજ અને તમોગુણથી કરવામાં આવ્યાથી દૂષિત થયેલું અંતઃકરણ 'હું મારૂં, તારૂં' વગેરે અનાત્મ માન્યતા કરતું હોવાથી એ માન્યતાથી આચ્છાદિત થયેલું આત્મતત્ત્વ સ્પષ્ટ થતું નથી એના અંતઃકરણની લાંબા સમય માટે નિત્યનિરંતર સમાધિનું અનુષ્ઠાન કરવાથી શુદ્ધિ થાય છે 'હું બ્રહ્મ છું' એવી ભાવનાના અભ્યાસથી પૂર્વોક્ત લક્ષણવાળા દોષો અને તેના કાર્યોની સમૂળી નિવૃત્તિ થાય છે અને શુદ્ધ સત્વભાવની ઉત્પત્તિ થતાંની સાથે 'આ બધું હું બ્રહ્મજ છું' એવું આત્મવિજ્ઞાન થાય છે અને સર્વે દૃશ્યમાન નામરૂપના સંબંધથી મૂક્ત-ન ટળે એવું અદ્વૈત સ્વસ્વરૂપનું, સર્વનું બ્રહ્મપણાનું પોતેજ બ્રહ્મ હોવાપણાનું જ્ઞાન સ્પષ્ટ થાય છે

અહીં 'હું બ્રહ્મ છું એવી ભાવનાનો અભ્યાસ અપેક્ષિત રહે છે જ્ઞાનના પરિપાકના પ્રયોજનપણા માટેજ જ્ઞાનના પરિપાકની સિદ્ધિ થતાંની સાથે પૂર્વોક્ત જ્ઞાન કૈવલ્યપદ અને એને લગતા ધ્યાન-આસન-આચમન તરભાણું-પાણીનું કમંડળ સાધનો અપેક્ષિત રહેતા નથી એ જ્ઞાનજ પોતે કૈવલ્યપદ છે એમાં અખંડાનંદ અનુભવ થવા લાગે છે શ્રુતિઓ એને માટે આ પ્રમાણે

કહે છે કે "समाधिनिर्धूतमलस्य चेतसो निवेशितस्यात्मनि यत्सुखं भवेत् इति" "आहारशुद्धौ सत्वशुद्धिः सत्वशुद्धौ ध्रुवा स्मृतिः इति" "अभ्यासात्पक्वविज्ञानः कैवल्यं लभते नरः इति" "नास्ति ज्ञानात्परं किंचित्पवित्रं पापनाशनम्" "तदभ्यासादृते नास्ति संसारोच्छेदकारणम् इति"—ભાવાર્થ—"સમાધિથી મલમુક્ત થયેલ ચિત્તનુ આત્મામા પ્રવેશ થતાજ સુખ થાય છે–શુદ્ધ આહારથી શુદ્ધ અંતઃકરણ થાય છે અને શુદ્ધ અંતઃકરણથી સ્વસ્વરૂપની સત્ય સ્મૃતિ થાય છે–અભ્યાસથી પક્વ વિજ્ઞાન થયા પછી માનવી કૈવલ્યને પામે છે–જ્ઞાનથી ઉત્તમ કશુ પાપનો નાશ કરનારૂં પવિત્ર નથી–તે અભ્યાસ વિના બીજુ કશુ સંસારછેદનુ કારણ નથી"

જ્ઞાનનો પરિપાક થયેલો ત્યારેજ ગણાય, કે જ્યારે નિત્યનિરંતર અભ્યાસદ્વારા 'હુ બ્રહ્મ છુ' એવી ભાવનાવાળી આવૃત્તિવડે જ્ઞાનને આચ્છાદિત કરનારા ત્રિગુણાત્મક કાર્યોમાં 'હુ–આ' એવી ભાવનાઓ ભલીબૂરી ભાવનાઓ, રાગ–દ્વેષ અને માયિક વિકારોની સમૂળી નિવૃત્તિવડે અંતઃકરણનો શુદ્ધ સત્વભાવ થયો છે–એવા લક્ષણની પ્રસન્નતા દશ્યમાન થતી હોય. આવી પ્રસન્નતામા 'આ બધુ બ્રહ્મ છે' એવુ બુદ્ધિને વ્યવસ્થાપિત કરનારૂ પરાવાર એક બ્રહ્મજ હોવાપણાનુ વિજ્ઞાન, શંકા વિનાનુ, વૃત્તિઓ ઉઠવાના વેપારને સમાપ્ત કરનાર લક્ષણવાળુ વિજ્ઞાન રહેતુ હોય છે. આવુ જ્ઞાન 'હું બ્રહ્મ છુ' એવુ પોતાના આત્માનુ સજાતીય ભાવનાની આવૃત્તિથીજ ઉપજે છે. 'આ ઘડો છે' એમ કહેતા જે જ્ઞાન થાય છે, અને એકજ વખત કહ્યાથી યા રાજા હોવાનુ રાજવી પોષાકવાળુ માનવી બતાવ્યાથી થાય છે, તેમ આ જ્ઞાન ઝટ આવી જાય તેવુ નથી. એનુ કારણ એવુ છે કે જાણવાની વસ્તુ–ઘડો અને રાજા–બેઉ આકૃતિઓ સ્થૂલતાવાળી છે, જ્ઞાન પણ સ્થૂલતાનુજ છે, અને એમા નિષ્પ્રતિયોગીપણુ અને લૌકિકપણુ હોવાથી એનો અભ્યાસ કરવાની અપેક્ષા રહેતી નથી આત્માનુ અતિસૂક્ષ્મપણુ હોવાથી અને આત્માનુ નિત્યપણુ હોવાથી, આત્માનુ દુર્દર્શપણુ હોવાથી, એ અતિઅંતરમા છૂપાયલો પ્રવેશિત હોવાથી, દરેક વસ્તુની સાથેજ તેમા એ આત્મા પ્રવેશિત હોવાથી, ગૂઢ–ખાલી અને નહીં ખાલી–એ બધામા એ આત્મા પ્રવેશિત હોવાથી, માનવીની બુદ્ધિરૂપી ગુફામાં પ્રતીત થતો હોવાથી, અલૌકિક અને પરમસૂક્ષ્મ હોવા છતાં, એ આત્મા જાણવાના અનિવાર્યપણાથી જાણવા જેવોજ હોવાથી, જેમ શેવાલના પડદાથી ઢંકાયેલા પાણીને પ્રાપ્ત

કરવા પ્રયત્નવડે શેવાળને અલગ કરવામાં આવે છે, તેમ અવિદ્યા અને એના કાર્યોરૂપી શરીરોથી ઢંકાયેલા હોવાથી એને પ્રાપ્ત કરવાને માટે સૂર્યલોકના કાર્યવસ્તુ સમાન જ્ઞાનનું- પોતાના આત્માના વિષયનું 'હું બ્રહ્મ છું' એવા જ્ઞાનનું વારંવાર ચિંતનવડે સ્મરણ કરીને શોધન કરવાને માટે અભ્યાસના લક્ષણનું કાર્ય સતત્ જારી રાખવાની અપેક્ષા હોય છે

પ્રભુપ્રેમીઓ! હું જે વાર્તાલાપ તમારી સાથે કરી રહેલો છું, તે મોક્ષાર્થી હૃદય વિનાના માનવીઓને એકજાતની પીડા જણાય અને તમે પણ હજી જો એ માર્ગ પર ચઢી ન ચૂક્યા હો તો ત્યાંસુધી આટલી બધી બાબતો બહુ કંટાળા ભરેલી જણાયજ, છતાં તમે મોક્ષાર્થીજ છો તો આ વિષય તમને બહુ ઉપયોગનો છે મોક્ષના વિષયમાં જ્યાં ગેરસમજ થાય ત્યાં માનવી થોભી જાય છે અને ગેરસમજવાળા જ્ઞાનને અને ગેરસમજવાળા મોક્ષસ્વરૂપને પરમપદ અને નિર્વાણ શાંતિ તથા કૈવલ્યપદ માની લે છે કોઇ ધનપ્રાપ્તિને, કોઈ સત્તાપ્રાપ્તિને, કોઇ વિષયપ્રાપ્તિને, કોઇ દેવ-ગાંધર્વ-પિતૃ-સિદ્ધ-સ્વર્ગાદિ લોકને-બ્રહ્મલોકને-ગોલોકને-સાકેતને-વૈકુંઠને મોક્ષ માનીને થોભી જાય છે, તો કોઈ નિષ્ક્રિયતાને મોક્ષ માની બેસે છે, અને ભૂલી જાય છે શોકમુક્તિને, સંસારબંધ મુક્તિને, પરમસુખ-નિત્યસુખને પરમ અને નિત્યસુખ એવા પરમાત્માને, પોતાના આત્માને, બ્રહ્મતત્વને અને એથીજ સાધકો જે રીતે સિદ્ધ-પરમહંસ અને બ્રહ્મ બન્યા હોય એ રીતે-સાધન અને સિદ્ધિને આ પ્રમાણે ભૂલો થતી હોય તે બતાવીને તમને સમજાવવાનો આ આખા વાર્તાલાપનો હેતુ છે

અહીં એક પ્રશ્ન ઉપસ્થિત થઈ શકે છે કે-'શું 'હું બ્રહ્મ છું' એવો સતત્ જાપ જપવાથી સાધક મોક્ષાર્થીમાં બ્રહ્મભાવ આવે કે?' તેનો ઉત્તર આ છે કે-"ના! માત્ર જાપ જપવાથી મોક્ષાર્થી સાધકમાં બ્રહ્મભાવ આવી જતો નથી 'હું માનવી નથી' એવી માન્યતાના ભાવનો જાપ જપવાથી માનવીનું મનુષ્યપણું મટી જતું નથી, અને 'હું' એ શબ્દનું અર્થપણું પણ માનવીમાં ઉપજતું નથી 'હું' એવા શબ્દનો અર્થ 'આત્મા સ્વત સિદ્ધ' હોવાથી બ્રહ્મભાવનાની કલ્પના પણ કરાતી નથી જુઓને મે તમને જેવો આત્મા વર્ણવ્યો છે તેને શ્રુતિઓ આ પ્રમાણે કહે છે કે "सूक्ष्मात्सूक्ष्मतर नित्यम्" "त दुर्दर्शं गूढमनुप्रविष्ट गुहाहित गह्वरेष्ट पुराणम्" "अयमात्मा

બ્રહ્મ" "क्षेत्रज्ञं चापि मां विद्धि" અર્થાત્ "સૂક્ષ્મથી પણ સૂક્ષ્મતર અને નિત્ય-દુર્દર્શ, ગૂઢ પ્રકારે અનુપ્રવેશેલા, ગુહા વિષે રહેલા, સંકટસ્થાન, પુરાણરૂપ-આ આત્મા બ્રહ્મ છે-મને ક્ષેત્રજ્ઞ પણ તુ જાણ." આ બધા કથનેથી સ્પષ્ટ થઈ શકે તેવુ છે કે 'ક્ષેત્રજ્ઞ-આત્મા-પરમાત્મા'-ત્રણે વિશેષણો એક અદ્વૈત બ્રહ્મનાંજ છે. એમાં શંકાને સ્થાનજ નથી. જુઓ બીજી શ્રુતિઓ પણ આત્માને-તમારા પોતાના આત્માને, તમને પોતાનેજ તમે બ્રહ્મ છો એવું પ્રતિપાદન કરે છે-"एकमेवाद्वितीयं ब्रह्म नेह नानास्ति किंचन" "एको हि रुद्रो न द्वितीयाय तस्थुः" અર્થાત્ "બધુ વિશ્વજ બ્રહ્મ છે, એના વિના બીજું કાંઇ નથી" એવુ શ્રુતિઓ અને સ્મૃતિઓ પ્રતિપાદન કરે છે બ્રહ્મ વિના બીજી કોઇ વસ્તુજ નથી એવુ પ્રતિપાદન થાય છે, ત્યાં પછી સદ્દૈતને સ્થાન આપવું એ મૂઢતાજ કહેવાય જેમ ઘટાકાશ, મઠાકાશ અને હૃદાકાશ-એ ત્રણે નામો એક અખંડ આકાશનાંજ છે, તેમ નામમાત્ર બ્રહ્મ વિના બીજું કશુંજ નથી, એ સ્વતસિદ્ધ સત્યજ છે ક્રિયા વડે એની કાંઇ કલ્પના કરીને શક્યતા ઠરાવવાની નથી

અલબત્ત, એવુ સત્ય છતાપણ 'હુ દેહ છુ' એવી અનાદિ અનાત્મ ભાવનાને દૂર કરવાને માટેજ 'હુ બ્રહ્મ છુ' એવી ભાવનાનું ચિંતન-સ્મરણ અને ઉચ્ચારણ બ્રહ્મવિદ્નું પોતાનું પૂર્ણપણું હોવાના જ્ઞાનની દૃઢતા થવાને માટેજ કરવામા આવે છે.

ચોકસી કે ઝવેરીનો ધંધો કરનાર માનવીએ પ્રથમ બાલ્યાવસ્થામાં કોઇ ચોકસી કે ઝવેરીને ત્યાં ગુમાસ્તો, મહેતાજી કે મુનીમ થઇને સોનું, હીરા, રત્ન, મોતી ઇત્યાદિની પરિક્ષા કરવાનું શીખવુ પડે છે અને ત્યારપછીથીજ પોતાનો આગવો ધંધો શરૂ કરે છે, કારણકે એમ ન કર્તા ધંધો કરવામાં છેતરાવાનું અને પરિણામે ખોટ ભોગવવાનું થાય છે. જો કે એ ધાતુઓ અને ઝવેરાત જડ છે, છતાં તેના ખરાપણાની પરિક્ષાના જ્ઞાનથી પોતાની દૃઢતા માટે અને તેમના ભાવોના જ્ઞાનની પોતાની દૃઢતા માટે માહિતગીરી અપેક્ષિત કરાય છે જેમ સૂર્યના બિંબનુ સ્થૂલપણુ છતા બધાંને પ્રત્યક્ષ કરવાને માટે લાખો વખત નિત્યનિરંતર અભ્યાસની અપેક્ષા માગે છે, તેમ બ્રહ્મથી પોતાનું અને સર્વનું બીજાપણું ન હોવાનું જ્ઞાન અતિસૂક્ષ્મ અને અતિ અનિપક્ષ હોવાથી પોતાનુ સમાનપણું સિદ્ધ કરવાને માટે સતત ભાવ સ્મરણ અપેક્ષિત થાય તેને માટે

શુ કહેવાનુ હોય ? શ્રુતિઓ અને સ્મૃતિઓ પણ બ્રહ્મભાવની પોતાની માન્યતાની સતત આવૃત્તિની અપેક્ષાનુ સૂચન કરીને એમ કરવાની આજ્ઞા કરે છે "तस्याभिध्यानाद्योजनात्तत्त्वभावात्" "तस्याभिध्यानात्तृतीय देहभेदम्" "निष्कल ध्यायमान" "ध्यात्वा मुनिर्गच्छति भूतयोनिम्" અર્થાત્ "યોજનાવડે 'હું બ્રહ્મતત્વ છુ' એવુ ધ્યાન કરવાથી-જે ત્રણ દેહથી જુદ્ એવુ બ્રહ્મતત્વ છે તેનુ ધ્યાન કરવાથી-કલારહિતનુ ધ્યાન કરનારો-ધ્યાન કરીને મુનિ ભૂતયોનિ એટલે પ્રકૃતિ-માયાથી છૂટી જાય છે '

આવીરીતે આગ્રહપૂર્વક 'હું બ્રહ્મ છુ' એવી ભાવનાની આવૃત્તિ સતત કરવાને આગ્રહ કરવામા આવ્યો છે સજાતીય પ્રત્યયની આવૃત્તિના લક્ષણને સમાધિ કહે છે સજાતીય પ્રત્યય એટલે આપણો આત્મા અને બ્રહ્મ બેઉ એકજ છે એવી સત્ય માન્યતા અને આવૃત્તિ એટલે વારવાર 'હું દેહ નથી હુ દેહ નથી' એવો દઢ નિશ્ચય થવા માટેનું સ્મરણ અને સમાધિ એટલે સ્મરણ કરતા કરતા બ્રહ્મભાવનું પ્રકટિકરણ થવુ, દેહથી ભિન્ન થઈ જવુ શારીરિક વ્યાપારનુ સમૂળગુ બધ થઇ જવુ, યા સુષુપ્તિ-નિદ્રાને વશ થવા જેવી હાલત વાળા થવુ અને પછી પણ ક્રિયારહિત થઇ જવુ બીજી એક શ્રુતિ કહે છે કે-' બુદ્ધિમાન માનવીઓએ તેનેજ જાણીને ' બ્રહ્મ છુ' એવા નિશ્ચયવાળી બુદ્ધિને બનાવવી ઘટે-तमेव धीरो विज्ञाय प्रज्ञा कुर्वीत ब्राह्मण ।"

આનુ હોવાથી 'બધુ બ્રહ્મ છે તે હું છુ' એવા આત્મભાવની સિદ્ધિને માટે દ્વૈત માન્યતાને દૂર કરનાર સત્ એવા આત્મભાવનો સતત્ અભ્યાસના લક્ષણવાળો જ્ઞાનનો અભ્યાસ આત્મતત્વને શ્રવણ કરીને જેણે એ જ્ઞાનને જાણ્યુ છે એવા મુમુક્ષુ યતિએ મદદ કરે તેના સાધનોવડે તેવી બુદ્ધિપણાવડે અદ્વેષાદિ ગુણોવડે અને અગાઉ બતાવેલા સાધનોવડે સપન્ન થઇને જરૂર કરવો ઘટે છઠ્ઠા અધ્યાયમા પણ આનુ એ અર્થે નિરૂપિત થયેલુ ભગવાન શ્રીકૃષ્ણે કરીને દઢ થવા ઉપદેશેનુ છે, અને તેથીજ આ પચાસમા શ્લોકમાં 'निबोध मे' = મારા બોધને માન!' એમ અર્જુનને કહ્યુ છે એવુ તમારે પોતાને માટે સમજવુ જોઇએ આ બધી વાત જ્ઞાનની નિષ્ઠાની થઈ છે યાદ રાખો કે આ જ્ઞાનનિષ્ઠાને ઉત્તમોત્તમ કહેવામાં આવે છે

આથી તમે સમજી શકશો કે પૂર્વે જે કહેવામા આવેલ હતુ કે જ્ઞાન માટે વેદાન્તશાસ્ત્રને વારવાર વાચ્યા કરવુ એ લુખ્ખા વિચારો અને તર્ક કરીને

ક્લેશ વ્હોરી લેવાના પ્રયોજન વિના બીજું કશું નથી, એવો પ્રશ્ન અસ્થાને છે આમા તો માત્ર એકજ વાત છે કે વેદાન્તને વારવાર જાણીને આત્મજ્ઞાન સપાદન કરવુ જોઇએ

પ્રભુપ્રેમીઓ! આ વાર્તાલાપ બહુ ચાલ્યો છે, પણ એ અગત્યનો પણ બહુ છે આને મોક્ષશાસ્ત્ર કહેવાય છે એમા ધીરજનુ કામ છે મોક્ષાર્થીએ ધીરજ રાખતા થઇને એવુ મનમા લાવવું નહીં અને બોલવુ પણ નહીં કે —"ટૂકુ અને ટચ કહી નાખો કે 'વાસના ક્ષય અને નિર્વાણપ્રાપ્તિ' નો આ વિષય છે" પણ આ તો મોક્ષશાસ્ત્ર છે મોક્ષપ્રાપ્તિના પ્રયત્નમાં ભૂલો થતી અટકાવવા માટેનો આ વાર્તાલાપ છે. આમા કર્તવ્યતાની વાત છે.

મોક્ષાર્થી યતિને સ્તોત્રોનો પાઠ કર્યાથીજ, મત્રોનો જાપ જપ્યાથીજ, નામસ્મરણ કિર્તન કર્યાથીજ આત્મજ્ઞાન થતુ નથી, સિવાય કે એ વેદાન્તને બધુ ત્યાગીને વિચારે. શ્રુતિ પણ એમજ કહે છે કે "सन्यस्य श्रवण कुर्यात्" "श्रोतव्यो मंतव्य"=અર્થાત્ "ઉપનિષત્‌ને એટલે આત્માને 'હુ બ્રહ્મ છુ' એવી ભાવનાથી ચિંતન કર્યા કરવાનુ હોય છે" એવુ મહાત્માઓ કહે છે શાસ્ત્રો પણ એવુજ કહે છે કે 'હુ બ્રહ્મ છુ' એવી નિરતર ભાવનાની યાદગીરી ઉચ્ચારથી, વિચારથી અને મનથી કર્યા કરવાની હોય છે. આ જ્ઞાનનો ઉપદેશ પણ વારવાર થવો જરૂર છે વેદાન્તને વારવાર સાભળવાની જરૂર છે શમ દમ સાથે આત્મમૂર્તિનુ ચિંતન કરવાનો અભ્યાસ શરૂ ન કર્યો હોય ત્યા સુધી વેદાન્ત શ્રવણ કરવુજ જાઇએ ઉધવાના સમય વિના બધા કાળમા વેદાન્તને વિચારવુ જોઇએ જો સ્વસ્વરૂપ સ્મૃતિના સ્મરણના અભ્યાસનો ત્યાગ કરવામા આવે તો મોક્ષાર્થી પતિત થાય છે નિયમ પ્રમાણે વેદાન્ત વિચાર ન કરવામાં આવે તો અડચણ આવે છે નિયમિતરીતે રોજ વેદાન્ત શ્રવણ ન કરાય, ૐનો જાપ ન જપાય વેદાન્તના વિચારને સ્મરણચિંતનનુ અગ ન બનાવાય તો બરાબર પરતુ બ્રહ્મજ્ઞાન ઉદયને પામતું નથી નિયમિત થઈ જવાની બહુ જરૂર છે સન્યાસનુ પ્રયોજનજ આ વિના બીજુ કશુ નથી સન્યાસી થયા વિના આ બધુ થઇ શકતુ નથી જ્યારે જ્ઞાન અને વિજ્ઞાનની સિદ્ધિ થાય ત્યારે ચિંતન સ્મરણની આવૃત્તિ કરવાની જરૂર રહેતી નથી. જિજ્ઞાસુએ તો આવૃત્તિનો ત્યાગ નજ કરવો ઘટે

આટલા વાર્તાલાપથી તમારી શંકા–"શું ચંચળ મન કદાપિ બ્રહ્મમાં સ્થિર રહી શકે ખરૂં કે ?" નો ઉત્તર તમને મળી રહે છે કે અભ્યાસથી મન સ્થિર થાય છે સ્વસ્વરૂપની ધારણા બુદ્ધિમાં ઠસી જાય એટલા માટેજ મનને બહાર જતું અટકાવવા 'હું બ્રહ્મ છું' એવું સતત ચિંતન સ્મરણ જરૂરનું હોય છે આથી એ ફલિત થાય છે કે મનની સ્થિરતા–પ્રાણનવડે સમાધિનો અભ્યાસ કરીને સંપાદન કરવી ઘટે મુમુક્ષુએ આત્મતત્ત્વ વિજ્ઞાન જાણ્યું એની સાબીતી એ છે કે એ પોતાને અને માનવી માત્રને ચરાચરને, જડચેતનને 'બ્રહ્મ' વિના બીજા નામરૂપે જોતો ન હોય માત્ર બોલ્યા કરવાથી કે સાભળ્યા કરવાથી 'હું બ્રહ્મ છું' એવો સાક્ષાત્કાર થઈ જતો નથી અને વિશ્વમાત્રને 'હું છું' એવું મનાતું નથી એ તો વારંવાર ચિંતન સ્મરણ કે 'હું દેહ નથી' એવું અને 'હું આત્મા છું' એવો અભ્યાસ ક્યાથી એક દિવસ સફળ થાય છે અને એજ દિવસથી શત્રુ–મિત્ર સમાન, સોનુ–પથ્થર–માટી સમાન મનાય છે અને દેખાય છે વળી વ્હાલાના મૃત્યુથી થતો વિયોગ ખૂચતો નથી સળગતા કે લુટાતા ઘરની વ્યથા થતી નથી 'મારૂં તારૂં' રહેતું નથી આનું નામ તે ખરૂં જ્ઞાન અને જ્ઞાનની ખરી નિષ્ઠા જે સંન્યાસી થઇને અભ્યાસ કર્યા વિના આવતી નથી

સુમિત્રાએ પોતાના પુત્ર લક્ષ્મણને ચૌદ વર્ષ સુધી રામની સેવા કરવા સાથે જવાની માગણીની રજા આપી રામને વનવાસ મોકલવાના કૈકેયી–ભરતની સગી માતાથી–પુત્ર ભરત વિરૂદ્ધ પડ્યો અને પિતાએજ પોતાને આપેલુ રાજ્ય ખરા વારસદારને આપવા વનમા ગયો અને ત્યાંથી રામની પાદુકા પધરાવી પોતે કારભારી બન્યો અને વનમાંથી પાછા આવતા રામનેજ રાજ્ય સોંપી દીધુ માંડવ્ય ઋષિને ખોટી રીતે ચોર ઠરાવી ફાંસીને માંચડે ચઢાવ્યા છતા બચાવ માટે એક પણ શબ્દનો ઉચ્ચાર એમણે ન કર્યો આમલીના ઝાડ નીચે તપ કરતા એક તપસ્વિને નારદમુનિએ 'આમલીના ઝાડના જેટલા પાંદડાં તેટલા વર્ષો પછી ભગવાનના દર્શન થશે' એમ કહ્યુ ત્યારે તે તપસ્વિ હર્ષમાં નાચવા તથા કૂદવા લાગ્યા દેવયાનીએ પોતાનો ઉદ્ધાર કુવામાંથી કરનાર યયાતિ રાજાને પરણીને ઉપકારનો બદલો વાળવાનો નિર્ધાર કર્યો–આ બધા કર્મો માનવીઓના જીવનના સદ્ગુણોના વહેનાળો ! પણ બ્રહ્મજ્ઞાનને સહચારી થાય છે

"યુવાવસ્થામાં આવતાની સાથે પિતાના શિષ્ય–બૃહસ્પતિના પુત્ર કચ પર પરણવાનું બળ દેવયાનીએ વાપર્યું કર્મફલેચ્છુ રાજા નૃગે એકવખત દાનમા

આપેલી ગાયને ભૂનમા ફરીથી કોઇ બીજા બ્રાહ્મણને દાનમા આપી, દક્ષપ્રજાપતિએ શકરનુ અપમાન દેવસભામા કર્યું, એક ભગી બ્રાહ્મણનો વેશ લઇ, વિદ્યાભણી, બ્રાહ્મણીને પરણ્યો-આ બધા કર્મો અવિદ્યાના દુખ દેનારા અને નરકમા લઇ જનારા થાય છે

આત્માનો સાક્ષાત્કાર થવાને દેહધ્યાસ છૂટવાનીજ જરૂર હોય છે. સગુણ ઉપાસનાનું પણ એમજ સમજવાનુ છે મીરાં, જટાયુ, રહીમ, સાનોગ, હનુમાન જાબવત, ભુશુડિ-એમને પણ આત્મસાક્ષાત્કાર પ્રાણથી પણ વધુ પરમેશ્વરને માન્યાથી થયો છે આત્માનો સાક્ષાત્કાર થવામાં અપેક્ષા નહે છે દેહ ઉપરની લાપરવાથી ઉપજતા પ્રભુપ્રેમની. આત્મસાક્ષાત્કાર ઉચ્ચવર્ણના માનવીને થાય અને નીચવર્ણના માનવીને ન થાય એમ નથી. ગમે તે વર્ણનો માનવજીવ અને ગમે તે શરીરનો ધારણ કરનારો જીવ પ્રભુપ્રેમી અને દેહાધ્યાસ વિનાનો હોય તેને વેદાન્ત ઉત્તમવર્ણનો ઉત્તમ જીવ કહે છે. ગરૂડે કાકભુશુડિને પૂછયુ 'તમને કાગડાનુ શરીર કેમ મળ્યુ? શા માટે તમે મનુષ્યશરીરી ન થયા? તમને કાગડાનુ શરીર કેમ પ્રિય લાગે છે?' ત્યારે ભુશુડિએ જવાબ આપ્યો કે "હે ગરૂડજી! મને લોમશઋષિના શાપથી આ કાગડાનુ શરીર મળ્યુ છે, અને એજ શરીરવડે એજ લોમશઋષિ પાસેથી જ્ઞાન મેળવ્યુ છે, તેથી એ શરીર મને પ્રિય છે "तातें यह तनु मोहीं प्रिय भयो रामपद नेह ॥"

વાર્તાલાપ શ્લોક ૫૧ થી ૬૬ સુધીનો-

પ્રભુપ્રેમીઓ! પોતાના શરીરના સઘાતને નિયમિત કરીને, શુદ્ધ બુદ્ધિ અને વિશુદ્ધ ધારણાવાળો થઇને આખ-કાન વગેરે ઇન્દ્રિયોના વિષયોને ત્યજીને, રાગ દ્વેષને મગાડીને વિવિક્તસેવી થનારો-ઓછુ ખાનારો-કાયા વાચા, મન વડે ધ્યાનયોગથી પર થઇને વૈરાગ્યમા આશરો કરીને રહેનારો-અહકાર, બળ, દર્પ, કામ ક્રોધ અને પરિગ્રહ ત્યજીને મમતારહિત અને શાન્ત થયેલો મનુષ્ય બ્રહ્મ થવાને સમર્થ થાય છે

વિશુદ્ધ ધૃતિવાળી બુદ્ધિયુક્ત-એટલે જેને "બ્રહ્મ સત્સ્વરૂપ જ્ઞાન-અનત છે-આ આત્મા બ્રહ્મ છે-હુ બ્રહ્મથી જુદો નથી એવો જેનો નિશ્ચય

છે અને એવા નિશ્ચયમા જરાપણ અપવાદ કે શંકા ન હોય—એવી ધારણા વાળી જેની બુદ્ધિ હોય એવો મુમુક્ષુ, અગ્રે નામરૂપ બધુ ભિન્ન નહીં, પણ બ્રહ્મજ છે—એવા નિશ્ચયવાળો વિદ્વાન આકાશને નીલા કે ભૂરા રંગનું ન માનતો હોય, ઝાંઝવાના જળસમાન જગતને મિથ્યા માનતો હોય એવો વિદ્વાન, ' હું દેહ નથી પણ આત્મા છુ ' એવા નિશ્ચયવાળી બુદ્ધિવાળો વિદ્વાન જે હમેશા ' હું બ્રહ્મ છું ' એવા ચિંતન સ્મરણવડે સમાધિમા બેસતો હોય એવો વિદ્વાન, શ્રુતિઓ અને યુક્તિઓથી નિશ્ચિત થયેલા અર્થોવડે જેના સર્વ સંશયો મટી ગયા હોય એવો વિદ્વાન અને જેની બુદ્ધિની ધારણા ' હું દેહ નથી પણ આત્મા છુ ' એવી શુદ્ધ બુદ્ધિવાળો બ્રહ્મવિદ્ જે બ્રહ્મનિષ્ઠામા વર્તમાન હોય એવો સાધક યતિ

**ધૃતિ વડે આત્માને નિયમિત કરવો**—એટલે આત્મતત્ત્વનું જ્ઞાન મેળવીને બ્રહ્મનિષ્ઠામા પ્રવૃત્ત થયેલો બ્રહ્મવિદ્ યતિ સાત્વિક ધારણા વડે ચિત્તની બહાર પ્રવૃત્તિને રોકવાની ક્રિયા કરે તે, પ્રાણોનો નિરોધ કરવાની સર્વે ઇન્દ્રિયોને ચેષ્ટા કરતી અટકાવીને કાન–આંખ–શરીર–વાણીની ક્રિયાઓને રોકીને વિષયોનો ત્યાગ કરીને, ધ્યાનનો અભ્યાસ કરવાની ક્રિયા કરે તે, મનનુ એટલે આત્માનું નિયમન કર્યું કહેવાય છે

**શબ્દાદિ વિષયોને ત્યજવા**—એટલે બ્રહ્મ વિના બીજી કોઈ વસ્તુને પોતાનો વિષય ન બનાવવો તે, શારીરિક ભોગો, ઇન્દ્રિયારામો અને ઇન્દ્રિયોનો સંકલ્પ ન કરવો કે ચિંતન ન કરવુ તે

જો કે વિદ્વાનને બહારના અને અંતરના અવયવોનુ નિરોધન થવાથી પોતાને તો વિષયોનો સંબંધ હોતો નથી પરંતુ પ્રાપ્ત થયેલા વિષય સાથે પણ અનુસંધાન થતુ નથી વિદ્વાન વિષયોને જોયા છતાપણ આકર્ષાતો નથી

**રાગદ્વેષૌ વ્યુદસ્ય**—એટલે ભોજન કરતી વખતે આવી મળેલુ ભોજન જો સ્વાદવાળુ–રોચક અને ઉત્તમ હોય તો ખુશી ન થવુ અને અરુચિકર–સ્વાદ વિનાનુ–દુર્ગંધયુક્ત–બળીગયેલુ–અનિષ્ટ હોય તો નારાજ ન થઈ જવુ તે અને પ્રાપ્ત જ ન થયુ હોય એથી વિકળ ન થવુ તે અર્થાત્ વિકારો વિનાના થઈ રહેવાની ક્રિયા તે જોવામાં આવેલા કે સાંભળવામા આવેલા મનુષ્યો કે પ્રાણીઓને વિષે ભલાબૂરાપણું જણાયાથી પ્રીતિ કે અપ્રીતિ ન કરવી તે સમાધિને વિઘ્ન કરનારાં આળસ–પ્રમાદ–ન થવાની ક્રિયા કરવી તે

**વિવિક્તસેવી**–એટલે જ્યાં માનવીઓની અવરજવર ન હોય એવા સ્થાનમાં–વનમાં–નદીતટપર–પહાડોની ખીણોમાં–ગુફામાં જ્યાં મનને ગમે ત્યાં ચિત્તની એકાગ્રતા સિદ્ધ કરવા માટે રહેઠાણ કરીને વસનાર મુમુક્ષુ સાધક યા સદાય નિદિધ્યાસન કરનાર યતિ

**લધ્વાશી**–એટલે જેમ બને તેમ ઓછું ભોજન કરનાર, વિકળ ન થવાય અને સમાધિનિષ્ઠાનો ભંગ ન થાય એવી રીતનું ભોજન કરનાર, પચી શકે એવો હલકો ખોરાક લેનાર, મિતાહારી, આળસ અને પ્રમાદ ઉત્પન્ન કરાવે એવા આહારનું ભોજન ન કરનાર, હિતકર અને તંદુરસ્ત રાખે એવા આહારનું ભોજન કરનાર

**યત વાક્ કાય માનસ**–એટલે કાયિક વાચિક અને માનસીક બાહ્યાભ્યંતર પ્રવૃત્તિનો બરાબર નિરોધ કરનારો–શરીરના સર્વેને વિષયવિમુખ કરનારો

**ધ્યાનયોગપર**–એટલે વિષયોનું ચિંતન નહીં કરીને મનને સ્થૂલ ન થવા દેનારો, શરીરથી બહાર મનને નહીં જવા દેનારો, વાસનાને વધવા નહીં દેનારો મનના નાશ માટે અને વાસનાનો ક્ષય કરવા માટે સમાધિની ક્રિયાને નિષ્ફળ નહીં જવા દેવાની સાવધાની રાખનારો બીલકુલ વિષયોનું ચિંતનજ નહીં કરનારો

**વૈરાગ્ય**–એટલે દૃષ્ટિમાં આવેલું મિથ્યાપણાની અને તુચ્છપણાની બુદ્ધિથી ભોગવવાને અને વિષય નહીં કરવાને ઇચ્છાનું ઉદ્ભવવું ન થાય તે ઇચ્છારહિતપણું–અવિછિન્ન ઇચ્છારહિતપણું

પ્રભુપ્રેમીઓ! શોકમુક્તિ અને સંસારબંધમુક્તિ અને કૈવલ્ય માટેના આ ઉપાયો સાવધાનીપૂર્વક સમજને આચારમાં આણ્યા વિના ધ્યાન અને સમાધિની સફળતા સિદ્ધ થતી નથી જુઓને! અકરાંતિયાપણાથી આહાર કરવાથી અકળામણ અને પાણીની તરસ થવાથી વ્યવહારના કામમાં પણ ચિત્ત ચોંટતું નથી એટલુંજ નહીં પણ એવી ટેવ કોઇ એક દિવસ ભયંકર રોગ પેદા કરે છે ભોગવવાની પ્રવૃત્તિ વધવાથી 'હું–મારૂં–તારૂં' ની માન્યતા મટતી નથી, દ્વૈતભાવ વધતોજ જાય છે માટે આ એક જાતની પરહેજી છે, જે જેમ રોગીએ પાળવાની હોય છે તેમ, સંસારી માનવીઓ પણ એક જાતના રોગીજ હોઇ

તેમણે આવી પરહેજી પાળવી પડે છે. વ્યવહારમાં પણ બહુ બોલનારાઓ વાયડા ગણાય છે અને એમના બોલવા પર કોઇ વિશ્વાસ કરતુ નથી. આથી મૌન સેવવુ સર્વથા હિતકર છે.

ધ્યાન અને સમાધિ વખતે શરીરનું, હાથનુ, પગનું હલનચલન પણ હિતકર નથી, કારણકે એકાગ્રતાનો ભંગ થઇ સમાધિમાં વિઘ્ન થાય છે. આથી સિદ્ધ થાય છે કે મનનો નાશ કરવાને અને વાસનાનો ક્ષય કરવાને માટે વિષયોનું અનુસંધાન ન થવા દેવાને માટે નિષ્ક્રિય અને મુનિ બની જવું જોઇએ. મૌન તો ખાસ કરીને બહુ બહુ જરૂરનુ છે. ધ્યાન વખતે બોલવું અને મનને જવા ન દેવું એ ન બની શકે તેવું છે. તમે જો કોઇની સાથે વાત કરતા હો એ સમયે કોઈ અવાજ યા દશ્ય તરફ તમારી નજર જાય એ વખતે તમારૂ બોલવુ બંધ થઇ જાય છે, અને તમે બોલવા લાગો છો ત્યારે તમારૂં મન પ્રભુમાં રોકાયલું હોય તો ત્યાંથી હઠીને વાત કરવાની વિધિમાં અને વાત કરવાની વસ્તુમાં ચોંટે છે. જો એમ નથી થતુ તો તમારી વાતમાં કાંઈ ભલીવાર હોતો નથી, યા એ એક જાતનો બકવાદજ થાય છે.

વિના વૈરાગ્ય મૌન કે નિષ્કર્મીપણું આવતુ નથી. આવી હાલતમાં આ પ્રમાણે વિશુદ્ધ બુદ્ધિ ધૃતિ વગેરે સાધનવાળો થઇને બ્રહ્મવિદ્ યતિએ નિત્યનિરંતર સમાધિના અનુષ્ઠાનમાંજ રોકાવુ જોઇએ એ વિના નિદિધ્યાસન થઈ શકેજ નહીં. પૂર્વોક્ત બધુ આચર્યા વિના ન ચોંટે ચિત્ત ધ્યાન કરવામાં અને ન થઇ શકે અનુસંધાન બ્રહ્મનું, એટલે મુમુક્ષુ જો કે વિદ્વાન હોય તોપણ તે 'ધ્યાન-યોગ પર' રહી શકે નહીં.

ધ્યાન–એટલે પ્રત્યેક ભિન્ન ભિન્ન નામરૂપ બધુ સચ્ચિદાનંદ–એકરસ–નિર્વિશેષ–અદ્વિતીય પરબ્રહ્મમાં હોવું અને એમ માનીને બીજી કોઈ વસ્તુની હયાતિ નહીં માનીને અનાત્માનો તિરસ્કાર કરીને બહાર અને અંદર સર્વત્ર બધું બ્રહ્મ છે એમ બ્રહ્મસમોન વિષય કરીને એવી વૃત્તિથી તેલની ધારાપેઠે અવિચ્છિન્ન પ્રવાહ વૃત્તિને બનાવવાની ક્રિયા કરવામા રોકાવું તેને ધ્યાન કહેવાય છે.

યોગ–એટલે અનાત્મા, જે નામરૂપ બધું–તેની અંદર રંકાયેલો, જે આત્મા જે કેવળ શુદ્ધતત્વ છે 'તે હું છુ' એવી માન્યતાવડે નિત્યનિરંતર લાભો

સમય અભ્યાસ થયાથી વિક્ષેપ કરનારી વાસનાઓનો ક્ષય થતાની સાથે આત્મ-મૂર્તિ બની ગયેલી બુદ્ધિવૃત્તિ બ્રહ્મમાં પવન વિનાના દીવા સમાન બ્રહ્મરૂપ બની ગયેલો જે નિશ્ચલભાવ તે

આવીરીતના ધ્યાન અને યોગયુક્ત જે મુમુક્ષુ હોય તે 'ધ્યાનયોગ પરો' કહેવાય એવા લક્ષણવાળા ધ્યાનયોગની નિષ્ઠા જેણે સંપાદન કરી હોય તેવો યોગીજ પરિપક્વ જ્ઞાનવાળો થાય છે.

આ પ્રમાણે હમેશા નિરંતર સમાધિની નિષ્ઠાને બહુ વર્ષો સુધી કરતો બ્રહ્મવિદ્ યતિ વાસનાને સમૂળગી સમાધિરૂપી અગ્નિવડે બાળી નાખીને 'હુ દેહ છું' એવી વિપરીત ભાવનાને બીલકુલ છોડી દેતો પરિપક્વ વિજ્ઞાનની સિદ્ધિને પ્રાપ્ત કરે છે. આનું પરિણામ એ આવે છે કે એનો અહંકાર ઉતરી જતા દેહને વિષેનો એનો 'હુ' ભાવ મટી જાય છે અને આમ ઉત્તમ પ્રકારનો બની ગયેલો એ બ્રહ્મવિદ્ 'હુ' એવા ભાવને કરતો નથી

કારણકે એણે બહુ લાંબો સમય નિત્યનિરંતર સમાધિનું અનુષ્ઠાન કરેલું હોય છે, તેના પરિણામે તેને નિશ્ચયાત્મક જ્ઞાન થયેલું હોય છે, અને એ જ્ઞાનવડે દેહો વગેરે દ્વૈતપ્રપંચની બુદ્ધિને અને પોતાના દેહ વિના બીજું બધુ આભાસપણાવાળુ માનવાની બુદ્ધિને, બ્રહ્મ હોવાની બુદ્ધિ કરેલી છે; અને એ બુદ્ધિએ 'હુ બ્રહ્મ છુ' એવો નિશ્ચિતભાવ કર્યો છે એણે એના આત્માને ઓળખ્યો છે, એને સ્વસ્વરૂપ બ્રહ્મ છે એવી ઝાંખી થઇ છે. એને પોતાનો આત્મા બ્રહ્મ હોવાની દૃઢતા થઈ છે અને એ કારણથી 'હુ દેહ છુ' એવુ હુંકારપણુ એનુ મટી ગયુ છે અજ્ઞાની પેઠે આત્મતત્વના જ્ઞાતાને પોતાના શરીર-માના અધિષ્ઠાનને, જે નિત્ય-શુદ્ધ-બુદ્ધ-મુક્ત-ચિદ્રૂપ-એકરસ-પરિપૂર્ણ છે તેને બ્રહ્મસ્વરૂપ જાણ્યા પછી અસત્ અને તુચ્છ-અનાત્મા-એવુ જે શરીર, એને વિષે હુભાવનુ આલંબન રહેતું નથી. એ શરીરને આત્માની છાયારૂપ ગણીને આભાસરૂપે પ્રતીત થતા એ શરીરને વિષે આત્મભાવ થતો નથી અને એથી એ દેહભાવને એ તજે છે

દેહ વિષે આત્મપણાનો ભાવ જે અજ્ઞાનનો છે તે-અધિષ્ઠાનના અંતરાત્માના સાક્ષાત્ બ્રહ્મ હોવાના સાક્ષાત્કારથી-નષ્ટ થવાથી દેહ વિષે 'હુ' ભાવને બ્રહ્મવિદ્

યતિ છોડી દે છે-'હું' ભાવ કરતો નથી વળી '–આ મારૂં'–એવું પદાર્થો પર આરોપણ જે અવિદ્યાથી થાય છે તે તે કરતો નથી, કારણકે વાસનાનો ક્ષય થતાની સાથે એવું વેગનું બળ એનું છૂટી જાય છે એના વેગનું લક્ષણજ એના અતઃકરણમાંથી ઉડી જાય છે. વાસનાનું કારણ જે વેગ તે નષ્ટ થવાથી – મારૂં–તારૂં–'હું' એવા ભાવો રૂપ કાર્યનો નાશ થઈ જાય છે

જોકે પૂર્વના સસ્કારોથી ઉપજેલી વાસનાઓ વડે અતઃકરણ ભરપૂર હોય છે અને એ વાસનાઓ બ્રહ્મસ્વરૂપને ઢાળી દઇને પ્રપચને ગ્રહણ કરે છે, તે વાસનાઓ સમાધિ વડે નાશ પામે છે અને એ પ્રપચને દાબી દઇને બ્રહ્મવિદ્ યતિ સમાધિ વડે નામરૂપને ગ્રહણ કરતો નથી પરન્તુ પ્રપચને લઈને બધુ વિશ્વ બ્રહ્મરૂપજ જુએ છે એ સુતા–બેસતા–ઉઠતા–હરતા–ફરતા બ્રહ્મમાજ સ્થિતિ કરતો હોય છે આથી એ સૂચિત થાય છે કે વિદ્વાનને તો આ દશ્યમાન વિશ્વ અને એનો દેહ તે બધાના પર એવો ભાવ થતો નથી અને એવા વિદ્વાનને 'હું બ્રહ્મવિદ્ છુ, મે સાક્ષાત્કાર કર્યો છે, હુ કૃતાર્થ થઈ ગયો છુ' –આવો અભિનિવેશ થતો નથી આવા પ્રકારનો જે અભિનિવેશ, જે દર્પ કહેવાય છે તે એનામા રહેતો નથી 'હુ' એવો જે દર્પ તે '' નું કારણ જે આત્મા એમા એ દર્પ નષ્ટ થઈ જાય છે તેવીજરીતે એ વિદ્વાન કામક્રોધનો પણ ત્યાગ કરે છે

ભોગની ઇચ્છાને કામ કહેવામા આવે છે પોતાના પર અપકાર કરનારને મારવાના ઉદ્યોગને ક્રોધ કહેવામા આવે છે તે બેઉ કામ અને ક્રોધ આ બ્રહ્મવિદ્ના છૂટી જાય છે એ બેઉના નાશનુ મુખ્યત્વે કરીને એ કારણ છે કે એમની ઉત્પત્તિ જેમાથી થાય છે એ પ્રકૃતિનો રાજસગુણ સમાધિવડે નિર્મૂળ થઇને બ્રહ્મવિદ્નુ અતઃકરણ નિર્મળ થઈ ગયેલ હોય છે અને તેથી તેમા બરાબર આત્મવિજ્ઞાન ઠસી ગયેલુ હોય છે આ કારણથી 'હુ આત્મા છુ આ સર્વ આત્મા છે એવો સર્વમાત્રનો આત્મભાવ એનામા આવી ગયો હોવાથી આ ભોક્તા આ ભોગ્ય આ હિંસક એની હિસા કરૂ'–એવી વિપરીત ભાવના એનામાથી ચાલી ગયેલી હોય છે અને સર્વનુ સમાનપણુ સર્વત્ર એનામાં આવી ગયેલુ હેવાથી એનામાં રાગદ્વેષનો અભાવ થઈ જાય છે આ કારણથી એના કામ અને ક્રોધ સ્વય નષ્ટ થાય છે

આ બ્રહ્મવિદ્ પૂર્વોક્ત પ્રમાણેનો બની જવાથી એ પરમહંસ દશામાં આવી જાય છે, અને પછી એ પરિગ્રહ એટલે લંગોટ, ગોદડી કામળી કમંડળુ –એમાંનું કાંઈ રાખતો નથી આ પ્રમાણે એ બ્રહ્મવિદ્ અહંકાર, વિકાર, બળ, દર્પ, કામ, ક્રોધ અને પરિગ્રહ બહાર અને અંદરનું વિકલ્પનું કારણ હોય તે બધું સહજે દંડ, શિખા યજ્ઞોપવિત શરીર ઢાંકણ વસ્ત્ર પણ સહજે એ પરમહંસને માત્ર બાકીમાં દેહ રહે છે બીજું બધું–સર્વમાત્રને છોડી દે છે

અહીં એવી શંકા ઉઠવાનો સંભવ છે કે ' શું શરીરનું રક્ષણ કરવાને માટે રોગને અટકાવવાને દવા વાપરવી નહી ? શું શિયાળામાં કામળી ઓઢવી ન જોઇએ ? શું વરસાદથી કે તાપથી બચવા છત્રી ન વાપરવી ? ' તો એનો ઉત્તર એ છે કે ' ના ! દવા વાપરવી નહીં કામળી ઓઢવી નહીં અને છત્રી વાપરવી નહીં કારણકે જેને ' હું દેહ નથી એવું અભિમાન નથી એવાને દેહની શી પડી હોય ? જે પરમહંસજ છે એવા ઉત્તમ બ્રહ્મવિદ્‌ને નિર્વિકલ્પ પણુંજ હોય એનામાં વિકલ્પનો અવકાશજ ક્યાંથી હોય ? વિકલ્પને અને અભિમાનને અવકાશ અભિમાનમાંજ હોય છે જેનું દેહાભિમાન ગળી ગયું છે તેને વિકલ્પ કેમ હોય ?

ઉત્તમ કોટિના બ્રહ્મવિદ્‌ને ટાઢ–તાપ–તાવનો વિક્ષેપ ન થવાનું મુખ્ય કારણ તો હોય છે એનું મમતારહિતપણું એ નિર્મમ હોવાથી ' હું ' કાર કરનાર એનો અહંકાર નષ્ટ થયેલો છે ' આ મારો દેહ ' એવો ભાન એનામાંથી સમૂળો જતો રહેલો હોવાથી એ મમતા વિનાનો પરમહંસ થયેલો હોય છે જેમ મૂએલા દેહ પ્રત્યે કોઈ ભાવ થતો નથી તેમ આ પરમહંસને એના દેહ વિષે કોઈ ભાવ રહેતો નથી. આત્મવેત્તા વિદ્વાને કૈવલ્યપ્રાપ્તિ માટે પરમહંસ જેવા મમતારહિત થવા માટે પ્રયત્નશીલ થવું ઘટે છે

આ પ્રમાણે બ્રહ્મવિદ્ યતિ જો નિત્યનિરંતર સમાધિયોગવડે લાંબો સમય અભ્યાસ કરીને એનામાં રહેલો ' હું–મમ કાર વગેરે વાસના પ્રપંચ નષ્ટ કરે છે ત્યારપછીજ એ સર્વ અંતઃકરણમાં વસેલી ગુહાગ્રંથીઓથી સર્વ પ્રકારના બંધનોથી અને સર્વ સંગથી વિમુક્ત થાય છે તેથીજ એ બ્રહ્મવિદ્ યતિ બળી ગયેલા ધૂમાડા વિનાના લાકડાવાળા અગ્નિ સમાન શાંત અંતઃકરણવડે અંતઃકરણની પ્રસન્નતાથી ઉપજેલા આત્માના યથાર્થ વિજ્ઞાનવાળો થઇને બ્રહ્મરૂપ

બને છે બ્રહ્મરૂપનુ યા બ્રહ્મના આકારનુ થવુ એટલે 'હુ બ્રહ્મ છુ' એવો દૃઢ નિશ્ચયવાળો બ્રહ્મભાવ સત્–ચિત્–આનંદ–એકરસ–એવી હાલતવાળો ભાન પોતાના આત્મામા આવી જાય તે

આથી એ સૂચિત થાય છે કે અત્યંત શ્રદ્ધાયુક્ત થઇને બહુ લાંબો સમય નિત્યનિરંતર એકજ સમાધિનિષ્ઠામા નિયમિતરીતે અનુષ્ઠાન કરતો થકો, એજ નિષ્ઠામા 'હુ–મારૂ' વગેરે સર્વે વાસનાબંધનોને સમૂળગા તોડી નાખનારો, તૂટેલા બંધનોવાળો થએલો એ બ્રહ્મવિદ્ અંતઃકરણમા પ્રસન્નતા પ્રાપ્ત કરીને આત્મ પ્રસન્નતાવડે આત્માનુ માહાત્મ્ય બરાબર સિદ્ધ કરીને આત્માના ચિંતનવડે 'આત્મા છુ', એવા સાક્ષાત્કાર પ્રાપ્તભાવવડે 'હુ આ સર્વ છુ' એવાજ સર્વના આત્મા હોવાના ભાવને જોતો, પોતાનેજ જોતો પોતાનેજ એ સર્વ બ્રહ્મરૂપ જોતો પોતાના બ્રહ્મ હોવાના ભાવને સિદ્ધ કરે છે

પ્રભુપ્રેમીઓ! આ વાત તો થઈ વેદાંતની પરન્તુ વેદાન્તના ઉપદેશને લાયક થવાને માટે ભક્તિમાર્ગના અત્યુત્તમ ગ્રંથ તુલસીકૃત રામાયણમા વાલ્મીકિ ઋષિએ ભગવાન રામચન્દ્રને ચિત્રકૂટપર સીતા અને લક્ષ્મણ સહે આશ્રમ બાંધીને રહેવાનુ સ્થાન બનાવ્યુ તે પહેલા રામચન્દ્રને જ્ઞાનની દૃષ્ટિએ જે સ્થળો વસવાના બતવ્યા તે મનન કરવા જેવા છે સાંભળો–

વાલ્મીક – હે રામ! જેના કાનો સમુદ્ર સમાન હોય તેમા તમારી લીલાની અને મહાન કર્મોની કથારૂપી નદીઓ નિરંતર આવીને મળે અને એ કાનરૂપ સમુદ્ર જેના ન ઉભરાય એવા પુરુષના હૃદયમા તમારો આશ્રમ શોભે તેવો છે વળી જેમ ચાતકપક્ષી સ્વાતિનક્ષત્રના વર્ષાના બુંદોને પીએ છે પણ સરોવર કે નદીઓના પાણીને પીતા નથી, તેમ જેણે બીજા રૂપો માત્રને જોવા છોડીને ફક્ત એક તમારાજ દર્શન કરવાની અભિલાષાવાળી આંખો રાખી હોય તેમના હૃદયમા તમે સુખકર સ્થાન કરી સીતા અને લક્ષ્મણ સાથે વસો! જેની જીભ તમારા યશને કહેનારી હંસ સમાન હોય તેના હૃદયમા, હે રામ! તમે વસો! જે ગૃહસ્થ તમને ભોગ ધરીને જમતો હોય તેના હૃદયમાં હે રામ! તમે વસો! જે બ્રાહ્મણોને અને ગુરૂઓને પ્રીતિ સહિત બે હાથ જોડીને વિનયપૂર્વક નમસ્કાર કરતો હોય તેના હૃદયમા હે રામ! તમે વસો! જે રામના ચરણની પૂજા કરતો હોય, જેના મનમા રામનોજ ભરોસો હોય અને પગે ચાલીને તીર્થયાત્રા કરતા

હોય, તેનો હૃદયમાં હે રામ! તમે વાસ કરો! જે તમારા નામનો મંત્રજાપ જપતો હોય, પરિવાર સહિત તમારી પૂજા કરતો હોય તેના હૃદયમા હે રામ! વાસ કરો! જે તર્પણ અને હોમ વિવિધ પ્રકારના કરતો હોય, બ્રાહ્મણોને જમાડીને બહુ દાન આપતો હોય, તમારા કરતા ગુરુને અધિક માનતો હોય, સર્વભાવથી ગુરુનુ સન્માન કરતો હોય અને સર્વ સત્કર્મો–જપ, તપ, વ્રત, યજ્ઞ, યોગ, ઇષ્ટાપૂર્ત, પુણ્ય, દાન–કરીને રામના ચરણપ્રત્યે પ્રીતિથી રહેવાનુજ ફળ માગતો હોય, તેના મનરૂપી મંદિરમા સીતા સહિત હે રામ! વાસ કરો! જે કામી ન હોય ક્રોધી ન હોય, મદ–મોહ–માન વિનાનો હોય, તેના હૃદયમા, હે રામ! વાસ કરો! જે સર્વપર પ્રીતિ કરનારો હોય, સર્વનો હિતચિંતક હોય, જેને સુખદુખ વખાણ અને ગાળ, હર્ષ કે શોક ન કરાવતા હોય, જે વિચારીને મીઠાશભરેલુ સત્ય બોલતો હોય, જેને જાગતા, સૂતા તમારૂજ શરણ હોય અને તમારા વિના બીજા કોઇ પ્રતિ ગતિ ન હોય, તેના મનમા હે રામ! તમે વાસ કરો! જે પરસ્ત્રીને માતા સમાન લેખતો હોય, પરાયા ધનને ઝેર સમાન માનતો હોય, બીજાની વધતી જતી સંપત્તિ જોઇને જે હરખાતો હોય, જે બીજાની આપત્તિને જોઇને દુખી થતો હોય અને જેને તમે પ્રાણથી પ્યારા લાગતા હો એવાના મનમા તમારૂ સ્થાન શોભશે, માટે હે રામ! તમે ત્યા વસો! જે તમને સ્વામી, સખા, પિતા, માતા ગુરુ માનતો હોય તેના મનમંદિરમા વસો! જે બીજાના અવગુણોને ન જોતો હોય, જે બધાના ગુણોનેજ જોતો હોય, જે બ્રાહ્મણો અને ગાયોને માટે સંકટ સહન કરતો હોય, જે નીતિમાન હોય, જે સદ્‌ગુણો માટે પ્રસિદ્ધ હોય, એવાનુ મન તમારા સ્થાન માટે સુદર થઇ પડશે, માટે હે રામ! તમે ત્યા વસો! જે પોતાના દોષોને જોતો હોય, જે તમારામા કોઈ દોષ જોતો ન હોય, જેને તમારોજ ભરોસો હોય, જેને ભક્તો વ્હાલા લાગતા હોય, તેના હૃદયમા હે રામ! તમે સીતા અને લક્ષ્મણ સહિત વાસ કરો! જેને જાતિનુ, કૂળનુ, ધર્મનુ અભિમાન ન થતુ હોય, જે પોતાના સગાવ્હાલા –ભાઇભાડુ અને ધનદોલત કરતા તમને વધુ પ્રિય ગણતો હોય તેના હૃદયમા, હે રામ! તમે વાસ કરો! જે સ્વર્ગ, નરક અને અપવર્ગ–બધામાં તમને ધનુર્બાણ ધારણ કરેલા જોતો હોય, જે કર્મથી–વાણીથી–મનથી તમારો દાસ બનીને રહેતો હોય, તેના મનમા હે રામ! તમે વાસ કરો! જેને તમારા પર સ્નેહ કરીને બદલામા તમારી પાસેથી કશું જોઇતુ ન હોય, એના મનમા હે રામ! તમે નિરંતર વાસ કરો!'

પ્રભુપ્રેમીઓ! શ્લોક ૫૧-૫૨-અને ૫૩-માંના 'વિશુદ્ધ બુદ્ધિ યુક્ત' થી માંડીને શાંત થતા સુધીના ગુણો માનવીને બ્રહ્મસમાન બનવાને ઉપકારી છે-એવું કહીને વાર્તાલાપમાં તે તે ગુણોનું વ્યાખ્યાન તમને સમજાવવામાં આવ્યું છે. તેવી સંપત્તિને સહકાર કરનારાં સાધનોની સંપત્તિવડે અનુષ્ઠિત કરેલા ધ્યાનયોગની નિષ્ઠાથી ઉત્પન્ન થયેલ નિશ્ચયાત્મક વિજ્ઞાનવડે બ્રહ્મભાવને પામેલો મહાત્મા જીવનમુક્ત દશાને પામે છે કારણકે તે કૃતાર્થ થઇ ગયો છે. એ કેવો હોય એ જાણવું બહુ જરૂરનું છે.

પૂર્વોક્ત સાધન સંપત્તિવડે સારીરીતે અનુષ્ઠિત થઇ શકે એવી સમાધિનિષ્ઠાને નષ્ટ કરનારાં રાજસ અને તામસ ગુણનાં કાર્યો-રાગદ્વેષથી ઉપજતા અહંકાર મમકાર-ને જેણે મટાડી દીધાં છે. જેના અંતઃકરણમાં જરાપણ મમત્વ રહ્યું નથી અને એથી હમેશા પ્રસન્ન મુખમુદ્રાવાળો છે; જેણે કેવળ શુદ્ધ તત્વને પ્રાપ્ત કરીને સર્વનું બ્રહ્માત્મપણું ગ્રહણ કર્યું છે; અને એવા બ્રહ્મભાવવડે બીલકુલ શાંત અને વિપરીત ભાવનાથી જેનું અંતઃકરણ મુક્ત થયેલું છે; જે પ્રસન્નાત્મા સમાધિની નિષ્ઠાવાળાનું વિજ્ઞાન પરિપક્વ થવાથી જેના સબંધીમાત્ર દરમ્યાન જગતથી છૂટી ગયા છે અને જે સાક્ષાત્ બ્રહ્મરૂપ થઇ ગયેલો છે-આવો માનવી જીવનમુક્ત કહેવાય છે. કારણકે તે સદ્ઘન, ચિદ્ઘન, આનંદઘન થયો છે અને પોતે પરબ્રહ્મ થયો છે. આ કારણથી 'આ બધું વિશ્વ બ્રહ્મ છે તે હું છું' એવા ભાવને પામેલો જીવનમુક્ત-બ્રહ્મવિદ્ કદાપિ કશાનોયે શોક કરતો નથી.

જ્યારે મનુષ્યને શોકનું કારણ આવી મળે છે ત્યારે તે કોઇપણ પ્રકારનું પાપ કરવાને તૈયાર થઇ જાય છે, જે ઉપર કહેલો બ્રહ્મવિદ્ કરતો નથી બહુધા માનવીઓ જ્યારે પોતાને દ્રવ્ય વિનાનાં જુએ છે ત્યારે તેઓ શોક કરે છે. પણ આ બ્રહ્મવિદ્‌ને દ્રવ્યની અપેક્ષા નહીં હોવાથી એ શોક કરતો નથી. જે વિદ્વાન સર્વને પોતાનો આત્મા જોતો હોય, તેને કોઇ 'અર્થ' મેળવવાની જરૂર રહેતી નથી, અને એથી એ અર્થને માટે એ કોઇ અનર્થ કરતો નથી. કારણકે એને કશું પણ જોવાથી અર્થપ્રાપ્તિની ઇચ્છા થતી નથી. જ્યાં ભિન્નતા, જ્યાં બીજાપણું અને જ્યાં દ્વૈતભાવ, ત્યાં ભય-શલ્ય અને અનર્થ થવાની સંભાવના ઉપસ્થિત થાય છે. જ્યાં પોતે ન હોય, જ્યાં બ્રહ્મ પોતે ન હોય, ત્યાંજ ભયનું અને દુઃખનું કારણ હોય છે,

તેથીજ પોતાને સર્વત્ર ચિદ્રૂપ, એકરસ, પ્રશાંત, વૃદ્ધિક્ષય રહિત, આનંદઘન, અદ્વિતીય જોતો હોવાથી, દ્વૈતદર્શન એને ન થતુ હોવાથી, ન એ અનર્થ કરતો કે ન એને અનર્થ થતો—એવો બ્રહ્મવિદ્ શોકના નિમિત્તના અભાવથી શોક કરતો નથી

અહીં એવી શંકાનો સંભવ છે કે—" જ્યારે શરીરને આભાસ માનવામા આવ્યુ છે, તો આભાસરૂપે પણ ઉપાધિ તો છેજને? એ હાલતમા વિદ્વાનને નિર્ગુણતાનુ અને નિર્બલતાનુ દુઃખ ઉત્પન્ન થવાથી શોક થવાનો સંભવ હોય છે કેમ શોક ન થાય?", એનો ઉત્તર આ પ્રમાણે છે કે—" દેહને વિષે જેને મમતાજ નથી, એવુ જ્યારે પ્રતિપાદન કરવમા આવેલુ છે, એ હાલતમા દેહને વિષે અભિમાનરહિતપણાને કારણે નિર્ગુણતા અને નિર્બલતાનો શોક થવો સંભવિત નથી 'હુ બ્રહ્મ છુ—હુ દેહ નથી' એવો નિશ્ચય થયા પછી જેનુ અભિમાન ચાલ્યુ ગયુ છે—એવા એ સર્વના આત્મામા—બ્રહ્મમાં—આત્માપણાના ભાવવડે, તેના આત્માવડે જેની વૃત્તિ નિરૂદ્ધ થયેલી હોય, એવા વિદ્વાનને 'હુ આત્માની છાયા છુ' એવી માન્યતા થતી નહીં હોવાથી તેના નિમિત્તથી તેને શોક થતો નથી

શ્રુતિઓ પણ શોક નહીં થવાના કારણો માટે આ પ્રમાણે કહે છે કે—" किमिच्छन्कस्य कामाय–मत्वा धीरो हर्षशोकौ जहाति"–" तत्र को मोह क शोक एकत्वमनुपश्यत, " ભાવાર્થ –" શુ ઇચ્છતો? કયી કામના માટે? એવુ માનતો ધીરપુરુષ હર્ષશોકનો ત્યાગ કરે છે—જ્યારે ઐક્યપણુ જોવામા આવ્યુ ત્યારે શોક કોનો? મમતા શાની?"

પૂર્વે વર્ણવેલા લક્ષણોવાળો ઉત્તમ અગ્નિ બ્રહ્મવિદ્ બીજા કશા અર્થની કામના કરતો નથી અને નથી એને કોઈ પ્રકારની આકાંક્ષા થતી માનવીઓ માત્ર કામના કરે છે એમની પાસે ન હોય એવી વસ્તુઓની, જયારે બ્રહ્મવિદ્‌ને કશુ પ્રાપ્ત કરવાનુ હોતુજ નથી તો પછી તે કેમ કામના કરે કે 'મને અમુક મળો'? ભોક્તા બ્રહ્મ, ભોગ્ય બ્રહ્મ, આત્મા બ્રહ્મ, 'હુ' બ્રહ્મ—એવુ બધુ જ્યા એકજ બ્રહ્મ તે 'હુ' હોઉ, એવી માન્યતાવાળાને કેમ કામના થાય? કેમ આકાંક્ષા થાય? જ્યા બ્રહ્મ વિના બીજી વસ્તુજ નથી ત્યા કામના શાની? શુ ફરીને ફરી આવવાની ઇચ્છા થાય? શું પુરુષ પુરુષને પરણવાને ઇચ્છે? એક એક વસ્તુ એ પોતેજ છે, એવી બ્રહ્માકારતાને પામેલા પરમહંસને આકાંક્ષા શી

અને કામનાયે શી? શ્રુતિ-"अहमन्नमहमन्नमहमन्नमहमन्नादोऽहमन्नादोऽहमन्नाद्" "अहमनुरभवं सूर्यश्च" અર્થાત્ "હુ અન્ન, હું અન્ન, હું અન્નને ખાનારો, હું અન્ન દેનારોનું માનવીઓનો પિતા મનુ અને હું સૂર્ય થયો છુ" વિષે શુ કહેવાનું હોય?

"વિદ્વાનો બ્રહ્મની સાથેજ સર્વે કામનાઓને ભોગવે છે" એવુ શ્રુતિ કહે છે તેપછી બ્રહ્મભાવને પામેલા યતિની સર્વ કામના પૂર્ણ થયેલી છે, તેને અપ્રાપ્ત કશુ નહીં હોવાથી, એનુ કામના કરવાપણુ અસંભવિત હોવાથી, કામક્રોધનુ ત્યાગપણુ અને કામનુ ત્યાગપણુ એનામા થઈ ચૂકેલુ હોવાથી, બ્રહ્મવિદ્ યતિ કિંચિત્ ક્વચિત્ કદાપિ કોઈ આકાંક્ષા કરતો નથી.

અહીં એક વાત લક્ષમા લેવાની છે તે એ છે કે જ્ઞાનના નિશ્ચયાત્મ-પણાની સિદ્ધિ માટે વિશુદ્ધ બુદ્ધિપણુ વગેરે જે કહેવામા આવ્યુ, એવી સાધનસંપત્તિવડે જ્ઞાનનિષ્ઠાને કરનારની બ્રહ્મપ્રાપ્તિ, ત્યાગ ન થયો હોય તે પૂર્વેની સમજવાની છે જેને નિશ્ચયાત્મક જ્ઞાનસ્વરૂપ થયુ હોય એવા જ્ઞાનની નિષ્ઠાવડે નહીં મનનથી 'હું બ્રહ્મ છુ' એવુ જ્ઞાન, જે ગુરૂએ 'તે તુ છે' એવો બોધ કર્યા પછી થયુ તે જ્ઞાનની આ વાત છે સાક્ષાત્કાર થયા પછીની જ્ઞાનનિષ્ઠાની આ વાત નથી આમા વસ્તુતત્વના નિર્ધારણનો પ્રકાર અને નિર્ધાર કરેલી વસ્તુની પ્રાપ્તિ જિજ્ઞાસુએ જાણી લેવાની વાત છે તેથી આ બધુ સંક્ષેપથી સાથેસાથે પ્રતિપાદન કરાય છે એ વિના વિશુદ્ધ બુદ્ધિપણા વગેરેથી અને 'હુ બ્રહ્મ છુ' એવા બુદ્ધિપણાથી જ્ઞાનનિષ્ઠાસહકારી સાધનોવડે પૂર્ણસંપન્ન થયેલો અને સમદર્શન પરાયણ થયેલો, ઉચિત જ્ઞાનસિદ્ધિ માટે જ્ઞાનનિષ્ઠામા બ્રહ્મવિદ્ યતિ પ્રવર્તમાન થયેલો લેખાય નહીં, અને એનામા પૂર્ણાકાર ભક્તિ દૃઢ થાય નહીં

પૂર્ણાકાર ભક્તિ-એટલે-અશરીરીને-શરીરને વિષે રહેતા મન-બુદ્ધિ વગેરેમા સ્થિત રહેવાને સર્વભૂતો જે વડે એક છે, અને એ એક સર્વ ભૂતોમા રહેલો છે, તેને ઝીણામા ઝીણા પોરાથી માંડીને હાથી અને એનાથી મોટા પ્રાણીઓમા જે રહેલો છે તેને, સર્વત્રને, સર્વમા રહેલાને-કોઈપણ સંશય વિના પરિપાક થયેલી જ્ઞાનનિષ્ઠાથી દૃઢ પરમાર્થ બોધ થવાથી, 'હું છુ' એવી માન્યતાથી ભજવાનુ અનુષ્ઠાન કરવુ એવી ઉત્તમોત્તમ ભક્તિ પ્રીતિનિષ્પાદક ભક્તિ

પૂર્વોક્ત સાધનો ક્યથીજ, પરિપાક જ્ઞાનનિષ્ઠાથીજ, સર્વભૂતોના આત્માની, નિર્વિશેષની, પરિચ્છિન્નની, સર્વઉપાધિથી મુક્તની, ચિદ્રૂપની, એકરસની, પરબ્રહ્મની-ભક્તિ બ્રહ્મવિદ્ યતિને પ્રાપ્ત થાય છે આ પ્રકારની ભક્તિ જ્ઞાન કહેવાય છે અને આવા જ્ઞાનનેજ ભક્તિ કહેવામા આવે છે

અદ્વૈત વિષયનુ જ્ઞાન-નિરંતર સમાધિનિષ્ઠાથી શુદ્ધ થયેના અંતઃકરણમા શુદ્ધ સત્વભાવથી ઉપજે છે એવા સત્વભાવમા સર્વત્ર બ્રહ્મસ્વરૂપને ગ્રહણ કરનાર, અદ્વૈતને વિષય કરનાર જ્ઞાન બ્રહ્મવિદ્ને પ્રાપ્ત થાય છે

પ્રભુપ્રેમીઓ ! ગાલ ફૂલાવવા અને હસવુ જેમ બનતુ નથી તેમ ગૃહસ્થથી એકદમ ઉત્તમકોટિની જ્ઞાનનિષ્ઠાને સંપાદન કરવાના સાધનો બની શકતાનથી નવધાભક્તિના સાધનો કરવા કરવું પડે છે, એવા ગૃહસ્થને ગોપીઓના જેવી રસમા પ્રકારની ભક્તિ કેમ પ્રાપ્ત થઈ શકે ? તમને પૂર્વે ભક્ત શંકરપંડિતનુ જીવનચરિત્ર કહ્યુ છે અગાઉના વાર્તાલાપમા ઘણા સ્ત્રીપુરુષ ભક્તોના વૃત્તાંતો તમને કહ્યા છે તેમના જીવનના અનુકરણથી તમે ભક્તિનો આરંભ કરી શકો છો અત્યારે જે તમે કરી રહ્યા છો, તે ભક્તિ વિધિસરની નથીજ

છળકપટ વિનાની બુદ્ધિ, ધીરજ, પ્રીતિ વૈરાગ્ય, કામક્રોધરહિતપણુ, શાંતિ, મમતારહિતપણુ ભલે ઓછામા ઓછા પણ તમારામાં હોવાજ જોઇએ મોતનોડર, ગરીબ ભિખારી થઈ જવાનોડર, લાલચ, અભિમાન અને ક્રોધ પણ ઓછામા ઓછાજ તમારામા હોવા જોઇએ મૃત્યુનો ડર તો નહીંજ, પણ કોઇ જુલ્મગારના જુલમનો, જીવતા ચામડી ઉતારવાનો અને મિલ્કત છિનવી કે બાળી નાખવાનો ડર કે ચોરીનો ડર પણ ઓછામા ઓછો હોવો જોઇએ પ્રભુની ભક્તિમા દૃઢતા હોવીજ જોઇએ દૃઢતા મનને સ્થિર કરવાથી આવે છે. મનની સ્થિરતા મનને પરોવવાથી આવે છે જેનુ મન સ્થિર થઇ જાય છે તેનો બેડો પાર થઇ જાય છે જીંદગીના અંતસુધી, મોક્ષમુક્તિ, અવસાન પછી સંસારબંધમુક્તિ અને કૈવલ્યપદ ત્રણે મનની સ્થિરતાપર નિર્ભર છે સાંસારિક અને પારમાર્થિક ઉન્નતિનો આધાર મનની સ્થિરતાપર નિર્ભર છે આવુ જો માનવી નિશ્ચયથી જાણી લે છે ત્યારથી એનુ જીવન પવિત્ર બની જાય છે પરન્તુ અફસોસની વાત છે કે માનવીઓ જેટલી શારીરિક ભોગો, આરામો અને વિષયો ભોગવવાની તમન્ના સેવે છે તેટલી શરીરની યોગ્યતાને વધારવાની અને ટકાવવાની

કાળજી રાખતા નથી અને આત્મપતન કરીને ટૂંકુ જીવન કરી નાખે છે ઐશ્વરીભાવ મનને પ્રભુ સાથે જોડવાથી આવે છે મન તો સદા નિત્યનિરંતર પરમેશ્વરમાંજ રહેવુ જોઈએ આ બધુ જો ગૃહસ્થ શીખતો નથી તો એનામાં મનુષ્યપણુ હોય એ પણ આશ્ચર્ય જેવુ છે, તો પછી માનુષીપૂર્ણતા તો એનામાં ક્યાંથીજ આવે?

ગૃહસ્થ ભક્તિમાર્ગ પર ચઢી શકતો નથી એનુ કારણ પ્રમાદ અને આળસ તથા માનુષીજીવનના ધ્યેયનુ અજ્ઞાન છે જો કે સ્વચ્છંદી પ્રવૃત્તિ તો સતત્ કર્યા કરે છે પણ તે શારીરિક ભોગોને માટે કરે છે, પણ ઈશ્વરભાવની ગેરહાજરીના કારણે, ઈશ્વરીભાવ થવા માટે ભજન કરવાની અનિચ્છાના કારણે અને એની અનઆવડતના કારણે એની પ્રવૃત્તિ સફળ થતી નથી અને એ દૈવને, સંજોગોને અને ઈશ્વરને દોષ દે છે. એને ઈશ્વરની નીકટતામાં રહેવાનો ખ્યાલ સરખો રહેતો નથી

આવા ગૃહસ્થો સત્સંગી હોતાજ નથી, તો પછી પ્રભુના પથમાં ગતિમાન થયેલા શી રીતે હોય? સંસારમાં સુખે જીવવાના, પરમસુખ—નિત્યસુખને પામવાના અને શાસ્ત્રોના જ્ઞાનના બોધથી એ ગૃહસ્થો અજ્ઞાન હોય છે એઓ શું બોલે છે એનુ પણ એમને ભાન હોતુ નથી. સંજોગો અને હેતુના અનુસંધાનના શબ્દો એઓ સાંભળેલાજ બોલે છે જેમ પોપટ બોલે તેવી વાણી બોલે છે, પરન્તુ તેમને એ વાણીના અર્થની માન્યતા અગર સમજનુ જ્ઞાન હોતુ નથી.

દાખલા તરીકે—'જીવનનો પનરો થવો એ મનુષ્યના હાથમાં નથી' એવુ બોલતો માનવી શા માટે પોતાની ગરીબાઈ મગાડવા કાળાપીળા કરે છે? એના કરતા પ્રભુભજન કરવાના કર્મો કરે તો કેવુ સારૂ? એનો કાળાધોળા કરવાનો શ્રમ કરવાનો સિદ્ધાન્ત ક્યાં ગયો? 'મનવજીવન નસીબને વશ છે'—એવુ બોલનારા એમના જીવનની આડે આવનારાઓને શાપ કેમ આપે છે? પરમેશ્વરને ગાળો કેમ ભાંડે છે? નસીબ એટલે પૂર્વે કરેલા કર્મોનુ ફળ—એમ સમજી શાંતિ કેમ પકડતા નથી?

દૈવ—સંજોગ—કુદરત—આવા ત્રણ શબ્દનો પ્રયોગ કરનારા અજ્ઞાની અને પ્રમાદી પુરુષો—પુરુષ કોણ છે, પુરુષાર્થ શુ છે એના અર્થને જાણતા નથી

બિચારા પામરજીવો ભજન શબ્દને જાણતા નથી, તો પછી પુરુષ–દૈવ–કુદરત એવું કેમ જાણે? વળી મનુષ્ય જન્મથી મેળવવાના અર્થને એ શું જાણે? બધું પોતે છે અને પોતાના હાથમા છે, એવું જાણવું એવાઓને સુલભ નથી

જીવ પોતે કુદરત–સ્વભાવ–પ્રકૃતિ છે. સ્થૂલ–સૂક્ષ્મ અને કારણશરીરનો સંજોગ કરવો એ જીવની મુઝવણની વાત છે એ ત્રણે શરીરો માયાનાં કાર્યો છે મનનું બળ વધારવા, દેહાધ્યાસથી છૂટવા અને જ્ઞાનનિષ્ઠા મેળવવા જીવે ભક્તિમાન થવા કર્તવ્યપરાયણ થવું જોઇએ

પ્રભુભજનથી મન બળવાન બને છે મનુષ્યનું ચારિત્ર્ય સુધરે છે અને ઉન્નત થાય છે મન બળવાન બનવાથી ઇન્દ્રિયોનો નિગ્રહ થઈ શકે છે. ઇન્દ્રિય-નિગ્રહથી તંદુરસ્તી ઠીક રહે છે માનવી પ્રસન્નતામા રહે છે, શોકમુક્ત રહે છે મન બળવાન બનવાથી જીવન પવિત્ર અને રસમય બને છે અને ભોગો પાછળ ભટકતું મટીને પ્રભુમય બને છે, અને તેથી માનવી ધર્મિષ્ઠ, આસ્તિક અને સુખી બને છે

હવે જે ગૃહસ્થ ભક્તિમા પ્રવીણ થાય છે ત્યારપછીથી જ્ઞાનમાર્ગમાં પ્રવેશ કરવાની લાયકાત મેળવવા એને મનને મારવાનો અભ્યાસ કરવાની જરૂર પડે છે શાસ્ત્રો અને સત્પુરુષો પણ એવુંજ કહે છે જે ગૃહસ્થો જ્ઞાનમાર્ગમા પ્રવેશ કરવાની લાયકાત ધરાવતા નથી તેઓએ સંસારને જોતા, અનુભવતા અને સંસારના કામો કરતા બનેલા મનને પ્રભુમય બનાવવા ભક્તિ તો કરવી જરૂરની છેજ ભક્તિના બળે પ્રભુમય બનેલું મન બળવાન બનીને અસાધ્યને સાધ્ય કરાવે છે, થોડા શ્રમે મહાન કર્મ કરી શકે છે, સંકલ્પથી ઇચ્છિત કર્મ થઈ જતા, ઇચ્છિત વસ્તુ તેને આવી મળે છે

વ્યવસ્થિત મનવાળા માનવીઓનું નિરીક્ષણ કરશો તો તમારી સમજમા આવી જશે કે એઓ પોતાના મનોબળથી દરેક કર્મ બહુ સહેલાઇથી કરી શકે છે આ મન બે પ્રકારનું હોય છે જ્યારે તે માયામય હોય છે ત્યારે મનુષ્યને નીચમા નીચ અને બહુ પ્રવૃત્તિઓ કરનારૂ બનાવે છે અને જ્યારે તે પ્રભુમય હોય છે ત્યારે માનવીને શાંત અને યથોચિત પ્રવૃત્તિ કરનારૂ બનાવે છે ભજન કરનાર ગૃહસ્થે મનને અધર્મ પ્રત્યે જતુ, દુરિત સંકલ્પ કરતુ

કર્તવ્યતાથી હટતું રોકવા માટે અભ્યાસ કરવો પડે છે આના અભ્યાસને ધ્યાન કહેવામા આવે છે ધ્યાન સિદ્ધિને સપ્રજ્ઞાત સમાધિ કહેવામાં આવે છે સપ્રજ્ઞાત સમાધિ સિદ્ધ થયા પછી અસપ્રજ્ઞાત સમાધિ સિદ્ધ થાય છે ત્યાર પછી મન લયને પામે છે આ મનને કોઈ કોઈ ઉપનિષદ્ બુદ્ધિ કહે છે અને આત્મા પણ કહે છે આથી ગોટાળામાં પડવાનુ નથી. કારણશરીરનુ નામ અંતઃકરણ છે અંતઃકરણ એટલે શરીરમનો એક અવયવ આ અંતઃકરણમા ચાર વસ્તુઓ-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર હોય છે. એમાથી સંકલ્પ ઉઠે છે, નિશ્ચય થાય છે, પ્રકાશ ઉપજે છે અને 'હું' કાર ઉઠે છે એ અનુભવ છે. એને શ્રુતિ આ પ્રમાણે વર્ણવે છે કે–" अंगुष्ठमात्रो रवितुल्यरूपो सकल्पहंकार समन्वितो य । बुधे गुणेनात्मगुणेनचैव आराममात्रोह्यपि दृष्ट ॥" ભાવાર્થ "હૃદયની અંદર અંગુઠાના માપ જેટલી ખાલી જગ્યામા સંકલ્પ અને અહંકારવાળો અને બુદ્ધિ તથા આત્માના ગુણવાળો અંતરાત્મા (કારણશરીર) જોવામા આવ્યો છે, તે સોયની અણીના છેડા જેવડો છે" આવુ શ્વેતાશ્વતરશ્રુતિ કહે છે અને યોગીઓ એને જુએ છે

પ્રભુપ્રેમીઓ! તમે આખો મીંચો તોપણ મન જુએ છે, મુખથી ન બોલો તોયે મન બોલે છે અને એજ મન જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોને પ્રેરણા કરે છે મન સંકલ્પ કરે છે, બુદ્ધિ વિચારે છે અને નિશ્ચય કરે છે, ચિત્ત શરીરને ચેષ્ટાવાનુ રાખે છે અને અહંકાર 'હું' એવુ બોલીને આત્માના અસ્તિત્વને કહે છે યોગીઓ અંતઃકરણને જુએ છે અત્યારનુ વિજ્ઞાન હજી એને ઓળખતુ નથી જ્યારે જ્યારે મનોબળ શબ્દનો પ્રયોગ થાય ત્યારે તમારે આ ચાર અવયવોના સંઘાતરૂપ અંતઃકરણને સમજી લેવુ આ સમજી લેવાથી તમારૂ જીવન પલટો ખાય છે અને માનવીએ જે લાભ જીવનમા મેળવવાનો છે, એને માટે યત્ન કરવામા તમે સફળ થાઓ છો. આના પ્રયત્નને પુરૂષાર્થ કહેવામા આવે છે પુરુષાર્થ કરવો એ તમારો પરમધર્મ છે પૂર્વોક્ત ચારે વસ્તુઓ તમારી શક્તિઓ છે તમે મહાન મહિમાવાળા છો તમારી શક્તિ મહાન છે આના વચનો પર તમારી શ્રદ્ધા, વિશ્વાસ અને તમારી ભક્તિપરાયણતા –એ તમારી સફળતાની ચાવી છે

તમારો પુરુષાર્થ સંસારસુખ યા પરમસુખ માટે હોય તે માટે પૂર્વોક્ત ચારે શક્તિવાળા અંતઃકરણના બળની-મનોબળની તમને જરૂર હોય છે.

સ સારસુખ માટે એ ચારે શક્તિઓને સગુણબ્રહ્મની ઉપાસનામા લગાવી દેવી જોઇએ અને નિર્ગુણ બ્રહ્મની ઉપાસના જ્યારે તમે પરમસુખ માટે કરો ત્યારે શમાદિ નવ અને યમાદિ આઠ અનુષ્ઠાનો કરવાને લગાવી દેવી જોઇએ

મનોબળ વિરે તમને જે કહેવામાં આવ્યુ તે સમજ્યા વિના 'હુ આત્મા છુ' એવુ સમજાતુ નથી 'હુ આત્મા છુ' એવું બુદ્ધિમા ન આવે ત્યાસુધી બ્રહ્મપ્રાપ્તિના બધાં સાધનો ફળદાયી થતા નથી

બ્રહ્મ શબ્દથી બહુ લોકો અજાણ્યા હોય છે બ્રહ્મ પરમેશ્વરને કહેવામા આવે છે અ શ તરીકે પ્રતીત થતો તમાગે જીવ બ્રહ્મસ્વરૂપ છે તમારૂ સ્વસ્વરૂપજ બ્રહ્મછે એને ઓળખીને, સાધનો કરીને બ્રહ્માકાર બની જવાથી સાધક સિદ્ધ થઇને શોકમુક્ત અને સ સારબ ધમુક્ત થાય છે અને બ્રહ્માન દ અનુભવે છે સગુણ ઉપાસક ઘરમાં રહીને સાધનો કરે છે અને નિર્ગુણ ઉપાસક ઘરનો ત્યાગ કરી સાધનો કરે છે

'સગુણબ્રહ્મ મ વિર બ્રહ્મને કહેવામાં આવે છે એને સનાતનધર્મ પણ કહેવામા આવે છે સનાતન એટલે સના+તન=સદા વિકસિત સર્વશક્તિ પરમેશ્વર એ પરમેશ્વરનો જે ગુણ યાને ધર્મ તે સનાતનધર્મ કહેવાય છે સનાતનધર્માનુયાયીઓ એમની ઉપાસના એટલે અનુકરણ કરે છે અનુકરણ કરવુ એટલે એમના ગુણોને ધારણ કરવુ सत्य-दान-दया-तप—આ ચાર તેમનો ગુણ-ધર્મ છે

નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરવાને લાયક સ ન્યાસી હોય છે નિર્ગુણબ્રહ્મ માયાના ગુણરહિત, કળારહિત, ક્રિયારહિત, શાંત, નિર જન, અવિનાશી, લયરહિત છે સ ન્યાસીઓ એમની ઉપાસના કરીને કૈવલ્યને પામે છે

યોગીઓ વિશ્વમા અને શરીરોમા એવા બે પ્રકારના બ્રહ્મને સ યુક્ત જુએ છે અને સમજે છે સાધકો માયિકબ્રહ્મને પ્રથમ ઉપાસીને પછી તેનાવડે તેને લઇને અમાયિકને ઉપાસીને પરમપદ પામે છે, પરન્તુ માયિક બ્રહ્મનુ દર્શન કરવાની ઇચ્છાવાળાઓએ પરમેશ્વરને પ્રાણથી પણ અધિક પ્રિય માનવા જોઇએ સર્વના પર પ્રેમ રાખવો જોઇએ, તેમનીજ વાતો-તેમનુંજ ચિંતન અને તેમનેજ સર્વકાર્ય માનવા જોઇએ, તમારૂ જીવન એની ઇચ્છાપર છોડી

દેવુ જોઇએ, પ્રારબ્ધવશ થઇ જવુ જોઇએ, તમારા વર્ણાશ્રમના ધર્મનુ પાલન બરાબર કરતા થઇ જવુ જોઇએ, અને પ્રાણીમાત્ર સાથે ધર્મયુક્ત વર્તવુ જોઇએ જ્યારે તમે આવા બની જાઓ છો ત્યારે તમારા અંતઃકરણમા બ્રહ્માનંદ આવે છે, તમે મમતારહિત બની જાઓ છો, મોજશોખ ભોગ વિલાસથી તૃપ્ત-સંતોષી બનો છો તમારો સંબંધ બ્રહ્મ સાથે બંધાય છે, તમે પ્રભુના વ્યક્તરૂપોના ગુણાનુવાદ ગાનારા બનો છો, તમારા અંતઃકરણમાથી કામાદિ ૭ વિકારો નાશ પામેલા હોય છે, તમે સદા પવિત્ર રહી શકો છો, તમારી ઇચ્છાઓને તમે પ્રભુને અર્પણ કરી દેનારા બનો છો, તમે તમને પોતાને અને તમારા સર્વસ્વને પરમેશ્વરને અર્પણ કરી નાખેલા બનો છો. તમને દુખનો ડર રહેતો નથી સુખથી હરખાઇ જતા નથી ચરાચર જડચેતનને તમે તમારાજ રૂપો માનતા લાગો છો તમારા અંતઃકરણમા પાપ આવતુ અટકી જાય છે તમે સદા તમારા ઇષ્ટદેવના ધ્યાનમાજ હો છો, ભગવાન વિના બીજુ બધુ તમને તુચ્છ લાગે છે

પ્રભુપ્રેમીઓ ! માનવીઓ માત્ર પ્રભુપ્રેમી હોતા નથી પૂર્વજન્મોના સત્કર્મોનો જ્યારે ઉદય થાય છે, ત્યારે તેનુ ફળ પ્રભુપરનો પ્રેમ ઉદય થવામાં આવે છે એવાજ માનવીઓની પાશવવૃત્તિ મરે છે એવાજ માનવીઓ 'હું બ્રહ્મ છુ' એવી બુદ્ધિવાળા બની શકે છે અને તેઓમાજ સત્સંગ કરવાથી જાગૃતિ આવે છે તમે વાર્તાલાપમા રસ લો છો, શ્રદ્ધાળા બન્યા છો, સાવધાનીથી સાભળો છો—આ બધુ પણ તમારા પૂર્વજન્મોના સત્કર્મનુ ફળ છે અત્યારે તમને તમારા અંતરમા તાલાવેલી લાગી છે, તમે જાગ્યા છો, જગતના સત્યસ્વરૂપને સમજવાની શરૂઆત કરવા લાગ્યા છો તો વિષયોની ગોધમાંથી ચિત્તને હાંકીને, મેહને ઓછો કરીને, 'હું કોણ છું ? મને આ શરીર કેમ મળ્યુ ? આ શરીરવડે મારે શુ કરવાનુ છે ? આ શરીર છૂટ્યા પછી મારૂ શુ થવાનુ છે ?' એનો તમે વિચાર કરવા લાગ્યા છો મન તમને કોઇ જવાબ આપતું નથી પછી તમે બુદ્ધિનો ઉપયોગ કરો છો બુદ્ધિ તમને જવાબ આપે છે કે 'ઇશ્વર છે સત્તાવાન ઇશ્વિરનીજ છે તેનુ ભજન કરવાથી તમને શાંતિ મળશે.' આથી શ્રદ્ધાળા, પ્રેમી અને સજ્જન એવા તમે મારો આ વાર્તાલાપ સાંભળો છો.

જ્યારે તમે દુનિયા કરતાં દીનાનાથને વધુ વ્હાલા ગણતા થાઓ છો ત્યારે તમે બીજાઓની નજરમા મહાન બનો, ગંભીર, ઉત્તમોત્તમ આપ્તજ-

ત્યાગી, દક્ષ, શાંત નિર્દોષ, શાસ્ત્રોક્ત વાણી બોલનારા બની જાઓ છો તમારા ચહેરાપર કુદરતી ઓજસ ચમકે છે તમારા અંતરમાં ઉચ્ચકોટિની શાંતિ આવેલી હોય છે અને વ્યવહારના ધક્કા, જે બીજાની દૃષ્ટિએ દેખાતા હોય પણ તે તમને સ્પર્શ પણ કરતા નથી જેમકે લાખોપતિના ગજવામાંથી એક પૈસો પડી જતા તેને તેનો કાંઈ હિસાબ હોતો નથી તેવા તમે બની જાઓ છો ગરીબ હોય તો તેને એક પૈસો ખોવાતાં ભારે દુઃખ લાગે છે તેમ તમે તેવું કરતા નથી સંજોગો બદલાયા છતાં તમારો ઈશ્વરી પ્રેમ કાયમ રહેલો હોય એવા તમે દેખાઓ છો પ્રાણીઓ અને માનવીઓ સાથે તમે બહુ ભલાઈથી વર્તન કરનારા દેખાઓ છો તમે સર્વને અનુકૂળ લાગો છો, તમે એ સિદ્ધ જેવા દેખાઓ છો તમારી ઈચ્છા મુજબજ બધું થતું હોય એવા તમે બીજાઓને દેખાઓ છો બીજાઓના ખ્યાલમાં પણ ન આવે એવી મદદ તમને અચાનક મળતી હોય એવું લોકો તમારામાં જુએ છે બીજાઓને ફત્તેહ ન મળતી હોય એવી ફત્તેહ તમને મળતી હોય એવું લોકો તમારામાં જુએ છે તમારો આત્મા પરમાત્માજ લાગેનો હોય એવું લોકો જુએ છે તમારાથી અનુભવાતા આનંદને લોકો આશ્ચર્યચકિત થતા જુએ છે

પ્રભુપ્રેમીઓ! માનવજીવનરહસ્ય બ્રહ્માકાર બનવાને સમર્થ થવા માટેજ છે વિષયભોગો માટે નથીજ નથી વિષયો તો તમે પૂર્વના ૮૩ ૯૯૮૮૮ શરીરોથી ખૂબ ભોગવ્યા છે હવે શું ત્રુટિ રહેલી હોય? આટલા કથનથી તમને એક પ્રશ્ન જરૂર થવાનો કે- બધા માનવીઓનો ઈશ્વર પર કેમ પ્રેમ નથી થતો? બધા માનવીઓ ઈશ્વરી જ્ઞાનને સંપાદન કરવાને કેમ પ્રયત્નશીલ થતા નથી? શામાટે બંધન અને બોજો માનવીપર ભજન કરવાનો લાદવામાં આવે છે? તેનો ઉત્તર એકજ છે કે- તેમને એ જ્ઞાનનો અધિકાર નથી અધિકાર ન હોવાનું કારણ એમના અંતઃકરણમાંની વિષયભોગવાસના રહેલી હોય છે વાસનાપૂરિત અંતઃકરણમાં પરમેશ્વરના પ્રેમને જગા મળતી નથી એકલી વાસનાઓજ એમાં હોય છે એમ નથી, પણ એમાં સુખદુઃખનું જોડકું રહેલું હોય છે સુખ હોય ત્યારે તે વિષયસુખ છોડીને પ્રભુપર પ્રેમ કરતો નથી, અને દુઃખ હોય એ સમયે ચિંતાના કારણે દુઃખથી છૂટવા માટે કાંકા મારવાની પ્રવૃત્તિમાં તેઓ પડેલાં હોય છે વૈરાગ્ય વિના પ્રભુપ્રેમની રૂચિ ન થાય જો માનવીમાત્ર પ્રભુપ્રેમી થઈ જાય અને પરમપદને પામે તો સંસારની ઉત્પત્તિજ

મરી જાય, જેને શોકમુક્તિની ગરજ હોય એનેજ ભજન કરવાનું સૂચન થાય એ અધિકાર એટલે રૂચિ રૂચિથી અંતઃકરણમાં અવકાશ થાય છે અવકાશ થવાથી સાધનસંપન્ન થવાનો ભાવ ઉદ્ભવે છે જ્યાં ભાવ અને રૂચિ હોય ત્યાં વસ્તુ આવે છે

સત્સંગથી અંતઃકરણમાં રૂચિ અને ભાવ ઉપજે છે અને પ્રભુપ્રેમ માટે તેમાં જગા થાય છે તુલસીદાસે બહુ ઠીક કહ્યું છે કે–

"विनु सत्सग न हरिकथा ताहि विनु मोह न भाग"
"मोह गये विनु रामपद रहे नहि अनुराग"

હરિકથાનો મહિમા મહાન છે એનાથી માનવીનું અભિમાન મરી જાય છે અને પરમેશ્વર પર પ્રેમ થાય છે પ્રેમ એટલે પ્રીતિ યા ભક્તિ આ ભક્તિથી માનવી પરમેશ્વરને જાણે છે અને પોતે તત્વથી કોણ છે એમ એને પોતાના સ્વરૂપની જાણ થાય છે અને પછી તે સ્વરૂપમાં–પરમાત્મામાં સમાઇ જાય છે ભક્તિનો આરંભ સત્સંગથી થાય છે ભક્તિ ઉચ્ચનીચ બધા વર્ણના માનવીઓમાં આવે છે પણ એ જુદીજુદી રીતે આવે છે

દૃષ્ટાંત –તનમનધન પ્રભુના ચરણમાં અર્પણ કરનારાઓને ભક્તો કહેવામાં આવે છે જેમણે જીવનને પ્રભુમય અને પ્રેમમય બનાવેલું હોય છે, એવા ભક્તોમાંનો એક શાલિગ્રામ નામનો એક અનન્ય ભક્ત જગન્નાથપુરીથી બે માઇલ દૂરના બલીગ્રામ નામના ગામમાં જન્મ્યો હતો તેનું ખરૂ નામ–દાસીનો બારરી–હતું તે ભીલ જાતિનો હતો અને કપડાં વણીને પોતાનું ગુજરાન ચલાવતો હતો એને આખા સંસારમાં કોઇ સગું હોય તો તે તેની પત્ની હતી પેટે કાંઇ પ્રજા હતી નહીં જોકે તે બેઉના આચારવિચાર તો ભીલના જેવાજ હતા પણ પ્રભુભક્તિમાં તેમને બહુ રસ પડતો હતો જ્યાં ભજનકીર્તન થાય ત્યાં દાસીયો પહોચી જતો અને પૂર્ણપ્રેમથી તે સાંભળતો અભણ અને જડ હોઇ ભજન કે કીર્તનની વાણીના અર્થને તે સમજતો ન હતો પણ એ સાંભળતાં સાંભળતાં તેની આંખમાંથી પ્રેમાશ્રુની ધારા વહ્યા કરતી હતી તેના શરીરમાં રોમાંચ ખડા થઇ જતા હતા અને પ્રભુપ્રેમમાં મસ્ત–એકભાવી થઇ જતો હતો

આમ નિરંતરના ભજનકીર્તનદ્વારા દાસીયાના પાપો નષ્ટ થતા ગયા અને એને ભગવાન માટે રૂચિ ઉપજ્યા થઇ ભગવાનના ભાવોને હાઇ કાઇ એ સમજવા લાગ્યો વખત જતા પોતાના ગુરૂ પાસેથી મંત્ર લઇને ભગવાનના ભજનપૂજનમા અને પતિતપાવન પરમેશ્વરના કીર્તનો ગાવાસાંભળવામા એનો બધો વખત વીતવા લાગ્યો અને એ ભજનના પ્રભાવથી એને વિવેક આવ્યો કે–'આ દુનિયામા ભગવાન વિના બીજુ બધુ ખોટુ છે પુણ્ય અને પાપ બેઉ સોનાની અને લોઢાની બેડી સમાન છે તેમનાથી છુટી જવુ અને મનને પરમેશ્વરમા પરોવવુ એજ પરમસાધન છે ' આવા વિચારોથી એના મનમા વૈરાગ્ય આવ્યો અને એ ભગવત્પ્રેમના નશામા ઘૂમતો ફરવા લાગ્યો ધીમેધીમે એ ખાવાપીવાની સુધ પણ વિસરવા લાગ્યો એ વિષયની એને કશી ફીકર રહી નહીં, પરન્તુ એક ચિંતા એને વ્યાકુલ બનાવતી અને તે એ કે "મારા જેવા નીચવર્ણના માણસને ભગવાનની ઓળખાણ શીરીતે થશે અને મારા ઉપર ભગવાન દયા કરશે કે નહીં? શુ મારો જન્મ વ્યર્થ જશે?"

દાસીયાનુ ગામ પુરીથી ફક્ત બેજ માઇલ દુર છતા રથયાત્રાના દર્શન કરવાનો અવકાશ એને મળ્યો ન હતો હવે તેજ પુણ્યમય પ્રસંગ ઉપસ્થિત થયો હતો કંઈ ગામગામના લોકો દર્શનાર્થે પુરી જતા હતા અને ભક્તમંડળો નો જયધ્વનિ અને ઢોલક મંજીરાનો અવાજ દૂરદૂરથી દાસીયાને સંભળાતો હતો તેણે વિચાર કર્યો "શુ આ દર્શન કરવાનુ મારા ભાગ્યમા લખાયુજ નહીં હોય? ના ના, દયામય ભગવાન તેવા નથી મારીજ નીચતા છે કે ભગવાનના સ્થળથી આટલો નજદીક રહ્યા છતાં હુ આ એકકે વખત દર્શન કરવા ગયો નથી બસ આ વખત તો હુ જરૂર જવાનો ભગવાન શ્રી જગદીશના દર્શન થશે આમ નિશ્ચય કરી એ જગન્નાથપુરી તરફ ચાલી નીકળ્યો

ત્યા પહોંચતાજ તેણે જોયુ કે ભગવાનનો નંદીઘોષ નામનો રથ 'ગુંડીચોડી' તરફ જતો હતો અને લાખો નરનારીઓ તે દર્શન કરવા એકત્ર થઇ રથની સાથે ચાલતા હતા બધાના મુખમાથી જયધ્વનિ નીકળતો હતો કેટલાક નાચતા હતા કેટલાક ગાતાવગાડતા હતા, કેટલાક ભગવાનના રથના દોરડાને પકડી ખેંચતા હતા હરિપ્રેમના આવા દેખાવો અને આનંદને જોઇને દાસીયાનુ મન આનંદસાગરમા ડૂબી ગયુ

એણે બે હાથ ઉંચા કરી ભગવાનને પ્રણામ કર્યા અને ભગવાનના ધ્યાનમાં એ નિમગ્ન થઈ ગયો. ધ્યાનની ગાઢ હાલતમાં એણે જોયું કે– શંખ–ચક્ર–ગદા–પદ્મથી વિભૂષિત નીલમણિ સમાન ભગવાન શ્રીહરિ મધુરહાસ્યથી એની સામે જોઇ પ્રેમદાન દેતા હતા. દાસીયાથી હવે રહેવાયું નહીં. બે હાથ જોડી ગદ્‌ગદ્‌ વાણીથી એ કહેવા લાગ્યો– હે પતિતપાવન! હે મારા પ્રભુ! જ્યારે હવે આપે મારાપર દયા કરીને દેવદુર્લભ દર્શન દીધાં સારે તો હું હવે પતિત મટી ગયો. શું આપનાં દર્શન કર્યા પછી કોઈ જીવ પતિત રહેવા પામે પણ ખરો કે? નજ રહે. છતાં પણ જો હું પતિત હું, તો આપ પતિતપાવન હોઇ હવે મારો ઉદ્ધાર કરો! હે નાથ! હે દયામય! આપની દયાથીજ મને આજે આપનાં દર્શન થયાં, હવે મને નિરાશ ન કરશો! હવે તો આ અધમનો આપે ઉદ્ધાર કરવોજ પડશે. મારાં બધા પાપો–તાપો સદાને માટે દૂર કરી દો! હે ભગવાન! મારા હૃદયમાં જ્ઞાનનો દીપક સળગાવો અને એવા અલૌકિક એ દીપકથી મારામાં અંદર અને બહાર પૂર્ણ પ્રકાશ પાથરી આપો કે જેથી હું આપ દયામય મૂર્તિના નિરંતર દર્શન કર્યાજ કરૂં. હે નાથ! શું કહું? હવે તો આપે મને અપનાવી લેવો જોઇશે. આપના નામના બિરૂદને સફળ કરવું પડશે."

આના જવાબમાં દાસીયાએ જોયું અને સાંભળ્યું કે ભગવાને એની સામે હાસ્ય કરી 'તથાસ્તુ' કહ્યું છે. દાસીયો પૃથ્વીપર પડીને વારંવાર એ દયામયને પ્રણામ કરવા લાગ્યો અને પ્રભુની એ મનોહર મૂર્તિને દેખતાં જાણે ધરાયોજ ન હોય એવી આંખોવાળો ભગવાનની આજ્ઞા અને આશ્વાસન લઇને એમનાં વચનોને પ્રાપ્ત કરીને એમની અનુમતિ સમજી એ એના ગામમાં આવ્યો.

દાસીયો આવરી ઘેર આવ્યો એટલે એની પતિવ્રતા સ્ત્રીને બહુ હર્ષ થયો. ઉમળકાથી ભરેલી તેણી પતિને પૂછવા લાગી કે "કેમ! રથયાત્રાનાં દર્શન કરી આવ્યા? ચાલતાં ગયાં અને આવ્યા એટલે થાક પણ બહુ લાગ્યો હશે, ખરૂં ને? ચાલો! ભોજન તૈયાર છે. ખાઇને આરામ કરો!" દાસીયો હાથપગ ધોઈ બોલ્યાચાલ્યા વિના ખાવા બેઠો.

પ્રભુપ્રેમીઓ! દાસીયાનું શરીર ખાવા બેઠું છે, જ્યારે એનું મન તો બીજાજ ભાવમાં તલ્લીન હતું. ભગવત્પ્રેમમાં એ મસ્ત બની ગયો હતો. એની

પત્નીએ આજે એક નવી લાલરંગની હાંડીમાં ભાત રાધ્યો હતો એ હાંડીની બહાર ભાતના ઓસામણનું પાણી ઉભરાવાથી હાંડીના કાંઠાની આજુબાજુ લાલ અને સફેદ મિશ્ર એવો રંગ જામ્યો હતો હાંડીના ભાત ઉપર લીલારંગના શાકનો લચકો મૂકી એ આખી હાંડી દાસીયાની સામે મૂકી ચર્મચક્ષુના દૃષ્ટાને દેખાતી એ હાંડીનું દૃશ્ય દિવ્યદૃષ્ટિથી જોનાર દાસીયાને કાંઈક બીજા સ્વરૂપનુંજ લાગ્યું લાલહાંડી મહા પર ગુનાબી રંગ, અંદર સફેદ ભાત અને વચ્ચે લીનું શા –આ દૃશ્યને દાસીયાએ ભગવાનના નેત્ર તરીકે જોયું પોતે મનમાજ વિચાર કરવા લાગ્યો "અહો ! આ તો એ વિશ્વનિયંતાનું નેત્રકમળ છે આ ભગવાનના નેત્રની કીકી (શાક) છે આજુબાજુ ભગવાનની ગુલાબી મધુરી આખ છે, વચ્ચે આખની નિર્મળ સફેદાઇ છે અહા ! આ કીકીમા ભગવાનની શ્યામ મૂર્તિ કેવી શોભે છે !'

ભક્તિભાવના પ્રબળ આવેગથી એનું શરીર રોમાચિત થઇ ગયું એની વાણી રૂધાઈ ગઇ સહસા આંખોના મૂળનાં બધનો તોડીને એમાથી પ્રેમરૂપી નદીની ધારા વહેવા લાગી કોણજાણે કેટલોએ વખત આ હાલતમા એ ત્યા બેસી રહ્યો પછી વ્યાકુલ થઇને પાગલ જેવો એ ઉભો થઇ કાઇ કાઇ બબડતો નાચવા લાગ્યો થોડીવારે પછી હસવા લાગ્યો અને પછી ઓચિંતો રડવા લાગ્યો અને થોડી થોડીવારે "હા નાથ ! હા પ્રભુ ! હા દીનાનાથ !" આવો ઉચ્ચાર કરવા લાગ્યો

બિચારી અજ્ઞાન પત્ની તો આ બધુ જોઈ ગભરાઈ ગઈ એણે તો આજુબાજુના આડોશીપાડોશીને બોલાવ્યા અને એના પતિને શુ થયુ હશે તે પૂછવા લાગી વળી કહેવા લાગી કે "જુઓને ! હુ ગરીબનુ નશીબ ફૂટી ગયુ કોઇવખત જતા ન હતા અને આ વખતે રથયાત્રાના દર્શન કરવા ગયા તે કોણજાણે રસ્તામા કોઇએ કાંઈ કરી મૂકયુ કે કોઇ ભૂતપ્રેત વળગ્યુ અરેરે ! પાગલના જેવાજ આ બધા ચેનચાળા છે અરેરે ! હવે હું શુ કરું ?" આમ કલ્પાત કરતી હતી તે વખતે તે ટોળામા જાત્રાએથી પાછા ફરતાં કેટલાક ભક્તજનોને પણ કુતૂહલ થયુ એટલે તેઓ પણ દાસીયાને જોવા ઉભા રહ્યા તેમાથી એક વૃદ્ધ–અનુભવી–ભક્તે દાસીયાની સ્થિતિ જોઇ અને તે બોલી ઉઠ્યો હે ભાગ્યવતિ ! તુ જરા શાન્ત પડ ! તરૂ નશીબ જરાયે ફૂટયુ નથી

ખરેકે તારૂ ભાગ્ય વધુ ચમકેલુ તુ માન! જેને માટે દેવાંગનાઓ પણ તલસતી હોય, જેને દેવદુર્લભ સૌભાગ્ય પ્રાપ્ત થયુ હોય તેની આવી સ્થિતિ થાય છે. હે બેન! આ તારો ધણી ઋષિમુનિવંદિત દેવના દેવ શ્રીજગન્નાથજીના પ્રેમમાધુર્યમા મુગ્ધ થયો છે જેનું નામ અતકાળ સમયમા બહુ પુણ્યે।દ્વારાજ મુખમાથી નીકળી શકે છે, એવા એ પરમાત્માના પ્રેમમાં તારો ધણી મસ્ત થઇ ગયો છે "

આ પ્રમાણે તેણીને આશ્વાસન આપી તે ભક્ત દાસીયાને કહેવા લાગ્યો કે "હે ભાઇ! હે દાસીયા! તું આ શું કરી રહ્યો છે તારી સામે ખાવાનુ ભાણુ પડ્યુ છે અને તુ તો ક્યારનો નાચ્યાજ કરે છે. કાંઈ ગાંડો તો નથી થયોને?" આ પ્રમાણે જ્યારે ઘણાજણે કહ્યુ ત્યારે દાસીયો કાઇક ભાનમા આવ્યો તેની મસ્તી ભગી જતા એક દીનહીન કગાલની માફક એ રડી પડ્યો અને બોલ્યો કે "ભાઇઓ! તમે મને શુ ખાવાનુ કહી રહ્યા છો? તમે શુ જોતા નથી, કે આ તો મારા ભગવાન જગન્નાથજીનું નેત્રકમળ છે? જુઓ જુઓ! આ ભગવાનની મનમોહનગારી આખ! ભગવાનની મૂર્તિ કેવી સુદર દેખાય છે?" આમ બોલતો એ પાછો આવેશમા આવી ગયો ભેગા થયેલા સત મહાત્માઓના ટોળામા ઉભેલાઓ બધા દાસીયાની આ સ્થિતિ જોઇ મુગ્ધ થઇ ગયા તેઓ એકમેકને કહેવા લાગ્યા કે "ભાઇઓ! ધન્ય છે આવા પ્રભુપ્રેમને આપણે પણ યાત્રાએ ગયા હતા પણ આપણને આવો અનુભવ ન થયો ખરેખર! આ દાસીયાનુ જીવન ધન્ય છે" આમ કહેતા અને દાસીયાની પત્નીને આશ્વાસન આપતા તેઓ પોતપોતાના સ્થાને જવા નીકળી પડ્યા

ત્યારબાદ એક અનુભવીના સૂચનથી દાસીયાની સ્ત્રીએ હાંડીમાનો ભાત અને શાક એક થાળીમા જુદાજુદા કાઢીને પીરસ્યા અને પછી પોતાના પતિને જમવાનુ વિનવ્યુ દાસીયો હોશમા આવી જમવા બેઠો અને જમી રહ્યો પણ એનું ધ્યાન તો બીજુ જ હતુ શરીર ખાવાનુ કાર્ય કરતું હતુ જ્યારે એનુ મન તો જગન્નાથપ્રભુના નેત્રકમળના દર્શનનો આનદ પી રહ્યુ હતુ

હવે આ દાસીયો પચગાઇને સાધારણ દાસમાથી ત્રણે ભુવનના નાથનો દાસ બની ગયો હતો એના વિચારોમાં અદ્ભૂત પરિવર્તન થયેલુ હતુ હવે એ ચોવીસે કલાક પ્રભુના ધ્યાનમાજ રહેવા લાગ્યો બહારના દેખાવથી જોકે એ વણકર હતો, પણ અદરથી તો એ પ્રભુનો અનન્ય ભક્ત હતો એના ચિત્તમાં

ચિંતન ચાલુજ રહેતું હતું. જ્યારે એ સૂતો હતો ત્યારે ભગવચ્ચરણોપર માથું મૂકીને સૂતો હતો. આંખો મીંચીને એમનું દર્શન કરતો નિદ્રાવશ થઇ જતો હતો. જ્યારે એ જાગતો ત્યારે એજ જગન્નાથની છબીલી છટાને દેખતો હતો. સ્વપ્ન જાગ્રત અને સુષુપ્તિ—આ ત્રણે અવસ્થામાં એને પ્રભુનુંજ ધ્યાન રહેવા લાગ્યું.

પ્રભુપ્રેમીઓ! આ પણ એક ભક્ત ગૃહસ્થ હતો. ધરધંધા કરતો અને પરમાર્થનાં કામો કરતો હતો. પોતાના ઇષ્ટદેવ સગુણ-બ્રહ્મ હતા. તેમનું ધ્યાન એ ધરી શકતો હતો. આ પ્રમાણે ધરધંધા સાથે પ્રભુનું ધ્યાન થઇ શકવાની શક્યતા અત્યારના શિક્ષિત વિદ્વાનો માનતા નથી અને એવું માનવા પહેલાં એમણે યત્ન કર્યો હોતો નથી. આવો યત્ન કરવામાં ફુરસદની જરૂર નથીજ. કામધંધો ચાલુજ રહે છે. નિવૃત્ત તો રહેવાનુંજ નથી એટલે ફુરસદનો સવાલ રહેતોજ નથી. આ લોકો ઑફિસનું અને વેપારનું કામ કરતાં એમનું મન એમને આગલના અને બીજા કામોમાં જાય છે. આવું એમને ભાન નથી તેથીજ એઓ આવું બોલે છે. એમનું મન બીજે ગયેલું હોય છે, છતાં જ્યારે ઑફિસનું કે વેપારનું કામ કરવાનું આવી પડે છે, ત્યારે તેમનાં કામમાં કશી ભૂલચૂક હોતી નથી. એનું કારણ પણ એમને જડતું નથી. આવી સ્થિતિમાં ભગવાનમાં જાણી જોઇને ચિત્ત રાખવું એ જરાયે ખોટું નથી. આવા બેકામપણાથી થતા ધરધંધામાં ભગવાન રક્ષણ કરે છે અને ધંધો કરનાર ભક્તનું કામ અભક્ત ધંધાધારી કરતાં ચઢિયાતું બને છે.

આપણે હવે પાછા ધંધો કરતા મનને પ્રભુ તરફ રાખવા, ન રાખવાના લાભાલાભની ટૂંક સમીક્ષા કરી આપણા વાર્તાનાયકના ચાલુ ચરિત્ર તરફ વળીએ. એક દિવસ દાસીયો રાત્રે ઓચિંતો ગભરાઇ ઉઠ્યો, વ્યાકુળ થઇ ગયો, અધીરો બની ગયો અને વિચારવા લાગ્યો કે "શું મને પ્રભુનો સાક્ષાત્કાર નહીં થાય?" આ વિચાર આવતાંની સાથે પાણીથી વિખૂટી પડેલી માછલીના સમાન, ચંદ્ર-દર્શનની અભિલાષી ચકોરી સમાન, એક આશક સમાન એની દશા થઇ ગઇ. જેમ મીરાંબાઇએ ગાયું છે, તેવી દશા દાસીયાની થઇ કે:—

"मैं तो राम दीवानी मेरो दर्द न जाने कोउ"
"घायलकी गति घायल जाने जो कोउ घायल होउ"
"मीरांकी प्रभु पीर मटे जब वैद सांवरीया होउ"

પ્રભુપ્રેમીઓ! જ્યારે ભક્તોનું હૃદય વ્યાકુળતાથી અને મૂંગા નાદથી પોકારી ઉઠે છે એજ ક્ષણે ભગવાન એની સમીપ આવીને ઉભા રહે છે. એ નથી જોતા જાતિ, નથી જોતા પાતિ, નથી જોતા ધન, નથી જોતા ધામ, નથી જોતા કૂળ, નથી જોતા વંશ, નથી જોતા વિદ્યા અને નથી જોતા બુદ્ધિ. એતો પોકાર સાંભળતાંજ દોડી જાય છે અને પ્યારા ભક્તને હૃદયે લગાવીને કૃપાના આંસુથી એનો અભિષેક કરે છે. આ વખતે દાસીયાનો પોકાર સાંભળીને ભગવાન એની સામે આવી ઉભા. દાસીયાનો આવેશ ઉતાર્યો અને આંખો ઉઘડી ગઈ ચકિત અને મુગ્ધ નેત્રોથી પોતાના જીવનધન મનમોહન હરિને એણે મંદમંદ હાસ્ય કરતા સામે જોયા. નેત્રોદ્વારા પ્રભુના રૂપામૃતનું પાન કરીને અનેક યુગની પિપાસાને જાણે એણે શાંત કરી. કોણ જાણે કેટલોયે સમય એ મંત્રમુગ્ધની પેઠે ભગવાનની દર્શનમદીરામાં છકેલો રહ્યો. પછી બે હાથ જોડીને પ્રેમાશ્રુધારાને વહાવતો એ બોલ્યો "ભગવાન! દયામય! એ દિવસે રથયાત્રાના સમયમાં સ્વપ્નસમાન ધ્યાનમા જે દિવ્યમૂર્તિનું મને દર્શન થયુ હતુ એજ આપનુ અલૌકિક સ્વરૂપ હું આજે પણ દર્શન કરી રહ્યો છુ પરમેશ્વર આપ બહુ દયાળુ છો. પ્રભુ! આપ નિરાધારના આધાર છો. અહો દેવો પણ જેમના દર્શનની અભિલાષા સેવ્યા કરે છે, તેઓ આજે મારા જેવા દીનહીન, જ્ઞાનભક્તિહીન કંગાલના ઘેર પધાર્યા છો. ભગવાન! હું કેવીરીતે આપનો સત્કાર કરૂં?"

પ્યારાભક્તની વાત સાંભળીને મંદહાસ્ય કરીને ભગવાન બોલ્યા "પ્રિય દાસીયા! નીચ યા ઉંચ જે કોઇ મારાપર પ્રેમ રાખે તે મને વહાલો છે. જે લોકો સ્વર્ગના કે બીજા કોઇ સુખ માટે મારી ભક્તિ કરે છે અથવા ભક્તિ કરતાં તે તે પદાર્થો મારી પાસે માગે છે, તે લોકો મારા હૃદયને પીગળાવી શકતા નથી, પરન્તુ નિષ્કામ અનન્ય અને શુદ્ધ પ્રેમથી મારૂં ભજન કરે છે એના વિયોગમા હુ ઝુરી મરૂં છુ હુ તારા નિશુદ્ધભાવથી બહુ પ્રસન્ન થયો છું અને તેથીજ તારી પ્રેમદોરીથી ખેચાયેલો હુ અહીં આવ્યો છુ. પ્રિયતમ! હું તારાપર બહુ પ્રસન્ન થયો છું. માગ! માંગ! દિલ ખોલીને મારી પાસેથી મનમાન્યુ વરદાન તું માંગી લે!" દાસીયોબાવરી હવે જે આલીઆમદાસના નામથી ઓળખાવા લાગ્યો છે એ બોલ્યો "અહો! સમસ્ત ઐશ્વર્યના આધાર! સાક્ષાત્ સચ્ચિદાનંદ પ્રભુ જેની સામે છે એને બીજી કઈ વસ્તુની અપેક્ષા હોય? હે

નાથ! આપના ચરણકમળોને સામે જોતો જોતો હુ મરી જાઉં—બસ, મને આટલુંજ જોઇએ છે હું બીજુ શુ માગુ? પ્રભુ! પતિતપાવન! આ આપવાનુ મન ન માનતુ હોય તો મને આશિર્વાદ આપો કે મારૂ મન ભમરાની પેઠે આપના ચરણકમળ પ્રત્યે રહે અને જ્યારે જ્યારે હુ ઇચ્છુ ત્યારે આપના પ્રત્યક્ષ દર્શનનુ સૌભાગ્ય મને પ્રાપ્ત થાઓ! હે દીનદયાળ! મને બીજુ કશુ જોઇતુ નથી ’

પરમાનદ પામેના આત્મસમર્પણ કરીને બોલતા ભક્તની પ્રેમભરેલી વાણી સાભળીને ભગવાન બહુ પ્રસન્ન થયા અને મદહાસ્યથી બોલ્યા “દાસીયા! તારૂ જીવન ધન્ય છે તારા જેવા નિષ્કામ ચિત્તના ભક્તો બહુ દુર્લભ છે તારી બધી પ્રાર્થનાઓ પૂર્ણ થશે એકવાર ફરીને તુ પુરીમા આવીશ ત્યારે હું મદિરના નિલચક્ર ઉપર બેસી જઇશ, એ સમયે તને જેવા દર્શનની ઇચ્છા હશે તેવા દર્શન થશે અને એ સમયે જે પદાર્થ તુ મને આપશે એ હુ પ્રેમથી ખાઇશ આટલુ બોલીને ભગવાન અતર્ધાન થઈ ગયા

પ્રભુપ્રેમીઓ! ભગવાન પ્રેમથી અર્પણ કરેલી શાકભાજી પણ બહુ પ્રેમથી જમે છે અને પોતેજ શ્રીમુખે કહ્યુ છે કે

पत्र पुष्प फल तोय यो मे भक्त्या प्रयच्छति।
तदह भक्त्युपहृतमश्नामि प्रयतात्मन ॥
(ગીતા અ ૯-શ્લો-૨૬)

ભાવાર્થ —“ પત્ર પુષ્પ, ફળ કે પાણી જે મને ભક્તિથી આપનામા આવે છે તે હુ ભક્તિથી હરાયેલો એવો તેના યત્નકરનારા ભક્તોનુ આપેલુ જમુ છુ ’

ભક્તિથી ધરેલુ દૂધ બાળક નામદેવે આપેલુ, ભગવાને હાથોહાથ લીધાની વાત તમારાથી અજાણી નથી મીરાબાએ ધરેલો ભોગ ભગવાને બીજુ રૂપ લઇને આરોગ્યો રામને તો તે વખતે માતાજીએ સ્નાન કરાવી પારણામા સુવાડ્યા હતા વિદુરના પત્ની પાર્શ્વિએ ભક્તિથી હૃદયની બેશુદ્ધિમાં કેળાની છાલ ખાવા આપી અને વિદુરજીએ ભાજીનુ ભોજન આપ્યુ એ પણ આનદથી ભગવાન આરોગી ગયા એ વાત પણ તમે જાણો છો

દીનતા એ ભક્તોનો સાધારણ સ્વભાવ છે. ભગવાનનો પરમભક્ત પોતાને તૃણથી હલકો માને છે. દાસીયો પોતાની જાતિને નીચ માનતો હતો એ કારણથી એણે ભગવાનને ભોજન ન ધર્યું. એની ઇચ્છા ભગવાનને ભોજન જમાડવાની હતી આ કારણથી એણે માત્ર ભગવાનના દર્શનનીજ ઇચ્છા કરી. ભક્તના હૃદયની વાત, ભગવાનથી કેમ અજાણી હોય? ભગવાને હેતુથીજ બાલીગ્રામદાસને મંદિરના નિલચક્રપર બીરાજે ત્યારે દર્શન આપવાની અને જે પદાર્થ ધરે તે આરોગવાની વાત કરી. ભગવાનની એ આજ્ઞાને સાભળીને એ પ્રભુની કૃપા અને એમના સ્વામીપણાને મનમાં વખાણવા લાગ્યો.

વિચાર કરતા કરતાં દાસીયાબાવરીની રાત્રિ વીતી ગઈ. સવારમાં ઉઠીને સ્નાન, ભજન વગેરે કરીને પોતાનાં વણેલા કપડા વેચવા નીકળ્યો અને ફરતો ફરતો એક બ્રાહ્મણને ઘેર આવ્યો. એ બ્રાહ્મણે એનુ કપડું લીધુ અને કાપડની કિંમતના પૈસા ધરમા લેવા ગયો, તે વખતે દાસીયાની નજર બ્રાહ્મણના આગણામાના નાળિયેરીના વૃક્ષ ઉપર પડી એને એ વૃક્ષપરનું એક નાળિયેર ખરીદવાનો વિચાર કર્યો એટલામા બ્રાહ્મણ પૈસા લાવી બહાર આવ્યો એટલે દાસીયાએ એક નાળિયેર વેચાતું આપવા એને વિનંતી કરી. બ્રાહ્મણે નાળિયેર આપવાનો મન્કાર કર્યો દાસીયાએ બ્રાહ્મણ માગે તેટલી કિમત આપવાનું કહ્યુ અને બ્રાહ્મણ પોતાના લોભમા ફાવ્યો. એણે જેટલા પૈસા માગ્યા તેટલા બધા એણે બ્રાહ્મણને આપીને પ્રસન્ન થઇને નાળિયેર લઈ તે પોતાને ઘેર જવા નીકળ્યો. બ્રાહ્મણે એક નાળિયેરના એટલાબધા પૈસા લીધા કે આજે એક પહોંપખિયાણીને ખાવાનું ખરીદવા જેટલા પણ પૈસા એની પાસે રહ્યા ન હતા. દાસીયાએ નાળિયેરની કિમત વધુ છે, એવું પણ બ્રાહ્મણને ન કહ્યું, અને આજે પોતે શું ખાશે એનો ખ્યાલ પણ એને ન રહ્યો.

આ બાલીગ્રામદાસની એવી સ્થિતિ હતી કે વેચેલા કપડામાથી એ ખાવાનું ખરીદે અને બાકીના પૈસાવડે સૂતર ખરીદી બીજું કપડું વણે. આજે એની પાસે પૈસાજ ન રહ્યા એટલે એને ન તો ખાવનું મળ્યું કે ન એ ધધો કરવા કાંઈ બચાવી શક્યો. પણ એને લેહ લાગી હતી ભગવાનને નાળિયેર અર્પણ કરવાની. એટલે એ ચાલ્યો જગન્નાથપૂરી તરફ ભગવાનને નાળિયેર ભેટ ધરવા માટે. ત્યા ગયા પછી એણે પ્રભુનુ પૂજન કરવા જનાર બ્રાહ્મણને ત્યા

નાળિયેર આપી પોતાના વતી ભગવાનને અર્પણ કરવાની વિનતી કરી વળી એણે સાથે સાથે એવું કહ્યું કે મહારાજ! તમે તમારી પૂજા કરો તે વખતે આ નાળિયેર ભગવાનને ધરાવશો નહીં, પણ ગરુડસ્થંભ પાસે જઈ ભગવાનને હાથોહાથ આપજો અને જો ભગવાન એ ન સ્વીકારે તો નાળિયેર પાછું લાવજો!'

બિચારા બાલીગ્રામદાસની આ સરળ અને સત્ય વાતને સાંભળીને આ સંસ્કારી બ્રાહ્મણ હસ્યો. એ વિદ્વાન હતો શાંત હતો સુશીલ હતો અને શ્રદ્ધાળુ પણ હતો. એના ઉપર દાસીયાને પૂર્ણ વિશ્વાસ બેઠો અને તેથીજ નાળિયેર એમને આપ્યું હતું. બ્રાહ્મણે મંદિરમાં જઈને ભગવાનની ષોડશોપચાર પૂજા કરી અને પોતાની સામગ્રી પ્રભુને અર્પણ કરી પછી મહાપ્રસાદ જમ્યા પછી આરામ કરી એ દાસીયાનું નાળિયેર ગરુડસ્થંભ પાસે જઈને આંખો મીચીને દાસીયાના નામથી ભગવાનને અર્પણ કરવા ધર્યું અને પ્રભુએ તરતજ એ બ્રાહ્મણના હાથમાંથી લઈ ભોગ લગાવ્યો. બ્રાહ્મણ આ ઘટના જાણીને સ્તબ્ધ થઇ ગયો અને પ્રભુના ધ્યાનમાં તલ્લીન થઈ ગયો. એના નેત્રોમાંથી આંસુઓની ધારા વહેવા લાગી. એ વખતે એને બાલીગ્રામનું સ્મરણ થયું એટલે પોતે મનથી કહેવા લાગ્યો કે 'હે ભક્ત! ધન્ય છે તારા વિશ્વાસને, ધન્ય છે તારી માતાને અને ધન્ય છે તારી ભક્તિને. તારા જેવા ભક્તના જન્મથી તારૂં ગામ પણ ધન્યધન્ય બની ગયું છે. અહો! પુરુષોત્તમ ભગવાન તારા ઉપર પૂર્ણ પ્રસન્ન છે. આજે પણ તારૂં નાળિયેર ભગવાનને અર્પણ કરીને ધન્ય બની ગયો.'

આ વાત ત્યાં એકઠા થયેલા લોકમાં અને ત્યારપછી આખી પુરીમાં ફેલાઈ ગઇ. બધા માનવીઓને બહુ આશ્ચર્ય થયું. બ્રાહ્મણે બાલીગ્રામ આવીને દાસીયાને સર્વ હકીકત કહી અને દાસીયો એ જાણીને બહુ આનંદિત બની ગયો. એને વિશ્વાસ થયો કે અખિલ બ્રહ્માંડના નાથ પ્રેમથી અર્પણ કરેલી વસ્તુ નીચવર્ણના માનવીની પણ સ્વીકારે છે. હવે એનો સંકોચ જતો રહ્યો. આ ઘટનાથી એના હૃદયમાં અધિક પ્રેમની વૃદ્ધિ થઈ. પછી પોતે પ્રસાદ લઇને સંકોચ રહિત થઇને ભગવાનને અર્પણ કરવાની ઇચ્છાથી એ જગન્નાથ પુરી જવાને નીકળ્યો.

આર્ય હિંદુઓનો એ આદર્શ છે કે મિત્ર, રાજા, ગુરુ, પ્રભુ, બ્રાહ્મણ, આચાર્ય અને જ્યાં ત્યાં કહેવાતી હોય એના સ્થાને ખાલી હાથે ન જવું ઘટે

એણે પણ કાંઈ લઈ જવાનો નિશ્ચય કર્યો એણે બે માનવીઓને એની સામે કેરીના ટોપલા ઉચકી જતા જોયા એમને માગ્યા તેટલા પૈસા આપીને બેઉ ટોપલા ખરીદી લીધા અને “વડ કરીને બેઉ ટોપલા ઉચકી પોતે ભગવાનને અર્પણ કરવા માટે લઈ ચાલ્યો મંદિરમા પહોચતાંજ પડાણીઓએ એને ઘેરી દીધા પોતાનો હક્ક સિદ્ધ કરવા પડાઓએ એને ગભરાવ્યો. સુંદર કેરીઓ જોઇ તેઓ બધા દાસીવાને અણુસમજુ માનીને પડાવી લેવા અને પોતાને આપી દેવા તેઓએ દાસીવાને સમજાવવા માંડ્યો દાસીવાને પડાઓની આ રીત જોઇને બહુ દુઃખ આવ્યુ એ બોલ્યો ‘ આ કેરીઓ તો પ્રભુ માટે છે ” ત્યારે પડાઓ બોલ્યા “ શુ પ્રભુ તે વળી કેરીઓ ખાતા હશે ? એમને તો અમે ધરાવીએ અને પછી બધુ અમને મળે છે તેમ આ કેરીઓ પણ અમનેજ મળશે તો તું એમ માની લે કે તે પ્રભુને ધરાવી છે હમણા કે પછી પણ એનો ઉપયોગ તો અમેજ કરવાના છીએને ?” દાસીયો બોલ્યો “ મહારાજને ! મારે તો એ કેરીઓ ભગવાનને હાથોહાથ આપવી છે પછી જો એ તમને આપી દે તો તેમા મારો શો વાંધો છે, પણ અત્યારે એક માલીકની વસ્તુ બીજાને શી રીતે આપી દઉ ?” આમ કહી તેણે પડાઓની વચ્ચેથી રસ્તો કરી મંદિરમાં આગળ ચાલવા માંડ્યુ પડાઓ તો સુંદર ફળો જોઇ એવા લોભાયા હતા કે માનો કે એમના મોમાથી પાણી છૂટતા હતા તેઓની બુદ્ધિ નાશ પામી હતી એટલે યેન કેન પ્રકારેણ—કોઈપણ યુક્તિપ્રયુક્તિથી કેરીઓ મેળવવા ફાંફા મારતા હતા એટલે દાસીવાને કહેવા લાગ્યા “ ઓહોહો ! ભગવાન અને તે વળી તે આપેલી કેરીઓ તે પાછા પોતાના હાથોહાથ સ્વીકારશે ખરા કે ? તદ્દન અશક્ય છે અશક્ય ? અલ્યા ! અમારૂ કહ્યુ માનને ?” દાસીઆએ આ સાંભળ્યુ ન સાંભળ્યુ કર્યું અને મંદિરમા પહોચી ગયો

મંદિરમા જઈ એણે નિનચક્રના દર્શન કર્યા ત્યા જતાજ એના મનમા પ્રેમ ઉભરાઈ આવ્યો એણે નિનચક્રપર બીરાજેલા ભગવાનને જોયા હર્ષથી બહુ મુગ્ધ થયેલો એ બોલ્યો “ અહા ! એજ છે, એજ છે મારા સ્વામી, દીનાનાથ કૃપાસાગર હે નાથ ! આ રંકપર કૃપા કરીને તમે અહીં બિરાજ્યા છો ? પ્રભો ! ધન્ય છે આપની દયાને ” જેમજેમ આ પ્રમાણે બોલતો એ દાસીયો તલ્લીનતાથી ભગવાનના દર્શન કરવા લાગ્યો તેમતેમ ભગવાનના માધુર્યનો એનમા અધિકાધિક વધારો થતો ગયો માની લ્યો કે જાણે સૌંદર્ય સાગર નિનચક્રપર ઉભરાઈ આવ્યો બાલીગ્રામદાસ અત્યારે ભગવાનનો દાસ

એની આંખો મારફત ભગવાનના સૌંદર્ય અને માધુર્ય ભરેલી મદિરાનું પાન કરી મતવાલો બની ગયો. એણે ભૂમિપર પડી આઠે અંગો દ્વારા ભગવાનને પ્રણામ કર્યા અને પછી વિનયથી સહિત સ્તુતિ કરતા કરતા એકેક કેરી હાથમા લઈ ભગવાનને ધરી કહેવા લાગ્યો "પ્રભુ! ખાઓ! ખૂબ ખાઓ! આ દાસને કૃતાર્થ કરો!" આમ ધરાવતા ધરાવતા એક ટોપલામાંની કેરીઓ ખલાસ થઈ ગઈ.

પેલા પુત્રોએ તો એમજ માન્યુ હતુ કે દાસીઓ કોઈ પાગલ માનવી છે, પરન્તુ જ્યારે તેમણે બધી કેરીઓને અદ્રશ્ય થયેલી જોઈ ત્યારે તેમના આશ્ચર્યનો કોઈ પાર રહ્યો નહીં હવે તેઓ દાસીઓને જાદુગર સમજવા લાગ્યા ભગવાને સ્વહસ્તે કેરીઓ લીધી એ જોવાનો એમનો અધિકાર ન હતો. સંદેહ કરીને એઓ આ દાસીઓને પૂછવા લાગ્યા કે 'શું બધી કેરી ભગવાને સ્વીકારી લીધી અને ખાઈ ગયા?' દાસીઓએ હરખમા ઈશારાથી હા કહી, એટલે તેઓ પરસ્પર કહેવા લાગ્યા કે 'આ વાત બનાવટી છે શુ ભગવાન ખાતા હશે?" એટલામાં એમની નજરે રત્નવેદીની પાસે કેરીના છાલ-ગોટલા પડેલા જોયા અને તેમની અજાયબીનો કોઈ પાર ન રહ્યો તેઓ વહેલાવહેલા બાલીગ્રામદાસ પાસે જઈને તેને પ્રભુપ્રસાદીની માળા પહેરાવી અને પછી કહેવા લાગ્યા 'ધન્ય છે તમારા જીવનને બાલીગ્રામ! આપે વિશુદ્ધ પ્રેમથી સાચેજ ભગવાનને વશ કરી લીધા છે અમે તો માત્ર નામનાજ એમના સેવક છીએ, બાકી સાચા સેવક તો તમેજ છો આજે આપના જેવા ભક્તના દર્શન કરીને અમે કૃતાર્થ થઈ ગયા શાસ્ત્રની બધી વાત, આજે સાચી પડી ખરેખર ભગવાન ભક્તને આધીન છે ભક્તિના નાતામા ભગવાન ઉચનીચનો ખ્યાલ રાખતા નથી સાચેજ પ્રભુ આપના ઉપર પ્રસન્ન થયા છે અને તેથીજ આપની આપેલી હાથોહાથ કેરીઓ લઈને પ્રભુજીએ પોતે સ્વીકારી માનવી ભલે કોઈ ગુણથી લક્ષ્મીથી, ઐશ્વર્યથી બળથી કે સત્તાથી આગળ વધ્યો હોય પણ જો એ ભક્તિહીન હોય તો એના હાથથી અર્પણ કરેલી ચીજને ભગવાન અડકતા પણ નથી આપ ધન્ય છો, ધન્ય છો, કે વિશ્વભરને આપે આપના હાથથી કેરીઓ ખવડાવી'

બાલીગ્રામદાસે બ્રાહ્મણોને બે હાથ જોડીને નમ્રતાથી કહ્યુ "હું તો અતિ દુરાચારી છુ નીચજાતિ છુ, મને ભક્તિ ક્યાથી? આ તો ભક્તભાવન, પતિતપાવન

પ્રભુની એમના ભક્તો પરની કૃપા છે આપ લોકોનેજ ધન્ય છે કે આપ સર્વદા પ્રભુના ચરણકમળો પાસેજ વસો છો ' આમ કહી એ પડાએોના ચરણોમા આળોટી પડ્યો અને એમની ચરણરજ લઇ પોતાના માથાપર ચઢાવવા લાગ્યો પછી એ પ્રભુને કહેવા લાગ્યો કે "દીનાનાથ! હુ હવે અહીં નહીં આવુ ક્યા હું નીચ ગમાર અને ક્યા આપ સચ્ચિદાનંદઘન વિશ્વાધાર પરમાત્મા શ્રી જગન્નાથજી ભગવાન! આજે આપે મને પ્રગટ કરી દીધો જ્યારે લોકો મને આપનો અનન્ય ભક્ત કહેશે ત્યારે લજ્જાનો માર્યો મારૂ મોઢુ ક્યા છુપાવીશ? અને જો એવુ સાંભળતા મને અહંકાર થાય તો મારી શી ગતિ થાય? મારે માટે લોકપરલોક અંધકારમય થઇ જાય, તો હુ શુ કરૂ? અહીંતો હવે હુ આવવાનો નથી મને આશીર્વાદ આપો કે જ્યા હુ આપનુ સ્મરણ કરૂ ત્યા આપના મને દર્શન થાય હા! એક ઇચ્છા છે કે આપના દશે અવતારોના મને દર્શન થાય ભગવાને તરતજ એની ઇચ્છા પુરી કરી અને એને આશ્વાસન આપ્યુ, આશીર્વાદ આપ્યો અને ભગવાને એને વિદાય કર્યો હરિના ગુણને ગાતો એ ભક્ત દાસીયોભાનરી પોતાને ઘેર આવ્યો

પ્રભુપ્રેમીઓ! આખી ગીતાના વાર્તાલાપમા મે તમને ભક્તોન ચરિત્રો કહ્યા છે ભક્તો સગુણબ્રહ્મના ઉપાસકો હોય છે ભક્તો પ્રેમવશ થઇને જેવા રૂપના દર્શન કરવાની ઇચ્છા કરે છે એવા રૂપના તેમને ભગવાન દર્શન આપે છે તમે અશ્રદ્ધાથી એ વાતને માનો યા ન માનો એ તમારી મુન્સરીની વાત છે એ વાત જબરજસ્તીથી તમારા મનમા હુ ઠસાવવા માગતો નથી પણ ભક્તોના જેવો ભગવાન ઉપર પ્રેમ કરવાને તો જરૂર તમને આગ્રહ કરૂ છુ પ્રેમ માનવીને શોકમુક્ત રાખે છે

જેમ વિજ્ઞાનીઓ એક શોધ પાછળ આખુ જીવન અને એમનું સઘળુ દ્રવ્ય પદાર્થ ઇત્યાદિ બધુ ખર્ચી નાખે છે અને વેપારીઓ વેપાર કરીને કરોડાધિપતિ થવા મોટો વેપાર કરવામા બધુ દ્રવ્ય રોકે છે અને તેમા અખતરો કરવામા કોઇ વખત નિષ્ફળ પણ જાય છે તેમ આ અખતરો કરવાથી ભલે તમે કોઇ કચાશના કારણથી ભગવાનનો દર્શન કરવાને ભાગ્યશાળી ન પણ થાઓ છતા તમારામા ઘણીખરી ભાવના તો જરૂર આવી જાય છે અને તમે એક શ્રેષ્ઠ મનુષ્ય જરૂર બની જાઓ છો. આ અખતરો પૂર્વોક્ત અખતરા

એની પેઠે નિષ્ફળ તો જતોજ નથી. તમારા પુરૂષાર્થના પ્રમાણમાં તમને કાર્યસિદ્ધિ મળ્યા વિના રહેતું નથી. આ અખતરો દ્રવ્ય ખર્ચ્યા વિના ગરીબો પણ કરી શકે છે, એ તો દાસીયાના ચરિત્રથી તમે જાણી શકયા છો. **પ્રભુદર્શન માંગે છે તમારી પાસેથી સત્સંગ કરવાની ઉલટ, પ્રભુભજન, શ્રદ્ધા, વિશ્વાસ અને પ્રભુદર્શનની તમન્ના.**

બાલીગ્રામદાસ જગન્નાથપુરી છોડીને પ્રતિષ્ઠાના ભયથી ઘેર આવ્યો. અહીં પણ લોકો એને મળવાને બહુ આવવા લાગ્યા. એને ઘરની બહાર નીકળવું બંધ કર્યું. ફક્ત ચોવીસે કલાક ભગવાનની સામે ગાવા અને નાચવા લાગ્યો. ભગવાનની કૃપાથી એને નિર્વાહની ફિકર મટી ગઈ હતી. એનો નિર્વાહ કરવાનું કામ ભગવાને ઉપાડી લીધું. બેઉ ધણીધણિયાણી પ્રભુના ચરણકમળના સેવક બની ગયા.

પ્રભુપ્રેમીઓ! જ્ઞાનયોગનો અધિકાર પ્રાપ્ત થાય એટલે નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરવાને શક્તિમાન થવાય તેટલા માટે ભક્તિયોગનો આરંભ મુમુક્ષને ભક્ત દાસીબાબાવરી જેવો થાય છે અને પછી લાગો સમય નિત્યનિરંતર સારીરીતે અભ્યાસ કરેલા જ્ઞાનયોગવડે ઉલટી માન્યતાના હેતુવાળી અનાદિ અવિદ્યા વાસનાના અને તેના કાર્યોની વિપરીત માન્યતાનો સમૂળો ક્ષય થતાની સાથે સર્વ સંશયને અને અસંભાવનાને સળગીને સર્વત્ર સમદર્શનના લક્ષણવાળું જ્ઞાન જેણે પ્રાપ્ત કર્યું છે એવા બ્રહ્મવિદ્ યતિને જ્ઞાનથી ઉત્પન્ન થતી વસ્તુ, જે તત્વનો નિશ્ચય છે, એવું જે પ્રતિપાદન કરાયેલું છે, એવા નિશ્ચયવાળાને બ્રહ્મપ્રાપ્તિ થાય છે.

નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરવાને શક્તિમાન થવા માટે જે પ્રકારની ભક્તિ જરૂરની છે, તે માટે ભગવાન શ્રીકૃષ્ણ સ્વમુખથી આ પ્રમાણે કહે છે કે " હું જેવો તત્વથી છું તેવો ભક્તિવડે મને જે જાણે છે તે મને તત્વથી જાણીને પછી મારામાં સમાય છે " આ ભક્તિ તત્વને ઓળખવાની ચાવી છે. પોતે કેવું તત્વ છે, તેને ભગવાન શ્રીકૃષ્ણે શ્રીમુખથી ઉદ્ધવને સ્વધામ જવાની ઇચ્છા કરી ત્યારે કહ્યું છે. જુઓ શ્રીમદ્ ભાગવતનો અગિયારમો સ્કંધ અને ઓગણત્રીસમો અધ્યાય! શ્લોક અઢારમાથી તે વીસમા શ્લોક સુધીમાં આ વાત કહી છે, કે " હે ઉદ્ધવ! કૂતરાઓ, ગધેડાઓ અને ચાંડાળનો પણ મારા

સ્વરૂપો છે. હું પોતેજ તે તે શરીરોને ધારણ કરનારો બન્યો છુ જો મારા તત્વને જાણવાની ઇચ્છા હોય તો તું તેમને નમસ્કાર કરનારો થા! વગેરે." આ સંબંધી ૫૫ મા શ્લોકનો ભાવાર્થ વિસ્તારપૂર્વક હું તમને હવે આ વાર્તાલાપમાં કહુ છુ. સાવધાન થાઓ!

પ્રત્યેક વસ્તુને પ્રત્યેક દષ્ટિવડે કોઇપણ શંકા વિના સર્વત્ર અંદર અને બહાર વસ્તુના સમૂહને પણ ભક્તિવડે બ્રહ્મમય સાક્ષાત્કારપણાથી સમજમા આવ્યાથી ઉપજેલા જ્ઞાનવડે બ્રહ્મવિદ્ યતિ-પરબ્રહ્મજ જાણે છે અને વસ્તુને -શારીરિક ભોગ માટેની નહીં પણ બ્રહ્મસ્વરૂપ જાણે છે અને આ માન્યતામા જરાપણ સંશયરહિત બીજી વસ્તુ હોવાની માન્યતારહિત, જેવુ તત્વ વર્ણવવામાં આવ્યુ એવુજ રૂપ સર્વકાંઈ છે, એવો જેને સાક્ષાત્કાર સમન્વય છે, તે મુમુક્ષુજ એ તત્વને જાણે છે. સામાન્યરીતે અને વિશેષરીતે વસ્તુમાત્રને બ્રહ્મતત્વ હોવાનો પછી એ યતિ નિર્ધાર કરે છે.

નિર્ધાર એટલે શંકારહિત દ્રઢતાવડે નક્કી કરેલી માન્યતા. નિર્ધારનો પ્રકાર મુમુક્ષુએ જે જાણવો ઘટે છે, તે આ પ્રમાણેનો છે-"ન દેખાય એવુ મહાન તત્વ અને બીજું બધુ-તેમના કાર્યો-નામરૂપ માત્ર જેઓ બધા તત્વ-દર્શનને અટકાવનારા આચ્છાદનો છે, તેઓના યોગથી, માયાથી કલ્પના કરાયલા આચ્છાદનો ભેદો છે તેઓના યોગથી જેવડો અને જેવો સ્થૂલ અને સૂક્ષ્મ અને કારણરૂપ એકંદર આચ્છાદનવડે ઢંકાયલો વિરાટ્-સ્વયં પ્રકાશમાન હિરણ્ય-ગર્ભ, સુવર્ણના રંગ જેવો પ્રકાશિત ઇશ્વર પણ એ બ્રહ્મતત્વ છે, 'તે હુ છુ' એવુ બ્રહ્મવિદ્ યતિ જે જાણે છે તે અને એક એક વસ્તુ ભિન્ન ભિન્ન સ્થૂલ, સૂક્ષ્મ અને કારણરૂપ આચ્છાદનવડે જે-વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ-એવા નામોવાળા આચ્છાદનોથી ઢંકાયલુ તત્વ-જે ત્રણ ગુણો-સત્વ, રજ, તમ-ના આચ્છાદનથી ઢંકાયેલા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એમ અનાંતરવૃત્તિ ભેદોવડે પશુ, પક્ષી, માનવી એમ આચ્છાદનના ભેદોવડે જેવા રૂપોથી દેખાય છે તેવાજ રૂપનું એ તત્વ છે એવુ જે બ્રહ્મવિદ્ યતિ જાણે છે તે મુમુક્ષુ બ્રહ્મતત્વમાં નિશ્ચયાત્મક જ્ઞાન થયા પછી પ્રવેશને પામે છે

આ બ્રહ્મતત્વ-વિશ્વરૂપ, નામરૂપ, પ્રત્યેકરૂપ, વસ્તુમાત્રરૂપ અને પશુ-પક્ષી-માનવીરૂપ-પોતે વિકારરહિત છતાં પણ-પ્રત્યેક શરીરના આચ્છાદનવડે

તેઓમાં હોઇને તેમનું અનુકરણ કરે છે કૂતરામાનુ કૂતરા જેવું, માનવીમાનુ માનવી જેવું એ બને છે જોકે આવુ બને છે એમ માનવું એ દોષ તો ગ્રહણ કરનારાઓનોજા છે ગ્રહણ કરનાર એ બ્રહ્મને કૂતરો-માનવી એમ માને છે. વસ્તુતાએ એ બધુ બ્રહ્મ છે જેમ તમે દોરડાના ટુકડાને માથાવાળો, શરીરવાળો, પૂંછડાવાળો સાપ માનો છો અને ઝાંઝવાના પાણીને સરોવર માનો છો તેમ એક વસ્તુને તે તે નામરૂપવાળી તમે, માનો છો તેનુ કારણ તે તત્વ શરીરોનુ અનુકરણ કરતું હોવાથી તમે તેમ માનો છો. ખરીરીતેજોતા એ તત્વ અવિકારી અને ક્રિયારહિતજ છે છતા તમારી દષ્ટિના દોષથી તમને એ શરીરોનું અનુકરણ કરાતુ દેખાય છે. શ્રુતિઓ એને આ પ્રમાણે કહે છે-"इन्द्रो मायाभिः पुरुरूप ईयते" "एकः सन् बहुधा विचचार" "एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः" "स एकधा भवति त्रिधा भवति पंचधा सप्तधा भवति नवधा चैव पुनश्चैकादशः स्मृतः" "बहुरुप इवाभाति मायया बहुरुपया नित्यः सर्वगतोऽप्यात्मा कूटस्थ दोष वर्जितः" "एकः सन् भिद्यते भ्रान्त्या मायया न तु तत्त्वतः"-ભાવાર્થ-"બ્રહ્મ-ઇન્દ્ર-માયાવડે પુરૂષનુ રૂપ ધારણ કરે છે-એક છતા બહુ પ્રકારે દેખાયલો છે-એકએક ઉપજેલામાં વ્યવસ્થિત થયેલો, આત્મા બનીને રહેલો એ એકજ છે-તે એક પ્રકારનો થાય છે, ત્રણ પ્રકારનો થાય છે, પાચ પ્રકારનો થાય છે, નવ પ્રકારનો થાય છે અને વળી અગિયાર પ્રકારનો સાંભળ્યો છે-બહુ રૂપવાળો હોય એવો દેખાય છે, બહુરૂપી માયાવડે નિત્ય અને સર્વ બનેલો છતા આત્મા કૂટસ્થ છે દોષ વિનાનો છે-તત્ત્વથી એક છતા માયાવડે અને ભ્રાતિવડે ભેદવાળો થાય છે."

આ પ્રમાણે જે માયાથી કલ્પના કરાયલા આચ્છાદનવડે વિશેષે કરીને ભિન્નભિન્ન થઇને કોઇપણ ધર્મવાળા જેવો, કોઇપણ કર્મ કરનારા જેવો, કોઇપણ ગુણવાળા જેવો દેખાતો છે તેજ શ્રુતિમા કહેલા કથનોવડે અને સમતાવાળી બુદ્ધિવડે આચાર્યોને કરતુ શરીરરૂપ આચ્છાદન-શરીરના ધર્મ, કર્મ, ગુણ અને વિકાર વિનાનો, અખંડ, નિત્ય, નિર્વિશેષ, મુક્ત હોઇને રહેલો તે એ તત્વ છે એવુ જાણે છે, તે એ બ્રહ્મતત્વમા-એવુ નિશ્ચયાત્મક જ્ઞાન થયા પછી-એ બ્રહ્મવિદ્ યતિ-મુમુક્ષુ સમાય છે.

આ બ્રહ્મતત્વ–'એવુ નથી, એવુ નથી' એવી સંજ્ઞાવાળુ છે એમ શ્રુતિ કહે છે જ્યા બીજુ શુ દેખાતુ નથી ત્યા એ તત્વ છે ન બતાવી શકાય એવુ ન ગ્રહણ કરી શકાય એવુ, એનો કોઈ ઉત્પન્નકર્તા નથી એવુ એનો કોઇ વર્ણ નથી એવુ એને આંખ–કાન નથી એવુ એ તત્વ છે વળી એ સૂક્ષ્મ નથી અણુ નથી ટૂકુ નથી, લાંબુ નથી એવુ એ તત્વ છે એને માટે શ્રુતિ આ પ્રમાણે કહે છે કે–"अथातआदेशोनेतिनेति"–"यत्रनान्यत्पश्यति"–"यत्तद्रेश्यमग्राह्यमगोत्रमवर्णचक्षु श्रोत्र"–"अस्थूलमनण्वह्रस्वमदीर्घम्" વગેરે વગેરે શ્રુતિઓને અનુકુલ 'नेति नेति' વાક્યોવડે નામરૂપ અપવાદને બાદ કરીને બાકી વધે તે શરીરોને વિષે રહેનારને, જે કોઇ એ પરમબ્રહ્મતત્ત્વ જાણે છે, તે મુમુક્ષુ બ્રહ્મવિદ્ યતિ એ તત્વમા સમાય છે

।

નામરૂપ એટલે દેવ–મનુષ્ય વગેરે નામવાળા અને આકૃતિઓવાળા શરીરોરૂપ આચ્છાદનનો નિષેધ કરતા તેમા ચૈતન્યરૂપે રહેનારને સેંકડો યુક્તિઓ વડે પણ–જે નથી–એવુ સાબીત નથી થતું તેને, અપવાદથી પણ–તે છે–એવુ સાબીત થય છે તેને–આત્મા થયેલાને, પ્રાપ્ત ન થાય તેવાને, જેનુ કોઈ ઉપાદાન નથી એવાને, નિર્વિશેષને આભાસરહિતને જેને આધારની જરૂર નથી તેને નિરાકારને, નાશ ન કરી શકાય તેવાને દેખાય નહીં તેવાને, કળારહિતને, ક્રિયારહિતને, શાંતને અનંતને અક્રિયતારહિતને નિત્ય શુદ્ધ મુક્તસ્વભાવને, અપારને આનંદને એકરસને, પરને–આ બ્રહ્મતત્વ છે એવુ જે મુમુક્ષુ બ્રહ્મવિદ્ યતિ જાણે છે, તે તેમા સમાય છે

ભૂત-ભવિષ્ય–વર્તમાન–ત્રણે કાળમાં પણ પારમાર્થિક સ્વરૂપવડે કોઇ પ્રમાણવડે એવી સત્તાને બાધ ન કરી શકાય એવી સત્તાવડે સ્થિત થયેલો નિત્ય શાશ્વત, એકજ, અદ્વિતીય એમ સચ્ચિદાનંદ લક્ષણવાળો છે તે આત્માને પરમબ્રહ્મતત્વ મર્યાદમા સર્વરૂપ જેનાથી બીજો કોઈ નથી તે, આ એમનો આત્મા જેને જાણનારો બીજો કોઇ નથી અસંગ, અવિકારી, અસત્યપણાથી ભિન્ન બીજો એના વિના બીજુ કશુ નથી એવો જાણે છે અને અદ્વિતીય, જે સર્વ છે તે આ આત્મા ભોક્તા–ભોગ્ય–પ્રેરક ત્રણે પ્રમાણના વિવિધ બ્રહ્મ છે જ્ઞાનવિશુદ્ધ વિમળ વિશોક સંગરહિત અક્ષર છે–એ બધું ધર્મમાત્ર છે બ્રહ્મમા આરોપણ કરેલ છીપનીમા ચાંદીસમાન છે એવુ જે જાણે છે તે

યુક્તિઓ–શ્રુતિઓ–સ્મૃતિઓવડે અને સમતાવાળી બુદ્ધિવડે અને પોતે એ રૂપ થઇને ભ્રમથી થયેલા વિકલ્પરહિતપણાવડે મુમુક્ષુ બ્રહ્મવિદ્ યતિ તેમા સમાય છે

અનેક પ્રકારનું દેખાતુ કેવળ અવિકાર નિર્વિશેષ પરમબ્રહ્મજ છે, એવુ શ્રુતિથી, યુક્તિથી ગુરુના કથનથી અને અનુભવથી, પૂર્વે વર્ણવવામા આવ્યુ તે સામાન્યરીતે અને વિશેષરીતે વિકલ્પસહિત અને વિકલ્પરહિત જે જાણવામા આવેલુ છે, વસ્તુતાએ એકજ નિર્વિશેષ છે, બીજુ શુ નથી, એવુ તત્વથી પરમાર્થસ્વરૂપવડે ચિન્માત્રરૂપવડે, પરમબ્રહ્મ છે એવુ એ આમણે પ્રત્યેક દૃષ્ટિવડે સર્વથી સર્વસાથે વિષય કરનારુ, સદા એક રસતાવડે જાણે છે, તે મુમુક્ષુ બ્રહ્મવિદ્ યતિ એ તત્વમા સમાય છે

'આ દોરડુજ છે અને એ સર્પ નથી' એવા બરાબર દર્શનવડે જે સર્પના સ્વરૂપ જેવુ દેખાતુ હતુ તે મટી જઇને કેવલ 'દોરડુ છે' એવા નિશ્ચયથી એને હાથમા પકડવામા આવે છે તેમ કૈવલ્ય જેવુ આ અમૃત બ્રહ્મ છે તે આગળ–પાછળ–ઉત્તર–દક્ષિણ–ઉંચે નીચે ફેલાયલુ એવુ મહાન વિશ્વ બ્રહ્મ છે એવી દૃષ્ટિવડે પરિપક્વજ્ઞાનનિષ્ઠાવડે બધુ કેવળ બ્રહ્મજ છે બ્રહ્મજ કેવળ છે એવો નિશ્ચય કરીને 'આ સર્વ બ્રહ્મ છે તે હુ છુ' એવુ સર્વનુ અને પોતાનુ બ્રહ્મમાત્રપણુ અનુભવે છે તે મુમુક્ષુ બ્રહ્મવિદ્યતિ બ્રહ્મ તત્વમા સમાય છે

પ્રભુપ્રેમીઓ! નામરૂપ બધુ વિશ્વ અને કળારહિત ક્રિયારહિત શાંત નિર્વંદ્વ નિરંજન અમૃત સત્તાયુક્ત વ્યક્તાવ્યક્તથી પર સયુક્ત પરમબ્રહ્મતત્વ 'જે તે હુ છુ' એવા જ્ઞાનથીજ મુમુક્ષુ મુક્તિને પામે છે જે મુક્તિને પરમપદ નિર્મુક્તિ મોક્ષ નિર્વાણ કૈવલ્ય વગેરે નામોથી ઓળખાવવામા આવે છે તે મુક્તિ ભાગમની છે વૈકુંઠ, ગોલોક સાકેત–શિવલોક વગેરે જે જે લોકમા જવાય છે તે મુક્તિ એક કલ્પ સુધીની એટલે ચાર અબજ અને બત્રીસ કરોડ વર્ષ સુધીની છે સૃષ્ટિનો ફરીને પ્રલય થયા પછી જ્યારે તેનો પાછો આરંભ થાય છે ત્યારે આ જીવો પ્રથમ રૂપિઓ જન્મે છે પરન્તુ કલ્પમુક્તિના સમયમાં જે બ્રહ્મસાક્ષાત્કાર ઇષ્ટદેવની સેવાથી તેમના અનુગ્રહપાત્ર થવાથી થઇ જાય છે, તો ઇષ્ટદેવ સાથેજ કૈવલ્યપ્રાપ્તિનો અધિકાર સંપાદન કરી લેવાથી પરમતત્વમા સમાઇ જાય છે પિતૃલોક–દેવલોક–ગંધર્વલોક–જનલોક–સત્યલોક મહર્લોક–એ

જ્યાં લગી પુણ્યકર્મોથી પ્રેમ કરાવનાર સુખપ્રાપ્તિના સ્થળો છે ત્યાંગી પુણ્યફળની અવધિ આવતાંની સાથે પડવું પડે છે અને તેમાં કાંઈ દોષ થયો હોય તો જય-વિજય-પાર્ષદોની પેઠે દૈત્યયોનિમાં પણ પડવું પડે છે જેવો આપણો આ મર્ત્યલોક તેવો દરેક લોક—અને ભોગ પણ નાશવંતજ છે અને તેમાં વસનાર દેવો ભલે મોડા મરે પણ જ્ઞાન વિના મુક્તિ ન પામે એ સિદ્ધાંત છે ભગવાન શ્રીકૃષ્ણ પોતેજ કહે છે એમનું તત્વ જાણ્યા વિના કોઈ એ તત્વમાં સમાય નહીંજ ગોપીઓએ પણ ઉદ્ધવ પેઠે શ્રીકૃષ્ણ પાસેથી આ તત્વનું જ્ઞાન પુષ્કરતીર્થમાં મેળવ્યું હતું સૂર્યગ્રહણ સમયની યાત્રા કરવા નંદ-જશોદા અને ગોપગોપીઓ પુષ્કરમાં આવેલા હતા અને એજ યાત્રા કરવા દ્વારકાથી ભગવાન શ્રીકૃષ્ણ માતપિતા-વસુદેવ દેવકી સાથે ત્યાં આવ્યા હતા વસુદેવ પણે ભગવાને ત્યાં એક મોટો યજ્ઞ કરાવ્યો હતો

જ્ઞાન થયા પછી તરતજ એ પ્રમાણે જે વિજ્ઞાન બ્રહ્મવિદ્‌ને આવી મળે છે તે વિજ્ઞાન પરમબ્રહ્મના તત્વની પિછાન કરાવનાર છે 'તત્વ શું છે? એ કેવી વસ્તુ છે?' તેનો નિશ્ચય કરાવનાર છે નિર્દ્વંદ્વ છે, કોઈ વિકલ્પ વિનાનું છે અને એ વિજ્ઞાન ઉપજ્યા પછીજ, જેમ એમ માનવીને 'મને દેહ છે' એવો બોધ સ્થૂલ દેહપ્રાપ્તિનો થાય છે, તેમ 'મને વિજ્ઞાન છે, હું બ્રહ્મ છું આ બધું વિશ્વ બ્રહ્મ છે' એવો બોધ થાય છે આ બોધ થયા પછીજ પૂર્વોક્ત પ્રમાણેનું બ્રહ્મને જાણવાનું જ્ઞાન થયા પછીજ બરાબર જ્ઞાન થાય છે આવા બ્રહ્મનું વિજ્ઞાન થયા પછીજ એજ ક્ષણે મુમુક્ષુ બ્રહ્મવિદ્ યતિ બ્રહ્મનિષ્ઠ થાય છે અને એ બ્રહ્મનિષ્ઠાવડે અને આત્મા અને બ્રહ્મની એકતાવડે ઉત્તમ બનેલો એ બ્રહ્મનિષ્ઠ યતિ એ તત્વમાં સમાય છે

વિશેષ સ્પષ્ટરીતે આ વાતને હું તમને સમજાવું કે 'હું બ્રહ્મ છું એવો પોતાના આત્માવડે સાક્ષાત્કાર કર્યા પછી એ બ્રહ્મનિષ્ઠ યતિ-નિર્વિશેષ ચિદ્રૂપ એકરસ, પરમબ્રહ્મ આનંદ આત્મામાં 'એ હું છું' એવી બુદ્ધિને પ્રવેશ કરાવે છે પરન્તુ જમનાદાસ દ્વારકાદાસ નામનો કોઈ ગૃહસ્થ જેમ એના બંગલામાં – આ મારૂં ઘર છે' એમ કહીને પ્રવેશ કરે છે તેમ નહીં પણ પોતાના સ્થૂલસ્વરૂપમાં-નિદ્રામાં પડ્યા પછી ઉજાગરાભાવને પામેલું માનવી બોધ થયાથી નિદ્રાવળા ઉજાગરાભાવની નિવૃત્તિ થયા પછી પોતાના સ્વરૂપને સમજે છે અને

'તે નહીં પણ હું આ છું' એવી બુદ્ધિ પોતાના સ્વરૂપ વિષે કરે છે. તેવીજરીતે પોતાના અજ્ઞાનવડે 'હું દેહ છું' એવા વિપરીતભાવને પામેલો માનવી મુમુક્ષુ–વિદ્વાન થયા પછી વિવેક અને વિજ્ઞાનવડે દેહ વિષે 'હું' ભાવની નિવૃત્તિ થયા પછી 'હું બ્રહ્મ છું' એવો ભાવ પોતાના આત્મામાં કરે છે. 'હું બ્રહ્મ છું' એવી એની બુદ્ધિને એ બ્રહ્મવિદ્ કરે છે, પણ ભક્તિ વિના આત્મામા 'હું બ્રહ્મ છું' એવો ભાવ થવો અસભવિત છે.

વાહ! બ્રહ્મમા પ્રવેશ કરવો, યા ભગવાન શ્રીકૃષ્ણ જેમ આ શ્લોકમા કહે છે કે એમને તત્વથી જાણીને એમનામા પ્રવેશ કરવો, યા બ્રહ્મ–શ્રીકૃષ્ણના તત્વમા બ્રહ્મવિદ્ યતિ ભક્તિવડે વિજ્ઞાની થઈને પ્રવેશ કરે છે પ્રવેશ કરે છે એટયે સુખવાળી હોયમમા આવે છે, સાવધાન થાઓ! સાભળો! "બ્રહ્મનુ પરિપૂર્ણપણું અને અવયવરહિતપણુ હોવાથી એ નથી સંકોચને પામતું કે નથી વ્યાકોચને પામતું. બ્રહ્મને પ્રાપ્ત કરનાર બીજો કોઇ નથી પણ પોતેજ હોવાથી પોતેજ સ્વસ્વરૂપે એનુ જ બ્રહ્મપણું હોવાથી નિત્ય પોતેજ પોતાને પ્રાપ્ત હોવાથી એનું પ્રવેશપણું બ્રહ્મમાં અયોગ્ય છે. બ્રહ્મવિદ્નો જીવ બહાર નીકળતોજ નથી. એ જીવ એના શરીરમાંના બ્રહ્મતત્વમાં સમાય છે. એ જીવ બ્રહ્મ જેવો થઇને બ્રહ્મમાં સમાય છે. બ્રહ્મને જાણે છે તે બ્રહ્મ બને છે. વિદ્વાન અહીંજ અમર થઇને એ પ્રમાણે એને પામે છે–એવુ શ્રુતિઓ પણ કહે છે જુઓ! "न तस्य प्राणा उत्क्रामन्त्यत्रैव समवलीयन्ते"–"ब्रह्मैव सन् ब्रह्माप्येति"–"ब्रह्म वेद ब्रह्मैव भवति॥"

આ પ્રમાણે વિદ્વાનના જીવનુ શરીરમાથી નીકળવાપણું થતુ ન હોવાથી, પોતાના આત્માની સ્થિતિ બ્રહ્મસમાન થયેલી હોવાથી એને અહીંજ બ્રહ્મપ્રાપ્તિ થાય છે–એવુ સાંભળવામા આવતું હોવાથી વિદ્વાનના જીવનું–જનારપણુ, જવાપણુ અને જવાની ક્રિયાનુ સંભવિતપણું હોતુ નથી પરન્તુ એ વિદ્વાનનુ જીવપણું એટયે સસારીપણુ મટી જાય છે અને એનો જીવ શુદ્ધરૂપથી સ્વરૂપે આત્મા બની જાય છે અને એનો આત્મા બ્રહ્મસાક્ષાત્કાર કરે છે. એ સમયે એની બુદ્ધિ જેવુ અદ્રશ્યપણાનુ લક્ષણ લક્ષમા લેવાય છે એના–અશેષવિશેષ માપણી કરતા કરતા અનિસૂક્ષ્મ જે તત્વ છે તે અજર–અમર–અભય અપૂર્વ

—અનપર—અનંતર—અબાહ્ય—નિસાન દ—અખંડ—એકરસ, અદ્વિતીય પરમબ્રહ્મ 'હું છુ' એવી પ્રતિજ્ઞાવાળી બુદ્ધિને એ કરે છે શ્રુતિના આચાર્ય ભગવાન અને આત્માના પ્રસાદ સંપત્તિવડે ઉત્તમકોટિનો બનેલો એ બ્રહ્મવિદ્ યતિ પછી કૃતાર્થ થાય છે, અવિરોધનો પરિત્યાગ કરીને સ્વસ્વરૂપવડે બ્રહ્મસમાન બને છે —એવો ભાવાર્થ આ શ્લોકનો અને ભગવાન શ્રીકૃષ્ણના કથનનો છે

પ્રભુપ્રેમીઓ! મનુષ્યોએ 'પોતાના સત્કર્મોવડે ભગવાનનુ પૂજન કરીને જ્ઞાનવડે સાધન કરીને પરમબ્રહ્મતત્વમા સમાઈ જવુ એજ ધ્યેય માનવજીવનનુ છે' એમ આ મોક્ષશાસ્ત્રમાથી બોધ લેવાનો છે પરમબ્રહ્મતત્વમા સમાઈ જવુ —એ વાક્યનો અર્થ સ્વસ્વરૂપથી આત્માવડે બ્રહ્મસમાન બનવુ તે

મુમુક્ષુઓએ કર્મોનું અનુષ્ઠાન વિધિપૂર્વક ઈશ્વરાર્પણબુદ્ધિવડે કરવુ ઘટે ઈશ્વરાર્પણબુદ્ધિથી કરાયલા કર્મોથી અંતઃકરણ શુદ્ધ થાય છે અંતઃકરણ શુદ્ધ થયાથી સ્વસ્વરૂપ જ્ઞાન ઉદ્ભવે છે જ્ઞાનથી મોક્ષપ્રાપ્તિ થાય છે આમ કર્મો એ જ્ઞાનપ્રાપ્તિનુ સાધન બને છે આવા કર્મોથીજ જ્ઞાન સાધ્ય થાય છે આમ કર્મ અને જ્ઞાનનો સાધનસાધ્યભાવ શાસ્ત્રોએ કહ્યો છે, કર્મોથી ચિત્તશુદ્ધિ મોક્ષશાસ્ત્રે કહી છે, શુદ્ધ અંતઃકરણ થયા પછીજ જ્ઞાન અને જ્ઞાનનુ ફળ મોક્ષ વર્ણવ્યુ છે આ બધુ વાર્તાલાપમા પ્રતિપાદન કરી બતાવ્યુ છે, પણ હવે કાચો ભક્ત એટલે ગૃહસ્થ અને પાકો ભક્ત એટલે યતિ—એઉ મોક્ષની કામનાવાળાઓની નિયમવડે નિત્ય કર્તવ્યના માર્ગનો નિર્ણય જાણવો ઘટે

પરન્તુ પ્રથમ ચિત્તશુદ્ધિ થયા વિના જ્ઞાનનુ ફળ જે મોક્ષપ્રાપ્તિ તે સિદ્ધ થતુ નથી ચિત્તશુદ્ધિ પોતાના કર્મો કામનારહિત ઈશ્વરાર્પણબુદ્ધિથી કર્યાથી થાય છે માટે કાચા ભક્તો એટલે ગૃહસ્થોએ અવશ્ય કર્મો કરવા જોઈએ એવો બોધ ભગવાન શ્રીકૃષ્ણનો છે

પ્રભુપ્રેમીઓ! જેનુ માથુ ઉંચે આસમાનમા છે, જેની આંખો સૂર્ય અને ચંદ્ર છે પગો પાતાળમા છે, એવો જે સર્વે ઉપજેલાઓનો આત્મા બનેલો છે, જે સર્વરૂપ છે અને જે પરમેશ્વર છે તેનોજ આશરો માનવીઓએ આ સંસારથી છૂટવાને માટે લેવો જોઈએ અને તેનુંજ આરાધન કરવુ જોઈએ

ગુરૂ રામ કૃષ્ણ, શંકર નારાયણ ગણેશ વગેરે દેવોનુ પૂજન—ભજન —અર્ચન અને અગ્નિનું પૂજન યજ્ઞકર્મ કરવાના સમયે પરબ્રહ્મભાવનાયુક્ત

કરવું જોઇએ. યજ્ઞ વિષે, યજ્ઞ કરાવનારને વિષે ચરૂ, પુરોડાશ અને હુતદ્રવ્યો વિષે, સ્રવો વગેરે વિષે અને સર્વત્ર વિષે પણ પરમબ્રહ્મભાવનાયુક્ત થઇને મુમુક્ષુએ બધા શૈવી યા વૈષ્ણવી નિત્યનૈમિત્તિક વિધિઓ પરમેશ્વરની પ્રીતિ પ્રાપ્ત કરવા માટે શ્રદ્ધાભક્તિથી કરવાં જોઇએ. આ પ્રમાણે અનેક જન્મોમાં કર્મોનું સારીરીતે વિધિપૂર્વક અનુષ્ઠાન કર્યાથી પરમેશ્વરની કૃપા કર્મોના કર્તાપર ઉતરી આવે છે. પરમેશ્વરની કૃપાનું પાત્ર બનેલો કર્મકર્તા સંતોષાયલા પરમેશ્વરનો અનુગ્રહપાત્ર બને છે. પરમેશ્વરના અનુગ્રહનું ફળ એના ચિત્તની શુદ્ધિરૂપ આવે છે. ચિત્તશુદ્ધિથી એને જ્ઞાન ઉપજે છે ચિત્તશુદ્ધિ અને જ્ઞાનનો ઉદય થયાથી મુમુક્ષુ બ્રહ્મનિષ્ઠ યતિ વિકારરહિત, વૃદ્ધિક્ષયરહિત, ઓછાવત્તાભાવરહિત, સદા એકરૂપ શાશ્વત, નિત્યહાલતવાળું, મોક્ષસંજ્ઞાવાળું નિર્વાણ કૈવલ્ય હાલતવાળું સ્થાન મેળવે છે સ્થાન એટલે સ્થિતિ અને સ્થિતિ એટલે ભાવ-પરમબ્રહ્મતત્વ-ભાવને એ બ્રહ્મનિષ્ઠ યતિ પામે છે મનવમંકે કર્મ કર્યા વિના નહીં રહી શકનાર માનવમુમુક્ષુ પોતાના કર્મોવડેજ પરમેશ્વરને સંતોષીને ઇશ્વરનો અનુગ્રહપાત્ર બનીને ઇશ્વરના અનુગ્રહથીજ આ જગતમાં આ વર્તમાન જીવનમાં શોકમુક્ત જીવીને સંસારબંધમુક્ત થઇને મુક્તિને પામે છે.

પ્રભુપ્રેમીઓ ! સગુણબ્રહ્મના ઉપાસકોએ ભક્તોપર, ગૃહસ્થોપર ભગવાનની દયા સમજી જવી ઘટે છે દશમા અધ્યાયના અગિયારમા શ્લોકમા ભગવાન શ્રીકૃષ્ણે જે કહ્યું છે કે-" તેમા મુમુક્ષુ ગૃહસ્થો-શૈવો અને વૈષ્ણવો પર અનુકંપા કરવા માટે એમના અજ્ઞાનથી ઉપજતો, એમના અંતઃકરણમાથી ઉપજતો અંધકાર, જ્ઞાનરૂપ દીવાના પ્રકાશથી એમનાજ આત્મામા રહેલો હું નષ્ટ કરૂં છું " આ શ્લોકનો ભાવાર્થ ભગવાન શ્રીકૃષ્ણને પરમબ્રહ્મતત્વને નિર્ધારીને સમજવો ઘટે છે. ચિદાભાસ એવો જે માનવીનો આત્મા જે એ તત્વથી પ્રકાશિત છે તેમા ' હું દેહ છું ' એવી ભાવના ઉદ્ભવે છે. ચિદાભાસ અદૃશ્ય થઇ જાય છે. આ સમયે આ વૈષ્ણવ કે શૈવ ભક્ત સગુણ બ્રહ્મઉપાસક મટીને નિર્ગુણઉપાસક બને છે. વિષ્ણુ અને શિવ બેઉ પરમબ્રહ્મના સ્વરૂપો છે, શૈવો પર શિવ કૃપા કરે છે એમજ સમજવું ઘટે છે. આ પ્રમાણે બુદ્ધિમા આત્મતત્વનો પ્રકાશ થવાના લક્ષણરૂપ જે ઇશ્વરનો અનુગ્રહ કહેવામાં આવ્યો અને જેનાવડે માનવી મોક્ષ મેળવે છે તે મોક્ષને મેળવવા માટેની જે અગત્યની વસ્તુ તે પરમેશ્વરપરાયણતા યા બ્રહ્મપરાયણતા છે.

જેની બુદ્ધિમા એવુ આવવુ હોય કે 'મારે ઇશ્વિરભાવી કે બ્રહ્મભાવી થવુ છે' તે માનવીને–બ્રહ્મપરાયણ થાને પ્રભુપરાયણ માનવીનેજ મુક્તિ પ્રાપ્ત થાય છે આ મુક્તિ જે પરાયણતાથી પ્રાપ્ત થાય છે તે સતોષયલા ઇશ્વરના અનુગ્રહથી પ્રાપ્ત થાય છે ઇશ્વરનો અનુગ્રહ ઉતરી આવે છે અને તે રાજી થાય છે તેવા કર્મો કરવાથી, બુદ્ધિમા તત્પરાયણતા આવે છે અને તેમ થવુ એ બુદ્ધિમા તીન મોક્ષેચ્છા થાય છે ત્યારેજ આવે છે.

ઇશ્વિરનો અનુગ્રહ મેળવવા માટે સર્વે શૈવી–વૈષ્ણવી કર્મો અને કર્મના ફળો 'कर्ताभोक्ता हरि' 'હુ નહીં' એવી ભાવનાથી પરમેશ્વરને અર્પણ કરવા જોઇએ પરમેશ્વરનુ શરણ લઇને પરમેશ્વરનો આશરો કરીને બુદ્ધિને બ્રહ્મભાવી કરીને સર્વે કર્મો કરવા ઘટે છે આ પ્રમાણે બુદ્ધિનું પરમેશ્વર સાથે જોડાણ થવાથી સતત્ પરમેશ્વરનુ ભજનપૂજન કરનારો થઇ એણે સર્વે કર્મો કરવા જોઇએ

અથવા ઉપજેલા માત્ર શ્રીવિષ્ણુના સ્થાનો છે અને વિષ્ણુરૂપ છે એવી સર્વત્ર બધામા પરમેશ્વરપણાની બુદ્ધિ–એવો જે બુદ્ધિયોગ–તેનો સતત આશ્રય કરીને અથવા પ્રમાણિકપણે ધન કમાનારો, અતિથિઓની સેવા કરનારો પરમ બ્રહ્મતત્વના જ્ઞાનની નિષ્ઠાવાળો ગૃહસ્થ વેદાન્તને વિચારનારો, કર્મોને કરનારો, જ્ઞાનની સિદ્ધિને માટે શ્રવણ–મનન–નિદિધ્યાસન વગેરે કર્મોને કરનારો હોય તેણે 'હુ બ્રહ્મ છુ' એવી બુદ્ધિના યોગનો આશરો કરીને હમેશા વેદાન્તના અર્થોને વિચારપરાયણ થઇને સર્વમય પરમાત્મામા સદા ચિત્તને જોડી રાખીને જ્ઞાનસિદ્ધિ માટે અને જ્ઞાનનુ ફળ જે મુક્તિ, તેની સિદ્ધિ માટે પરમબ્રહ્મના શરણમા રહેવુ જોઇએ

ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે–'જો તુ મારામાજ ચિત્ત રાખીશ તો હુ ખોના મોગ પહાડો મારી પ્રસન્નતાથી ઓળગવાને શક્તિમાન થઇશ પરન્તુ મારી શિખામણને નહીં માને તો તારો નાશ થશે'

'શ્રીકૃષ્ણમા ચિત્ત રાખવુ' એટલે સદાય પરમબ્રહ્મતત્વજ મારૂ શાન્તિનું સ્થાન છે–એવા ધ્યેયથી એની સાથેજ સર્વપ્રકારની વિશ્રબ્ધિવાનુ ચિત્તમા ચિંતન કરવુ અને ત્રણ ગુણથી ઉત્પન્ન થયેલ નામરૂપ વિશ્વ અને પોતાનુ શરીર –સર્વ બ્રહ્મ હોઇને બધાની સાથેનો બ્રહ્મમય વિચાર જે માનવી કરતો હોય તે બ્રહ્મમય ચિત્તવાળો કહેવાય, જેને શ્રીકૃષ્ણે 'मच्चित्त' કહેલો છે તે

આ પ્રમાણે પરમેશ્વર જે સર્વના આત્મા છે તેમાં જેનું ચિત્ત છે તે પરમેશ્વરની પ્રસન્નતાથી પરમેશ્વરનો તેનાપર અનુગ્રહ ઉતરી આવેલો હોવાથી સ્વસ્વરૂપનો જ્ઞાતા થયેલો એ બ્રહ્મવિજ્ઞાનવડે દુઃખોનો ભરેલો આ મહાન સંસારસાગર મહાનકષ્ટથી પણ જે તરીને પેલેપાર પહોંચવો અશક્ય છે, તેને તરી જાય છે ! અથવા આત્મજ્ઞાનના અજ્ઞાનથી અવિદ્યાવડે ઉત્પન્ન થતી કામનાઓને પૂર્ણ કરવાને માટે સત્વ-રજ અને તમ એ ત્રણે ગુણો અને તેમનાં મર્યો વારંવાર જન્મમરણના, વૃદ્ધાવસ્થાના દુઃખોના પ્રવાહોરૂપી મોગમોટા પહાડે યા કિલ્લાઓ-થતી પ્રેરણાની પ્રવૃત્તિથી કરાતા કર્મો અને તેના ફળના સમૂહથી ઉપજતા કલેશો-તેને તે પ્રભુચિત્ત એટલે બ્રહ્મચિત્ત માનવી તરી જાય છે એટલે તેને તે દુઃખો સ્પર્શ કરતા નથી અથવા અભક્તોને જે આ સંસારસાગર તરવો મહાન અશક્ય છે તે દુઃખરૂપ મહાન પ્રવાહવાળો મહાન સંસાર-નદ-ને માટે ભગવાન કહે છે મચ્ચિત્ત બ્રહ્મચિત્ત યાને પરમેશ્વરમા જેનું ચિત્ત છે એવો માનવી તરી જાય છે કૂદીને બહાર આવે છે અને ઓળગી જાય છે ' તરીને કૂદીને અને ઓળગીને બ્રહ્મચિત્ત માનવી મુમુક્ષ પરમબ્રહ્મનિષ્ઠ થઇને મોક્ષમુક્ત થઇને વર્તમાન જીવનમા વર્તમાન દેહવડે મુક્તિના સુખનો અનુભવ કરે છે યાદ રાખો કે અભક્ત, અજ્ઞાની પ્રમાદી કે આળસુ આવો અનુભવ કરી શકતોજ નથી પણ ઇશ્વિરીભાવ પોતાના આત્મામા આણવાને માટે ઇશ્વિર માટે તેને રાજી રાખવા માટેજ કર્મ કરનાર મુમુક્ષ માનવી સંસારશોકમુક્ત સંસારબંધમુક્ત અને વિદેહમુક્ત બને છે

પ્રભુપ્રેમીઓ ! આ ૫૮મા શ્લોકનો ભાવાર્થ લક્ષ બહાર જવા દેવો જોઇતો નથી અહીં અર્જુનને શિક્ષણ આપે છે- નિશ્ચયપૂર્વક મોક્ષપ્રાપ્તિ માટે કરાતા કર્મો દ્રવ્ય વિના થતા નથી અને દ્રવ્ય મેળવવા માટે કરાતા કર્મોમા પ્રધાનપણે હિંસા રહેલી હોય છે હિંસાપ્રધાન કર્મ સાધુ સજ્જન અને પ્રમાણિક મનુષ્યથી થવું અશક્ય બને છે આગ હોઇને પોતાના બંધુઓનો વધ જે કર્મમા રહેલો છે એવું યુદ્ધ ભલા માણસ અર્જુન માટે કરવું અશક્ય બને એનું તો શું કહેવું હોય ! પરન્તુ સાંખ્યશાસ્ત્રાનુસાર માનવીઓએ સ્વધર્મને ત્યજવો નહીંજ જોઇએ-એ સિદ્ધાંતથી અર્જુન ક્ષત્રિય હોઇને એનો સ્વધર્મ યુદ્ધ છે, તે ધર્મ તેણે ત્યજવો નહીંજ જોઇએ એવું ભગવાનનું કહેવું થયું છે ' અહીં મુમુક્ષુએ પોતાના વર્ણનો ધર્મ નહીં ત્યજીને સ્વધર્મ પ્રવૃત્તિજ કરવી

ઘટે એવુ અર્જુનને નિમિત્ત કરીને શ્રીકૃષ્ણ આના ઓધથી ભાર દઈને સૂચન કરે છે જેમ અર્જુનને એની સ્વધર્મનિષ્ઠાનો અંગિકાર કરાવ્યો છે તેમ માનવીઓને સ્વધર્મનિષ્ઠામા વર્ણાનુસાર રહેવાને માટે ભગવાન અહીં સૂચન કરે છે સ્વધર્મનિષ્ઠાને બે પ્રકારની સમજવી ઘટે છે એક પ્રકાર તો–ચારે વર્ણના ગુણ પ્રમાણે આજીવિકાના સાધનોને મેળવવા માટેના ભિન્નભિન્ન ધંધારૂપ કર્મોને કરવાની નિષ્ઠા અને બીજો પ્રકાર–'હુ આત્મા છુ દેહ નથી' એ ભાનથી મોક્ષપ્રાપ્તિ માટેના કર્મોને કરીને આત્મધર્મનિષ્ઠામા રહેવુ, જેને બ્રહ્મનિષ્ઠા કહેવામા આવે છે તે આ બીજા પ્રકારની નિષ્ઠા–આત્માના ધર્મમા સ્થિતિ રાખવાની નિષ્ઠા ચારે વર્ણના, આ આખી દુનિયાના, સર્વપ્રકારના, સર્વદેશના માનવીઓએ શીખવી જોઇએ કારણકે એ નિષ્ઠા વિના માનવી શોકમુક્ત રહી શકતો નથી મોક્ષની અપેક્ષાવાળા માનવીઓએ આ જગતમા શોકમુક્ત રહેવુ હોય તો ભગવદ્‌ગીતાનો અભ્યાસ કરીને આત્માના ધર્મમા સ્થિત થવાનુ શીખવુ ઘટે

હવે જેમ અર્જુનને આત્માના ધર્મમા રહીને કર્મ કરવાનુ કહ્યુ તે પ્રમાણે જો તે ન વર્તે તો તેનો નાશ થશે' એવુ કહ્યુ, તેવુજ ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને નિમિત્ત કરીને જગતના બધા માનવીઓને કહે છે કે–'જો સાખ્ય શાસ્ત્રાનુસાર તમે કર્મો નહીં કરો અને બીલકુલ કર્મજ નહીં કરો તો અને વિધિને ઉલ્લઘીને કર્મ કરશો તો તમારો નાશ થશે' તમારો નાશ થશે એટલે તમારા આત્માની અવગતિ થશે

અભક્ત અને અશિક્ષિત અને કુસગી માનવીઓ અહકારથી શાસ્ત્રમા રહેલા જ્ઞાનથી અજાણ્યા રહીને 'હુ દેહ છુ' એવા અભિનિવેશથી કામનાપૂર્ણ ચિત્તથી કર્મ કરે છે, પરમેશ્વરને રાજી રાખવા માટે કર્મ નથી કરતા અને પ્રમાદ અને આળસથી કર્મ નથી કરતા, એમના આત્માની અવગતિ થાય છે મનુષ્ય શરીરમા આવ્યા છતા ઈશ્વરીભાનથી વચિત રહી જાય છે અને સદાયે દુખી હોવાના રૂદન કર્યાજ કરે છે ગૃહસ્થે કર્મજ કરવા જોઇએ પણ સાખ્યશાસ્ત્રની વિધિનુ ઉલ્લઘન કરવુ ન ઘટે, તેમ પ્રમાદી પણ બનવુ ન ઘટે, જો પોતાના આત્માનો નાશ થતો ન ઇચ્છતા હોય તો વૈદિક કર્મ નહીં કરનારો દ્વિજ પોતાની અધોગતિને નોતરે છે સ્વધર્મ ત્યાગનારો પોતાના આત્માના પતનને નોતરે છે ભગવાન શ્રીકૃષ્ણના મુખદ્વારા કહેવાયેલા આ

૫૮ મા શ્લોકને નહીં અનુસરનાર માનવી શાસ્ત્રના ઉલ્લંઘન કરવાના એ-દોષને વૉરી લે છે, સ્વધર્મ ત્યજવાના બીજા દોષને વૉરી લે છે અને પરધર્મ એટલે આત્માથી પર એટલે બીજો જે શારીરિક ધર્મ-તેનો આશરો લેવાનો ત્રીજો દોષ વૉરી લે છે તેમજ પુરૂષાર્થ ભ્રષ્ટ થવાનો ચોથો દોષ વૉરી લે છે આ પ્રમાણે એક પછી એક અનર્થની પરંપરા એને આવી પડે છે

જોકે માનવી કર્મ કર્યા વિના તો રહી શકતોજ નથી, એટલે ભલે એક સમયે અમુક કર્મ એ ન કરે, પણ બીજે સમયે એનું એજ કર્મ એ કરેજ છે તેથી ભગવાન અર્જુનને કહે છે કે–"તુ લડ્યા વિના રહેવાનોજ નથી ભલે તું અત્યારે નહીં લડવાનું કહે છે, પણ એ તારો સંકલ્પ નિષ્ફળ જશે માનવી માત્રે સ્વભાવ પ્રમાણેના કર્મ કરવાંજ જોઇએ"

પ્રભુપ્રેમીઓ! ભગવાન શ્રીકૃષ્ણનું આ કથન તદ્દન સાચું હું જોઈ શકયો છું દિલ્હીના છેલ્લા સમ્રાટ પૃથ્વીરાજ ચૌહાણનું અગિયાર વખત એવા હાથે-માડોમાહે બીજા રાજાઓની હરિફાઈની ઈર્ષાની મૂર્ખાઇથી તેને મદદ નહીં કરવાથી, પઠાણો સાથે યુદ્ધ થતા પતન થયા પછીના સમયમા બ્રાહ્મણો અને વણિકોને આજીવિકા માટે, રાજાઓ સાથેની હમદર્દીના કારણે તેમને મદદ કરવા માટે અને સ્વધર્મનું યા વૈદિક સનાતનધર્મનું રક્ષણ કરવા માટે ક્ષાત્રધર્મનું આચરણ કરવું પડ્યું હતું છેવટે તેમને એ આચરણ છોડી દેવું પડયું હતું અને સ્વધર્મ-વર્ણાશ્રમધર્મને પાછીથી ધારણ કરવો પડ્યો હતો અત્યારે પણ બહુ બ્રાહ્મણોને ક્ષત્ર અને શૂદ્રધર્માદિ કર્મો કરવા પડે છે, તેઓને પણ પાછલી અવસ્થામા તેમના પૂર્વજોની પેઠે સ્વધર્મ વર્ણાશ્રમાનુસાર ધર્મનું પાલન કરતા જોઉં છું જેમણેજેમણે આનુ જમાનાના પ્રવાહમા ખેંચાઇ કરી અને જનોઇનો ત્યાગ કર્યો હતો તેવાઓ પણ સમજ પડતા પાછા પોતાના સ્વાભાવિક આચરણો પર ફેરવાતા માલમ પડે છે ગૃહસ્થ છતા સન્યાસીના આચરણો કરે, કઠી-જનોઈ વગેરે બાહ્ય આચારોનો પણ ત્યાગ કરે તે આત્માનો અનર્થ કરવા માટેજ છે એનું સમજી લેવું ઘટે છે એથીજ શ્રીકૃષ્ણે સ્વાભાવિક કર્મ કરવા પર ભાર મૂક્યો છે

વળી ભગવાન આગ્રહ કરીને કહે છે કે પોતાનો જે સ્વભાવ હોય તે સ્વભાવથી પણ કર્તવ્યકર્મ થાયજ છે અને આમ સાંખ્યશાસ્ત્રના મતને આગળ

ત્યાગીને કર્મોની કર્તવ્યતા અવશ્ય પ્રતિપાદન કરે છે અને છેવટની શિખામણ આપીને કહે છે-'જો તું અહંકારના કારણે 'હું યુદ્ધ નહીંજ કરીશ' એમ કહે છે તે તારો આ વ્યવસાય એટલે પ્રયાસ મિથ્યા છે પ્રકૃતિ તને યુદ્ધ કરવા ધકેલશે'

પ્રભુપ્રેમીઓ! યુદ્ધ કરીને રક્ષણ કરવાનું કામ ક્ષત્રિયોનું આજીવિકા ચલાવવા માટેનું છે જેમ બ્રાહ્મણનું ભણાવીને અને યજ્ઞો કરાવીને અને વાણિયાઓનું ગાયો-ભેંસો-બળદોને પાળીને, ખેતી અને વેપાર કરીને અને શૂદ્રોનું ત્રણે વર્ણને તેમના કર્મમાં મદદકર્તા થઈને આજીવિકા ચલાવવા માટેનું છે તેમ યાદ રાખો માનવીને-'તું આત્મા છું આત્મા ખાતો નથી આત્મા તૃપ્ત છે, સુખ અને આનંદ છે, ધ્યાનવડે મનને બહાર જતું રોકીને સમાધિસ્થ રહ્યા કરીશ તો તું શોકમુક્ત, સંસારબંધમુક્ત અને કૈવલ્ય થઈશ'-આવો બોધ લાગતો નથી, તેથીરીતે અર્જુનને સંસારી-ગૃહસ્થી-સંસારભૂખ્યો સમજીનેજ યુદ્ધકર્મ કરવાનો બોધ આપ્યો છે ત્યાગી સંન્યાસી અને યોગી પેઠે કાચો ભક્ત ગૃહસ્થ પ્રારબ્ધવશ નિર્વાહ-ઉદ્યમ કર્યા વિના સુખથી ન કરી શકે જોકે જેણે દાંત આપ્યા છે તે ચાવણું આપ્યા વિના રહેજ નહીં શરીર પણ ભોગાયતન છે કર્મના ભોગો ભોગવવા મળ્યું છે, તેને પોષ્યા વિના ભોગ ભોગવાયજ કેમ? આવી દૃષ્ટિ જેને આત્મજ્ઞાન હોતું નથી એવાઓની નજ હોઈ શકે પરન્તુ આ મોક્ષશાસ્ત્ર છે મોક્ષશાસ્ત્ર મોક્ષાર્થીને હિંસામુક્ત રહેવાની આજ્ઞા કરે છે યુદ્ધમાં હિંસા મુખ્ય રહેલીજ છે અર્જુન હિંસાથી ડરે છે એ ડર દૂર કરવા સાંખ્યશાસ્ત્રાનુસાર વિધિયુક્ત યુદ્ધ કરવાનું બોધે છે બ્રાહ્મણ યજ્ઞને કરતા ભાવતા હિંસા કરે છે, વાણિયો ખેતી કરતા પશુપાલન કરતા હિંસા કરે છે અને વેપાર કરતા જૂઠાણું અને હિંસા કરે છે કોઈ કર્મ હિંસામુક્ત નથીજ માટે વિધિથી કર્મ કરવાનો આગ્રહ સાંખ્યશાસ્ત્રવડે ભગવાન શ્રીકૃષ્ણ કરે છે જેમ કરવાથી હિંસાનો દોષ કર્મના કર્તાને લાગતો નથી આજીવિકાનો નિર્ણય થયા વિના બ્રહ્મજ્ઞાન બોધ સાંભળવો પણ ગમે નહીં અને જ્ઞાન તથા મોક્ષ માટે સાધન કરવાને સાધક સમર્થ પણ થાય નહીં

ભૂમિનો ભાર ઉતારવાને અવતારિત થયેલા ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને બોધ કરીને પાધરો સંન્યાસી બનાવવાનું ધાર્યું નથી તેથી, અને અર્જુનમાં સંન્યાસી બનવાની લાયકાત પણ ન હતી તેથી બધી વાતો કરીને આજીવિકાનો

પ્રશ્ન આગળ ધરીને યુદ્ધજ કરવું જોઇએ એવો એનો ધર્મ એને પાળવા ભગવાને આગ્રહ કર્યો છે એમના સ્વધામ ગયા સુધીમાં અર્જુને ગીતાનો બધો સંવાદ સાંભળ્યો છે છતાં કાંઈ સાધનો કર્યાંજ નથી બધા બોધમાંનો એક બોધ—એના સ્વભાવને રૂચતો યુદ્ધ કરવાનો—એણે આખરે લીધો અને એ લડ્યો અનમત્ત એ બોધ મુક્તિ માટેના સાધનો કરવાનો શ્રીકૃષ્ણનો વિયોગ થયા પછી યાદ રહેલો એના મગજમાં આવ્યો છે તમે ક્ષત્રિય નથી, તેથી તમારે યુદ્ધ તો કરવાનુંજ નથી, પણ કોઇની સાથે વાચિક તકરાર પણ કરવાની નથી તમને જો વૈરાગ્ય આવ્યો, મોક્ષેચ્છા થઈ તો તેજ વખતે તમે સર્વત્ર ત્યાગી થઇને સર્વનો ત્યાગ કરીને, બ્રહ્મજ્ઞાનનો બોધ લઇને, સંન્યાસ ગ્રહણ કરી શકો છો તમને કોઇ પ્રતિબંધ લાગતો નથી જો તમને બ્રહ્મજ્ઞાન છે, વૈરાગ્ય ઉપજ્યો છે તમે સમાધિસ્થ રહી શકો છો, તો પછી રાજ્ય કરવાની, યત્નો કરવાની, ભણવા ભણાવવાની, પશુપાલન કરવાની, સેવા કરવાની ઇત્યાદિ ફરજો બજાવવાની કોઈ જરૂર પછી રહેતીજ નથી

અહંકાર શબ્દનો અર્થ—અહીં દેહાભિમાન યાને 'હું દેહ છું' એવી માન્યતાવાળું અજ્ઞાન છે, જે અવિદ્યાથી ઉપજતા અજ્ઞાનવડે ઉપજે છે એને અભિમાન પણ કહેવાય છે અર્જુને ક્ષાત્રધર્મને વિસારે મૂકીને ગૃહસ્થ હોવા છતાં યુદ્ધ નહીં કરવાના હિંસા નહીં કરવાના અને શોકમુક્તિ માટે નિવૃત્ત થવાના શાસ્ત્રોનો આધાર લઇને સંન્યાસધર્મની વાતેનો સંવાદ ભગવાન સાથે કર્યા છે એને આધન કરવા ન હતા અને શોકમુક્તિ જોઇતી હતી શો મુક્તિની અંતર્ગત જીવનનિર્વાહ સુખ અને આનંદ છુપાયેલા હતા આ હાલતમાં માનવીઓએ કામાદિ ષડ્વિકારરૂપી શત્રુઓ સાથે યુદ્ધ કરવુંજ પડે અને જપ-તપ વ્રત—યોગ ઇષ્ટાપૂર્ત—પુણ્ય દાન—કર્મોને કરવાજ પડે તે વિના મોક્ષ મેળવાયજ નહીં

આહ્નિકાન કર્મ કરવાને જેને આળસ થાય તે મોક્ષશાસ્ત્રનું સૂત્ર લઇને ફર્યા કરે તેની નિવૃત્તિની વાતો એ વાતેજ રહે છે જેને આહ્નિક માટેના કર્મ કરવાની મનાઈ છે એવા સંન્યાસીઓ પાઠશાળા ધર્મશાળા, દવાખાના અને ધર્મવ્યાખ્યાનોની પ્રવૃત્તિની વાતો કરનારા થાય છે ભૂખ બેઉને લાગે છે સુખ અને આનંદની અનિચ્છા બેઉને નથી બેઉ પોતાની વાતને

કહેવાને શાસ્ત્રોનો આધાર લે છે. એ જાણીને ભગવાને અર્જુનને કહ્યું છે કે —"ये युध्यन्ते प्रधनेषु અર્થાત્ 'જેઓ યુદ્ધભૂમિમા લડે છે' એ શ્રુતિનો આધાર લઇને યુદ્ધમા હિંસા થાય છે માટે એ કર્મ દોષવાળું છે, તે નજ કરવું ઘટે, એવું પંડિતાઇના અભિમાનનો આશરો કરીને અવિવેકથી ઉપજેલા અહંકારવાળી પંડિતાઇવડે વૈદિકકર્મની અવગણના કરીને 'હું નહીં લડું' એવા અવૈદિક મતનો આશરો લઇને કરેલો તારો નિશ્ચય મિથ્યા છે એનું કારણ તું ક્ષત્રિય છે. ક્ષત્રિયનો સ્વભાવ–તેજ, શૌર્ય, ધૈર્ય, ચતુરાઇ અને અભિમાન ક્ષત્રિયવર્ણ મનુષ્યના શરીર સાથેજ જન્મે છે કારણકે તેની પ્રકૃતિજ રજોગુણમયી છે કોઇને આધીન ન રહેવું, સ્વતંત્ર રહેવું, અપમાન સહન ન કરવું–આ ત્રણગુણો ક્ષત્રિયને યુદ્ધ કરાવ્યા વિના રહેતાજ નથી, માટે તું યુદ્ધજ કર!"

અભક્તો, અવિવેકીઓ અને પ્રભુવિમુખ માનવીઓ 'હું કરૂં છું, હું કરીશ, મેં કર્યું અને હું નહીં કરૂં'—એવા અભિમાનથી બંધાયનાજ રહે છે એઓ મુક્ત થતાજ નથી–આવા અભિમાનથી અમુક્ત માનવીઓથી સમૂળગો કર્મત્યાગ સંભવિત નથીજ એ જોતા કોઇપણ સમયે સ્વભાવ સાથે જન્મેલો ગુણ અને ધર્મ પ્રકાશિત થયા વિના રહેતોજ નથી જેમ સંન્યાસી થયેલા બ્રાહ્મણો પાસે એકાદ પણ મોક્ષશાસ્ત્રપુસ્તક જરૂર હશે, સંન્યાસી થયેલા ક્ષત્રિયનો જરૂર કોઇ આશ્રમ હશે અને આશ્રમમાં પક્ષીઓ અને વાંદરાઓને ડરાવવાનું–તીરકામઠું–ગીલોલ જેવું કાંઇક સાધન જરૂર હશે, સંન્યાસી થયેલો વાણિયો પણ જરૂર કોઈ આશ્રમવાળો હશે અને આશ્રમના ખર્ચ માટે જરૂર એની કોઈ દ્રવ્યઉત્પાદક પ્રવૃત્તિ હશે અને શૂદ્ર તો સારો સંન્યાસી હશેજ નહીં આ કારણથી ભગવાને અર્જુનને કહ્યું છે કે–"સ્વાભાવિક કર્મથી બંધાયેલો તું કર્મત્યાગ કરી શકવાનોજ નથી. કદાચ જો તું અવિવેકથી કર્મનો ત્યાગ કરવાની ઇચ્છા કરીશ તો પણ પ્રકૃતિને વશ થઈ તું યુદ્ધ કરીશજ કરીશ" આ જોતા જેમ અર્જુનને તેમ તમને પણ એજ જગદ્‌ગુરૂ ભગવાનનું કહેવું છે કે ગૃહસ્થે, વૈરાગ્ય અને બ્રહ્મવિદ્યાહીન પ્રકૃતિથી બંધાયલાએ કર્તવ્યકર્મ કરવુંજ પડે

"અનેક જન્મોમા ભલાબૂરા કર્મોના સંસ્કારોથી વર્તમાન શરીરમા–પ્રવૃત્તિનિવૃત્તિ સુખદુઃખ–બંધનનો ભાર જન્મે છે તેને સ્વભાવ કહેવામા આવે છે પ્રકૃતિનો ગુણ વિશેષ એમાથીજ ઉપજે છે એથી ક્ષત્રિયપણું સ્વભાવથીજ

ઉપજેલુ હોય છે એવું શૂરવીરપણુ-ઓજસપણુ-સહિષ્ણુપણુ યાને ધીરજ-ધૃતિ -એવા કહેના કર્મોથી બધાયના મોહથી યુદ્ધ વગેરે સ્વધર્મને અજ્ઞાનથી, સ્વજાતિનુ કરવા યોગ્ય કર્મ, અવશ-પ્રકૃતિને વશ થયેલો તુ યુદ્ધકર્મ જરૂર કરીશ. શરીરધારી પ્રાણીમાત્ર અને માનવીઓમાન, પ્રકૃતિથી કોઇ સ્વતંત્ર નથીજ પ્રકૃતિ બળાત્કારથી પ્રેરણા કરે છે અને શરીરધારી કર્મ કરે છે તેમ તુ પણ કરશેજ. તુ કર્મનો ત્યાગ કરી શકવાનોજ નથી વિદ્વાનોએ કર્તવ્ય-કર્મ, શાસ્ત્રીકર્મ, સ્વાભવિક માથે આવી પડેલુ કર્મ, અવશ્ય કરવુ જોઇએ

શરીરધારી માનવી-પ્રકૃતિ આધીન, વિવેકવૈરાગ્ય અને પરમપદ ભાવના વિહીન, સ્વાતંત્ર્યના અભાવથી સ્વાભાવિક કર્મ ત્યાગી શકતોજ નથી ઇશ્વિરને આધીન જે કર્મ છે તેનો ત્યાગ અશક્ય છે પ્રકૃતિ એટલે ઇશ્વિરને આધીન માનવ-હોવાથી ઇશ્વિરની પ્રેરણાથી થતુ કર્મ અવશ્ય કરવુજ જોઇએ એટલા માટે કર્મનુ અવશ્ય કર્તવ્યપણુ સમજાવવા ભગવાન કહે છે કે-" સર્વલોકોના નિયતા પરમેશ્વર જે શરીરોમાત્રના સુત્રધાર છે તે જેમ કોઈ ખેલાડી દોરી ખેચી લાકડીની પુતળીઓને નચાવે છે તે નાનામોટા બધા શરીરોને વાસનાયુક્ત માયાવડે-વિક્ષેપ કરનારી શક્તિવડે-માનવીના હૃદયમા રહેલો પોતપોતાના કર્મોમા પ્રવર્તમાન કરીને ભમાવે છે અને એ બુદ્ધિરૂપી ગુફામા વાસ કરે છે. એક ઇજનેર જેમ સચાઓને ચલાવે છે તેમ એ શરીરરૂપ સચાઓને ચલાવે છે શરીરો સ્વતંત્ર નથીજ શરીરરૂપી યંત્રપર આરૂઢ થયેલી એ માયા-આત્મા-પણાનુ અભિમાન કરતી-શરીરમા રહેલી હોવાથી, પરમેશ્વરના સાન્નિધ્યપણાથી, એની પ્રેરણાથી થતા કર્મને શરીર ત્યાગી શકતુ નથી. અથવા 'એ સારા કર્મો કરાવે છે'-જે સર્વે શરીરોમા રહેલી સર્વે શરીરોથી ભિન્ન જેને શરીરો જાણતા નથી, જેના સર્વે શરીરો એ પોતાનુ શરીર છે, તે શરીરોથી ભિન્ન હોઇને શરીરોને નિયમિત રાખે છે-આવુ જેને માટે શ્રુતિઓ કહે છે તેથી મુમુક્ષુઓએ કર્તવ્યતાવડે પ્રાપ્ત થયેલુ સ્વવર્ણનુ કર્મ અવશ્ય કરવુજ જોઇએ 'યજ્ઞ-દાન-તપ' તો વિદ્વાન બ્રહ્મવિદ્ યતિ પણ ત્યાગતા નથી, જ્યાસુધી ઉત્તમકોટિના બ્રહ્મનિષ્ઠ ન થાય ત્યાસુધી,અને પછી તો કર્મજ બ્રહ્મનિષ્ઠને ત્યાગે છે સાધકનુ સાધનજ પ્રથમ એ છે કે એણે એને શરણે જઈ કહેવુ કે "હે ઇશ્વર! यथा नियुक्तोऽस्मि तथा करोमि અર્થાત્ જેવુ કર્મ કરાવવા તમે મને જોડો છો તેવુ હુ કર્મ કરૂં છુ "

માટે કહેવામાં આવે છે, તે તત્વનો વિકાસજ આ બધું વિશ્વ છે. તે તત્વજ વસ્તુમાત્ર, પ્રાણીમાત્ર અને આપણે માનવીમાત્ર છીએ. આ તત્વ એકજ છે, મહાન છે, અનંત છે. તે તેના સ્વભાવવડે પોતાની અંતર્ગત વિશ્વરૂપ દશ્યમાન થાય છે અને નિયમિતરીતે કલ્પે કલ્પે અદશ્યમાન થાય છે. આ દશ્યમાન વિશ્વમાં શારીરિક ભોગોના અનુભવ પછી જેમને નિત્ય અને પરમસુખની ઇચ્છા થાય છે, એવા જીવો દશ્યમાનનો સંગ છોડી દે છે, તે જીવોને આત્મા અને મુક્તાત્મા કહેવામાં આવે છે. આ મુક્તાત્મા એ મહાન અનંત પરમબ્રહ્મ સમાન બનીને ઐક્યભાવના કરે છે, તેઓ તેમાં સમાઈ જાય છે અને એ હાલતને કૈવલ્ય કહેવામાં આવે છે. કૈવલ્ય એટલે ભિન્નતાનો અભાવ, પોતાની ઉત્પત્તિનો અભાવ અને શોકનો અભાવ અને નિત્યાનંદ-પરમાનંદ-એકરૂપ -પરમબ્રહ્મતત્વ, જેમાં સમાઈ જવું એજ માનવધ્યેય મનાયો છે.

શરણે જવા વિષે અમારે ઘણી વખત વાર્તાલાપ થયો છે. એના વિષે જેટલું કહેવાય તેટલું ઓછું છે. શરણે જવું-આ ભાષા યાને આ શબ્દ ભક્તિમાર્ગનો છે નિર્ગુણબ્રહ્મની ઉપાસનામાં આ શબ્દનો પ્રયોગ થતો નથી. વેદાન્ત તો કહે છે કે-"બધું બ્રહ્મ છે અને બધું બ્રહ્મને શરણે એટલે આશ્રેજ છે. કોણ કોને શરણે જાય?" 'હું બ્રહ્મ છું' એવી ભાવના અને માન્યતાથીજ ઉપાસના કરવામાં આવે છે. ભક્તિમાર્ગમાં પોતાનો આત્મા જુદો અને બીજું બધું બ્રહ્મ માનીને સેવકસેવ્યભાવનાથી આરાધન કરવામાં આવે છે. આપણે ભક્તિ વિષે વાર્તાલાપ કરીએ છીએ. સત્સંગ કરવાનું માનવીને સૂઝે છે સત્સંગ કરવાથી. આવું મેં પૂર્વે પણ કહ્યું છે. શ્રીકૃષ્ણ પણ એજ વાતને ઉલટાવીને કહે છે, તેનું કારણ વેદાંતની કૂટતા છે. તેથીજ હું સત્સંગ વિષે તમને ફરીથી કહું છું.

જીવો સત્સંગથી પરમાત્માને પામ્યા છે આ બધા વેદોને જાણનારા ન હતા તેઓ ભણવા માટે પાઠશાળામાં ગયેલા ન હતા. તેઓએ તપ પણ કર્યું ન હતું સત્સંગથી ઉપજેલી અનન્યભક્તિના અનન્યયોગથીજ પરમાત્માને પામ્યા હતા પ્રભુને શરણે જવા માટે બીજી કોઈ વિધિની જરૂર નથી દ્રવ્ય ક્ષેત્ર અને સમયની રાહ જોવાની જરૂર નથી અરે! મશ્કરીમાં હસતાહસતાં પ્રભુ તો મુહૂર્ત જોવડાવવા માટે જોષી પાસે જવાની જરૂર નથી પુણ્યનો ઉદય થાય ત્યારે પરમેશ્વર એવા ભજન કરનારા પુણ્યાત્માઓની શરણાગતિને સ્વીકારે છે અને એમની વચમાં કશુ નડતર આવતું નથી સત્સંગ એ સ્વાર્પણ માટેનો મુખ્ય ઉપચાર છે સત્સંગ વિષે વધુ જાણવાની બહુ જરૂર છે શોકમુક્ત થવા માટે, જન્મમરણ ફરીફરીને ન થવા માટે અને કૈવલ્ય માટે સત્સંગ એ ઉત્તમ સાધન છે આ સત્સંગ માટે કવિ ભક્ત સુંદરદાસ બહુ ઠીક કહે છે —

जो कोइ जाई मिले उनसे नर, होत पवित्र लगे हरिरंगा।
दोष कलंक सबी मिट जाइसु, नीच हु जाइ जु होत उतंगा॥
ज्युं जव और मलीन महामति, नाम मिल्यो कइ जात है गंगा।
सुंदर शुद्ध करे तत्काल ज्युं, है जगमाही वडो सत्संगा॥

સત્સંગથી માનવી મહાન થાય છે જેવીરીતે પહાડપર ચઢેલને નીચેની વસ્તુ બહુ નાની લાગે છે તેવીરીતે સત્સંગવડે પ્રભુપ્રેમી બનેલા, પ્રભુની નિકટ પરોક્ષમા અલૌકિક સુખનો અનુભવ કરનારાઓને શારીરિક ભોગવિલાસો તુચ્છ લાગે છે એ અલૌકિક સુખ આત્મા અનુભવે છે એ કહી બતાવી શકાય તેવુ નથી સત્સંગીઓને બીજી વસ્તુઓ બેસ્વાદ લાગે છે કદાચ સ્વાદુ લાગે તોયે પણ તે નાશવંત છેજ તેથી તેમનો સંગ તેઓ કરતા નથી સત્સંગ સાથેજ ભક્તિની શરૂઆત થાય છે ભક્તિની વૃદ્ધિ ધારણાવાળી વૃત્તિથી થાય છે ધારણાવૃત્તિવડે સત્સંગનો લાભ ઠીકઠીક લેવાય છે સત્સંગમા ચર્ચાતા વિષયોને શ્રદ્ધા અને વિશ્વાસવડે નિયમિત થઈને સમજીને તેનો બોધ આચારમા મૂકવો જોઇએ ભક્તિમા અધિરાઈ કરવાથી ભક્તિનુ પરિણામ આવતા વિલંબ થાય છે ભક્તિમા શ્રદ્ધા અને વિશ્વાસ કરીને નિયમિત થઈ જવાથી ભક્તિનુ પરિણામ શીઘ્ર આવે છે

તમારી જાણ માટે સત્સંગમાં જવાથી થતા ફાયદા વિષે હું તમને સમજાવવાને ઈચ્છું છું અને સૂચન કરૂં છું કે ભલે તમે સત્સંગ વખતે કહેવાતી બાબતોને ન સમજો કે ભલે ન ગ્રહણ કરી શકો, છતાપણ સત્સંગ થતો હોય ત્યાં જવાની ટેવ પાડો!

દૃષ્ટાંતઃ-કોઇએક ગૃહસ્થ શિષ્યે પોતાના ગુરૂને ફરિયાદ કરી કે " ગુરૂજી! હું રોજરોજ સત્સંગ કરવા જાઉં છું, પણ મને કોઇ ફાયદો થતો નથી હું માનતો હતો કે સત્સંગમાં જવાથી મને બહુ લાભ મળશે-પ્રભુનો સાક્ષાત્કાર થશે અને સ્વર્ગના સુખો મારા ઘરમાં આવશે, પણ આજસુધીમાં એમાનું કશું થયું નહીં. તોપછી સત્સંગ કર્યાથી ફાયદો શો?" ગુરૂ બોલ્યા " હે પુત્ર! હું બતાવું તે એક કામ તું કર! એનાથી તને તારા પ્રશ્નનો જવાબ મળી જશે" આમ કહી ગુરૂએ તેને એક વાંસની ટોપલી લઇ નદીમાનું પાણી ભરી લાવવા કહ્યું

સાધારણરીતે તો માણસ સમજી શકે કે ટોપલીમાં પાણી રહે નહીં, પણ આ તો ગુરૂજીની આજ્ઞા હતી એ આજ્ઞા વગરવિચારી નજ હોય એવી સાચા શિષ્યોને ખાતરીજ હોય છે પેલો ગૃહસ્થ પણ પોતાની જિજ્ઞાસાને સંતોષવા ટોપલી લઇ નદીપર ગયો અને ટોપલીમાં પાણી ભરી ટોપલી પાણીની બહાર કાઢે કે તરતજ બધું પાણી ધીમેધીમે ગળી જાય અને નદીની બહાર નીકળે એટલે ટોપલી ખાલી થઇ જાય. બહુ બહુ પ્રયત્ન કર્યાં, પણ પાણી રહેજ નહીં ખાલી ટોપલી લઇ ગુરૂ પાસે જઈ એ કહેવા લાગ્યો, "ગુરૂજી! ટોપલીમાથી બધું પાણી ગળી જાય છે" ગુરૂએ ટોપલી આશ્રમમાં મૂકી દીધી વળી બીજે દિવસ થયો એટલે ગુરૂએ એજ ટોપલીમાં પાણી ભરી લાવવા કહ્યું અને વળી એમજ ખાલી ટોપલી આવી તે મૂકાવી દીધી ત્રીજે દિવસે પણ એમજ થયું અને આમ આ ક્રમ પંદર દિવસ ચાલ્યો. હવે શિષ્ય કંટાળ્યો ગુરૂજીને કહેવા લાગ્યો કે " ભગવાન! હજી આપની આજ્ઞામાં મને કાંઈ સમજ પડતી નથી મારા સવાલનો જવાબ એમાં શીરીતે સમાયેલ હશે તે મને હજી પણ સમજ પડતી નથી. તો કૃપા કરી કાંઇ સમજ પાડો તો સારૂં "

ગુરૂજીએ બહુજ શાંતમુદ્રાથી જવાબ આપ્યો, " બચ્ચા! એટલામાં કંટાળી ગયો? ઠીક ટોપલીમાં પાણી રહેતું નથી, ખરૂં? પણ હા, જરા ટોપલી મારી

પાસે લાવતો!" શિષ્ય ટોપલી લાવ્યો, તો ટોપલી પાણીમાં રોજ નાંખવાથી ખૂબ નરમ થઇ ગઇ હતી અને એનો અસલ ઘાટ પણ બધો ફેરવાઇ ગયો હતો. ગુરૂએ પૂછ્યુ "બચ્ચા! ટોપલીમાં પાણી તો ન માયું, પણ તને ટોપલીમાં કાંઇ ફેરફાર દેખાય છે?" શિષ્ય બોલ્યો "ગુરુદેવ, કેમ નહીં? હવે એ ટોપલી તે ટોપલી જેવી દેખાતી નથી. એની વાંસની સળીઓ પાણીથી ભીંજાઇભીંજાઇને પોચી પડી જવાથી ટોપલીનો ઘાટ પણ રહ્યો નથી અને એની અંદરનો કચરો પણ બધો ધોવાઇ ગયો છે." ગુરૂજીએ જવાબ આપ્યો "બેટા! આજ તારા પ્રશ્નનો જવાબ છે. ટોપલી નરમ થઈ, એનો ઘાટ ફેરવાઇ ગયો અને એ સાફ થઈ ગઇ; એનો મેલ બધો નીકળી ગયો, એટલો ફેર પણ પડ્યો ને? ભલે પાણી એમાં ન ભરાયુ પણ પાણીએ એનો પ્રભાવ પાડ્યો ખરો કે નહીં? એજ પ્રમાણે હે પુત્ર! માણસનું મન વાંસની ટોપલી જેવું છે અને સત્સંગ એ પાણી જેવો છે. સત્સંગરૂપી પાણી ચંચળતારૂપી મનના છિદ્રોદ્વારા બહાર નીકળી જાય છે, પણ આખરે એ સત્સંગ મનને નિર્મળ–સાફ–શુદ્ધ કરે છે, ઇશ્વરપ્રત્યે ભાવવાળું–પોચું બની જાય છે, એનો અજ્ઞાનથી ઉપજતો અભિમાન-રૂપી મેલ દૂર થઇ જતા મન સાત્વિકભાવોવાળું થાય છે અને છેવટે વાસની સળીઓ ફૂલાઇ ભેગી થયા પછી અંદર પાણી પણ રહી શકે છે એજ પ્રમાણે મનમાં સત્સંગનો ઉપદેશ કરતા પ્રભુ પ્રસન્ન થાય છે ૫. શુ બચ્ચા! આ બધુ ધીમેધીમે–અભ્યાસથીજ થાય છે, એ ભૂલીશ નહીં. તને પણ આવો પ્રશ્ન પૂછવાની જિજ્ઞાસા થઈ તે શું તારી મનરૂપી ટોપલી ભીંજાયા વિના થઈ?"

પ્રભુપ્રેમીઓ! સત્સંગ એક મીઠા જળાશય જેવો છે. જેમ જળાશયમા પ્રવેશ કરતાં પગની પાનીઓ, પછી પગ, પછી ઘૂંટણો, પછી જાંગો, પછી કમર–એ પ્રમાણે શરીરના ભાગો પાણીમા બોળાય છે અને પછી એને ચોળવાથી શુદ્ધ થાય છે અને થોડી મહેનતે શરીર શુદ્ધ થાય છે, તેમ સત્સંગરૂપી સરોવરમાં ધીમેધીમે પ્રવેશ કર્યા પછી અભ્યાસરૂપી થોડી મહેનતે માનવી શુદ્ધ બને છે, સાત્વિક બને છે છેવટે એને એમાજ આનંદ આવે છે, અરે, આનંદનોજ અનુભવ કરે છે, કારણકે એ સત્ એવું આનંદઘન 'તે હું છું' એવું જાણ્યાનો સાર્થ છે:

તીર્થયાત્રા, વ્રત, ઉપવાસ, સ્નાન, દાન, દર્શન, યમ-નિયમ વગેરે ધર્મના પગથિયાનુ જ્ઞાન શરૂઆતમાં સત્સંગમાંથી મળે છે. પ્રથમતો આરંભમાં સત્સંગ

કરવામાં મુશ્કેલીઓ જણાશે, પણ પછી તેનાં જ્ઞાનદ્વારા થતાં અનુભવોનો આનંદ આપે છે અને જેમજેમ એ જ્ઞાનમાં ઉંડા જવાય છે તેમતેમ તે જ્ઞાન અધિકાધિક આનંદ આપે છે

દૃષ્ટાંત:-કોઇએક વાડીના માલીકે પોતાના એક મિત્ર-શેઠને પોતાની વાડીમાંના અતિમિષ્ટ એવાં બોર ખાવા આવવાનું આમંત્રણ આપ્યું. શેઠે ચારપાંચ દિવસનો વાયદો આપ્યો, કારણકે બીજેજ દિવસે એને બહારગામ જવાનું હતું, એટલે ગામથી પાછા આવ્યા પછી બધી મિત્રમંડળી લઇને બોર ખાવા જવાનું નક્કી કર્યું. હવે બીજેજ દિવસે પેલો શેઠ પેલી વાડીની બહાર જે રસ્તો હતો ત્યાં થઇને બહારગામ જતો હતો, એટલામાં વાડીની બહાર બોરડીનાં ઝાડની થોડી ડાળીઓ પડતી હતી, તે પરથી પાકીને નીચે પડેલાં બોર તેણે જોયા. તેમાંથી આઠદશ બોર વીણી તેણે ચાલતાં ચાલતાં ખાવા માંડ્યાં, પણ જ્યાં બેત્રણ બોર ખાધાં તે એટલાબધા ખાટાં હતાં કે એનુ મોં ખટાઇ ગયું અને બાકીના ફેંકી દઇ આગળ ચાલ્યો

હવે બહારગામથી પાછા ફરતા તે શેઠે પેલા વાડીવાળાને વાડીને દરવાજે ઉભેલો જોયો અને પેલાએ શેઠને પોતાના વાયદાનુ સ્મરણ કરાવ્યું જવાબમાં શેઠે કહ્યુ "ભવાભાઈ! પહોંચ્યા તમારાં બોર અને લઇ લીધી એની મજા. ખાટાં આમલા જેવાં બોર એકતો રાખ્યા છે અને તે ખટાશ દૂર કરવા જાણે બીજી તમારી મીઠી મહેમાનગીરી કરીએ, કેમ ખરૂંને? તે દિવસે આ રસ્તે જતાં જરા વિચાર આવ્યો કે, લાવ જરા બોરની બિજ્જત કરતો જાઉં એટલે રસ્તાપર પડેલાં બોર વીણી ખાધાં અને બાપરેબાપ! શું મજા પડી? જાણો છો? આખું મ્હોડું ખાટુંખાટું આમલાં જેવુ થઈ ગયું અને દાંત પણ ખટાઇ ગયા. માટે હવે તો તમારા આમંત્રણથીજ બસ." આ જવાબ સાંભળી વાડીનો માલીક જરા હસીને બોલ્યો "પ...ણ શેઠજી! હું તમને આ મારી વાડીના વાડપરની બોરડીનાં બોર ખાવા કયા બોલવું છું? એ તો મેં જાણીજોઇને વાડ આગળ ખાટી બોરડીઓ વવડાવેલી છે, કે છોકરાંઓ અને ચોરલોકો વાડીમાંના બોર પણ ખાટાં હશે, એમ માની ચોરી કરવા લલચાય નહીં. બાકી અંદર તો ઘણાંજ સુંદર, મીઠાં, અજમેરી બોર છે. હું તમારા જેવા મોટા-માણસની મશ્કરી કરૂંજ નહીં."

પ્રભુપ્રેમીઓ ! આ દ્રષ્ટાંતમાંના ખાગ બોર તે સત્સંગરૂપીવાડીની ધર્મરૂપી વાડમા કરવામા આવતા સ્નાન, દાન, વ્રત ઉપવાસઆદિ છે એ બધા ધર્મની વાડપર આવેલા છે પહેલા તો ખાટા લાગે, પણ જ્યા વાડીની અંદર પ્રવેશ થયો કે એના અજમેરી બોરરૂપી મીઠાફળોનો આનંદ આવે છે સત્સંગમા ઉંડા ઉતરવાથી ભક્તિનો આનંદ અનુભવાય છે સત્સંગમા એકબીજો પણ ફાયદો થાય છે અને એ કે ગોપનિખત ખજાનાઓનુ રહસ્ય પણ ગુરૂ ભક્તોને કહે છે

દ્રષ્ટાંતઃ—એક જણે એક મહાત્માને પૂછ્યુ કે ગુરૂદેવ ! સત્સંગનો મહિમા બહુ સારો કહેવાય છે તોપછી પાપીલોકો સત્સંગ કેમ કરતા નથી ?' મહાત્માએ જવાબ આપ્યો કે 'સત્સંગ તો એક જાતની તોપ છે તોપ અને એમા થતો ઉપદેશ એ તોપનો ગોળો' છે એ ગોળાઓ પાપીઓની છાતીને ફાડી નાંખે છે, તેથી તેઓ સત્સંગથી બીક રાખી સત્સંગમા જતા નથી એવા પાપી અભાગિયા હોય છે અને દયાને પાત્ર હોય છે એમનામા ઈશ્વરીજ્ઞાનની અને સ્વસ્વરૂપ સાક્ષાત્કાર કરવાની પ્રબળ ઇચ્છા જાગ્રત થઈ નથી તેમને પોતાનુ કલ્યાણ શેમા છે તે સમજાયુ નથી અને એજ કારણથી સત્સંગરૂપી તોપમાથી છૂટતો ગોળો તેમનાથી સહન થઈ શકતો નથી

આ મહાત્માનો જવાબ સાંભળીને ભક્તને તો બહુજ આનંદ થયો અને ત્યા બેઠેલા બીજા ભિન્નભિન્ન વિચારના માનવીઓ એક બીજા સામુ જોઇને ગંભીર થઇ ગયા. એમણે સત્સંગ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો

પ્રભુપ્રેમીઓ ! સત્સંગ કરવો એજ ભગવાનનુ શરણુ સ્વીકારવાના ઉપાયરૂપ સત્કર્મ છે એનાથી શાંતિ મળે છે અહંકાર મટે છે અને મન પરમેશ્વરમા પરોવાય છે ભક્તિજ ભગવાનમા મન જોડવાનુ સાધન છે સત્સંગજ તમારી પ્રકૃતિના ભાવને છોડાવીને પ્રભુના ભાવને પેદા કરાવે છે સત્સંગજ નવા પાપો કરવામાથી માનવીને હટાવે છે 'હું બ્રહ્મ છુ' એવા ભાવની બ્રહ્મનિષ્ઠા એજ ઉત્તમોત્તમ ભક્તિનો પ્રકાર છે એ ભક્તિજ પૂર્વના પાપો બાળીને ભસ્મસાત કરી નાખે છે આ ઉત્તમ ભક્તિથી માનવી મુમુક્ષુ, પરમસ્વતંત્રવ્યક્તિ થઇ જાય છે પ્રભુનો પ્યારો થઇ જાય છે નિર્દેહકૈવલ્ય પામે છે અને પરમપદ નિર્વાણરૂપ બની જાય છે

વાર, "માનવી પોતાનાં કર્મો વડેજ એ પરમેશ્વરને વિધિસર આરાધીને સિદ્ધિ મેળવે છે, ત્યાંથી આરંભીને સિદ્ધ થયા પછી એ બ્રહ્મમાં કેમ સમાય છે, તે તું સાંભળ!"—આવું ભગવાને અર્જુનને કહ્યું હતું, જેનો અર્થ આ પ્રમાણે થાય છે કે—"આપ્‌રે કર્મોવડે વિધિસર આરાધન કરવાથી ઇશ્વર પ્રસન્ન થાય છે. ઇશ્વર પ્રસન્ન થવાથી ચિત્તશુદ્ધિ થઇ જ્ઞાન ઉપજે છે અને જ્ઞાન ઉપજ્યા પછી મોક્ષપ્રાપ્તિ થાય છે."

આ કથનને પાછું ફરીને દૃઢ કરવાને, સંક્ષેપથી કહીને આગ્રહ કર્યા વિના કહેલું જ્ઞાન ફરીથી કહીને એનો ઉપસંહાર કરતા ભગવાન અર્જુનને કહે છે કે—"આ છાનામાંછાનું સંગ્રહણ કરવા જેવું જ્ઞાન મેં તને કહ્યું છે એનું તું બરાબર નિદિધ્યાસન કરીને તારી મુનસફી આવે તેવીરીતે તું કર! મતલબકે તું ગૃહસ્થ છું તારામાં વૈરાગ્ય નથી, તને સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર થયો નથી, તું આત્મજ્ઞાનનો પકસ્તાતા નથી, તેથી તને સંન્યાસી થવાનો અધિકાર નથી એ અધિકાર નથી એટલે તને 'भवति भिक्षान्न देहि' કરી જમવાનો અધિકાર નથી અને એ પ્રમાણે ભિક્ષા માગી પેટ ભરવાનો અધિકાર ન હોવાથી, પેટ ભરવા તારે કોઇ ધંધો કરવો જોઇએ તારો ધંધો રાજ્ય પ્રાપ્ત કરી રાજ્યપાલન કરીનેજ પેટ ભરવાનો છે. યુદ્ધ કરીને તારા શત્રુ—આતતાયી—દુર્યોધન પાસેથી તારો રાજ્ય મેળવવાનો હક્ક તારે સાબીત કરવાનો છે તારે તારૂ અધર્મથી છીનવી લેવાયલું રાજ્ય પાછું લેવુંજ જોઇએ. ધર્મનું યુદ્ધ ક્ષત્રિયે કરવુંજ જોઇએ રાજ્યપાલન કરવા માટે પણ યુદ્ધ કરવું પડે છે. તેવા યુદ્ધમાં હિંસા થાય તે હિંસા ક્ષત્રિયને લાગતી નથી. તારા વર્ણના ધર્મ પ્રમાણેનું કર્મ પ્રભુપ્રીતિ માટે નિષ્કામ કરીને, પરમેશ્વરને પ્રસન્ન કરીને, કૈવલ્ય માટે એ પરમેશ્વરનો અનુગ્રહ સંપાદન કરવો ઘટે"

પ્રભુપ્રેમીઓ! મેં તો તમને થોડાજ શબ્દોમાં બધી મનસમ વાર્તાલાપમાં કહી દીધી, પણ ગીતાને ગુરૂગમિત કરની ઘટે એનો રોજે ન્યાસ—ધ્યાન—વંદન કરી પાઠ કરીને માહાત્મ્ય વાંચી આખુંયે કર્મ ઇશ્વરાર્પણના શ્લોકો વડે પરમેશ્વરને નિષ્કામપણે અર્પણ કરવું ઘટે

બીજા અધ્યાયના બારમા શ્લોક—नत्वेवाहं जातु नासम् થી આરંભીને આ અઢારમા અધ્યાયના બાસઠમા શ્લોક—स्थानं प्राप्स्यसि शाश्वतम् સુધીનું

તમારા આત્મા અને બ્રહ્મનું એકપણાનું જ્ઞાન ઉત્પન્ન થવાનું કારણ યા સાધન, આખી દુનિયાના માનવીઓનો ઉદ્ધાર કરનાર આ મોક્ષશાસ્ત્ર યાને ગીતાશાસ્ત્ર, જે ભગવાન શ્રીકૃષ્ણે ઉપનિષદોનું દોહન કરીને સમજાવેલું છે, જે રક્ષણ કરવા યોગ્ય, જે પ્રાણથી પણ વિશેષ રક્ષણ કરવા યોગ્ય, રત્ન સમાન સંઘરી રાખવા જેવું, અણિમા વગેરે સિદ્ધિઓને આપનારૂં, બહુ સરળરીતે સમજાવેલું, પરમ રહસ્યવાળું, છાનામાંછાનું જ્ઞાનશાસ્ત્ર, શરણે આવેલા શુદ્ધ અંતઃકરણવાળા મુમુક્ષને-મોક્ષની ઇચ્છાવાળા જીવને બોધ થવા માટે, અર્જુનને નિમિત્ત કરીને સર્વજ્ઞ એવા ભગવાન શ્રીકૃષ્ણે-પરમ દયાળુએ-જેને સર્વ કામનાઓ પ્રાપ્ત થઇ છે-જેને જગતના પદાર્થો શારીરિક ભોગો માટે આકર્ષી શકતા નથી-એવા ઇશ્વરે કહેલું છે; તેને, તે જ્ઞાનની સિદ્ધિને સાધ્ય કરાવનાર સાધનના સમજાવનારને, સમગ્રજ્ઞાનશાસ્ત્રને, ઉપદેશેલું છે. તે અત્યારે પણ ગીતા બોધાનુસાર આચરણ કરનારા તમારા આચાર્ય પાસેથી, તમારા ગુરૂ પાસેથી, કોઈ સંત મહાત્મા પાસેથી સાભળવું અને વિચારવું યોગ્ય છે. તમારા પોતાના આત્મોદ્ધાર માટે, તમારાં બાળકો માટે સુલભ થઈ શકે તેમ છે. તમારે એ જ્ઞાનનો અધિકાર પ્રાપ્ત કરવો જોઇએ અને તે માટે અર્જુનની માફક તમારા ગીતા ઉપદેશકને શરણે જવું જોઇએ તેમને નમ્રતા, વિવેક, પૂજ્યભાવ અને સેવાથી પ્રસન્ન કરવા જોઇએ. જેની પાસેથી તમે ગીતાનો બોધ લેતા હો તેને તમારે ભગવાન શ્રીકૃષ્ણ સમાન માનવા ઘટે અને તમારે અર્જુન સમાન અધિકારપાત્ર બનવુ ઘટે

જ્ઞાનનો અને તેની સિદ્ધિની સાધનસંપત્તિનો બોધ કરનારૂં આ-શ્રીમદ્ ભગવદ્ ગીતાશાસ્ત્રને તેમાના શ્લોકોના ભાવાર્થો, શબ્દોના પ્રયોગોના હેતુઓ, ઉપાસનાઓ વગેરે ભગવાને અર્જુનને બરાબર સમજાવી છે. અહીં એવી શંકા અસ્થાને છે કે-" શુ સામસામા હથિયારો ફેંકવાના સમયે રણભૂમિમાં સાતસો શ્લોકોવડે અર્જુનને સમજાવવો શક્ય છે? કેટલો બધો સમય જોઇએ?" એનો ઉત્તર તમને હું આપું છુ કે-" હા! શક્ય છે. સમય, બોધ આપવાનો અઢી કલાકનો બસ છે. તમે જેમ અત્યારે તમારા પ્રાતની ભાષા બોલો છો તેમ અર્જુનના સમયમા રાષ્ટ્રભાષા સસ્કૃત હતી અને ચારે વર્ણ એ ભાષાવડે વ્યવહાર કરતા હતા. આ ચારે આર્યજાતિ સિવાયની બીજી જાતો-અનાર્યો પણ સંસ્કૃત ભાષા બોલતા હતા, પણ તે શુદ્ધરીતે બોલતા હતા નહીં. પ્રચલિત ભાષા વડે થતો ગીતાશાસ્ત્રનો બોધ-પ્રભુપ્રેમીને, છળકપટરહિત-મમતારહિત

અંતઃકરણવાળા માનવીને, શોકમુક્તિ અને સંસારબંધમુક્તિયાચક માનવીને અને ફરીને શરીર નહીં ધારણ કરવાની ઇચ્છાવાળા કૈવલ્યયાચકને અહીં કતાકમાં સમજી શકાય છે અર્જુન એવોજ અધિકારી હતો. કારણકે એણે ભગવાન શ્રીકૃષ્ણનો અનુગ્રહ સંપાદન કર્યો હતો તમે પણ તમારા ગુરૂનો એવોજ અનુગ્રહ સંપાદન કરી, અધિકારી બની, ગીતાશાસ્ત્રને સમજી શકો છો.

એનો નિધિસર પાઠ કરનારાને પણ માત્ર બે કલાકથી વધુ સમય લાગતો નથી સમયમળથી તમે સંસ્કૃત ભાષાથી અજ્ઞાત થઈ ગયા છો, તેથી તમારામાં નથી તો પ્રભુપ્રેમ, કે નથી મોક્ષની ભાવના તેથીજ તમારા ગુરુને ગીતા સમજતા વર્ષો વીતી જાય એ સંભવિત છે

અંતઃકરણની શુદ્ધિ થયા વિના ગીતાના બોધનો અધિકાર માનવીમાં આવતો નથી તમારે અર્જુન જેવા થવું જોઇએ છ શત્રુઓ—જે કામાદિ છે, તેની સામે તમે લડવા ખુશી નથી, તેથી જેમ અર્જુનને કહેવામાં આવ્યું છે, તેમ તમારે એ યુદ્ધ કરવુંજ પડશે, એ તમારા શત્રુઓને હણવાજ પડશે દરેક કર્મ કરતા એ છ વિકારોનું અવલંબન નજ કરવું જોઇએ એટલાજ માટે —વૈરાગ્ય અને તીવ્ર મોક્ષેચ્છા—ગીતાબોધનો અધિકારી માનવજીવને બનાવે છે આ તમારામાં જોવામાં આવે ત્યારે ગુરૂ જરૂર ગીતાનું ગુપ્તમાગુપ્ત રહસ્ય તમને કહે છે જ્યાંસુધી એ છ વિકારો અંતઃકરણમાંથી નષ્ટ ન થયા હોય વાસનાની મલીનતા મટી જઇને ચિત્ત શુદ્ધ ન થયું હોય ત્યાંસુધી ગીતાબોધ થતો નથી પ્રભુ બોધ આપ્યા પછી આ ૬૩મા શ્લોકમાં બોધ પ્રમાણે વર્તવાનું જ કહે છે અર્જુનને બોધ આપીને પાકો કરી દીધો છે અને એને મુનસફી ઉપર છોડી, વિચાર કરીને વર્તવાનું કહ્યું છે

મનનમ કે ગૃહસ્થધર્મ અને સંન્યાસીધર્મ—બેઉ સમજાવ્યા છે સંન્યાસીધર્મ પાળવાની ઇચ્છા હોય તે સંન્યાસી થાય સંન્યાસ વિના મુક્તિ નથીજ જો એ ધર્મ પાળવાનું સામર્થ્ય નથી, તો માનવીએ ગૃહસ્થધર્મ અવશ્ય પાળવો જોઇએ અને એ પાળ્યા પછી પણ પાછળથી અવશ્ય સંન્યાસી તો થવુંજ જોઇએ અર્જુને પણ પાછળથી સંન્યાસ લીધો છે આ બોધ થયા પછી ૬૪ વર્ષ પછી એ સંન્યાસી થયો છે એને ભગવાને બાવનમા વર્ષની ઉમરે બોધ આપ્યો છે અને ૧૧૬ વર્ષની વયે ભગવાન શ્રીકૃષ્ણ સ્વધામ ગયા ત્યારે

એજ વયમાં અર્જુન સંન્યાસી થયો. બોધ થયા પછી પણ વૈરાગ્યને અભાવ, ચિત્તશુદ્ધિનો અભાવ પોતાનામાં જાણીને એણે ગૃહસ્થધર્મનું પાલન કરીને શોકનિવૃત્તિ, સંસારબંધમુક્તિ અને પરમપદ માટે અધિકારી થવાનો નિર્ણય કર્યો છે. તેમ તમારે પણ જ્ઞાનનિષ્ઠાને અને કર્મનિષ્ઠાનો અધિકાર વિચારીને તમારી લાયકાત પ્રમાણે જીવનનો આરંભ કરી દેવો ઘટે. જ્ઞાનનિષ્ઠા નિભાવવી એ કાચા મનના માનવી માટે મુશ્કેલ છે. બહેતર છે કે કર્મનિષ્ઠામાં માનવીઓએ સ્થિર થઇને કર્મોજ કરવાં, જેમ અર્જુને કર્યું છે તેમ.

અપરિપક્વ અને પક્વ અંતઃકરણવાળા માનવીઓની કર્તવ્યતાના અંશનો નિર્ધાર કરીને જ્ઞાન અને તેના ફળની સિદ્ધિનું કારણ ચિત્તશુદ્ધિજ થતાં જ્ઞાનસિદ્ધિ વધુ સુલભ થાય છે. એના વિના જ્ઞાન, જ્ઞાનનિષ્ઠા અને સંન્યાસનું ફળ મળતું નથી. સાધના કરવાની દૃઢતાવાળાજ, એટલે સંન્યાસી, નહીં. પણ ગૃહસ્થે કર્મ કરનારાજ થવુ જોઇએ. ચિત્તશુદ્ધિ માટે અપરિપક્વ અંતઃકરણ-વાળા મુમુક્ષે ઇશ્વરાર્પણ બુદ્ધિવડે કર્મોજ વિધિસર કરવાં જોઇએ. જેમ શ્રીકૃષ્ણે અર્જુનને એના વર્ણના કર્મો કરવા માટે ભાર મૂકયો છે તેમ. ગુરૂઓ પણ આ સમયે પૂર્વની પ્રણાલિ પ્રમાણે ભાર મૂકી શિષ્યોને કર્મ કરવાનુજ કહે છે. અધિકાર વિના સંન્યાસદિક્ષા આપતા નથી. શંકા ન કરો કે–" તમે કહો છો તેમ અમે ભગવાં કપડા પહેરેલા સંન્યાસીઓમાં સંન્યાસનો અધિકાર જોતા નથી તેનું કેમ ?" તો એને માટે મારો ઉત્તર એ છે કે–"ભગવા કપડાંવાળા સંન્યાસીઓને તેમના સંપ્રદાયોને ઉચિત કર્મ કરવા પડે છે, બીજા ભગવાં કપડાંવાળા અવિદ્વાન સંન્યાસીઓ ગુનેગાર સ્વભાવી અને બેકાર હોય છે. તેઓ ભગવાં કપડાં પહેરીને ભીખ માંગીને પેટ ભરે છે, ત્યાંસુધી તો ઠીક છે. કોઈ દિવસ તેઓ સાચા સંન્યાસી થશે, બાકી મોટરોમાં બેસી ધનવાનોને લૂટી જનારા, ચોરો, વિશ્વાસઘાતીઓ, કાળાબજારિયાઓ, જુગારીઓ કરતા તમે કહો છો તેવા સંન્યાસીઓ સારા છે."

'હું બ્રહ્મ છું' એવી ઉપાસનાના પરિપક્વપણા પછી સંન્યાસ ગ્રહણ કરવો ઉચિત છે. સમાધિ લાગવા માંડે ત્યારપછી સંન્યાસ ગ્રહણ કરવો ઉચિત છે. આત્માનો સાક્ષાત્કાર થયા પછી સમાધિ લાગવા માંડે એ વખતે બ્રહ્મનિષ્ઠ શું મેળવવા કર્મ કરે? વિચારો !

માનવીઓએ પોતાની યોગ્યતાનોજ વિચાર કરીને શોકમુક્તિ માટે સાધન કરવાને કટિબદ્ધ થવું ઘટે એવો આશય આ શ્લોકમાં રહેલા બોધનો છે જ્ઞાનશાસ્ત્રને અને મોક્ષશાસ્ત્રને એટલે ગીતાને પ્રથમ ભણી લેવી જોઈએ પોતાના બાળકોને નાનપણમાંજ એ શિખવવી જોઈએ. એથી એ જ્ઞાન એમના જીવનમાં શોકમુક્તિ કરાવનારૂં થઈ પડે છે "શું બાળકોને એનો અધિકાર હોય કે? મોટાને અધિકાર હોતો નથી તો બાળકોને તે ક્યાંથી હોય?" આવી શંકા અહીં અસ્થાને છે શંકાનો ઉત્તર એ છે કે–"વૈરાગ્ય અને વિદ્વત્તાની જરૂર બ્રહ્મજ્ઞાનના અને સ્વસ્વરૂપના સાક્ષાત્કાર માટે જરૂરજ છે, પણ 'યજ્ઞ-દાન-તપ' વગેરેના બોધ માટે એની જરૂર નથી માટે નાનપણમાંજ બાળકોને ગીતાનો સાંગોપાંગ અભ્યાસ કરાવવો જોઈએ જેઓ અત્યારે બાળકો નથી અને ગીતાના જ્ઞાનથી અજ્ઞાન છે તેઓ, મરણના કાંઠે બેઠેલા આ વર્ષના ડોસાઓ પણ બાળકોજ છે તેમણે અભ્યાસ કરવોજ જોઈએ એ જ્ઞાન એમને બીજા જન્મમાં ઉપયોગી થઈ પડશે

મુમુક્ષુએ, અપરિપક્વ અંતઃકરણવાળાએ, શુદ્ધભાવે ઈશ્વરાર્પણ બુદ્ધિવડે નિત્યનૈમિત્તિક કર્મો વધુ દૃઢ થઈને કરવા જોઈએ– એમ કહીને અર્જુનને નિમિત્ત કરીને શ્રીભગવાન બધા માનવીઓનેજ કહે છે કે 'એમ માની લ્યો કે આ મારૂં એક વચન છે તમારા કલ્યાણ માટેનું ગુપ્તમાં ગુપ્ત જે કહેવાનું છે તે હું તમને કહું છું કારણકે તમે મારા વ્હાલા છો, અંશો છો, હું તમારો પિતા છું તમે મને બહુ પ્રિય છો, તેથી તમારા હિત માટેજ કહીશ' મતલબ કે મુમુક્ષુઓને શ્રદ્ધા થવાને માટેજ ખાસ રીતે જે શિખામણ ભગવાન આપવાના છે તે શ્લોક ૬૫ મા વડે આપવાના છે તે છે જે જે સર્વ ગુપ્ત રાખવાના, સંઘરીને રાખવાના, અણિમા વગેરે સિદ્ધિઓના સાધનો, મંત્રો, ઔષધો વગેરે, તેમનાથી પણ એમાં મોક્ષરૂપ–સાધનપણું જેમાં રહ્યું છે, માટે તે વધુ ગુપ્ત રાખવા જેવું જ્ઞાન અને તેની સિદ્ધિનું કારણપણું જેમાં રહેલું છે તે એક ઈશ્વરનેજ શરણાગત થવાનું છે, અને એ શરણાગતિવડે કર્મોનું આચરણ કરવું એજ આ વાતમાં ગુપ્ત, અત્યંત ગુપ્ત રહસ્ય છે, તેનો બોધ કરનાર ભગવાન શ્રીકૃષ્ણના મુખથી નીકળેલું છે માટે તેને પ્રાણથી પણ અધિક પાલન કરવાનું શ્રદ્ધાભક્તિથી શોકમુક્ત, સંસારબંધમુક્ત અને કૈવલ્ય થવા માટે માનીને હિતકર સમજીને ચિત્તશુદ્ધિ માટે આજીવિકાના કર્મ સાથે યજ્ઞ-દાન-તપ-નિત્યનૈમિત્તિક કર્મો કરવા તત્પર થવું ઘટે

**'मत्कर्मो भव'**–'**मत्कर्मकृन्मत्तपरमः**'=ભાવાર્થ 'મારાં કર્મો કરનારો થા'–'મારે માટે કર્મો કરનારો મારા પરાયણ થા' એ વાક્યો અગાઉ કહેવામાં આવ્યાં છે, છતાં હવે પછી કહેવાશે. સત્તર અધ્યાયોમાં જે કહેવામાં આવ્યું છે તે બધાનો સાર, ખરીરીતે જોતાં આ અઢારમા અધ્યાયમા આવી જાય છે. તે બધુ દૃઢ કરવા માટેજ ફરીને કહેવામાં આવે છે, પણ અગત્યનું રહસ્ય જે સાંખ્યયોગમાં કહ્યુ છે, તેને અહીં દૃઢ કરવાને માટે કહે છે. તે કથન શ્રદ્ધાથી સાભળીને તમારે પણ શ્રીકૃષ્ણ પરમાત્મા, એટલે વેદાન્તકથિત પર પરમેશ્વર–પરાયણ થવું જોઇએ. એમના કથનમાં શ્રદ્ધા કરવાથી પૂર્વે જે કહેલું તે ફળ અવશ્ય હિત કરનારું તમને તે પ્રમાણેના આચરણથી જરૂર મળશે

જેવીરીતે પિતા પોતાના પુત્રના હિતને ખાતર છાનમાછાની વાત કહે છે, તેવીજરીતે તે પરમપિતાએ ભગવાનને લગતાજ કર્મો કરવાને, અંગો સહિત કર્મયોગને પ્રતિજ્ઞાપૂર્વક કહેલો છે તે કથન આ પ્રમાણેનુ છે કે–"મનમા મારાજ સંકલ્પો કર, મારોજ ભક્ત થા, મારુંજ યજન કરનારો થા, મનેજ નમસ્કાર કરતો થા એટલે તુ મારામા–પરમબ્રહ્મતત્વમાં સમાઈ જઈ શકીશ તુ મને પ્રિય છુ. હું તને પ્રતિજ્ઞા કરીને આ કહું છુ."

પ્રભુપ્રેમીઓ! આ કથનનો હેતુ–કામના વિનાનો, મનોરથો વિનાનો, સ્વેચ્છા વિનાનો થવાના આશયનો છે.

'**मन्मना भव**' એટલે 'હું જે પરમબ્રહ્મતત્વ છુ અને મોક્ષસ્વરૂપ છું, તેમાં સમાઈ જવાના સંકલ્પયુક્ત મનવાળો–મોક્ષની કામનાવાળા મનવાળો થવું' પુત્રની કામનાવાળો, ધનદોલતની કામનાવાળો, રાજા–પ્રેસીડન્ટ કે પ્રાઇમ મિનિસ્ટર થવાની કામનાવાળો, કે ઇન્દ્ર થવાની કામનાવાળો, કે વૈકુંઠ કે ગોલોકમાં વસવાની કામનાવાળો થવું તેમ નહીંજ; પરન્તુ સ્વકર્મોવડે પરમેશ્વરનુ આરાધન કરવાના સમયમાં, ક્રતુઓમા, અગ્નિમાં સ્વાહા વગેરેમાં, દેવતાઓમાં ઇત્યાદિ સર્વત્ર પરમેશ્વરનો ભાવ રાખવો. સર્વત્ર પરમબ્રહ્મના દેવાપણાની બુદ્ધિ કરવી એવો આશય છે. જો એમ ન થાય તો પરમેશ્વરની ભક્તિમાં ભંગ પડવાનો પ્રસંગ આવે.

'**मद्भक्तः**' એટલે બ્રહ્મા–નારાયણ–શિવ–અગ્નિ–વાયુ–વરુણ–સૂર્ય–ચન્દ્ર–રામ–કૃષ્ણ વગેરેનું દેવાપણુ એ પરમેશ્વરનુંજ છે, તેથી સર્વ દેવતારૂપ જે

પરમબ્રહ્મન ર પરમાત્મા શ્રીકૃષ્ણ કે રામ છે–તેનાજ ભક્ત થવુ ગુરુને પણ રામ કૃષ્ણ યા ગમે તે સ્વરૂપે પણ તે પરમબ્રહ્મતત્વજ છે એવુ સમજીને ભજવા તે 'મારોજ ભક્ત છે' એવો આ સ્થનનો આશય છે અગ્નિ વિષે પણ તે કૃષ્ણ છે–એવી માન્યતાથી અગ્નિને ભજે તે પણ કૃષ્ણભક્ત કહેવાય એવો આશય છે 'પરમબ્રહ્મતત્વ' વિનાની બુદ્ધિ કરવાથી કૈવલ્યપ્રાપ્તિ થતી નથી ફળનો ત્યાગ આવી બુદ્ધિથીજ થઇ શકે છે, અને એજ કારણથી ભક્ત રાગદ્વેષના દોષરહિત હોય છે, છતા 'હુ બ્રાહ્મણ છુ, યજન કરનારો છુ, પડિત છુ' એવા અભિમાનયુક્ત લક્ષણવાળી ચિત્તની નિર્મળતાને પ્રતિબધક અતરાય કરનારૂ મલિનપણુ તો આવે છેજ 'તે માટે મને નમસ્કાર કર' એવુ કહેવામા આવે છે, જેથી એ અભિમાનનિવૃત્ત થાય છે

माम्–એટલે "ભગવાન વાસુદેવ, સચ્ચિદાનદ, એકરસ પરમબ્રહ્મ ~ જીવકળાયુક્ત દેહ વિષે પ્રવેશીને રહેલા છે તેમનુ જ–ફક્ત દેવકીનોજ, કૌશલ્યાનોજ માનવપુત્ર કે કેવળ પાષાણ યા ધાતુની કે કાષ્ઠની મૂર્તિજ નહી–એમનુજ

આ પ્રમાણે "સાધનસપત્તિવડે અને પોતાના ત્મીનવડે પરમબ્રહ્મ પરમાત્માના આરાધન પરાયણપણાથી અને એ મધાને તે તત્વ સમજીને તેનેજ નમસ્કાર કરવાથી, તેમની પ્રસન્નતાથી ચિત્તશુદ્ધિ કરીને ઉપજેલા આત્મસ્વરૂપના સાક્ષાત્કારથી વિશ્વ તૈજસ અને પ્રાજ્ઞથી પર તુરીયસ્વરૂપ છે, તેમા તુ સમાઇ જઇશ" એમ અર્જુનને કહ્યુ છે. તે કથન તમારે માટેજ છે એમ સમજો।

सद्भाव–એટલે 'સાચો ભાવ'–એટલે 'ક્રિયારહિત શાન્ત, અવિનાશી, નિરજન ધૂમા વિનાના લાલ અગ્નિ સમાન, વિદ્વાનોને સસારને તરી જવાના સેતુરૂપ તત્વભાવ'

શ્રુતિઆચાર્ય જગદ્ગુરુ શ્રીકૃષ્ણનુ આ કથન છે, તેમા મોક્ષાર્થીઓએ જરાએ સદેહ કરવો યા અશ્રદ્ધા કરવી એ યોગ્ય નથી, એવુ એ પ્રતિજ્ઞા કરીને કહે છે વિચાર કરો કે એમની માનવજીવો પર કેટલીબધી દયા અને કૃપા છે? તમને શોકમુક્તિ, સસારબધમુક્તિ અને નિર્વાણશાંતિ આપવા એ પ્રતિજ્ઞા પણ કેવી કરે છે? આ પાસમો શ્લોક એનું પ્રમાણ છે અર્જુન એમનો સખા હતો તે તેણે ઉત્તમ ભક્તિવડે પ્રસન્ન કર્યા હતા, તેથી તેમણે

વિશેષ પ્રિય હતો. તમે પણ ઉત્તમ ભક્તિવડે પરમબ્રહ્મને અત્યારે પ્રસન્ન કરી શકો છો. અર્જુનની ભક્તિ કેવી હતી તે બતાવવા હું તમને દૃષ્ટાંત કહું છું કે–

દૃષ્ટાંત—એકવખત હસ્તિનાપુરમા જ્યારે પાંડવો રાજ્ય કરતા હતા તે સમયની આ વાત છે. એક દિવસ અર્જુન શિકારે જઇ સાંજના પાછો આવ્યો, ત્યારે બહુ થાકી ગયો હોઇ વાળુ કરી પોતાની પથારીમા ઘસઘસાટ ઉંઘતો હતો, તેજ સમયે દ્વારકામા ભગવાન શ્રીકૃષ્ણ વારવાર ગૂઢ વિચારમા પડી ગયેલા હોય અને વારવાર નિસાસા નાખતા હોય એમ રૂક્મણીજીને જણાયુ. તેમણે તરતજ ભગવાનને આમ થવાનુ કારણ પૂછ્યુ ત્યારે જવાબમા તેમણે કહ્યુ કે ' દેવી! કોણ જાણે કેમ પણ આજે મને અર્જુન બહુ યાદ આવે છે અમે હસ્તિનાપુરમા હતા ત્યારે એણે બધો આનંદ કરેલો કે ન પૂછો વાત અત્યારે એ બધુ યાદ આવે છે '' રૂક્મણીએ પૂછ્યું " પ્રાણનાથ! શુ એ અર્જુનની તમારા પર પ્રીતિ છે, તેની અમારી તમારા ઉપર પ્રીતિ નહીં હોય? અમારી આપની સેવામા કંઇ ન્યૂનતા જણાય છે?" એના જવાબમા શ્રીકૃષ્ણે કહ્યુ ' દેવી! એવુ તો કાંઇજ નથી પણ અર્જુન કાંઇ મારો એકલો સગો જ નથી કે સખો પણ નથી પણ એ તો મારો પરમ ભક્ત છે ભક્ત! તમને મારી વાતમા આશ્ચર્ય લાગશે પણ જો તમે કહો તો હું તમને અત્યારેજ એનુ પારખુ બતાવુ ' રૂક્મણી સંમત થયા અને ભગવાન તરત ગરૂડને બોલાવી બેઉ જણા તેના ઉપર બેસી ગયા હસ્તિનાપુર

મધ્યરાત્રિનો સમય હતો અર્જુન પોતાના મહેલમા પલંગ ઉપર ઘસઘસાટ ઉંઘતો હતો શ્રીકૃષ્ણ અને રૂક્મણીજી ત્યા આવી પહોચ્યા આવ્યા પછી ભગવાને રૂક્મણીને કહ્યુ ' દેવી! આજે મારો ભક્ત આ અર્જુન બહુ થાકેલો હોઇ ભરનિદ્રામા છે માટે આપણે એવી રીતે અંદર જવુ જોઇએ કે એની ઉંઘમા જરાયે ખલેલ પહોચે નહીં " આમ કહી ચોર પગલે બેઉ જણા અંદર ગયા બધે સંપૂર્ણ શાંતિ હતી જરાપણ અવાજ આવતો ન હતો ફક્ત ઓરડામાથી મધુર મધુરો નાદ રૂક્મણીના કાનપર પડ્યો ' श्रीकृष्ण शरण मम। श्रीकृष्ण शरण मम। '—આવો અવાજ સંભળાયો તરુણીએ આશ્ચર્યચકિત થઇને ઇશારાથી કૃષ્ણને એ સંભળાવ્યુ કહ્યુ શ્રીકૃષ્ણ તેણીને ઇશારાથી બહાર લઇ ગયા અને પૂછ્યુ ' કેમ શુ સંભળાયુ? ' રૂક્મણીએ

જવાબ આપ્યો "અરે! કોઇ બહુ મધુરી વાણીથી તમારા નામનો જાપ કરતુ હોય તેમ લાગે છે પણ એ કરતુ કોણ હશે? અર્જુન તો ઉંઘે છે અને એના વિના કમરામા કોઇ બીજુ તો છે નહીં, તો પછી એ જાપ કોણ કરતુ હશે?" શ્રીકૃષ્ણે કહ્યુ "એ નાહક ગુચવાડો તો ખરોજ! હવે હુ અહીંજ ઉભો છુ તમે જઇઓ કમરામા અને શોધી કાઢો કે મારે શરણે કોણ આવ્યુ છે તે પ... જો જો હો! અર્જુનની ઉંઘમા ખલેલ ન પડે એ ખાસ લક્ષમા રાખજો બિચારો કેવો વસરસાટ ઉંઘે છે?"

રૂક્મણીજી સૂચન પ્રમાણે પાછા અંદર ગયા વળી પાછુ 'શ્રીકૃષ્ણ શરણ મમ।' સભળાવા લાગ્યુ અંદર અર્જુન સિવાય કોઇ હતુજ નહીં એવી ખાત્રી કરી ધીમેધીમે એ નાદ સૂતેલા અર્જુનની શય્યા તરફથી આવવાનુ અનુમાન્યુ અને પોતે તે શય્યા તરફ ગયા ભગવાનનો ભક્ત નિશ્ચિંતરીતે સૂતો હતો એના માથાના ચોટલાના વાળ નીચે લટકતા હતા રૂક્મણી તે તરફ ગયા ધીમેધીમે નાદ વધતો જતો લાગ્યો જરા નીચા વળી સાંભળવાનો પ્રયત્ન કરતા અર્જુનના મુખમાંથી નહીં, પણ માથા તરફથી અવાજ આવતો માલમ પડ્યો પોતે નીચે ઘૂંટણિયે પડી બેસી ગયા તો ખાત્રી થઇ કે એ નાદ અર્જુનના વાળમાંથી આવે છે ધીમે ધીમે એ વાળનો ગુચ્છો પકડી પોતાના કાન આગળ ધર્યો તો અવિરતપણે એ વાળના છેડાઓમાંથી 'શ્રીકૃષ્ણ શરણ મમ।' સભળાવા લાગ્યુ રૂક્મણી બધુ સમજી ગયા એમનુ અભિમાન ચૂર્ણવિચૂર્ણ થઇ ગયુ તરતજ બહાર નીકળી ભગવાનને કહેવા લાગ્યા કે "દેવ! આવો! મે બધુ જોઇ લીધુ ખરેખર! આપના ભક્તો અમારાથી વિશેષ વિશેષતર વિશેષતમ છે અમારી સેવાઓનો ત્યા કાઇ હિસાબ નથી" બેઉ જણા ગરૂડપર બેસી દ્વારકા પધાર્યા ગયા

પ્રભુપ્રેમીઓ! સમજી શકાયુ તમારાથી? મહાભારતના યુદ્ધ દરમિયાન શ્રીભગવાને ગાયેલી ગીતાનો આ બોધ અર્જુને યુદ્ધ પુરૂ થયા પછી કેવીરીતે પાળ્યો હતો તે? આ સ્મરણથીજ એ પરમપદને પામ્યો અને તમે પણ એજ પ્રમાણે પરમપદને પ્રાપ્ત કરી શકો, આ બોધ પ્રત્યક્ષ કરો એવુ ઇચ્છુ છું.

આથી તમારે સમજી લેવુ ઘટે કે અતિશ્રદ્ધાળુ સામ્રાજ્ય સમાધિ નિત્યનિરંતર સમાધિનિષ્ઠામાજ, એજ નિષ્ઠામાં નિયમિત થઇને બરાબર ખાત્રી "હું દેહ

છું' એવી અજ્ઞાનથી ઉપજતી વિષયવાસનાગ્રંથિને, 'હું બ્રહ્મ છું', એવી સ્વસ્વરૂપની જ્ઞાનભાવની સમાધિનિષ્ઠાદ્વારા તોડીફોડીને નષ્ટ કરીને 'સ્વસ્વરૂપ આત્મામાં બરાબર પ્રસન્નતા સંપાદન કરીને એનાથી ઉપજતા આત્મયાથાત્મ્યપણાથી અને એનાથી ઉપજતા વિજ્ઞાનવડે "આ બધું દેખાતું બ્રહ્મ છે, તે હું છું" એમ એકેએક વસ્તુ પોતાનાંજ સ્વરૂપોને જોતો 'ગધેડો, કૂતરો, કુકર, ચાંડાલ, દ્વિજ-વગેરે હું પોતેજ છું" એવું જોતો બ્રહ્મવિદ્ બ્રહ્મભાવ પામે છે.

હે ૠષિઓનાં આર્ય સંતાનો! આ તમારી સંસ્કૃતિ છે. આ સનાતનધર્મ તમને માનવધ્યેય શીખવે છે. આ ધ્યેયને પામવાનાં બધાં સાધનો ભગવતી ગીતા તમને શીખવે છે, પણ અફસોસ છે કે પરદેશીઓ અને પરધર્મીઓના સંસર્ગથી તમારાં જીવનો એટલાંબધાં દૂષિત થયાં છે, કે આજે તમે એ માનવધ્યેયનાં સાધનોથી ઘણે દૂરદૂર ધકેલાઈ ગયા છો. ક્યાં તમારો કામના-રહિતપણાનો અને પરમબ્રહ્મતત્વને પામવાનો સિદ્ધાંત અને ક્યાં કામનાસહિતનો, પ્રકૃતિપૂર્ણમય પરદેશી અને પરધર્મી સિદ્ધાંત? જન્મના સંસ્કારોમાંજ જ્યાં ઝેર પડ્યો હોય છે, જ્યાં માતાપિતાના સંસ્કારસિંચનમાંજ-'બાવો આવ્યો, પકડી જશે, બાઉ આવ્યો, ચાલ! આ એક પૈસાના સેવગાંઠિયા ખાજે, પણ આટલું કામ કર!' આવા જૂઠાણાભર્યા, લાંચરૂસ્વત આપવાના, બીવડાવવાના નામર્દપણા-ઇત્યાદિનાજ સંસ્કારો પડે ત્યા ભારતવર્ષની ભવિષ્યની પ્રજા કેમ કરી સૈદ્ધાતિક અને સાચા આત્માનાધર્મના રાહપર ચઢી શકે? બાકી માતાએ તો મદાલસા જેવા થવું જોઇએ. જુઓ:-

દૃષ્ટાંત:-વિશ્વાવસુ ગંધર્વની પુત્રી મદાલસાને રાજા ૠતુધ્વજ પરણ્યો હતો. તેમના લગ્ન તુમ્બુરૂ નામના ૠષિએ કરાવ્યાં હતાં. મદાલસાને લઇને આ સમયે ૠતુધ્વજ જે રાજકુમાર હતો તે માતાપિતાને ઘેર આવ્યો અને પોતે પરણ્યો એ બધી વાત કહી. મદાલસાને એક દૈત્ય અપહરણ કરી પતાળમાં લઈ ગયો હતો તેને મારીને પોતે એને પાછો લાવ્યો હતો અને પછી પરણ્યા પછી પોતે સાથે લાવ્યો છે, એમ કહેવાથી પુત્રની શૂરવીરની વાત સાભળી માતાપિતા ખુશ ખુશ થઈ ગયા. બેઉ જણાંએ માતાપિતાના ચરણોમાં માથું નમાવી નમન કર્યું અને માતાપિતાએ પુત્ર અને પુત્રવધુને હૃદય સાથે લગાવીને તેમનાં મસ્તક સૂંઘ્યાં.

વડીલો હૃદય સાથે લગાવીને સંતાનોનાં મસ્તક સૂંઘે એ અને બાળકો તેમના ચરણમાં પડીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે–એ આપણા દેશની સંસ્કૃતિ છે. મદાલસા સાસરામાં સુખથી વસવા લાગી અને સાસુસસરાની સેવા કરી તેમને સંતુષ્ટ રાખતી હતી

કેટલોક સમય વીત્યા બાદ ઋતુધ્વજના પિતા રાજા શત્રુજિતે પુત્રને બોલાવીને કહ્યું "બેટા! ભગવાન સૂર્યનારાયણે મોકલેલો આ ઘોડો ઋષિઓને આપ્યો હતો તે તેઓ અહીં લાવ્યા છે. તેનાપર બેસી તમે બ્રાહ્મણોની રક્ષા કરવા ભૂમિ ઉપર વિચરો." આવા પ્રમાણે રાજકુમાર સવારમાં વહેલો ઉઠી ઘોડાપર બેસી રોજ પૃથ્વીપર્યટણ કરી સાંજના પાછો આવી પિતાના ચરણમાં વંદન કરતો અને પોતે જે કર્યું હોય તે નિવેદિત કરતો.

એક દિવસે ઋતુધ્વજ ફરતો ફરતો યમુનાના કિનારા પર આવ્યો. ત્યાં દૈત્ય પાતાલકેતુ કે જેને એણે માર્યો હતો, તેનો ભાઈ તાલકેતુ એજ જગ્યાએ આશ્રમ બાંધી મુનિના વેશમા રહેતો હતો. તેને જોઈ રાજકુમારે પ્રણામ કર્યા એટલે તે બોલ્યો "રાજકુમાર! આવો તમે ધર્મનું રક્ષણ કરવા ફરો છો તે હું જાણું છું મારે પણ એક વિશ્વશાંતિ યજ્ઞ કરવો છે, પણ હું તદ્દન નિષ્કંચન છું. તો જો બ્રાહ્મણોને દક્ષિણા આપવા આ તમે પહેરેલો રત્નજડિત હાર આપો અને તમે અહીં રહી મારા આશ્રમની રક્ષા કરો, તો હું પાણીમાં પ્રવેશ કરી વરુણદેવને પ્રથમ ઉપાસી તેમને પ્રસન્ન કરૂં. હું જલદીથી પાછો ફરીશ." ઋતુધ્વજે એની વાતને અનુમોદન આપી પોતે પહેરેલો હાર તાલકેતુને આપી દીધો, જે લઈ તે જળમાં પેઠો અને પોતાની માયાવડે અદ્રશ્ય થઇ ગયો. ઋતુધ્વજ એના આશ્રમનું રક્ષણ કરવા ત્યાંજ રોકાયો. પેલો દૈત્ય તાલકેતુ પાણીમાંથી સીધો રાજા શત્રુજિતની નગરીમા જઈ રાજાને મળી કહેવા લાગ્યો "રાજન્! હું તમારે માટે બહુ ખરાબ સમાચાર લાવ્યો છું. આપનો પુત્ર દૈત્યો સાથે યુદ્ધ કરતો મરાયો છે. આ એણે પહેરેલો રત્નજડિત હાર તમારી ખાત્રી માટે લઈ આવ્યો છું" આટલું કહી હાર આપી તે ત્યાંથી ચાલ્યો ગયો.

ઋતુધ્વજના મરણના સમાચાર સાંભળીને રાજારાણી અને આખા નગરના પ્રજાજનો બહુ દુ:ખી થઇને વિલાપ કરવા લાગ્યા અને મદાલસાએ તો દુ:ખપૂર્ણ સમાચાર જાણીને, પેલો રત્નહાર જોઇને, પતિના મૃત્યુના સમાચાર સાચા માની પોતાના પ્રાણોનો ત્યાગ કર્યો રાજમહેલમા ખમણો શોક ફેલાઈ ગયો

રાજા શત્રુજિત જ્ઞાનશાસ્ત્ર અને મોક્ષશાસ્ત્રથી પરિચિત હતો તેણે બ્રહ્મજ્ઞાનનો આશરો લઈને ધીરજ ધરીને આત્મજ્ઞાનવડે સર્વેને શાન્ત કર્યાં મદાલસાના શરીરને અગ્નિસંસ્કાર કર્યો બીજીબાજુ તાલકેતુ વેરનો બદલો લઇ યમુનાના જળમાંથી બહાર નીકળ્યો અને ઋતુધ્વજને ઘેર જવા માટે આજ્ઞા આપી

રાજકુમાર નગરમા પાછો ફર્યો અને પિતાના ચરણોમા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા પોતાના પુત્રને જીવતો આવેલો જોઈ માતાપિતા અને બધા ખુશખુશ થઈ ગયા રાજકુમારને બધી વાત કરી પણ મદાલસાના મરણની વાત સાભળતાજ ઋતુધ્વજ દુખીદુખી થઈ ગયો એની દુનિયા સૂનમૂન બની ગઈ એણે પ્રતિજ્ઞા લીધી કે "હું ગંધર્વ રાજકુમારી મદાલસા વિના બીજી કોઇ સ્ત્રી સાથે લગ્ન નહીં કરૂ " પોતે લગભગ ગાંડા જેવો પૃથ્વીપર વિચરવા લાગ્યો

આ પ્રમાણે તાલકેતુનુ વેર લેવાનુ કામનુ તો પુરૂ થયુ, પણ ઋતુધ્વજની ઉદાસીનતા વધતી ચાલી મદાલસા વિના એને બધુ જગત સૂનુ ભાસવા માંડયુ મદાલસાના શરીરની ભસ્મ અને અસ્થિનુ પોટલુ માથે ચઢાવી એ આમતેમ ભટકવા લાગ્યો એટલામા નાગરાજ અશ્વતરના બે પુત્રો મનુષ્યશરીર ધારણ કરી પૃથ્વીપર વિચરતા હતા તેમની સાથે એનો ભેટો થયો અને એ મિલન ગાઢ મૈત્રીમા પરિણમ્યુ ધીમેધીમે વાત નિકળતાં ઋતુધ્વજે મદાલસા સબંધી વાત કાઢી અને પોતાના મિત્રોને પાતાલકેતુનુ મરણ તથા તાલકેતુએ કરેલો ફરેબ અને મદાલસાના મરણની વાતથી પણ મિત્રોને વાકેફ કર્યા મદાલસાના મરણની ખબર સાભળતાજ બેઉ મિત્રો રડી પડ્યા પછી તેમણે ઋતુધ્વજને ઓળખાણ આપી કે એ મદાલસા પહેલા તો વિશ્વાવસુ ગંધર્વની પુત્રી હતી પણ ત્યારપછી તે પોતાના પિતા નાગરાજ અશ્વતરની પુત્રી તરીકે પ્રગટ થઇ હતી અને તેથી તે તો તેમની બહેન બની હતી આ પ્રમાણે મિત્રો સબંધી બનેવીના સબંધી થયા

એક દિવસ આ બેઉ જણા પાતાળમા ગયા અને બધી વાત તેમણે પોતાના પિતા અશ્વતરને કહી અને કોઇપણ પ્રકારે મદાલસા જીવતી થાય એવો યત્ન કરવા વિનતી કરી નાગરાજ સમ્મત થયા અને 'ઉદ્યમથી બધુ કાંઈ સભવિત થાય છે' એમ કહ્યુ આમ પુત્રોને પ્રોત્સાહન આપીને અશ્વતર હિમાલય પર્વતના સરસ્વતિનદીના મૂળ ઉપરના પ્લક્ષાવતરણ તીર્થમા દુષ્કર

તપ કરવા લાગ્યો. સરસ્વતીદેવીએ પ્રત્યક્ષ થઇને તેને દર્શન આપી વરદાન માંગવા કહ્યું. અશ્વતરે વરદાન માંગતાં કહ્યું કે "માતાજી! હું અને મારો ભાઈ કમ્બલ ગાયનકળામાં કુશળ થઇએ અને સંગીતના મર્મને બરાબર સમજીએ એ વરદાન આપો!" દેવીએ પ્રસન્ન થઈ વરદાન આપ્યું અને પછી અંતર્ધાન થઈ ગઇ.

ત્યારપછી અશ્વતર અને કમ્બલ કૈલાસ પર્વત પર ગયા અને ભગવાન શંકરને પ્રસન્ન કરવા તાલસ્વરયુક્ત ભગવાનના ગુણગાન ગાવા લાગ્યા. શંકર પ્રસન્ન થયા અને બેઉ ભાઇઓને વરદાન માંગવાનું કહ્યું. અશ્વતર બોલ્યો "ભગવાન! કુવલયાશ્વની પત્ની મદાલસા જે અત્યારે મરી ચૂકી છે, તે પ્રથમ જેવી હતી તેવીજ અવસ્થામાં, તેવાજ રૂપરંગ સ્વરૂપ અને સ્વભાવયુક્ત મારી પુત્રી થઇને ફરી અવતરે; એને પૂર્વનું જ્ઞાન યાદ રહે અને યોગવિદ્યાની માતા થઇને એ મારા ઘરમાં પ્રવેશ કરે, એવું વરદાન આપો!" મહાદેવજી બોલ્યા "શ્રાદ્ધના દિવસો આવે ત્યારે કામનાથી પિતૃઓનું તર્પણ કરજે અને શ્રાદ્ધમાં અર્પણ કરેલા પિંડમાથી વચલો પિંડ શુદ્ધભાવથી ખાઈ જજે! એનાથી એ તત્કાળ તમારી મધ્યમ ફણાથી પ્રગટ થશે." અશ્વતર અને કમ્બલ ભગવાનને પ્રણામ કરી પાતાળમા આવ્યા અને કહેવા મુજબ કરવાથી મદાલસા પાછી પ્રકટ થઈ. નાગરાજે તેને મહેલની અંદર સ્ત્રીઓના રક્ષણમા સોંપી દીધી.

મદાલસાના પ્રકટ થયા પછી અશ્વતરે પોતાના પુત્રોને ઋતુધ્વજને પાતાળમા લાવવા કહ્યું. ઋતુધ્વજનુ બીજું નામ પોતાને ગાલવઋષિદ્વારા મળેલા ઘોડાપરથી કુવલયાશ્વ પણ હતું. પેલા નાગપુત્રોએ એને ગોમતીનદીના જળમા ઉતાર્યો અને લાવી પાતાળમા લઈ ગયા. નાગરાજે એનુ બહુ સુંદરરીતે સ્વાગત કર્યું. પોતાના મિત્રો પણ મનુષ્યરૂપ બદલીને અસલ વેશમાં આવ્યા હતા. તેમને જોઇ અને પાતાળની સુંદરતા જોઈ ઋતુધ્વજને બહુ આનંદ થયો. ભોજન થઈ રહ્યા પછી અશ્વતરે બહુ કુશળતાથી વાતમાંને વાતમાં મદાલસા જીવતી હોવાની વાત કહી સંભાળાવી ઋતુધ્વજ બહુ પ્રસન્ન થયો. પોતાની પ્યારી પત્નીને ગ્રહણ કરીને નાગરાજને પ્રણામ કરી મદાલસાની સાથે પાણી-માંથી બહાર નીકળી ગોમતીનદીના કાંઠે બાંધેલા કુવલયાશ્વપર આરૂઢ થઇને પોતાના નગરમા આવ્યો. માતાપિતાને મદાલસા જીવિત હોવાની વાત કહી અને તેણે પણ સાસુસસરાને પ્રણામ કર્યાં. નગરમા ભારે ઉત્સવ થઇ રહ્યો

કેટલોક સમય ગયા પછી મહારાજા શત્રુજિત પરલોકવાસી થયા અને ૠતુધ્વજ રાજા થયો અહીં તમને એક શંકા થવાની કે–" પાણીમાં ૠતુધ્વજને પ્રવેશાવીને પાતાળલોકમાં નાગરાજના પુત્રોએ લઇ જવાની, નાગપુત્રોનું મનુષ્યરૂપ થઇ પૃથ્વીપર ફરવાની, મદાલસાને પુનર્જીવિત થવાની, વિશ્વવસુ ગાંધર્વની પુત્રીને ગાંધર્વલોકમાંથી પાતાળકેતુ દાનવ હરી ગયો અને ૠતુધ્વજ ઘોડા ઉપર બેસી તેને મારી નાખી પાતાળમાંજ મદાલસા સાથે લગ્ન કરવાની, ગંધર્વની પુત્રી અને પછી ફરીને અશ્વતરની દેણમાંથી ઉત્પન્ન થયેલી મદાલસા જે નાગપુત્રી કહેવાય તેની સાથે પતિપત્નીની તરીકે જીવન ગુજરવાની "–આ બધી વાતો પુરાણોની ઉપજાવી કાઢી ન કહેવાય? મારો ઉત્તર એ છે કે "ના! એ ઉપજાવી કાઢેલી નથીજ આ બધું પહેલાના જમાનામાં થતું હતુંજ અને તે બધું યોગદ્વારા થઇ શકતુંજ હતું એ બધું ન માનવું એમાં તમારૂં અજ્ઞાનજ સમજી લેજો હું તમને એની સામે પ્રશ્ન કરૂં કે જ્ઞાનેશ્વર મહારાજે જડપાડ, માગીના–ઓટલાને ચાંગદેવના સ્વાગત માટે ચેતન કરી ઉડાવ્યો તે તમને તાજુબી લાગે છે કે નહીં? એમાં જો તાજુબી ન લાગતી હોય તો તમારે તમારા પ્રશ્નમાં પણ તાજુબીની વાત કરવી યોગ્ય નથીજ અને જો તાજુબી લાગતી હોય તો તે તમારૂં અજ્ઞાન છે યોગ એ એવી વિદ્યા છે કે એક જીવ માનવી–હિમાલય જેવડો મોટો, અણુ જેટલો નાનો રૂના તાંતણા જેટલો હલકો, મોટા પર્વતો કરતાંયે વજનમાં ભારે થઇ શકે છે અને, એ પાણીમાં, આકાશમાં, બધે ફરી શકે છે, એક શરીરને છોડી બીજા શરીરમાં જઇ શકે છે અને બધી તાજુબીનું નિરાકરણ એમાં આવી શકે છે આ બધું તમારા ધ્યાનમાં નથી આવતું કારણકે પાશ્ચાત્ય સંસ્કારોના મોહથી તમે આપણા આર્ય સનાતનધર્મના ભગવાન પતંજલિના યોગસુત્ર જેવા સમૃદ્ધ શાસ્ત્રોથી બહુ દૂરદૂર ધકેલાઇ ગયા છો જ્ઞાનેશ્વર મહારાજ, આદ્ય શંકરાચાર્ય ભગવાન જેવા આ યુગના મહાપુરૂષોના જીવનથી પણ બહુ અજ્ઞાન છો તેથી તમે આવી શંકાઓ કરી શકો છો એજ તમારૂં અજ્ઞાન છે

વારૂ, રાજ્યપદ પ્રાપ્ત થયા પછી મદાલસાને પ્રથમ પુત્ર થયો જેનું નામ તેમને વિક્રાન્ત પાડયું મદાલસા નામ સાંભળી ગઇ અને મંદમંદ હસતી હતી ત્યારપછી તેને બીજા બે પુત્રો થયા તેના નામો સુબાહુ અને શત્રુમર્દન રાખવામાં આવ્યાં આ નામો સાંભળીને પણ તેણી હસતી હતી આ ત્રણે પુત્રોને હાલરડા ગાવાને બદલે મદાલસાએ તેમને 'વિશુદ્ધ આત્મજ્ઞાન' આપ્યું

પ્રભુપ્રેમીઓ! છોકરાઓને રમાડવાને રડતાને છાના રાખવાને અને તેમને ઉંઘાડવાને માટે તમારી માતાઓની દાદીઓ જે ગીતો ગાતી હતી તેને હાલરડાં કહેવામાં આવે છે, જેને અત્યારની સ્ત્રીઓ સદંતર ભૂલી ગઇ છે પરદેશીઓના સંસર્ગથી અને બીનજરૂરી જીવનકલહ સ્વયં ઉત્પન્ન કરીને તમારું શાંત વહાલસોયુ જીવન વિસારે પડી ગયું છે. સુખે જીવવાના નિવૃત્તિજ્ઞાનને તમે નેવે મૂકી દીધુ છે 'દમડીની પેદાશ નહીં અને ઘડીની ફુરસદ નહીં' એવા ધમાલિયા તમે બની ગયાં છો. બહુ પ્રેમથી, મીઠાસ્વરથી, વહાલસોયા હૃદયથી, ગવાતા હાલરડાં સાંભળીને બાળક શોકમુક્ત થઇને આનંદમાં આવી જઇને રડવુ બંધ થાય છે, રમવા લાગે છે કે ઉંઘી જાય છે અંગ્રેજોના શિક્ષણથી અને સંપર્કથી આજની માતાને બાળકને રમાડતા કે સમજાવતા પણ આવડતુ નથી અરે, ખુદ પોતાના ધણી ઉપરનો અને બાળકો ઉપરનો પ્રેમ ઓછો થતો જાય છે અને ૧૯૪૮ના માસમા ફ્રાન્સમા આપેલા વ્યાખ્યાનોમાં ઇગ્લાંડની પ્રીન્સેસ ઇલીઝાબેથ અને ભવિષ્યની રાણી, હિંદના વાઇસરૉય લૉર્ડ માઉન્ટબેટનની પુત્રવધુએ ઘણી ઇગ્લીશ અને ફ્રેન્ચ સ્ત્રીઓની સમક્ષ આ વિષયનો ઇશારો કર્યો હતો આપણી સંસ્કૃતિનુ અનુકરણ બીજા દેશો કરવા લાગ્યા છે, એવા સમયે આપણે આપણી સંસ્કૃતિનો ત્યાગ કરી તેમના–પરદેશીઓના આદર્શોનુ અનુકરણ કરવુ એ નરી મૂર્ખતાજ છે. બીલકુલ અનુકરણ ન કરો! ખત્તા ખાશો!

પ્રભુપ્રેમીઓ! 'આત્મજ્ઞાન' થી શિક્ષિત થતા મદાલસા હાલરડામાં પોતાને પુત્રોને માટે કેવો ભાર રેડતી હતી તે જુઓ! તેઓ મોટા થતા આસક્તિ વિનાના, મમતા વિનાના અને રાગદ્વેષ વિનાના બની ગયા. બાળપણમા માતાથી પડેલા સંસ્કારો ચમત્કારિક હોય છે એ હાલરડું આ પ્રમાણેનુ હતુઃ—

शुद्धोऽसि रे तात न तेऽस्ति नाम कृतं हि ते कल्पनयाधुनैव।
पञ्चात्मकं देहमिदं न तेऽस्ति नैवास्य त्वं रोदिषि कस्य हेतोः॥
न वा भवान् रोदिति वै स्वजन्मा शब्दोऽयमासाद्य महीश सूनुम्।
विकल्प्यमाना विविधा गुणास्तेऽगुणाश्च भौताः सकलेन्द्रियेषु॥
भूतानि भूतैः परिदुर्बलानि वृद्धिं समायान्ति यथेह पुंसः।
अन्नाम्बुदानादिभिरेव कस्य न तेऽस्ति वृद्धिर्न च तेऽस्ति हानिः॥
(ગીતા પ્રેસના નારી અંકમાંથી)

ભાવાર્થ –" રે પુત્ર! તુ તો શુદ્ધ આત્મા છુ, તારૂ કોઇ નામ નથી, આ કલ્પિત નામ તો તારૂ હમણા પાડવામા આવ્યુ છે આ શરીર પણ પાંચભૂતોનુ બનેલુ છે, એ પણ તારૂ નથી અથવા તુ રહતો નથી–આ શબ્દ –તો રાજકુમાર પાસે પહોચીને એની મેળે પ્રગટ થાય છે તારી સર્વે ઇન્દ્રિયોમા જે જાતજાતના ગુણઅવગુણની કલ્પના કરે છે, તે પણ પંચભૌતિક છે જેમ આ જગતમા અત્યત દુર્લભ ભૂત બીજા ભૂતોના સહયોગથી વૃદ્ધિને પ્રાપ્ત થાય છે, એ પ્રકારે અન્ન જળ વગેરે ભૌતિક પદાર્થોને દેવાથી પુરૂષના પંચભૌતિક શરીરનીજ પુષ્ટિ થાય છે એથી તારો શુદ્ધ આત્મા નતો વૃદ્ધિને પામતો કે નતો તે હાનિને પામે છે

વળી બીજા હાલરડામા પણ મદાલસા આવુજ ગીત ગાય છે કે –

त्व कञ्चुके शीर्यमाणे निजेऽस्मिस्तस्मिश्च देहे मूढता मा व्रजेथा ।
शुभाशुभै कर्मभिर्देहमेतन्मदादिमूढै कञ्चुकस्ते पिनद्ध ॥
तातेति किंचित् तनयेति किंचिदम्बेति किंचिद्दयितेति किंचित् ।
ममेति किंचिन्न ममेति किंचित् त्व भूतसग वहु मानयेथा ॥
दु खानि दु खोपगमाय भोगान् सुखाय जानाति विमूढचेता ।
तान्येव दु खानि पुन सुखानि जानाति विद्वानविमूढचेता ॥
(ગીતા પ્રેસના નારી અ ક્માથી)

ભાવાર્થ હે પુત્ર! અગરખો યાને ડગલારૂપી આ તારો દેહ જીર્ણશીર્ણ થઈ જાય તો શોક ન કરીશ ભલાબૂરા કર્માનુસાર આ દેહ તને મળ્યો છે, જે મદ–મોહ વગેરેથી ભરેલો છે તુ તો એનાથી જુદો છુ કોઇ જીવ પિતાના રૂપમા, તો કોઇનો એ પુત્ર કહેવાય છે વળી કોઇ જીવને માતા અને કોઇ જીવને પત્ની કહેવાય છે 'આ મારો છે' એમ કહીને એને અપનાવવામા આવે છે, તો 'આ મારો નથી' એમ પરાયો માનવામા આવે છે આ પ્રમાણે ભૂત એટલે પાચ ભૂતો–પૃથ્વી વગેરેથી ઉપજેલો ભૂતસમુદાય અનેક રૂપ છે તથાપિ મૂર્ખાઇવાળુ માનવી અને દુ ખ દૂર કરવાવાળુ તથા સુખની પ્રાપ્તિ કરાવાવાળુ સમજે છે, પરન્તુ જે વિદ્વાન છે, જેનુ ચિત્ત મોહથી ઢ ંકાયલુ નથી એ ભોગોથી ઉપજતા સુખોને પણ દુ ખજ માને છે

આવી જ્ઞાનનિષ્ઠ સતી મદાલસાને જ્યારે ચોથો પુત્ર થયો ત્યારે ઋતુધ્વજે તેને કહ્યું કે 'દેવી! આપણા આગળના ત્રણે પુત્રોના નામકરણ વખતે એમના નામો મેં પાડ્યા હતા અને દરેક વખતે તમે હસ્યા હતા હવે આ ચોથા પુત્રનું નામ તમેજ પાડો!'' મદાલસાએ એ વાત સ્વીકારી લીધી અને પુત્રનું નામ 'અલર્ક' પાડ્યું. રાજાને 'અલર્ક' નામમાં સમજ પડી નહીં એટલે એણે પૂછ્યું કે "અલર્કનો અર્થ શો?" ત્યારે જવાબમાં મદાલસાએ કહ્યું "જો કે નામની સાથે આત્માને કોઇ સંબંધ નથી, છતાં સંસારનો વ્યવહાર ચલાવવા માટે કોઈ નામ કલ્પના કરી રાખી લેવામાં આવે છે એ છે માત્ર સંજ્ઞા. સંજ્ઞાનો કોઇ અર્થજ ઘટે નહીં. આપે પહેલા પુત્રનું-વિક્રાન્ત-નામ પાડ્યું છે તેનો અર્થ વિચારો તો 'ક્રાન્ત' એટલે ગતિ, જે એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં જાય તે વિક્રાન્ત, જ્યારે આત્મા તો સર્વત્ર સર્વવ્યાપક છે એનું જવું આવવું ક્યાંઇ થતું નથી. આથી એ નામ નિરર્થક છે. તમે બીજા પુત્રનું નામ -સુબાહુ-રાખ્યું છે જ્યારે આત્મા નિરાકાર છે, તો એને બાહુ-હાથ ક્યાંથી આવ્યો? અને જ્યારે બાહુજ નથી તો એ સુબાહુ શી રીતે કહી શકાય? એજ પ્રમાણે ત્રીજાનું નામ-શત્રુમર્દન-રાખ્યું છે, તેની પણ કોઇ સાર્થકતા નથીજ. બધાજ શરીરોમાં એક આત્મા રમી રહ્યો છે તો એ દશામાં કોણ કોનો શત્રુ છે અને કોણ કોનું મર્દન કરે છે? જો વ્યવહાર નિર્વાહમાત્રનામનું પ્રયોજન છે તો-અલર્ક-નામથીજ નામની ઉદ્દેશપૂર્તિ થઈ શકે છે.

રાજા નિરુત્તર થઈ ગયો. મદાલસાએ એને પણ બ્રહ્મજ્ઞાન આપવાનો આરંભ કર્યો ત્યારે રાજાએ પુત્રને બ્રહ્મજ્ઞાન આપતા રોકી અને કહ્યું "દેવી! આ અલર્કને પણ બ્રહ્મજ્ઞાન આપીને મારા વંશની પરંપરાનો ઉચ્છેદ કાઢીશ નહીં માડી! એને પ્રવૃત્તિમાર્ગમાં લગાવ અને સંસારાનુકૂલ ઉપદેશ આપ." મદાલસાએ પતિની આજ્ઞા માની લીધી અને અલર્કને બાલ્યાવસ્થામાંજ સર્વ વ્યવહારશાસ્ત્રનો પંડિત બનાવી રાજનીતિનું પૂર્ણજ્ઞાન કરાવ્યું અને ધર્મ-અર્થ-કામ-એ ત્રણે પુરુષાર્થો શાસ્ત્રોક્તરીતે પ્રાપ્ત કરવાનો બોધ કર્યો. ત્યારબાદ પુખ્ત ઉમરનો થતાં અલર્કને રાજ્યગાદી આપી. એના ત્રણે મોટાભાઇઓ તો માતાના આપેલા તત્ત્વબોધ પ્રમાણે મહાભિનિષ્ક્રમણ કરી ચાલ્યા ગયા હતાજ, એટલે અલર્કને રાજ્ય સોંપી ઋતુધ્વજ અને મદાલસા પણ વનમાં તપ કરવા ચાલ્યા ગયા. જતા પહેલાં મદાલસાએ અલર્કના ગળામાં એક રત્નજડિત

માદળિયુ બાંધ્યુ અને જ્યારે સકટ આવે ત્યારે એને ખોલીને અદર લખેલુ વાચી તે પ્રમાણે વર્તવાનુ કહ્યુ હતુ

હવે અનર્ક રાજા થયો હતો એણે ગગાયમુનાના સગમ પર પોતાના નામથી 'અનર્કપુરી' નામની નગરી વસાવી અને ત્યા પોતાની રાજધાની બનાવી આજે એ નગરીના અવશેષોની જગ્યાએ 'અરૈન' નામનુ ગામ છે કેટનાક વખત વીત્યાબાદ શારીરિકભોગોમા તે વધુને વધુ આસક્ત થતો ગયો એના ત્રણે મોટાભાઇઓએ બહાર રહ્યા રહ્યા આ જોયુ અને એને ભાન કરાવવા કાશીરાજાને ભભેરી તેના ઉપર આક્રમણ કરાવ્યુ અલર્કને પેનુ માદળિયુ યાદ આવ્યુ એકાતમા જઈ એને ખોલ્યુ અદર એક ચિઠ્ઠીમા લખ્યુ હતુ કે –

सग सर्वात्मना त्याज्य स चेत्त्यक्तु न शक्यते ।
स सद्भि स कर्तव्य सता सगो हि भेपजम् ॥
काम सर्वात्मना हेयो हातु चेच्छक्यते न स ।
मुमुक्षा प्रति तत्कार्यं सैव तस्यापि भेपजम् ॥

ભાવાર્થ –આસક્તિનો સર્વ પ્રકારનો ત્યાગ કરવો જોઇએ પણ જો તે ન બની શકે તો તે સત્પુરુષોની સાથે કરવો જોઇએ, કારણકે સત્પુરુષો એનો ઉપાય છે કામનાઓને સર્વથા છોડી દેવી જોઇએ, પરતુ એ ન છોડી શકાય તો મોક્ષની કામના કરવી જોઇએ કારણકે મુમુક્ષાજ એ કામના મગાડવાનો ઉપાય છે

આ ઉપદેશ રાજા અલર્કે વાચ્યો અને એને અતરમા પ્રશ્ન ઉઠ્યો કે 'મનુષ્યનુ કલ્યાણ કેમ થાય?' અતરના અવાજે એને જવાબ આપ્યો 'મુક્તિની ઇચ્છા જાગ્રત કરવાથી અને મુક્તિની ઇચ્છા જાગ્રત થાય છે સત્સગ કરવાથી' આ ઉપદેશને વર્તનમા મૂકવા એણે ભગવાન દત્તાત્રયનુ શરણ ગ્રહણ કર્યુ અને ત્યા મમતારહિત વિશુદ્ધ આત્મજ્ઞાનનો ઉપદેશ પ્રાપ્ત કરીને એ સદાને માટે કૃતાર્થ થઈ ગયો આ પ્રમાણે મહાસતી મદાલસાએ પણ પુત્રોનો ઉદ્ધાર કરીને પોતે પણ પતિની સાથે રહીને પરમાત્માનુ ચિતન કરી પરમપદ પ્રાપ્ત કર્યુ

પ્રભુપ્રેમીઓ! જીવનની સફળતા–પરમાત્મામાં મનને પરોવી રાખવાથી, પરમાત્માનું ભજન-સેવન-ઉપાસના કરવાથી અને મનુષ્યમાત્ર અને પ્રાણીમાત્રને પરમાત્મા સમાન માનવાથી, અધમ ઉપર દયા કરવાથી, સમાન સાથે મૈત્રી રાખવાથી, ઉત્તમને પૂજ્ય માનવાથી સિદ્ધ થાય છે. આ બધું ત્યાગ વિના બની શકતું નથી. ત્યાગ એટલે મમતારહિતપણું. માનસિક ત્યાગ કરવામાં તમારે બાવા થવાની જરૂર નથી. અર્જુનને પણ બાવો થવાની ના કહીને ઘરમાંજ –ગૃહસ્થધર્મમાં રહેવાનેજ બોધ આપ્યો છે. તમને પણ તેવોજ બોધ છે. ગીતાશાસ્ત્રજ સંસારમાં રહીને શોકમુક્ત જીવવા માટે બનેલું છે. નિર્વાણની વાત પછી કહેવામાં આવે છે. બીજા અધ્યાયના સાંખ્યયોગનુંજ આ છેલ્લા અધ્યાયમાં પોષણ થાય છે. રાજ્યકારોબાર, વ્યવહાર, વેપાર, પરોપકાર અને પરમાર્થમાં માનવીમાત્રે જો સફળતા મેળવવી હોય તો ભગવદ્‌ગીતાના શિક્ષણાનુસાર આચરણ કરવું ઘટે. જેઓને બાલ્યાવસ્થામાં ભગવદ્‌ગીતાનું શિક્ષણ મળ્યું હોય અને જેઓ એ ઉપદેશ પ્રમાણે ચાલતા હોય એવાજ માનવીઓ રાજ્યકારોબાર ચલાવવાને લાયકના માનવા ઘટે. અલર્કને આત્મજ્ઞાન બાળપણમાં આપવામાં ન આવ્યું તેથી તે રાજ્ય કરવાને લાયકનો ન રહ્યો. રાજ્યસત્તા અને રાજ્યવૈભવ આત્મજ્ઞાન વિનાનો માનવી પચાવી શકે નહીં. આત્મજ્ઞાન વિનાનાં માનવીઓનાં કર્મોની વિધિમાં થોડા પણ દોષ રહી જાય છે.

'કર્તાહર્તા ભગવાન છે' એવા ભાવથી અને એવી જ્ઞાનનિષ્ઠાથી જો કર્મ કરવામાં આવે તો મમતા અને વાસનાનો દોષ એમાં હોતો નથી; પણ કર્મ કરવાની દક્ષતાના અભાવથી કોઈ દોષ થવો સંભવિત હોય છે. એ હાલનમાં ભક્તથી થયેલો દોષ ભગવાન સુધારી લે છે. જ્ઞાનથી થયેલો દોષ જ્ઞાનીને કલેશ કરાવતો નથી. જ્ઞાની અને ભક્ત બેઉ કર્મથી બંધાતા નથી, કારણકે કર્મ કરીને એમને પોતાને માટે કશું મેળવવાનું હોતું નથી. માટે જ્ઞાનનિષ્ઠામાં રહીનેજ કર્મો કરવાં એવીજ આજ્ઞા અર્જુનને ભગવાન શ્રીકૃષ્ણ કરે છે.

તેથીજ કહ્યું છે કે–"બધા ધર્મોને તજીને તું મારે શરણે આવ! હું તને સર્વે પાપોથી છોડાવીશ, શોક ન કરતો." પરન્તુ આ કથનથી એવું ન સમજતા કે–"ચોરી કરી, લૂંટ કરી, ગામોને અને ઘરોને સળગાવી મૂકી, વ્યભિચાર કરી, સ્ત્રીઓ પર બળાત્કાર કરી, તેમનું અપહરણ કરી તમે સંકટમાં

આવી પડે તો ભગવાન તમને સ કટોમાથી છોડાવે છે અને આવુ કરવાને ભગવાન તમને પરવાનો આપે છે આ બધા વિકર્મ છે પાપના મૂળ છે આપણો વાર્તાલાપ આ બધુ સમજ્યા પછી ગીતાશાસ્ત્રના કથનને આચારમા મૂકવાનો છે આમ અર્થ કરતા તો ભારે અનર્થ થવાનો સભવ છે એ તમારો ધર્મ નથીજ નથી આગના અમથા નાના શ્લોકને બહુજ ગભીરતાથી સમજવો ઘટે જુઓ -

આ ૬૬ મા શ્લોકનો મર્મ બહુ સાવધાનીથી વિચારવા યોગ્ય છે 'સર્વ ધર્મોનો પરિત્યાગ'—આ વચનનુ લાગુ થવુ કર્મોને લગવુ છે અને જે ધર્મ અને ગુણ વડે કર્મો થાય છે તેને લગતુ આ કથન હોઇને કર્મોનુ પ્રકરણ ચાલે છે ભગવાન શ્રીકૃષ્ણે કર્મનુ પ્રકરણજ સવાદમા ચાલુ રાખ્યુ છે અને આપણો વાર્તાલાપ કર્મને લગતોજ છે, એ યાદ રાખવુ ઘટે છે જુઓને અર્જુને આહ્નિકાનુ કર્મ—યજ્ઞ, દાન તપ અને નિત્યનૈમિત્તિક કર્મોનોજ આરભ કરીને કર્યો છે કર્મોનો ત્યાગ તો એણે કર્યો છે પણ તે તો શ્રીકૃષ્ણ સ્વધામ ગયાથી વૈરાગ્ય આવ્યો ત્યારે એને જ્ઞાન તો યુદ્ધ વખતે મળી ગયુ હતુ

'સર્વ ધર્મોનો પરિત્યાગ' એટલે સર્વ કર્મોનો સન્યાસ—સાખ્યશાસ્ત્રમાના સાખ્યયોગમા—બીજા અધ્યાયમા કહ્યો છે તેવો સન્યાસ ગૃહસ્થથી—અપરિપક્વ અત કરણવાળા મુમુક્ષુથી થઈ શકે છે, પણ સમૂળો કર્મનો ત્યાગ એટલે કર્મ કરવાની ક્રિયા યા ચેષ્ટાની વાસનાનો ત્યાગ થઇ શક્તોજ નથી ઘર માડવુ અને ધધો ન કરવો અને નિર્વાહ કરવો એ બની શકેજ કેમ? ઘણા બાવાઓ ભગવાં વસ્ત્રધારીઓ અને સન્યાસીઓ જેઓ એકાકી અને અનિકેત નહી રહી શકનારા પોતાની નગ્નતાને ઢાંકનારા છે અને લોકો પણ આવા આશ્રમ વાસી બાવા, સાધુ અને સન્યાસીઓને માનની દષ્ટિએ જોનારા છે, એમા એ બેઉનુ અજ્ઞાન છે જો ઘર ત્યાગ્યુ અને કુટુબ પણ ત્યાગ્યુ છે, તો આશ્રમરૂપ બીજુ ઘર બાધવાની જરૂર શી? ઘરમા રહેવુ શુ ખોટુ હતુ? આવા બાવાઓ પણ કર્મોનો ત્યાગ કરી શકતા નથી અને ગૃહસ્થોથી પણ બહુ પ્રવૃત્તિમાન હોય છે, બૈરીબાળકોવાળા ગૃહસ્થનુ શુ કહેવુ! આ ઉપદેશ છે ગૃહસ્થનેજ સન્યાસીઓ અને બાવાઓને હરગીઝ નથીજ ભજન વિના તેમનુ કર્મ બીજુ હોઈ શકેજ નહીં

"સર્વ કર્મનો પરિત્યાગ કરવાથી અધઃપતન થાય છે, બ્રાહ્મણપણાથી ભ્રષ્ટ થવાય છે અને બીજા દોષો લાગે છે. એથીજ–' જેઓ અદેખાઇથી મારા મતને અનુસરતા નથી '–એવા જ્ઞાનથી અજ્ઞાત અને મૂઢ માનવીઓને હણાઈ ગયેલી ચેતનાવાળા સમજવા પડે" સર્વ કર્મોનો ત્યાગ કરનાર માનવી બીનકુલ આલંબનરહિતપણા વડે લાકડીના ટેકા વિનાના આંધળાની પેઠે પતિત થાય છે'–આવું અગાઉ કહેવામાં આવ્યું છે. એ શ્રુતિઓ આ પ્રમાણેની છે– 'ये त्वेतदभ्यसूयन्तो नानुतिष्ठन्ति मे मतम्। सर्वज्ञानविमूढांस्तान्विद्धिनष्टानचेतसः॥' 'सर्वकर्म वहिष्कृतः' 'तद्विहीनः पतत्येव ह्यालम्वरहितान्धवत्'

વાક "પરમાત્માનેજ, એકનેજ, શ્રીકૃષ્ણનેજ શરણે જવું"–આ શરણે જવા રૂપ ઇશ્વરના ભજનનું એ કર્મ થયું ગણાય છે એ કર્મ વિહિત એટલે વેદોક્ત છે તે ન ત્યાગવાથી એટલે શરણ પકડી રાખવાથી અને બીજા કર્મોનો ત્યાગ કરવાથી દોષ લાગતો નથી, એવું નથી અગાઉ કહેવામાં આવ્યું છે કે પોતાના કર્મોથી એટલે યજ્ઞ, દાન, તપ, નિત્યનૈમિત્તિક કર્મોથી ભગવાનનું અર્ચન અને નામસ્મરણ અને કીર્તન ગાવા વગેરે લક્ષણનાં કર્મોથી ભગવાનનું અર્ચન શ્રુતિ સ્મૃતિથી આજ્ઞા કરાયેલું છે, તેથી તે વિહિત છે તે બેઉને–સ્મરણ અને કીર્તનને–ત્યાગવાથી વિહિત કર્મનો ત્યાગ કરવાનો દોષ લાગુ પડયા વિના રહેજ નહીં 'પરમાત્મા શ્રીકૃષ્ણ મારૂં શરણ છે' એમ માનીને પૂર્વોક્ત દૂષિત કર્મનો તો ત્યાગજ કરવો ઘટે અને દૂષિત કર્મોને ચાલુ રાખવા નજ ઘટે એમ તો કહ્યું છે અને સમજાવ્યું છે તેમ 'પરમાત્મા મારૂં શરણ છે' એમ બોલવું અને માની લેવું અને અબોલ, અક્રિય બે માસના બાળક સમાન માતાના ખોળે બેઠેલા તમે તમને માની લ્યો–એવું તમારાથી બનવું અશક્ય છે જીવમાત્રનો આશરો યા શરણ ભગવાન છે, એમ બોલો તોપણ છે અને માની લ્યો તોપણ છે અને ન બોલો કે ન માનો તોપણ ભગવાન જીવોનું અને આખા વિશ્વનું શરણ છેજ

આ સ્થિતિમાં "શરણ એટલે–ઉદ્ધારક, પાળક, પોષક, રક્ષક, પરમપદદાયક એક પરમાત્માજ છે–એવો ભાવ સતત સેવવાની ભાવનિષ્ઠામાં રહીને પ્રાર્થના કરતી ચાલુ યાચકનિષ્ઠાનો ભાવ " શિયાળામાં સગડીએ તાપતી માતાના

ખોળામા બેઠેલું બાળક હાથ યા પગ લાંબો કરીને સગડીને અડકે તો દાઝ્યા વિના રહે ખરો કે? ભૂખ્યુ થાય એ વખતે રોયા વિના યા માતાના સ્તનને પકડયા વિના માતા ધવરાવે કે? સ્તનને મોંમા મૂકીને દબાવ્યા વિના અને ચૂસ્યા વિના મોમાં દુધ આવે કે? માતાને શરણે બેઠેલું કે સૂતેલું બાળક કર્મના ત્યાગાત્યાગના જ્ઞાન વિના કર્મો અને અકર્મોથી જેમ દૂષિત થાય છે તેમ તમને તો વધુ લાગે એનું શું કહેવાનું હોય?

શરણું અદણુ કર્યાથી કૃતકૃત્ય થઈ જવાતું હોય તો બ્રહ્મનિષ્ઠે કર્મ કરેજ નહીં, એવું શરણે ગયેલા ગૃહસ્થને પણ ભગવાન શ્રીકૃષ્ણે કહી દીધું હોત કે તેણે કર્મ કરવાની જરૂરજ નથી. પરંતુ પોતાનાજ શ્રીમુખથી બોલ્યા છે કેઃ–

'श्रेयान्स्वधर्मो विगुणः' 'नियतं कुरु कर्म त्वं कर्म ज्यायोह्यकर्मणः' 'कर्मण्येवाधिकारस्ते' 'न कर्मणामनारंभात्' 'न हि संन्यसनादेव सिद्धिं समधिगच्छति' 'तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर' 'मत्कर्मकृन्मत्परमः' 'यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत्' 'उपनयनं वेदाध्ययनं फलवन्ति च कर्माणि' 'दारान्कृत्वाग्नीनाधाय कर्मण्यारभन्ते' 'पाणिग्रहणादि गृह्यं परिचरेत्' उदेति सूर्ये प्रातर्जुहोति' 'यावज्जीवमग्निहोत्रं जुहोति'

ભાવાર્થઃ–'સ્વધર્મ વિગુણ છતા શ્રેષ્ઠ' 'નિયત કર્મ કરો, અકર્મી કરતાં કર્મી શ્રેષ્ઠ' 'સન્યાસ લેવાથી સિદ્ધિ મળતી નથી' 'તે કારણથી આસક્તિરહિત કરવા યોગ્ય કર્મ સતત વિધિવત્ કરવુ' 'મારા માટે કર્મ કરતો મારે પરાયણ થા' 'યજ્ઞ દાન તપ કર્મ ત્યાગવુ ન ઘટે, કરવાજ જોઇએ' 'જનોઇ અદણુ કરીને વેદોનુ પઠન કરવાથી કર્મો કરવાનું સૂઝે છે' 'પત્ની કરીને અગ્નિહોત્રવ્રત લઇને કર્મોનો આરંભ કરવામા આવે છે' 'લગ્ન કરીને ઘર માડીને પરિચર્યા કરવી' 'સૂર્યોદય સમયે સવારે હોમ કરવો' 'આજીવન અગ્નિહોત્રવ્રત પાલન કરવું.'

ઉપર પ્રમાણે કર્મનુ વિધાન આમ બોલીને કરનાર તે કર્મનો ત્યાગ કરવાનું કેમ કહે એનો વિચાર કરવો ઘટે. સેંકડો શ્રુતિઓ અને સ્મૃતિઓ વડે પણ પોતે શ્રુતિના આચાર્ય હોયને-બ્રાહ્મણો અને બીજાઓ માટે વૈદિક

કર્મો કરવા—એવો જે તેમનો સનાતન ધર્મ છે, તે ધર્મીપણાવડે પોતાનો એ ધર્મ હોવાથી સ્વધર્મવડે કર્તવ્યનાનુ વિધાન કરે છે તે ત્યાગતુ કેમ કહે ?

નિશ્ચયપૂર્વક શ્રદ્ધા અને વિશ્વાસથી સંદેહરહિત થઇને માની લ્યો કે—**सर्वं धर्मान्परित्यज्य**—એ આ ૬૬માં શ્લોકના આરંભ-વાક્યની લક્ષણા કરતા સિદ્ધ થાય છે કે—'સર્વ કર્મોના ફળોનો ત્યાગ કરવો " કર્મોનો પરિત્યાગ એટલે કર્મો નજ કરવા એમ સિદ્ધ થતુ નથી આથી અહી એ ફલિત થાય છે કે આ વાક્ય કર્મના પ્રકરણ વ્યાખ્યાનને લગતુ છે ૬૫મા શ્લોકમા કર્મોને કરતા કરતા પણ મનને પરમેશ્વર સાથે જોડી રાખવા માટે '**मन्मना भव**' એવુ કહેવામા અવ્યુ છે. ૫૯મા શ્લોકમા—'યુદ્ધ નહિ કરૂ એવુ તુ માને છે'—૬૦મા શ્લોકમા—'સ્વભાવ વડે બંધાયેલો ઇચ્છા નહીં કરે તોપણ અવશ્ય તુ મોહથી યુદ્ધ કરીશ'—આમ યુદ્ધરૂપ કર્મનુજ પ્રકરણ ચાલે છે બીજા અધ્યાયના ૧૧મા અને ૧૨મા એમ બે શ્લોકો—યુદ્ધના પરિણામથી ઉપજતો અનિવાર્ય નાશ જેનો છે, એવા શરીરોનો નાશ થાય તો શોક નહિ કરવાનુ—કર્મ કરવાજ પ્રોત્સાહન આપીને કહે છે. 'શરીર નાશ થયા છતા આત્મા જે નિત્ય છે, કોઇપણ રીતે મરતો નથી' એવુ પણ સમજાવે છે, તે યુદ્ધ-કર્મ કરવા માટેજ અને 'તુ ક્ષત્રિય છુ આજીવિકા ચલાવવાનો તારો ધંધોજ યુદ્ધ કરવાનો છે' એમ કહીને યુદ્ધરૂપ કર્મ કરવાને શરૂઆતથીજ ભગવાન કહેતા આવ્યા છે ગૃહસ્થે કર્મરૂપ ધર્મનો ત્યાગ કરવો એની ગંધ સરખી પણ આખાયે આ જ્ઞાનશાસ્ત્ર-મોક્ષશાસ્ત્ર-ગીતાશાસ્ત્રમા આવતીજ નથી

કૈવલ્ય માટેના સાધનની લક્ષણાજ ક્રિયાની કરવામા આવી છે અંતઃકરણમાની વાસનાને મારણે કર્મની ક્રિયા અટકાવવી અનિવાર્ય છે અનિવાર્ય એવી એ ક્રિયાને કૈવલ્ય માટેની વાસનાયુક્ત ક્રિયાની ગતિ કરવી નાખવી એવી લક્ષણા કરવામા આવી છે ત્યા કર્મ ત્યાગની વાતજ હોય કેમ ? પૂર્વે ભગવાને ત્રીજા અધ્યાયના ત્રીજા શ્લોકમા—**लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ। ज्ञानयोगेन साङ्ख्यानां कर्मयोगेन योगिनाम्॥** ભાવાર્થ—'આ મર્ત્યલોકમા અને આ માનવદેહમા માનવપણવે કૈવલ્ય માટે બે નિષ્ઠાઓમાની એક નિષ્ઠાની પસંગી કરવી' એમ સમજવાનુ નથી, 'જ્ઞાનયોગ વડે સાંખ્યશાસ્ત્રીઓએ નિર્ધારિલી અને યોગીઓએ કર્મયોગ વડે નિર્ધારિલી' એમ સમજવાનુ નથી, પરંતુ અપરિપક્વ અંતઃકરણવાળા મોક્ષાર્થીએ કર્મો

કરવાની નિષ્ઠા યોગીઓએ નિર્ધારેલી અને પરિપક્વ અંતઃકરણવાળા સાખ્યશાસ્ત્રીઓએ નિર્ધારેલી બ્રહ્મવિદ્ સન્યાસીઓની–જ્ઞાનયોગની–ધ્યાનસમાધિમા રહેવાની નિષ્ઠા–આમ બે નિષ્ઠાઓ એક બીજાને ઉપકારક સમજવી; જુદી જુદી સ્વતંત્ર સમજવાની નથી. કર્મનિષ્ઠા વડે–કર્મોને ઇશ્વરાર્પણ કર્યા વિના ચિત્તશુદ્ધિ થયા વિના જ્ઞાનનિષ્ઠા વડે ધ્યાનસમાધિ સિદ્ધ થાય કે અને સમાધિ લાગે કે? કર્મનિષ્ઠાને જ્ઞાનનિષ્ઠામા પ્રવેશ કરવાનુ સાધન સમજો આમ બે નિષ્ઠાને કહીને–'નિયત થયેલું કર્મ કર'–એમ કર્મયોગનેજ આરભ કરવાનુ કહ્યુ અને કર્મયોગનો આરભ કરીને–'તુ મને વહાલો છુ એથી હું પ્રતિજ્ઞા કરૂ છુ'–એમ છેવટે અપરિપક્વ મુમુક્ષુ તો કર્મજ કરવાં એનુ નિયમવડે કર્તવ્યતાપણુ અગસહિત અને ફળસહિત નિર્ધારણ ભગવાન શ્રીકૃષ્ણે કરેલું છે, અને પછી બ્રહ્મવિદ્ સાખ્યશાસ્ત્રને અનુસરનારા સર્વે કર્મોનો સન્યાસ કરનારા આરૂઢ એવને પરિપક્વ અતઃકરણવાળા જ્ઞાનયોગીઓ–'જેઓ આત્મસુખી હોય'–એ વાક્યથી આરભીને–'મન વડે સર્વે કર્મોનો ત્યાગ' કરનારા યોગા- રૂઢોનોજ કર્મત્યાગ થાય છે' એવું કહ્યુ છે વળી યોગારૂઢનો કર્મત્યાગ કહ્યો તે તો શારીરિક ભોગો, આરામો અને વિષયીકર્મોનો સમજવો ઘટે જ્ઞાનયોગી પણ કર્મ તો કરેજ છે જ્ઞાનયોગી–એ તેમા રહે છે, નિત્ય ધ્યાનના અભ્યાસ- પરાયણ રહેતા હોય છે, બ્રહ્મ થવાને સમર્થ થાય છે, તેથી પરમેશ્વરને તત્વથી જાણીને પછી તેમા પ્રવેશ કરે છે–એવુ જ્ઞાનીઓનું કર્મીપણુ સમજવાને છેવટે બ્રહ્મ થયા પછી બ્રહ્મમાં સમાઇ જવા સાથે કર્મની પ્રતીશ્રી થાય છે, એમ સમજો ધ્યાન કરવુ એ સમાધિમા રહેવાની ક્રિયા વિના બની શકતુ નથી કોઈ કર્મ ક્રિયા થયા વિના બને કે?

આમ સર્વકર્મસન્યાસને નિયમ વડે અને એ સંન્યાસની કર્તવ્યતા વડે, જ્ઞાનનિષ્ઠાની સફળતા થવાને નિર્ધારણ કરેલો છે આ લક્ષણવાળી અગસહિતની જ્ઞાનનિષ્ઠાની સફળતાનો ઉપસહાર કરવા માટેજ 'સર્વ ધર્મોનો ત્યાગ'–એવો શબ્દપ્રયોગ કરવામા આવ્યો છે એથી આ કર્મના પ્રકરણનુ વિષયાન્તર થતુ નથી પરન્તુ કર્મપરાયણપણુજ સિદ્ધ થાય છે

વળી પરિપક્વ અતઃકરણવાળો બ્રહ્મવિદ્ મુમુક્ષુ યોગારૂઢ બનેલો સન્યાસી યતિ પણ 'સર્વકર્મ ત્યાગી' હોય એ સમજવું પણ યુક્ત નથી એ યતિએ

અને શ્રૌતકર્મનો ત્યાગ કર્યો હોય, પણ સ્માર્ત કર્મકર્તા તો રહેવુજ જોઇએ એમા કોઇપણ શંકા કરવા જેવુ નથી શ્રૌત એટલે વૈષ્ણવ કર્મ-યજ્ઞ, દાન, તપ, નિત્ય નૈમિત્તિક કર્મો-કરનારો અને સ્માર્ત એટલે શૈવી કર્મ-ધ્યાન, સમાધિ કર્મો કરનારો સમજો।

ત્રીજા અધ્યાયમા કર્મ શા કારણથી થાય છે અને શા કારણથી કર્મ થતુ નથી એ વિષય કોઇપણ સ દેહ ન રહે તેવી રીતે સમજાવ્યો છે, તેથી અહીં ફરીને કહેવાની જરૂર નથી

પૂર્વે સે કડો માનવશરીરો વડે શ્રદ્ધાભક્તિથી ઇશ્વરની પ્રસન્નતા માટે શ્રૌતસ્માર્તકર્મોથી-ચિત્તશુદ્ધિનાજ પ્રયોજન માટે પરમેશ્વરનુ આરાધન કરીને અંત કરણના સર્વે પાપોને, સમૂગા પાપોના પુ જોને ધોઇ નાખ્યા પછી બરાબર સ્વસ્વરૂપનુ વિજ્ઞાન થયાથી ઉત્પન્ન થયેના જ્ઞાનને ટકાવી રાખવાને જ્ઞાનનિષ્ઠાની અપેક્ષા રહે છેજ. 'હુ બ્રહ્મ છુ' એવી, વળી 'આ બધુ બ્રહ્મ છે, તે હુ છુ' એવી જ્ઞાનનિષ્ઠામા રહેવાની કામનાઓ અને અધમ પ્રયોજન વિનાના અસત્ વિષયોની અડચણ કરનારી દુષ્ટ કામનાઓ અને સર્વે ધર્મો અને શ્રૌતસ્માર્ત એવા બધા ધર્મો અને કર્મોનો સાધનો સહિતનો પરિત્યાગ કરીને પછી જ્ઞાનનિષ્ઠામા પ્રવેશ કરવો એ મુમુક્ષુથી શક્ય થાય છે, ચિત્તશુદ્ધિ માટે તે કરવા ઘટે છે જો તે પૂર્વના જન્મોમા થયા હોય તો આજન્મ જ્ઞાનનિષ્ઠાથી કૈવલ્ય માટે યત્ન કરતો બ્રહ્મવિદ્ થનિ થઇ શકે છે કારણ કે આ જન્મમાં એનુ અત કરણ શુદ્ધ થઇ ચૂકેલુ હોય છે ।

નિશ્ચયપૂર્વક સિદ્ધ થયેલુ છે કે-'શાસ્ત્રોએ કહેલા કર્મોનુ અસત્ વિષયપણુ યા અસત્ પ્રયોજનપણુ-'सर्व धर्मान्परित्यज्य' વાક્યમા છે એવુ સમજવાનુજ નથી 'ब्राह्मणाविविदिषन्ति यज्ञेन दानेन'-એમ યજ્ઞ, દાન વગેરેની ફળવત્તતા પંડિતો પાસેથી સ ભળાય છે વળી પોતાના કર્મોથી પરમેશ્વરનુ અર્ચન કરવુ એવુ પણ શ્રુતિ કહે છે. કારણકે ઇશ્વરનું આરાધન કર્મથીજ થાય છે અને તેનુ પ્રયોજન છે ચિત્તશુદ્ધિ તથાપિ કર્મ કરવુ ન કરવુ એ અજ્ઞાનનો વિષય ભેદબુદ્ધિનુજ કારણ છે પોતાનુ અને બ્રહ્મનુ એકપણુ જોનારા વિદ્વાનને કર્મની અપેક્ષા રહેતી નથી

આ બધું દશ્યમાન નિશ્ચ બ્રહ્મ છે, તે 'હુ છુ' એવુ જ્ઞાનનુ હોવુ અને કર્મ કરવાની ભાવના થવી એમ જ્ઞાન અને કર્મનો એકબીજાથી વિરોધીઓનો સહભાવ બનવો અયોગ્ય છે જેની ચિત્તશુદ્ધિ થઈ છે જેને ચિત્તશુદ્ધિનુ ફળ-જ્ઞાન ઉપજી ગયુ છે તેવા જ્ઞાનીને કર્મોનુ પ્રયોજન શુ હોય? કર્મ કરવાનુ જેને પ્રયોજનજ નથી રહ્યુ તેને માટે કર્મોનો પરિત્યાગ યુક્ત છે

બ્રહ્મજ્ઞાનીને-મિથ્યા, સુખદુઃખ આપનારા આલોક અને પરલોક અને ભોગપ્રાપ્તિની લાલચ આપીને કર્મોની પ્રેરણા કરનાર, વેદો સાથે કોઈ પ્રયોજન નહીં હોવાથી, સર્વનો પરિત્યાગ કરીને આત્માને શોધવાની જરૂર નહી હોવાથી સ્વાધ્યાયની પણ જરૂર નહીં હોવાથી વિદ્વાનનો કર્મોનો પરિત્યાગ યુક્ત છે અપરિપક્વ મુમુક્ષુ ગૃહસ્થનો કર્મત્યાગ હરગીઝ શક્ય નથીજ અને ગૃહસ્થ ધરબારનો ત્યાગ ન કરે તો એ પરિપક્વ થવો શક્ય નથી

નાક, જ્ઞાનનિષ્ઠા જેને પ્રાપ્ત થયેલી છે એવો આરૂઢ સન્યાસી ઉત્તમ બ્રહ્મનિષ્ઠ હોય તે જો કર્મ કરે છે તો તેને પાપ લાગે છે યા તેને કર્મ કરવાની શ્રુતિ મના કરે છે યા ભગવાન શ્રીકૃષ્ણ મના કરે છે એવુ પણ સમજવુ ઘટતુ નથી જરૂર કર્મોથી પરમેશ્વર કર્મકર્તા પર પ્રીતિ કરે છે, એ જોતા એની પ્રીતિ સપાદન કરવા માટે કર્મ કરવા કે નહી એ પ્રશ્ન જો ઉદ્ભવે તો તેનો ઉત્તર એ છે કે બ્રહ્મનિષ્ઠા વડે કરાતા કર્મોથી અધિકાધિક પ્રીતિ પરમેશ્વરની સપાદન કરવા માટે થાય તો કોઈપણ પ્રકારનો બાધ નડતો નથી 'जीवेशावाभासेन करोति' આ શ્રુતિ અનુસાર ભલે બ્રહ્મનિષ્ઠ હોય, પણ છે તો એ શરીરધારી-ખરો કે નહીં? ભલે એ વિદ્વાન છે પણ શરીર ધારી હોવાથી અલ્પ તો ખરો કે નહીં? જીવ ખરો કે નહીં? માટે માયિક આભાસિ અસત્ય સ્વરૂપનો પરિત્યાગ કરીને માયા અને એનુ કાર્ય-તેની સાથે સબધ રહિત નિત્ય નિરતર નિરાભાસ નિષ્ક્રિય નિષ્કળ શાંત અનત અનાદિ, સચ્ચિદાનદ એકરસ પ્રમાણાતર અબાધ્ય પરિપૂર્ણ અદ્વૈત પરબ્રહ્મ એવો જે 'હુ' એની જે ઉપાસના કરે છે એવા યથાર્થદર્શી સત્યનિષ્ઠ બ્રહ્મવિદ્ જીવ પર વધુ પ્રીતિ થવાનો સભવ છે 'મારા વૈભવનો એ નિર્વાહ કરતો હોવાથી જેમ રાજા પોતાના લશ્કરના અધિક ભાગ સરદાર પ્રત્યે પ્રીતિ કરે છે તેમ હોવાથી હુ એના પર અધિક પ્રીતિ કરુ છુ'-એવુ ભગવાને

કહ્યુ છે ' प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रिय '–આ વાક્યથી સમજાવે છે કે–' બ્રહ્મવિદ્ પર પરમેશ્વરની પરમપ્રીતિ છે '–એ કથન યુક્તજ છે જેમ અધિક ગુણવાળા પુત્ર પર પિતાની અધિક પ્રીતિ હોય તેમ આથી સિદ્ધ થાય છે–' પરમેશ્વરના નિર્ગુણ, અમાયિ- સ્વરૂપને પ્રાપ્ત કરવાની ઇચ્છા વડે શ્રવણ, મનન, નિદિધ્યાસનમાજ શ્રદ્ધા વડે પ્રવૃત્ત રહેનાર પર સત્યનિષ્ઠાવાળા માનવજર મુમુક્ષુ પર પરમેશ્વરની પરમપ્રીતિ છે

વાક આથી એવુ સમજવુ ઘટતુ નથી કે–' જરૂર ' सर्वधर्मान्परित्यज्य ' –એ કહીને ધર્મનોજ ત્યાગ કરવાનુ વિધાન કરવામા આવે છે–અધર્મના ત્યાગનુ નહીં '' જો એમજ હોય તો અધર્મ તરફ પ્રવૃત્તિ થવા લાગે એવુ પણ આથી સમજવાનુ નથી કારણકે માસાહાર ન કરવો એવુ પ્રથમ કાચા ભક્ત માટે કહેવામા આવેલ તેનો જેને ત્યાગ કર્યો છે એવાને પાછળી અવસ્થામા માસાહાર માટે રૂચિ થવી સભવિત નથી જેણે પરિત્યાગ કર્યો છે, એવા સન્યાસીએ બ્રહ્મચર્ય પાળવાનુ હોય છે, ગૃહસ્થને ઘેર ભિક્ષાનભજન કરવાનુ હોય છે, તેને ફરીને પરણીને ઘર માડવાનુ મન થતુ નથી, તેમ દુષ્કર્મો પર તેની પ્રવૃત્તિ કેમ સભવે ? તોપણ ' त्यज धर्माधर्म '–' न तेषा धर्माधर्मो ' = ધર્મ અને અધર્મનો ત્યાગ કર '–' તેઓને ધર્માધર્મ -શુભ નથી ' એ શ્રુતિઓ અનુસાર ' सर्वधर्मान्परित्यज्य ' એ વાક્યમા અધર્મના ત્યાગની વાત પણ આવી જાય છે '

અર્જુનને ભગવાને જો કે કહ્યુ છે–' ધર્મને અને અધર્મને ત્યજ ' કેમકે એને અધિકાર સન્યાસનો નથી, તથાપિ એ કથન મુમુક્ષુ બ્રાહ્મણને બોધ થવાને માટે કહ્યુ છે કારણકે અર્જુનને નિમિત્તજ બનાવવામા આવેલ છે બધી બાબતોમા ' બધા ધર્મોને છોડી દે એવુ પણ એના માટેજ કહ્યુ છે ' એવુ સમજવાનુ નથી જ્ઞાન અને કર્મ–અધિકાર અને તેજની પેઠે પરસ્પર પ્રતિયોગિ છે મોક્ષાર્થીએ પરમાત્મા વિના બીજાનો આશરો ન કરવો એવુ નિશ્ચિત સૂચન કરેલુ છે તેથી સર્વધર્મોને ત્યજવાની વિધિકે સર્વનુ સન્યાસપણુ અને એક પરમેશ્વરનુ શરણુ ઉપકારક ગણ્યુ છે ' अयमात्मा ब्रह्म ' અને ' तत्त्वमसि '–શ્રુતિઓ વડે બ્રહ્મ અને સ્વસ્વરૂપનુ એટલે આત્માનુ ઐક્ય પ્રતિપાદિત થયેલુ હોવાથી, ' અરથૂન, અનવણુ લાણુ ટૂકુ નહિ હોવાથી અને તે બધુ બ્રહ્મ હોવાથી ' શ્રુતિઓએ જગતનુ આરોપણ કરીને સર્વનુ

બ્રહ્મમાત્રપણુ નિરૂપણ કરેલુ હોવાથી, 'એકજ અદ્વિતીય બ્રહ્મ'–'એકજ એ આત્મા થયેલો છે'–'એકજ રુદ્ર છે તેને સ્થાને બીજો કોઈ નથી'–વગેરે શ્રુતિઓથી બ્રહ્મનુંજ એકપણુ અવધારણ કરવાથી સજાતિ, વિજાતિ, સ્વગત, ભેદરહિત, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવ, અપૂર્વ, અનપર, અનંતર, અબાહ્ય અખંડિત, એકરસ, અદ્વિતીય પરબ્રહ્મ એવો જે હું તેના શરણમા જા અને સર્વ આ બ્રહ્મ છે, તે 'હું છુ' એવુ પ્રત્યેક વસ્તુને તુ માની લે"

"સાધકનુજ–અહીં–ધ્યાનનો અભ્યાસ કરવામાં આવતો હોય એ હાલતમા –વિશુદ્ધ બુદ્ધિવાળો થઈને, ધારણાવાળો થઈને, પોતાને નિયમિત કરીને શબ્દોને નહીં સાભળીને, વિષયોનુ ચિંતન નહીં કરીને દેશમાળ અને દષ્ટિનું સ્થાપનનુ નિયમન કરવામાં આવેલુ છે"–એવુ સમજવુ ઘટે છે 'હુ અને આ બધુ બ્રહ્મજ છે' એમ પ્રત્યેક દષ્ટિએ પોતાનું અને સર્વનુ દશ્યમાન નામ રૂપ વગેરેનુ ગ્રહણ નહીં કરીને બ્રહ્મનેજ જોતો ઉત્તમ બ્રહ્મવિદ્ તું છુ, માટે જતો બેસતો ઉભો રહેતો અને સૂતો, અથવા બીજીરીતે હો તો–સર્વના મારૂ પરમબ્રહ્મનુજ તુ અનુસંધાન કર"–એવુ બોધિયુ છે એમ સમજવુ ઘટે છે

અને પછી એમ સમજાવીને ભગવાન શ્રીકૃષ્ણ કહે છે–"આ પ્રમાણે જોયેલુ, સ્પર્શ કરેલુ, સાભળેલુ, માનવામા આવેલુ, અનુભવેલુ બધુ સર્વદા બ્રહ્મ છે એવુ માનનારા અને જોનારા તને અને એવા બીજાને હુ પર-માત્મા–મારો આત્મા માનીને જેમ આખથી વસ્તુ જોવાય છે તેમ મને જોનારને બાહ્યાભ્યંતર વૃત્તિથી માનનારને હુ સર્વ જગાએ હાજર હોવાથી સર્વે પાપોથી છોડાવીશ મતલબ કે–વૃદ્ધાવસ્થાથી, જન્મમરણથી, પુણ્યપાપ ઓથી, પાપનાં કાર્યોથી હુ છોડાવીશ સંસારબંધથી હુ મુક્ત કરીશ' ઓહો! પ્રભુપ્રેમીઓ! દયાળુની કેવી દયા છે?

પ્રભુપ્રેમીઓ! અથવા બીજી રીતે બીજા શબ્દોમા વિશેષ સ્પષ્ટતા થવા માટે હુ–એ દયાળુ ભગવાનનો–જીવોને મુક્ત કરવાનો એને પોતાના જેવા બનાવવાનો ભાવ (કારણકે જીવો પરમેશ્વરમાંથીજ ઉદ્ભવેલા હોવાથી) તમને સમજાવવા ચાહુ છુ કે–' અવિદ્યાથી ઉપજતી કામનાથી થતા કામ્યકર્મોથી, કામ્યકર્મોથી થતા પાપોથી વારવાર જન્મ થવાના, મરવાના તેમજ વૃદ્ધાવસ્થાના દુખના ભોગવવાના પ્રવાહમા તણાતા શરણે આવેલા સર્વધર્મત્યાગી જ્ઞાની

જ્ઞાનનિષ્ઠામા રહેતા ધ્યાનાવસ્થિત સમાધિસ્થ વિદ્વાન બ્રહ્મવિદ્ મુમુક્ષુ માનવ છો જે મારા આત્મા સમાન પ્રિય છે, તેમને સદતર મુક્ત કરીશ'–એવુ કથન આ ૬૬મા શ્લોકમાથી સમજાય છે શ્રદ્ધા કરીને માની લ્યો–

વળી આગળ વધીને અર્જુનને નિમિત્ત કરીને જીવોને બોધ કરે છે–' હે જીવો! નિત્ય કૂટસ્થ ચિદ્રૂપ પૂર્ણજ હુ છુ–એવુ તમે પણ તમારા આત્માને એટલે તમને પોતાને નિત્ય, કૂટસ્થ અસગ, ચિન્માત્રરૂપ છો, એવુ જ્યારે વિજ્ઞાન તમને ઉપજે અને એના સ્વસ્વરૂપનો આત્માના પ્રકાશ સમો તમારો આત્મપ્રકાશ લાગે ત્યારે એ પ્રકાશ વડે દેહ, ઇન્દ્રિયો વગેરે સર્વ દૃશ્ય તેમના ધર્મ, તેમના કર્મ, તેમની હાનિ સાથેના સબધરહિતજ તમને પોતાને આકાશ પેઠે અસગ, વિકારરહિત પરિપૂર્ણ, એકરસજ સર્વદાસદ્ બ્રહ્મ ગણીને સર્વને ' હુ પોતેજ છુ ' એવુ ગ્રહણ કરાવીને અવિદ્યાની ઉપજતી ભ્રમના અને કામો અને કર્મો–સઘળા વિપરીત ભાવને અશેષ નાશ કરાવીને પૂર્ણ ચિદાનદરૂપ ' હુ છુ ' એવી તમારી અચળ વૃત્તિને કરાવીને સદા હુ મુક્ત છુ એવો તમારામા ભાવ ઉપજાવીશ

વળી ઉમેરીને એ ભગવાન કહે છે આ પ્રમાણે તમને પોતાને અવિદ્યા અને તેના કાર્યના બધથી નિર્મુક્ત નિર્વિકાર બ્રહ્મ છો–એવી રીતના વિજ્ઞાનવાળા સક્ષાત્કાર કરેલા બનાવીને આ વર્તમાનદેહ વડે જીવતાજ મુક્ત કરીશ તમારે કોઈ શોક કરવાનો નથી તમે જ્યારે સાક્ષાત્ આ મારા સ્વસ્વરૂપથી બન્યા પછી તમને શોક શાનો? શ્રુતિ–तत्र को मोह को शोक एकत्व मनुपश्यत – આ પ્રમાણે પોતાનુ અને બ્રહ્મનુ એક્ય સમજનારા વિદ્વાન શોકરહિત બને છે એવુ આ શ્રુતિ પણ કહે છે

હે માનવજીવો! પોતાની એકતા બ્રહ્મ સાથે યા પરમેશ્વર પરમાત્મા શ્રીકૃષ્ણ સાથે એમને મારી સાથે તમો કરશો બધા ધર્મોને ત્યજીને અને મારે શરણે આવીને તમને બધાને મુક્ત માનશો તો હુ તમને શોકભાવ વિનાના બનાવી દઈશ મારાથી તમે ભિન્ન છો એવુ માનનારા મૂઢોનેજ શોક થાય છે પણ ' હે પરમેશ્વર! તમેજ આ બધુ છો અને તમે જે આ બધ તે હુ છુ –એવુ જોનારા તમોને શોક હોયજ નહિ આવુ જોનારા વિદ્વાનને શોકનો અભાવજ હોય શોકનુ કોઈ કારણજ ન હોય માટે તમે શોક ન કરો –જેમ અર્જુનને તેમ તમને શ્રીકૃષ્ણ કહે છે

અથવા પ્રભુપ્રેમીઓ! માની લ્યો–'જે બીજા અધ્યાયના અગિયારમા શ્લોક વડે અર્જુનને ભગવાન શ્રીકૃષ્ણે કહ્યુ–'अशोच्यानन्व शोचस्त्व'–તેનો 'सर्वं धर्मान्परित्यज्य'–આ શ્લોક વડે 'मा शुच' એવુ અંતે કહીને–ઉપસંહાર કરે છે

અહીં તમોએ બરાબર લક્ષમા રાખવા જેવુ છે કે–'જે પોતાનુ કર્તાપણુ જોતોજ નથી અને જેને ભિન્નભાવ, તેને શોક થતો નથી એવુ કહેવામા આવ્યુ ત્યા શ્રીકૃષ્ણ શોક દૂર કરે છે એવુ મંતવ્ય ઉદ્‌ભવતુ નથી પણ 'હુ દેહ છુ'–એવુ મંતવ્ય કરનારને શોક કરાવીને પછી 'હુ આત્મા છુ'–એવુ શરણે આવેલાને સમજાવીને એના શોકને દૂર કરે છે–એવુ સમજવુ ઘટે

આ ક્રમણે નિર્વિશેષ એક પરમબ્રહ્મનેજ પોતાના આત્માને સમજીને એ પ્રમાણે પોતાના આત્માને એ બ્રહ્મમા પરોવીને અનુસંધાન કરનાર વિદ્વાનને જ્ઞાન થાય છે અને એવા નિશ્ચયાત્મક જ્ઞાનવાળાને વર્તમાન દેહમા જીવન્મુક્તો અનુભવ થાય છે અને એને જાણીને પછી એ વિદ્વાન એમા સમાય છે એવુ પ્રથમ નિરૂપણ કર્યું છે જેનુ ફરીથી અહીં નિરૂપણ કરવાની જરૂર નથી આથી હવે તમને બરાબર સમજમા આવ્યુ છે એવુ માની લઉ છુ કે–તમે જ્ઞાન અને કર્મનો સાધનસાધ્યભાવ નિરૂપિત કર્યો છે અને તમને તેથી સિદ્ધ થયુ છે કે–કર્મકાંડ અને બ્રહ્મકાંડ મોક્ષનું કારણ છે અને સત્સંગથી ઉપજતી ભક્તિથી પ્રેરાઈને માનવજીવો મોક્ષપ્રાપ્તિ માટે પ્રયત્નશીલ થાય છે–એ યાદ રાખો

હવે સત્સંગ ક્યાથી–આપણે બધા ધર્મોને ત્યજીને ભગવાનને શરણે જવાનો ભક્તિ ઉપજે એવો વાર્તાલાપ કરીશુ સત્સંગ કર્યા વિના પ્રભુ પર પ્રેમ થાય કે? પ્રભુ પર પ્રેમ થયા વિના પ્રભુભક્તિ ગમે કે? પ્રભુભક્તિ ગમ્યા વિના પ્રભુ રાજી થાય તેવા કર્મકાંડના કર્મો કરવા રુચિ થાય કે? નિષ્કામ કર્મો થયા વિના ચિત્તશુદ્ધિ થાય કે? ચિત્તશુદ્ધિ થયા વિના જ્ઞાનકાંડમા ચક્ષુપાત થઈ શકે ખરો કે? નિશ્ચયાત્મક બ્રહ્મજ્ઞાન વિના જ્ઞાનનિષ્ઠામા રહેવાય કે? જ્ઞાનનિષ્ઠામા સ્થિતિ થયા વિના બ્રહ્મનિષ્ઠા ઉપજે કે? બ્રહ્મનિષ્ઠા સુદૃઢ થયા વિના સમાધિ લાગે કે? સમાધિ લાગ્યા વિના બ્રહ્મકાંડમાં પ્રવેશ થાય

કે? બ્રહ્મલોકમાં પ્રવેશ થયા વિના વિદેહકૈવલ્યસુખનો અનુભવ થાય છે? વિદેહકૈવલ્યસુખથી અનુભવાતી બ્રાહ્મીસ્થિતિ અંતકાલ સુધી ટક્યા વિના મોક્ષપ્રાપ્તિ થાય છે?

ધર્મ એટલે ગુણ યા સ્વભાવ એવો અર્થ આપણે કરીશું બીજા અધ્યાયમાં આત્માના ગુણો અને શરીરના ગુણો તમને કહેવામાં આવ્યા છે, જે આ પ્રમાણે છે—શરીરના ગુણો (૧) જન્મવું (૨) મરવું (૩) વૃદ્ધિને પામવું (૪) ક્ષીણ થવું (૫) પરિણામને પામવું અને (૬) લયને પામીને ફરીને દેખાવું–આ છ ગુણો છે આત્માના ગુણો-(૧) પ્રાણીમાત્ર પર દયા કરવી (૨) શાંતિ (૩) ઇર્ષારહિતપણું (૪) પ્રારબ્ધવશપણું (૫) અલોભીપણું (૬) માંગલ્ય (૭) સ્પૃહારહિતપણું, અને (૮) અભય—આ આઠ ગુણો છે શું આ શરીરના છ અને આત્માના આઠ—એમ ચૌદ ગુણોને એટલે ધર્મોને તજવા? આનો વિચાર કરીશું મોક્ષપ્રાપ્તિ કેમ થાય એનોજ અહીં વિચાર પ્રધાન હોવો ઘટે છે

'હું દેહ નથી' એવું 'તત્ત્વમસિ' એટલે 'તું તે બ્રહ્મ છું' એવા ગુરૂના વેદાન્તના ઉપદેશથી બરાબર સમજી શકાય છે આપણો આત્મા બ્રહ્મ છે અને આપણે આત્મા છીએ એ પણ ગુરૂના ઉપદેશથી બરાબર સમજી શકાય છે 'મારો પગ લંગડો છે, મારો હાથ હૂંઠો છે, હું કાણો છું હું બ્હેરો છું, હું બોબડો છું, મારૂં નાક દુર્ગંધને પારખી શકતું નથી મારૂં મન ચંચળ છે મારી બુદ્ધિ કુંઠિત છે મારો અહંકાર દુષ્ટ છે મારૂં શરીર દુબળું છે'—આમ બોલનારો શરીરથી ભિન્ન આત્મા છે શરીર પોતાની અને અવયવો પોતાની ખોડોને કહી શકતા નથી જડ છે અને શરીરના ગુણોને તમે જાણ્યા છે કોઇપણ વસ્તુમાં જે ગુણ પ્રસિદ્ધ હોય તે તે વસ્તુ છે—એવું સમજવું એવો ન્યાય છે એક પાગલ માનવી રાજાનો પોશાક પહેરે તેથી તે રાજા કે રાણી મનાતા નથી પરંતુ તેની શક્તિ આજ્ઞા કરવાની અને આજ્ઞાને માનનારા માનવીઓને આજ્ઞાને અનુસરતા થઈ જતા જોવાથી રાજા રાણી હોવા સિદ્ધ થાય છે આ દાખલાથી મનક શરીરને તમે જુઓ એ શરીર કયો ગુણ પ્રસિદ્ધ કરે છે? આત્મા નિત્ય છે અજન્મા છે, અવિનાશી છે, અવિકારી છે ચૈતન્ય છે, જ્ઞાન છે, સુખ છે, આનંદ છે – એમ શ્રુતિ આત્માને વર્ણવે છે શ્રદ્ધા કરો કે તમે દેહ નથી પણ આત્મા છો શરીરના

ધર્મો એટલે ગુણો આત્મા માટે પ્રગટ થયા, તેમને મુમુક્ષુએ 'હું આત્મા છું' એવી ઉપાસનાથી સ્પષ્ટ દેવા ઘટે એ સિદ્ધ થઈ જાય છે હવે આત્માના ગુણોને ત્યજવા? આ પ્રશ્ન ગંભીર વિચાર માગે છે.

"શું દયા ન કરવી? શું નિવૃત્ત ન રહેવું? શું ક્ષમા કરવી? વરઘોડા ન કરવો? આવતી કાલ માટે ખાવાનું કપડાને સામગ્રી ન લાવવી? શું નાસ્યાદૃદયા કરવું-સગાનો વિયોગ થાય તો પણ? ટાઢથી રક્ષણ કરવા કામળ મેળવવા યત્ન ન કરવો? સર્પના ઉપર પગ મૂકીને ચાલવું?"-ધર્મોને ત્યજવાની વાત સાંભળનાર આ પ્રશ્ન કરી શકે છે અને, તમને સમજાશે પણ ખરું કે -ભરતે દયા કરી એથી એ પશુ-હરણ-યોનિ અને મનુષ્યશરીર વડે મેળવાતો મોક્ષલાભ એ ન મેળવી શક્યો અને ફરીને મનુષ્ય-બ્રાહ્મણ થઈને ભૂલ સુધારી મુક્ત થયો નિવૃત્ત નહિ થનારા ચિત્રકેતુ અને પ્રતાપભાનુ જેવા દૈત્યો થયા ધનાઢ્યોના વૈભવને જોઈને ઈર્ષ્યાથી બળતા અધનાઢ્યોએ- નિર્ધનોએ-ધનાઢ્યોને લૂંટીને ઠેઠ આજ સુધીના ખૂનો કર્યાં અવિદ્વાન અને અવૈરાગી લોકોને મફત ખાવાનું મળે તો પ્રમાદી અને આળસુ પ્રજા માનવજીવનની સંસ્કૃતિ અને આદર્શનો નાશ કરનાર કારણભૂત ન બને કે? સગાના મૃત્યુના વિયોગથી શોક ન કરે એવા માનવી બને, તો પ્રજામાંથી પરોપકાર અને હમદર્દીના ગુણો નષ્ટ ન થાય કે? શિયાળામાં ગરમ કામળા જેમને ઓઢવાને નથી મળ્યા એવા ગરીબ માણસોના ટાઢથી મોત થતા તમે નથી સાંભળ્યા? સર્પ પર જેનો ભૂલથી પણ પગ પડી ગયો હોય એવા માનવીઓને સર્પો કરડ્યા છે અને મરી ગયા છે એવું તમને સાચું નથી લાગતું? આ બધા પ્રશ્નોના ઉત્તરો સંતોષકારક ન મળે તો મોક્ષશાસ્ત્ર અપૂર્ણ કહેવાય

સાંભળો! બધા પ્રશ્નોનો એકજ ઉત્તર છે જે આઠ ગુણો ગૌતમ મુનિએ વ્યાખ્યાન કરેલા છે તે-'હું દેહ નથી પણ આત્મા છું, આ બધું જે છે 'તે બ્રહ્મ છે'-'તે હું છું'-એવા ભાવથી આત્મોપાસના કરીને શુદ્ધ થયેલા સાત્વિક અભ્યાસિક આત્મા ક્ષેત્રજ્ઞના (વિદ્વાનના) છે વિમુક્તિ માટે આ વિદ્વાનને ધ્યાનાભ્યાસ અને ચિત્તશુદ્ધિથી ઉપજેલા સ્વસ્વરૂપની જ્ઞાનનિષ્ઠાવડે સમાધિની અપેક્ષા-બ્રાહ્મીસ્થિતિને અંતકાલ સુધી ટકાવી રાખવાને હોય છે ગૌતમે વર્ણવેલા આઠ ગુણો સમાધિ દશામાં રહી શકવાના ઉપાયો છે, તે ધર્મો

ત્યાગજ નહીં જરૂર એ ધર્મોનું પાલન આસક્તિરહિત થઈનેજ કરવાનું છે વળી સાદો કોઈ દાનમાં છોડવાના તો નથીજ કેનચાર્થી ઉત્તમ બ્રહ્મનિષ્ઠ આસક્તિવાળો હોવો અસંભવિત છે સર્વે ધર્મોને કરવા અને ત્યજવા સંગ રહિત થવા માટેજ છે, સંગરહિતપણું કૈવલ્યનું મરણ છે અલબત્ત ઉત્તમ કોટિના બ્રહ્મનિષ્ઠના ભલાબૂરા બધા ધર્મો છૂટી જતા છે ભગવાન સંકલ્પવાળો બ્રહ્મનિષ્ઠ ધારે તો-ભૂખ્યા વાઘને ગાયનો શિકાર કરતો અટકાવી શકે છે ફાંસી પર ચઢનાર માણસને બચાવી શકે છે પરંતુ ભૂખથી વાઘ મરી જાય અને ગુન્હેગાર બચી જાય એવી વિષમતા એ કરતો નથી હથિયાર તો એની પાસે હોયજ નહીં કારણકે એ સમદર્શી છે બ્રાહ્મીદશા પછીજ બધા ધર્મો એની મેળે છૂટી જાય છે ત્યારે બધા ધર્મોને છોડી દેવાનો બોધ-શારીરિક ભોગો, આરામો અને વિધાનદો અને તેમના માટે થતા કર્મો અને કર્મો માટે થતી ક્રિયાઓ અને ક્રિયા માટે થતી કામનાઓ જે સત્વાદિ ત્રણ ગુણો અને તેનાથી ઉપજતા કામાદિ ૭ વિકારો જે પ્રકૃતિ અને તમારા સ્વભાવના છે તેમને ત્યજીને શરણે જવાનું સમજી લેવાનું રહે છે કારણકે આ કથન ખાસ કરીને ગૃહસ્થને કહેવામાં આવ્યું છે, અપરિપક્વ મુમુક્ષુને કહેવામાં આવ્યું

પ્રભુપ્રેમીઓ! આ વિષય સત્સંગથી ઉપજતી ભક્તિનો છે ગૃહસ્થ-કૈવલ્ય માટે પ્રયત્નશીલ થઈ શકે છે ભક્તિ કરવાના બોધથી પછી કર્મકાંડ, પછી જ્ઞાનકાંડ અને ત્યાર પછી બ્રહ્મકાંડમાં જઈ શકે છે તે પણ ભક્તિ વડેજ અને તેથીજ ભગવાને કહ્યું છે -"ચાર પ્રકારના ભક્તોમાં 'જ્ઞાનયુક્ત ભક્ત' મારો પ્રાણ છે, અને મને પ્રિય છે કારણકે તે સાક્ષાત્ પરમેશ્વર બ્રહ્મ છે"

સ્વીકાર કરે છે તેથી તેમને દોષ લાગતો નથી. વળી પોતાનીજ માયાથી ઉપજેલાં રાક્ષસોનાં શરીરોનો નાશ કરે તો તેથી તે દોષ તેમને લાગતો નથી. વળી રાક્ષસોના આત્મા પણ પોતેજ છે. તે જ્યાં ભગવાનને દોષ લાગતોજ નથી. વળી એમના પોતાના માટે એમને કશું કરવાનુ હોતું નથી; જ્યારે માનવજીવો માયાની મરજીથી ખેંચાયલા તેમના શરીર માટે બધુ કરે છે, તેથી તેમને દોષ લાગે છે. માનવી જીવોએ કૈવલ્ય માટે માયાની સત્તાથી મોકળા થવા પ્રથમ માયિક બ્રહ્મ જેવા થવા માટે પ્રયત્ન કરીને, સિદ્ધિ મેળવીને, ક્રિયારહિત, કળારહિત, શાંત થવું એવો ધ્યેય માનવ જીવનનો છે. માયિક બ્રહ્મનો સ્વભાવજ ભક્તો પ્રત્યે વિષમ હોય છે તો મનુષ્યલીલા કરવાને પ્રગટ થયેલા ભગવાન શ્રીકૃષ્ણે રાક્ષસોને મારવાનુ વિષમ કૃત્ય કર્યું અને તત્વથી એ 'શુદ્ધ-બુદ્ધ-નિર્વિકાર' છે, એવુ બોલીને શત્રુભાવથી ચિંતન કરનારા રાક્ષસોનો ઉદ્ધાર કર્યો એવું બોલવું બંધબેસતું છે.

જેને કૈવલ્ય કહેવામા આવે છે એ બ્રહ્મતત્વ છે. આ બ્રહ્મતત્વમા કૈવલ્ય માટે સમાઈ જવા માટે ભક્તિવડેજ મુમુક્ષુઓએ પ્રયત્નશીલ થવાનુ હોય છે અને એટલાજ માટે માનવજીવોને મોક્ષમુક્ત થવા માટે પ્રકૃતિના બધા ગુણો યા ધર્મોનો ત્યાગ કરીને શરણે જવાનુ કહેવામા આવ્યુ છે. બ્રહ્મતત્વ તો છે–માયિક, શારીરિક ધર્મોથી ભિન્ન; ધર્માધર્મથી, સત્યાસત્યથી, જ્ઞાનાજ્ઞાનથી, શુભાશુભથી, જ્ઞાનકર્મથી, વિદ્યાઅવિદ્યાથી, માયાથી, પ્રકૃતિથી, સ્વભાવથી ભિન્ન–"પર-નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત નિર્વિકાર શાંત કળારહિત ક્રિયારહિત–ઉત્તમોત્તમ–' એક '–અમાયિક કૈવલ્યરૂપ છે."

આ બધુ શ્રવણ કર્યા વિના સમજાતુ નથી શ્રવણ કરવાનુ સત્સંગ થતો હોય ત્યાં જવાથી બની શકે છે સત્સંગથી બહુજ મહાન ફાયદો છે. તુલસીદાસ કહે છે.—

'बिनु सत्संग न हरिकथा ता बिनु मोह न भाग।
मोह गये बिनु रामपद रहै नहि अनुराग॥'

ભાવાર્થ:–'સત્સંગ વિના, હરિકથાશ્રવણ વિના અજ્ઞાન મટતું નથી. અજ્ઞાન મટ્યા વિના રામના ચરણ પ્રત્યે અનુરાગ થતો નથી' રામ એટને

સર્વમાં રમી રહેલો આત્મા અને અનુરાગ એટલે સમાન થવાની પ્રીતિ અને રામપદ એટલે રામનો ગુણ-ધર્મ.

રામની કથાનું શ્રવણ કર્યા વિના રામનો મહિમા જાણમાં આવતો નથી. રામની મહત્તા જાણવામાં આવે નહીં ત્યાંસુધી રામ પ્રત્યે પૂજ્યભાવ અને પ્રેમ થતો નથી; પ્રેમ થયા વિના રામના ગુણો પોતાનામાં આણવાનું ભજન થતું નથી; રામ જેવા થવાને માટે ભજન એટલે ચિંતન કર્યા વિના અને પ્રીતિ થયા વિના રામને રાજી રાખવાનાં કર્મો થતાં નથી. પરોપકાર અને પરમાર્થ અને પરાર્થ કર્મો કર્યા વિના રામ પ્રસન્ન થતાં નથી; રામને પ્રસન્ન કર્યા વિના આત્મપ્રસન્નતા ઉપજતી નથી; આત્મપ્રસન્નતા વિના વૈરાગ્ય ઉપજતો નથી; વૈરાગ્ય ઉપજ્યા વિના આત્મધર્મપરાયણ રહેવાતું નથી; આત્મધર્મપરાયણ બન્યા વિના સ્વસ્વરૂપજ્ઞાન થતું નથી; સ્વસ્વરૂપજ્ઞાન વિના વિજ્ઞાન ઉપજતું નથી; વિજ્ઞાન ઉપજ્યા વિના બધું બ્રહ્મ હોવાની બ્રહ્મનિષ્ઠા ઉપજતી નથી; ઉત્તમ કોટિની બ્રહ્મનિષ્ઠા વિના વિદેહકૈવલ્યસુખ અનુભવાતું નથી; વિદેહમુક્ત થયા વિના અંતસમયે બ્રાહ્મીસ્થિતિ રહેતી નથી; અંતસમયે બ્રાહ્મીસ્થિતિ રહેતી નથી તો રામમા-એટલે બ્રહ્મતત્ત્વમાં સમાઈ જવાતું નથી.

પ્રભુપ્રેમીઓ! આપણો વાર્તાલાપ તો ધર્મનોજ છે. **જેની સાથે સંબંધ હોય, યા જેની સાથે સંયોગ થાય, યા જેનામાં નિવાસ થાય તેની સાથેનું આચરણ જેવું થાય તે આચરણને ધર્મ કહેવામાં આવે છે.** આના ધર્મમાં ઘણા પેટાધર્મો હોય છે. આવા પ્રકારો અને પેટાધર્મો સબંધ પ્રમાણે અને સ્વાર્થ પ્રમાણે તેમજ સગવડના પ્રમાણે હોય છે. આ ધર્મોમાં સ્થૂલતા રહેલી હોય છે. જેમકે શેઠચાકરનો સેવ્યસેવક ધર્મ-આ ધર્મ સ્વાર્થ અને સગવડતા માટે શરૂ થયો સબંધથી. આ સંબંધને ટકાવી રાખવા માટે પરસ્પરના ધર્મો ઉપસ્થિત થાય છે. શેઠને સેવાનો લાભ અને ચાકરને નિર્વાહનો લાભ થાય છે. આ સબંધ સ્વાર્થે હોય છે. શેઠ હોય તો નોકર અને નોકર હોય તોજ શેઠ કહેવાય છે. આ જોતા સેવાધર્મ અગત્યનો છે અહીં કર્મ અમર ધર્મની અગત્યતા વસ્તુસિદ્ધિ માટે છેજ. આવો જ્ઞાન અને ધર્મને સંબંધ છે. જ્ઞાનશક્તિ ક્રિયાશક્તિને ઉત્તેજિત કરે છે. ક્રિયાશક્તિ જ્ઞાનશક્તિ વિના જડ છે, જેમ જીવ વિના આત્મા જડ છે તેમ.

જીવના ઓજસથી શરીરની ક્રિયા થાય છે. જેમ ગોટથી ચાકર પ્રવૃત્તિમય છે, તેમ જ્ઞાનથી ધર્મ પ્રવૃત્તિમય છે. જેમ ધર્મ પ્રવૃત્તિથી કર્મપ્રવૃત્તિ છે, તેમ ઈશ્વર અને ભક્તોનો સંબંધ હોય છે. ઈશ્વરના સંબંધથી જ્ઞાન-ધર્મ-કર્મ, ભક્તોનું સમજી લેવા આ વાર્તાલાપ છે. ઈશ્વર એટલે-'માયિક-સગુણ બ્રહ્મ.'

જુઓ! ઈશ્વર ન કરે તેવાં કામો ભક્તો કરે છે. ઈશ્વરનું કથન પુરાણો દ્વારા આવું હોય છે-'પ્રારબ્ધમંદ માનવી-ગરીબ, સંતાનહીન, સાધનરહિત હોઈને તે દુ:ખમગ્ન રહે છે.' આ કથન સાંભળીને નિરાશ થયેલાં માનવીઓ જો સંતસેવા અને સંતસમાગમ કરે છે, તો તેમની ગરીબાઈ મટે છે, તેમને સંતતિ થાય છે, તે સાધનવાળાં થાય છે, તેમને રાજ્યપ્રાપ્તિ થાય છે અને તેમનો ઉદ્ધાર થાય છે અને તેઓ શોકમુક્ત, સંસારબંધમુક્ત અને નિર્વાણ શાંતિ સંપાદન કરે છે. ચિત્રકેતુ, સગર અને દિલીપ સંતસેવાથી સંતતિવાન થયા; શિવાજી સંતની સેવાથી રાજા થયો; વાલ્મીક, શબરી, રૈદાસ, નારદ-નો ઉદ્ધાર સંતસેવાથી થયો-આવું પણ પુરાણો કહે છે, શું આ ધર્મો ત્યજવા?

જુઓ! કેટલાક મનુષ્યોને ઘણું જ્ઞાન હોય છે, છતાં ઇન્દ્રિયનિગ્રહ કરી શકતા નથી તેઓને જનસેવાથી ઇન્દ્રિયોપર અને વિકારો પર કાબુ આવે છે. કેટલાકને જ્ઞાન છતાં અંતઃકરણમાં પ્રસન્નતા હોતી નથી. તેઓ ગરીબોની સેવા કરવાથી ચિત્તપ્રસન્ન રહે છે. શું આ ધર્મો તજવા?

જ્ઞાન અને ધર્મના સંબંધને સમજવાનું દૃષ્ટાંત:-

એક વનમાં એક આંધળો અને એક લૂલો એવી બે વ્યક્તિઓ વસતી હતી. આ વનમાં અચાનક આગ લાગી. બેઉ બળવા લાગ્યા. એ વખતે લંગડાએ આંધળાને કહ્યું, "જો તું મને તારે ખભે બેસારે તો હું તને રસ્તો બતાવું અને આમ આપણે આ દાવાનળથી બચી શકીશું.' આંધળાએ એ વાતનો સ્વીકાર કર્યો અને એ ઉપાયથી એ બેઉ બચી ગયા. આ પ્રમાણે ધર્મ આંધળો અને જ્ઞાન લંગડું છે અને તેજ પ્રમાણે જ્ઞાનશક્તિ લંગડી અને ક્રિયશક્તિ આંધળી છે, એમ સમજવું ઘટે છે. છતાં ક્રિયશક્તિ અગત્યની છે. શું આવો ધર્મ ત્યજવો?

પ્રભુપ્રેમીઓ ! આવીજ રીતે અત્યારે હવે વિચાર કરો જીવોની ઇચ્છાથી જીવોની પ્રાર્થનાથી જીવોના સુખ અને આનંદ માટે આ વિશ્વ ઇશ્વરે રચ્યુ. જીવોના સુખ અને આનંદ માટે સર્વે વસ્તુઓ જોઇએ તે મોજુદ કરી અને તેમને શરીરો આપ્યા, છતા મૂર્ખાઇના કારણથી જીવોએ-એ સુખ અને આનદનુ સ્થાન, જે આ વિશ્વ–તેને બળતા વન જેવુ બનાવી મૂકયું છે તમા રહેવાથી અગ્નિને આચ ન લાગે અને આનંદ અને સુખથી જીવી શકાતુ હોય તો તે જ્ઞાન અને ધર્મથી, અને નીકળી શકાય નિત્યાનંદ અને પરમસુખધામ પ્રાપ્ત કરવાને તો તે પણ જ્ઞાન અને ધર્મથી, એકલા જ્ઞાનથી કે એકલા ધર્મથી નહિજ. શું આ ધર્મ ત્યજાય કે?

જ્ઞાન અને ધર્મનો બીજો સબધ–જેમક એક માણસમા શરીરનુ સૌષ્ઠવપણુ, બુદ્ધિબળ, દૃષ્ટિમા દયા અને એને પ્રેમ હોય છે ત્યારે તે સામાન્ય જનતાથી જુદો દેખાઇ આવે છે, કારણકે તેનામા ભવ્યતા છે જ્યારે જ્ઞાન અનુભવવાળુ હોય છે ત્યારે તેની ભવ્યતાથી ધર્મ પણ ઉત્તમ રીતે આચરવામા આવે છે. આવા જ્ઞાનીની સેવા પણ ઉત્તમ અને સચોટ અસર કરનારી હોય છે જ્ઞાનબળના પ્રમાણમા ભવ્યતા અને આચરણની ઉત્તમતા સમજો અને તેવોજ ધર્માચાર સમજજો, આવો ઉપકારક ધર્મ ત્યજાય?

વાહ, જ્ઞાનનો અને ધર્મનો ત્રીજો સંબંધ લાગણીના પ્રમાણમાં હોય છે. દાખલા તરીકે, જેને સાચા મિત્રો મળ્યા હોય તેમને મિત્રના સબધથી થતી મઝાની માહિતી હોય છે સાચા મિત્ર એક બીજા પ્રત્યે એટલી બધી હમદર્દી રાખે છે, એટલું બધું હિત સાચવે છે, એટલી પ્રીતિ રાખે છે કે એનો ખરો ખ્યાલ બીજાઓને આવતો નથી જ્ઞાન અને સેવાધર્મનો સબધ એવો બધો ગાઢ હોય છે કે એકબીજાના વિયોગથી દુખી થઇ તેઓ તરફડે છે જ્ઞાન પોતાના મિત્રને અને ધર્મ પોતાના મિત્રને મદદગાર થવાને ભારે ઇન્તેજારી કરે છે મદદગાર થવાની ભાવનાવાળા એ બેઉ મળવાની તક શોધતા, તેવી તક મળતાં શીઘ્ર પરસ્પર સહાયક બની જાય છે. સહાયક ધર્મ ત્યજાય કે?

ધારો કે એક મિત્ર પોતાના મિત્રને પોતાની મુશ્કેલીઓ કહે છે, તેમ ધર્મ પોતાની મુશ્કેલીઓ પોતાના મિત્ર જ્ઞાનને કહે છે અને આમ પરસ્પર

દિલાસો મેળવે છે આમ સાચા મિત્રો સમાન, જ્ઞાન અને ધર્મનો મિત્રતા ભર્યો મીઠો સબધ હોય છે દરેક પળે પરસ્પર સહાયતા વડે પરસ્પર ઉપકારની લાગણીઓ અને વખાણો વાણીથી વ્યક્ત કરે છે વળી મિત્રતાના સબધમા અનુપમ ખુશીનુ કારણ ગભીર છે જેમ એક મિત્ર પોતાની મોટાઇનો લાભ પોતાના મિત્રને આપે છે તેમ જ્ઞાન અને ધર્મ પરસ્પર મોટાઇનો લાભ આપે છે ધર્મ–અનુભવનો લાભ જ્ઞાનને આપે છે અને તેથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે, જ્ઞાન ઐશ્વર્યનો લાભ ધર્મને આપે છે અને તેથી ધર્મની વૃદ્ધિ થાય છે આમ પરસ્પરની લાગણીનું આચરણ થયા વિના રહેતુ નથી આના ધર્મનો આદર કર્યા વિના એમને શાતિ મળતી નથી શુ **આ ધર્મ ત્યજાય કે?**

પ્રભુપ્રેમીઓ! મેવાને ધર્માચરણ સત્કર્માચરણ અને પરમાર્થ કેવામા આવે છે આનુ જ્ઞાન માનવીઓએ સપાદન કરવુ જોઇએ જ્ઞાન અને ધર્મ–કર્મનુ જોડાણ અલૌકિક ફળ ઉપજાવે છે જ્ઞાન અને કર્મધર્મ દૈવી તત્ત્વો છે દરેક માનવી આ પ્રમાણે જ્ઞાન વડે કર્મધર્મ કરે તો દુનિયા દોઝખ બનતી નથી, પરન્તુ સુખરૂપ બને છે જ્ઞાનયુક્ત ધર્મનો ત્યાગ કરવો? આનો ઉત્તર સ્પષ્ટ નકારમાં આવે છે **'જ્ઞાનરહિતના ધર્મોનો ત્યાગ કરવાનુ ભગવાન શ્રીકૃષ્ણે કહ્યુ છે'.–એમ સમજવું ઘટે.**

**દૃષ્ટાંત'**–ભાઈ અને બ્હેનનો સબધ આ દુનિયામા એકનેહી સબધ હોય છે જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ જેમ પૂર્વે સમયના પ્રલય પહેલા ઉત્પન્ન થયેલી હતી તેમ પ્રલય પછીની અત્યારની સૃષ્ટિની શરૂઆતમાજ એ બે શક્તિઓ ઉત્પન્ન થયેલી છે તે બેઉનો સબધ ભાઇબ્હેનના જેવો છે આ સબધથી બેન પરસ્પર ધર્મથી વર્તે છે ભલા ભાઇનુ ગુણીયલ બ્હેન પ્રત્યેનુ વર્તન એક ધર્મ છે અને એવીજ રીતે ભલી બ્હેનનુ ગુણીયલ ભાઈ પ્રત્યેનુ **વર્તન એક ધર્મ છે. ધર્મ હેતનુ કારણ બને છે. આ ધર્મ ત્યાગવો?**

ધર્મ અને જ્ઞાનને જેમ હેત, તેમ આ બેઉ શક્તિઓને બ્હેનભાઈ જેવો સબધ હોવાથી ધર્માચરણ માટે કારણ બને છે ભાઈ બ્હેનને કાંઈ કાંઈ બક્ષીસ આપી રાજી કરે છે તેમ બ્હેન ભાઇને આશિષ આપી અને હેત

જતાની રાજી કરે છે આવીજ રીતે બેઉ એક બીજાના દુખેને જોઇને દુખથી મુક્ત કરવા પરસ્પર સહાયક બને છે, તેમ જ્ઞાન અને ક્રિયા-શક્તિ પરસ્પર સહાય- બને છે, શું આ ધર્મ ત્યાગવો ?

કોઈ વખત જ્ઞાન કર્મધર્મને બાધક બને છે અને કોઈ વખત કર્મધર્મ જ્ઞાનને બાધક બને છે ભાઇબહેન લડે તેવી લડાઇ તેઓ લડે છે ભાઇબહેનની લડવાઇ લાંબો સમય ટકતી નથી, તેમ આ બેઉની લડવાઇ લાંબો વખત ટકતી નથી, કારણકે તેમનો એકલોહી સંબંધ છે

દાખલા તરીકે જ્યારે માનવ મુમુક્ષ સાધનો કરીને જ્ઞાનની અંતિમ કોટિએ પહોચે છે, ત્યારે એ કર્મને એક જાતની લપ માનવા લાગે છે અને કર્મધર્મ જ્યારે વેગમાં આવી જાય છે ત્યારે સાધ્ય વસ્તુ તરફ આધળીયા કરે છે અને જ્ઞાનને એક જાતની લપ અને ટાયડું માનવા લાગે છે પરિણામ એ આવે કે એકબીજાને ઓછુ આવે છે, કેમકે એમ થવાથી એકબીજાને ઉપેક્ષા થાય છે

જુઓ સંન્યાસીને પેટ ભરવા માટે યાચના કરવી પડે છેજ તેથી કર્મને જો તે લપ માને અને યાચના કરવા ન જાય તો ઉપવાસ કરવો પડે અને ભુખથી થતુ દુખ વ્યથા કર્યા વિના રહેજ નહીં તેથી ધર્મકર્મની સંન્યાસીને અપેક્ષા થાય છે અને એ કર્મધર્મની ઉપેક્ષા કરતો મટી જાય છે આવીજ રીતે એક ગૃહસ્થ જ્ઞાનની અપેક્ષા કરે છે અને જ્ઞાનની ઉપેક્ષા કરતો મટી જાય છે આ સ્થિતિમાં સંન્યાસી કર્મધર્મથી-ભિક્ષાયાચનાથી-પેટ ભરાયુ અને શાંતિ થઈ અને ગૃહસ્થને જ્ઞાન થવાથી આસક્તિ મટી એની વ્યથા મટી ગઈ અને એને પણ શાંતિ થઇ એ જ્ઞાનની ઉપેક્ષા કરતો મટી ગયો અને જ્ઞાનની અપેક્ષા કરતો-સત્સંગ, ભક્તિ અને સંતસેવા કરતો શોકમુક્ત નિર્વાહ કરવા લાગ્યો

આમ મુમુક્ષ માનવી જો જ્ઞાન અને કર્મધર્મનો મેળ રાખતો હોય અને બેઉનો એક સરખો આદર કરતો હોય તોજ શોકમુક્ત જીવન ગુજારે બંધમુક્ત થાય અને નિર્વાણ પામે-આ ધર્મ ત્યાગવો ?

આ દુનિયામા પાચમો સંબધ 'વાત્સલ્ય ભાવ' નો છે બાપ અને બેટા કે બેટીના યા મા અને બેટાબેટીના ધર્મો વાત્સલ્યથી પ્રેરાઈને કર્માચરણ કરાવનારા હોય છે દાખલા તરીકે–જ્યારે લગ્ન કરવા યોગ્ય પુત્રી થાય છે, ત્યારે પ્રથમથીજ વાત્સલ્યથી પ્રેરાઈને પુત્રીને સુયોગ્ય ઘર–વર મેળવવાને પિતા ચારે બાજુ પ્રવૃત્તિવાળા ધર્મનુ આચરણ કરવાને ઇન્તેજાર થઈ જાય કે કોઈપણ ભોગે વખતસર પરણાવવાના નિશ્ચયવાળો થઈ જાય છે અને પુત્રીને પરણાવે નહીં ત્યાંસુધી એને શાંતિ મળતી નથી એવીજ રીતે જ્ઞાનીઓ સ્વધર્માચરણ કરતા નથી તો તેમને શાંતિ મળતી નથી શું આવો વાત્સલ્ય ધર્મ ત્યજાય કે?

છઠ્ઠો સબધ સસારમા ધણીધણિયાણીનો છે એ સબધ પૂર્ણતાને પમાડવાનો ધર્માચરણનો હોય છે પુરુષ એકલો નિર્વાહ માટેનો ધધો અને તેની સાથે રાંધવુ, ખાવુ, વાસણો અજવાળવા, પાણી ભરવુ, કપડા ધોવા અને સાફસુફીનુ કામ સહેલાઈથી કરી શકતો નથી તેમજ તે નથી કરી શકતો જીવનનુ પ્રધાન કર્તવ્ય-પ્રભુભજન એવીજરીતે સ્ત્રી અવિવાહિત એકલીને બધુ મુશ્કેલ બની જાય છે આ કારણથી વિના વિરાગના વિના વિદ્વત્તાના, એ બેઉ સન્યાસ ગ્રહણ કરવાને ના–લાયક બને છે તેમજ તેમનુ માનવજીવનનુ સાર્થક્ય–પ્રભુપ્રાપ્તિ, શોકનિવૃત્તિ, સસારબધમુક્તિ અને પરમ પદપ્રાપ્તિ–અધૂરું રહી જાય છે આ હાલતમા–લગ્નપ્રથા–પૂર્ણતાનુ સાધન માનવામા આવી છે પુરુષોને સ્ત્રી પ્રત્યે અને સ્ત્રીનો પુરુષ પ્રત્યેનો પ્રેમ રાખવાનો પરસ્પરનો ધર્મ આચારમા રહે છે. જેમ પુરુષમા છે, તેમ માનમા પુરુષાર્થ છે, કઠોરતા છે, બળ છે, હિંમત છે, સ્વતત્રતા છે, સત્તા છે, ઓજસ્વિતા છે, વશ રાખવાની શક્તિ છે અને તેથીજ જ્ઞાનને પુરુષ અને ધણી કહ્યો છે ધર્મમા સ્ત્રીનુ લક્ષણ–સેવા છે પરાધિનતા, લાગણીનુ બળ મીઠાશ, દયા સૌંદર્ય, નાજુકાઈ વગેરે ગુણો સ્ત્રીના ધર્મમા છે અને તેથી તેને ધણિયાણી કહી છે

સ્ત્રી વિના પુરુષની સ્થિતિ ખરાબ હોય છે સ્ત્રી વિના પુરુષનું ચારિત્ર્ય હીણુ થઈ જાય છે તેવીજરીતે ધર્મ વિનાનુ જ્ઞાન મસ્તાન થઈ જઈ એ આડે રસ્તે ઉતરી જાય છે અંકુશ વિનાનુ થઈ જાય છે, માટે જ્ઞાન–પુરુષને

ધર્મ-સ્ત્રીની-અનિવાર્ય જરૂરત છે. પુરૂષ વિના સ્ત્રીની હાલત ખરાબ હોય છે. પુરૂષ વિનાની સ્ત્રી નિસાસા નાંખતી ખુણે બેસતી રડતી થઈ જાય છે. એટલું જ નહિ પણ એ રીબાય છે અને કૂકર્મ કરતી થઈ જાય છે. આવું વિધવાના જીવનને જોતાં સમજમાં આવી જાય છે. આ દાખલાથી ધર્મને જ્ઞાનની જરૂર છે. એ સંશય વિનાની વાત છે.

સ્ત્રી અને પુરૂષ આ સંસારની બે કુદરતી શક્તિઓ છે. બેઉ સાથે મળે છે, ત્યારે તેમનાં લગ્ન થયાં એમ કહેવાય છે. આવું લગ્ન આત્મભાવને પામવા માટે બહુ જરૂરનું છે. કપિ કર્દમ આ સિદ્ધાંતને લક્ષમાં રાખીને દેવહૂતિને પરણ્યા હતા. લગ્ન એ એક મહાયજ્ઞ છે, જેના વડે શોકનિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ થાય છે. શું આ ધર્મ ત્યાગવો?

સાતમો સંબંધ આ સંસારમાં છે ગુરૂશિષ્યનો. બધા સંબંધો કરતાં આ સંબંધ શ્રેષ્ઠ છે. આ સાતમા સબંધ વિનાના પૂર્વોક્ત છ સંબંધો સ્થૂલ અને સ્વાર્થના છે. આ સબંધમાં મોક્ષપ્રાપ્તિની ઇચ્છા છે. આ ઇચ્છા પણ બધી ઇચ્છાઓ કરતાં શ્રેષ્ઠ છે. આ સંબંધ આત્મજ્ઞાન અને પરમાત્માના જ્ઞાનની પિપાસા ઉત્પન્ન કરે છે. ગુરૂ શિષ્યને આપી શકે છે, તેટલું શિષ્ય ગુરૂને આપી શકતો નથી. એવી રીતે જ્ઞાન ધર્મને આપે છે તેટલું ધર્મ જ્ઞાનને આપી શકતો નથી. ગુરૂ શિષ્ય વિના ચલાવી શકે પણ શિષ્ય ગુરૂ વિના ચલાવી શકે નહીં. ગુરૂ શિષ્યને ત્યાગી શકે છે, પણ શિષ્ય ગુરૂને ત્યાગી શકતો નથી. એમ જ્ઞાન ધર્મને ત્યાગી શકતો નથી. આ કારણથી જ્ઞાનને ગુરૂ કહ્યું છે અને ધર્મને શિષ્ય કહ્યો છે.

ગુરૂ પોતાના શિષ્યની સેવા-લાયકાત, અધિકાર વગેરે જોઇને પોતાના જ્ઞાનને શિષ્ય ઝીલી શકે તેવા ઉપાયને શોધે છે. તેવીજરીતે જ્ઞાન પણ ધર્મને બને તેટલું વધુ ઉપયોગી થવા યુક્તિઓ, ઉપાયો અને ઇચ્છા કર્યાં કરે છે.

દાખલા તરીકે-ગુરૂ શિષ્યનું જ્ઞાન વધારવા કાળજી રાખે છે, તેમ શિષ્ય ગુરૂની સેવા કરવાની કાળજી રાખે છે અને આજ્ઞાવર્તી રહે છે. ગુરૂને પ્રસન્ન રાખવાના ઉપાયો શોધે છે, વધુમા વધુ દક્ષિણા આપવાનો વિચાર કરે છે અને જેમ સમજદાર શિષ્યો જાણે છે કે જગતમાં કોઈ ન આપી શકે, એવું

ઇશ્વરી જ્ઞાન ગુરૂ આપી શકે છે, તેથી તેઓ સદાય ઉપકારની લાગણી સેવતા હોય છે કારણકે ઇશ્વરીજ્ઞાન શોકનિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ કરાવનારૂં હોય છે આ વસ્તુ ત્રિલોકીનું રાજ્ય મળતા પણ સત્તાથી મેળવી શકાય તેવી હોતી નથી તેથીજ અર્જુને શ્રીકૃષ્ણને કહેલું છે કે–'शाधि मां त्वां प्रपन्नम्' 'હે પ્રભો ! મને બોધ આપો. હું તમારે શરણે આવેલો છું.' આ કારણથી ગુરૂ શિષ્યનો સંબંધ દૈવી મનાય છે જ્ઞાન અને ધર્મનો સંબંધ આવો છે આ ધર્મ ત્યજાય કે?

આ જગતના સંસારી સાતે સંબંધોમાં શ્રેષ્ઠ એવો જ્ઞાન અને ધર્મનો સંબંધ જોતાં સ્પષ્ટ સમજાય છે કે બીજા છયે સંબંધો અને તેના ધર્મો અનિવાર્ય અને અત્યાજ્યજ છે બેઉ સાથે રહેવાને સર્જાયેલા છે જો કે આ સાતે સંબંધો સ્થૂલ અને સંસારી છે, તોપણ ચિત્તશુદ્ધિ–સાધક, સુખસાધક અને દુઃખબાધક છેજ.

આ સાતે સંબંધથી–પર, અલૌકિક, અધિકાધિક અને આવશ્યક સંબંધ તો આત્માનો આત્મા સાથેનોજ છે. જ્ઞાનમાં જે આત્મા છે, તે ધર્મમાં છે. ધર્મમાં જે આત્મા છે, તેજ જ્ઞાનમાં છે. આ સંબંધનું ખેંચાણ અલૌકિક, નૈસર્ગિક, કારણવિનાનું, અભેદભાવનું અને અનિર્વચનીય છે. તેથી જ્ઞાન અને ધર્મ બેઉ જૂદાં ન પાડી શકાય તેવાં છે.

ઋષિમુનિઓએ, ધર્માચાર્યોએ, ગુરૂઓએ અને ભક્તોએ તેમના આચરણથી સાબીત કરી આપ્યું છે, કે જ્ઞાન અને ધર્મનો અલૌકિક સંબંધ છે ઋષિઓ જ્ઞાનીઓ હતા અને પ્રેમમય જીવન ગાળતા હતા એઓ ત્રિકાળ વેદમંત્રોના ધ્વનિ અને વેદાન્તના અદ્વૈતનો ઉપદેશ અને બીજી બાજુ પશુપક્ષીઓ, દયાભાવના અતિથિસત્કારો, ધર્મચર્ચાઓ, પરસ્પરના પ્રેમની પદ્ધતિઓ વગેરે તેમના આશ્રમોમાં જ્ઞાન અને ધર્માચરણ સાથેજ થતા હતા.

જ્ઞાન અને ધર્મથીજ માનવી પૂર્ણતાને પામે છે–એ વાતને સારી રીતે સમજી લેવાની જરૂર છે.

**દૃષ્ટાંત**-કુમનદાસ નામનો એ બહુ ભક્તિ વૈષ્ણવ હતો તેને મહાપ્રભુજી શ્રીવલ્લભાચાર્યજીએ પૂછ્યુ-'કુમનદાસ! તમારે દીકરા કેટલા છે?' કુમનદાસે જવાબ આપ્યો-'મારે દેઢ દીકરો છે' આ સમયે ત્યા બેઠેલા બધા વૈષ્ણવો બોલી ઉઠ્યા-'મહારાજ! આપશ્રીની સામે કુમનદાસ જૂઠુ બોલે છે અરે! તેમને તો સાત દીકરા છે' આ સાભળી શ્રીમહાપ્રભુજીએ કુમનદાસ પાસે ખુલાસો માગ્યો-'કુમનદાસ! આ વૈષ્ણવો શુ કહે છે?' ત્યારે તેમણે જવાબ આપ્યો-'મહારાજશ્રી! હુ કહુ છુ તે બરાબર છે, મારે દેઢજ દીકરો છે મારો એક દીકરો જ્ઞાન અને સેવા બેઉ જાણે છે માટે તે આખો દીકરો છે અને બીજો દીકરો ધર્મ જાણે છે પણ પ્રભુના મહિમાને જાણતો નથી માટે તે અર્ધો છે અને બાકીના પાચ છે તેમાનો એકે જાણતો નથી જ્ઞાન કે નથી જાણતો ધર્મ આથી હુ તેમને મારા દીકરા માનતો નથી કારણકે તેઓ તો જગ-ગોબર-ના કીડા છે' આ સાભળી શ્રીઆચાર્ય મહાપ્રભુજી ખુશ થયા

આથી ફલિત થાય છે કે એકલુ જ્ઞાન કે એકનો ધર્મ અધૂરો છે જ્ઞાન અને **ધર્મની યુતિ એજ પૂર્ણતા છે** જ્ઞાનમાથી ધર્મ ઉદ્ભવે છે એ સત્ય છે પછી તે વધે છે અને જ્ઞાનને પણ વધારે છે અને બહુ વાળા સમયે અનેક જન્મ પછી એ સસિદ્ધિને પામ્યા પછી જેમ ફળો આપ્યા પછી છોડ સૂકાઈ જાય છે, તેમ ધર્મની જ્ઞાનમા સમાપ્તિ થઈ જાય છે એજ ભગવાનનુ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યુ છે અને તેને નિમિત્ત કરીને સસારના જીવોને-આપણને કહ્યુ છે કે '**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते**'-આ પ્રમાણે બધા કર્મો જ્ઞાનમા સમાઈ જાય છે પરન્તુ આ દશા બહુ ઉચી છેવટની અચિંતનીય છે

પ્રભુપ્રેમીઓ! સેવા અને કર્મ એ બેઉ શબ્દો જુદા છે પણ ક્રિયાના વાચક છે ક્રિયા ગુણમાથી ઉપજે છે ગુણ અને ધર્મ એ બે શબ્દો પણ જુદા છે પણ ઉપજે છે જ્ઞાનમાથીજ જ્ઞાન એજ બ્રહ્મ છે આ બ્રહ્મમાથી બ્રહ્મનો સ્વભાવ પ્રલય પછી પાછો ફરીને સૃષ્ટિ સમયે ઉદ્ભવે છે એમાથીજ પ્રકૃતિ ઉપજે છે અને એ પ્રકૃતિ જ્ઞાન અને ક્રિયાશક્તિ યુક્ત હોય છે આમ આવી રીતના આઠ સબધો છે છે તો માયિક સબધો પણ મુમુક્ષુ જો

એમને સમજી ન લે તો અને દર્શાવેલા સબંધોના ધર્મોને અનુસરે નહીં તો પાકો આરૂઢ થવાનો બીજો ઉપાય નથી એને માટે મોક્ષ દૂર જાય છે આડે સબંધોના ધર્મને મુમુક્ષુ નિષ્કામ અનુસરે તો ચિત્તશુદ્ધિ થાય છે, વાસના દૂરી જાય છે, વિજ્ઞાન થાય છે અંધારામા ફાનસ લઇને જવુ જેમ ઇષ્ટ છે, જેમ આંધળા આદમીએ લાકડીના ટેકાથી જવુ ઇષ્ટ છે, તેમ તેવીજરીતે જગતમા શોકમુક્ત જીવવાને માટે જ્ઞાનનો ટેકો રાખવો ઇષ્ટ છે અને તેથીજ નિર્દોષ જીવી શકાય એવો હેતુ આટલા વિવેચનનો છે ' निर्दोषहि सम ब्रह्म ' =' સમદર્શી અને નિર્દોષી બ્રહ્મ છે ' આપણે પણ બ્રહ્મજ થવાનુ છેને ? ' જેવો સબંધ, જેવો સમય, જેવો દેશ અને જેવી વસ્તુ તેવો ધર્મ ઉપસ્થિત થાય છે અને તેવુ કર્મધર્મનુ આચરણ થવુ જોઇએ '—એ જ્ઞાન નિર્દેશ કરે છે ખ્રિસ્તી અને મુસલમાન ધર્મનુ અનુકરણ હિંદુઓને કલ્યાણકર નથી

આપણે આ બધો વાર્તાલાપ સત્સગ અને ભક્તિને આગળ રાખીને કરેલો છે બધા ધર્મોને છોડીને પરમેશ્વરને શરણે જવાના ભગવાન શ્રીકૃષ્ણના આ સૂચન અને બોધના ભાવને મે તમને સમજાવવાનો પ્રયત્ન કરેલો છે સર્વ ધર્મો એટલે આસક્તિયુક્ત ધર્મો, વ્યક્તિગત સ્વાર્થથી આચરાતા ધર્મો, અમાનુષીધર્મો, જે અભક્ત, અજ્ઞાની અને દુષ્ટ માનવીઓ આચરે છે તેવા ધર્મો સમજવા ઘટે. ત્યાગ તેવા ધર્મોનોજ ગૃહસ્થ માટે કહેવામા આવ્યો છે, જે શોકમુક્તિ માટે છે, એમ સમજવુ વધુ ઠીક થઇ પડશે. ત્યાર પછી વૈરાગ્ય ત્યાગ અને સન્યાસ પછી શરીરના સર્વે ધર્મોને ત્યજવાના, ક્ષેત્રજ્ઞ–આભાસિક આત્માના સર્વે ધર્મોને ત્યજવાના અને બ્રાહ્મીસ્થિતિમાંજ રહેવુ એવી શિક્ષા આ કથનમા છે એમ સમજવુ યોગ્ય છે ગ દાદુ ન લગે.

' સર્વે ધર્મોને ત્યજીને '—એ વાક્ય પછી– મારૂ એકનુજ શરણુ ગ્રહણ કર '–અને પછી– હુ તને બધા પાપોથી છોડાવીશ –એ બે વાક્યોનો વિચાર કરવો ઘટે હવે ' સર્વે ધર્મોને ત્યજવાની વાત ' ગૃહસ્થોને માટે હોય તો ' યુદ્ધ કર ! યુદ્ધ કર ! '–એવુ સખ્ત સૂચન, નિર્ગુણબ્રહ્મની ઉપાસનાના બોધમા પણ ભગવાન શ્રીકૃષ્ણે કરેલુ છે અને અંતે અર્જુને યુદ્ધકર્મ કર્યુ ? એટલે સર્વે ધર્મોને ગૃહસ્થે ત્યજવા એવુ તો નથી સમજવાનું એ આટલુ બધુ વિવેચન થઇ ગયા પછી વિશેષ વિવેચન કરવુ અપેક્ષિત નથીજ

બે વાક્યો એક અર્થને કહે છે—'ભગવાનનું શરણ ગ્રહણ કરવાથી સર્વે પાપોથી ભગવાન છોડાવે છે.' આ અર્થ સાંભળીને શંકિતહૃદયમાંથી પરમેશ્વરની ઉદારતાનું અને દયાળુપણાનું માપ નહી કરી શકનારા હૃદયમાંથી અને ન્યાયશાસ્ત્રના જ્ઞાતાના હૃદયમાંથી, શંકા સાથે ઉશ્કેરાટથી અજાયબીથી પ્રશ્ન જરૂર ઉપસ્થિત થયા વિના રહે તેમ નથી 'મોક્ષની અપેક્ષાથી સત્કર્મો કરવાની હવે તો જરૂરજ ન રહી, ભગવાન શરણાગતને અસત્કર્મોથી—પાપોથી—છોડાવે છે, મઝા થઈ ગઈ, 'હે જનાર્દન! હું તમારે શરણે આવ્યો છું' એમ બોલી બોલીને પાપો કરવા અને પાપોથી છૂટવા માટે શરણે જવાની પ્રાર્થનાજ કર્યા કરવાની'

પ્રભુપ્રેમીઓ! આ પ્રશ્ન મશ્કરીથી ભરેલ છે પ્રશ્નકર્તાજ ભગવાનનું શરણુ લીધેલુ માની લઇને પાપો કરેલા અને થવાના હોય તેવા પાપોથી છૂટવા માટે પ્રાર્થના કર્યા કરવાથી ભગવાન શરણું સ્વીકારે અને પાપોથી છોડાવે એવુ માનતો નથી તેને તેની દૃષ્ટિએ નકારમા ઉત્તર આપી દેવો એ ઇષ્ટ માનીને - ઉત્તર આપુ છુ કે—'કરેલા કર્મોના ફળોને ભોગવવાજ પડે છે, પરન્તુ પશ્ચાતાપ કરવામા આવે પ્રાયશ્ચિત કરવામા આવે અને બીનશરતી શરણાગતિ ભગવાનની જો માનવજાત માગે તો સગુણબ્રહ્મ અને એના અવતારો—રામ, કૃષ્ણ, શંકર—જરૂર નવા પાપો કરનારી બુદ્ધિને સુધારે છે અને કરેલાં પાપોને ભોગવવાના સમયમા એ એવી વસ્તુ આપે છે કે પાપોના ફળોને—ભોગોને માનવી—કૃપા અને આશિષ માનતો થઇ જાય છે અરે! અનન્ય ભક્તિને લીધે ભક્તને બચાવી પણ લે છે સાચો ભક્ત પાપનુ ફળ ભાગવવા ખુશી પણ હોય છે આ હાનતમા ભાગવવાનું કશુ હોતુજ નથી તેથી શરણાગતને ભગવાને છોડાવ્યોજ ગણાય છે સર્વશક્તિમાનનું કથન અસત્ય નજ હોય શંકા કર્યા વિના શ્રદ્ધા અને ભક્તિ વડે માનીજ લેવુ ઘટે મૂએલા જીવતા થયા, રોગી નિરોગી થયા, મોતની સજામાથી બચ્યા, નિર્ધનો ધનવાન થયા પાપીઓ પુણ્યવાન બન્યા ઇત્યાદિના દાખલા મોજુદ છે, ત્યા પાપોથી છોડાવ્યાની વાતમા શંકા શું? 'માનવજાતિએ મહાપાપીઓ ગણ્યા તેઓજ પાછા તેમના મૂજ્ય થયા' એ પ્રભુ વિના બીજુ કોણ કરી શકે તેમ છે? આમાં ગીતાનુ વાક્ય હોઇને શંકા કરવા જેવું હોયજ કેમ? પાપ જાણીને પાપ કરવામા ન આવતા હોય અને અજ્ઞાનથી થતા પાપોથી

છૂટના શરણાગતિ પ્રાર્થવામા આવે તો હાનિ શુ છે? નમ્રતાના ગુણનો લાભ તમને મળે છે શુ શરણાગતિ યાચીને નવા પાપો કોઈ કરે ખરો કે? સત્સગ કર્યા વિના શરણાગતિનુ ડહાપણ માનવીમા આવે કે?

નિર્ગુણ ઉપાસકો પ્રથમથીજ આત્મબોધ માટે ગુરૂ પાસ ગયા પહેના વિરાગી બનેના હોય છે નવા કર્મોજ ન કરે તે પાપો કેમ કરે? જેણે 'હુ બ્રહ્મ છુ' એ ભાવનાથી આત્માની, ઉપાસનાનો આરભ કર્યો અને દેહાધ્યાસ જેનો છૂટી ગયો તેને પાપો ભોગવવાના કેમ હોય? એ દેહ નથી, એ આત્મા છે એ શુદ્ધ–બુદ્ધ–નિર્વિકાર છે તેને પાપ શુ? તે શાંત છે તેને કર્મ કરવા શા માટે? તે તૃપ્ત છે તેને વાસના નથી તે શા માટે કર્મ કરે? આ ઉપાસક બ્રહ્મવિદ્‌નુ ધ્યાન એ ધર્મકર્મ છે સમાધિ એ શરણુ છે અને બ્રહ્માનદાનુભવ એ પાપોથી મુક્તથવાપણુ છે બ્રહ્મ બનેનાને શુ કોઈ બીજો બ્રહ્મ હોય છોડવનાર? બ્રહ્મને પાપ શુ?

મારો વાર્તાલાપ ભક્તિપ્રધાન ભગવદ્‌પ્રેરણાથી પ્રારભથીજ ઉદ્‌ભવ્યો છે અને તે જે ગૃહસ્થો માટે સગુણ ઉપાસકો માટે અને ખાસ કરીને અપરિપક્વ માનસ–મુમુક્ષુ માનવી માટેજ વિશેષ કરીને છે સાભળો! હુ એ દ્રષ્ટાત તમને કહીશ –

દ્રષ્ટાત–પરમેશ્વરના સાચા ભક્તો પ્રભુભક્તિનો પ્રચાર કરીને સસાર સાગરના તરગોમા ગોથાં ખાતા દુખી જીવોના કષ્ટોને દૂર કરવાને માટેજ આ પૃથ્વીના તલ ઉપર આવે છે અને આવ્યાજ કરે છે ભક્ત શ્રીહરિનારાયણ પણ એક એવાજ ભક્ત હતા એમનો જન્મ મહારાષ્ટ્રમા થયો હતો એમનુ નામ નીરાજી યા નાભાજી હતુ પિતા નારાયણરાવે પોતાના નાના ભાઈ અનતરાવને સતતિ નહિ હોવાથી નાભાજીને દત્તકપુત્ર તરીકે દીધા હતા અનતરાવે એમનુ નામ બદલીને શ્રીહરિનારાયણ રાખ્યુ હતુ તે કાકા પાસે સુખ આનદથી રહેવા લાગ્યા કેટલોક સમય ગયા પછી અનતરાવને એક પુત્ર થયો અને ત્યારપછી હરિનારાયણ પ્રત્યેની એમની મનોવૃત્તિ બદલાઈ ગઈ અને પ્રેમની જગ્યા અણગમાએ લીધી સ્વપુત્રનો જન્મ થયા બાદ દત્તકપુત્રપરનો અણગમો વધતા વધતા વિરોધનુ રૂપ પકડાતુ ગયુ અને એ વિરોધની ઉગ્રતાના પરિણામે એક વખત ભોજન કરતા હરિનારાયણનો ભોજન કરતો હાથ પકડી

તેને ઉપાડી મૂકતા કહ્યુ "તારૂ મો ન બતાવીશ, ચાલ્યો જા!" આ પ્રમાણે તે નિરપરાધી બાળકને કાઢી મુકયો

હરિનારાયણ બાળપણથીજ સરળ બાહ્યના જગત સાથે ઓછો સબધ રાખનારો અને આતરિક વૃત્તિઓનો સુધારો કરવાને તત્પર રહેતો હતો એને ઘરમાથી ચાલ્યા જવાનુ જરાપણ દુખ ન થયુ બદલે ઉલટો આનદ થયો 'પિતાને ઘેર પ્રભુનુ ભજન અને પ્રભુના પાવન નામોનુ સ્મરણ થશે ચાલો સારૂ થયુ'–એમ એ પોતાના મનને કહેવા લાગ્યો સ્વપિતાના ઘેર આવતા પિતાએ પણ તેના ઉપર અણગમો આણી જગલનો રસ્તો બતાવી દીધો કારણ એ હતુ કે આઠે પહોર એ ભગવાનના ભજનમાજ વિતાવતો હતો એટલે એવા નિરૂદ્યમી નકામા અને કિંમત વિનાના માનવીની ઘરના લોકોને ઘરમા રાખવાની જરૂર જણાઈ નહી

પિતાની આજ્ઞાને માથે ચડાવીને એ માતાની આશિષ લેવા ગયા પ્રભુના પ્રેમથી જેનો નબર બીજો આવે છે એવી માતાએ પુત્રને નમ્યો માન્યા છતા એની શોચનિય અવસ્થાને જોઈને એનુ હૃદય વીંધાઈ ગયુ પરતુ એ સચી માતાએ મોહને છોડીને પુત્રના હિતને માટે યથાર્થ સમજ આપવાને પુત્રને કહ્યુ 'બેટા! પિતાના વચનને બૂરૂ ન માનો આ અસાર અને અનિત્ય સસારના બધા લોકો દુખપૂર્ણ વિષયોમા ફસાયેલા છે પાપપુણ્યનો કોઇને ખ્યાલ નથી સાચુ સુખ શાતિમા મળે છે શાતિ મળે છે જગતથી નિવૃત્ત થયા પછીથીજ શાતિ એ યોગનુ ભૂષણ છે શાતિ એ ચિત્તના વિભ્રમાનુ મરણ છે તેથી સતો પાસે રહીને ધીરે ધીરે વિષયોને મનથી હટાવી લ્યો અને શાતિને પ્રાપ્ત કરો

માતાના અમૃતતુલ્ય વિવેકવાળા વચનો સાભળીને બાળક હરિનારાયણના હૃદયમા વિવેકવૃક્ષનો અકુર ફૂટ્યો અને માતના વાત્સલ્યપૂર્ણ આગ્રહથી એ ઘરમાજ રહ્યો કેટલાક સમય ગયા પછી માતાપિતાએ કાશીધામની યાત્રાનો વિચાર કરી હરિનારાયણ પર ઘરના કારભારનો બધો ભાર છોડી જવાનો નિશ્ચય કર્યો અને તેમના યાત્રાએ ગયા પછી આપણા ચરિત્રનાયકે ઘરનો કારભાર ચલાવવા માડ્યો પોતે દયાળુ તથા ઉદાર સ્વભાવના તો હતાજ એટલે માતપિતાની ગેરહાજરીમા ધન ઉડે ગરીબો તથા અનાથોની સેવા કરવા

લાગ્યા અને એમને ઘેર રોજ બ્રહ્મભોજન, ભજનપૂજન અને હરિકીર્તનની રમઝટ ગાજવા માંડી. ધનનો સદુપયોગ થઈ ગયો અને માતાપિતાએ યાત્રાએથી પાછા ફરતાં ધનધાન્યનો આ પ્રમાણેનો વ્યય થયેલો જોયો. પિતાના ક્રોધનો પાર ન રહ્યો હરિનારાયણને બોલાવી ધમકાવી કહેવા માંડ્યું કે "અરે! શું આમ બધું ઉડાવી મૂકવા મેં તને આ ઘર સોંપ્યું હતું! જા! અત્યારે ને અત્યારેજ તું મારા ઘરમાંથી ચાલ્યો જા. તારું કાળું મોઢું ફરીથી મને ન બતાવીશ. હવે જો તું મારા ઘરમાં રહે તો તને મારા સોગંદ છે."

થઇ રહ્યું. ભક્તને બીજું શું જોઇએ? ભક્ત તો હરહંમેશ હરહાલતમાં મસ્તજ હોય છે. દરેક ઘટનામાં પ્રભુનું વિધાન માને છે; આનંદમગ્ન રહે છે ઘરમાં વસવું અને વનમાં નમવું ભક્તને સમાનજ હોય છે.

પ્રભુપ્રેમીઓ! ભક્ત હરિનારાયણ માતાપિતાને પ્રણામ કરી ઘરમાંથી ચાલ્યા ગયા. તે વખતે એમની પત્ની જે પણ પતિને યોગ્યજ હતી અને જેનું નામ અન્નપૂર્ણા હતું, તે પણ તેમની પાછળ પાછળ ચાલવા લાગી. અચાનક પાછળ નજર કરતા હરિનારાયણે જોઈ અને તેને પાછી જવાનુ કહ્યું. અન્નપૂર્ણા અશ્રુપૂર્ણ નેત્રોવડે એમના ચરણમાં પડી નમ્ર અને પ્રાર્થનીય શબ્દોવડે વિનવવા લાગી કે "પ્રાણેશ્વર! સંસારથી ઉપરામ થઇ મારો પણ ત્યાગ કરવા ઇચ્છો છો? મને બતાવો કે આપના વિના અહીં હુ મારું જીવન કેવીરીતે વિતાવીશ? મારું મન ઘરમા કેમ કરી લાગશે? નાથ! મને છોડીને ન જાઓ. મારી હાલત જળ વિનાની માછલી જેવી થશે." પત્નીનાં કરુણ વચનો સાંભળીને હરિનારાયણનું હૃદય પીગળી ગયું અને જેમ રામે સીતાને કહ્યું હતું તેવા પ્રકારનું વચન હરિનારાયણે અન્નપૂર્ણાને કહ્યું "હું પુરુષ છુ. મારું શરીર કઠણ થઇને કષ્ટોને સહન કરી લેશે, પણ તમારું આ કોમળ શરીર વનનાં કષ્ટો સહન કરવાને યોગ્યનું નથી. તમે સુકુમાર છો. મારી સાથે આવીને કષ્ટો સહન કરવાનું નકામા કેમ વહોરી લ્યો છો? નકામા કષ્ટો ભોગવવાથી શું લાભ છે? તમારા પિતાને ઘેર જઇને રહો તો તે ઠીક થઈ પડશે. તમારા પિતા ધનવાન છે તમને કોઈ પ્રકારનું કષ્ટ નહિ પડવા દે"

અન્નપૂર્ણાથી હવે બોલ્યા વિના રહેવાયુ નહિ એ, પણ જેમ સીતાએ રામને કહ્યું હતું તે પ્રમાણેજ બોલી, "પ્રાણનાથ! આપના હાથે મને મારી

નાંખો પણ આપના વિયોગના દુઃખરૂપ અગ્નિમાં ફેંકીને ચાલ્યા ન જાઓ. સુખદુઃખ તો પ્રારબ્ધાધીન છે. જો આપના ભાગ્યમાં દુઃખ છે, તો મને સુખની જરૂર નથી. હું એ દુઃખને બહુ આનંદથી સ્વીકારી લઇશ, પરન્તુ આપના વિરહનું દુઃખ મારાથી સહન થઇ શકશે નહીં. શું મને અસહાય, એકલી ત્યજીને આપ એકલા વનમાં ચાલ્યા જશો? આવા કઠોર કેમ થયા?" આમ બોલતાં બોલતાં અન્નપૂર્ણાનું ગળું રૂંધાઇ ગયું. વધુ ન બોલી શકતાં, તેણી પતિના ચરણોમાં પડી, જોરથી ચરણો પકડી રાખ્યાં. ડુસકાં ભરતી ભરતી એ અશ્રુઓથી પતિના ચરણને ધોવા લાગી. પત્નીની એકનિષ્ઠાનો હરિનારાયણને પરિચય થયો અને કૃત્રિમ કઠોરતાને દૂર કરી. અન્નપૂર્ણાને હવે વધુ વખત ના કહી શકાય નહીં. તેણીના વિશુદ્ધ ભાવને જોઇને એમના દયાળુ હૃદયે એને સાથે આવવાની આજ્ઞા આપી અને પ્રેમથી તેને ઉઠાડી ઉભી કરી અને સાથે લીધી.

'ભક્ત હરિનારાયણે બાપનું ઘર ત્યાગ્યું'—એ સમાચાર ચારે બાજુ ફેલાઇ ગયા. ગામના લોકોની એમના ઉપર બહુ શ્રદ્ધા હતી. હરિનારાયણને તેઓ સાક્ષાત્ નારદમુનિનો અવતાર માનતા હતા. એમના દયાળુપણાએ અને પ્રેમપૂર્ણ નિઃસ્વાર્થ સેવાએ લોકોના મનપર અધિકાર જમાવી દીધો હતો. આ સમાચાર મળતાંજ તેઓ તેમનાં દર્શન કરવાને દોડી આવ્યાં. ભક્ત દંપતિને ગામબહારના એક ઝાડ નીચે બેઠેલાં જોઇને બધાએ બહુ આદરથી પ્રણામ કર્યા અને ઘેર પાછા ફરવાની વિનંતી કરી. તેના ઉત્તરમાં હરિનારાયણે જવાબ દીધો કે "વનમાં જવાની પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું દબાણ તમે મારાપર ન કરશો. પિતાની આજ્ઞાની અવહેલના પુત્રથી નજ થવી ઘટે." લોકોએ ત્યાંજ પડાવ નાખ્યો. ત્રણ દિવસ સુધી તેઓએ ત્યાંજ હરિકીર્તનની ધૂન લગાવી અને બહુ ઉત્સાહથી પ્રભુપ્રેમના રસના સ્વાદનું પાન કર્યું. પછી હરિનારાયણે તેમને બધાંને સમજાવી પાછાં ઘેર મોકલ્યાં. અન્નપૂર્ણાએ જરૂરનું જાણીને પૂર્ણાહુતિને દિવસે પોતાના ઘરેણાં પતિની આજ્ઞાથી ગરીબોને આપી દીધા. ઘરનાં બધાં સુખોનો ત્યાગ કરી વનનાં કઠણ કષ્ટોનો સ્વીકાર કર્યો. તે આભૂષણોને રાખીને શું કરે?

હરિનારાયણે ત્યાંથી અન્નપૂર્ણાને સાથે લઇને કાશી–પ્રયાગ વગેરે તીર્થોની યાત્રા કરીને ભ્રમણ કરતા કરતા પાછા ફરી 'જોગાઈ–ચા–આંબે' નામના

ગામમા આવ્યા અન્નપૂર્ણાને ત્યા એક ઝૂપડી બનાવી આપીને તેમા રાખી અને પોતે વનમા ઉપાસના કરવા લાગ્યા બાર વર્ષ કઠણ તપ કર્યું અને તેને પરિણામે તેમને ભગવતીનો સાક્ષાત્કાર થયો ભગવતીએ આજ્ઞા આપી તેમને નરસિહપુર જવા કહ્યુ અને 'ત્યાં તને સદ્‌ગુરૂ મળશે અને પછી ભગવાનનો સાક્ષાત્કાર થશે' એવુ ભવિષ્ય ભાખ્યુ ભગવતી દેવીની આજ્ઞાથી પત્નીને સાથે લઈ હરિનારાયણ નરસિંહપુર ગયા

એક દિવસે સવારે વહેલા ઉઠીને હરિનારાયણ સગમસ્થળ પર સ્નાન કરવાને ગયા સ્નાન કરીને જળમાજ ભગવાનનુ ધ્યાન કરવા લાગ્યા અને એજ વખતે એ નદીમા ભારે પૂર આવ્યુ હરિનારાયણ ત્યા પાણીમાજ ડૂબી ગયા લોકોએ આ ખબર અન્નપૂર્ણાને આપ્યા પતિવ્રતા સતી અન્નપૂર્ણાનુ હૃદય અમગળ થવાની આશકાથી વ્યાકુળ થયુ એણે પતિની રક્ષા માટે ભગવાન નૃસિંહરૂપને પ્રાર્થના કરી બીજી બાજુ હરિનારાયણની હાલત વિચિત્ર હતી એઓ ધ્યાનમા એટલા બધા તલ્લીન થયેલા હતા કે તેમને બહારનુ કશુ જ્ઞાન હતુ નહીં એ તલ્લીનતાએ ભગવાનનુ સિંહાસન ડોલાવ્યુ ભક્તના હાર્દિક પ્રેમને આધીન ભગવાન ત્યા નારદરૂપે પ્રગટ થયા ભક્તરાજ તો દૃઢ સમાધિસ્થિતિમા પ્રેમોન્મત્ત થઈ રહ્યા હતા એટલે એમને નારદજીના આગમનની ખબર પડી નહીં નારદજીએ હરિનારાયણની આ પ્રેમમયી અવસ્થાને જોઈને પ્રસન્ન થઈ ભગવાનના શુભનામોનુ મીઠુ કીર્તન સભળાવી તેમને સાવધ કર્યા અને બ્રહ્મ-વીણાદ્વારા 'तत्त्वमसि' નો ઉપદેશ આપી ત્યાથી પ્રયાણ કરી ગયા સાત દિવસ સુધી નદીનુ પૂર રહ્યા પછી પાણી ઓસરવા લાગ્યા ગ્રામવાસીઓ હરિનારાયણની ડૂબવાની જગ્યાએ તપાસ કરવા આવ્યા ત્યા તો ત્યાનુ પવિત્ર દૃશ્ય જોઈને આશ્ચર્યચકિત થઈ ગયા તેમણે જોયુ કે ભક્ત હરિનારાયણ હાથમા વીણા લઈને કરતાલ સાથે ભગવાનના કીર્તનમા મગ્ન હતા અને એમના નેત્રોમાથી આસુઓની ધારા વહેતી હતી બધાએ પ્રણામ કર્યા અને પછી આગ્રહપૂર્વક સત્કાર કરી શ્રીનરસિંહજીના મદિરમા લઈ ગયા અન્નપૂર્ણા પણ પતિના આવ્યાના સમાચાર જાણી હર્ષભેર મદિરમા આવી પતિના ચરણોમા પડી

આ ઘટના પછી હરિનારાયણ એક વર્ષ સુધી નરસિહપુરમા રહ્યા અને ત્યા હજારો મનુષ્યને ભગવાનના ચરિત્રો સભળાવી તેમને ભક્તિમાર્ગ પર

ચડાવી, ત્યાંથી ધરાશીર નામના ગામમાં આવી ત્યાંની ગુફામાં થોડા દિવસો રહ્યા ત્યાંથી પાછા તીર્થયાત્રા માટે નીકળી પડ્યા અને પ્રત્યેક એકાદશીના રોજ પંઢરપુર જવાના નિશ્ચયવાળા થયા.

એક વખત એઓ પંઢરપુર જતા હતા, ત્યા ચંદ્રભાગા નદીમા ભારે પૂર આવ્યુ હતુ અને ઘાટ ઉપર એકપણ મછવો હતો નહીં, જ્યારે એકાદશીનો સમય વીતવાની અણી ઉપર હતો કોઇપણ ઉપાયે પેલેપાર જઈ પંઢરીનાથના દર્શન તો કરવાજ જોઇએ, એટલે કાંઈ સાધન ન મળવાથી, પોતે નદીના પાણીપર પોતાનુ મૃગચર્મ બિછાવી, સિદ્ધાસનથી બેસીને પેલેપાર ચાલ્યા ગયા. બેઉ કિનારા પર ઉભેલા માનવીઓ, સાધુઓ અને સતો આ ચમત્કાર જોઇને આશ્ચર્યચકિત થઇ ગયા. આ ઘટનાથી ભક્ત હરિનારાયણ પર બધાઓની શ્રદ્ધા વધી ગઈ પંઢરપુર પહોચીને મદિરમા દર્શન કરવા જતા ત્યા પણ એવી ઘટના બની કે લોકો અધિકાધિક આશ્ચર્યમા પડી ગયા.

હરિનારાયણે દર્શન કર્યા પછી પ્રદક્ષિણા કરી એ સમયે બધા સત-સાધુઓએ ત્યા જયજયકાર કર્યો એ વખતે પૂર્ણબ્રહ્મ પાન્ડુરંગે પ્રગટ થઇને ભક્ત હરિનારાયણને આલિંગન કર્યું અને કહ્યુ, "દર આષાઢી એકાદશીએ પંઢરપુર આવવાની તમારી વારી મને પૂર્ણરૂપથી મળી ચૂકી છે હવે દરેક હરિશયની એકાદશીએ હું તમારી પાસે આવ્યા કરીશ" આવું બોલીને પ્રભુ અતર્ધાન થઇ ગયા ત્યારપછી ભક્ત હરિનારાયણ દર આષાઢી અને કાર્તિકી મહોત્સવ પોતાને ઘેર કરવા લાગ્યા.

આ પછી ઘણા વર્ષો વીત્યા બાદ ભક્ત હરિનારાયણે રોપદ્રિ સેતુબધ રામેશ્વર, વગેરેની યાત્રા કરી એ સમયે પર્યટન કરતાં કરતા સમર્થ રામદાસ, સ્વામી રંગનાથ, સ્વામી જયરામ, મહારાજ તુકારામ આદિના દર્શન કરીને પોતે પોતાની પુત્રી ભીમાબાઇના ઘેર આવ્યા અને ત્યા પોતાનો પ્રયાણકાળ નજદિક આવ્યાનુ જણાવીને બધાને સચેત કરી દીધા સતી અન્નપૂર્ણા પતિના ભાવી પ્રયાણને જાણીને વ્યાકુલ બની ગઈ અને પતિની આજ્ઞા લઇને પતિના પૂર્વેજ શરીર છોડીને પરમધામમા પહોચી ગઈ.

ભક્ત હરિનારાયણ ત્યાંથી નીકળીને 'ચૈનવડી' નામના ગામમા ચાલ્યા અને ત્યા તેઓએ ગગાસ્નાનની ઇચ્છા કરી, જેથી ભક્તની ઇચ્છાને આધીન

થઈ ભાગીરથી ગંગા ત્યાં પ્રગટ થયા અને ભક્તની ઇચ્છા પૂર્ણ કરી ભક્તરાજે તેમાં સ્નાન કરી, સંધ્યા, તર્પણ તેમજ દેવાર્ચન કર્યું અને નિવૃત્ત થઈ સર્વ સંગથી રહિત થઈને શ્રીમદ્ ભગવદ્ ગીતામાં સૂચવેલા આસનાનુસાર પ્રાણોને ખેંચવાનું આરંભ્યું. આ સમયે એમનું શરીર દિવ્યકાંતિથી તપાવેલા સોના જેવું ચમકવા લાગ્યું. એ ચમત્કાર વડે ચારેબાજુ પ્રકાશ ફેલાઈ ગયો આ વખતે એમનાં નેત્રો અર્ધાં મીંચેલા હતાં ત્યારપછી હરિનારાયણ પૂર્ણ સમાધિમાં સ્થિર થઈને પરમબ્રહ્મતત્વમાં લીન થઈ ગયા

પ્રભુપ્રેમીઓ! **બીજા અધ્યાયના છેલ્લા શ્લોકમાં વર્ણવેલી બ્રાહ્મીસ્થિતિ** અંતકાળમાં હોવાનું જણાવ્યું છે, તેનો આ ઉત્તમોત્તમ પ્રકાર ભક્ત હરિનારાયણનો વિમુક્તિનો હતો આગાઉ બતાવેલું–એમને કરેલું પ્રાણોનું ખેંચાવું–પ્રાણોને **બહાર જવા દેવાનું નહીં, પણ શરીરમાંજ વ્યાપકતત્વમાં સમાવી દેવાનું સમજશો.**

‘હરિનારાયણ જળમાં ડુબકી મારીને ધ્યાન કરતા હતા, તે વખતે નદીમાં પૂર આવ્યું પણ પોતે તણાઈ ન ગયા, ડૂબીને પાણી પીને મરી ન ગયા, એમનું શરીર ફૂલી ન ગયું તેમજ એમને શરદી પણ ન લાગી”–આ બધો પ્રભાવ યોગસિદ્ધિનો અને બ્રહ્મસાક્ષાત્કારનો છે કોઈપણ શંકા અસ્થાને છે. વિધિપૂર્વક યોગને સાધો અને અખતરો કરો જેનાથી તમે સ્વયં સમજી શકશો. વળી ‘એમ તે કુદરત વિરુદ્ધ બને ખરૂં કે?–આવો પ્રશ્ન પણ થાય પણ તે ખરેખર યોગશાસ્ત્રનું જ્ઞાન બ્રહ્મદર્શનના જ્ઞાન વિનાજ ઉદ્ભવે છે. જેને બ્રહ્મસાક્ષાત્કાર થયો છે એને માટે કશું અશક્ય હોતુંજ નથી જેમ પરમબ્રહ્મતત્વ સર્વત્ર છે અને પરમબ્રહ્મ સગુણ પણ સર્વત્ર છે, તે ભક્તનું રક્ષણ કેમ ન કરે! બ્રહ્મીભૂત થયેલ વિદ્વાનનું જરૂરિયાત ઉપસ્થિત થતા પણ રક્ષણ થાય છેજ. શ્રદ્ધા અને વિશ્વાસ કરો બીજોની દેવીએ પણ જડભરતનો ભોગ ન લીધો અને ઉલટો બીજોને દંડ દીધો

વાહ! **પ્રભુને શરણે જવું એટલે–“પરમેશ્વરને પરમબ્રહ્મતત્વને આશરો માનવો, ‘પરમેશ્વર મારા પાલનકર્તા છે’ એવો નિશ્ચય રાખવો, પરમેશ્વર પોતાનું સર્વસ્વ છે એવું સમજવું, બાળક જેવું બની જવું, દાસ બની જવું, પરમેશ્વરની ઇચ્છાને આધીન**

થઈ જવું, પરમેશ્વરના સંકલ્પો કરતા થવું, અને નિર્ગુણ ઉપાસનાની દૃષ્ટિએ-હું આત્મા છું, જ્ઞાન વડે આત્મામાં રમવું વાસના વિનાના રહેવું, પોતાને સર્વમય બ્રહ્મમય સમજવું અને બ્રહ્મીભૂત બનીને રહેવું."

પ્રભુપ્રેમીઓ! ૬૬મા શ્લોકનો આ વાર્તાલાપ મારી બુદ્ધિશક્તિ અને અનુભવાનુસાર કર્યો છે ભગવાન અનંત છે એમની વાણીમાં અનંત ભાવો હોય એ બધાને મારા જેવો અલ્પજ્ઞ તો કેમ કરી જાણે? કાંઈક ઉણપ તો રહેવાનીજ.

અર્જુનને બ્રહ્મજ્ઞાન અંતરમાં ન ઉતર્યું, એની વાસનાનો ક્ષય થયેલો ન જોયો, એનામાં સંન્યાસી થવાની યોગ્યતા ન જોવામાં આવી, એનું દેહાભિમાન પણ મટ્યું નહીં-આવા કારણોથીજ અને ધર્મકર્મ પ્રત્યે ભગવાને પ્રેર્યો અને સંન્યાસી થવા કરતાં એને પણ ધર્મકર્મ કરવુંજ રુચ્યું. ધર્મકર્મનોજ-કર્મયોગનોજ-એ અધિકારી નીકળ્યો એવું પણ સમજાયું ભગવાનને તો પ્રથમથીજ સમજાયું હતું પૂર્વોક્ત નાભાજી ઉર્ફે ભક્ત હરિનારાયણનું દૃષ્ટાંત તમને સમજાવે છે કે સ્ત્રીને એ સંન્યાસી માફક ત્યાગી શક્યા નથી સામાન્ય ગૃહસ્થો કરતાં તે વિશેષ ત્યાગી હતા 'तत्त्वमसि' નો ઉપદેશ મળ્યા પછી પણ ધર્મકર્મનો ત્યાગ થયો નથી ઉત્તમ કોટિની બ્રહ્મનિષ્ઠા પ્રયાણકાળે એમને પ્રાપ્ત થઈ છે આ ઉપરથી ફલિત થાય છે કે-'સર્વધર્મનો ત્યાગ'-ગૃહસ્થનો ગણાય છે તે સ્વાર્પણ અને ઈશ્વરાર્પણ સત્કર્મોવડે અને ત્યાગીઓનો વાસનાક્ષય વડે. 'શરણ' ગૃહસ્થનું ગણાય છે. પરમેશ્વરના સ્મરણ, કીર્તન, ભજન, પૂજન અને દર્શન વડે અને ત્યાગીઓનું સમાધિ વડે. પરન્તુ સર્વપાપોથી બેઉને મુક્ત કરવા અને શોકમુક્ત કરવા એ પરમેશ્વરની પ્રસન્નતા ઉપર નિર્ભર છે. પ્રસન્નતા પરમેશ્વરની-મુમુક્ષુ-ગૃહસ્થ અને ત્યાગી પર ઉતરી આવવી એ એમના અધિકારની આરાધનાના બળપર નિર્ભર છે. ૐ

વાર્તાલાપ શ્લોક ૬૬ થી ૭૮ સુધીનો-

પ્રભુપ્રેમીઓ! પરિપક્વ અને અપરિપક્વ અંતઃકરણવાળા મુમુક્ષુ માનવીઓના જન્મમરણના સંસરણના યાને સંસારના દુઃખોની શાંતિ માટે બેઉના

અધિકારાનુસાર સાધનોના અંગોની કર્તવ્યતાનું નિયમન ભિન્નભિન્નરીતે ઉપદેશીને, તેમનું ફળ પ્રતિપાદન કરીને, જ્ઞાન અને કર્મધર્મનુંજ મોક્ષનું ઉપકારકપણું સમજાવીને, બધાં વેદાંતોનું અને બધા બોધોના ઉપદેશોનું પરમ-બ્રહ્મપરાયણપણુંજ છે, એવું સૂચન કરીને અગાઉ કહેલું અત્યારસુધીનું બધું જ્ઞાનશાસ્ત્રનું ઉપસંહરણ કરીને હવે શાસ્ત્રનો પ્રચાર કરનારાઓનો મોક્ષશાસ્ત્રનો સંપ્રદાય ચાલુ રાખવા માટેનો નિયમ કરવામાં આવેલો છે, તે આ પ્રમાણે છેઃ—

"આ તારે અતપસ્વીને, અભક્તને, અસેવક અને મારી અસૂયા કરે તેને કહેવું નહીં." આ ૬૭મો શ્લોક તમારી પાસે પુખ્ત વિચાર માંગે છે.. અર્જુને શું તપ કર્યું હતું? 'હે યાદવ' એવું પોતાનાથી ઉતરતા કુલના ક્ષત્રિયમાટેનું સંબોધન કરનારની ભક્તિ કહેવાય કે? વળી એણે ભગવાનની શુશ્રૂષા પણ શું કરી છે? ઉલટું એમને સારથીનું કામ સોપ્યું છે. પાંડવો પણ એમની 'આહીર' કહી મશ્કરી કરતા હતા. તો પછી આ ગીતાશાસ્ત્રને લાયક અર્જુન કેમ મનાયો? વળી તમે મને પણ પૂછવાના કે તમે આ ગીતા બધાને કહેતા કેમ ફરો છો? આ બધા પ્રશ્ન કરનારના કુતર્કો છે. કુતર્કો હું એટલા માટે કહુ છું કે ભગવાન શ્રીકૃષ્ણના કથન માટે અશ્રદ્ધા અને સંદેહ તેમજ વદતોવ્યાઘાતનો દોષ કરવામાં આવે છે. ભલે તમે શ્રદ્ધાળુ છો, પણ હું તો ભ્રમણ કરનારો એટલે મને આવા કુતર્કો કરનારાઓનો અનુભવ છે, અને એ અનુભવના આધારેજ હું શંકાઓ ઉપજાવી શકું છું. કોઈ કોઈ વખત મારા પર આવી બાબતો પર શંકિતહૃદયના શંકિત પ્રશ્નોની વર્ષા વરસતી હોય છે. હવે તો મે એવા પ્રશ્નોના જવાબ આપવા પણ બંધ કર્યા છે. સાધનોને નહીં કરનારા અને ફક્ત શંકાઓજ ઉભી કરનારાઓને હું એટલુંજ કહું છુ કે—"રૂપિઝણીન અથો સાધંત વાચો! પ્રવચનો સાંભળો, સાભળ્યાજ કરો અને તેનું નિદિધ્યાસન કરો. તમને ફાયદા થશે, ગ્રહણ કરતા શીખો! પછી શંકાઓ થશેજ નહી.

વારુ, તમે તપસ્વી નથી, ભક્તિના ખરાસ્વરૂપનું આચરણ તમારું નથી. તમે જે અન્ન અને દક્ષિણાવડે મારી સેવા કરો છો તેથી હું પોતે તો તૃપ્ત છુ, છતાં એ સેવા એક બહુ શ્રુત ઉચ્ચકોટિના બ્રહ્મનિષ્ઠની થવી ઘટે તે રીતની સેવાથી બહુ ઓછી અને ઉતરતી છે. એ સેવામા કાંઇક અભિમાનનો

અંશ છે. મારી ઉંમરને જોઇ, દયાથી પ્રેરાઇને તમે મારી સેવા કરો છો અને હું ગીતાના પ્રવચનો-નામસ્મરણો-કીર્તનો અને વાર્તાલાપની લખવાની પ્રવૃત્તિવાળો અને વાર્તાલાપની સો આવૃત્તિઓ છપાય એવા હેતુવાળી પ્રકાશન અને પ્રચાર પ્રવૃત્તિઓમાં મારા વાર્તાલાપ-પ્રકાશનના પ્રચારક વ્યવસ્થાપકોને શક્ય તેટલા ઉત્સાહવાળો છું, જેથી હું સદ્‌ગુરૂની સંજ્ઞામાં આવી શકું તેવો નથી. છતાં ભગવાન શ્રીકૃષ્ણે જેમ અર્જુનને તેમ તમને હું એમનાજ ઉપદેશને કહી રહ્યો છું તેનું શું ? આ બાબતની વાસ્તવિકતા અને અવાસ્તવિકતાનો વિચાર આ શ્લોકનું કથન આપણો આ વાર્તાલાપ માંગે છે. આવુંજ કથન શ્વેતાશ્વતર ઉપનિષત્‌નું છેઃ—

वेदान्ते पुरा प्रोक्तं ब्रह्म सनातनम् ।
न दातव्यं न पुत्राय शिष्याय अप्रशांताय वा पुनः इति ॥

ભાવાર્થઃ—પૂર્વે જેએ કહેલું સનાતન બ્રહ્મ અશાંત પુત્ર કે અશાંત શિષ્યને ઉપદેશવું ન ઘટે, તો બીજાનુ તો કહેવુંજ શું ?

પ્રભુપ્રેમીઓ ! આ શ્લોક ભગવાન શ્રીકૃષ્ણે સ્વમુખે કહ્યો છે. આ શ્રુતિ પણ પરમેશ્વર પરમબ્રહ્મ પરમાત્મા ભગવાન શ્રીકૃષ્ણનીજ વાણી સમજી લેશો. ભલે શબ્દોનો પ્રયોગ ભિન્ન છે, પણ ભાવાર્થ ભિન્ન નથી. જુઓ એ શ્લોકના શબ્દો ! શું તપસ્વીનુ તપ ઇશ્વરાર્પણ કર્મો કર્યા વિના ભગવાનને ભજીને ભક્ત શાંત થાય કે ? શું નિષ્કામ સેવા કર્યા વિના શિષ્ય શાંત થાય કે ? ફરીને કહું છું કે-નથી અર્જુન તેવો, નથી તમે તેવા અને નથી હુ જોઇએ તેવો બ્રહ્મનિષ્ઠ. છતાં ગીતાનો બોધ અને મારાં ગીતા ઉપરનાં પ્રવચનો થાય છે એનું શું ? શું આ સંપ્રદાયના નિયમોનુ ઉલ્લંઘન કર્યું ન કહેવાય કે ? આ શિક્ષા-આરૂઢ મુમુક્ષુ વિરાગી અને વિદ્વાન નિર્ગુણબ્રહ્મના ઉપાસક અને કૈવલ્યાર્થી થવા આવેલા શિષ્ય માટે છે. સગુણબ્રહ્મના ઉપાસક વૈરાગ્ય વિનાના મોક્ષાર્થીને તો માત્ર રૂચિ ઉત્પન્ન કરવા માટેજ છે. પ્રાણાયામ, ધ્યાન અને સમાધિ એ ત્રણ શિક્ષણને માટે શાંત શિષ્યજ અધિકારી ગણાય, શું શ્રીકૃષ્ણે અર્જુનને પાસે બેસાડીને આ ત્રણે સાધનો શીખવ્યાં છે ? ખ્યાલ કરી જોઇએ ! અલબત્ત, આ મોક્ષશાસ્ત્રનો વિષય છે-એ ગંભીર વિચાર માંગે છે.

આ મોક્ષશાસ્ત્ર-એટલે "આ વિશ્વ જે નાશવંત છે તેમાં રહીને શારીરિક ભોગોને, આરામોને અને વિષયાનંદોનો બહુબહુ શરીરવડે ભોગવીને તૃપ્ત થયેલા જીવો, જેમને હવે કાયમ-ભોગો, આરામો અને વિષયોથી ઉપજતા સુખ અને આનંદ-સમાન અને એનાથી ઉત્તમ સુખ અને આનંદની ઇચ્છા થયેલી છે-એવાઓ તે માટેના ઉપાયોનો બોધ અપાતું શાસ્ત્ર અગર જે જીવોને એમની બુદ્ધિવડે ઉપરાઉપરી જન્મોવડે શ્રમ વેઠ્યા છતાં ઇચ્છા પ્રમાણે અગર જેને આ દુનિયામાં બીનકુલ ભોગો, આરામો અને વિષયાનંદો મત્યાજ નથી એ કારણથી અને મળ્યા પછી પાછા ચાલ્યા જવાના મરણથી જેઓ દુ:ખી અને અસંતોષી છે, તેમની આ દુનિયામાં અવસાન પછી શોક મુક્તિ અસારમધમક્તિ અને નિર્વાણશાંતિનો બોધ આપતું શાસ્ત્ર જ્ઞાનશાસ્ત્ર-છે

અતપસ્ક-એટને શ્રુતિએ બોધેલું 'ऋत तप सत्य तप ' એટને સત્ય રૂપી તપ અને વ્રત ન હોય એવો એટલે સત્યાચરણથી, સત્ય વચનથી પ્રતિજ્ઞાનું પાલન કરનારો ન હોય એવો માનવજીવ જે વેદોક્ત કર્મોનું અનુષ્ઠાન ન કરતો હોય એવો માનવી

અભક્ત-એટને 'જેનામાં સ્વસ્વર્ગધર્મનિષ્ઠા ન હોય દેવમાં ભક્તિ ન હોય ગુરૂમાં ભક્તિ ન હોય એવો પ્રીતિ અને પ્રભુપ્રેમ વિનાનો માનવી'

અશુશ્રૂષુ-એટને ગુરૂની સેવા જંગલમાંથી લાકડાં લાવવાં પાણી ભરી લાવવું, વસ્ત્રોઆસણો ઇત્યાદિ ધોઈ આપવાં પગચંપી કરવી ઇત્યાદિ-જે ન કરે તેવો માનવી ગુરૂની આજ્ઞા અને બોધને ન અનુસરનારો માનવી

આવા ત્રણ વિશેષણવાળો અને બુદ્ધિહીન માનવી હોય તેને આ બોધ દેવામાં આવતો નથી અને કોઈ વિદ્વાને આવા માનવીઓને આપવો ન જોઈએ ભલે તેવો માનવી તપસ્વી પણ હોય અને ભક્ત પણ હોય છતાં ગુરૂની સેવા નહીં કરનારો-નગુરો હોય તેને બોધ ન અપાય-તેમ છતાં પણ જો કોઈ માનવી ભક્ત હોય તપસ્વી હોય અને ગુરૂની સેવા પણ કરતો હોય ના, ભગવાન શ્રીકૃષ્ણને એક પ્રાકૃત એટલે માયિક વસુદેવનો પુત્ર માનીને મનુષ્ય માને મનુષ્ય માની તેમની નિંદા કરે તેને આ બોધ આપવો ન જોઈએ ભગવાન શ્રીકૃષ્ણ પરમબ્રહ્મ છે નિર્વિશેષ છે એમનું સર્વજ્ઞને સર્વ

સમયે સર્વકાળે સર્વપણુ છે, એમનુ કેવળપણુ, ભેદરહિતપણુ, અદ્વિતીયપણુ અને અદ્વૈતશાસ્ત્રનુ સત્યપણુ વિદેહકૈવલ્યપણુ અને પરમબ્રહ્મતત્વપણુ–જે ન માનતો હોય; વળી વર્તમાનદેહમા પણ ઉત્તમકોટિના પરમહંસને બ્રહ્માનંદનો અનુભવ થયાનુ ન માનતો હોય–તેને આ ગીતાશાસ્ત્ર ન કહેવુ જોઇએ

સેંકડો ક્રતુઓ કરનારો સગુણબ્રહ્મનો ઉપાસક હોય, પણ અદ્વૈતશાસ્ત્રનો આદર ન કરતો હોય, જ્ઞાનશાસ્ત્રના અર્થોને સહન ન કરતો હોય, તેને પણ આ શાસ્ત્રનો બોધ ન કરવો જોઇએ અલબત્ત, અદ્વૈતશાસ્ત્રને જાણનારો પણ દ્વૈત પર પ્રીતિ કરતો જો કોઈ મુમુક્ષ હોય, તો જેમ આરોગ્યની કામનાથી રોગીને જેમ ઔષધ અપાય છે, તેમ મોક્ષની કામનાવાળાનેજ આ દિવ્ય ઔષધ આપવુ જોઇએ મતલબ કે મોક્ષની ઇચ્છાવાળાને આ જ્ઞાનશાસ્ત્રનુ જ્ઞાન આપવું જોઇએ, બીજાને તો નહીંજ.

આથી એ ફલિત થાય છે કે આ મોક્ષશાસ્ત્ર–શ્રીમદ્ ભગવદ્ ગીતા–જ્ઞાનશાસ્ત્ર શોકથી છૂટવાની ઇચ્છા રાખનારને શીખવવુ જોઇએ મતલબકે બધા દુર્ગુણો જેનામા હોય અને એકે લાયકાત જેનામા ન હોય તોપણ એણે જો શોકથી મુક્ત થવાની કામના કરી ગુરુને શરણે ગયો હોય તો તેને આ બોધ આપવો જોઇએ–બીજાને નહીં ૧૯

અર્જુને શોકથી છૂટવાની ઇચ્છા કરી છે અને શરણે આવ્યો છે તેથી શ્રીકૃષ્ણે એનો શોક મટાડવા આ બોધ આપ્યો છે, તે અયુક્ત થયુ નથી તમે પણ મને સાભળો છો, તે સસારના દુ ખોથી છૂટવા, સુખમા જીવન જીવવા અને બ્રહ્મધામને આટલો વખત વિસારે મૂકી, નામસ્મરણ ધૂનો અને ભગવાનના કીર્તન ગાવાનો આનદ લેવા એથી મારુ ગીતાપ્રવચન યા ગીતા-વાર્તાલાપ કરવામા આવે છે, તે અયુક્ત નથી જુઓને! મને સાભળનારા તમો સિવાય બીજા કોઇ માનવીઓ આ સ્થાનમા છે? ભક્તિભાવ વિના અહીં આવવાની ઇચ્છાજ કેમ થાય? ભને તમામામા જોઇએ તેવુ તપસ્વીપણુ, ભક્તિપણુ અદ્વૈતવાદ–વેદાન્તમા પ્રીતિપણુ મોક્ષેચ્છાપણુ, ચિત્તશુદ્ધિપણુ, જ્ઞાન શાસ્ત્રના ઉપદેશને ગ્રહણ કરવાની શક્તિપણુ અને ઉપદેશ ધારેનુ અધિકારીપણુ નથી, પણ "ચાલો–નામસ્મરણ ધૂનો ભજનો અને આખ્યાનો સાભળવાનો આનદ મળશે" એવા ભાવથી આવ્યા છો અને મરજીનામરજીથી પણ અહીં

એમ વેદાન્તને સાંભળો છો, એ તમારી પ્રભુભક્તિની સાબિતી છે. આ હેતુથી ગીતાનો આ વાર્તાલાપ અયુક્ત નથી. અર્જુનની શ્રીકૃષ્ણ પ્રત્યેની પ્રીતિ તો મામાનો પુત્ર હોવાને કારણે તો ખરીજ. એ કારણે પણ અર્જુનનો અધિકાર આ શાસ્ત્રને સાભળવાનો સિદ્ધ થાય છે.

પ્રભુપ્રેમીઓ! "આ પ્રમાણે શુદ્ધ અંતઃકરણના અધિકારીને જ્ઞાનોપદેશ કરવાનું અધિકારી લક્ષણ કહ્યુ; તેવા અધિકારીને જ્ઞાનોપદેશ આપનારને ઉત્તમ કોટિની ભક્તિ પ્રાપ્ત થાય છે અને સંશય કરવા જેવું જરાયે નથી કે તે મને પામશે. મને પામશે એટલે તે પરમતત્ત્વમાં સમાઈ જશે, નિર્વાણ શાંત, સુખ–આનંદરૂપ બની જશે" એવું ભગવાન આ ६८મા શ્લોકમાં કહે છે.

આ કથનમાં પણ એક પ્રશ્ન ઉભો થઇ શકે છે તે એ કે "એક શ્રુતિ કહે છે કે 'नायमात्मा प्रवचनेन लभ्यो=આ આત્મા પ્રવચનો કરવાથી મળી આવતો નથી'–આનું શ્રુતિ કહે છે જ્યારે શ્રીમદ્ ભાગવત મહાપુરાણમા 'રાજા ઋષભદેવ પરમકોટિના પરમહંસ હતા અને એ પ્રવચનો કર્યા કરતા હતા અને તે દ્વારા પરમપદને પામ્યા' એવુ કહે છે તો એ વાત બંધબેસતી દેખાતી નથી, તેનું શું? આ વાત મોક્ષાર્થી પાસેથી ઉંડો વિચાર નથી માગતી? વળી 'परोपदेशवेलायां सर्वे पंडिता भवन्ति' આવુ એક મહાવાક્ય છે, જેનો અર્થ 'પારકાને ઉપદેશ આપતી વખતે બધા પંડિત થઇ જાય છે' તેમજ 'न कर्मणा न प्रजया त्यागेनैके' આ શ્રુતિ વિચારતા કર્મ કરવાથી, પ્રજાનું પાલન કરવાથી મુક્તિ ન મળે પણ ત્યાગથીજ મળે– તો આ બધાંનું શુ સમજવું? વળી ઘણા શાસ્ત્રીઓ, પુરાણીઓ, સાધુઓ અને સંન્યાસીઓ ગીતાશાસ્ત્રને પોતાના શ્રોતાઓને સંભળાવતા જોવાય છે આમાંના બહુધા સંસ્કૃત ભાષાપર કાબુવાળા અને વાગ્મય કળાવાળા હોય છે અને તેમને સાંભળવા હજારો માણસો એક સામટા એકઠાં થાય છે, પરન્તુ તેવા વક્તાઓ અને ઉપદેશકોના કરતા ચારિત્ર્ય અને શ્રદ્ધામાં ચઢે તેવા શ્રોતાઓ હોય છે. શું પ્રવચનોથી મુક્તિ મળે છે?"

આ પ્રશ્નનો ઉત્તર એક કે બે વાક્યથી થઈ શકે તેમ છે–"તરી જાણતો હોય તે બૂડેલાને તારે છે, છૂટેલો બંધાયલાને છોડાવી શકે છે" આ વાક્યોનો વિચાર કરી જોતાં એવુ સમજી શકાય છે કે–જેમ ભગવાન

શ્રીકૃષ્ણ મુક્ત હતા અને સંસારસાગર પરે હતા, તેથી તેમણે અર્જુનને બોધ આપી શોકમુક્ત કર્યો, તેમ જે કોઈ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ યતિ હોય તેવા પરમેશ્વરના ભક્તને, તપસ્વીને, જેને પરમેશ્વરનુજ શરણ છે તેને, સેવા વગેરેની ઈચ્છાથી રહિત થઈને આ ગીતાશાસ્ત્રનો ઉપદેશ કરશે તો તે પરમપદને પામશે વળી ભક્ત અને તપસ્વીની વ્યાખ્યા પણ એવી રીતની હોય કે માત્ર મોક્ષની ઈચ્છાથીજ સંસારથી, સંસારના બંધનથી અને સંસારની સ્થિતિમાથી મુક્ત એવા પરમેશ્વરનું સત્કર્મોવડે જે આરાધન કરતો હોય; ભજન કરતો હોય અને નિષ્કામ તપ કરતો હોય, એ પણ ભક્ત કહેવાય. એવા ભક્તને જે બોધ કરશે તે પરમપદને પામશે એવો આ શ્લોકનો ભાવાર્થ છે

"મોક્ષપ્રાપ્ત પરમેશ્વરની પ્રસન્નતા પર નિર્ભર હોય છે. એ પ્રસન્નતા જેણે મોક્ષાર્થીપણાવડે એક પરમેશ્વરનુજ શરણુ ગ્રહણ કરેલુ હોય છે અને એવા શરણાથી જે વેદાન્તને વિચારતો હોય અને શ્રવણ કરતો હોય એવા દૃઢ ભક્તિવાળાને આ શાસ્ત્રનો ઉપદેશ જો બ્રહ્મનિષ્ઠ યતિ કરશે તો તે મુક્ત થશે" એવો આ શ્લોકનો ભાવાર્થ છે એમ સમજવુ ઘટે

પરન્તુ યાદ રાખો કે જે સ્વસ્વરૂપને જાણવાની અપેક્ષા કરતો હોય તેવા ભક્તને આ ઉપદેશ આપ્યાથી મુક્તિ મળશે એવો આ શ્લોકનો ભાવાર્થ છે કારણકે આ ગીતાશાસ્ત્ર ગુપ્ત રાખવા જેવુ છે એ માગે છે ભારે પુરુષાર્થ એનો લાભ પ્રાપ્ત થવો એ પણ એક ઉત્તમ કોટિનો પુરુષાર્થ છે શોકમગ્ન જીવોપર દયા કરીને આ મોક્ષશાસ્ત્રનો ઉપદેશ આપવાથી ઉપદેશકને મુક્તિનો લાભ મળી શકે છે. ભક્તિ કરતા દુ:ખી માનવીઓ સમજી શકે અને ગ્રહણ કરી શકે તેવીરીતે ઉપદેશ આપનારને મુક્તિ મળશે એવો ભાવાર્થ આ શ્લોકમા છે શ્રુતિઓ –' त ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये '–' अमृतस्यैष सेतु '–' शिवप्रसादेन विना न सिद्धि' '–ભાવાર્થ – 'જે શરીરમાની બુદ્ધિને પ્રકાશ આપે છે તેનું શરણ મોક્ષપ્રાપ્તિ માટે ગ્રહણ કરે છે, તે ભક્ત કહેવાય છે જે વિદ્વાનોની સંસાર સરિતાનો પૂલ છે તેની ઉપાસના કરે તે ભક્ત કહેવાય છે કલ્યાણરૂપ પરમેશ્વરનુ સત્કર્મોવડે આરાધન કરીને પરમેશ્વરની પ્રસન્નતા સિદ્ધ કરી હોય તે ભક્ત કહેવાય છે આવા ભક્તને ઉપદેશ આપવાથી બ્રહ્મનિષ્ઠ મુક્તિને પામે છે

જરૂર અહીં એમ સંદેહ કરીને પ્રશ્ન કરી શકાય છે 'શું વિદ્વત્સંન્યાસી બ્રહ્મનિષ્ઠ ગીતાશાસ્ત્રનો ઉપદેશ પોતાના શિષ્યોને કરે એ સંભવિત છે? શિષ્યોનું પાલનપોષણ, નિયમન, શિક્ષણ—આ પણ એક જાતનું કર્મ છે, શું કોઈપણ કર્મ જ્ઞાનનિષ્ઠાને હાનિ ન કરે? જો કર્મ કરે તો એ બ્રહ્મનિષ્ઠ કહી શકાય ખરો? આ કર્મ કરનાર બ્રહ્મનિષ્ઠને જ્ઞાનનિષ્ઠાનું ફળ—ચિત્તશુદ્ધિ અને શોકમુક્તિ કેવીરીતે મળી શકે? શ્રુતિઓ તો આ પ્રમાણે કહે છે—'ब्रह्मसंस्थोऽमृतत्वमेति'—'प्रमादं वैमृत्युमहंब्रवीमि'—ભાવાર્થ—'બ્રહ્મમાં સ્થિરતા રાખનારને મોક્ષાનુભવ થાય છે પ્રમાદ એ આત્મહનન છે એવું હું કહું છું' વિચાર કરો કે આ બ્રહ્મનિષ્ઠ કે જે શિષ્યોમાં ચિત્ત રાખનારો છે તે પોતાનું ચિત્ત શિષ્યોમાં રાખશે કે બ્રહ્મમાં? અને આ કર્મ પરોપકારનું છે છતાં આ શ્રુતિઓ બ્રહ્મનિષ્ઠનું આ કર્મ બહિર્મુખપણાનું છે, એમ ગણીને મુક્તિને અટકાવનારું હોવાથી એવા કર્મોનો નિષેધ કરે છે'

આ શંકાનો ઉત્તર સામો પ્રશ્ન કરીને આપવો યોગ્ય છે એમ કરવાથી શંકાનું સમાધાન સારીરીતે થઈ શકે તેમ છે સાંભળો—'જ્ઞાનશાસ્ત્ર એવું જે આ ગીતાશાસ્ત્ર તેના તત્વનો ઉપદેશ કરનાર આ બ્રહ્મનિષ્ઠ સાધક છે કે સિદ્ધ છે? કે સંસિદ્ધ છે એમને પરમસિદ્ધ છે? શંકા કરનારો અધૂરા જ્ઞાનવાળો હોઈને આ પ્રતિપ્રશ્નનો જવાબ આપી શકે નહીં જ એથી હું જ એનો જવાબ આપું છું

ગીતાશાસ્ત્રનો બોધ આપનારો જો સાધક હોય તો એને સ્વસ્વરૂપનું નિશ્ચયાત્મક જ્ઞાન હોવું અસંભવિત છે ચિકિત્સાની પૂર્ણ શક્તિ વિના વાક્યોના અર્થોને કહી જવાથી તત્વનો ઉપદેશ લાગતો નથી શાસ્ત્રનું અધ્યયનજ ક્યાથી અને ચિત્તશુદ્ધિના સાધનોને નહીં ક્યાથી અને ધ્યાન—સમાધિનો અભ્યાસ નહીં ક્યાથી સ્વસ્વરૂપ જ્ઞાન થઈ જતું નથી શું હીરામાણેકને લક્ષણોવડે પરખવાનું શાસ્ત્ર ભણ્યા વિના અને તેમના સ્વરૂપોને ઓળખવાનો અભ્યાસ ઝવેરી પાસે રહીને કર્યા વિના કોઈ ઝવેરી બની શકે ખરો કે? ઝવેરાતની પારખ વિના કોઈબીજાને ઝવેરાતના તત્વનો ઉપદેશ આપી શકે ખરો કે? વિચાર કરો! કોઈ અણઘડ આદમી ઝવેરાતનો ધંધો કરવા લાગે તો એમજ કલાકમાનમાં દેવાળુ કાઢે કે નહીં?

આમ સાધક હોય તે ઉપદેશ કરવાને લાયક ગણાતો નથી. હવે જે ત્રીજો 'સંસિદ્ધિ' ને પામેલો સાતમી ભૂમિકાએ ચઢેલો, પ્રપંચને વિસરી ગયેલો, બીજાના પ્રયત્નથીજ શારીરિક કર્મ કરનારો, ઉત્તમ કોટિનો બ્રહ્મનિષ્ટ બનેલો ઉપદેશની પ્રવૃત્તિ કરે એ પણ અયોગ્ય અને અસંભવિતજ છે. ભલે પુરી સિદ્ધિને પામેલો એટલે સિદ્ધ થયેલો હોય એવો 'સંસિદ્ધ' થી ઉતરતો બ્રહ્મનિષ્ઠ સિદ્ધ હોય તે આ ગીતાશાસ્ત્રનો ઉપદેશ શિષ્યોને કરે તો તેનુ સ્વસ્વરૂપનું બ્રહ્મ હોવાનું જ્ઞાન વધુ દૃઢ થાય છે. માટે શિષ્યોને ગીતાનો ઉપદેશ સિદ્ધપુરૂષે કરવો એ સિદ્ધ થાય છે. જો સિદ્ધ પુરૂષ ઉપદેશનું કર્મ ન કરે તો આચાર્યોની અછત થઈ જાય અને 'तत्त्वमसि' વગેરે જ્ઞાનના શાસ્ત્રની હ્યાતિ નહીં રહેવાથી અનર્થ ઉભો થાય; મુમુક્ષુઓની અગતિ થવાનો પ્રસંગ ઉભો થવાનો મહાન અનર્થ થાય. શોકમુક્ત અને સંસારબંધમુક્ત થઈને નિર્વાણશાંત, સંસારમગ્ન માનવીઓ બીજા કયા ઉપાયથી બની શકે?

દૃષ્ટાંતઃ-કોઈએક બ્રાહ્મણનો યુવાન દીકરો કાશી જઈ વેદાભ્યાસમાં પારંગત થયેલો બધી પરિક્ષાઓમાં પાસ થઈ મોટીમોટી ઉપાધિઓ, જેવીકે ન્યાયાચાર્ય-સાહિત્યાલંકાર-વેદભૂષણ-મેળવી પોતાને દેશ પાછો આવ્યો. માતાપિતા વૃદ્ધ થઈ ગયાં હતાં એટલે આ યુવકે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશી ઘરનુ સુકાન પોતાના હાથમા લીધું. પોતે બધુ ભણ્યો હતો, પણ એનું જ્ઞાન તો પુસ્તકિયાજ હતુ, બલ્કે ભણેલો હતો પણ ગણેલો ન હતો. ગૃહસ્થાશ્રમ ચલાવવાની મુશ્કેલીઓથી તદ્દન અજ્ઞાન હતો. તેમાયે બાપે પોતાની થોડીઘણી જે આવક આવતી તે બધી દીકરાના વિદ્યાભ્યાસ પાછળ ખર્ચી કાઢી હતી, એટલે આ પંડિતને પહેલેજ પ્રશ્ન અર્થોપાર્જનનો મુંઝવવા લાગ્યો. નાના કસ્બામાં પોતાની વિદ્યાનો ઉપયોગ કરી જોઇએ તેટલું ધન મળવુ અશક્ય હતુ અને માતાપિતા વૃદ્ધ થયેલાં હોઈ તેમને છોડી શહેરમાં જવું એ પણ અશક્ય હતું. આમ આ અઘરા પ્રશ્નનો તોડ કાઢવા મનમા વિચાર કરતા કરતાં એને એક વિચાર સુઝી આવ્યો કે "મારા ગામના ઠાકોરને ભાગવતની કથા સંભળાવુ એટલે એ મારી વિદ્વત્તા પર ખુશ થઈ સારું ધન આપશે."

બીજે દિવસે આ પંડિતજી તો પોતાનાં પંડિતને યોગ્ય કપડાં પહેરી બગલમાં ભાગવતની પોથી મારી, ગયો રાજદરબારમાં. રાજા એને સાધારણ

ઓળખતો હોઈ એનો સત્કાર કરી બેસાડયો અને પછી પૂછ્યુ "કેમ મહારાજ! તમે તો કાશી જઈ ખૂબ ભણી આવ્યા છો, ખરૂં ને? તમને જોઇને મને બહુ આનંદ થાય છે મારા રાજ્યમા આવા પંડિતો હોય તે તો બહુ દરબારની વાત છે બોલો! આજે આપ કેમ પધાર્યા છો?" પંડિતે જવાબ દીધો "રાજન્! જે ભણી આવ્યો છુ તેનો કાઇ સદુપયોગ થાય એ હેતુથી આપની સમક્ષ આજે હું આવ્યો છુ અમારી વિદ્યાની કદર આપના જેવા મહાપુરૂષોજ કરી શકે મહારાજ! અમારૂં ભણતર સ્વાર્થ અને પરમાર્થ બેઉ આપનારૂં છે અને તેમાયે આ શ્રીમદ્ ભાગવત નામનુ જે પુસ્તક હું ભણ્યો છુ, તે સાભળનારને મોક્ષનો બહુ મોટો લાભ આપનારૂં છે માટે મારી વિનતી છે કે તમે આ ભાગવત સાભળો અને મોક્ષ મેળવો એવી મારી ઇચ્છા છે." રાજા 'મોક્ષ' એ શુ છે એ જાણતો નહીં એના મનમાં પોતાની રાજતિજોરી ધનથી છલકાઇ જશે અગરતો એના ઘરમા રાણીને પુત્ર આવશે કદાચ 'મોક્ષ' એ શુ છે એમ પૂછે તો પોતે કાઇ જાણતો નથી એવુ પંડિત જાણી જાય તેથી એણે ભાગવત સાભળવા હા પાડી પંડિતે સપ્તાહશ્રવણને માટેની બધુ વસ્તુઓ મગાવવાની યાદી આપી અને ઠરાવેલા દિવસે આવી રાજસભાની સમક્ષ સપ્તાહ વાચવા માડી ભાગવતમા રાજા પરીક્ષિતને સાત દિવસમા મોક્ષ મળ્યો છે એવી કથા છે એટલે ભાગવતનુ માહાત્મ્ય વાચતાજ પંડિતે તે વાત પાછી રાજાને કહી રાજા અને દરબારીઓ રાજનુ કામ કરતા જાય અને ભાગવતની કથા સાભળતા જાય

છેવટે સાત દિવસમા કથા પૂરી થઈ એટને अच्युत केशवम्-કરી આરતી ઉતરી એટલે રાજા બોલ્યો "મહારાજ! આ સાત દિવસથી કથા કરો છો તે આજે પૂરી થઈ અને મે બધી સાભળી પણ મારો મોક્ષ ક્યા છે? મને તો હજી મોક્ષમોક્ષ કાઇ મળ્યુ નહીં?" પંડિત તો દક્ષિણા મેળવવાની તલાવેલીમા હતો એટલે રાજાનો આ પ્રશ્ન સાભળી ગભરાઈ ગયો છેવટે હિંમત ધરી એણે એક વાંધો શોધી કાઢયો 'રાજન્! મને વિચાર કરતા આ એક વાત સૂઝી આવે છે કે રાજા પરીક્ષિતે તો ગંગાતટ પર આ કથા સાભળી હતી અને તે કથા એણે એક ધ્યાને સાભળી હતી, જ્યારે તમે તો, મહારાજ! ક્ષમા કરજો પણ રાજકાજમા ધ્યાન આપતા હતા અને એથી કથાશ્રવણ બરાબર થયુ હશે નહીં, અને આ કારણેજ તમને મોક્ષ મળ્યો નહીં હોય, બાકી

ભાગવતમા લખેલુ ખોટુ પડેજ નહીં રાજાએ કહ્યુ "તે તો બરાબર હશે પણ ચાલો! હવે આપણા ગામની નદીપર એક મડપ બધાવુ અને ત્યા તમે કથા કહો વળી બીજા કોઇ આવે તો મારૂ ધ્યાન બીજે જાય માટે તમે કહેનારા અને હુ સાભળનારો બસ? પણ હવે જો મને મોક્ષ નહીં મળે તો તમારૂ માથુ ધડ પરથી કાપી નાખીશ, એ યાદ રાખજો! મને ગમે તેમ પણ મોક્ષ તો મળવોજ જોઇએ અને તેમ થશે તો તમને આ બેઉ કથાની દક્ષિણા અને ખુશબખ્તી ઉપરથી આપીશ" પડિત એમા સમત થયો અને પોતાને ઘેર ગયો

નક્કી કર્યા મુજબ નદીના કિનારે મડપ બધાવી રાજા કથા સાભળવા બેઠા અને પેલો પંડિત ભાગવતનો ભાગ છોડી વાચવા બેઠો. એક દિવસ, બીજો, ત્રીજો–આમ દિવસો વિતવા લાગ્યા અને પડિત જોતો જાય છે કે રાજાની પાસે થોડો થોડો પણ મોક્ષ આવે છે કે નહીં? અને રાજા મોક્ષ કેમ આવતો નથી એના સશયગ્રસ્ત મનથી પડિત સામુ જોવા લાગ્યો છેવટે છઠ્ઠો દિવસ પૂરો થયો એટલે રાજા બોલ્યો "મહારાજ! કાલે સાતમો દિવસ છે. હજી મને મોક્ષનુ રૂવાટુ પણ ફરક્યુ દેખાતુ નથી માટે જો કાલે મોક્ષ નહીં આપો, તો ઘેરથી છેલ્લી રજાજ લઇને આવજો મારા જેવો ભલો કોઇ નથી અને ભૂડોએ કોઇ નથી"

બિચારો પડિત "રાજાને મોક્ષ કેમ આપવો કે કેમ અપાવવો, અગરતો કોણ મોક્ષ આપશે" એવી મનમા ગડમથલ કરતો ઘેર ગયો બીજે દિવસે મરવાનુ થશે એ બીકે વાળુ કરવાનુ ભોજન પણ ભાવ્યુ નહીં અને આખી રાત ઉંઘ પણ આવી નહીં આખા ઘરમા શોક ફેલાઈ ગયો પડિત એવો દીકરો મોક્ષ ન અપાવી શકે તો બિચારા વૃદ્ધ–અજ્ઞાની–ગામડિયો બાપ શુ રસ્તો બતાવી શકે? છેવટે પ્રભુને શરણે જઈ રાજાને મોક્ષ મળે એના વિનતી કરી

છેવટે પૂર્ણાહુતિના દિવસનુ સવાર પડ્યુ પડિત ભગ્નહૃદયવાળો, મહાન ચિંતાતુર, ઉદાસ મનવાળો એટલે દાતણ કરવા બેઠો હતો ઉજાગરાને લીધે અને મધ્ધડ રડવાને લીધે આખો સૂજી આવી હતી–એવો તે "રાજાના મોક્ષ" નુજ ચિંતન કરતો દાતણ મોમા ઘાલી ચાવ્યા કરતો હતો, એટલામા દૈવેચ્છાએ કોઇએક સન્યાસી ત્યા આવી ચડ્યા પડિતના વિષાદગ્રસ્ત મુખ સામુ જોઇ

એ દયાળુ મહાત્માનુ દિલ દ્રવી ગયુ તરતજ તેમણે પ્રશ્ન કર્યો "હે વિપ્રવર! આપ કોઇ મહાન શોકમા ગરકાન થયેલા દેખાઓ છો. હુ અહીં આવી ઉભો રહ્યો છુ, છતા તમે કોઇ એવા ઉડા વિચારમા પડ્યા છો કે મારી સામુ પણ જોતા નથી" તો હે ભાઇ! હુ તમારૂ દુ ખ કાઇ જાણી શકુ? ઇશ્વરેચ્છા હશે તો તમારા દુ ખનુ નિવારણ થશે"

'દુ ખનુ નિવારણ થશે'–આટલુ સાભળતાજ પેલો બ્રાહ્મણ જાણે ઝબકીને જાગ્યો હોય તેમ સચેત થયો અને પેલા સન્યાસી મહાત્માનુ સ્વાગત કરી ઘરમા તેડી ગયો ત્યા તેમનુ પૂજન ઇત્યાદિ કરી પોતાના ઉપરના વિતકની વાત કહી 'રાજાને મોક્ષ શીરીતે મળે?' એમ પૂછ્યુ સંન્યાસીએ જવાબ દીધો "વિપ્રવર્ય! ચાલો! તમે જ્યારે રાજાને ત્યાં જાઓ ત્યારે મને લઇ જજો! હુ રાજાને મોક્ષ અપાવીશ" પડિતે પ્રભુનો ઉપકાર માન્યો અને યથાસમયે તે બેઉજણા કથામડપમા પહોચી ગયા રાજાએ પડિતને સન્યાસી કોણ છે અને કેમ આવ્યા છે તે પૂછતા તેણે જવાબ આપ્યો કે "આ મહાત્મા તમને મોક્ષ આપવાના છે" રાજા ખુશીખુશી થઇ ગયો અને બાકી રહેલી કથા જલદીથી પૂરી કરવા પડિતને આજ્ઞા કરી

કથા પૂરી થઈ अच्युत केशवम्–થઈ ગયુ રાજા સન્યાસીને કહેવા લાગ્યો "મહાત્માજી! ત્યારે હવે લાવો! મારો મોક્ષ ક્યા છે?" સન્યાસી બોલ્યા 'રાજા! મોક્ષ એ કાઇ સહેલી વાત છે? એને માટે તો તમારે થોડુ કષ્ટ વેઠવુ પડશે માટે તમારા નોકરને કહી બે દોરડા મગાવો!" રાજાની આજ્ઞા છૂટી અને સેવકો દોરડા લાવ્યા એટલે સન્યાસીએ એક એક જુદા થાભના પાસે રાજાને અને પંડિતને ઉભા રાખ્યા અને થાભલા સાથે બેઉ જણાને દોરડાવતી એવા બાધ્યા કે બીજો કોઇ છોડે નહીં ત્યાસુધી આપોઆપ પોતે છૂટી શકે નહીં પછી સન્યાસીએ રાજાને કહ્યુ "રાજા! હવે આ બંધન છોડી બહાર નીકળો!" રાજા બોલ્યો "એમ કેમ બને? મારા હાથ તો બધયેલા છે, તો હું મારા શરીરને કેવીરીતે છોડાવુ?" તરતજ સન્યાસીએ પેલા પડિતને કહ્યુ "પંડિતજી! તમે આ રાજાને છોડો!" પડિત બોલ્યો 'મહાત્મન્! હુ પોતેજ બધાયેલો છુ ત્યા હું છૂટુ નહી ત્યાસુધી રાજાને કેમ છોડી શકુ?" સન્યાસી હસી પડ્યા, તેઓ બોલ્યા કે 'ખરેખર, હવે તમારી વાત બરાબર બંધબેસતી

આવે છે. "રાજા! જુઓ આ તમારો પંડિત બંધાયેલો છે તે જેમ તમને છોડાવી શકતો નથી, તેમ એ પોતે સંસારના બંધનથી પણ બંધાયેલો છે, તો એ તમને સંસારના બંધનથી જકડાયેલા તમને કેવીરીતે છોડાવી શકે?" આમ કહી તેમણે બેઉના બંધનો છોડી નાખ્યા અને પછી પોતાની સામે બેસાડી કહેવા લાગ્યા કે 'હે રાજા! 'મોક્ષ' એ શું છે તે તમે જાણતા નથી એનો ખુલાસો તમે પંડિતને પૂછ્યો નથી અને પંડિત પણ ભણેલો છે પણ ગણેલો નથી એટલે એ પણ 'મોક્ષ' એ શું એ પૂરું સમજ્યો નથી રાજા! મોક્ષ એ કોઈ ચીજ નથી કે તે હાથમાં આવે અને કોઈ બીજો આપી શકે મોક્ષ તો તે પરમાત્માનું એકમાત્ર સુખરૂપ, આનંદરૂપ, જ્ઞાનરૂપ, અવિચળ પદ છે કે જે દરેક જીવે પોતે પ્રયત્ન કરી પ્રાપ્ત કરવું જોઈએ. આ બિચારો ધનલોલુપ બ્રાહ્મણ, સારી દક્ષિણા મેળવવાની આશા એવી તમારી પાસે આવ્યો હતો, માટે એને સંતુષ્ટ કરી ઘેર મોકલો! ભાગવતમાં આલેખેલા ભક્તોના ચરિત્રોની પેઠે તમે તમારૂં જીવન બધું આચરણમાં મૂકો અને રાજા પરીક્ષિતના જેવા સંયમી, ત્યાગી, દેહાભિમાનનો નાશ કરી, પરમાત્મામાંજ એકમાત્ર ચિત્ત રાખી જીવન ગુજારો અને જ્યારે શુકદેવજી જેવા કોઈ ગુરૂ મળશે ત્યારે તમને મોક્ષ એ શું છે તે ખબર પડશે" આટલું કહી સંન્યાસી ત્યાંથી ચાલી નીકળ્યા રાજા પોતાની ભૂલ માટે અને પંડિત પોતાની ભૂલ માટે વિમાસણમાં પડ્યા રાજાએ પંડિતને ધન આપી વિદાય કર્યો ૧

દૃષ્ટાંત બીજું –કોઈએક રાજાના મનમાં એવું આવ્યું કે-"આ પૃથ્વી પર બધા સાધુસંતો, વિદ્વાનો અને પુરાણીઓ તેમજ શાસ્ત્રીઓ ગીતા-ગીતા અને ગીતાનોજ બોધ કરે છે અને બધા સાંભળે છે પણ ખરા પણ કોઈ ગીતાનો સાચો બોધ આપનાર છેજ નહીં" એટલે એણે એવું જાહેર કર્યું કે "જે કોઈ વિદ્વાન મને ગીતાનો સાચો બોધ આપશે તેને હું મારૂં અર્ધું રાજ્ય આપીશ"

જાહેરાત સાંભળી દેશપરદેશથી પંડિતો અને વિદ્વાન શાસ્ત્રીઓ આવવા લાગ્યા અને એક પછી એક પોતાને ફાવતી રીતે ગીતાના અર્થ કરી રાજાને ગીતા સમજાવવા લાગ્યા અને અંતે રાજાને પૂછે કે "રાજન્! કેમ તમને સંતોષ થયો?" જવાબમાં રાજા ડોકું ધુણાવી ના પાડે. બધા નિરાશ થઈ ગયા, પણ બહાર આવે એટલે "અરે, મેં તો એવી સુંદરરીતે રાજાને ગીતા

સમજાવી કે દરેકના હૃદય સોંસરવી ઉતરી જાય, પણ હવે રાજાને અર્ધું રાજ્ય આપવું કપરૂં લાગે છે તેથી જૂઠું બોલે છે કે 'હું સમજ્યો નથી' એમ કહે બધાજ જ્યારે નિરાશ થવા લાગે ત્યારે એક યુવાન બ્રાહ્મણ ઉભો થઇ પ્રતિજ્ઞા લઇ બોલ્યો કે "હું રાજાને ગીતા સમજાવીશ રાજા 'ના' શું પાડે?"

બધાઓએ સંમતિ આપી અને તે યુવાન રાજાને ગીતા સમજાવવા બેઠો. વાણીચાતુર્યમા, વ્યાકરણમાં, દ્રષ્ટાંતો આપવામાં, ઉપમાઓથી અને અલંકારો આપી કોઇપણ વાતને સમજાવવામાં એ બેહદો હતો આખી ગીતા બહુ મીઠાશથી સમજાવ્યા પછી રાજાને એણે પૂછ્યુ "કેમ રાજન્! હવે તો સંતોષ થયોને?" રાજાએ ના પાડી.

પ્રભુપ્રેમીઓ! આ યુવાન પંડિતે રાજાના મુખમાથી "ના" નો જવાબ સાભળ્યો એટલે તરત એનો મનોરથ–અર્ધું રાજ્ય મેળવવાનો, જેમ કોઇએક મોટો મહેલ કકડભૂસ થઇ ધરાશાયી થાય તેમ તૂટી પડ્યો વળી જુવાન હોઇ તેના મગજમા ક્રોધનો પારો એકદમ વધી ગયો. તે તડૂકીને બોલ્યો "આવી ઉત્તમરીતે ભણાવ્યા છતા શું તમને બોધ નથી થયો? એક ક્ષત્રિયરાજા થઇને અર્ધું રાજ્ય આપવુ પડે તેથી જૂઠું બોલો છો?" રાજા બોલ્યો "પંડિતજી! અર્જુન જેટલુ ગીતાનું શિક્ષણ તમારા બોધ, આપવા પહેલા હું મેળવી ચૂક્યો છુ મેં લડીને રાજ્ય મેળવ્યું છે, પણ હવે તો રાજ્ય છોડીને બ્રહ્મનિષ્ઠા મેળવવાનો અને પરમપદ પામવાનો બોધ–પ્રયાણ પછી જન્મમરણથી છૂટવાનો બોધ–મને આવ્યો નથી. જો આવ્યો હોત તો હમણાજ હું સંન્યાસ ગ્રહણ કરીને પુત્રને રાજ્ય સોપી ચાલ્યો ગયો હોત પણ વૈરાગ્ય આવતોજ નથી, વિષયભોગવાસના મટતીજ નથી. હું કેમ કહું કે મને બોધ થયો છે? મને તો મુચકુંદ જેવો, ખટ્વાંગ જેવો અને રાજા ગોપીચંદ જેવો બોધ નથી થતો ત્યા નિર્વાણશાન્તિ જેવી બ્રાહ્મીસ્થિતિ ક્યાથી આવે અને મુક્તિ પણ ક્યાંથી મળે? મને તો હવે નિષ્કર્મીપણું જોઇએ છે. મને બોધ આવ્યોજ નથી, તોપછી પરમહંસ થવાની વાતજ ક્યા?" પંડિત બોલ્યો "રાજા! એમ વાત કરોને? એનો ઉપાય સહેલો છે અવિદ્યા છોડો એટલે બધુ બરાબર થઇ જશે." રાજાએ જવાબ દીધો "તો પંડિતજી હું પણ એજ માંગુછુ ને? એ અવિદ્યારૂપી ચૂડેલને છોડવાજ હુ બધો પ્રયત્ન તો કરૂં-છુ તો હવે જો તમે એ

અવિદ્યાને જાણતા હો અને એને છોડવાનુ જાણતા હો તો કહો! મને તો ખાત્રીજ છે કે તમે પોતેજ અવિદ્યામા ચકચૂર-મગ્ન-તદ્રૂપ છો, તે બીજાને તેનાથી કેમ છોડાવી શકો?" પંડિત બોલો પડી ચાલ્યો ગયો

બહાર જઈ એણે બધા નિરાશ થયેલા અને આશાવાદી પંડિતો-વિદ્વાનો શાસ્ત્રીપુરાણીઓની સભા ભરી બધાની વચ્ચે પોતાની અને રાજા વચ્ચેની વાત જાહેરમા મૂકી બોલ્યો "રાજાને અર્ધું રાજ્ય આપવુ પડે તેથીજ બધાને 'ના' સભળાવ્યા કરે છે" બધા સભાસદો નારાજ થતા અને રાજાને નાલાયક ગણ્યો પરન્તુ ઇશ્વરની પ્રેરણાથી એ સભામા એક સિદ્ધ મહાત્મા આવી ચડ્યા હતા તેમણે કહ્યુ કે 'પ્રિય સભાજનો! રાજા સાથે અર્ધા રાજ્યની તકરાર કરીને તમે તમારૂ ભૂષણ ગુમાવશો તમેજ ગીતાના બોધને સમજ્યા નથી ગીતાનો બોધ 'આસક્તિરહિતપણા માટેનો છે.' અર્ધું રાજ્ય, રાજા પાસેથી ગીતાનો બોધ આપવા જનારા બોધ આપીને, માગનારા-તમનેજ આસક્તિરહિતપણુ આવ્યુ નથી એવા તમોએ રાજાને બોધ આપ્યો અને એની આસક્તિ ન છૂટી તેમા રાજાનો દોષ શામાટે કાઢો છો? તમે એની આસક્તિ છોડાવી નથી તમે તેમ કરી શક્યા નથી એ દોષ તમારોજ છે"

બધા સભાજનો ચૂપ થઇ ગયા સભા બરખાસ્ત થઇ ગઈ રાજાને બોધ આપ્યા છતા પંડિતોને તો તેમને જોઇતો કોઇ લાભ ન થયો પણ ભગવાને આ વિધાન એ પંડિતોને બોધ થવા જ કર્યું હતુ પરિણામમા સતની વાણી એમના હૃદય સોંસરવી ઉતરી અને ગીતામાનુ અનાસક્તિપણુ શિખવા જીવન વિતાવવા માડ્યુ 'પ્રવચનકર્તાને લાભ થાય છે'-આનુ ભગવાન શ્રીકૃષ્ણનુ વચન સાચુ કર્યું રાજાએ આ સભાની બધી વાત જાણી પોતે સંતોનો ચાહક સત્સંગપ્રેમી સજ્જન હોઇ, વિવેક વિવેકના ભાનવાળો હોઈ, પેલા મહાત્માને પોતાની પાસે બોલાવવાની આજ્ઞા ન આપતા પોતે જાતે તેમની પાસે ગયો સાષ્ટાંગ દંડવત્ પ્રણિપાત કરી તે સિદ્ધના ચરણો ચાંપી તેમની સેવા કરી અને તેમણે જ્યારે ખુશી થઈ પ્રશ્ન પૂછવાનું કહ્યુ તેના જવાબમા રાજાએ વિનયપૂર્વક ગીતાનો બોધ કરવાની પ્રાર્થના કરી તે સિદ્ધપુરૂષે પ્રાર્થના સ્વીકારી રાજાને બોધ આપ્યો અને પરિણામે રાજા ત્યાંથીજ સીધા વનમાં ચાલ્યો ગયો તેના મનમા જતી વખતે રાજ્યની આસક્તિ ન હોવાથી 'રાજ્યનુ શુ થશે?'

આવો વિચાર પણ આવ્યો નહીં, એટલે પુત્રને કે અસ્ત્રીને બોલાવી રાજ્યાગમ સોંપવાનું પણ તેના મનમાં આવ્યું નહીં વનમાં જઈ રાજ યોગાભ્યાસ કરી સમાધિ દશા પર્યન્ત તે પહોંચી ગયો અને પછીતો નિરંતર સમાધિમાજ રહેતો પોતાનું શરીર છુટ્યા પછી પોતે શરીરમાજ પરમબ્રહ્મતત્વમાં સમાઈ ગયો અને તે સિદ્ધ સંસિદ્ધિને પામ્યો અને આમ નિષ્ક્રિય બ્રહ્મસ્વરૂપ બનીને સાતમી ભૂમિકાપર આરૂઢ થઈ ગયો

આથી સિદ્ધ થાય છે કે-" આસક્તિરહિતપણા વિનાનો પણ આ ગીતા શાસ્ત્રનો બોધ સંસારના જીવોના કલ્યાણ માટે કરશે અને મનમાં એવું રાખશે કે 'મારે ગીતાશાસ્ત્રનું રક્ષણ કરવુંજ જોઈએ' તો વહેલોમોડો પણ વૈરાગ્યવાન ચિત્તશુદ્ધ બ્રહ્મવિદ્ અને બ્રહ્મનિષ્ટ બની કૈવલ્ય એવો જે હું તેને પામીશ - આ ભગવાન શ્રીકૃષ્ણનું વાક્ય યથાર્થ છે અને એને આજ્ઞા માનીને સર્વે બુદ્ધિવાન માનવીઓએ બુદ્ધિશક્તિ અનુસાર ભક્ત બનીને ભક્તોને બોધ આપવો જોઈએ એથી લાભજ છે

આ પ્રમાણે કરુણાવડે દ્રવિત થઈને શ્રીકૃષ્ણ કહે છે કે-' જે કોઈ આ ગીતાશાસ્ત્રને મુમુક્ષુઓ એટલે મોક્ષાર્થીઓને કહેશે તો એ કર્મથી મને રાજી કરવાને પ્રયત્ન કરનારા બીજા કર્મો કરે, તેમના પર હું રાજી થઉં તે કરતા અધિકાધિક રાજી થઈશ

પ્રિયકૃત્તમ'-એટલે 'મને એટલે પરમેશ્વરને પ્રાપ્ત કરવાને માટે અંતરંગ સાધન જેવા કે શ્રવણ-મનન-નિદિધ્યાસન વગેરે પ્રયત્નો વડે રોજ કરીને મને પ્રસન્ન કરનાર કરતા ગીતાનો બોધ મુમુક્ષુઓને ભક્તોને કરનારાને બધા સ્તોત્ર મંત્ર જપ ઉપરના દેખાવના પણ સાધનો કરનારા ભક્તો બોધ કરનારો મને અધિકાધિક પ્રિય થશો મતલબ કે ઉપરઉપરના દેખાવનાં પરમેશ્વરપ્રાપ્તિના સાધનો કરનારાએ કરતા અંતરંગ શ્રવણાદિ સાધનો કરનારાઓ મને અધિક પ્રિય છે પરન્તુ એ બેઉ સાધકો કરતા ગીતાના અર્થોનો ઉપદેશરૂપ કર્મ કરનારાઓ મને અધિકતર પ્રિય છે છતા પણ જે સિદ્ધ છે અને અનાસક્ત થઈ ગયો છે અને આવો બોધ કરતો હોય તે મને અધિકાધિક પ્રિય છે કારણકે બોધ પામેલા તરી ગયેલા કરતાં પણ તરી ગયેલો બ્રહ્મનિષ્ટ સિદ્ધ ગીતાશાસ્ત્રનો બોધ આપવા માટે પ્રવૃત્ત થયેલો બીજાઓને સંસારસાગરને

પેલેપાર કરવાની પ્રવૃત્તિ કરનારો જેવો પ્રિયતમ છે તેવો બીજો કોઇ નથી, એવો મુક્ત ગીતોપદેષ્ટા પ્રિયતમ છે એમ સમજવુ ઘટે."

પ્રભુપ્રેમીઓ ! સમજી શક્યા ? ન-ભજનકિર્તનનો બદલો, ન સેવાનો બદલો, ન દ્રવ્યનો બદલો-જેને જોઇએ અને માત્ર 'આ બિચારા જેવો ભક્તો છે, પણ સ્વરૂપજ્ઞાન વિનાના છે મુમુક્ષુઓ છે, સંસારસાગરમા ગોથા ખાનારા છે' એમ માનીને તેમને દયાવડે જે સિદ્ધ ગીતાશાસ્ત્રનો ઉપદેશ આપે છે, તે પરમાત્માને સર્વેથી અધિકાધિક પ્રિય છે, એવો આ શ્લોકમા શ્રીકૃષ્ણ ભગવાનનો ભાવાર્થ છે આવીરીતે શ્રદ્ધાભક્તિવડે દરરોજ જે મુમુક્ષ માનવી ગીતાનુ પારાયણ -પ્રથમ ન્યાસ, ધ્યાન, વંદન કરીને ચિત્તશુદ્ધિયુક્ત બનેલો કરે, પછી અઢારે અધ્યાયનો પાઠ કરે અને પછી માહાત્મ્ય વાચી-આખુયે કર્મ પ્રભુને સમર્પણ કરે, ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદથી ઉપજેલુ આ જ્ઞાનશાસ્ત્ર બીજાને બોધે તેણે જ્ઞાનયજ્ઞ વડે ભગવાનનુ આરાધન કર્યું એમ માનીને ભગવાન તેને કૈવલ્યપ્રાપ્તિ કરાવે છે આગળ વધીને ભગવાન કહે છે-"સ્ત્રી યા પુરૂષ, ગમે તે વર્ણનો કે જાતિનો-વિચાર કરવાને, અધ્યયન કરવાને પણ જો તે અસમર્થ હોય, મૂઢ હોય, છતા ઇર્ષા કે દ્વેષ કર્યા વિના ઉપદેષ્ટાને વિષે શ્રદ્ધાવાન થઇને પરમાત્મા શ્રીકૃષ્ણ સમાન માનીને આ ગીતાશાસ્ત્ર સાભળે તો પુણ્યકર્મ કરનારા લોકોમા, ઉપરના ઉત્તમ લોકોમા, જવાને આ દેહ છોડ્યા પછી સમર્થ થાય છે અને મુક્ત પણ થાય છે"

હુ તમને શ્રદ્ધાના કેટલાક દૃષ્ટાતો કહીશ તે સાભળો, જેપરથી તમે સમજી શકશો કે તમારે કેટલાબધા શ્રદ્ધાવાળા થવુ ઘટે. લોકો તમને અંધ-શ્રદ્ધાળુ કહેશે, કેમકે તમને ગળેથી દુનિયાના ભોગો છૂટ્યા હોતા નથી જેને આ દુનિયા છોડીને પરમધામ જવું છે, તેને દુનિયાની અને દ્રવ્યની શી પડી છે ? પરમાનંદની પ્રાપ્તિ કરવાને પ્રયાણ કરનારને સાથે દ્રવ્ય લઇ જવાની જરૂર નથી. અરે, મરતી વખતે દ્રવ્યમાં ચિત્ત રાખનાર માનવીની દુર્ગતિ થાય છે દ્રવ્યજ મુક્તિ માટેના સાધનો કરવામા અતરાય આણે છે, દ્રવ્યત્યાગ પ્રભુપ્રાપ્તિ કરાવે છે-

દૃષ્ટાંત:-કોઇએક ગામમા એક જુવાન વિધવા સ્ત્રી રહેતી હતી. એ ધનવાન હતી વળી પ્રભુભક્તા, પ્રભુપ્રેમી, પતિવ્રતા, સાધ્વી, દરેવ વિચારની અને

ચારિત્ર્યવાન હોઇને એના પતિએ મરતી વખતે બધી મિલ્કત એના નામપર ચડાવીને એને ભોગવટાના સર્વ હક્ક સ્વાધીન કર્યા હતા આ શાણી વિધવા ધણીના કુટુંબીજનોને અને પિતરાઇઓને પ્રસન્ન રાખવાને છૂટથી દ્રવ્યનો ઉપયોગ કરતી હતી, છતા પણ તેઓની આંખોએ મિલ્કત પચાવી પડવાની દાનત હોવાથી, તેઓ પેલી બિચારી વિધવાની સીધી કે આડકતરીરીતે ખણખોદજ કર્યા કરતા હતા નજીવી અને ન બનેલી વાતને પણ તેઓ મોટુ રૂપ આપીને તેણીની નિંદા કરતા હતા પરન્તુ પ્રભુના ભક્તોને લજ્જા, ભય, ક્રોધ અને અભિમાન હોતા નથી આ વિધવા બાઇ પણ પરમેશ્વરજ પોતાનુ શરણ છે અને એ સર્વેશ્વરજ કર્તાહર્તા છે એવા દૃઢ નિશ્ચયવાળી હતી આવી શ્રદ્ધા વતી બાઇ હરહમેશ યજ્ઞ-દાન-તપ કથાશ્રવણ વગેરે નિત્યનૈમિત્તિક કર્મોમા હમેશા મગ્ન રહેતી હતી બીજી જુવાન વિધવાઓની પેઠે તેણી મમથી રીબાતી ન હતી પોતે પૂરેપૂરી સયમી અને આનદી સ્વભાવની હતી એક દિવસ સત્સગના પ્રભાવે એને ઈચ્છા થઈ ગુરૂ કરવાની આવી પ્રેરણા થવામા ભગવાનુ વિધાન હતુ અને એણે કસોટીમાથી પસાર થવાનુ હતુ

તમને પણ ભક્તોના ભજનો યાદ હશે કે—

"गुरुजी विना कौन वतावै घाट"—"कहत कवीरा सूनो मेरे साधु, गुरु विनु मिटै न चोरासी"—"कसोटी आकरी किरतार करी भक्तोने तावे छे, सत्यदेव दर्शन दई पछी जन्ममरण मिटावे छे" વગેરે આ વિધવા પણ સત્સગમા જઈ આવાજ રગે રગાએલી હોઇ એણે પણ આવા ભજન સાભળ્યા હતા

અચાનક એ ગામમા એક સાધુ આવી ચઢ્યો લોકો એના દર્શન કરવા જવા લાગ્યા, પણ એ કશુ બોલે નહીં જ્યારે બધાએ સતવાણી સાભળવા બહુ આગ્રહ કર્યો ત્યારે ફક્ત એ બોલ્યા કે 'राम राम वोलो' બસ આ પવિત્ર સાધુને પોતાનો ગુરૂ કરવાનો નિર્ધાર આ વિધવાએ કર્યો સાધુ ન તો જુવાન હતો ન તો વૃદ્ધ હતો આ વિધવા પણ હવે તો પ્રૌઢા બનતી હતી એણે સાધુને પોતાને ઘેર લઇ જઇ તેમની સેવા કરવા લાગી સેવામા તન્મય થઇ ગઈ લોકોને અને ખાસ કરીને પિતરાઇઓને એકદમ મળી પોતાની સગીની નિંદા કરવાનો અને ગપગોળા ઉડાવવાનો મોકો મળી ગયો જેટલા મોઢા તેટલી

વાતો થવા લાગી ઉપરે મશ્કરીરૂપમા કે રોષમા કે કોઇ પોતાને ગમે તેવી શિખામણ આપવાની વત્તિની અદાએ આ વિધવાના મોપર બોલવા લાગ્યા જેવુ જેવુ દિલ તેવી વાતો બનાવીમનાવીને તેઓ કરવા લાગ્યા કપટીને કપટ દેખાય, છિનાળોને છિનાળુ દેખાય, ચોરને ચોરી દેખાય, દગાખોરોને દગો દેખાય જ્યારે ભક્તોને ભક્તિ દેખાય શ્રદ્ધાળુઓને શ્રદ્ધા દેખાય ગુરૂભક્તોને શુશ્રૂષા દેખાય–એનુ શુ કહેવુ? આખુ ગામ ચકડોળે ચઢ્યુ પણ પેલી વિધવા તો સમુદ્રના જેવી ગભીરજ રહી લોકોનો ઉભરો સમાઇ ગયો તેઓમાના ઘણા ખરા તો સમજી ગયા કે પેના પિતરાઇઓને તો મિલકતના કારણેજ આવા ગપ્પા મારવા પડ્યા હતા ધીમેધીમે બધુ શાત થઇ ગયુ લોકો હવે વિધવા પ્રત્યે માનની દૃષ્ટિએ જોવા લાગ્યા સાચા માણસોએ દૃઢ અને સહિષ્ણુ બની જવુ ઘટે ધીરજ ગુમાવવી ન જોઇએ

હવે વિધવાની પુરી ગુરૂભક્તિની કસોટી થવાનો પ્રસગ આવી પહોચ્યો માનો પ્રભુએજ એ વિધાન કર્યું પેના સતગુરૂએ પ્રસ્તાવ મૂક્યો કે "હે બેન! હવે હુ તીર્થાટન કરવા જઇશ' વિધવાએ જવાબ દીધો 'ગુરૂદેવ! આ સસારમા હવે મારૂ કોણ છે કે જેના પ્રત્યે મમતા રાખી હુ રહેમા રહુ? માટે હુ પણ તમારી સાથે આવીશ સાધુ બોલ્યા 'બેન! હુ તો હમેશા એકલોજ ફરૂ છુ મે તને ગીતાનો બોધ આપ્યો તે શુ તુ ભૂલી ગઇ? **एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रह** –આ વાક્ય તુ સમજી કે નહીં?" વિધવા બોલી "ભગવાન! તમને તીર્થયાત્રાની શી જરૂર છે? તમે પોતેજ તીર્થ છો તો અહીંજ રહો અને મને આપની સેવા કરવાનો લાભ આપો! હજી મને પાકો બોધ થયો નથી એટલે આપને મારી વિનતી છે કે ક્યાતો આપ યત્રાનો વિચાર માડી વાળી અત્રેજ રહો કે ક્યાતો મને આપની સાથે લઇ જાઓ!' પરિણામે આ બેઉ જણા તીર્થાટન કરવા નીકળી પડ્યા

પ્રભુપ્રેમીઓ! ગુ ભક્તિ અને શ્રદ્ધાની કસોટી થયા પછી પ્રભુદર્શન થવાનો સમય અને પછી સ્વસ્વરૂપની એટલે આત્માની–નિર્ગુણબ્રહ્મની ઉપસનામા પ્રવેશ કરવાનો આ વિધવાનો સમય આવી પૂગ્યો પદર દિવસની મુસાફરી પછી કોઇ બે ગામની વચ્ચે લાબા અતરનો ઉજ્જડ રસ્તો આવ્યો તાપ સખત પડતો હતો એકાદ માઇલ ચાલ્યા પછી ઝાડ નીચે ગુરૂને બેસાડીને

એમદ કૂવો શોધી કાઢી ગુરુને પીવાને માટે પાણીનો લોટો ભરી લાવી અને ગુરુને પાયુ આ પ્રમાણે ગુરુની સેવા કરતી અને તેના બદલામા ગુરુના શ્રીમુખે ભગવાનની કથાવાર્તાઓ સાંભળતી હતી પોતાના માથા ઉપર ઘેરથી ઘરેણા, રૂપિયા વગેરે હતુ તેનુ પોટલુ કરી લીધુ હતુ, કારણકે ઉજ્જડ ઘરમાંથી એ વસ્તુઓ ચોરાઈ જવાનો બહુ ભય હતો આમ બહારનો તાપ, માથાપર વજન અને ગુરુની સાથે ચાલવુ એ જરા આકરુ તે લાગ્યુ પણ બિચારી ગુરુઘેલી વિધવાએ એ ગાંઠ ગણકાર્યુ નહીં

એક દિવસ ચાલતા ચાલતા ગુરુને તરસ લાગી, એટલે એક કૂવો જેમ પાસેના એક ઝાડ નીચે ગુરુજીને આસન બિછાવી આપ્યુ અને તેઓ બેઠા એટલે વિધવા દોરીલોટો લઈ કૂવાપર ગઈ કૂવામા જરા પાણી ઊંડુ હતુ એટલી નીચી વળી જ્યા પાણી કાઢવા જાય છે એટલામા પેલા સાધુ-ગુરુએ પાછળથી આવી તેને ધક્કો મારી કૂવામા હડસેલી દીધી કૂવામા તો ધકેલાઈ પણ તેણી છેક કૂવાને તળિયે ન પહોંચી વચ્ચે ઝીલાઈ ગઈ, એની નજરમા બધુ ફેરવાઈ ગયેલુ એણે જોયુ

પ્રભુપ્રેમીઓ! નથી એ વિધવાના મનમા આવ્યુ કે-"મારા મનેના ગુરુએ મને કૂવામા ધકેલી દીધી એ કોઈ સાચો સંત નહીં હોય કોઈ ભામટો હશે મારી દાગીનાની પોટલી પર એની દાનત બગડી હશે વગેરે" વળી નથી એને મોતની બીક કે નથી પોતાની મિલકત લૂંટાઈ જવાનો ભય અરે એને પોતાના ગુરુના આ કૃત્ય માટે જરાપણ શંકા આવી નથી કે કોઈ ભને બૂરો વિચાર પણ આવ્યો નથી ભક્ત હૃદયને સામાન્ય માણસો અને અભક્તો બિચારા કેવીરીતે ઓળખે? આ વિધવાના મનની વાત એવાઓને સમજ પડેજ નહીં એઓ તો પોતાની નજરેજ બધુ જુએ છે જેઓ સાચા ભક્તો હોય છે, તેઓ ઇશ્વરની ઇચ્છાને આધીન બની ગયેલા હોય છે દરેક ઘટનાને એઓ ઇશ્વરની ઇચ્છાજ માને છે, અને એજ કારણથી ભક્તો ધન-માન-મિલકત અને મોત પ્રત્યે આસક્તિ વિનાના હોય છે એ બધુ થવામા એઓ ઇશ્વરની ઇચ્છાજ માને છે એવા ભક્તોમાની એક આ વિધવા હતી

જુઓ! એ વિધવા કૂવામા શીરીતે અધવચ્ચે ઝીલાઈ ગઈ? 'પોતે ક્યા છે?' આવો મનમા પ્રશ્ન થતા તેની આંખો ઉઘડી અને જોવા લાગી

કથામાં કહેલાતુ અને ચિત્રોમા દેખવામા આવતુ ઘનશ્યામ, કમળસમાન નેત્રવાળું, વાંકડિયાવાળું નારાયણ ભગવાનનુ મંદહાસ્ય કરતુ મુખકમળ તેણીના જોવામા આવ્યુ અતિ હર્ષાશ્ચર્યમાં આવી તેણી ગદ્‌ગદ્‌કંઠિત થઇ ગઇ ગળુ રૂંધાઇ ગયુ, વાણી સ્તંભિત થઇ ગઇ, આંખો અનિમેષ દૃષ્ટિવાળી થઇ એને હાથ જોડવાનુ સૂઝ્યુ જ નહીં ભગવાન બોલ્યા "બેન સરલા! જેને પામવાની અને જેના દર્શન કરવાની તુ હરહંમેશ ઇચ્છા કરે છે તે હુ પરમેશ્વર છુ તને તેડવા આવ્યો છુ ચાલ!" સરલાએ જવાબ દીધો "ભગવાન! હુ કેમ આવી શકુ? મારા ગુરૂજી વિના હુ નહીં આવુ તેઓશ્રી બહાર ઝાડ નીચે બેઠા છે, તેમને સાથે લો તો હુ તેમની આજ્ઞા થશે તો આવીશ" ભગવાન બોલ્યા "મૂર્ખી! એ તે કોઇ ગુરુ છે? ભામટો છે ભામટો! એ સાધુ નથી એણેજ તને કૂવામા નાખી દેવા ધક્કો માર્યો હતો એને તારી મિલકત ઓળવી પાડવી હતી એને વૈકુંઠમા આવવાનો શો અધિકાર હોઇ શકે?" સરલા બોલી 'પ્રભુ! આપની ઇચ્છા વિના બને નહીં એ પણ આપનુ રૂપ છે એ ગુરૂએ ધક્કો ન માર્યો હોત તો કોણ જાણે ક્યારે તમે મને મળ્યા હોત? એમને પણ મે આપનુ રૂપ માનીનેજ પૂજ્યા છે જો મને લઇ જવી હોય તો પહેલા તે અને પછી હુ"

ભગવાન સરલાને લઇ બહાર આવ્યા ઝાડનીચે કોઈ હતુ નહીં પોતાનુ પોટનુ લઇ અકબંધ પડેલ જોયુ ભગવાન બોલ્યા "જોયુ બેન! પેલો ઠગારો મારી બીકથી નાશી ગયો છે હવે ચાલ એકલી" સરલા બોલી 'પ્રભો! આપ તો સર્વજ્ઞ છો એમને શોધી કાઢો! એમના વિના હુ એકલી નહીં આવુ જો ઠગ હોત તો આ મિલકતનુ પોટલુ પોતાની સાથે કેમ ન લઇ જાત? એમણેજ મને તમારા દર્શન કરાવ્યા છે એમના વિના હું નહીં આવુ અને એમના વિના હુ જીવી શકીશ પણ નહીં" આમ કહી તેણે રૂદન કરવા માડયુ

પ્રભુપ્રેમીઓ! એ સાધુ બીજો કોઇ નહીં પણ પૂર્વની એ ભાગ્યશાળી સરલાને એના સત્કર્મનો બદલો આપવાને તેને અપનાવવાને અને આત્મજ્ઞાન માટે લાયક બનાવવાને સાધુના વેષે પરમેશ્વરજ આવ્યા હતા એજ સમયે સરલાની અંજલિમા ભગવાને આ નારાયણ રૂપમાથી એ સાધુ પાછો ઉપજાવ્યો સરલા સમજી ગઈ એની સમજમા આવ્યુ કે એણે પરમેશ્વરનેજ પૂજ્યા છે

અને પરમેશ્વરજ પોતાના ગુરૂ બન્યા હતા એજ સમયે એ અનન્યભક્તા અનન્યયોગીની બની ગઇ છતા મિલકત અને ગુરૂ-આ બેઉ સાથેનો સગ છૂટ્યો ન હતો, એના મનમા નિષ્કામ દાનની કામના હતી, ગુરૂપર પ્રીતિ હતી

ભગવાન બોલ્યા " સરલા ! વૈકુઠ વગેરે લોકોમાથી પણ કોઇ વખત ભ્રૂન થવાથી પછુ આવવુ પડે છે ત્યા પણ બ્રહ્મોપાસન કર્યા વિના અવિનાશી પદ પમાતુ નથી માટે આ મિલ્કતનુ સત્પાત્રોને દાન કરી પરમતત્વનુ ચિંતન કર ! તુ આત્મા-બ્રહ્મ છુ જ્યારે આમ કરવાથી તું સમાધિમા આવવા લાગીશ ત્યારે આત્માનો સક્ષાત્કાર થતાં તુ સર્વને બ્રહ્મ સમજવા લાગશે અને એ સમયે તારૂ શરીર છૂટી જશે અને તું મારા તત્વને પામીશ હવે તુ ઘેર જા અને આ મિલ ત પણ લઈ જા ત્યા જઈ મે કહ્યુ તેમ કરજે "

ભગવાનની આજ્ઞા માની સરલા ઘેર ગઈ પિતરાઇઓએ એના યાત્રાએ ગયા પછી આખુ ઘર ફ ફોળી નાખ્યુ હતુ પણ તેમને કાંઈ મલ્યુ ન હતુ તેઓ હાથ ઘસતા ઘસતા ઉઘાડે છોગે તે સિયાણીની નિંદા કરતા હતા એટલામા આખા ગામને અજાયબી પમાડતી તેણી ઘરમા આવીને ભગવાનના આદેશ પ્રમાણે જડભરતની પેઠે સમાધિમા રહેવા લાગી મિલકત ખલાસ થઈ દેહાધ્યાસ છૂટી ગયો ગુરૂ-ગોવિંદનો ભેદ મટી ગયો અને એક શુભ દિને સરલા સમાધિમાજ તત્વને પામી જો કે કુટુબની કડવાશ તો મિલ્કતને કારણે ન ગઈ છતા ગામલોકોએ એના શરીરને પાલખીમા પધરાવીને સન્યાસી પેઠે પૃથ્વીમા ગામ બહાર ખાડો પાડી પધરાવી દીધુ અને એના ઉપર દેવી મદિર બાધ્યુ

આ શ્રદ્ધા શ્રોતા અને વક્તા બેઉની એક સમાન હોય તો શ્રવણનુ ફળ અને બોધ કરવાનુ ફળ જ્ઞાન અને જ્ઞાનનુ ફળ મોક્ષ જરૂર એક દિવસ આવ્યા વિના રહેતુ નથી ગુરૂમા શ્રદ્ધા એ ભારે ચમત્કારનુ કામ કરે છે તેથીજ ભક્તો કહે છે -

गुरु गोविंद दोनों खडे, किनकु लागु पाय।
बलिहारी गुरुदेवकी, गोविंद दियो बताई॥

પ્રભુપ્રેમીઓ ! વેદાન્ત એટલે ગીતાનુ જ્ઞાન બહુબહુ કહેણુ છે જ્યાંસુધી શિષ્યની સમજમા એ જ્ઞાન બરાબર આવતુ નથી, ત્યાસુધી શિષ્ય કૃતાર્થ

થતો નથી. જે જે એની સમજમાં ન આવ્યું તે તે શાસ્ત્રના અર્થને પાછો ફરીને ગુરૂએ કહેવો જોઇએ, એની શંકાઓ નિર્મૂળિત કરીને એને બરાબર અર્થ સમજાવવો જોઇએ અને 'સમજ્યો?' એમ પૂછીને એના જ્ઞાનને દૃઢ કરાવવું જોઇએ. એની ઉલટી સમજને દૂર કરવી જોઇએ એ ધર્મ પણ ગીતાશાસ્ત્રના ઉપદેશકનો છે.

આ ગીતાના પ્રથમ ઉપદેશક ભગવાન શ્રીકૃષ્ણ પોતાના શિષ્ય અર્જુનને ૭૨મા શ્લોકના કથન પ્રમાણે પૂછે છે કે "હે પૃથાના પુત્ર! સ્વસ્વરૂપનો પ્રકાશ કરાવે એવું મારૂં વાક્ય જે મેં ઉપદેશેલું છે તે તેં એકાગ્ર ચિત્તથી જિજ્ઞાસુપણાવડે સમજી લીધું છેને? જો તાગથી બરાબર ન સમજાયું હોય તો શું હું ફરીને કહું? તને કોઇ વસ્તુ ગ્રહણ નથી થઇ શકી એવું હવે કાંઇ બાકી છે? "હું નહીં લડું, હું આ હિંસાવાળું યુદ્ધ નહીં લડું, મને પાપ લગે, હું સન્યાસી થઇને ભીખ માગીને મારૂં પેટ ભરીશ"—આવાં કથનો તે આ પહેલાં કર્યાં હતાં, તે તારૂં અજ્ઞાન દૂર થયું? મારા ઉપદેશના વચનોથી તને જ્ઞાન થયું? તારી બુદ્ધિનો ભ્રમ મટ્યો? અજ્ઞાનજ આત્માના તત્વને પ્રકાશવા દેતું નથી અને તેથીજ ધર્મને અધર્મ અને અધર્મને ધર્મ સમજાય છે એ સ્વસ્વરૂપ અજ્ઞાનથીજ શરીરને આત્મા મનાય છે એ સ્વસ્વરૂપ અજ્ઞાનથીજ શરીરને આત્મા મનાય છે શરીરને આત્મા માનવાની તારી વિપરીત માન્યતા મટી?"

આ પ્રમાણે સાદ્યંત ભગવદ્‌ગીતા કોઇ ઉપદેશકોએ તમને ઉપદેશી છે? ઉપરના જેવા પ્રશ્નો તમને કોઇ ઉપદેશકે પૂછ્યા છે? આ પ્રમાણે સાદ્યંત ભગવદ્‌ગીતા તમે કોઇની પાસે સાંભળી છે? કે ગીતાને વાંચતા અને તેના અર્થને પુસ્તકમાંથી ટીકાને જોઇને સમજતા તમને આવડે છે? તમે રોજ પાઠ કરો છો? તમે જાણો છો કે ગીતા એ વેદ છે? એ શ્રીકૃષ્ણ પોતે છે એવું જાણો છો? એ ધર્મનું પુસ્તક છે એ તમે જાણો છો? જો એમાનું કશું તમે કર્યું નથી તો તમને 'આ દુનિયા દોજખરૂપ છે'—એવું અજ્ઞાનયુક્ત બોલવાનો તમને અધિકાર નથી **શ્રીમદ્ ભગવદ્ ગીતાનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરનારને આ સંસાર દુઃખ આપનારો, દોજખ સમાન ન લાગે. દુનિયા દુઃખ આપવાને માટે બનાવેલી**

નથી પણ શોકમુક્ત જીવવા, સુખેથી જીવવા માટે છે અને તમને તમારાં આ શરીરો તમારી પ્રાર્થનાથી મળ્યાં છે. વળી તમારાં આ માનવશરીરવડે સાધના થાય અને તમે કૈવલ્યને પામો એ માટે ભગવાને તમને આપ્યાં છે.

આ પ્રશ્નનો ઉત્તર અર્જુન, ભગવાન શ્રીકૃષ્ણ પાસેથી જ્ઞાનશાસ્ત્રનો બોધ થયા પછી જે આપે છે તે લક્ષમા લેવો ઘટે છે "હે અચ્યુત! હે કૂટસ્થ ભગવાન! તમે કૃપા કરીને મને જે ઉપદેશ આપ્યો તે ઉપદેશથી ઉપજેલા જ્ઞાનથી વારવાર જન્મવાનુ, મરવાનુ, પાછુ જન્મવાનુ, પાછુ મરવાનુ વગેરે પ્રવાહનુ કારણ સર્વે પ્રકારના અનર્થોને આણવાનુ હેતુરૂપ દુ ખોનુ કારણ, બહુ દુ ખથી દૂર થઈ શકે એવુ મારૂ અજ્ઞાન, મારા પોતાના સ્વરૂપનુ અજ્ઞાન, મમતને ઉપજાવનારૂ અજ્ઞાન મટી ગયુ છે મારા સ્વસ્વરૂપને ઓળખ્યાથી મારો મોહ મટી ગયો છે"

આ પ્રમાણે ગુરૂએ–ઉપદેશકોએ શિષ્ય–શ્રોતાને પૂછવુ જોઇએ અને આવો ઉત્તર પણ લેવો જોઇએ તોજ તેઓએ તેમની પ્રભુ પ્રત્યેની ફરજ અદા કરી ગણાય અને તોજ તેમને ઉપદેશકના ધર્મનુ પાલન કર્યું ગણાય વળી આમ કરવાથી તેમણે ભગવાન શ્રીકૃષ્ણનો બોધ અને આજ્ઞાનુ અનુસરણ કર્યું ગણાય આ પ્રકારની પ્રથા ચલુ કરવાની જરૂર છે જો કે મારા જેવા ચોમાસાના ચાર મહિનાજ એક જગાએ નિયત થઈને રહેનારા અને આઠ માસ ફરનારા સાધુઓથી આ પ્રમાણેનુ બની શકે તેમ નથી અને તેમાયે મારાથી તો બની શકે તેમજ નથી આખી ગીતાનુ પ્રવચન પૂર્ણ કરતા લગભગ મને ત્રણ વર્ષ લાગે છે કોઈ કોઇ ગામમા આઠ દશ કે પદર દિવસ રહેવાનુ થાય છે એટલે તેટલ ટૂક સમયમા એટલી મુદતમા પણ રોજ આવનારા અને 'અમને ગીતાનો બોધ કરો' એવુ કહેનારા મને કોઇ મળ્યા નથી, તો પછી 'મારા શોકની નિવૃત્તિ કરો એવુ કહેનારા તો ક્યાંથી હોય? જો કે જ્યા જાઉ છુ ત્યા મારી પાસે પ્રવચન સમયે આવવાની રૂચિ વિનાના બીજા સમયે આવીને એમની મને નકામી વાતો સભળાવનારા આવે છે તેમા તેમની ફરિયાદો શો વાળીજ હોય છે આવાઓનો પીછો છોડાવા તેઓ આવે એટલે તેમને રામનામ રટણ કરાવવા લાગુ, રાધેશ્યામની ધૂ બોલાવવા લાગુ અને

ગીતાની કાંઇક વાત શરૂ કરું એટલે ચાલી જનારા હોય છે. પ્રવચન સમયે વસતીના પ્રમાણમાં શ્રોતાઓ બહુ થોડા હોય છે. જ્યાં નિરાંતે પૂરી ગીતા સાંભળનાર શ્રોતાજ ન હોય ત્યાં હું કોને કહું કે "કેમ સમજ્યો? તારો મોહ ભાગ્યો?" ઇત્યાદિ. ગામડાંની આ દશા છે. ગામડાં બગડતાં જાય છે. શહેરોની બદીનું અનુકરણ કરતાં તેઓ બની ગયાં છે.

"મારો મોહ નષ્ટ થયો છે"–એવું કહેનાર શિષ્યને અવિદ્યા અને એના કાર્યવડે માનવી 'હું કર્તા, હું ભોક્તા' એવું માને છે, એ કાર્યરૂપ અજ્ઞાન નષ્ટ થયાથી સ્વસ્વરૂપની યાદદાસ્ત તાજી થાય છે અને એથી શિષ્ય પોતાને સંસારથી મુક્ત, નિત્ય, કૂટસ્થ, અસંગ, ચિદ્રૂપ, કલારહિત, ક્રિયારહિત, શાંત જે આત્મા–તેજ શ્રુતિએ વર્ણવેલો–'હું છું' એવી આત્મતત્વના વિષયની યાદગીરી એને આવે છે. હૃદયમાંના અંતઃકરણની વિષયલોલુપતારૂપ મલિનતા નષ્ટ થાય છે સર્વ સંદેહોમાંનો મોટો સંદેહ–'શું હું આત્મા હોઇશ?' એ મટી જાય છે. આસક્તિરૂપ હૃદયગ્રંથી છૂટી જાય છે. ધર્મનું યુદ્ધ લડવુંજ જોઇએ એવો ક્ષત્રિયનો ધર્મ હોઇને હિંસા થવાનો સંદેહ, પાપ લાગવાનો સંદેહ, જો શિષ્ય ક્ષત્રિય હોય તો મટી જાય છે; યજ્ઞ કરતાં કરાવતાં હિંસા થવાનો સંદેહ બ્રાહ્મણ શિષ્યનો મટી જાય છે; ખેતી–વેપાર–પશુપાલનમાં થતી હિંસાનો સંદેહ વાણિયા શિષ્યનો મટી જાય છે. આત્મા કર્તા હોવાનો સંદેહ મટી જાય છે. પોતાનું બ્રહ્મતત્વ હોવામાં થતો સંદેહ મટી જાય છે અને એ કૃતાર્થ થયેલો ગુરૂ સમીપ પ્રતિજ્ઞા કરે છે કે 'હું આપના ઉપદેશ પ્રમાણે ચાલીશ." આવું બોલીને અર્જુને પેટ ભરવાનું સાધન–રાજ્ય મેળવવા માટે યુદ્ધકર્મ આદર્યું તેમ બીજા બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર–એ ત્રણે જાતિ પણ પોતાનું પેટ ભરવાનું સાધન મેળવવાનું કર્મ કરવા લાગી જાય તો ગીતાના બોધની જરૂર શી હતી? ગીતાના બોધ વિનાપણ માનવજાત તો શું પણ પશુ–પક્ષી–જળચર વગેરે સ્થાવરજંગમ દેહધારીઓ પેટ ભરવાનું, પોષણ કરવાનું કર્મ પ્રેરણાથી કરેજ છે. કોઇ બીજો શિક્ષક પણ જરૂરનો હોતો નથી. જન્મેલું બાળક પણ પોતાની મેળે સ્તનને ધાવવા લાગી જાય છે. ઝાડ જેવાં જડ પ્રાણીઓ પણ જ્યાં ભિનાશ હોય ત્યાં તેમનાં મૂળિયાંને ગતિમાન કરે છે. ત્યારે સમજવું શું? આ શંકા ઉંડો વિચાર માંગે છે. જેમ રાજા હોવાપણું અને ભિક્ષુક હોવાપણું એક માનવીમાં હોઇ શકતું નથી, તેમ

જ્ઞાનીપણું અને કર્મીપણું પણ એકજ માનવીમાં હોઈ શકતું નથી "હું અત્મા છું, મારો મોહ નષ્ટ થઇ ગયો છે" એવું બોલવું સુસગત થતું નથી આ ગા અક્રિય છે કેમ લડે? એ કથનથી સ્પષ્ટ સમજાય છે કે અર્જુનના અજ્ઞાનની નિવૃત્તિ થઈ છે એટલે એને જ્ઞાનપ્રાપ્તિ થઇ છે અહીં એક પ્રશ્ન થાય કે 'હું તમારા કહ્યા પ્રમાણે કરીશ' એટલે 'હું કર્મ નહીં કરૂં, હું નિષ્ક્રિયજ રહીશ' એવું જ્ઞાનપ્રાપ્તિનું લક્ષણ છે, તો આ જોતા એનામા જ્ઞાનપ્રાપ્તિ થઈ હોય તો એ લડ્યો કેમ? એનું શું?

વળી બીજો પ્રશ્ન એ છે કે-એક વાત નિશ્ચયવાળી છે ભગવાન શ્રીકૃષ્ણ કહે છે-'તું મને ઇષ્ટ છું' આવું દઢરીતે એનું હિત કરવાની બુદ્ધિવડે અર્જુનના હિતચિંતક તરીકે અને દયાવડે દયાળુપણાવડે ઉચ્ચારાયલું હિતકારક વચન નીકળ્યું છે તે અર્જુન પોતાનો બોધ સમજ્યો છે એટલામાટેજ નીકળ્યું છે એવું માનવું અયુક્ત તો નથીજ તે વચન આ છે-"મારૂં પૂજન કર, મારૂં યજન કર"-આવું વાક્ય અપરિપક્વ અતઃકરણવાળા માટે વાપરી શકાય જ્યારે અર્જુન તો પરિપક્વ અતઃકરણવાળો છે, તેને આ વાક્ય સુસગત થતું નથી કાચો ભક્તજ કર્મ કરે છે પાકો ભક્ત કર્મ કરતો નથી તો એનું શું સમજવું? એણે યુદ્ધકર્મ કેમ કર્યું?

અલબત્ત આ બેઉ સદેહો અને પ્રશ્નો ખોટા નથી અર્જુન પરિપક્વ આત્મતત્વજ્ઞ થઇ ગયો છે, એ સત્ય છેજ તથપિ પરિપક્વ બ્રહ્મવિદ્ હોવાછતા કર્મ ન કરે એ વાત પણ સત્ય છે પણ એ રાજ્યધિકારી છે, માટે એને કર્મ કરવું પડે એવું ઠરે છે રાજા જનક અશ્વપતિ, વશિષ્ટ અને બીજાઓએ પરિપક્વ બ્રહ્મવિદોએ લોકોને અને પ્રજાને તારવાને માટે કર્મ કરેલા છે આગાઉ ભગવાને પણ એમના નામો બતાવીને અને પોતે પણ કર્મ કરે છે એવું કહીને અર્જુનને યુદ્ધકર્મ કરવાનું કહ્યુ છે એ વચનને મનમા પકડી રાખેલું હોવાથીજ અર્જુને કહ્યુ છે કે 'તમારી આજ્ઞાને હું પાળીશ' અર્જુન ઇન્દ્રનો અંશ છે ઇન્દ્રની માફક તે રાજ્યાધિકારી છે અને એ અધિકારી હોવાપણાનું એને જ્ઞાન છે તેથી લોકોના-પ્રજાના હિત માટે પણ જ્ઞાની અને કર્મી હોવું સભવિત હોવાથી 'હું તમારી આજ્ઞાને પાળીશ' એવું એનું બોલવું અયુક્ત નથીજ

બીજીરીતે વિચારી જોતાં ભગવત્કૃપાથી એનો મોહ સમૂળો નષ્ટ થઇ ગયો છે અને એને સ્વસ્વરૂપનું ભાન થયું છે અને એનામાં પરિપક્વ ભાન આવી ગયો છે. એ ભાનનું રક્ષણ કરવાને પોતાને ઉપજેલા જ્ઞાનના પરિપાકની સિદ્ધિ માટે એ સમાધિ કરતો થાય એવી ઇચ્છા વડે ભગવાને કહ્યું હોય કે 'બહારનું બધું ત્યજી દઇને મારું-પરબ્રહ્મનું અનુસંધાન કર।' કારણકે એવી મતલબનું એ બોલ્યા છે કે 'सर्व धर्मान्परित्यज्य मामेकं शरमं व्रज।' ભગવાનનું આ બોધનું છેલ્લું વચન છે તેને અર્જુને હૃદયમાં કોરવ્યું છે. તેના સંબંધમાં એ બોલે છે કે 'करिष्ये वचनं तव।'

એમ પણ હોય કે આ જ્ઞાનશાસ્ત્રમાં ગુપ્ત રહેલો ઉત્તમ સિદ્ધાંત વિદ્વાનની વિદ્વત્તાના કર્તવ્યની વાતને લક્ષમાં લઇને એનું ભવિષ્યનું કર્તવ્ય કહે છે કે 'તમારા ઉપદેશને હું અનુસરીશ'

ભગવાન શ્રીકૃષ્ણ તો સ્વધામ ગયા છે. એમની હયાતિમાં એમના ગીતાના બોધના વચનોમાં રહેલા રહસ્યને સ્પષ્ટ સમજવા એમને કોઇએ પૂછ્યું હોય એવું હું જાણતો નથી. આશરે પંદર અનાર્યભાષાઓમાં સંસ્કૃત શ્લોકોના ભાવાર્થો લખાયલા હું માનું છું. ભગવદ્‌ગીતાના ભાષ્યકાર વ્યાખ્યાતાઓએ સંસ્કૃતમાં જે વિવેચનો કર્યાં છે તે બધાઓ એમના સ્વધામ ગયા પછી જન્મ્યા છે. ભગવાન વ્યાસજીએ ભગવાન શ્રીકૃષ્ણના અર્જુનને આપેલા ઉપદેશને શ્લોકબદ્ધ રીતે મહાભારતમાં શાંતિપર્વમાં વર્ણવ્યો છે. આ ઘટનાને પાંચ હજાર અને ઉપર આશરે સાડ વર્ષ થઈ ગયા છે. વ્યાકરણાચાર્યોએ વ્યાકરણથી, વેદાંતિઓએ વેદાંતથી, મીમાંસકોએ મીમાંસાશાસ્ત્રથી કર્મકાંડીઓએ કર્મકાંડથી, ભક્તોએ ભક્તિથી ભગવદ્‌ગીતાને ઉપદેશેલી માનીને એનાપર ટીકાઓ કરી છે. જરા કલમ અને વાણીમાં જોશ આવ્યો એવા બધાઓ-આશરે પચ્ચીસ ત્યાગીઓ ગૃહસ્થોએ પોતાના મગજમાં આવ્યું તેમ તેમનું મંતવ્ય વર્ણવ્યું છે. બધાં મંતવ્યોમાંથી સાર એક નીકળે છે અને તે એ છે કે જ્યાંસુધી વૈરાગ્ય અને વિદ્વત્તા ન ઉપજે, કૈવલ્યપ્રાપ્તિની તીવ્રેચ્છા ન ઉપજે, સ્વસ્વરૂપ જ્ઞાન ન ઉપજે, પોતાનું બ્રહ્મ હોવાપણું ન સમજાય અને કામત્યાગ સમૂળો ન થાય ત્યાંસુધી અને સમાધિ ન લાગે ત્યાંસુધી માનવીથી કર્મનું કરવું ચાલુજ રહે છે. અર્જુનને વૈરાગ્ય

આવ્યો છે, તે શ્રીકૃષ્ણના સ્વધામ પધાર્યા પછી એને સમાધિ લાગી છે અને ત્યારપછી થોડો સમય ભગવાન શ્રીકૃષ્ણના શરીરનું દુઃખ ભોગવ્યા પછી અને માનવદેહ છૂટ્યા પછી પણ એ તો ઇન્દ્રમાં સમાઈ ગયો. ઇન્દ્રે સગુણબ્રહ્મ સાક્ષાત્કાર કર્યો છે. એ મુક્ત છે અને દેવલોકના રાજ્યાધિકાર પર છે. આ વિશ્વનો પ્રલય થયા પછી એ કૈવલ્ય પ્રાપ્ત કરશે. ઇન્દ્રને જ્ઞાન ઉપજવાનુ વૃત્તાંત જાણવા જેવું છે.–

**દૃષ્ટાંતઃ**–એક વખત દેવો અને દાનવો વચ્ચેના યુદ્ધમા દેવોનો વિજય થવાથી વિજયદાતા પરમેશ્વરને ભૂલી તેઓમાં અહંભાવ આવ્યો એ અભિમાનને લઇને તેમણે એક મોટો ઉત્સવ મનાવ્યો અને આમ ઉત્સવઘેલા વિજયાભિમાની દેવો મદમસ્ત બની ગયા. એ સમયે આકાશમાં એક મહાન, તપાવેલા તાંબાના જેવા લાલરંગના દેહવાળો યક્ષ તેઓના જોવામાં આવ્યો એ યક્ષે એક મોટો –હુંકારનો અવાજ કર્યો. આ અવાજથી ભયભીત થઇને દેવો દિશાઓમા આંખો ખેંચીખેંચીને જોવા લાગ્યા તો ઉંચે આકાશમા આખા આકાશને ઢાંકી દે એવી પ્રચંડ મૂર્તિ દેખાઈ. કોઇ દેવને સમજ પડી નહીં. તેઓ અંદરઅંદર 'આ કોણ છે?' એમ પૂછવા લાગ્યા. છેવટે દેવોની સભામા વિજયના કારણે મારે બડાઈ મારનારા અગ્નિ અને પવનદેવને એ મૂર્તિ પાસે જઇને એ કોણ છે એ જાણી લાવવા વિનંતી કરી.

પ્રથમ અગ્નિદેવ એ મૂર્તિ પ્રતિ ગયા અને જોકે હિંમત ન હતી છતાં આઘેઆઘેથી પણ જ્યાં પૂછવાની શરુઆત કરે, તે પહેલાં સામેથી પ્રશ્ન પૂછાયો –"તુ કોણ છે?" અભિમાનથી મત્ત થયેલ અગ્નિએ જવાબ દીધો "હુ જાતવેદ છું. હુ સર્વને બાળી ભસ્મ કરી શકવાનુ સામર્થ્ય ધરાવુ છુ." એ મૂર્તિ હુંકાર કરીને બોલી "સર્વને ભસ્મ કરવાને સમર્થ હોવાનુ અભિમાન કરનાર જાતવેદ! આ ઘાસના તરણાને બાળીને ભસ્મ કરી નાખો!" અગ્નિએ એની સાતે શક્તિઓને તરણાને બાળી નાંખવામાં કામે લગાડી, છતા તરણુ બળ્યુ નહીં શરમાઈ ગયેલો જાતવેદ અગ્નિ પાછો ફર્યો અને દેવોને કહેવા લાગ્યો કે "આ તો કોઇ મહાન છે. હુ એને જાણી શકતો નથી. મારી શક્તિ એની પાસે જતાં અદૃશ્ય થઇ જાય છે. હું એની સમીપ એક ઘાસના તરણાને પણ બાળી શકવા સમર્થ થઈ શક્યો નથી."

પછી પવનદેવતા એ મૂર્તિ પ્રતિ જઇને પ્રભાવિત થયેલો, પાસે જવાની હિંમત વિનાનો દૂર ઉભો રહી કાંઈ પૂછવાનો વિચાર કરે છે, ત્યાંતો તે મૂર્તિએ પૂછ્યું "તું કોણ છે?" પવનદેવતા જરા હિંમત કરીને બોલ્યો "હું માતરિશ્વા છું હું બધા વિશ્વને ઉચકી રાખવાનું સામર્થ્ય ધરાવું છું" હુંકાર કરતી એ મૂર્તિ બોલી "સર્વને ધારણ કરી રાખવાની શક્તિ ધરાવનાર માતરિશ્વા! આ ઘાસના તરણાને તમારી શક્તિવડે ઉડાવો!" પવનદેવતાએ પોતાની બધી શક્તિને ખર્ચી નાખી પણ પેલા તરણાને જરાપણ ઉંચુ કરી શક્યા નહીં શરમાઇ જઇ તેગણે પાછા આવી બધા દેવોને કહ્યું "એ તો કોઇ મહાન છે હુ એને જાણી શકતો નથી મારી શક્તિ એની પાસે જતા અદ્રશ્ય થઇ જાય છે હુ એક ઘાસના તરણાને પણ એની સમક્ષ ઉડાવી શક્યો નથી"

આ દેવોમાના આ બે અધિક મગનાળા દેવો પણ એને જાણ્યા વિના પાછા આવ્યા એ જોઇને દેવોએ ઇન્દ્રને એ મહાનયક્ષને જાણવાને વિનતી કરી ઇન્દ્ર જેવો એ મહાનમૂર્તિ સમીપ જવા લાગ્યો એજ ક્ષણે એ પ્રગડમૂર્તિ અદ્રશ્ય થઈ ગઈ અને એના સ્થાનમા એક શાંત, તેજસ્વી દેવીનો આવિર્ભાવ થયો

દેવોનો રાજા ઇન્દ્ર બહુ આશ્ચર્યચકિત થઇ ગયો અને એણે એ દેવીને પૂછ્યું "અહીં હમણા જે મહાન હતુ તે કોણ હતુ? તમે જાણો છો?" દેવીએ જવાબ આપ્યો 'એ બ્રહ્મ હતુ" ઇન્દ્રે પૂછ્યું "તમે કોણ છો?" તેના જવાબમાં દેવીએ કહ્યું 'હુ ઉમા–બ્રહ્મવિદ્યા છુ મને આત્મવિદ્યા પણ કહેવામા આવે છે" ઇન્દ્ર બોલ્યો 'મારે એ બ્રહ્મ સાથે પરિચય કરવો છે તમે તે કરાવશો? દેવી બોલી "જો તમારે તે બ્રહ્મ સાથે પરિચય કરવો હોય તો એમતમા એકચિત્તે મનને બહાર નહીં જવા દઇને, એક આસનવડે બેસો અને અંતર્મુખ બનો તો તમને હૃદયમા એનો પરિચય થશે" ઇન્દ્રે બ્રહ્મવિદ્યાના બોધ પ્રમાણે કર્યું અને એણે એના અંતઃકરણમા બ્રહ્મનો પરિચય કર્યો આ પરિચય માયિક ગુણવાળા સગુણબ્રહ્મનો સમજવો ઘટે એ ઇન્દ્રે પછી 'એ માયિક બ્રહ્મ હુ છુ અને નિરંજન, નિરાકાર પરમબ્રહ્મતત્વ પણ હું છુ' એવી પોતાના આત્માની ઉપાસના કરીને આત્યંતિક પ્રલય સમયે પરમ બ્રહ્મતત્વને કૈવલ્યને પામ્યો અસ્તુ

પ્રભુપ્રેમીઓ! તમને યાદ છે?

ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति य योगिनो ।
यस्यान्त न विदु सुरासुरगणा देवाय तस्मै नम ॥

ભાવાર્થ –'ધ્યાનવડે મનને સ્થિર કરીને તેની સાથે જોડેલા મનવાળા યોગીઓ એને જુએ છે વિદ્વાનો અને દેવો જેના અંતને જાણતા નથી એટલે એના તત્ત્વને જાણતા નથી એવા એ દેવને નમસ્કાર હો.' દેવો એ દેવને જાણતા નથી. જો જાણે છે તો માયિકસ્વરૂપને જાણે છે માયિકસ્વરૂપના આવિર્ભાવને જાણે છે–જેવાકે વરાહ–નૃસિંહ–મત્સ્ય આદિ રૂપેને જાણે છે તો પણ પ્રલય પહેલા તેઓ મુક્ત થતા નથી જુઓને વિદુર પરમભક્ત હતા છતા એ એના યમરાજના પદને પામ્યો પણ મનુષ્યશરીરમાંજ પરમપદમા સમાઈ શક્યો નથી યુધિષ્ઠિર અને અર્જુનનુ પણ એમજ થયુ છે

આ પ્રમાણે અર્જુનનૂ અવિદ્યા અને તેથી ઉપજેલા એના ભ્રમને ભૂસી નાખવા માટે ઉપદેશેલા જ્ઞાનશાસ્ત્રની અને એના અર્થની બધી સમાપ્તિને ધૃતરાષ્ટ્ર સમીપ કરીને અર્જુનને કરેલા બોધને પોતે સાભળીને અને ધૃતરાષ્ટ્રને કહીને ભગવાન શ્રીકૃષ્ણના ગ્રંથના અર્થના અનુભવથી ઉપજેલા આનંદરસના પાનથી તૃપ્ત થયેલો સંજય પોતાના ગુરૂ વ્યાસના યોગશિક્ષણથી ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુનને દૂરથી જોઇને અને સાભળીને વ્યાસજીના અનુગ્રહને બહુ માનીને આભાર લાગણી વ્યક્ત કરતો ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યો કે 'હે રાજન્! ભગવાન વાસુદેવ અને અર્જુન–એ બેઉ મહાત્માઓનો આ સવાદ રોમાચ ખડા કરતો અજાયબી ઉપજાવનારો મે સાભળ્યો છે મારા સદ્ગુરૂ વ્યાસજી એ પ્રસન્ન થઇને આપેલી યોગશક્તિથી એ પરમગુહ્ય યોગને મે સાભળ્યો છે યોગના ઇશ્વર એવા જે ભગવાન શ્રીકૃષ્ણે જે અર્જુનને કહ્યુ છે તે યોગ' છે તે તેમના શ્રીમુખથી બોલાયો છે આ અદ્ભૂત પાવન કરનારને સવાદને સાભળનારને જેમજેમ યાદ કરૂ છુ તેમતેમ મને વારવાર હર્ષ થાય છે વળી જ્યારે એ ભગવાન શ્રીકૃષ્ણે પૂર્વે સહસ્રમુખવાળુ વિશ્વરૂપ અર્જુનને બનાવ્યુ તેપણ મે જોયેલ અને તે અદ્ભુત રૂપ હું યાદ કરૂ છુ ત્યારે મને હે રાજન્! મહાન વિસ્મય થાય છે અને વારવાર હુ હરખાઉ છુ જ્યા યોગના ઇશ્વર શ્રીકૃષ્ણ પરમાત્મા અને જ્યા પૃથા કુંતિનો પુત્ર ધનુષધારી

હશે ત્યાં લક્ષ્મી વસશે અને વિજય પણ ત્યાંજ થશે ત્યાંજ હાથીઘોડાની સંપત્તિ આવશે, કારણકે ત્યાંજ શાસ્ત્રની મર્યાદા હોય છે, એવું મારી બુદ્ધિમાં દૃઢ થયું છે "

'મતલબ કે સર્વે ઉપજેલા નામરૂપમાં જે વસી રહેલ છે અને સર્વે નામરૂપનો જે નિવાસ છે એવું જેનું લક્ષણ શ્રુતિએ લક્ષિત કર્યું છે, તે વાસુદેવ સર્વજ્ઞ પરમેશ્વર, જે વાસુદેવના પુત્ર શ્રીકૃષ્ણે જેને પોતાનો આત્મા ગણ્યો છે, એવા મહાનુભાવ પાર્થ–અર્જુન–એ બેઉનો આ પ્રકારનો પ્રશ્નોત્તરરૂપી સંવાદ શ્રીમદ્ ભગવદ્ ગીતા નામથી પ્રસિદ્ધ થયેલો તે ભારે અદ્‌ભુત, અત્યંત વિસ્મય કરનારો, પ્રેમાશ્રુ ઉપજાવનારો પહેલાં કદી નહીં સાંભળેલો અતિ ગંભીરાશયવાળો ન આપી શકાય એવા લાભને આપનારો અલૌકિક, અદ્‌ભુત રસપૂર્ણ હોવાથી રૂંવાટાં ઉભાં કરે તેવો અને પ્રેમ ઉત્પન્ન કરીને આંખોમાં આંસુ લાવે તેવો છે અને એ મેં સાંભળ્યો છે' એવું વ્યાસજીના યોગી શિષ્ય સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું

આગળ વધીને સંજય કહે છે ' હે રાજન્! મારા ગુરૂ જેઓએ વેદોનો શાસ્ત્રોનો અને પુરાણોનો વિસ્તાર કર્યો છે તેથી તેમને વ્યાસ નામની પદ્વી મળેલી છે એવા શ્રીકૃષ્ણ દ્વૈપાયન નામના મહાન સમર્થ વિદ્વાનના અનુગ્રહથી ઉપજેલી આ જ્ઞાનશક્તિથી મુખ્યત્વે કરીને મોક્ષની સિદ્ધિ અપાવનાર પરમ અત્યંત ગુહ્ય રહસ્ય ભરેલો જ્ઞાનયોગ મેં સાંભળ્યો છે રાજન્! આ ભગવાન શ્રીકૃષ્ણ પરમાત્મા છે હઠયોગ રાજયોગ વગેરે તેમનાથી પ્રવર્તમાન થયેલા છે માયાના યોગવડે જેનું સૃષ્ટિનું કર્તાપણું છે, આત્યંતિક સંસારદુઃખોની નિવૃત્તિ કરાવનારો અને તેની સિદ્ધિનું કારણરૂપ જે જ્ઞાનયોગ એમના શ્રીમુખથી કહેવાયલો એમની કૃપાથી મેં સાંભળ્યો છે તે સર્વે યોગોમાં શ્રેષ્ઠ હોવાથી એમનાથીજ પ્રવર્તમાન થયેલો હોવાથી એ યોગના ઈશ્વર એટલે યોગેશ્વર કહેવાય છે તે સાક્ષાત પરમેશ્વર યોગેશ્વર સર્વેશ્વર છે એવું માનો! એમના મુખથી નિકળેલો આ જ્ઞાનયોગ મેં સાંભળ્યો છે હે રાજન્! હું મહાભાગ્યશાળી છું કે મને મારા ગુરૂની પ્રસન્નતા મળી છે મને સર્વ પ્રકારથી તૃપ્તિ પ્રાપ્ત થઈ છે

। હું ધન્ય છું શ્રવણ કરવાથી અને પાઠ કરવાથી જાણી જોઈને અને અજ્ઞાનથી કરેલા બધા પાપોનો નાશ કરીને પાવન કરનારો કેશવ અને અર્જુનનો

અગાઉ લક્ષણાવડે લક્ષિત કરેલો સંવાદ શ્રીમદ્ ભગવદ્ ગીતા નામના ગ્રંથરૂપ પ્રસિદ્ધ થયેલા સંવાદમાં સમજાવવામાં આવતો જ્ઞાનયોગ મેં સાંભળેલો તે વારવાર યાદ આવતાં મને હરખ ઉપજે છે. હું નથી જાણતો કે મેં સેંકડો માનવદેહવડે શું સત્કર્મો કર્યા હશે? શું અને કેવું તપ કર્યું હશે? મેં કેટલું મોટું દાન કર્યું હશે? કેવા કેવા યજ્ઞો મેં કર્યા હશે? મેં કોનાં દર્શન કર્યાં હશે, કે જે વડે મારા સાંભળવામા આ જ્ઞાનયોગ આવ્યો?

અરે રાજન્! જ્યારે મેં "વિશ્વરૂપગ્રહણનું" પોતાનું રૂપ શ્રીકૃષ્ણે અર્જુનને બતાવ્યું તે મેં પણ જોયું હતુ. તે વિશ્વરૂપ અદ્‌ભૂત ભારે અજાયબી પમાડે તેવુ, હજારો હાથો, પગો, નેત્રો, મુખો વગેરેવાળું હતું; સૂર્ય અને ચદ્ર જેનાં નેત્રો છે એવું, જેના પગો પાતાળમાં અને માથા આકાશથી પણ ઉંચાં એવુ સચ્ચિદાનંદસ્વરૂપ પરમેશ્વરનું પોતાના સાક્ષાત્કાર માત્રથી અવિદ્યા અને તેનુ કાર્ય જે હરે છે અને પોતાનામાંજ સમાવી દે છે. એવા હરિનુ રૂપ જ્યારેજ્યારે વારંવાર યાદ આવે છે ત્યારે મને બહુ હર્ષ થાય છે. હું ધન્ય-ધન્ય, કૃતકૃત્ય અને સતોષના સમુદ્રમા સ્નાન કરું છુ અને પરમાનદમા ગોથા ખાઉં છું; પરમાનંદ અનુભવું છુ હુ બીજું શું કહુ? બસ.

જ્યા 'યોગેશ્વર' એટલે તેજ, બળ, પુરુષત્વ, વિદ્યા, જય, ધનધાન્ય, પુત્રપૌત્રના અભ્યુદયોની ઘટનાનો ઇશ્વર, વિદ્યા અવિદ્યા–બેઉના ઉપર જેમનો કાબુ છે અને જેમના ઉપર જેમનો અમલ છે, તે યોગેશ્વર છે, આ દુનિયા અને ઉપરની દુનિયાના ઉત્તરોત્તર વધુ સુખો, જે કર્મ અને ઉપાસનાથી સાધ્ય થાય છે, તેને પ્રાપ્ત કરવાની જેમનામા શક્તિ છે અને વિદ્યા તથા અવિદ્યામા રહીને પણ ચિત્તને સમાધાનીમા રાખી શકે છે તે યોગેશ્વર છે: જ્ઞાનયોગનું અને કર્મયોગનુ ફળ આપવુ એ જેના હાથમા છે એ યોગેશ્વર છે અને એવા યોગેશ્વર જે પક્ષમા છે તે ભગવાન શ્રીકૃષ્ણ છે અને તેજ પક્ષ ધનુર્ધારી, અતિરથી, ગાંડિવ નામના ધનુષવડે લડનારો જે અર્જુન છે, તેનો છે. તેજ પક્ષમાં વ્યભિચાર વિનાની નીતિશાસ્ત્રની મર્યાદા છે અને ધર્મ, પણ ત્યાજ હોય છે, રાજન્! यतो धर्मस्ततो जयः=જ્યા ધર્મ ત્યા જય હોય છે. રાજલક્ષ્મી પણ ચંચળ છતા ત્યાજ સ્થિરતાને પામે છે. હાથી, ઘોડા, પાલખી, ધનધાન્ય સપત્તિ પણ ત્યાંજ વિસ્તારને પામે છે, એવુ મારી બુદ્ધિમાં આવ્યુ છે."

પ્રભુપ્રેમીઓ ! આટલું પોતાનાજ ભરોસાદાર હિતચિંતક યોગી સંજયના કહેવા છતાં દુર્ભાગી ધૃતરાષ્ટ્રના મનમાં ' હજી મોડું થયું નથી. યુદ્ધને અટકાવવાને લાડકવાયા પુત્રોને આજ્ઞા આપવાનું અને જેમનો આ રાજ્યપર અધિકાર ન્યાયની રીતે છે તેમને ઓછામાં ઓછી આજીવિકાની માંગણીને સંતોષીને સંપ કરવાનું ' આવ્યું નથી. એની વિપરીત બુદ્ધિ હજીપણ " એના બધા પુત્રોનો વિનાશકાળ આવ્યો છે " એ જાણવા છતાં મટી નથી. અહો ભગવાનની માયા અજબ છે.

સંજય સમજાવે છે કે " હે રાજન્ ! તમારા પુત્રોનો જય થાય એવી આશાને છોડી દો ! " આવું વચન પણ ધૃતરાષ્ટ્રે સાંભળ્યું ન સાંભળ્યું કરી નાંખ્યું. બીલકુલ ' હા '- કે ' ના ' એ બોલ્યોજ નહીં. તદ્દન મૂંગો રહ્યો. એક દિવસે અશક્તોનું જેમ થાય છે તેમ ધૃતરાષ્ટ્રનું થયું; અન્યાયીનું જેમ થાય છે તેમ થયું; પક્ષપાતીનું જેમ થાય છે તેમ થયું; ધર્માદાનાં નાણાંનાં વિશ્વાસઘાતી ટ્રસ્ટીઓનું થાય છે તેમ થયું. એ લજાયો, શરમાયો અને પછી પસ્તાયો અને આખરે યોગ શિખ્યો અને યોગાગ્નિથી એણે એના પાપી, પક્ષપાતી, મમત્વપૂર્ણ એવા શરીરનો ત્યાગ કર્યો.

પ્રભુપ્રેમીઓ ! જો તમે મોક્ષાર્થીજ છો અને તમને આ જગત અસત્ય જણાયું છે તો એના તરફ તમને વૈરાગ્ય જરૂર ઉપજેલો હોય, પણ જો તમારું અજ્ઞાન ટળ્યું ન હોય તો પછી સંસારમા રહેવાથી શોકપૂર્ણ જીવવું એવું માનવધ્યેય નથી દુઃખ આપનારનો ત્યાગ કરવો એજ ધ્યેય છે. આ હાલતમાં મોક્ષ માટે યત્ન એજ કર્તવ્ય છે. અર્જુનને પણ અજ્ઞાનથી ક્ષત્રિયધર્મની વિસ્મૃતિ, પોતે ક્ષત્રિય હોવાની વિસ્મૃતિ, પોતે આત્મા હોવાની વિસ્મૃતિ થઇ હતી તેથી આજીવિકા મેળવવાને દુર્યોધને પચાવી પાડેલા રાજ્યને પાછું મેળવવાને યુદ્ધ કરવું અનિવાર્ય જરૂરીયાતું થઈ પણ અને એ યુદ્ધ લડવાને પૂરી તૈયારી પણ કરી ચૂક્યો હતો; પરન્તુ પાછળથી એના મનમાં-' યુદ્ધના પરિણામે ગુરુ, બ્રાહ્મણો, વડીલો, બંધુવર્ગની હું હિંસા કરીશ અને તેમ કરી ઘોર પાપના બદલામા હું નકરમાં જઇશ ' એવો વિચાર અજ્ઞાનવડે આવ્યો. યુદ્ધ વગેરે કર્મો અનાત્મા એવા શરીરથી થાય છે, જ્યાં આત્માથી થાય છે એવું એના મનમાં આવ્યુ. આત્મા અકર્તા છે એવુ એ જાણતો ન હતો. એ

પોતાનેજ કર્તાભોક્તા માનીને અજ્ઞાનથી શોક કરતો હતો. 'આવું યુદ્ધ તમારે કરવાનું નથી પણ આજીવિકા માટે તમે સાધનો મેળવીને આજીવિકાને મેળવી ચૂક્યા છો, તો પછી લડવાની જરૂર શી? તમે કોઈની હિંસા પણ કરી નથી તો પછી લડવાની જરૂર શી? યુદ્ધમાં વિજય થવાથી આજીવિકા આવી મળ્યા પછી અર્જુને શોક થવાની ફરિયાદ કરી નથી. તમને પણ શોક થવાની ફરિયાદ નજ હોવી જોઈએ. તોપછી તમને આ ગીતાશાસ્ત્રના બોધની શી જરૂર છે?'–આવો એક પ્રશ્ન કરી શકાય તેમ છે.

પરન્તુ અર્જુને ફરિયાદ કરી છે–'હે જનાર્દન! આ પૃથ્વીનું તો શું પણ ત્રૈલોક્યનું રાજ્ય મને મળે તોપણ મારો શોક મટે નહીં એવો છે. એ શોક મટે એવો મને ઉપદેશ આપો! હું તમારે શરણે આવ્યો છું.' અલબત્ત આવી શરણાગતિ સ્વીકારીને ભગવાને બોધ આપ્યો છે. તે બોધ જ્ઞાનશાસ્ત્રનો અર્જુનનો શોક મટવા માટેનો હતો, પણ અર્જુન એકલો પેટભૂખ્યો નહીં હતો, એ તો શારીરિક ભોગો, આરામો અને વિષયનંદનો પણ ભૂખ્યો હતો. તેથી એને આજીવિકા મેળવવાને યુદ્ધ કરવાનુ ભગવાન ભાર દઈને કહેતા હતા. તમારે ઘેર આવેલા કોઈ ભૂખ્યા ભિખારીને 'અરે મૂર્ખા! તુ આત્મા છુ આત્માનું સંશોધન કરવામા પ્રયત્નશીલ બની જા!' એવો ઉપદેશ તમે કરશો તો, જો કે એ ઉપદેશ સાચો છે, છતા શું એ ભિખારીને એ ઉપદેશ લાગશે કે? અગર તમેજ ભિક્ષુક હો અને એવો ઉપદેશ તમને કોઈ કરે તો તમને લાગે ખરો કે? આનો વિચાર કરી જોતા સમજાય છે કે અર્જુનનો વૈરાગ્ય વિષયાનંદ માટે, આરામો માટે, પેટ ભરવા માટે આજીવિકાની જરૂર માટે હતો તમને આજીવિકાનુ સાધન છે શારીરિક ભોગો, આરામો અને વિષયાનંદો ભોગવવા માટે વૈરાગ્ય નથી. આ બાબતમા સર્વ સાધનસંપન્ન તમે છો. તમારી હાલત અર્જુન જેવી નથી તમને શોક છે? હુ માનું છુ કે તમને શોક છે, અને તે છે તે તમારી પાસે જે કાંઈ છે તે કરતા વધુ પ્રાપ્ત કરવા માટેનો અગર તો જે કાંઈ છે તે ચાલી ગયુ છે તે માટેનો છે. અર્જુનનો શોક તમારાથી ભિન્ન પ્રકારનો છે માનવીઓ માત્રે કરવો જોઈએ એવો એનો શોક છે અને તમારે પણ એવોજ શોક કરવો જોઈએ.

એ શોક જે કરવો જોઈએ તે આ પ્રમાણેનો છે–"આ માનવદેહ પછી નિર્વાણશાંતિ, પરમ કૈવલ્યપદ નહીં પ્રાપ્ત કરી શકતા ફરીને પાછો ચોર્યાસીના

ચક્કરમા પડીશ તો?" અર્જુનનો આ શોક હતો અને તમારો પણ આવોજ શોક હોવો જોઇએ માનવીમાત્રને આવોજ શોક હોવો ઘટે જો માનવી–આ દેહવડે આ જન્મમા મોત આવે ત્યાસુધીના સમયમા જે સમયથી સુખેથી જીવવાની વિદ્યા શીખી લે છે, ત્યારથી એનુ જીવન સર્વપ્રકારના શોકથી મુક્ત થાય છે એને મોતનો ભય લાગતો નથી કૈવલ્યપદ બગડવાનો શોક એને મટી જાય છે.

ક્રિયામાત્ર, ચેષ્ટામાત્ર, કાયિક–વાચિક–માનસિક હિંસાવાળી હોય છે આ હિંસાજ શોકનુ કારણ હોય છે. શોક એટલે ચિંતા–અણુગમો, હિંસાના કર્મનુ ફળ ભોગવવા ચોર્યાસી લાખ શરીરોમા એકપછીએકમા જવાને શરીર છોડવાનુ દુખ ભોગવવા પડવાનો, માતાના ઉદરમા અધારી કોટડીમા વિષ્ટા અને પિશાબના કુડમાં ઉધે માથે રહેવાનુ દુખ ભોગવવાનો અને ગર્ભમાથી નીકળવાનુ દુખ ભોગવવા પડવાનો–એવા સસારનો કોઈ દિવસે અત મનુષ્ય દેહવડે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યા વિના આવતો નથી બ્રહ્મજ્ઞાન એટલે સર્વ નામરૂપ વિશ્વ અને પોતાનુ–મવાનુ એક આત્માપણુ હોવાનુ જ્ઞાન, જે તત્ત્વમસિ વાક્યવડે ગુરૂઓથી ઉપદેશાય છે, તે જ્ઞાન

માનવજીવોમાના જે જીવોને આ શોકથી છૂટવાની ઇચ્છા થતી હોય એવા બુદ્ધિવાન માનવીઓએ 'હુ કોણ છુ' એવા પ્રશ્નનો ઉત્તર મેળવવાને સધનો કરવા જોઇએ જ્યારે સાધનો ક્યાથી આત્મસાક્ષાત્કાર થાય ત્યારે 'હુ આત્મા છુ તે આત્માજ બ્રહ્મ છે' એવો નિશ્ચય થવા સાધનરૂપ ધ્યાન અને સમાધિરૂપ કર્મ કરવુ જોઇએ આમ એક અદ્વૈત બ્રહ્મનો સાક્ષાત્કાર થયા પછી કામનારહિત પણાના કર્મો તો શુ પણ પોતની કે પરાયાની પ્રેરણાથી પણ પૂરો સિદ્ધ કોઈ કર્મ કરતો નથી અને તેથીજ તે કૈવલ્યને પામે છે ગૃહસ્થે અવશ્ય યજ્ઞ–દાનન્તા –નિત્યનૈમિત્તિક કર્મ ચિત્તશુદ્ધિ માટે કરવાજ જોઇએ ચિત્તશુદ્ધિ થયા પછીજ 'તુ' અને 'તે' એવા બે શબ્દો જે એકજ છે, તેનું શોધન કરવાને માટે ગૃહસ્થ શક્તિમાન થાય છે દરેક માનવજીવે આ બે તત્વનુ શોધન જરૂર કરવુજ જોઇએ, પરન્તુ સત્સગ કર્યા વિના અને મોક્ષેચ્છા વિના એ પરમબ્રહ્મતત્ત્વની પિછાન થતી નથી પરમતત્વની પિછાન થયા પછીજ ઉત્તમકોટિની અનન્ય ભક્તિવડે આત્માનુ, પોતાનુ અને બ્રહ્મનુ ઐક્ય સમજાયા પછીજ એ તત્વમા

સમાઈ જવાય છે. એ તત્વમાં સમાઈ જવા જેવી જેમજેમ લાયકાત આવતી જાય છે, તેમતેમ શોકનિવૃત્તિ અને શોકપ્રાપ્તિની વૃદ્ધિ ઉદ્ભવતી જાય છે. ટૂંકાણમા આવા બધા ઉપદેશોમાનો એક મુખ્ય ઉપદેશ અને તે આ ગીતાનો મુખ્ય અગત્યનો ઉપદેશ છે અને તે એ છે કે પ્રત્યેક નામરૂપ–ઉપર અને નીચે, બહાર અને અંદર, બધુ એક બ્રહ્મજ છે. બ્રહ્મ વિના બીજું કશું નથી આજ જ્ઞાનથી અર્જુનનુ અજ્ઞાન મટ્યુ, એનો શોક મટ્યો અને એ સુખથી જીવનનિર્વાહ કરવા લાગ્યો, તેમ તમે પણ શોકમુક્ત જીવવા નિર્મિત થયા છો અભ્યાસ કરો ગીતાનો! ભગવાન શ્રીકૃષ્ણના બોધને અનુસરતા થઇ જાઓ! સંસારબંધમુક્ત થવા, શોકમુક્ત થવા, અને કૈવલ્યને પામવા, તમારા ગૃહસ્થાશ્રમમાજ પરમેશ્વરમાં મન રાખતા થાઓ, પરમેશ્વરનુજ પૂજનયજન કરતા થાઓ. એમ કરતાં કરતાં તમે પાકા ભક્ત થશો પાકા ભક્ત થયાથીજ તમારૂ જ્ઞાન પરિપક્વ થાય છે એ પરિપક્વ જ્ઞાનજ મોક્ષનું પરમ કારણ છે.

શ્રુતિ પણ આવુજ કહે છે–" ज्ञानादेव तु कैवल्यम् " " तमेव विदित्वातिमृत्युमेति नान्यः पंथा विद्यतेऽयनाय " ભાવાર્થ–' જ્ઞાનથીજ કૈવલ્યપ્રાપ્તિ થાય છે ' ' તેનેજ જાણીને મૃત્યુને તરી જવાય છે બીજો કોઇ માર્ગજ આત્માનો ઉદ્ધાર કરવાનો નથી.' ભગવાન શ્રીકૃષ્ણ પણ એવુજ કહે છે કે–' एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगेत्विमां शृणु । ' ભાવાર્થ –' સાખ્યશાસ્ત્રમા જે બુદ્ધિ વર્ણવેલી છે તે બુદ્ધિના યોગવાળી બુદ્ધિને તુ સાભળ !' આમ જ્ઞાનયોગનો ઉપદેશ કરીને પોતે ઉપદેશેલી બુદ્ધિવડે સત્યાસત્યને નહીં પારખનારૂપ બુદ્ધિનું આંધળાપણુ લક્ષમા લઇને કર્મયોગનેજ પ્રભુએ બોધ્યો છે કર્મયોગને અનુસરીને કર્મ કરતો થકો શરણાગત બુદ્ધિને બનાવી રાખવાનો ઉપદેશ કર્યો છે અને એવીજરીતે કર્મો કરવા એને ' કર્મયોગમા કૌશલ્ય ' ગણ્યુ છે અને આખરે ભગવાને જ્ઞાનયોગનેજ વખાણ્યો છે

વિશેષ સ્પષ્ટ થવા અગાઉ ભગવાન બોલ્યા છે કે ' ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ' આમ બેઉ જ્ઞાનીઓ અને કર્મીઓના વિષયની વ્યવસ્થા કરીને રાજસતામસ ત્યાગની નિંદા કરી છે અને સાત્વિક ત્યાગને શ્રેષ્ઠ ગણ્યો છે અને તે પણ પરમેશ્વરની પ્રીતિ અર્થેજ સાત્વિક કર્મનો ત્યાગ કરવાનું કહેવામાં આવ્યું છે. આમ થવાથી કર્મ–નિષ્ઠાવડે ચિત્તશુદ્ધિ, તેથી જ્ઞાન અને જ્ઞાનથી જ્ઞાનનિષ્ઠા થાય છે એવુ સમજાવ્યું છે.

આથી સમજી લેવું ઘટે છે કે કર્મયોગ એ જ્ઞાનયોગનું સાધનજ છે. મોક્ષનું સાક્ષાત કારણ કર્મયોગ નથીજ. આ બોધ ભગવાન શ્રીકૃષ્ણનો એમણે પોતેજ સિદ્ધ કર્યો છે. આથી એવું સમજવુ ઘટતુ નથી કે જ્ઞાનયોગ અને કર્મયોગ બેઉ જુદા છે. 'યોગ' એ શબ્દમાં બેઉ યોગો આવી જાય છે.

અમાનીપણું, અદ્વેષીપણું, કામનારહિત બુદ્ધિપણું જેટલા પ્રમાણમા હોય તેટલા પ્રમાણવાળું જ્ઞાન હોય છે અને તેટલા જ્ઞાનના પ્રમાણમાં તેના ફળની સિદ્ધિરૂપ મુક્તદશા આવે છે માટે એ ત્રણે સાધનો મુમુક્ષુપણાની નિષ્ઠાવાળા સાધકે શ્રદ્ધા અને ભક્તિવડે સંપાદન કરવાં ઘટે અને એ કારણથી પણ મુક્તિના પ્રકારો અને નામો તમે સાભળો છો તથા મુક્તિનું જે નામ તમે સાંભળ્યુ હોય તેવા પ્રકારના નામની મુક્તિમાં પ્રતિશ્રી આવી જાય છે એવુ સમજવાનું નથી. જેમ ગિરથી ઉત્તરમાં શરૂ થઈ દક્ષિણમા કોલાબા સુધી અને પૂર્વમા થાણાથી શરૂ થઇ પશ્ચિમમા મહાલક્ષ્મી સુધીની બધી ભૂમી મુમબઇજ છે, પણ સેન્ટ્રલ સ્ટેશન એ મુમબઇનું મુખ્ય સ્ટેશન છે, તેમ આપણા આ માનવલોકથી ઉપરના છ લોક-ભુવઃ-સ્વ, જન, તપ, મહ અને સત્ય લોકો ઓછાઓછા શોકવાળા હોઇને ત્યા જઇને વસવા માટે કર્મ કરનારા માનવીઓ તે તે સ્થાનોને મુક્તિના સ્થાનો ગણે છે આપણે જેના પર વસીએ છીએ તેને 'ભૂ' લોક કહેવામા આવે છે, આ છની અંતર્ગત આવી ગયેલા લોકો-વૈકુંઠ, ગૌલોક, સાકેત, શિવલોક, બ્રહ્મલોક છે. તેઓમા જઇને વસવાની ઇચ્છાથી કર્મ કરનારા માનવીઓ તે તે સ્થાનોને મુક્તિના સ્થાનો ગણે છે. સાયુજ્ય, સામિપ્ય પણ મુક્તિના પ્રકારો છે. કલ્પમુક્તિ અને મહાકલ્પમુક્તિ એવા પણુ બે પ્રકારો છે.

આ બધા પ્રકારની મુક્તિઓ-સાધનોની અપૂર્ણતાથી આવેલી મુક્તિઓ -પૂર્ણતાને માટે પાછુ પડવુ પડે એવી મુક્તિઓ-મુદતિયા મુક્તિઓ સમજવી ઘટે **કાયમની મુક્તિ-આ શરીરમાં સર્વગત, સર્વવ્યાપક, સર્વધાતા, સર્વરૂપ, શુદ્ધ, બુદ્ધ, નિત્ય, પરમસુખતત્વમાં સમાઈ જાય છે તેમ ભેદરહિત સમુદ્રરૂપ બ્રહ્મરૂપ થવાય તે મુક્તિ. આ મુક્તિને પરમપદ કહેવાય છે. પરમપદ એટલે ઉત્તમોત્તમ હાલત-બ્રહ્માકારતાવાળી હાલત-બ્રહ્મીભૂત હાલત-પોતાની હસ્તિ વિનાની હાલત.**

પ્રભુપ્રેમીઓ! શ્રીમદ્ ભગવદ્ ગીતાના પ્રારંભથી સાદ્યંત વાર્તાલાપમાં જે કાંઈ કહેવામાં આવ્યું છે, તે આપણા પૂર્વજોની આપણી આર્યજાતિની, આપણા સનાતન વેદધર્મ, સંસ્કૃતિને લક્ષમાં લઇને, મૂઢમાં મૂઢ માનવીને મુક્તિની સુવર્ણના થવાનું લક્ષમાં લઇને, મોક્ષસાધનરૂપ મૂર્તિપૂજનનું રક્ષણ લક્ષમાં લઇને કહેવામાં આવેલું છે. મોક્ષસાધકોએ આપણા સનાતનધર્મની કોઈ શિક્ષાની ઉપેક્ષા કરવી ન ઘટે. તમને જે વસ્તુ નકામી લાગે છે, તે વસ્તુ બીજાને કામની લાગે છે. વસ્તુની ઉપયોગિતા આત્માની દશાના પ્રમાણમાં અને અધિકારના પ્રમાણમાં હોય છે. સાચી મુક્તિ-ઉત્તમોત્તમ મુક્તિનું કોઇ અમુક સ્થાન નથી એક દીવો ઘી કે તેલ ખૂટી ગયા પછી કયાં જાય છે? આ પ્રશ્નનો ઉત્તર ઉંડા ઉતરીને તત્વદૃષ્ટિથી વિચારશો તો સમજાશે કે તે દીવો 'તેજ' તત્વમાં સમાઇ ગયો. તેમ તમારો આભાસિક આત્મા-ક્ષેત્રજ્ઞ-વાસનારૂપી ઘી કે તેલ ખૂટી ગયા પછી પરમચૈતન્યમાં સમાઈ જાય છે.

જો કે આ વાર્તાલાપ આઠ વર્ષના બાળક-માનવજીવથી માંડી સો વર્ષના વૃદ્ધ માનવજીવ માટે છે મોક્ષ યા મુક્તિ માટેનું સાધન કરવાને માટે આયુષનો અમુક સમય, અમુક નિવાસસ્થાન, અમક પ્રદેશ, અમુક કાળ વગેરે કોઇ નિયત થયેલું હોતું નથી છતાં માની લ્યો કે ઉત્તરાવસ્થા છે એટલે એકાવનમા વર્ષ પછીનો આયુષનો સમય છે, વૃદ્ધાવસ્થા પછીનો સમય છે-આ બધો સમય મુક્તિનાં સાધન કરવાને ભલે માની લો એ ઠીક છે. આમજનતા પણ એવુજ માને છે, કારણકે જુવાનની ગદ્ધાપચ્ચીસી મટી જાય છે એથી સાધન સુલભ થાય છે. જો કે એ માન્યતા ભૂલભરેલી છે શરીરને વૃદ્ધાવસ્થા આવે છે, પણ એ સમયે મમતા-તૃષ્ણા જુવાન અને બળવાન બને છે યા તૃષ્ણાને કાબુમા રાખવાનું કામ જુવાનીમાં આત્મશક્તિ બળવાન હોય ત્યારેજ બની શકે છે અને તેથીજ તૃષ્ણા નાશ પામે છે યા ક્ષીણ થતી જાય છે આ કાયદો લાગુ પડે છે તે ક્ષેત્રજ્ઞને કે જેણે પૂર્વજન્મમા કાંઇ સાધન ન કર્યું હોય તેને. પણ અત્યારે એકાવન વર્ષની ઉપર અને તેની પણ ઉપરની ઉંમરવાળા માનવીઓને કહેવા માગું છુ, જે આ આપણે છે.-

વૃદ્ધો! વણુઘરડાએ, વણુયાચનાએ પ્રભુએ શારીરિક અશક્તિ આપી છે, આવું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયુ છે. બહુ ખાવાનું જોઇએ નહીં તેમજ ભોગો અને વિષયાનંદોની શક્તિ પણ રહી નથી બધા ભોગો, બધા આરામો-અને

બધા વિષયાનંદો ભોગવવાને તમે નાલાયક થયા છો, તોપછી શામાટે વળગ્યા રહ્યા છો? હવે પાછા હઠવાનો અભ્યાસ કરો રોજગારના ધંધામાથી નહીજ, પણ વિષયાનંદોથી હઠો, પ્રજોત્પત્તિના કર્મથી નિવૃત્ત થાઓ! જો કે આ નિવૃત્તિ પાત્રીસમા વર્ષ પછી લાગુ જીવવા, શરીર સશક્ત રાખવા ખાસ જરૂરનુ છે અને ખાસ કરીને હિંદીઓને તો આબોહવાના કારણે પણ સપ્તમા સપ્તન બ્રહ્મચર્યની ખાસ જરૂર છે અને ખાસ કરીને મુક્તિના સાધનો કરવા માટે તો બ્રહ્મચર્યની ખાસ અગત્યતા છેજ છે વળી વ્રતો-ઉપવાસો-મિતાહાર પણ બ્રહ્મચર્ય પાળી શક્યા માટે ઉપયોગના છે ઘરના કામો કરવા પુત્રો ઉમરલાયક થયા હોય છે, તો પછી તે કામમાથી મુક્ત થઇ તેમને એ ભાર સોંપો! કારણકે જ્યા તમારી હવે બીનકુત જરૂર નથી, તો પછી પરોપકારી કર્મો, પ્રભુપ્રીતિ માટે કરો! દુનિયામા પરોપકારની જરૂર સતને માટે રહેવાનીજ છે ફળની ઇચ્છા વિના તમારી સેવા, જેવી રૂચિ હોય, તેવી કરો પોષણનો બોજો પુત્ર પર રાખો પુત્રોના કામો અને કર્મો ઉપર તમારી દેખરેખની જરૂર નથી બાપનો જમાનો બેગને ન ગમો નીવડે છે અરે યજમાન મટી મેમાન બની જાઓ! આમ કરવાથી તમે મોક્ષમુક્તિનો અનુભવ આ વર્તમાન દેહવડે કરી શકશો અને સભવ છે કે તમારા પર પ્રભુનો અનુગ્રહ ઉતરી આવે પણ ઓછામા ઓછા ત્રણ કલા તમારે નામસ્મરણ, કીર્તન કથાશ્રવણ વગેરેમા યા આત્મોપાસનામા રોજરોજ ગાળવા ઘટે તમારે બીજુ કામ પણ શુ હોય? તમને પ્રભુએ આપેલી શારીરિક અશક્તિનો ઉપયોગ નિવૃત્તિના કર્મો કરવામા કરવો જોઇએ આટનુ પણ જો ન થાય તો મનુષ્યશરીર છતા તમે મનુષ્ય મટીને બળદ કૂતરા કે ઘુવડ જેવા બની જાઓ છો જુઓ એક અભક્ત સાઠ વર્ષની ઉમરના અને એથી ઉપરની ઉમરના માનવીને અને પછી જુઓ એક ભક્ત માનવી તેટલીજ ઉમરનાને અને જુઓ એવા એક સન્યાસીને તમને ઉપર કહેલી બધી વાત સમજાશે છતા તેનો ચિતાર અને તેનુ જત્તાત શારીરિક બોજો, આરામો અને વિષયાનંદોની લાલસનુ તમને હુ છુ સાચાખોટાનો વિચાર કરવાનો નથી પણ ભગવાનની માયા અને એનુ પર્ય-લોભ શુ કરે છે તે માટે એક દૃષ્ટાંત આપુ છુ જુઓ-

**દૃષ્ટાંત**-જ્યારે બ્રહ્માએ સૃષ્ટિ રચી ત્યારે માણસ બળદ-કૂતરો અને ઘુવડ-એ ચારેને ચાળીસ ચાળીસ વર્ષનુ સરખુ આયુષ્ય આપ્યુ પણ માણસ

ચોવીશી એંશે તેને એટલી આવરદથી સંતોષ ન થયો "અરે! હું બળદ જેવો? કૂતરા જેવો? ઘુવડ જેવો? બ્રહ્મા પણ કોઈ અજાયબ છેને? મને બુદ્ધિ છે અને ચોર્યાસીલાખ જાતના જીવોમાં હું શ્રેષ્ઠ છું, મને ભોગો-આરામો-આનંદ મેળવવાની આવડત છે, છતાં બ્રહ્માએ અમને સરખા ગણ્યા?" આમ અભિમાન કરતો એ બ્રહ્મા પાસે ગયો અને બીજા સાઠ વર્ષો મળે અને માણસ શતાયુ થાય તેમ કરવા પ્રાર્થના કરી બ્રહ્માએ વિચારણા કરવાનો સ્પષ્ટ ઇન્કાર કર્યો બહુ આગ્રહના જવાબમાં તેમણે કહ્યું "જો આ ત્રણે પ્રાણીઓ પોતપોતાની ઉમરમાંથી વીસવીસ વર્ષ આયુષ્યના આપતા હોય તો તેમ કરી તું શતાયુ બની શકે છે" માનવીએ તેનો સ્વીકાર કર્યો તેણે પેલા પ્રાણીઓ પાસેથી વીસવીસ વર્ષોના આયુષ્યની માગણી કરી તેઓએ બહુ ખુશીથી તે સ્વીકારી લીધું બળદના મનમાં આવ્યું કે 'ઘાસ ખાવું, પરોણીના ગોદા ખાવા અને બીજા બધા મનમલીદા ઉડાવે તેટલા માટે મારે મહેનત કરવી, તેમાં અર્ધું આયુષ્ય ઓછું થાય તે સારું' કૂતરો સમજ્યો કે 'ઘેરઘેર રોટલાના ટૂકડા માટે ભટકવું અને હડહડ થવું તેના કરતા એટલું ઓછું થાય તો શો વાંધો છે?' અને ઘુવડ સમજ્યું કે 'દિવસે તો દુનિયા દેખવાની છેજ નહીં અને માળામાં ભરાઈ રહેવું તેના કરતા વીસ વર્ષ ઓછા થશે તો બીજા જન્મે મહુ બહુ જોવાશે' આ પરસ્પરની સમજૂતીથી બ્રહ્માએ મનુષ્યને શતાયુ બનાવ્યો અને પેલા ત્રણ પ્રાણીઓ વીસ વર્ષની આયુવાળા થયા

હવે જુઓ! માનવીઓ (અપવાદને બાદ કરતા) ચાલીશ વર્ષની ઉમર સુધીમાજ માનવી તરીકે રહે છે, જીવે છે અને માનવીને યોગ્ય કર્મો કરે છે પછી એકતાલીશમા વર્ષથી એમના જીવનમાં દિનબદિન પલટો આવતો જાય છે એમને બળદે-કૂતરાએ અને ઘુવડે દાન કરેલા વર્ષોનો પ્રારંભ થતાની સાથે તેમનું જીવન પણ તે પ્રાણીઓ જેવુંજ થતું જાય છે બળદની માફક સંસારનો ભાર ઉપાડવા અને ખેંચવાના કાર્યમા તે લાગી જાય છે અને પોતને માટે નહીં, પણ બૈરીછોકરા પોતાની પાછળ શું ખાશે એવા વિચારોમા પડી જાય છે કમાણી વધારવાના વિચારો થાય છે અને તે તો વધે કે ન વધે પણ એમનું સંસારજંગલ ધાડું થતું જાય છે છોકરા-અને આ બધાને માટે તેની ફિકરમા ઓર વધારો થાય છે પછી વીસ વર્ષ આમ પૂરા કરી એકસઠમા વર્ષથી તો ઘરમા વહુઓનું રાજ ચાલતા માડતા છોકરા અને વહુનું કમાયેલું

અને આપેલું ખાવાનો–કૂતરાના જેવું જીવન ગુજારવું પડે છે અને નાનાંનાનાં છોકરાઓ ( છોકરાંના છોકરાં વગેરે ) પણ–હડેહડે કરે છે. છેવટે એંસી વર્ષ પૂરાં થતાં ધુત્કારે આપેલા વીસ વર્ષો ભોગવવાનો સમય આવી પહોંચે છે, ત્યારે ગાત્રો ઢીલા પડી ગયેલા, આંખે મોતીયા અને અંધાપો, કાને બહેરાપણુ અને મોમા બોખા એવા માનવને ધુવડ સમુ જીવન જીવવુ પડે છે.

આ બધુ સામાન્ય સ્વાભાવિક માનવજીવન–અભક્ત જીવન છે. આમાં કલેશ અને શોક–દુ:ખ–વિષાદ હોય છે. **ગીતાના 'અભ્યાસી માનવનું જીવન બધી અવસ્થામાં શોકમુક્ત હોય છે. અભ્યાસી બનો અભ્યાસને આચારમાં મૂકો! લાભ થશે.** ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ.

**આ પ્રમાણે પૂજ્યપાદ મુનિ મહારાજશ્રી ભારદ્વાજજી વિરચિત "ગીતા વાર્તાલાપ યાને જો સુખી થવું હોય" નામક ગ્રંથના પાંચમા ભાગની આ વિસ્તૃત આવૃત્તિમાં શ્રીમદ્ભગવદ્‌ગીતાના 'મોક્ષસંન્યાસયોગ' નામના અઢારમા અધ્યાય — ઉપરનો વાર્તાલાપ અને આખો ગ્રંથ સંપૂર્ણ —**

## ગીતા વાર્તાલાપ ફંડમાં

### દાન આપવાથી મળતા લાભો.

(૧) રૂ૦ ૫) આપનારને 'ગીતા બાળ–બોધ વાર્તાલાપ ભાગ પહેલો' ( અધ્યાય ૧ થી ૯ ) અને રૂ૦ ૧૦) આપનારને ભાગ બીજો (અધ્યાય ૧૦ થી ૧૮) ભેટ આપવામા આવે છે

(૨) જનતાને સસ્તુ સાહિત્ય મળી શકે છે.

(૩) દાનદાતાનુ નામ (ઇચ્છા પ્રમાણે) પ્રકાશિત કરવામા આવે છે

(૪) દાનની રકમનો લેશ પણ ગેરઉપયોગ થતો નથી.

આપનો ઉદાર હાથ લંબાવો!

મળો યા લખો:– 'વ્યવસ્થાપકો' ને

# આરતી.



જય ભગવદ્‌ગીતે, જય ભગવદ્‌ગીતે,
હરિ-હિય-કમલ-વિહારિણિ સુન્દર સુપુનીતે.

કર્મ—સુમર્મ—પ્રકાશિનિ કામાસક્તિહરા,
તત્ત્વજ્ઞાન—વિકાશિનિ વિદ્યા બ્રહ્મ પરા—જય૦

નિશ્ચલ-ભક્તિ-વિધાયિનિ નિર્મલ મલહારી,
શરણ-રહસ્ય-પ્રદાયિનિ સબ બિધિ સુખકારી.—જય૦

રાગ-દ્વેષ-વિદારિણિ કારિણિ મોદ સદા,
ભવ-ભય-હારિણિ તારિણિ પરમાનન્દપ્રદા—જય૦

આસુરભાવ-વિનાશિનિ નાશિનિ તમ-રજની
દૈવી સદ્‌ગુણ દાયિનિ હરિ-રસિકા સજની.—જય૦

સમતા, ત્યાગ સિખાવની, હરિ-મુખકી બાની,
સકલ શાસ્ત્રકી સ્વામિનિ, શ્રુતિયોંકી રાની.—જય૦

દયા-સુધા બરસાવનિ માતુ! કૃપા કીજૈ,
હરિ-પદ-પ્રેમ દાન કર અપનો કર લીજૈ—જય૦

(ગીતા પ્રેસ, ગોરખપુરનો ઉતારો)



# ગીતા માહાત્મ્ય અને સમર્પણ.



गीताशास्त्रमिदं पुण्यं यः पठेत्प्रयतः पुमान्।
विष्णोः पदमवाप्नोति भयशोकादि वर्जितः॥ १ ॥

गीताध्ययनशीलस्य प्राणायामपरस्य च।
नैव सन्ति हि पापानि पूर्वजन्म कृतानि च॥ २ ॥

मलनिर्मोचनं पुंसां जलस्नानं दिने दिने।
सकृद्गीताम्भसि स्नानं संसारमलनाशनम्॥ ३ ॥

गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः।
या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता॥ ४ ॥

भारतामृतसर्वस्वं विष्णोर्वक्त्राद्विनिःसृतम्।
गीतागङ्गोदकं पीत्वा पुनर्जन्म न विद्यते॥ ५ ॥

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत्॥ ६ ॥

एकं शास्त्रं देवकीपुत्रगीतमेको देवो देवकीपुत्र एव।
एको मन्त्रस्तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य सेवा॥ ७ ॥

कायेन वाचा मनसेन्द्रियैर्वा।
बुद्ध्यात्मनावा प्रकृतेः स्वभावात्।
करोमि यद्यत् सकलं परस्मै।
नारायणायेति समर्पयामि॥



दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे।
देशे काले च पात्रे च तद्दान सात्त्विक स्मृतम्॥

ગીતાપ્રેમીઓ

નું

સાત્વિક દાન કરવાનુ શ્રેષ્ઠ પાત્ર

## ગીતા વાર્તાલાપ ફંડ

માં

તમારી યથાશક્તિ, યથાશ્રદ્ધા-દાન આપી ગીતા-ગંગાના પ્રવાહને

**અસ્ખલિત વહાવો**

दानेन पाणिर्नतु कंकणेन।

**દાન મોકલવાનાં સ્થળોઃ—(વ્યવસ્થાપકો)**

(૧) ડૉ. ચંદુલાલ જેકૃષ્ણ વૈદ્ય-વૈદ્ય મહોલ્લો—નવસારી.

(૨) ભીખાભાઇ ભાનુશંકર ભટ્ટ
હરિવીલા ૮ મો રસ્તો-સાન્તાક્રૂઝ (પૂર્વ)

(૩) પુરૂષોત્તમ ગોવિંદરામ પુરોહિત
તારાકુંજ-છઠ્ઠો રસ્તો-સાન્તાક્રૂઝ (પૂર્વ)

(૪) ચુનીલાલ નાથાલાલ પરીખ
ડૅાં વીલ્સન સ્ટ્રીટ, સ્વ વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબઇ નં ૪

(૫) રતનલાલ મોહનલાલ પરીખ-
જમખાના પોળ-સુલતાનપુરા વડોદરા.

(૬) ડૉ. રમણલાલ પી. શાહ. વાપી (પોષ્ટ) સ્ટેશન દમણુરોડ

રૂા પાંચ દાન આપનારને 'બાળ-બોધ ગીતા વાર્તાલાપ' ભાગ ૧ લો અધ્યાય ૧ થી ૯ અને રૂા ૧૦) આપનારને ભાગ ૨ જો અધ્યાય ૧૦ થી ૧૮ એકેક અન પ્રમાણે ભેટ આપવામા આવે છે પુસ્તકની સાથે દાનની રસીદ પણ મોકલવામા આવે છે.



પૂજ્યપાદ મુનિ મહારાજશ્રી ભારદ્વાજજી

વિરચિત

# ગીતા વાર્તાલાપ

યાને

## જો સુખી થવું હોય

નામક

ગ્રંથ તથા ફંડની થતી વ્યવસ્થાની

## માહિતી.



આપે આ ગ્રંથ વાંચ્યો છે? વસાવ્યો છે?

આપ એને માટે કાંઇ જાણો છો?

સવિસ્તર હકીકત માટે હવે પછીનાં પાનામા

દૃષ્ટિપાત કરો!

# નિવેદન.

यत्र गीता विचारश्च पठनं पाठनं श्रुतम् ।
तत्राहं निश्चितं पृथ्वि निवसामि सदैव हि ॥

પરમકૃપાળુ પરમાત્માના ઉપરોક્ત નિશ્ચયને અપનાવનારાને અને ભગવતી ગીતામૈયાના જ્ઞાનને સહેલી ભાષામા, દૃષ્ટાન્તો–ભક્તચરિત્રો અને ઉપમાઓ દ્વારા સમજાવી શકાય એ દૃષ્ટિએ પૂજ્યપાદ મુનિ મહારાજશ્રી ભારદ્વાજજીએ 'ગીતા વાર્તાલાપ યાને જો સુખી થવુ હોય' નામક ગ્રંથ લખ્યો છે. આ ગ્રંથ તેમજ 'ઉપનિષત્ વાર્તાલાપ' ગ્રંથ–બબ્બે બબ્બે ઉપનિષદોના ભાષ્ય ઉપર વાર્તાલાપ યોજી લખ્યો છે, અને તેમાંનો પ્રથમ માણ્ડૂક્ય–ઈશ અને શ્વેતાશ્વતરોપનિષદો ઉપગ્રનો–પ્રકાશિત થઇ ચૂક્યો છે.

આવા ધર્મગ્રંથોના બહોળા પ્રચાર માટે, જનતાને ખર્ચમા પણ પહોંચી શકાય એટલા માટે અને આ આખાયે કાર્ય દ્વારા જનતાની નિસ્વાર્થ સેવા થઈ શકે એટના માટે, પૂજ્યપાદશ્રીએ એક 'વ્યવસ્થાપક મંડળ' સ્થાપ્યુ છે, જે દ્વારા છે ના પાચ વર્ષથી આ પ્રચારકાર્ય ચાલુ છે વળી ઉક્ત પુસ્તકો જનતાને પડતર કિંમત કરતા સસ્તા મળે એ હેતુથી "વાર્તાલાપ ફંડ' ચાલુ કર્યુ છે જેમાં આવતી પાઇએ પાઇનો હિસાબ રાખવામા આવે છે અને તે છપાવી જનતા સમક્ષ બહાર પાડવામા આવે છે

આ ફંડમા આપેલી આપની એકપણ પાઇ નિરર્થક જતી નથીજ વળી આ પુસ્તકોના પ્રચારમા જરાપણ નફાની દૃષ્ટિ છેજ નહીં, અને એના પ્રકાશન અંગે પ્રેસબીલ સિવાય બીજો કોઇ ફાલતુ ખર્ચ થતો નથી

તો આપ અમને

(૧) યથાશ્રદ્ધા યથાશક્તિ આર્થિક સહાય કરી

(૨) 'વાર્તાલાપ', ના પુસ્તકોનો પ્રચાર કરી તમારા સ્નેહિ સબંધીઓમા ભેટ આપી,

(૩) આપે ન વસાવ્યો હોય તો એકેક સેટ વસાવી

આ નિસ્વાર્થ સેવાઓમા મદદ કરો એવી વિનતી છે

'વાર્તાલાપ' ના વ્યવસ્થાપકોના નામ, મળતા પુસ્તકોની યાદી વગેરે આગળ વાચો।

# "ગીતાવાર્તાલાપ" ગ્રંથ તથા ફંડના

## —: વ્યવસ્થાપકો :—



(૧) ડૉ. ચંદુલાલ જેકૃષ્ણ વૈદ્ય
વૈદ્ય મહોલ્લો–નવસારી.

(૨) ભીખાભાઈ ભાનુશંકર ભટ્ટ
હરિવીલા–૮ મો રસ્તો–સાન્તાક્રૂઝ (પૂર્વ)

(૩) પુરૂષોત્તમ ગોવિંદરામ પુરોહિત
તારાકુંજ–૬ઠ્ઠો રસ્તો–સાન્તાક્રૂઝ (પૂર્વ)

(૪) ચુનીલાલ નાથાલાલ પરીખ
ડૉ વીલ્સન સ્ટ્રીટ, મણીમેન્સન, બીજે માળે–મુંબઇ ૪.

(૫) રતનલાલ મોહનલાલ પરીખ
સુલતાનપુરા–જમખાના પોળ–વડોદરા.

(૬) ડૉ. રમણલાલ પ્રાણલાલ શાહ
મુ પોષ્ટ–વાપી. સ્ટે (દમણરોડ)

આપ આપના દાનો તથા જોઈતા પુસ્તકો માટે ઉપરના ગમે તે વ્યવસ્થાપકને જાતે મળી શકો છો, અગર પત્રવ્યવહાર કરી શકો છો આપને સંતોષકારક જવાબ જરૂર મળશે

'વાર્તાલાપ ફંડ' મા રૂા પાંચ દાન આપનારને 'બાળ–બોધ ગીતા વાર્તાલાપ' ભાગ પહેલો અધ્યાય ૧ થી ૯ અને રૂા ૧૦] આપનારને ભાગ બીજો અધ્યાય ૧૦ થી ૧૮–એક પ્રત પ્રમાણે ભેટ આપવામા આવે છે પુસ્તકની સાથે દાનની રસીદ પણ મોકલવામા આવે છે અને દાનદાતાનું નામ પુસ્તકમા દાનવીરોના લીસ્ટમા પ્રકાશિત કરમા આવે છે બાળ–બોધ ગીતા વાર્તાલાપના આ બે ભાગો વેચવામા આવતા નથી

વ્યવસ્થાપકો ઉપરાંત અમારા 'પુસ્તકો' બીજા ધર્મપ્રેમી ભાઈઓને ત્યાંથી પણ મળી શકશે, જેઓના નામ અને ઠેકાણા આગળ આપવામા આવ્યા છે

## ‘ગીતા વાર્તાલાપ’ સંસ્થા તરફથી મળતાં પુસ્તકોની યાદી.

| પુસ્તકોનાં નામ | | પૃષ્ઠ | આવૃત્તિ | પડતર કિંમત | વેચાણુ કિંમત |
|---|---|---|---|---|---|
| ગીતા વાર્તાલાપ | ભાગ પહેલો | ૬૨૦ | ચોથી | ૩–૪–૦ | ૨–૧૨–૦ |
| ” ” | ” બીજો | ૨૭૦ | બીજી | ૧–૮–૦ | ૧–૦–૦ |
| ” ” | ” ત્રીજો | ૨૬૦ | બીજી | ૧–૧૨–૦ | ૧–૦–૦ |
| ” ” | ” ચોથો | ૩૩૦ | બીજી | ૧–૧૨–૦ | ૧–૦–૦ |
| ” ” | ” પાચમો | ૭૦૦ | બીજી | ૩–૧૪–૦ | ૩–૪–૦ |
| ઉપનિષત્ વાર્તાલાપ | (ઇશ અને શ્વેતાશ્વતરોપનિષદોપર વાર્તાલાપ–પૃષ્ઠ ૧૩૦) | | | | ૧–૦–૦ |
| गीता गुप्तगु | (भाग पहला) (ગીતા વાર્તાલાપના અધ્યાય ૧–૨ નો હિંદી અનુવાદ) | | | | ૧–૮–૦ |
| શ્રી શ્રેય સાધન સંગ્રહ | (૩૬૫–ભજનો–સ્તોત્રો–આરતીઓનો સગ્રહ) | | | | ૧–૪–૦ |
| શરણાગતિ | (ગીતાના ૧૮મા અધ્યાયના ૬૬મા શ્લોકપર સાદી ભાષામા મનનીય સમજ) | | | | ૦–૪–૦ |
| નિત્ય–પાઠ | (ગીતાના ન્યાસ, ધ્યાન, માહાત્મ્ય અને અર્થ સહિત બારમો અધ્યાય) | | | | ૦–૧–૦ |

રવાનગી ખર્ચ જુદુ

આ ઉપરાંત

‘ગીતા બોધ’ (વ્યવસ્થિત વાર્તાલાપ) નામનુ પુસ્તક છપાય છે, જે આશરે ત્રણ મહિનાના સમયમાં પ્રકાશિત કરવામા આવશે

ઉપરનાં પુસ્તકો સિવાય બીજી કોઇ સંસ્થાના કે લેખકના પુસ્તકો અમે વેચતા નથી

## 'ગીતા વાર્તાલાપ' ગ્રંથ તથા ફંડની વિશિષ્ટતાઓ

છે – છે – છે –

(૧) અમારા પ્રકાશનોમા ધર્મ અને ભક્તિ પ્રચારનોજ મુખ્ય હેતુ છે, સતની વાણી દ્વારા મળતો સત્સંગનો લાભ પૂરો મળે છે

(૨) દૃષ્ટાંતો, ભક્ત ચરિત્રો અને ઉપનિષદોની કથાઓથી આખોયે ગ્રંથ સમજવા જેવો છે, સાધારણ ભણેલાઓ, સ્ત્રીવર્ગ અને આમ જનતાને પણ સમજાય અને કિંમતે પોષાય તેવો છે

(૩) પાચ ભાગો મળી કુલ્લે ૨૧૮૦ પાનાનુ આવુ ધાર્મિક વાચન ફક્ત ૩૧ રૂ મા આપવામા આવે છે

(૪) પાચ વર્ષના ગાળામા હજારો પ્રતો અને અનેક આવૃત્તિઓ પ્રકાશિત થઈ ચુકી છે, જે એની લોકપ્રિયતાની સાબીતી છે.

(૫) 'વાર્તાલાપ ફડ' મા આપેલા દાનોનો હિસાબ છપાવી બહાર પાડવામા આવે છે, દાનવીરોનુ લીસ્ટ પ્રકાશિત કરવામા આવે છે અને દાનદાતાઓને ભેટ પુસ્તક આપવામા આવે છે

નથી – નથી – નથી –

(૧) અમારા પ્રકાશનોમા નફાની કે વેપારની–દૃષ્ટિ–નથી. — –

(૨) એમા ખર્ચેલા તમારા નાણાનો દુરુપયોગ થતો નથી

(૩) અમારા પ્રકાશનોમા પ્રેસબીલ સિવાય બીજો ફાલતુ ખર્ચ નથી.

(૪) આપને કોઈપણ રીતે છેતરવાના નથી.

(૫) 'વાર્તાલાપ ફડ' મા આપેલા આપના દાનોનો જરાયે ગેરવહીવટ થતો નથી

તો

અમારા પ્રકાશનો –વાચો ! વચાવો ! વસાવો !

અને યથાશક્તિ યથાશ્રદ્ધા 'વાર્તાલાપ ફડ' ની ઝોળી પ્રત્યે હાથ લબાવો !

दानेन पाणिर्नतु कङ्कणेन ।

# ગીતા વાર્તાલાપ સંબંધી નમ્ર સૂચનો.

(૧) અમારા તરફથી પ્રકાશિત થતાં પુસ્તકો, દાન મેળવી, અમો સસ્તી કિંમતે વેચતા હોઇ, એકથી માડી અનેક પ્રતો મંગાવનાર ભાઈ કે બહેનને કે કોઇ બુકસેલરને કમીશન અગર વળતર આપવામાં આવતું નથી. કૃપા કરી આવી માગણી કરી અન્થાને શરમમાં ન નાખશો

(૨) પોષ્ટનો, રેલ્વેનો કે અન્ય રવાનગીનો ખર્ચ પુસ્તકની કિંમત સાથે જુદો લેવામા આવે છે. પણ એ ખર્ચ ગ્રાહકને બને તેટલો ઓછો પડે એવી વ્યવસ્થાપકો કાળજી રાખશે.

(૩) 'ગીતા વાર્તાલાપ' ના બહારગામના વેચનારાઓ રવાનગી ખર્ચ જેટલો વધારો પ્રતની વેચાણ કિંમત પર લઈ શકશે પણ વેપાર કરી અમારા ધ્યેયને બટ્ટો ન લાગે તે જોવા અમારી તેમને વિનતિ છે.

(૪) 'વાર્તાલાપ' સંબધી કોઈપણ વિગત જાણવાની ઇચ્છા કે પ્રશ્ન કરનારને જવાબ માટે ટપાલ ખર્ચની ટીકીટો મોકલવા નમ્ર વિનંતિ છે.

(૫) ટપાલમા કે રેલ્વેમા પૂરેપૂરી ચોકસાઇથી પુસ્તકો મોકલાય છે, છતા ગેરવલ્લે જાય તો સંસ્થા જવાબદાર રહેશે નહીં, પણ 'વ્યવસ્થાપકો તે મેળવી આપવા યોગ્ય મહેનત કરશે, અગર તો તે મેળવવા ગ્રાહકને મદદ કરશે.

(૬) 'ગીતા વાર્તાલાપ' ફંડ તથા પુસ્તકો માટે આપ 'વ્યવસ્થાપકો' માથી કોઇની પણ સાથે સંપર્ક સાધી આપની ગૂચવણ ઉકેલશો

(૭) 'ગીતા વાર્તાલાપ' ફંડ તથા પુસ્તકોના વ્યવસ્થાપકોની નામાવલિ આ પુસ્તકમા અન્યત્ર આપવામા આવી છે.

## 'ગીતા વાર્તાલાપ' સંસ્થાનાં પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

(૧) પંડિત નાગરણ મૂળજી; ઠે કાલબાદેવી રોડ મુંબઇ નં. ૨

(૨) મેસર્સ ટી. હીરાલાલ એન્ડ કંપની,
ઠે ૭૨-૮૦ નાગદેવી ક્રોસ લેન, મુંબઇ નં. ૩

(૩) રા. લાભશંકર વલ્લભજી ભટ્ટ;
ઠે માધવબાગની અંદર, મુંબઇ નં. ૪

(૪) શ્રી મરતુ ઔષધ કાર્યાલય ઠે બાનાજી રોડ, સૂરત

(૫) ગ. તાપીશંકર જયશંકર બુકસેલર, મુ. જંબુસર

(૬) ગ. હરિપ્રસાદ નાથાલાલ જોશી;
ઠે દામોદર નિવાસ, ગોનવીમડા, મણીનગર (અમદાવાદ)

(૭) મેસર્સ ગીલાએબલ રેડિઓ હાઉસ,
પ્રો. કાન્તિલાલ સી. શાહ; સ્ટેશન રોડ અમદાવા

(૮) ગ. મોહનલાલ એમ. મોલકી;
ઠે બજારમા, મુ. લીલીયા મોટા (સૌરાષ્ટ્ર

(૯) ગ. વૃજલાલ ગીરધરલાલ પટેલ;
ઠે મનહર પ્લોટ નં. ૭ રાજકોટ (સૌરાષ્ટ્ર)

(૧૦) ગ. ગોપાલજી જીવણ જોશી;
ઠે ઠક્કર પ્લૉટ્સ પોરબંદર (સૌરાષ્ટ્ર)

(૧૧) શ્રી કામેશ્વર પુસ્તકાલય; કર્મકાંડ, જ્યોતિષ વગેરે
ધાર્મિક પુસ્તકોના વેપારી મુ. અમરેલી સૌરાષ્ટ્ર)

(૧૨) રા. નર્મદાશંકર શોભારામ
C/o મે. ખટાઉ વલ્લભદાસની કંપની;
ઠે ૯૦-ઇસ્ટ મેરન સ્ટ્રીટ-મદ્રાસ

(૧૩) ગ. સોની પુરૂષોત્તમ હાકમસી;
ઠે ન્યુરોડ મટ્ટનચેરી મુ. કોચીન

(૧૪) રા. જયતિલાલ ત્રીકમલાલ કેશાણી
હકકર્સ ગ્લાસવેર માર્ટ; ઠે પો બો નં ૨૮૪, મોમ્બાસા

આ ઉપરાંત 'વાર્તાલાપના વ્યાખ્યાનો' ને ત્યાંથી પણ સઘળા પુસ્તકો મળી શકે